# વિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · અંક ૯૧

શિશિર ૨૦૨૯ · જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૭૩

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શિશિર · વિક્રમ સંવત ૨૦૨૯ · પરંપરિત અંક ૬૧ · દ્વિજ અંક ૧૯
જાન્યુઆરી–ફેબ્રુઆરી ઈ. ૧૯૭૩

□

### કાવ્ય



### ગદ્ય



### ચિત્રસૂચિ

પૂંઠા પર શિશિર (વાસુદેવ સ્માર્ત), શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના હસ્તાક્ષરમાં પત્ર, શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી, જીવનસાથી (સોમાલાલ શાહ)

❑ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રગટ થાય છે ❑ વાર્ષિક દેશમાં રૂ ૬, પરદેશમાં રૂ ૧૦ યા ૧૫ શિ., અમેરિકામાં રૂ ૧૫ યા ડૉ ૨, વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ ૩, છૂટક નકલનો રૂ ૧ ❑ લેખકને કૃતિ વિશેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે ❑ કૃતિઓ તથા લવાજમ મોકલવાના સ્થળ 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી ૩૯૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ ૨, યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

તંત્રીઓ રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાના અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા લિ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે બાસ્કરબાગ લેન
ગામદેવી મુંબાઈ ૭

એસ. કે મેઘાણી ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

अगुरुसुरभिधूपामोदितं केशपाशं
गलितकुसुममालं कुञ्चिताग्रं वहन्ती।
त्यजति गुरुनितम्बा निम्ननाभिः सुमध्या
उषसि शयनमन्या कामिनी चारुशोभा॥

कनककमलकान्तैश्चारुताम्राधरोष्ठैः
श्रवणतटनिषक्तैः पाटलोपान्तनेत्रैः।
उषसि वदनबिम्बैरंससंसक्तकेशैः
श्रिय इव गृहमध्ये संस्थिता योषितोऽद्य॥

पृथुजघनभरार्ताः किंचिदानम्रमध्याः
स्तनभरपरिखेदान्मन्दमन्दं व्रजन्त्यः।
सुरतसमयवेषं नैशमाशु प्रहाय
दधति दिवसयोग्यं वेशमन्यास्तरुण्यः॥ [કવિ કાલિદાસ]



પૂઠા પરનું ચિત્ર

## શિશિર

વાસુદેવ સ્માર્ત

અવર યુવતિ જેની નાભિ ઊંડી, સુચારુ
કટિ, સભર નિતમ્બો, પુષ્પમાલા-ગરેલા
અગુરુસુરભિધૂપે કેશ વાંકા સુગંધી
લઈ કર મહીં શય્યા ત્યાગતી તે પ્રભાતે.

કનકકમલકાન્તિ ને વળી લાલ ઓષ્ઠ,
શ્રવણ લગ વિશાળાં ચક્ષુની લાલ કોર,
અલક ઢળકતાં સ્કંધે લહી સ્ત્રી-મુખો આ
ઘર મહીં વસી હો શ્રી તેમ દીસે સવારે.

કટિ લવ લચકે ને આર્ત ભારે નિતમ્બે,
સભર કુચ તણી પીડે જરી ચાલ ધીમી,
અવર તરુણીઓ આ રાત્રિનો ભોગ-વેશ
ત્યજી દિવસ તણાં શાં યોગ્ય વસ્ત્રો સજાવે!
[અનુ૦ ધીરુ પરીખ]

# શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

નિરંજના મહેતા

શ્રેયસ્સાધક અધિકારી વર્ગના દ્વિતીય આચાર્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીનો જન્મ ઈ. ૧૮૮૫માં થયો હતો. બાર વર્ષની કુમાર વયે જ આચાર્યપદ સંભાળવાની જવાબદારી સફળતાપૂર્વક અદા કરવામાં એમણે પિતા તરફથી પ્રાપ્ત થએલ સંસ્કાર-વારસાને સ્વ પ્રતિભા વડે દીપાવ્યો હતો. એમણે અનેક પ્રકારનાં ધાર્મિક અનુષ્ઠાનો, પુરશ્ચરણો વગેરે દ્વારા લોકોને ધર્માભિમુખ કર્યા હતા, તો અનેક સાંસ્કારિક પ્રવૃત્તિઓનું આયોજન કરીને લોકોને કલાભિમુખ પણ કર્યા હતા. હજુ સ્ત્રી-કેળવણી વ્યાપક બની નહોતી એ જમાનામાં (ઈ. ૧૯૧૩માં) સ્ત્રીઓના વિકાસાર્થે 'મહિલા કલામંદિર' નામક પ્રદર્શન અને 'સહચરી સંમેલન' યોજ્યાં હતાં. આ પ્રવૃત્તિમાં એમનાં પત્ની જયંતીદેવીનો ફાળો પણ નોંધપાત્ર રહ્યો હતો.

શ્રી ઉપેન્દ્ર જયંતી નિમિત્તે વડોદરામાં જે નાનામોટા કાર્યક્રમો થતા તેમાં નાટ્યપ્રયોગનું આકર્ષણ વિશિષ્ટ રહેતું. ઉપેન્દ્રાચાર્યે રચેલાં સંવાદો અને ગીતો મંદિરના જ રંગમંચ પર સાભિનય રજૂ થતાં. કિશોર-કિશોરીઓ એમાં હોંશે હોંશે ભાગ લેતાં અને આમ કલાપ્રેમી ઉપેન્દ્રાચાર્યજી કલાકારોને ઘડવાનું કામ કરતા. એમણે શ્રીમન્નૃસિંહાચાર્યજીના મંદિરમાં અને પાછળથી શ્રી 'વિશ્વવંદ્ય ઉદ્યાન' નામના પોતાના નિવાસસ્થાનમાં ત્રિખંડી રંગમંચની સ્થાપના કરેલી, જેના પર એકીસાથે ત્રણ દશ્યો ભજવાતાં. આજે પણ આ પ્રકારના રંગમંચ ખાસ જોવામાં આવતા નથી ત્યારે એક ધર્માચાર્યે વર્ષો પૂર્વે ધર્મસ્થાનમાં જ એનો કરેલો સફળ પ્રયોગ એમની કલાપ્રીતિ દર્શાવી આપે છે.

શ્રી ઉપેન્દ્રાચાર્યે લોકોની સુરુચિને પોષે અને તેમનામાં આધ્યાત્મિક ભાવના જગાવે તેવા સંવાદો અને ગીતો તૈયાર કર્યા. નાની નાટિકા જેવા આ સંવાદોનું ધ્યેય એક તરફથી લોકોને ધર્માભિમુખ કરવાનું, તો બીજી તરફથી માનવસહજ દુર્બળતાઓ અને ક્ષતિઓને દૂર કરવાનું જ રહ્યું હતું. આ નાટકોના લય પરથી એમણે રચેલાં ભક્તિભાવ ભર્યાં ગીતોને જનતા તરફથી સારો આવકાર મળી રહેલો.

તેમના સંવાદોમાં આ પ્રકારનાં ગીતો વિશેષ પ્રમાણમાં છે. નાટકોનાં ગીતો પ્રત્યેનું લોકોનું આકર્ષણ જોઈને, તેવાં ગીતોમાંનાં અનિષ્ટ તત્ત્વોને દૂર કરીને તેનું ઊર્ધ્વીકરણ તેમણે કરેલું. પરિણામે, શિષ્ટ સમાજમાં પણ તેવાં ગીતો નિઃસંકોચપણે ગવાતાં થયાં. આવાં ગીતો એમણે સેંકડોની સંખ્યામાં લખ્યાં છે. પ્રતિવર્ષ ઉત્સવપ્રસંગે એઓ નવાં જ ગીતો રચતા. એ કાળે એમનાં અભિનયગીતો ઘણાં જ લોકપ્રિય

(અનુસંધાન પાછળ પૂર્તિમાં)



શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

જન્મ: ઈ. ૧૮૮૫] [અવસાન: ઈ. ૧૯૩૭



જીવનસાથી

ચિત્રકાર: સોમાલાલ શાહ

શિશિર · વિ. સં. ૨૦૨૯ **કવિલોક** જાન્યુ.-ફેબ્રુ. · ઈ. ૧૯૭૩

। ॐ वाङ मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## કાવ્ય અને નીતિ

**સા**હિત્યમાં વારંવાર પુછાય છે: શું કાવ્યમાં **અ**નીતિ ન આવી શકે? દુનિયામાં અનીતિ છે તો કાવ્યમાં કેમ ન આવે? **વ**ળી વારંવાર ફરિયાદ કરાય છે કે 'ટીકાકારો કાવ્યને નીતિની દૃષ્ટિથી જુએ છે તે પોતે કાવ્ય સમજતા નથી, કવિને અન્યાય કરે છે, અને સમાજની રસવૃત્તિ બગાડી તેને ખરા રસથી વંચિત કરે છે. કાવ્યમાંથી કશું બાતલ કરવાની જરૂર નથી. દુનિયાની હરેક ચીજ તેમાં આવી શકે.' પ્રશ્ન માત્ર એટલો જ છે કે કવિને તે ચીજ તરફ જે ભાવ થાય છે, તે ઉચિત છે કે અનુ-ચિત છે? આપણા સમાજની સંસ્કારિતાની આ કોટિએ અનીતિનો ઉત્સાહ એ ઉચિત ભાવ નથી, તેનો તિરસ્કાર કે જુગુપ્સા કે ઉપહાસ એ ઉચિત ભાવ છે. કવિ ઔચિત્ય છોડી દઈ અનુચિત ભાવમાં રાચે, તો તે પોતે સંસ્કારિતાની એવી નીચી કોટિનો છે એ તો ખરું જ, પણ તેથી તેનું કાવ્ય સંસ્કારી સહૃદયને આકર્ષી પણ ન શકે. સંસ્કારી સહૃદય, કાવ્યમાં ચૈતન્યના જે લોકોત્તર ઉત્કર્ષની અપેક્ષા રાખે છે તે તેને તેવા કાવ્યમાં મળશે નહિ. જેમ લોઢાના કટકા સાથે પ્રેમ કર્યાની કથામાં ઔચિત્ય નથી, જેમ તે પ્રમાણે કલ્પવા જતાં ચિત્તને અસ્વાભાવિક પ્રયત્ન કરવો પડે છે અને તેમાં ક્લેશ થાય છે, તેમ જ અનીતિનાં કાર્યોમાં ઉત્સાહ લાવતાં ચિત્તને ક્લેશ થાય છે, તેમાં કલાનો પરમ આનંદ તે અનુભવતું નથી. અનીતિમાં ઉત્સાહ લેનારું સાહિત્ય કલાની અને રસની દૃષ્ટિએ હીન છે.

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

# કોલરિજ

કમલા પરીખ

(ગતાંકથી પૂરું)

પ્રકૃતિ અને પુસ્તકો જેવા શિશુકાળના સાથીદારોના સાન્નિધ્યમા કવિની સૌથી સુખી પળો વીતેલી હતી. એમના ક્ષુબ્ધ જ્ઞાનતંતુઓને શાંત કરવામા અફીણની જેમ આ સાથીદારોએ પોતાનો આગવો ફાળો આપ્યો હતો. પ્રકૃતિના કવિ તરીકે જગ વિખ્યાત બનેલા કોલરિજ સર્વેશ્વરવાદી હતા તેથી જ તો તેમની આરંભની કૃતિઓમાં પ્રકૃતિનાતત્ત્વો દૈવી રંગોથી રંગાયેલા જોવા મળે છે. વર્ડ્ઝવર્થની જેમ કોલરિજ પણ દૈવી તત્ત્વને સમગ્ર પ્રકૃતિમા વણાયેલુ નિહાળે છે. પરંતુ પાછળથી પોતાનો આ દૃષ્ટિકોણ બદલાતા કોલરિજ 'Ode to Dejection'મા કહે છે:

'O Lady! we receive but what we give
And in our life alone does Nature live
Ours is her wedding garment, ours her shroud '

આમ, કવિ કહે છે કે પ્રકૃતિને આનંદ કે શોક જેવુ કાંઈ છે જ નહીં. આપણે કેવળ આપણા માનસિક ભાવોનુ એમા આરોપણ કરતા હોઈએ છીએ કવિના બદલાયેલા આ વલણ માટે જર્મનીનુ તત્ત્વજ્ઞાન જવાબદાર હોઈ શકે.

પ્રકૃતિના સૌ તત્ત્વોમાંથી કવિને નિર્મળ *આનંદ બક્ષ્યો હતો એક જળતત્ત્વે*. '*The* Ancient Mariner' એના પુરાવારૂપે હજુ પણ મોજૂદ છે. કવિ માટે તો પ્રકૃતિ રવ અને રંગ, ઉમંગ અને ઉત્સવના પર્વ



## FROST AT MIDNIGHT

THE Frost performs its secret ministry,
Unhelped by any wind The owlet's cry
*Came loud—and hark, again!* loud as *before.*
The inmates of my cottage, all at rest,
Have left me to that solitude, which suits
Abstruser musings save that at my side
My cradled infant slumbers peacefully
'Tis calm indeed! so calm, that it disturbs
And vexes meditation with its strange
And extreme silentness Sea, hill, and wood,
This *populous village!* Sea, and hill, and *wood,*
With all the numberless goings-on of life,
Inaudible as dreams! the thin blue flame
Lies on my low burnt fire, and quivers not,
Only that film, which fluttered on the grate,.
Still flutters there, the sole unquiet thing.
Methinks, its motion in this hush of nature
Gives it dim sympathies with me who live,
Making it a companionable form,
Whose puny flaps and freaks the idling Spirit
By its own moods interprets, every where
Echo or mirror seeking of itself,
And makes a toy of Thought.
But O! how oft,
How oft, at school, with most believing mind,
*Presageful,* have I *gazed upon the bars,*
To watch that fluttering *stranger!* and as oft
With unclosed lids, already had I dreamt
Of my sweet birth place, and the old church-tower,
Whose bells, the poor man's only music, rang
From morn to evening, all the hot Fair day,
So sweetly, that they stirred and haunted me
With a wild pleasure, falling on mine ear
Most like articulate sounds of things to come!
So gazed I, till the soothing things, I dreamt,
Lulled me to sleep and sleep prolonged my dreams!
And so I brooded all the following morn,
Awed by the stern preceptor's face, mine eye

Fixed with mock study on my swimming book:
Save if the door half opened, and I snatched
A hasty glance, and still my heart leaped up,
For still I hoped to see the *stranger's* face,
Townsman, or aunt, or sister more beloved,
My play-mate when we both were clothed alike!

Dear Babe, that sleepest cradled by my side,
Whose gentle breathings, heard in this deep calm,
Fill up the interspersed vacancies
And momentary pauses of the thonght!
My babe so beautiful! it thrills my heart
With tender gladness, thus to look at thee,
And think that thou shalt learn far other lore,
And in far other scenes! For I was reared
In the great city, pent 'mid cloisters dim,
And saw nought lovely but the sky and stars.
But *thou*, my babe! shalt wander like a breeze
By lakes and sandy shores, beneath the crags
Of ancient mountain, and beneath the clouds,
Which image in their bulk both lakes and shores
And mountain crags: so shalt thou see and hear
The lovely shapes and sounds intelligible
Of that eternal language, which thy God
Utters, who from eternity doth teach
Himself in all, and all things in himself.
Great universal Teacher! he shall mould
Thy spirit, and by giving make it ask.

Therefore all seasons shall be sweet to thee,
Whether the summer clothe the general earth
With greenness, or the redbreast sit and sing
Betwixt the tufts of snow on the bare branch
Of mossy apple-tree, while the nigh thatch
Smokes in the sun-thaw; whether the eave-drops fall
Heard only in the trances of the blast,
Or if the secret ministry of frost
Shall hang them up in silent icicles,
Quietly shining to the quiet Moon.

સમી હતી. એમાં યે ખાસ કરીને પ્રકૃતિના રંગોનું આકર્ષણ તો કવિને અજબ રહ્યું હતું. ફૂલો પર પથરાયેલું ઝાકળ, તેજસ્વી સૂર્યપ્રકાશથી છવાયેલું વરસાદી ધૂમસ અને આવા પ્રવાહી રંગો તો કવિને ખૂબ પ્રિય હતા. એથી તો રોઝેટીએ કૉલરિજને કવિઓમાં Turner (એક મહાન ચિત્રકાર) તરીકે બિરદાવ્યા છે. એકવીસ વર્ષની ઉંમરે લખેલા એક કાવ્યમાં આ રંગદર્શનનો આનંદ આમ વ્યક્ત થાય છે :

'Bathed in rich amber-glowing floods of light.'

'The Ancient Mariner'માં પણ કવિએ આકાશ અને સાગરના તેજસ્વી રંગોની સુંદર રંગપૂરણી કરી છે. જાંબુડિયા તથા લીલા રંગપ્રત્યેનું કવિનુ વિશેષ આકર્ષણ તેમનાં કાવ્યો વાંચતાં ધ્યાનમાં આવ્યા વગર રહેતું નથી. 'Easter Holidays'માં (૧૭૮૭)એ કુદરતને નિહાળે છે લીલા વસ્ત્રમાં લપેટાયેલી :

'when Nature's clad in green.'

ત્યારે વળી પેલા બુલબુલના ગાનથી આનંદવિભોર બનતી હરિયાળી ધરતી ડોકાય છે 'The Nightingale'માં (૧૭૯૮):

'Yet let us think upon the vernal showers
That gladden the green earth.'

તો રંગ-ત્રિવેણીની રંગત જામે છે: The Lime-Tree Bower My Prison (૧૭૯૭)માં :

'Ye purple heath-flowers! richlier burn, ye clouds!
Live in the yellow light,
ye distant graves!
And kindle, thou blue ocean!'

'An Effusion at Evening' (૧૭૯૭)માં

# કોલરિજ

કમલા પરીખ

(ગતાંકથી પૂરુ)

**પ્ર**કૃતિ અને પુસ્તકો જેવા શિશુકાળના સાથીદારોના સાન્નિધ્યમા કવિની સોથી સુખી પળો વીતેલી હતી એમના ક્ષુબ્ધ જ્ઞાનતંતુઓને શાંત કરવામા અફીણની જેમ આ સાથીદારોએ પોતાનો આગવો ફાળો આપ્યો હતો પ્રકૃતિના કવિ તરીકે જગ વિખ્યાત બનેલા કોલરિજ સર્વેશ્વરવાદી હતા તેથી જ તો તેમની આગભની કૃતિ ઓમા પ્રકૃતિનાતત્ત્વો દૈવી રંગોથી રગાયેલા જોવા મળે છે. વર્ડ્ઝવર્થની જેમ કોલરિજ પણ દૈવી તત્ત્વને સમગ્ર પ્રકૃતિમા વણાયેલુ નિહાળે છે પરતુ પાછળથી પોતાનો આ દૃષ્ટિકોણ બદલાતા કોલરિજ 'Ode to Dejection'મા કહે છે:

'O Lady! we receive but what we give
And in our life alone does Nature live
Ours is her wedding garment, ours her shroud

આમ, કવિ કહે છે કે પ્રકૃતિને આનદ કે શોક જેવુ કાંઈ છે જ નહીં. આપણે કેવળ આપણા માનસિક ભાવોનુ એમા આરો પણ કરતા હોઈએ છીએ કવિના બદ-લાયેલા આ વલણ માટે જર્મનીનુ તત્ત્વ-જ્ઞાન જવાબદાર હોઈ શકે.

પ્રકૃતિના સૌ તત્ત્વોમાથી કવિને નિર્મળ આનદ બક્ષ્યો હતો એક જળતત્ત્વે. 'The Ancient Mariner' એના પુરાવારૂપે હજુ પણ મોજૂદ છે કવિ માટે તો પ્રકૃતિ રવ અને રંગ, ઉમગ અને ઉત્સવના પર્

## FROST AT MIDNIGHT

THE Frost performs its secret ministry,
Unhelped by any wind The owlet's cry
Came loud—and hark again! loud as before
The inmates of my cottage, all at rest,
Have left me to that solitude which suits
Abstruser musings save that at my side
My cradled infant slumbers peacefully
'Tis calm indeed! so calm that it disturbs
And vexes meditation with its strange
And extreme silentness *Sea, hill and wood,*
This populous village! Sea, and hill, and wood,
With all the numberless goings on of life,
Inaudible as dreams! the thin blue flame
Lies on my low burnt fire, and quivers not
Only that film, which fluttered on the grate,
Still flutters there, the sole unquiet thing
Methinks, its motion in this hush of nature
Gives it dim sympathies with me who live,
Making it a companionable form,
Whose puny flaps and freaks the idling Spirit
By its own moods interprets every where
Echo or mirror seeking of itself
And makes a toy of Thought
But O! how oft
How oft, at school with most believing mind,
Presageful, have I gazed upon the bars,
To watch that fluttering *stranger!* and as oft
With unclosed lids, already had I dreamt
Of my sweet birth place, and the old church tower,
Whose bells, the poor man's only music rang
From morn to evening, all the hot Fair day,
So sweetly, that they stirred and haunted me
With a wild pleasure, falling on mine ear
Most like articulate sounds of things to come!
So gazed I, till the soothing things, I dreamt,
Lulled me to sleep and sleep prolonged my dreams!
And so I brooded all the following morn,
Awed by the stern preceptor's face, mine eye

Fixed with mock study on my swimming book:
Save if the door half opened, and I snatched
A hasty glance, and still my heart leaped up,
For still I hoped to see the *stranger's* face,
Townsman, or aunt, or sister more beloved,
My play-mate when we both were clothed alike!

Dear Babe, that sleepest cradled by my side,
Whose gentle breathings, heard in this deep calm,
Fill up the interspersed vacancies
And momentary pauses of the thonght!
My babe so beautiful! it thrills my heart
With tender gladness, thus to look at thee,
And think that thou shalt learn far other lore,
And in far other scenes! For I was reared
In the great city, pent 'mid cloisters dim,
And saw nought lovely but the sky and stars.
But *thou*, my babe! shalt wander like a breeze
By lakes and sandy shores, beneath the crags
Of ancient mountain, and beneath the clouds,
Which image in their bulk both lakes and shores
And mountain crags: so shalt thou see and hear
The lovely shapes and sounds intelligible
Of that eternal language, which thy God
Utters, who from eternity doth teach
Himself in all, and all things in himself.
Great universal Teacher! he shall mould
Thy spirit, and by giving make it ask.

Therefore all seasons shall be sweet to thee,
Whether the summer clothe the general earth
With greenness, or the redbreast sit and sing
Betwixt the tufts of snow on the bare branch
Of mossy apple-tree, while the nigh thatch
Smokes in the sun-thaw; whether the eave-drops fall
Heard only in the trances of the blast,
Or if the secret ministry of frost
Shall hang them up in silent icicles,
Quietly shining to the quiet Moon.

સમી હતી. એમાં યે ખાસ કરીને પ્રકૃતિના રંગોનું આકર્ષણ તો કવિને અજબ રહ્યું હતું. ફૂલો પર પથરાયેલું ઝાકળ, તેજસ્વી સૂર્યપ્રકાશથી છવાયેલું વરસાદી ધૂમસ અને આવા પ્રવાહી રંગો તો કવિને ખૂબ પ્રિય હતા. એથી તો રોઝેટીએ કૉલરિજને કવિઓમાં Turner (એક મહાન ચિત્રકાર) તરીકે બિરદાવ્યા છે. એકવીસ વર્ષની ઉંમરે લખેલા એક કાવ્યમાં આ રંગદર્શનનો આનંદ આમ વ્યક્ત થાય છે :

'Bathed in rich amber-glowing
floods of light.'

'The Ancient Mariner'માં પણ કવિએ આકાશ અને સાગરના તેજસ્વી રંગોની સુંદર રંગપૂરણી કરી છે. જાંબુડિયા તથા લીલા રંગપ્રત્યેનું કવિનું વિશેષ આકર્ષણ તેમનાં કાવ્યો વાંચતાં ધ્યાનમાં આવ્યા વગર રહેતું નથી. 'Easter Holidays'માં (૧૭૮૭)એ કુદરતને નિહાળે છે લીલા વસ્ત્રમાં લપેટાયેલી :

'when Nature's clad in green.'

ત્યારે વળી પેલા બુલબુલના ગાનથી આનંદવિભોર બનતી હરિયાળી ધરતી ડોકાય છે 'The Nightingale'માં (૧૭૯૮):

'Yet let us think upon the vernal
showers
That gladden the green earth.'

તો રંગ-ત્રિવેણીની રંગત જામે છે: The Lime-Tree Bower My Prison (૧૭૯૭)માં :

'Ye purple heath-flowers! richlier
burn, ye clouds!
Live in the yellow light,
ye distant graves!
And kindle, thou blue ocean!'

'An Effusion at Evening' (૧૭૯૭)માં

આથમતો સૂર્ય રગ પાથરે છે.

'Now sheds the setting sun a purple gleam'

આમ, પ્રકૃતિના માડવે કવિએ રગોની ઉજ્વણીનુ પર્વ માણ્યુ છે અને આપણને મણાવ્યું છે

વળી, પ્રકૃતિના તત્ત્વોમા કવિએ ઝાક ળને આગળપડતું સ્થાન આપ્યું છે તે એમના કાવ્યો વાચતા વિદિત થયા વગર રહેતુ નથી પેલા 'dewy star'ના દર્શન થાય છે 'Songs of the Pixies' (૧૭૮૩)મા:

'When Evening s dusky ear
Crown d with her dewy star'

'Fears in Solitude' (૧૭૯૮)મા ઝાકળ-વર્ષાને વર્ણવતા કવિ કહે છે:

'But now the gentle dew-fall send abroad
The fruit like perfume of the golden furze'

તો વળી 'On An Autumnal Evening'મા રાત્રિઝાકળમા રડતા પુષ્પની વાત કવિ આમ કહી જાય છે:

When the bent flower beneath the night-dew weeps

કવિ ફક્ત 'સરોવરપ્રદેશ'ની પ્રકૃતિના જ ઝગઝગાટઅને ભવ્યતાને બિરદાવતા નથી, પણ યુરોપના અન્ય પ્રદેશોની પ્રકૃતિ પણ તેમના કાવ્યપ્રદેશમા વિહાર કરવા નીકળી પડી છે 'Hymn Before Sunrise in the Vale of Chamouni' (૧૮૦૨)મા આલ્પસ પર્વતના હિમશૃગ પર થતા સૂર્યોદયની શોભાનુ આનદ નીતરતી ભાષામા વર્ણન કરતા કવિ કહે છે:

Rise, o'ever rise,

## રાજેન્દ્ર શાહ

### જ્ઞાતયૌવનાનાં ગાન

(૧)

આજે મ્હોરી મજરી, મજરીએ મ્હેકયું વન
વનમા વાગે વાસળી, વાસળીએ વીંધ્યુ મન.
રે મન આ વીધાયુ. પાખ્યુ ફૂટી માગ તનને
ઉધામા વીંવાય વાતા પવને,
ઊડતે પાતળ, જોઉં, ઉર માડ ઝીલવાને
ગગને ન માય એવા સ્વને.
ક્યાય રે આઘેરુ ખીલે ફૂલ, એની ફોરમુથી
ઠગલે ટકાઉં, વણ ચયને,
નિજનુ છોડીને વર કેન આહીં ગ્ઘવાટે
આવીને વગ્ગેલ માગ નયને.
મજરી મ્હોરી તો ભલે મ્હોરી, એની મ્હેક ભલે,
વાસળીએ ભલે વીંધ્યુ મનને,
એકલ નહીં રે સાથ લાવી છુ આકુલ પુગ
ગોકુળના ગણત ધણને

(૨)

આય રે પવન આય
ખપોર બ્હોળા તડકે પાખી કીધ
ને તો યે ટહુકી રહી વનતરની છાય.
હાલવા માડે પાન.
નેણ ટાળીને, ઓળકોળાબડ
બોય હળેલા ગનમા આવે રૂઈ ફૂક્ની તાન.
આય રે પવન આય
મહેડે મધુફૂલની ફોરમ, જોને,
મેની પાદડી બધે ન્હાલવાને મલકાય
ભૂમીએ વમ્મર ગાળ,
ઊભા તે અડબડ, ને મસ્તક આખો
ફરે ફૂદડી, ઊઠે હરખની ઓળઘોળ.
આય રે પવન આય
પાખ ભીડેલી તીતલી વેલનુ પરણુ
એને ઊડતા ફૂલની આસ નિરાળી થાય

વગડે વિજન પ્હોર.
કોઈ કળાયેલ મોરનાં પીંછાં ફરકે
સોનલ જોલનો સીમે સીમ ગાજે કલશોર.

(૩)

કાબરની કલબલ-વેરાય રંગ કેસરી.
આંગણુ ને ઓસરી ભરી ભરી.
પાંપણુ પલક ને પલેપલ રે આ આંખડી
અંજાતી એ જ એક રંગ;
આમતેમ હાલતી ને પગલી ચંપતી જાણે
પંચમની વેલના છંદે:
વાયરાની પાંખમાં વળી વળી.
ઘરની દીવાલ કે ન આભલિયાં ડુંગરા જણાય
એવું વાદળું છવાય;
ક્યાં ય રે ન કોરી. નહીં ક્યાં ય રે ભીંજાઈ, એવું
છલકેલી છોળમાં નહાઉં;
કોઈ રે ગેરુરંગમાં ભળી ભળી.

(૪)

જોડિયો પાવો વાજે.
લ્હેરિયાં લેતી આવતી હવા
અડતી મારા દલડાને દરવાજે.
શેરડી જતા આગળા,
ગલીગલીએ ધોળી રાત,
-આંખ્યુંમાં સોણલું ધારણ આજે.
અવળું સવળું ઓઢણુ
ઓઢ્યું હોય તે ભલું,
આજ રે'તું નહીં આછુંય મન મલાજે.
જોડિયો પાવો વાજે.
આઘેની વનરાઈની ઓલી મેર
બોલાવે જમુનાજીની પાજે.
ઓરાં ઓરાં સરતાં,
અધીરાઈની ઝીની કેડીએ
મારાં ચરણ ગુલાલ દાઝે.
હવણાં ઝંકાર વાગશે
વેવલ વેગથી, ગગન ઢોળતી,
મારો અષાઢમેહુલો ગાજે.

Rise like a cloud of incense from
the Earth!
Thou kingly spirit throned
among the hills,
Thou dread ambassador from
Earth to Heaven,
Great Hierarch! tell thou the
silent sky,
And tell the stars, and tell you
rising sun
Earth, with her thousand voices,
praises God.'

આ વર્ણનમાં કવિ જાણે એક ચિતારાને પણ આંબી જતા હોય તેમ લાગે છે.

બુલબુલ જે દર્દીલું ગીત ગાય છે તે રૂઢિગત ઉક્તિનો ઇન્કાર કરતા કવિ પ્રકૃતિની આનંદરમણાનું સૂચન 'In Nightingale'માં આમ કરે છે :

'In Nature there is nothing
melancholy.'

અંગ્રેજી કવિઓમાં કોલરિજ સૌથી વિશેષ સૂરીલા કવિ ગણાયા છે. અને એટલે જ એમને 'epicure in sounds' કહેવામાં આવે છે ને! એમની રગેરગમાં વહેતું પેલું સૂરીલાપણું એમનાં કાવ્યોમાં પણ જણાય છે. આની પ્રતીતિ થાય છે 'Kubla Khan'માં. આ કાવ્યમા તો કવિએ જાણે સંગીત, સુગંધ ને રંગોનુ સ્વર્ગ ઊભું કર્યું છે! વર્ણાનુપ્રાસ, યમક અને લયથી અંકૃત થયેલ આ કાવ્યમા કવિની શક્તિનો કેવો સુંદર ફાલ ઊતર્યો છે! વિવિધ રંગો અને પીંછીની કરામતથી એક ચિત્રકાર જે વિજય મેળવે તે વિજય કવિ સંગીતથી મેળવી જાય છે. છંદોલયના સમુચિત ઉપયોગથી એમણે કેવું સુંદર સંગીત નિપજાવ્યું છે!

Weave a circle round him thrice
And close your eyes,
with holy dread
For he on honey dew hath fed
And drunk the milk of Paradise'

એચ. ડી. ટ્રેઈલ કવિને બિરદાવતા કહે છે:

'His melody never fails.'

'The sigh' 'Youth and Age' અને 'The Ancient Mariner' જેવાં કાવ્યો ચતુર સૂરીલી ભાત (cunning sound pattern) માટે જાણીતા છે. 'The Ancient Mariner'મા કવિ વર્ણાનુપ્રાસ અને એકશ્રુતિ શબ્દો દ્વારા ખારવાની એકલતા અને ભયનુ કેવુ આબેહૂબ ચિત્ર ખડું કરે છે :

'Alone, alone, all, all alone,
Alone on a wide wide sea.'

તો વિશાળ ઘટામા સામસામે ટહુકા કરતા બુલબુલ પક્ષીઓના ગાનને 'The Nightingale'મા સંગીતમય રીતે રજૂ કરે છે.

'And murmurs musical and swift
jug jug.'

તો આ પંક્તિમા કેવળ સ્વરસામ્યથી કેવુ લયબદ્ધ સંગીત ઉત્પન્ન કર્યું છે :

'The dingy kidling with its tinkling bell.'

'The Ancient Mariner'મા ઠેરઠેર વર્ણાનુપ્રાસી અને પ્રાસાનુપ્રાસી સગીત શ્રવણે પડે છે .

'It cracked and growled,
and roared and howled'
'The fair breeze blew,
the white foam flew
The furrow followed free.'

આમ, એમના કવિ તરીકેના વિવિધ પાસાઓનો સ્પર્શ કર્યા પછી કોલરિજને ઉત્તમ કક્ષાના કવિની હરોળમા મૂકવાનુ

ઉશનસ્

## ન છૂટે નેડો રે

જવાની તો આવી પળ પણ ચૂકી, પાલખી સમુ
કશુ આવી ઊભું ઊતર્યું, ખખડી ચાખડી ય કૈં;
લહુ: લેવા આવ્યા. પરુ હજી હુ તો આ રહી અહીં
ઘરેલુ વેશે ત્વન્નિકટ, ઠરી યે ઘાઇ વણની...
અનુત્સાડી, બ્હાનો અહીં નિરગમુ કાળ તુ કને
અહીં ઠકુધાપાવતી લીંપણની દોલકી મહીં;
મને તો આ તારા પરિચિત જૂના મિટ્ટીઘરની
વધુ માયા માડી! રગડુઝગડુ તોય તુ હિં તુ,
ન જાને કેવુ યે નવુ ઘર હશે, કેમ ગમશે
અજાણ્યા સબંધે? અહીં અગવડોમાય મનને
ગયુ ગોઠી. ઊંડે સગવડતણા ભોય લળકે,
સદા સૂર્યે-છાયા વિણ તરુતળે ના જ ગમ્યુ તો...
જશે તેડી તો યે જઈશ દૂંકી ઠેસે જ-રડતી,
ન છૂટે નેડો રે-વળી વળી જ પાછુ નીરખતી.

કિશોરસિંહ સોલંકી

## સ્મશાને

થયા દ્વારે તારા પ્રથમ પગલા કુંકુમતણા
લખેલા સાખેથી હળવુ 'શુભ' ને 'લાભ' મલકયા.
મઢેલી મેંદીલા ચરણ ઠમકયા ગૌરવ થકી!
અને ફૂટી વાણી અગ્વ ઘરમા મોલ નળિયે.
તને ખોલ્યો ધીમે મૃદુલ કરથી ઘૂંઘટ, તહીં
હુવા કંપી, હાફી ત્રિભુવન તણી, શ્વાસ સળગ્યો.
મળી આંખે આંખો ઉદધિ ઊછળ્યા, ઠાળ છલકી;
અને સ્પર્શે જાણે નસનસ મહીં વીજ ચમકી
રહ્યા'તા ચાહીને
અહીં હૈયે હૈયે શ્વસન શ્વસને શ્વાસ થઇને.
હવે પીવુ બાકી તિમિર સઘળુ. વૈભવ ગયો
ઊડી પંખી પાંખે કલરવ ભરી દૂ...ર ક્ષિતિજે.
પ્રિયે! સૂવો પુષ્પે, પળ પમરતા આ હૃદય, ને
સ્મશાને નિઃશ્વાસો લહલહ થતા શ્વાન થઇને.

## પ્રિયકાન્ત મણિયાર

### લીલો ઢાળ

ટેકરી ઉપર ઘર મારું ને ઘાસનો લીલો ઢાળ
કાચની બારી જાય ઢોળાતા
મારી રાતના ઘેરા ઘેરા વાળ.

નેણમાં મારાં દીવડો બળે
કાચને કેવો બોલકો કરે
વાટ જોઇ જોઈ મોગરો -કોર્યો
સવાર થાતાં પાંખડી ખરે
ધુમ્મસના અજગરમાં ડૂબ્યો
કોઈ તો આપો કોઈ તો આપો મારા સૂરજ કેરી ભાળ.

ક્યાંઈ હું હૂં? ને ક્યાંઈ ના હૂં? આરા શહેરમાં પાડું સાદ
આભને અડી આવતા પાછા મારા મનના નીરવ નાદ
મુજ સરીખી પાંદડી એકલ
પાનખરોમાં પડતું મેલે
ઝૂલતી આખી એક વસંતી ડાળ.
પ્રેમનું ઘડ્યું પીંજરું કેવું સાવ લીલૂડા વાંસનું જો કે
કાળ આ કોરો મૂકવી જાતો કોઈ ના એનું પગલું રોકે
તણખો દઇને ચેતવે એ તો રોમેરોમ મુજ સોનલાવરણ ઝાળ.

હાય હાય! હવે નહીં રહેવાનું કંઈ ચિતામાં ધરવો મારે ધીર?
ઠારતી મારી આંખડી એને નિસરે નિર્મળ નીર
એમ છતાં યે
આટલી ઓળખ શીદને કરી-મારી આંખને આપું આળ.

અવસ્થાને નહીં ગણાય. આ માટે એમના એક સુંદર કાવ્ય 'Frost at Midnight'નો રસાસ્વાદ માણવાનું નહીં ચૂકીએ.

ઈ. ૧૭૯૮ના ફેબ્રુઆરીમાં સ્ટોએની પ્રકૃતિના નયનરમ્ય અને હૃદયગમ્ય વાતાવરણમાં તથા ડૉરોથી અને વિલિયમ વર્ડ્ઝવર્થના સહવાસ દરમિયાન લખાયેલું આ પ્રકૃતિ-કાવ્ય કવિના અનવદ્ય પ્રકૃતિપ્રેમનું દ્યોતક છે. પ્રકૃતિથી વિખૂટા પડી ગયેલા પોતાના પેલા બચપણની ગાથા ગાતા કવિ અહીં તેનો અફસોસ વ્યક્ત કરે છે.

આ કાવ્યને બે રીતે માણી શકાય એમ છે: પ્રકૃતિ કાવ્ય તરીકે અને ગૃહવિષયક કાવ્ય તરીકે. પ્રથમ કડીમાં ઝાકળ જામેલી મધ્ય રાત્રીએ પોતાના બાળપુત્રના પારણા પાસે બેઠેલા કવિ ગામ તેમજ ત્યાંનાં સાગર, ટેકરી અને જંગલના વાતાવરણથી સભાન છે. સગડીમાં સળગતા અગ્નિને કારણે જાળી પર જામેલી મેશનો ફરફરાટ કવિને ભૂતકાળની દુનિયામાં ખેંચી જાય છે. બીજી કડીમાં તેમનાં મનઃચક્ષુ સમક્ષ ખડું થાય છે તેમની કિશોરાવસ્થાનું ચિત્ર. શાળાજીવનના એ દિવસોની યાદ એમના ચિત્તને ઘેરી વળે છે. અને ત્રીજી કડીમાં કવિ વળી પાછા વાસ્તવિકતામાં આવી વસે છે. પોતે જે નથી માણી શક્યા તે પ્રકૃતિનું સાન્નિધ્ય પોતાનો પુત્ર માણીને ભાગ્યવાન બનશે એ આશાના સૂર સાથે શાંતિ અનુભવતા કવિ ઝાકળના એ જ વાતાવરણમાં કાવ્ય પૂરું કરે છે.

આ આખું ય કાવ્ય પ્રકૃતિમાં જ પાંગર્યું છે. સમગ્ર કાવ્યમાં, બસ, પ્રકૃતિ જ પ્રકૃતિનાં દર્શન થાય છે. પ્રકૃતિમાં સામ્રાજ્ય જમાવી બેઠેલું ઝાકળ કવિના હૈયાને પુરાણી

યાદથી ભીંજવે છે અને સાથે ભીંજાય છે વાચકના હૈયા પણ! આ યાદ કવિને વર્ષાના વારિથી નહિ પણ જામેલા ઝાકળબિંદુઓથી ભીંજવે છે માટે એ સુખદ નથી તેથી જ પેલી દુઃખદાયક દિવસોની વણઝાર કવિના ચિત્ત ઉપર ચાલી આવે છે. સાગર, ટેકરી, જંગલ, અરે, સમગ્ર પ્રકૃતિ શાંત છે. ફક્ત દૂર પેલું ઘુવડનું ખચ્ચુ ચીખતુ સંભળાય છે, પ્રશાંત પ્રકૃતિને એ વધારે ઉઠાવ આપે છે, અને પ્રકૃતિની એ શાંતિ કવિના ચિત્ત-સાગરને ડહોળી નાખે છે. ભંડારેલા ભૂતકાળમાં ભમીને કવિ પાછા પ્રકૃતિના આંગણે આવી ઊભા રહે છે વળી પાછી પેલી પ્રકૃતિ તેમના ચિત્તાકાશમાં ચમકી જાય છે... સરોવરો, સાગર, રેતાળ કિનારા, પર્વતો, વાદળા વગેરે પ્રકૃતિના તત્ત્વોને પિછાનીને કવિ પ્રકૃતિમાં પરમાત્માના દર્શન પામે છે. પોતાનો બાળપુત્ર આ પ્રકૃતિના પયપાન કરીને તેનો આસ્વાદ માણશે એ આશાના પાયા પર સ્વપ્નોની મહેલાત રચતા કવિ નભમાં ચમકતા પેલા શાંત ચન્દ્રની જેમ જ શાંતિ અનુભવે છે. આમ, ઝાકળના વાતાવરણમાં જન્મેલું આ પ્રકૃતિ કાવ્ય ઝાકળના સાંનિધ્યમાં અને શીતળ ચાંદનીમાં પૂરું થાય છે.

તો વળી ગૃહવિલયક આ કાવ્ય પાંગર્યું છે ઘરના ઓરડે અને બાગના પારણે કૉલરિજને કવિને જેવા પ્રેરણાના પાન કરાવ્યા તેવા પાન કરાવવામાં કવિપત્ની નિષ્ફળ નીવડયા હતા, પરંતુ પેલા વીતેલા બાળપણે એક મધરાતના સમયે એ પ્રેરણાજળ કવિને પાયા અને એની ફલશ્રુતિ રૂપે સાપડયું આ 'ફ્રૉસ્ટ એટ મિડનાઈટ'. શૈશવના સંભારણાં તેમના સ્મૃતિપટ પર આવીને ખડ

## રમેશ પારેખ

### નદીએ ન્હાવા ગઇ તે દીની ગઇ!...

એક ફેરા હું નદીએ ન્હાવા ગઇ તે દીની ગઈ.
ત્યારથી મારે ઘેર હું પાછી કોઈ દી આવી નઈ
સૈ, રે મારા ઘરને હું સાત ખોટની હતી રે
હેત એવા કે ખીંટીની હું ભીંતના વતી રે
હું બિચારી એકલું બધું ભીંતને કહેતી રે
નદી સુધી યે જબરી વાતું એ રહે કહેતી રે
કોણ આ મારા સરખી મને તતી દીવો લઈ
નદી એ હતી એકલી ખોબોચપટી નદી રે
જળ દેખાડી ભોળવી ગઈ કપટી નદી રે
આપમાંથી આપણને તાણી જાય છે એવી રે
આપણા તે આ ગામની મૂઈ નદીયું કેવી રે
જળમાં મારા કેટલાયે નો જોઉં, એમાં હું કઈ?

## રામચંદ્ર બ. પટેલ

### લઇ આવ્યો

લઈ આવ્યો ત્યારે સ્વર્ગ-કુસુમ શા પાદર લઈ
હતું મહેકયું: ઢોલી કસુંબલ ઉડાડે: ધબકના
હતેમાં વચ્ચે હું શ્રીફળ લઈ ખાંડુ ધરી ખભે
હતો ચાલ્યો, પૂંઠ નરી કિસલયથી કંકુ ટળતી
સરી આવે મારું અસીમ તણું માતાર સપનું.
ગયું ઊંગી આખું ઘર અમલ ભડાગ છલકયા

પછી જાગી ઊઠયું દીપક મહીંથી કેસર, રહી
રહી સકોરાતો રાગ, સઘન લીલોછમ ઝરો
ઠલ્યો ખાટે ટહુકો પવન, અજવાળી અવસર
ધીરે લીંપાગે કે કમળ પગ મારો કર ફર્યો,
ત્યહીં અંધારામાં ક્ષિતિજ ઊઘડી વાદળ સમ
હવેમાતા મોજા બિચ ઝગમગ્યું સ્વર્ગ નવલું
કહ્યું કોણે 'ઊઠો'? ઝબકી ઝટ જાગી નીરખતો
અમાએ પૂર્ણિમા ચીતરી ચીતરી વ્યર્થ થતો

## પન્ના નાયક

### ખુલ્લી બારી

હું તો ખુલ્લી બારી સામે જ બેસીશ
છોને વરસતો વરસાદ મૂશળધાર
ભીંજવતો મને—
કેટલે વખતે કૅલેન્ડરનો આષાઢ આકાશમાં જઈને આવ્યો
કેટલોવખતરહી કોરી અને ફફડતી રહી બારીના પડદાની જેમ
આજે તો ભીંજાયા પછી ભલે—
છોને વરસતો વરસાદ મૂશળધાર
ભીંજવતો મને ય!
આ વ્યવસ્થિત ઓરડાનાં
પડદા, જાજમ અને ફર્નિચર
(તજ્જ્ઞનું અદ્ભુત ઇન્ટિરિયર ડેકોરેશન!)
ફૂંકાવા દો પવનને પણ તીવ્ર ગતિથી
પણે ઓરડામાં દોડતું કોઈ વનનું વિકરાળ પશુ
કેટલાં વર્ષે પ્રવેશ્યું,
હું તો બસ ખુશ છું
કાષ્ઠ જેવું હતું જે કોરું–જેમાં મૃત વૃક્ષોની તરસ
એ જ ભીંજાય છે
લથબથાય છે
પાણીનું મૂંગું ગીત ગાય છે–
ડોકાઈ શકાય એવી રાખી'તી
એક બારી
ને એથી જોને આ
વ્યવસ્થિત ગોઠવણીમાં
વરસતો વરસાદ મૂશળધાર
હું તો ખુલ્લી બારી...
મારી આંખમાં ઊગે છે
લીલાંછમ ઘાસનાં આકાશ.

### એકરાર

ભલે રાખ થઈ ગઈ
અગરુની વાટ

કાવા લાગ્યાં. મધુર જન્મસ્થળ, ઑટરીનું દેવળ, ગરીબ માણસોને સંગીતની લ્હાણ કરતો દેવળનો ઘંટનાદ, ગરમીના મધુર દિવસો...આ બધાં દશ્યો મનઃચક્ષુની પાંપણે આવીને ઝૂલે છે, અને કવિ એ મધુર ચિત્રોના દર્શનમાં મગ્ન બની જાય છે. પણ ત્યાં તો શાળાના સળિયા પાછળ પુરાયેલું કવિનું પેલું શાળાજીવન ડોકિયાં કરતું દેખાય છે, અને દષ્ટિ સમક્ષ આકાર લે છે પેલા દુઃખી દિવસોની યાદદાસ્ત! કવિની Home-sicknessનો પડઘો આ યાદદાસ્તમાં પડતો જણાય છે. કેવા હતા એ દિવસો! ચાર્લ્સ લૅમ્બ કહે છે તેમ કવિ શાળામાં 'poor friendless boy' હતા. શાળાની સખત શિસ્તે કિશોર કવિના હૈયાને ગૂંગળાવી નાખ્યું હતું તેની પ્રતીતિ આ કાવ્યમાં થયા વગર રહેતી નથી. નયનના ટોડલે આશાદીપ પ્રગટાવી કોઈક સ્વજન સ્નેહીની રાહ જોવામાં કવિ ખોવાઈ જાય છે, અને એ દ્વારા કવિ પોતાના કિશોરકાળની તડપનને સજીવ કરી જાય છે. પણ ત્યાં તો પારણે પોઢેલ બાળ તરફ ચર્મચક્ષુ મંડાતાં જ કવિ તેના વિચારમાં ખોવાઈ જાય છે. પોતાનો બાળક પોતાના કરતાં વધુ સારું જીવન પ્રાપ્ત કરશે એ આશાને વાગોળતા એ કવિ મનને ધીરજ બંધાવે છે. આમ, ઓરડેસ્ફુરેલું અને પારણે મ્હોરેલું આ કાવ્ય ખરેખર ગૃહવિષયક કાવ્ય પણ બની જાય છે.

પ્રથમ પંક્તિ જ પ્રકૃતિમાં ઝાકળે જમાવેલા સામ્રાજ્યની વાત કેવી સચોટ રીતે રજૂ કરે છે!... 'The frost performs its secret ministry.' મધરાતે ઝરતાં ઝાકળની સ્વધીનતા માટે કવિ 'secret' જેવા શબ્દનો અર્થવ્યંજક પ્રયોગ

અહીં કરે છે વળી, બીજુ એવુ જ સમાન ચિત્ર એ સર્જે છે પ્રકૃતિમા જેમ ઝાકળે છૂપીરીતે પોતાનુસામ્રાજ્ય જમાવ્યુછે તેમ પેલા ભૂતકાળે કવિચિત પર પણ સામ્રાજ્ય જમાવ્યું છે વાતાવરણ પણ કેવુ છે ? ક્યાય પવનનો અવાજ શ્રાવ્ય નથી, માટે જ તો કવિ કહે છે ને 'unhelped by wind' ! પવનની મદદ વગર ઝાકળ એક હથ્થુ સામ્રાજ્ય ચલાવે છે, પણ કવિના ચિત્તમા ભૂતકાળનુ સામ્રાજ્ય જમાવવા પેલી મેશના ફરફરાટની મદદ જરૂરી બને છે સાગર, ટેકરી, જગલ જેવા પ્રકૃતિના તત્ત્વોની કાર્યવણઝાર અવિરતપણે ચ લી જ જાય છે પણ ખૂબ શાતિથી એ કાર્ય ગતિ સ્વપ્નની જેમ શ્રવણગમ્ય નથી અને છતા બધુ જ કાર્યશીલ છે પ્રકૃતિનો એ કાર્યક્રમ ઘોઘાટ કે ધમાલ વગર શાતિથી ચાલ્યા જ કરે છે, બસ, ચાલ્યા જ કરે છે જાણે પ્રકૃતિ શાત નિદ્રા માણતી હોય તેવો ભાસ થાય છે ! આમ એક બાજુ જગત શાત છે તો બીજી બાજુ શાત વાતાવરણને ચીરતી ઘુવડના બચ્ચાની ચીખ થોડી થોડી વારે સભળાયા કરે છે આખી યે આલમ મીઠી નિદ્રાને ખોળે સૂતી છે ત્યારે જાગતો બેઠો છે આ કવિ આત્મા, પેલા ભગવદ્ ગીતાના સયમીની જેમ ! પારણે પોઢેલુ બાળ શા ત નિદ્રાની મોજ માણે છે ત્યારે વૃક્ષડાળે બેઠેલુ ઘુવડબાળ અશાતિથી ચીખે છે કા યમા આવા વિરોધી ચિત્રો સર્જીને કવિ વાચકના મન પર ગહેરી અસર ઉપ જાવી જાય છે આમ શાત અને અશાતના વિરોધ વચ્ચે કાવ્યનો પ્રારભ વાચકની માનસિક ભૂમિકા સ ર્જવામા મદદ કરે છે

વળી, અશાત પરિસ્થિતિની સવો

પણ શ્વાસમા હજી વે છે એની સુવ સ
શ્વાસે શ્વાસે પામુ છુ સુ ધ
શાવરમાથી બહાર આવતા
ભીના પ લ ની હારમ ળા
મારી દ ષ્ટની પગદડી બની ગઈ છે,
પણ હવ એ રસ્તે મ ગથી ચ ન તુ નથી
અને પણ મ ! સાથે . ય છે
સ્પર્શને ન્ગ ડોય તા
તે ગતો
હુ તે ત્યારે જ ાણ લજાઇ ગએલી—
તેમા અબોડાના ગુલાબ
અને ચૂમેના ડે ઠની સ્પર્ધા નુખ રેત થઈ ઊઠી
મેં વાચ્યા તે કાવ્યા ન હતા
કોઇ કુમારિકાની ાપુ એ તો કકે ની
પક્તિ પક્તિએ હસ્તમેળાપનો સમય
ને મારો હાથ એમ જ ર ઈ ગયા
શયનગૃહની
કોમળ શય્યા પર શ્વેત ચાદર
તાણી તાણીને બછાવુ છુ
પણ સળ પડી જ જાય છે, જાણે સળવળ સળવળ
થતી એ ક્ષણોની યાદ
સ્ફુરણ પામતી ાવ્યની પહેલી પક્તિ જેમુ
હવ ળ નેમા કઈક ફરકે ?
કોઈ મારી પાસેથી ગયુ છે અને કોઈ મારામા આવી રહ્યુ છે

## યૉસેફ મૅકવાન

### ક્યાં જવું

જાણી ગયો આ જિંદગીનો સાર, ક્યાં જવું?
મારો જ લાગે છે હવે તો ભાર, ક્યાં જવું?

હા, મેં જ તારી સૌ પળોને સાચવી લીધી,
તો યે જગત મારી ગણે છે હાર, ક્યાં જવું?

સમજ્યો હતો સવાર એ તો સાંજ નીકળી
વ્યાપી વળ્યો ચોપાસ આ અંધાર, ક્યાં જવું?

વ્હેતા પવન જેવાં સ્મરણ તારાં અહીંતહીં
હું ભૂલવા ચાહું ન આવે પાર, ક્યાં જવું?

શબ્દોમહીં હું ઠાલવું મારી વ્યથા છતાં—
ઓછો ન થાયે આ હૃદયનો ભાર, ક્યાં જવું?

ખુલ્લા મને મેં સર્વને ચાહ્યાં કર્યું અને
કોઈ મને મળ્યું ના સમજનાર ક્યાં જવું?

## નિરંજન યાજ્ઞિક

### '...તો જાણું!'

પહાડ ચડો છો જાણું છું, ને ઘોડી ચડતા જાણું છું,
ને જુદ્ધે લડતા જાણું છું ને દરિયો તરતા જાણું છું—
પણ મારી આંખોની કીકીથી છટકો તો જાણું!

આમ ભલે હો દૂર, આમ તો સાવ સમીપે જાણું,
આમ ભલે આઘા ને તોયે થડકારે થડકારે માણું;
કૈં વાદ વદો છો જાણું છું, ને હોડ બકો છો જાણું છું,
ને તોડ કરો છો જાણું છું ને દોડ દોડતા જાણું છું—
પણ મારા હૈયેથી સરકી જાવ તમે તો જાણું!

તમે રોકશો કેમ કરીને જો તરવરશું નેણે?
તમે રોકશો કેમ કરીને જો ફરફરશું વેણે?
કૈં હરતા-ફરતા જાણું છું, ને સ્હેલ કરો છો જાણું છું,
ને ઝૂલે ઝૂલ્યા જાણું છું ને રંગે રમતા જાણું છું—
પણ મારી આંખોનાં કંકુને જાણો, તો જાણું!

અસર ઉપજાવવા કવિએ શાંતિનું પાર્શ્વભૂ તરીકે સુંદર સર્જન કર્યું છે. વાતાવરણમાં વ્યાપેલી શાંતિ એટલી તો અદ્ભુત અને ગહન છે કે કવિના ચિત્તને એ ડહોળી નાખે છે અને એ મંથનમાંથી નીપજે છે આ 'ફ્રૉસ્ટ ઍટ મિડ નાઈટ'નું કાવ્ય-નવનીત. આટલી આ ગહન શાંતિ કવિહૃદયને શાંતિનેબદલે અશાંતિનું પ્રદાન કરેછે, અને એમાં પ્રતિબિંબિત થાય છે કવિના મનનું સ્વાભાવિક સ્વરૂપ કવિનો જીવ ક્યારે ય શાંતિ નથી પામી શક્યો એનો રણકો અહીં ઊઠે છે. શાંતિને એમણે ઝંખી હતી 'પ્રખર સહરાની તરસથી'; પણ તેનાં રિસામણાં તો જીવનના અંત સુધી ચાલુ જ રહ્યાં. અને એ ઝંખના એમણે "Tis calm indeed so calm' એમ 'calm' શબ્દ પર ભાર મૂકીને અજાણે પણ પ્રદર્શિત કરી દીધી. ત્યારે વળી,

'all at rest
Have left me of that solitude,
which suits
Abstruser musings.'

પંક્તિઓ દ્વારા કવિ-સ્વભાવનો પણ થોડો પરિચય પમાય છે. પેલા 'Ancient Mariner'નો 'all, all alone,' નો કવિનો પ્રચ્છન્ન સ્વાનુભવ આ પંક્તિમાં પગટ થઈ ગયો છે. આમ, એકાંતપ્રિય અને સ્વપ્નસેવી બની ગયેલા કવિચિત્તને પેલી સંપૂર્ણ શાંતિ શાંત કરવાને બદલે ઉત્તેજે છે અને સગડીમાં ઝબકતી 'thin blue' અગ્નિશિખાની જેમ કોઈક વિચાર-શિખા તેમના ચિત્તને ઝબકાવી જાય છે. એ અગ્નિશિખા જેમ ગૃહને અજવાળે છે તેમ વિચારશિખા કવિ-ચિત્તને અજવાળે છે. સગડીની જાળીના સળિયા પર ફરફરતી

મેશ જેવુ કવિચિત્ત અશાંત બની ગયેલુ છે. આવા પ્રશાત વાતાવરણમા અશાત છે ફક્ત આ ત્રિપુટી ધુવાડનું બચ્યુ, જાળીએ જામેલી મેશ અને કવિનુ મન! કવિને મેશનો ફરફરાટ પોતાની પ્રત્યે જાણે સહાનુભૂતિ દેખાડતો હોય તેમ ભાસે છે એટલે તો એ ફરફરાટમા કવિને 'companion ના દર્શન થ ય છે

ચિત્તમા છાયેલી એ અશાતિનો પડઘો પડે છે બીજી કડીમા પણ ભાવક હવે તો એ પડઘો સાભળવા માનસિક રીતે તૈયાર થયેલો જ છે એ જાણે છે કે કવિને કશુક કહેવુ છે માટે એ પણ ઉત્સુક મનથી કવિની કાવ્યવાણી સાભળવા તૈયાર છે કવિનુ મનપખી ભૂતકાળની ડાળ પર બેસી સ્મૃતિઓનો માળો રચવામા મશગૂલ બને છે શાળાનુ પેલુ બધિયાર જીવન તેમના મન ચક્ષુ સમક્ષ ખડુ થાય છે કિશોરકાળમા શાળાજીવન દરમિયાન પોતે કેવા દિવાસ્વપ્નો નિહાળ્યા હતા તે મનના ખૂણે ભડારાયેલી છાની વાત છતી કરી જાય છે ને કવિ કલ્પનાનો ભોમિયો વાચકને ભૂતકાળના ડુગરા ભમવા લઈ જાય છે કેવો સુદર અને મધુર એ પ્રદેશ હતો જ્યા

Sweet birthplace the old church tower
Whose bells the poor man s only music rang
From morn to evening

આમ, કિશોર વયમા શાળારૂપી કેદખાનાના સળિયા પાછળ વીતેલો ભૂતકાળ કવિ નિહાળે છે ચાર દીવાલોમા રૂધાયેલા કવિને હજુ યે દેવળના પેલા ઘટનાદના ભણકારા સભળાય છે, અને તેમના મન મયૂર મત્ત બની ઉત્કટ આનદથી નાચી ઊઠે

## મનોહર ત્રિવેદી

### સાસરે જતી નવપરિણીતાનુ ગીત

હવે આવી પૂ યા રે સ ત ટુકડે .
દાદાના દેશની ઝાખ થઈ ડેલી ને
પિયુના કમાડ પણ ખોલવડે

આ દશ્ય ને ૮ રે ખત ત્યાને પીંપળો
ને આ દશ્ય ૮ જીન મ ર
બેઉ ગામ વચ્ચેની લાબણી નદીએથી
છાતીમા સતાડ્યુ કોતર
બપ્પોરી વેળ ના જીના સમ્ભારણા ય
જઈ બેઠ ફ્યાગના ઝરૂખડે

આણાના પટારેથી ઊડઊડતો રગ
એની વ ડીની આખ્યમા ઊતા ।
ગાડું ભરીને કાઈ અન્ધારુ આવગે
ને ઢોલિયામા નાથે ર ટ રો
અરે, ધાય છે ગાડેતીના હાથમાથી ગશ લઈ
હૈયેથી જાણ બેસુ ઊટડે
હવે આવી પૂ યા રે સાવ ટુકડે
દાદાના દેશની ઝાખી થઈ ડેલી ને
પિયુના કમાડ પણે ઊઘડે

## દિનેશ દલાલ

### સાક્ષી

હું ક્યા જન્મ્યા જ છુ?
મારુ મૃત્યુ જન્મ્યુ છે,
અને
મારુ મૃત્યુ મરશે
ફક્ત એ બે સ્થિતિ વચ્ચેનો
હું
• મૂગો સાક્ષી છુ

## વીરુ પુરોહિત

### લોક-વાયકા રૂપે......

દૂર અજાણ્યા દેશમાં એક નદી વખણાય
સાંભળ્યું છે, 'રાતમાં પરિયું ન્હાવા ધાય!
પરિયું ન્હાવા ધાય સ્પર્શતી કમળપત્રને
કમળપત્રને થાય કરું કે વાત પરીને!
વિષય જડે ના એક હૃદયમાં ઊછળે પૂર
હલબલતા જ્યાં હોઠ, પરી સો જોજન દૂર!'

વાત જ્યારે સાંભળી છે
ત્યારથી જ એમ મને થાય,
બસ એમ મને થાય,
ગત જનમની આપણી જ વાત
હવે કહેવાતી જગ વિષે...

લોક-વાયકા બની જશું એ જાણ્યું નહોતું...
કરે લોક જે વાત એટલું ય માણ્યું ન્હોતું!

ડર અમે સદા આંખમાં ધરી
પ્રણયની કશી વાત ના કરી!
બસ તમે 'નથી બોલતાં' કહી
નયન ફેરવી રૂસણાં લીધાં!!

આ એ જ વાતને
આજ સુધી લોકોએ કીધી
લોક-વાયકા રૂપે!
દે તાળી,
આપણ જીવી ગયાં, સૈ!
લોક-વાયકા રૂપે!
એક લોક-વાયકા રૂપે...!

છે. આવાં સ્વપ્નો નિહાળતા કવિને એ મધુર યાદ નિદ્રાધીન કરે છે અને ચિત્રોની એ જ હારમાળા ફરીથી સ્વપ્નરૂપે વિસ્તરતી જાય છે. પ્રભાતમાં પણ પેલાં સંસ્મરણો કવિના ચિત્તનો કેડો મૂકતાં નથી. શિક્ષકની ધાકથી ચર્મચક્ષુ પુસ્તક પર સ્થિર કરતા કવિ કોઈ સ્વજનસ્નેહીના આગમનની આશાથી અર્ધખુલ્યાં બારણાં બહાર એક ઝડપી નજર નાખી લે છે. ગૃહઓરડે બેઠેલા કવિ શાળાજીવનનાં સ્વપ્નો નિહાળે છે અને શાળામા બેઠેલા કિશોરકવિ જન્મભોમકાનાં સ્વપ્નોમાં સરે છે આમ, કવિ સ્વપ્નમાં પણ સ્વપ્ન નિહાળે છે, ને એમાં જ એમના 'dreamy' સ્વભાવની વાચકને પ્રતીતિ થાય છે. વારંવાર 'dream' શબ્દનો પ્રયોગ કવિ-સ્વભાવનો સૂચક બની રહે છે.

'With all the numberless goings
on of life,
Inaudible as dreams'

'So gazed I, till the soothings,
I dreamt
Lulled me to sleep, and sleep
prolonged my dreams'.

'With unclosed lids, already had
I dreamt'.

આ પ્રમાણે સ્વપ્નસેવી કવિ સ્વપ્નમાં પણ સ્વપ્નો રચીને રાચતા એનો સુંદર નમૂનો અહી જોવા મળે છે. કવિ બાળ પારણે ઊંઘે છે અને કવિ સ્વપ્ન-પારણે ઝૂલે છે. બન્ને સ્વપ્ન તો જરૂર નિહાળે છે, પણ એક નિદ્રામા અને બીજો તંદ્રામા.

ત્યાં તો ત્રીજી કડીમાં કવિ તંદ્રામાથી જાગ્રત થાય છે અને એમનાં નેત્રો પારણે પોઢેલા બાળક પર સ્થિર થાય છે. બાળક

તો હજુ યે મીઠી નિદ્રાની મોજ માણે છે. એના મૃદુ શ્વાસોચ્છ્‌વાસ કવિની અટકતી વિચારમાળાની શૂન્ય ક્ષણોને ભરી દે છે ત્યા તો બાળકના સૌ દર્યથી મોહિત ઉછાળા મારતુ કવિનુ પિતૃહૃદય પ્રગટી ઊઠે છે મૃદુ આનંદમા બાળપુત્રના 'gentle brea things'નો પિતાની 'tender glab ness' સાથે કેવો મધુર સમન્વય સ ધાયો છે! કવિ આનદસમાધિમા લીન બને છે પણ પેલો ભૂતકાળ આવીને ફરીથી એ સમાધિનો ભગ કરે છે શહેરના ઉકરે એમને પ્રકૃતિના સાનિધ્યથીવચિત રાખેલા એ યાદની ગમગીની આવીને એમને ફરીથી ઘેરી લે છે પણ 'કહીં લાખો નિરાશામા' હજુ પણ એક 'અમર આશા' છુપાએલી છે એ પ્રત્યે સભાન થયેલા કવિનું હૈયું પુત્રના ભાવિ જીવનની મગલ કામના કરતુ આ શીર્વાદની ઝડી વરસાવી રહે છે પોતાનો એ પુત્ર પ્રકૃતિના પાલવરે બધાઈ તેનો ખોળો ખૂદતો આનદ માણશે એ વિચારથી ફરી એમનુ મન આનદના અર્ણવમા ડૂબી જાય છે કવિ ત્યારે સ્ટોએ જેવા પ્રકૃતિ ધામમા રહેતા હતા તેથી તેમની આ ઉ કટ આશા અસ્થાને તો ન જ ગણી શકાય એ ઝખનાનો સહારો લઈ પ્રકૃતિ પણ કવિ સમક્ષ પોતાનો સમગ્ર ભડાર ખલી દે છે અને મનકાની આખો ભમી રહે છે પેલા સરોવરો, રેતાળ કિનારા, પર્વતો અને તેવા જ આકાર ધરતા વાદળા ઉપર પોતાનોપુત્ર પ્રભુનીએ શાશ્વતવાણીનુપ્રકૃતિ દ્વા । શ્રવણ કરશે, પ્રકૃતિમા પરબ્રહ્મનો સાક્ષાત્કાર પામશે અને શિષ્ય બનશે, પેલા 'Great Universal Teacher'મ હાન વિશ્વવ્યાપી ગુરુનો, એ ભવ્ય સ્વપ્નમા

## ધીરુ પરીખ

### પાછું આપો

પાછુ આપો મુજને
મુજને એ જ મળસકુ પાછુ આપો.
ઘરઘર ઘરઘર પડાના રવમા
પિલાતુ આજે,
પેણુ કલરવથી રેલાતુ
મારુ' એ જ મળસકુ
પાછુ આપો મુજને
ધુમાડાના કર જટલાની
જન્મે ત્યા તો ગળુ દૂપતા આજ,
હવે ત્યા વ્યોમ-પારણે
ઉછાળે નવજાત શિશુ શા
કરચરણા તે તલવરાણુ કે
એ જ મળસકુ પાછુ આપો.
ભીતો ભીતો ભીતો વચ્ચે
નજરકેદ આ નજર તેહને
પર્ણ પર્ણની કોરે વ્હેતી
તેજલ નદીમા છાનુ છાનુ
ન્હાતુ મુજને એ જ મળસકુ
પાછુ આપો

## આહમદ મકરાણી

### ઉદ્‌બોધન

પંથને જોતા રહેશો ક્યા સુધી?
હામને ખોતા રહેશો ક્યા સુધી?
ઝપલાવી દો સમદરમા હવે
હાથને ધોતા રહેશો ક્યા સુધી?
જિંદગી સુરા છે છલોછલ ભરી
જામને જોતા રહેશો ક્યા સુધી?
ભાગ્ય રેખા ખુદ તમે આજ ઘડો
ભાગ્યને રોતા રહેશો ક્યા સુધી?

## પ્રિયવદન શેઠ

### પ્રીતિસ્રોત

છાઈ રહ્યું ગગન પશ્ચિમ સાન્ધ્ય રંગે
ને સંધિકા રમી રહી જળમાંહી આંહીં
કાસારનાં, લઘુક-ચંચળ મીન સંગે.
સાયુજ્ય કેવું જડ-ચેતનનું પ્રગાઢ.
ને આભલાંજડિત સુન્દર વસ્ત્ર નીલું
પ્હેરી રમે જલપરી સરમાંહી એવી
સોહન્ત, બંધદલપુષ્પિત, નીલવર્ણી
આ પોયણી કરી રહી વિધુની પ્રતીક્ષા.
પૂર્વામ્બરે સુભગ—શુભ્ર મયંક આવી
આરોપતો કિરણની સ્રજ શ્વેતરંગી
ગ્રીવામહીં કુમુદિનીતણી સ્નેહભાવે
ને પોયણી ધરતી પુષ્પ પ્રફુલ્લ એને.
ને રમ્ય એ પુનિત, મંગલ પ્રીતિસ્રોત
રેલી રહે નિખિલમાં થઈ ઓતપ્રોત.

## વિનોદ જોશી

### એક અનુભૂતિ

પછી દૃષ્ટિ ત્રાંસી જરીક કરી હું આડશ લઇ
હથેળીની, આછું મલકી ભરી લેતો નયનમાં–
સખીવૃંદે બેઠી નમણી રુચિરા અલ્લડ રહી
પ્રિયાને–અંગાગે અનુભવી રહું કંપ હળવો!
અને એ બે ઓષ્ઠે સ્મિતકળી ખીલાવી, સુરભિની
ધીમે ફેરે પીંછી, હૃદય લથડે! નૈન–શરથી
વીંધે સ્પંદો કૂણાં, ઉર ગભીર આખું ડગમગે!
–ખસે ઈંટો ધીરે હૃદયદ્વયની–અંતર ઘટે!
ક્ષણો વીતે જલ્દી! હૃદય અકળાયે, મન જતું
રૂંધાઈ; ને ખાલી હૃદયઘટ આકંઠ ઘડીમાં
ભરાતો, હું ધીરે સ્થિર ચરણ ઢીલાં કરું ત્યહીં
જવા માટે, ત્યાં એ જરીક ઝૂકી દોડી જતી, બધા
જતાં એનાં લજ્જાફૂલ ઢળી, ઊભો સ્તબ્ધ જ હું તો
શ્વસી રે'તો હૈયે ધબકધબ રોમાંચ સઘળો!

કવિ મસ્ત બની જાય છે. વર્ડ્ઝવર્થની જેમ કોલરિજને પણ પ્રકૃતિના અણુઅણુમાં પરમાત્માનાં જ દર્શન થાય છે. તેથી જ તો તેઓ બોલી ઊઠે છે:

'Himself in all,
and all things in himself.'

આમ 'एकोऽहम् बहुस्याम्'ના ભારતીય તત્ત્વજ્ઞાનનો પણ પરિચય અહીં પામી શકાય છે. અને 'ईशावास्यम् इदं सर्वम्'નો પાઠ પણ ભણવા મળે છે. પોતાનાં અધૂરાં રહેલાં અરમાનોની પૂર્ણતા કવિ પોતાના પુત્રમાં જોવા ઝંખે છે. પ્રકૃતિદેવીની પેલી દિવ્ય આભા ધીરે ધીરે વિલાઇ જાય છે અને કલ્પનાના શિખરે આનંદ-લહરી માણતા કવિ ફરી ગૃહઓરડે પાછા વળે છે.

સુંદર શબ્દચિત્રોની હારમાળા દ્વારા વિવિધ ઋતુઓનાં વર્ણનથી કવિ છેલ્લે કાવ્યને શણગારી દે છે. પ્રકૃતિરૂપી વિશ્વવ્યાપી મહાન ગુરુના સાન્નિધ્યથી પોતાનો પુત્ર પાવન થશે તેથી સર્વ ઋતુઓ તેને સુખદાયી હો એવી શુભાકાંક્ષાથી છેલ્લી કડીનો કવિ પ્રારંભ કરે છે. અને શરૂઆત થાય છે વસંતનાં વધામણાંથી પ્રથમ શબ્દચિત્રમાં ધરતીને હરિયાળાં વસ્ત્રોથી સજ્જ-વતી વસંત અવની-આંગણે ઊતરે છે; તો ઉજ્જડ થયેલી સફરજનની વૃક્ષડાળ પર જામેલા બરફનાં tuftsની વચ્ચે બેસી ગાતાં red-breast પખીના શબ્દચિત્રમાં કવિ કોઈ ઉત્તમ ચિતારાની યાદ આપી રહે છે. વળી, છાપરા પર છવાયેલા બરફમાંથી સૂર્યપ્રકાશને લઇ ને નીકળતા ધુમાડાનુ ચિત્ર વાચકનાં નયનોને મુગ્ધ કરી દે છે. ત્યાં તો આવે છે પેલું વર્ષાનું રમ્ય ચિત્ર–જેમાં તોફાન શમતાં, નેવામાંથી ટપકતાં વર્ષા-

નાં જળબિંદુઓનું સંગીત મંનગાય છે! ફરી પાછા કવિ ઝાકળ ઝરતા શિયાળાને ખૂબીથી ગૂંથી દે છે. આમ, શાંત ઝાકળ ઝરતી રાત્રીમાં પ્રારંભાયેલું આ પ્રકૃતિ-કાવ્ય ફરીથી ઝાકળ–ઝરતી ચાંદની રાતમાં પૂર્ણ થાય છે. કાવ્યના સર્જન પછી કવિ-ચિત્તમાં વ્યાપેલો પેલો ઉદ્વેગ શમી જાય છે, અને ફરીથી શાંતિનું સામ્રાજ્ય વાચકને પ્રકૃતિના આંગણે લાવીને મૂકી દે છે.

કાવ્યમાં પ્રગટેલો કવિનો પ્રકૃતિ-પ્રેમ છાનો નથી રહેતો. પ્રકૃતિના પૂજક કવિ પ્રકૃતિમાં જ પરમ તત્ત્વના દર્શન માણી આનંદ પ્રદર્શિત કરે છે. પ્રકૃતિમાં પણ રંગો પ્રત્યેનું કવિનું આકર્ષણ 'green', 'red-breast', 'blue flame' જેવા શબ્દો દ્વારા વ્યક્ત થયું છે. કવિની દરેક વસ્તુને માની લેવાની બાળસુલભ ટેવ બીજી કડીમાં આવતા 'with most believing mind' શબ્દો દ્વારા છતી થાય છે, તો વળી 'Presageful' શબ્દ દ્વારા ભવિષ્યની આગાહી પણ પમાય છે. કવિ એવી સ્વપ્નોની દુનિયા ગૂંથે જ જવાના છે તે ગર્ભિત સત્ય એ દ્વારા સૂચિત થઈ ગયું છે. સગડીની જાળીએ ફરફરતી મેશ કોઈ સ્વજન-સ્નેહીના આગમનનું સૂચન કરે છે એવા એક પ્રવર્તમાન વહેમનો કવિએ કાવ્યવસ્તુ માટે કેવો સમુચિત ઉપયોગ કર્યો છે! તો વિરોધી ચિત્રો દ્વારા કાવ્યને નિરાળો ઉઠાવ આપવામાં પણ તેઓ ક્યાં પાછા પડ્યા છે? આમ, 'Frost at Midnight' માં જામેલા ઝાકળની જેમ કવિની કીર્તિ જમાવવામાં પણ આ કાવ્ય પોતાનો ફાળો નોંધાવી જાય છે. સ્વપ્ન-કાવ્ય, ગૃહવિષયક કાવ્ય અને પ્રકૃતિકાવ્ય-

## મહેશ જોશી

### ઊઠો ના—

હવે તો ઊઠો ના મુજ હૃદયના સુપ્ત ઈસુ હે!
સૂતા રૂડો વિશ્રંભે; સકલ રસનું સ્પન્દિત હૃયે
ત્રવેલા કારુણ્યે વિફલ; ઉરના કોમળ પુટે
વસો છાના છાના, વ્યથિત થઈને આજ ઊઠવા
ચહો છો, કિન્તુ કો જગત-વડેવારોથી અબૂઝ
હજુ પ્હેલાં જેવા; સજલ બનતા સઘ હૃદયે
અસત્યોને હાથે સત હત થતું જોઈ હજી યે!

હજુ યે ચાહો છો જડ જગત ઉદ્ધાર કરવા!
હજુ યે ઇચ્છા છે અમૃત અવનીમાં વહવવા?
યદિ ઇચ્છા, આવો, પ્રભુ, મુકુટ દ્યો કંટક તણા
ખીલાઓ તીણા ને ક્રૂસ અડગ ઊભા જુગજૂના–
નવાં રૂપે; અશ્રુ હજુ ય દગ માહે નિધનની–
પછી રોવા. ઊઠો નહીં નહીં હવે હે પરમ સત્
છતા યે જો ઇચ્છા ઉર ઉર બનો ઉત્સ દ્યુતિના–

### મત્સ્યાવતાર

આ શાંત ઝાકળ તણું અવ વસ્ત્ર ઊડે
ને રેશમી પરશ વાય સમગ્ર અંગે
હું મત્સ્ય થઈ પલ મહીં સરકી પડું; ને
ત્યાં સૂર્યના ફૂલથી સ્હેજ પરાગ જે ગરે
તેને ચૂગું–તરલ વેગથી તત્ક્ષણે પછી
આવું સરી ગહનમાં–મુજમાં–
મુજમાં ઊગે પછી
કો સૂર્ય; હું સલીલરેશમસ્પર્શ પામી
કૂદું જરા જલની બ્હાર; વિવર્તલીલા–
ના કુંડળે–કવચ ધારી રહું અચિંત.

## કિસન સોસા

### છે એક સ્તંભ...

છે એક સ્તંભ, એ ય વીત્યા કાળમાં જીવે,
ને મોલ 'શું થશે હવે'-ની ફાળમાં જીવે,
ભરડે ભીંસાતું જાય સતત રેંક ખોરડું,
હતપ્રભ બધાય, કોણ કોની ભાળમાં જીવે?
પંકાતો પાંચમાં કદી વટ ડાયરે હતો,
એ ઓશિયાળી ડેલીએ પરસાળમાં જીવે.
લમણાં ઉપર હજીય તે ખજવાળતો રહે,
જન્મ્યો છે ત્યારથી બિચારો નાળમાં જીવે.
કંપ્યા કરે છે બીકમાં હર ડાળ વૃક્ષની,
વંટોળિયાનો દેશ અને ઢાળમાં જીવે.
ચારે તરફ સુકાયેલાં પરણોનો બડબડાટ,
વચ્ચે ખરેલું ફૂલ લીલી ડાળમાં જીવે.

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

### ગઝલ

અંધારું ઓળખું છું સિતારા ગણી ગણી;
ને ત્યાં જ યાદ આવી મને તારી ઓઢણી.
શમણું તો ક્યારનું ય ગયું આંખથી ખરી
મધરાતે કોણ પ્રેમથી ચૂંટી મને ખણી?
રસ્તો ગમે તે કોય ચાલ સીધી હોય તો;
સમરણું જ મને લઈ જવાનાં તારા ઘર ભણી.
સંબંધ નામે સૂર્ય ક્ષિતિજમાં સરી ગયો.
મારા તમારામાં જ રડી ભટકી લાગણી..
ઊગવાના ઓરતામાં તો રોપાઈ ગયો હું જ.
વણસેલો ઠે વરસાદ થઈ મારી વાવણી..
ભીંતો વગરનું સાવ ખુલ્લું ઘર છે મારું આ;
મારા તમારા વચ્ચે મેં દીવાલ ના ચણી..

ના ત્રિવેણીસંગમમાં સ્નાન કરી વાચકહૈયાં ધન્ય થાય છે અને એમાં જ કાવ્યનું સાચું આસ્વાદન છે ને!

આમ, 'Kubla Khan'ને 'Christabel'ની સાથે 'Frost at Midnight' પણ કોલરિજને અંગ્રેજી romanticsના પ્રથમ પેઢીના exquisite કવિની હરોળમાં મૂકવા સમર્થ નીવડ્યું છે. બે સૈકા પહેલાં જન્મેલા કવિ હજુ પણ કિંમતી રત્નો જેવાં પોતાનાં આવા કાવ્યોથી જાણે સદેહે જીવંત હોય તેમ જ લાગે છે. થોડીઘણી મનુષ્યસહજ ક્ષતિઓ હોવા છતાં પણ ખરેખર એ એક મહાન વ્યક્તિ હતા; માટે જ તો વર્ડ્ઝવર્થે એમના વિષે કહ્યું છે: 'He is the most wonderful man I have ever known'. પ્રો. રિચાર્ડ્ઝે તો એમની પ્રતિભાને 'ocean-like quality of mind' કહીને બિરદાવી છે.

કોલરિજના મૃત્યુનો કારમો ઘા જીરવી ન શકનાર ચાર્લ્સ લૅમ્બે કવિ માટે ઉચ્ચારેલા શબ્દો 'An Archangel–slightly damaged' દ્વારા જ અંજલિ અર્પણ કરી તેમનું સાચું તર્પણ કરવાની ધન્યતા અનુભવી શકાશે.

### સંદર્ભસૂચિ


(૧) The Romantic Revival: 1780-1830, edited by Peter Westland
(૨) The English Poets: edited by T. H. Ward
(૩) Lyric Poetry: Ernest Rhys
(૪) Samuel Taylor Coleridge: by Hugh I'anson Fausset
(૫) Katherine Mansfield and other Literary Portraits: by John

Middleton Murry
(૬) Coleridge: by Kathleen Raine
(૭) A Critical History of English Literature. by David Daiches

# પારિતોષિકો

કવિલોકમાં વર્ષ દરમ્યાન પ્રકટ થતા કાવ્યોમાંથી શ્રેષ્ઠતાના ક્રમમાં પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યોના કવિઓ માટેના ઈ. ૧૯૭૨ના વર્ષનાં

**ઠક્કુર પારિતોષિક**

નીચેના ત્રણ કવિઓને મળે છે:

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧**
**શ્રી હરિકૃષ્ણ પાઠકને**
તેમના કાવ્ય
'વડ લીમડા અને આમલી' માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧**
**શ્રી ઉશનસ્‌ને**
તેમના કાવ્ય 'વસંતપંચમી' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧**
**શ્રી રમેશ પારેખને**
તેમના કાવ્ય 'દરિયો .રે .ગ્રુવે' માટે



નિર્ણાયકો
પ્રો. અનંતરાય રાવળ અને
પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
એમના અમે આભારી છીએ.
વિજેતાઓને અમારાં અભિનંદન

## ભીખુ કપોડિયા

# સહાધ્યાયીને પત્ર

હજી ય યાદ છે છાત્રાલયનુ જૂનુ ફાનસ...
વરસાદથી ભીંજાતી રાતોમા આપણે એના ઉજાસમાં
ેળાઇને વાચવા બેસતા તે ફાનસ...હજી ય યાદ છે.
...બહારથી આંધળા ભીંત થઇને ખેંચાઈ આવી
પુસ્તકો પર પકડદાવ રમતા પાખાળા જંતુઓને
જેલ કરી દેતા એકાદ હાથવગા વાસણની નીચે
ને મોડી રાતે, સૂતા પહેલા છોડી મૂકતા એમને
જેમ આપણે
ચિતમા ઠાસી ભરેલા આંકને, શબ્દોને, પુસ્તકોને...
ત્યારે એનો બોજ વર્તાતો નડતો મિત્ર...!
તેલ ખૂટતા જ ધીમે ધીમે ઊતરી પડતી ફાનસની જેમ
વર્ષોની ઉંમગ અદશ્ય વતી જાય છે...ને હુ
વડીલની વાર્તા જેવા એના ધૂંધળા ચહેરાને પીધા કરું છું.
એ પણ એક આગવી વાર્તા હતી આપણી
રાજા કે લડાઈ વિનાની, લોહીના રેલા વિનાની...
દૂધના રેલા જેવ' એક વાર્તા. મિત્ર,
હવે કાસમની ઘાણીના બળદનો અર્થ એટલે હુ જ...
ત્યારે યાદ આવે છે; જેને કશાયની પણ સ્પૃહા નહિ હોય
એવી એક કીડી...
ફાનસની આસપાસ ગોળ ગોળ નિસ્પૃહતાથી ફર્યા કરતી
જોઈ રહેતા તે કીડી.
માઇલો લાંબી પુસ્તકોની લ'ટીઓ પર
કીડીઓની કીડી દોડાવ્યે ગયા હતી તેવી કીડી નહિ
...સાહજિકતાથી ગોળ ગોળ ચિતરાયે જતી
માત્ર એકાદ મૂક ગતિ...
હવે ગતિ પછીની સંભાવના હોય તો છે કોઈક સ્થિતિ...
પણ...આ પળે એની વ.ત કરવાની ઇચ્છા રહી નથી મિત્ર,
માત્ર હોવુ એકાદ વરસાદી રાતની સ્મૃતિનુ આલંબન
જૂનુ ફાનસ, પાખાળા જંતુઓ...ને પેલી એક કીડી
જે હજી ય યાદ છે

'બાદલ'

## આવજો સોનલ......

આવજો સોનલ, આવજો, હવે આવતા ભવે મળશું,
કાળજું કૂણું, ઘાવ છે કારી પાંદ શાં લીલાં ખરશું.
કેટલું મીઠું મરકી'તી રે જીંડવે બેસી
સીમ લીલુડી જોઈને પ્હેલી પ્રીત,
મેના–પોપટ આંખમાં દીઠી આપણે
તે દી આંબાડાળે ચૌદ ભુવનની જીત;
મોરના ભીના ટહુકા જેવી યાદમાં હેવું દળશું,
આવજો સોનલ, આવજો, હવે આવતા ભવે મળશું.
એસથી બાજા લાલ પાનેતર ગાંઠ બાંધી ને
સળગી લીલાં શમણાં કેરી પોઠ,
કાળજે કેવી કારમી લાગી ચોટ કે'વાના
હોશમાં ક્યાંથી હોય રે સોનલ, હોઠ;
ભવના લીલા વનમાં લાગ્યા દવમાં અમે બળશું,
આવજો સોનલ, આવજો, હવે આવતા ભવે મળશું.
પે સીંચ્યાનાં શ્રીફળ માંહી હાય છૂંદાઇ
વેરણછેરણ થઇ ગ્યા કૂણા કોડ,
લૂંટી લઇને જાય રે ચાલ્યું જીવતરની
લાખેણી મૂડી વેલડું દોડંદોડ,
નીરમાં ડૂબેલ કોઈ ઢેફાની જેમ હવે તો ગળશું,
આવજો સોનલ, આવજો, હવે આવતા ભવે મળશું.

બહેચરભાઈ ર. પટેલ

## હવે કરું ના યાદ

હવે કરું ના યાદ :
એક વખત જે વરસી ગયો તે
વરસી ગ્યો વરસાદ......હવે૦

ઝાકળનાં જલ ઊડી ગયાં તે
ઊડી ગયાં એ પાર.
પકડી પકડી ચાલું ક્યાં લગ
અંધારાની ધાર ?
વચમાં ભવની ભીંત ઊભી,
ના વાદ, કશો સંવાદ......હવે૦

વીજળીઓ વળ ખાતી એવી
છબી જિંદગી પાછી,
ઝબકારાની પાછળ પણ ના
રેખ સુનેરી આછી.
ચક્રવાકની ચીસ સમાણી
હવે કરું ના સાદ.

## જટિલ

### ગઝલ

વ્યક્તિમાથી વિશ્વમા ફેલાય છે,
ભાર પોતાનો કયા ઓછો થ ય છે?
માર્ગ સીધો છે જવુ જો હોય તો
કોણ છે માર્ગમા જ ફટાય છે?
સૂર્યને જોવા તલખતી આખડી,
આયનાના કાચથી અજાય છે!
અન્યને કયાથી શકુ હુ ઓળખી,
કોણછુ હુ એ જ કયા સમજાય છે?
ના, નહીં જીવી શકુ જુદાઈમા,
તેલ ખૂટયે કોડિયા બુઝાય છે
હુ તને ઢૂંઢયા કરુ પાતાળમા,
તુ તો માર્ગમા રડી મલકાય છે
આખરે રેતી બધી ખૂટી ગઈ,
કોઈ માટે કયા સમય રોકાય છે?
બેઉ બાજુ આગ લાગી છે 'જટિલ',
સીદરીનો વળ હજી કયા જાય છે?

## ઘનશ્યામ ઠક્કર

### તો ય

આગણામા રોપેલા આસો-તે-પાલવના
ઝોડ હવે થૈ ગ્યા છે ઝાડ
તો ય સખી! અવસર આવ્યો ન મારે આગણે...!

વાવડનો આગિયો ય ઊડે તો આછા અધારાને
આછો અજવાસ કહી લૈયે
પૂનમની માનતાઓ માન્યે પણ ભીના છમ ઓરતાના
મોજા ઊછળે ન હવે હૈયે,
તાજા ફૂલોના હાર ગૂંથ્યા છે એટલા કે
વાસી ફૂલોના થયા પહાડ...,
તો ય સખી! અવસર આવ્યો ન મારે આગણે...!

અગાથે ચગડ ઝો ચઢવાનુ મન હતુ એવુ કે
મન ચઢ્યુ ચગડોળે મેળાને વખતે,
ડાજળને બદલે શું વાદળ અજાયા કે રટિયાળા નેણુ
માગ વગ્ગી ગ્યા ધોધમાર તકતે?
એટલી ખૂંપલ ચૂળ ફાટી કે થૈ ગૈ છે અહીંયા
જાળી ને ત્યહીં વાડ,
તો ય સખી! અવસર આવ્યો ન મારે આગણે...!

આગણામા રોપેલા આસો તે-પાલવના ઝોડ
હવે થૈ ગ્યા છે ઝાડ,
તો ય સખી! અવસર આવ્યો ન મારે આગણે...!

## યશવંત ત્રિવેદી

### મુને ફૂટી છે ગંધ ડાળખીની

હું તો બેઠી છું વૈશાખી ડાળે કે
રાજા મુને વેડી દે લૂમલૂમ આંબાનાં ગીત!

કબૂતરીની જેમ જરી જંપું જ્યાં ઓસરીમાં
ખસની ટટ્ટીપેથી હળુહળુ ઊતરીને
કીડી જેવું લાલઘૂમ ચટકે બપોર
લેલૂમ લીંબોળીઓને ઘોળતી ઊભી'તી તિયાં
છટકેલા છોરા જેવો છેડતી કરીને
ગિયો વૈશાખી સાંજનો તે તૉર
હાય! મુને ફૂટી છે ગંધ ડાળખીની કે
રાજા મુને આણી દે ફાટફાટ ફૂલોની રીત!

રાત આખી તનડામાં બોલી કોયલિયા
ને પાકીગળ કેરીની શાખ મારી
પોપટો કીરકીર કીરકીર ઠોલે
દલનાં કમાડ ગિયો કાઢી પૂરવૈયો તે
આઠે તે પ્હોર હવે મોરલાનાં વંન
મારી છાતીમાં પીહો પીહો બોલે
મને ઋતુઓ ઊગી છ એકસામટી કે
રાજા મુને આલી દે બારમાસી ફૂલોની પ્રીત!

## Amita Modi

### A Wintry Day

Fall is bidding good-bye.
Cotton balls of snow falling all around,
Earth is like a bride in white,
Birds hide in their nests waiting for spring,
like children wishing for Christmas.
Rivers turn into ice cubes,
Saintly trees stand at the door,
Shivering in wind like an old man;
Only Mummy's love keeps me warm.

## પ્રદીપ ખાંડવાળા

### પ્રભાત

સ્વપ્ન સાગરકેરાં ફીણ
વળતી રાત્રિમાં ભળતાં ભળતાં
તારે ઓષ્ઠે નૃત્ય કરે છે
વણ બોલેલા શબ્દો તારા
શીતલ લહરે તરતાં તરતાં
રણકે મારાં હાડ-નાડમાં
રસળે–જે તુજ કોમળ કાયે

આ ક્ષણ આપે યાદ
પ્હેલવારના ધુમ્ર પ્હોરની
જાણે વીંટિયે એના દોડી, અચંબ ક્રંદને
ધાર્યાં તારા સર્પાકાર
રક્ત, શ્વાસને
નવલા જન્મ્યાં જાગૃત થાતા નભના
સ્નિગ્ધ ઘુમ્મટે

ગર્ભનુ ડોલન અહો
હવે વસંતે ખીલ્યા તવ સ્તન
હરિત ધુમ્મસે વિકસતા ઝીણા
કલબલ મસ્તી મધુર...પરાગ
સદા સદાની ઉષા
આ રહી વર્ષો જૂની અરે!
અદ્ભુત હવે નવી
વાયુ શી સ્વચ્છંદે કદી પણ
આજ ઝાકળ સમી ઝમી રહી.
(અંગ્રેજી પરથી અનુ. પ્રિયકાન્ત મણિયાર)

## દિગત ચાવાલા

### ગીત

રસ્તાના જાણનાર ચીંધી'તી
આગળી પણ
ચીંધેલી આગળી અજાણી,
એવા પરિયાણ થયા નિજનો પડછાયો
આજ લાગે છે ઝાઝવાનુ પાણી

પગલુ માડુ ને એક પાન જ ય રાત અને
રાત પણ હોય એ અમાસની,
સ્મરણોને પટાવી ચાલ્યા કરુ તો સુભે
પાનિયુંમા રૂપો અજવાસની
અ રૂઠ ચટકે છે તરણાના સાપ વદે
વાયરો યે ચીબરીની વાણી
એવા પરિયાણ થયા નિજનો પડછાયો
આજ લાગે છે ઝાઝવાનુ પાણી

મનમા અભાવ વળી આ મ ઉજાગરા ને
જાવુ છે . દૂર દૂર દૂર
કાળી ઝેબાણ રાતે ચીલાને ચાતર ને
ટહોચવુ જ્યા ટહુકે મયૂર
નહિ ઊડવાનો શાપ અને પખ નુ નામ,
નથી પીંજરુ તોય હુ ફસાણી
એવા પરિયાણ થયા નિજનો પડછાયો
આજ લાગે છે ઝાઝવાનુ પાણી

## મનસુખલાલ સાવલિયા

### પ્રીતનું પહેલું પાન

કામણગારી રાતની ચડી પાખ પિયુજી આવતાનુ જ્યા
ગેલતુ મોહક ગાન,
ગજત પોઢણ ઢોલિયે મારે ઊઘડી આખો ચાર અને આ
ભીંતને ફૂટયા કાન!
ઓય મા! મને મૂઝવે મ ઠુ પ્ર તનુ પહેલુ પાન
કેમ કરીને બોલવુ 'સુણે કોઇ'નુ તગત ઊગતુ આખુ રાન,
મુખનુ ઢાકણ કેમ કરીને ખોલવુ ભાળે કોઇ નુ મતત
ભીંસતુ આવે ભાન
હાય રે, મને મૂઝવે દેનુ દેહનુ શયનદાન!
હાય રે, મને મૂઝવે અતગ દાવડા ફેરે તેજના આછા રૂપ,
કેમ કરીને ઝાલવુ બન્ને ભુજમા મારે ઓરડે આવ્યુ રૂપ,
મૂઢતાના મૂયા લગરને ત્યા દૂર હટાવી,
મૌનના અતત દરિયા માહીં તરવા લાગ્યુ લઇને મને,
વહાલમજીનુ વ્હાલ બનીને વહાણ!

## શંકર ગોસ્વામી

### ક્યાં છે?

• કેટલી બીડી જલાવી?
પણ સમયની રાખ ક્યા છે?
આપ અધરે હાસ્ય ઊઠે,
ખાસ, મારી વાત ક્યા છે?

ગાઢ અધારુ ઊગ્યુ,
શુ ખબર પરભાત ક્યા છે?
જ મળે તેને નિહાળુ,
શુ ખબર ઇનસાન ક્યા છે?

# કરસનદાસ લુહાર 'નિરંકુશ'

## પગલાં

સદા સૌની પાછળ રહી જાય પગલાં,
છતાં સૌની આગળ વહી જાય પગલાં,
પવનનું પગેરું કહો કેમ કાઢું ?
ઊડીને અકળમાં વહી જાય પગલાં.
નથી પહોંચતો એટલે મંઝિલે હું;
જવું ક્યાંક ને ક્યાંક લૈ જાય પગલાં.
ગલીમાં અજાણ્યું કો' આવી ને જાતું;
બધાની નજરમાં રહી જાય પગલાં.
મળે કેમ મારાં પછી શોધતાં પણ,
સમયનીરમાં જ્યાં વહી જાય પગલાં.
બન્યા છે હવે તો એ મારગ મજાના,
નહીં કર પ્રયાસો, નહીં જાય પગલાં !

## તાજા ધૂપેલ શો!

સ્મરણોના કેશમાં જ હું તાજા ધૂપેલ શો!
ને મુગ્ધ આંખમાં રહું સ્વપ્નાની વેલ શો!
દાદાની વાર્તા મહીં તમને મળીશ હું;
કો' રાજકુંવરીના એકદંડી મહેલ શો!
૭ ''અય લડકે લોગ! જોરસે તાલી બજાઇએ.–''
જીવતરની શેરીએ હું મદારીના ખેલ શો!
પનઘટ ને પાણિયારે હું તરસ્યો મરું છતાં
તરબોળ કરતો રૂપને છલકંત હેલ શો!

# શાંતિલાલ જાની

## આભલું

હાંઉં હવે આભલામાં જોવાનું નંઈ.
કાનજીની કીકીમા ઘુમ્મટ આકાશનો,
દરિયાની છાલક ને છોળ,
ભાંભરતાં વાછરુને હીસંતી ગાવલડી
વગડામાં તૃણનો હિલ્લોળ,
હું તો નીરખીને ન્યાલ થાઉં બઈ,
હાંઉં હવે આભલામાં જોવાનું નંઈ.

કાનજીની કીકાને ટોડલે ચડું ને
હાય લપસીને આવું એની છાતીએ,
દર્પણના કાચમાં દીઠું ન દીઠું
અહીં દીઠું મેં મુખ ભલી ભાંતીએ,
મારી વાતું ન વાવલશો બઈ
હાંઉં હવે આભલામાં જોવાનું નંઈ.

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરભ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર
(નવવર્ષા)

અનુ.] શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી [આગળની પૂર્તિમાંથી
થએલાં. બાળગીતો, ગ્રામગીતો, સ્વાગતગીતો વગેરે પ્રકારનું વૈવિધ્ય પણ એમાં જોવા મળે છે.

'મારી નાની સરખી આંખ,
એ તો જોતી કાં'ક કાં'ક;
એ તો કેવી અજબ જેવી વાત છે!'

જેવાં એમનાં સરળ, ભાવવાહી અને સુગેય ગીતો તે જમાનામાં ઘરે ઘરે ગવાતાં હતાં. એમનાં ગ્રામગીતોએ પણ એ જમાનામાં અજબ મોહિની લગાડી હતી. એમનું આ ગીત

'આવો રખારણ હો! મારે નેસલડે,
હૈડાનાં પાઉં અમીડાં રે;
રખારણ હો૦'

તો તે કાળે પ્રેક્ષકોને ડોલાવતું હતું. એમનાં આવાં ગ્રામગીતોમાં ગામડાંની ઊજળી બાજુની રજૂઆત કરવામાં આવી છે. ગામડાંનું ખમીર, ત્યાંનું સરળ જીવન, ગ્રામજનોની નિર્દોષતા વગેરેનું દર્શન એમનાં આ પ્રકારનાં ગીતોમાં થયા વગર રહેતું નથી. ગ્રામઢાળોમાં ઢળેલાં આ ગીતો લોકહૃદયનો ઉત્સાહ સાહજિકતાથી રજૂ કરી જાય છે.

એમનાં પ્રકૃતિગીતોમાં એમનો પ્રકૃતિપ્રેમ છલકાતો નજરે પડે છે. પ્રકૃતિને ખીલેલી જોતાં તેમનું અંતર જાણે ડોલી ઊઠે છે.

'અહા! ધન્ય પ્રકૃતિ! ધન્ય કૃતિ!
તું પ્રકૃતિ કે પ્રભુકૃતિ! અહા૦'

આત્મશક્તિને વિકસાવનારી પરમ શક્તિ તરીકે કવિ પ્રકૃતિને બિરદાવે છે. તેની કૃતિને અગમ્ય કહીને ઉપનિષદની વાણીમાં તેને પ્રશંસે છે. પ્રકૃતિમાં મંગલમય દર્શન કરતા એઓ ગાઈ ઊઠે છે:

'અણુ અણુ મંગલ વર્ષાવી રહ્યું,
ઉપર સુમંગલ પ્રકૃતિડોલન;
ભીતર પરમ મંગલ પ્રભુદર્શન; અણુ૦'

અંતરબાહ્ય પ્રસન્નતા રેલાવનાર અને પ્રભુદર્શનની પ્રતીતિ કરાવનાર પ્રકૃતિદૃશ્યને કવિ પોતાની નિરાળી દૃષ્ટિથી અવલોકે છે. જાણે તેનો સાક્ષાત્કાર તેઓ આપણને પણ કરાવે છે. તેમના પ્રણવગાનમાં પણ તેમની આત્માનુભૂતિનો રણકો સ્પષ્ટ સંભળાય છે. અણુએ અણુમાં પ્રસરી રહેલા આ પ્રણવનાદમાં કવિ મગ્ન બની જાય છે. તેમને મન તો—

'શિરા શિરા ને રુધિર બિન્દુમાં, વહે પ્રણવ રસધાર'

આમ, સર્વ કાંઈ પ્રણવમય બની રહેલું અનુભવાય છે. અલૌકિક અનુભૂતિને એઓ શબ્દોમાં સાકાર કરવા મથે છે. એમણે આવાં અનેક સરસ, મધુર, સરળ અને ભાવવાહી ગીતોની સરવાણી ગુજરાતી સાહિત્યમાં વહાવી છે.

મુખ્યત્વે ઈ. ૧૯૨૧ થી ૧૯૩૭ દરમિયાન 'રસદર્શન'ને નામે દર વર્ષે પ્રસિદ્ધ થતી કૃતિમાં આવાં અનેક ગીતો અને સંવાદોની રસસૃષ્ટિ ઉપેન્દ્રાચાર્યજીએ ખડી કરી છે. આ ઉપરાંત 'કીર્તન મંજરી', કીર્તનાદિ સાહિત્ય તથા 'શ્રી ઉપેન્દ્ર ગીરામૃત'ના બે ભાગમાં તેમનાં અનેક પદો સંગ્રહાએલાં છે. 'શ્રી શુક જનકાખ્યાન' અને 'શ્રી સુદામાખ્યાન' નામે તેમનાં રચેલાં બે આખ્યાનો તથા તેમનાં ભગિની શ્રી ભારતીદેવીના દેહોત્સર્ગ નિમિત્તે રચાએલી 'માતૃ હૃદય વેદન' નામે એક કરુણપ્રશસ્તિ પણ એમની કાવ્યપ્રવૃત્તિમાં નોંધપાત્ર છે. તેમના લખેલા નાના મોટા સંવાદો ય સારા પ્રમાણમાં છે. 'દિવ્યમૂર્તિ' નામે બોધક વાર્તા, 'સદ્બોધ મંદાર' નામે બે ભાગમાં પત્રસંગ્રહ, 'ચારિત્ર્યમંદિર'ના વિદ્યાર્થીઓને પ્રતિદિન આપેલા સંદેશાઓનો સંગ્રહ 'નિત્યસંદેશ', 'વિદ્યુત્-લેખા' નામે તેમનો સૂક્તિ સંગ્રહ: આટલી એમની ગદ્યપ્રવૃત્તિ. 'શ્રી વિશ્વવંદ્ય વિભૂતિવૈભવ'માં આચાર્યશ્રીના લેખો તથા પદો બન્નેનો સમાવેશ થએલો છે.

એમના સમયમાં પ્રજામાં આધ્યાત્મિક અભિરુચિ કેળવવા માટે શ્રેયસ્સાધક વર્ગ દ્વારા અનેક સામયિકોનું પ્રકાશન થતું હતું. તેમાં 'મહાકાલ' નામે પૂર્વે ચાલુ થએલું માસિક તેમણે યથાવત્ જારી રાખ્યું હતું. વિદ્યાર્થીઓના જીવનઘડતર માટે તેમ જ તેમના ચારિત્ર્યને ઉન્નત બનાવવાના હેતુથી ઉપેન્દ્રાચાર્યે વડોદરા મુકામે વિશ્વવંદ્ય ઉદ્યાનમાં 'ચારિત્ર્યમંદિર'ની સ્થાપના કરી હતી. આમ, પોતાની સાહિત્યિક, શૈક્ષણિક, આધ્યાત્મિક, ધાર્મિક પ્રવૃત્તિઓ દ્વારા શ્રી ઉપેન્દ્રાચાર્યે પ્રજાઘડતરમાં ખૂબ કીમતી ફાળો નોંધાવ્યો હતો. ધર્માચાર્ય અને સાહિત્યકાર બન્ને સ્વરૂપે પ્રજાઘડતરના એક જ ઉચ્ચ ધ્યેય માટે જીવનભર કાર્યરત રહેનાર ઉપેન્દ્રાચાર્યની જીવનલીલા ઈ. ૧૯૩૭માં બાવન વર્ષની વયે અકાળે સંકેલાઈ ગએલી.

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વસંત • વિક્રમ સંવત ૨૦૨૯ • પરંપરિત અંક ૯૨ • દ્વિજ અંક ૨૦
માર્ચ–એપ્રિલ ઈ. ૧૯૭૩



કાવ્ય



ગદ્ય



## ચિત્રસૂચિ

પૂંઠા પર: વસંત (વાસુદેવ સ્માર્ત); શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટના હસ્તાક્ષરમાં કાવ્ય; શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટ; જિરાલ્ડ મૅન્લી હૉપકિન્સ; નવવસંત (યજ્ઞેશ્વર શુક્લ)


◘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દરેક માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ◘ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ◘ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે. ◘ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબઈ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
∞
વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબઈ ૭
∞
એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

વસંત · વિ. સં. ૨૦૨૯ કવિલોક માર્ચ-એપ્રિલ · ઈ. ૧૯૭૩

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## સમસામયિક કવિતા

છેલ્લા દોઢેક દાયકાના ગુજરાતી સાહિત્ય ઉપર નજર નાખતાં લાગે છે કે તેમાં ઊહાપોહ વધ્યો છે. શુદ્ધ કલાની વાત પણ ઠીક ઠીક થાય છે. છતાં એની ગતિ કોઈ જુદી જ દિશામાં દેખાય છે. પ્રયોગને નામે ઘણું નિઃસત્ત્વ બહાર આવતું ગયું છે. નર્મદ-દલપત યુગમાં કવિતાની સાથે સુધારો જોડાયો, પંડિતયુગની કવિતાને કવિતા થવા દેવાની આડે વિદ્વત્તા ને જ્ઞાનબોધ આડે આવ્યાં, ત્રીસના કવિને પણ વાસ્તવવાદના નામે અનેક વળગણો લાગ્યાં હતાં. એ બધાં ઉપરથી ગુજરાતી કવિતા 'કવિતા'થી દૂર ને દૂર રહી છે, આવી ફરિયાદ પણ આપણે નવીનો અનેક વાર અહીંતહીં મળતાં કરીએ છીએ. પ્રશ્ન એ રહે છે કે આજે જ્યારે આપણે સૌ ગાઈ-ગજાવીને શુદ્ધ સાહિત્ય કે શુદ્ધ સર્જનની વાતો કરીએ છીએ ત્યારે આપણી જાતને પૂછવાનું રહે છે કે આપણે માત્ર પરંપરાનો વિસ્તાર તો નથી કરતા જતા ને? શુદ્ધ કલા વિશેના માની લીધેલા આપણા માપદંડો ભ્રામક તો નથી ને? શુદ્ધ કવિતાના હિમાયતીઓને હજી લેબલ લગાવ્યા વિના ચાલતું નથી. કવિતાને ક્યૂબિઝમ, સરરિયાલિઝમ કે એક્ઝિસ્ટન્સ્યાલિઝમ જેવાં લટકણિયાંની જરૂર ખરી? અને જો એમ હોય તો એનો અર્થ એ થયો કે ત્રીસ કે અગાઉના કોઈ પણ કવિની જેમ સાંપ્રત કાળનો કવિ પણ એક યા બીજા 'ઈઝમ'નો જ ગુલામ છે. સર્જાતાં કાવ્યો જોતાં તો એવો ભાસ થાય છે કે અહીં તો 'ઈઝમ'ની પાછળ પાછળ 'કવિતા' આવતી હોય છે. આવા કોઈ 'ઈઝમ'ની એક ચોક્કસ ફ્રેઈમ મળી જાય તો થોકબંધ કવિતાઓ રાતોરાત લખવી અશક્ય ન બને. આથી જ કદાચ આવા 'ઈઝમ'થી લખાયેલાં અનેક કાવ્યો જુદા જુદા કવિઓનાં હોવા છતાં એક જ કવિનાં લાગે! મુક્ત શુદ્ધ કાવ્યનું પ્રભવસ્થાન પણ ચિત્તની મુક્ત-શુદ્ધ સ્થિતિ જ છે. કાવ્ય બધા 'ઈઝમ'થી પર છે. કવિનું લક્ષ્ય 'ઈઝમ' નહિ, કાવ્ય હોવું જોઈએ. રસ, અલંકાર કે ધ્વનિના જૂના માપદંડો જો આ કવિતાને લાગુ પાડી શકાય તેમ ન હોય તો નવા માપદંડો ઊભા કરવા રહ્યા. માત્ર કશુંક વિચિત્ર છે, નવું છે, તેથી જ તે 'નવી કવિતા' તરીકે ઓળખાય–ઓળખાવાય એ સ્થિતિ દુઃસહ છે તેટલી જ સાહિત્યને ઘાતક પણ છે. બકવાસ જેવી અગડંબગડં પંક્તિરચના, બૌદ્ધિક ચમત્કૃતિ, વારંવાર ઉપયોગ પામીને ચપ્પટ થઈ ગયેલી ઈમેજીસ અને એ બધાંને કોઈ એક 'ઈઝમ'નું લાગતું લોભામણું લેબલ – એ જો આપણા જમાનામાં 'કવિતા' કહેવાશે તો ભવિષ્યની પેઢી આપણી બેવકૂફી ઉપર બેવડ વળીને હસશે.

**અ**

('અરવરવ'માંથી)

## હૉપકિન્સનું સૉનેટ

# The Windhover

ધીરુ પાઠક

I caught this morning morning's minion, king-
dom of daylight's dauphin, dapple-dawn-
drawn Falcon, in his riding
Of the rolling level underneath him steady
air, and striding
High there, how he rung upon the rein of a
*wimpling wing*
In his ecstacy[1] then off, off forth on swing,
As a skate's heel sweeps smooth on a bow-
bend: the hurl and gliding
Rebuffed the big wind. My heart in hiding
Stirred for a bird,—the achieve of, the mastery
of the thing!

Brute beauty and valour and act, oh, air, pride,
plume, here
Buckle! AND the fire that breaks from thee
then, a billion
Times told lovelier, more dangerous, O my chevalier

No wonder of it: sheer plod makes plough down
sillion
Shine, and blue-bleak embers, ah my dear,
Fall, gall themselves, and gash gold-vermilion.

1

જી.એમ હૉપકિન્સનો જન્મ ઈ. ૧૮૪૪-માં થયો, એટલે તેની કાવ્યપ્રવૃત્તિ રાણી વિક્ટોરિયાના સમયમા થઈ. તેનુ મૃત્યુ ઈ. ૧૮૮૯માં થયું એમ જાણીએ ત્યારે એમ માની લેવાનું મન થાય કે તેણે વિક્ટોરિયાના સમયની કાવ્યપ્રણાલીનાં કાવ્યો રચ્યાં હશે. પણ હૉપકિન્સ માટે તેમ માનવું સાવ ખોટું પુરવાર થાય તેનું જીવન વિક્ટોરિયાના શાસનકાળ દરમિયાન વીત્યું એ ખરું, પણ કવિ તરીકે વીસમી સદીની આધુનિક-કવિતાનો તે પુરોગામી માર્ગદર્શક બની રહે એવું તેનું કવન છે. તેના જીવનકાળ દરમિયાન તેનાં કાવ્યો પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં નહોતા. તેના મૃત્યુ પછી તેનાં કાવ્યોનો સંગ્રહ મિત્ર કવિ રૉબર્ટ બ્રિજિસે સંપાદિત કરીને ઈ. ૧૯૧૮માં બહાર પાડ્યો તે સમયે પણ સંપાદક કવિ તેના કાવ્યોમાં વરતાતાં નવાં લક્ષણો માટે ક્ષમાપ્રાર્થી હતા. હૉપકિન્સનાં કાવ્યો તે સમયનાં બીબાઢાળ કાવ્યો નહોતાં, અને તેથી તે સમયના રાજકવિ બ્રિજિસને કાવ્યરચનામા હૉપકિન્સે કરેલા નવતર પ્રયોગો સમજાયા નહોતા, તેમ રુચિકર પણ લાગ્યા નહોતા આજે તો એલિયટે પ્રસ્થાપિત કરેલી નવી કાવ્ય-પ્રણાલીમાં હૉપકિન્સની અસર વરતાયા વિના રહેતી નથી. હૉપકિન્સ એલિયટ જેવો જ, પરંપરામાંથી મુક્ત થઈ નવીન રીતિના પ્રયોગ કરનારો કવિ હતો. પરિણામે તેના કાવ્યો પ્રસિદ્ધ થતા જ તેના પર બે દૂષણોના સિક્કા લાગી ગયા. હૉપકિન્સનાં કાવ્યો વિચિત્ર છે અને સમજવાં અઘરાં છે એવો પૂર્વગ્રહ તેની સાથે બંધાઈ ગયો.

હૉપકિન્સે પોતાનાં કાવ્યોમાં અંગ્રેજી ભાષાનો વિવિધ રીતે ઉપયોગ કર્યો. તેણે રૂઢિગત છંદરચનાને ઉવેખી નૂતન પ્રયોગ રૂપે sprung rhythm પ્રયોજ્યો; કલ્પનોની નવી ભાત ઊપસાવી; રૂપકો ઉપરાછાપરી લાદી સંકુલ ભાવાવેગોનું નિરૂપણ કર્યું; સ્વ-ભાષાની વિપુલ સંપત્તિનો મનભર ઉપયોગ કરી તેણે અંગ્રેજી ભાષામાં નિર્દેશી, શબ્દાનુપ્રાસ અને સ્વરસામ્ય દ્વારા શબ્દસંગીત સર્જ્યું અને કાવ્યને સંકુલ અનુભૂતિ અભિવ્યક્ત કરવાનું મનોરમ સાધન બનાવ્યું. આટલું બધુ એકસાથે સિદ્ધ કરવા મથતા કવિના કવનો એકથી વધુ વાર વાંચીએ ત્યારે જ પૂરેપૂરાં આસ્વાદ્ય એ દેખીતુ છે. ચીલાચાલુ કાવ્યોથી એ જુદા પડે જ.

## સ્નેહરશ્મિ

# વ્યોમ અને હું

આ પહાડ અને ખીણોને માથે
રહ્યું તોળાઈ વ્યોમ–
તેજતિમિરના સુધાકુંભ શા
ઢાલવતું સૂરજ ને સોમ.

એ જ ગગન આ ધરતી કેરા
કણકણમાં રહ્યું કોળી
ભીતરનાં અંધારાંને કો
પ્રકાશમાં ઝબકોળી
નવાં નવાણે હિલ્લોળાતું
કરે સદા સંકેત–
ઘડીક પાસે, ઘડીક આઘે
હંસ થકી યે ઊજળો ઊજળો
રંગ ટપકતો શ્વેત,
રંગો કેરી લ્હાણ કરંતાં
રાખ્યો એણે શેષ
મારે કાજે એ જ અનોખો એક.

મથું પકડવા એને
સંતાકૂકડી રમતાં રમતાં
જતી બિડાઈ આંખ મદિલાં ઘેને;
નકી એક દી
પ્હાડ પ્હાડ ખીણે તોળાતું
પડખે મારે પોઢી
મારાં ઘેન ભરેલાં નેણે
ગગન પેખશે ચૂમી
શ્વેતલ શ્વેતલ શ્વેતલ એનાં
ભીનાં મુખરિત વેણે.

હૉપકિન્સ માનતો કે કાવ્ય વાંચવા માટે નહિ, સાંભળવા માટે સર્જાય છે. પોતાનાં કાવ્યો માટે તેણે કવિ બ્રિજિસ પરના પત્રમાં લખેલું: 'take breath and read it with ears, as I always wish to be read, and my verse becomes all right.' પણ બ્રિજિસને તો વ્યાકરણના નિયમોની ચિંતા રહેતી. અર્થ પરથી વ્યાકરણદૃષ્ટિએ અમુક શબ્દનો પ્રયોગ ક્રિયાપદ તરીકે થયો છે કે વિશેષણ તરીકે તેમ નક્કી કરવું પડે તે રુચ્યું નહીં. વિશદતા પહેલી, વ્યાકરણ અગત્યનું, એમ તે માનતા. જ્યારે હૉપકિન્સને મન વ્યાકરણ-વિશદતા ગૌણ હતાં. કવિતા સમજાય તે પહેલાં જ ગમી જાય તેવી હોવી જોઇએ એમ તે માનતો. સંદિગ્ધતાને તો તે કાવ્યનો ગુણ સમજતો, જેથી વાચક વળીવળીને કાવ્યનો પાઠ કરે, એક પછી એક અર્થના સ્તરો ઉકેલતો જાય ને રસાસ્વાદમાં તરબોળ બની રહે. હૉપકિન્સનો ઈરાદો સંકુલ અનુભૂતિ વ્યક્ત કરવાનો હતો. તેથી સંદિગ્ધતા તેને માટે આગવું ઉપયોગી સાધન બની રહી.

હૉપકિન્સને બાલ્ય વયથી જ કાવ્યપ્રવૃત્તિમાં રસ હતો. પણ ઈ. ૧૮૬૮માં તેણે જેઝ્યુઇટ પંથની દીક્ષા લીધી ત્યારે પોતે લખેલું સઘળું બાળી નાખ્યું. તેણે માની લીધેલું કે જેઝ્યુઇટ પાદરીથી કાવ્યારાધના ન થાય. મનથી તેણે એમ પણ નક્કી કરેલું કે એ પંથના કોઈ વડીલ આજ્ઞા કરે તો કાવ્યો સર્જવાં. ૧૮૭૫ના શિયાળામાં 'ડૉઈશલૅન્ડ' નામની એક સ્ટીમર ડૂબી ગઈ તેમાં ઇંગ્લૅન્ડ આવતી પાંચ સાધ્વીઓ મરણ પામી. તે સમાચારે કવિને ખૂબ લાગણીવશ બનાવી દીધો. તે વાત ચર્ચતાં તેના

ઉપરીએ કહ્યુ કે આ પ્રસગ પર કોઈ કાવ્ય કરે તો સારું. હૉપકિન્સે તરત જ એ સૂચન સ્વીકારી લીધુ અને 'The Wreak of Deutschland' નામનુ કાવ્ય રચ્યુ. સાત વર્ષથી મુરઝાઈ રહેલી કાવ્યપ્રવૃત્તિ અનેકેશઃ ખીલી ઊઠી અને કવિની ધાર્મિક માન્યતાઓ તેમજ સવેદનના સ્પદનોને વાચા આપી રહી આ કાવ્યના સર્જન પછી કવિને થાક લાગ્યો હોય એમ લગભગ બે વર્ષ સુધી તેની કાવ્યપ્રવૃત્તિ મદ રહી. ઈ. ૧૮૭૭મા વળી પાછા તેણે સુંદર કાવ્યો સર્જ્યા. પ્રસ્તુત કાવ્ય એ સમયનુ છે. તેમા કવિની કલાનો સૂર્ય મધ્યાહ્ને પ્રકાશે છે.

'The Windhover' કાવ્યનુ મથાળુ બાજપક્ષીનો નિર્દેશ કરે છે. તેનુ પેટા-મથાળુ તે જિસસને અર્પણ થયાનુ નિર્દેશે છે. કવિનો નિસર્ગદર્શનનો આનદ અને ધર્મની ભાવના કાવ્યમા સરખું જ સ્થાન પામ્યાં છે તેનો આ પહેલો અણસાર છે. પ્રથમ વાચને ખયાલ પણ ન આવે, છતા આ કાવ્યનું સ્વરૂપ સૉનેટનું છે અને તે પણ પેટ્રાર્ક પ્રકારનુ. પહેલી આઠ લીટીનો સમૂહ છ કરતાં જુદો પડે છે. બીજાં સૉનેટ કરતાં આ સૉનેટ તેની લીટીની લબાઈમા જુદું પડે છે. પાચ શબ્દભારવાળી આ લીટીઓમા દસ કે અગિયાર જ પદ હોય એવુ નિયમન હૉપકિન્સે નથી રાખ્યું. આથી સૉનેટ હોવા છતા આ કાવ્ય સૉનેટ નથી એવો આભાસ ઊભો થાય છે.

કવિએ પોતાના રહેઠાણ પાસે વારવાર બાજ પક્ષીના અને તેમા યે નાના બાજ-kestrel—ના ઉડ્ડયન જોયા હશે. કેસ્ટ્રલ પ્રકારના બાજને તેની ઊડવાની વિશિષ્ટતાને લીધે windhover પણ કહે છે. ચકરાવા

## રાજેન્દ્ર શાહ

# નદીતીરે

જલસ્પર્શે પામી રહી શિલા પર બેસી નદીતીરે
નયનથી નિસર્ગનુ કીધ આચમનઃ
સકલ જે બહાર તે
લઉં છું ભીતર.

કલમ્લ તરંગ ઝીલંત નીલ વનરાઈ
મહીંથી ડોકાય હભારવ–રજછાયાં કૈક જાનપદ ઘર;
શ્યામલ ધૂમ્રની બંકિમ કરની ભંગિ પર
ક્ષિતિજની રંગસુષમાની સહ ઝળૂંબતુ અનંત ગગન...

અનંત ગગન
કેવલ આલોક-આભામય બની રહી મારી કાયાની ભીતર
ન કયા ય રહે સીમા, ક્ષિતિરેખ:
ગ્રહનક્ષત્રના ઉદય ને અસ્ત જયહીં એકાકાર,
નહીં આદિ, નહીં અન્ત
નહીં પરિચ્છિન્ન કાંઈ, સ્થલ ને સમય.

કલકલ સ્પંદનનો ધ્વનિ...
ધ્વનિને તરંગ શાન્ત આનંદ,
રંગવિલોલ પારાવાર
વિચિત્ર વિશ્વની સંમોહિની માયા...

બૃહત્તર બૃહત્તર બની રહી કાયાની આભાની હવે રહે નહીં ઝાંખી.

જે ન જણાય તે
માત્ર રહે જોઈ
સીમાહીન આકાશના અનંત બ્રહ્માંડમહીં
ધરિત્રીના નીલ વનાંચલે
નદીતીરે જલસ્પર્શે પામી રહી શિલા પર
અર્ધમીંડેલ નયને આસીન જે તેને.

## હરીન્દ્ર દવે

### ...ના કહેતા

શુષ્ક પર્ણો છે વિજનતામાં, સ્મરણ ના કહેતા,
હોઠ ફફડે છે હવે ખાલી, રટણ ના કહેતા.

આ પછી પણ કોઈ ચાલી રહે છે રસ્તા પર,
આંધી અટકી જે પડયા એને ચરણ ના કહેતા.

એ હવાશૂન્ય સઘનતાથી હું ટેવાઈ શકીશ,
મારું માનો તો તમે એને મરણ ના કહેતા.

થોડા શ્વાસો છે, હવા એને સમાવી લેશે,
કેવું બદલે છે પછી વાતાવરણ ના કહેતા!

### ગીત

ચહેરાઓ જોઈ જોઈ થાકયો છું, દેવ,
મારે દર્પણમાં દેખવું આકાશ,
આસપાસ હોય છતાં લેશ ના કળાય
એવા ખાલીપણાંની રહી આશ.

આંખોના ગોલકની આરપાર કોઈ જરા
ઊતરીને ભીતરને તાગે,
મુજને ના, ભાન, એવા દૈવતને કોણ હવે
મક્કમ અવાજ કરી માગે,
હળવો થઇને રાહ ચાલું, કરીને દૂર
વીંટળાયો આભાસી પાશ.

હોઠથી હવા જે સરી જાય એને કેમ હવે
વાણીનું નામ દઈ ઓળખું?
ગંધથી ય ફૂલ કયાં કળાય, હવે કળીઓને
અડકું ને તોય નથી પારખું,
રચનાનો રસ્તો મને શીખવાડો, કાં તો હવે
સરજાતો ભલે સર્વનાશ.

લઈ ઊંચે ચડતું આ બાજ પોતાના શિકાર પર ત્રાટકતાં પહેલાં હવામાં તોળાઈ રહે છે. શિકાર નજરે ન ચડે તો ફરી થોડુંક ઊંચે ચડી હવામાં તોળાતું રહે છે. હવા પર આરૂઢ થઈ ને ગતિ થંભાવતું બાજ મોહક દશ્ય ઊભું કરે છે. તેનો ખિન્ન સૂર વિશદપણે સંભળાય છે તેના આવા વિશિષ્ટ ઉડ્ડયનને કવિએ શબ્દોમાં કંડાર્યું છે. કવિ વર્ણવે છે: 'આજના પ્રભાતે મેં ઝાલ્યો પ્રભાતનો લાડકડો'; અને આ પહેલી લીટીના ક્રિયાપદ સાથે, લીટીના બીજા જ શબ્દ સાથે, તકરાર માંડી બેસાય એવું છે. કેટલાક વિવેચકોએ ફરિયાદ કરી પણ છે: 'ઝાલ્યો' કેમ? દૃષ્ટિથી ઝાલ્યો એમ માની લેવાનું? એવું શા માટે? કવિને જે કહેવું હોય તે સીધું કહેતાં કોણ રોકે છે? લીટી પૂરી કરતાં કરતાં ચીલાચાલુ વિવેચકોને કવિ બીજો આંચકો આપે છે—છેલ્લો શબ્દ તોડી પહેલા અડધિયાનો ચોથી લીટીના છેલ્લા શબ્દ સાથે પ્રાસ મેળવે છે, અને તે જ શબ્દના બીજા અડધિયાથી બીજી લીટી શરૂ કરે છે. વાચક કવિતા માત્ર જોઈ ને વાંચતો હોય તો આટલેથી જ પોતાનો પ્રયત્ન મૂકી દે; પણ કવિ ઇચ્છે છે તેમ જો કાન માંડીને વાંચતો હોય તો કવિના કહેવા પ્રમાણે 'verse becomes all right.' તેવો વાચક સ્વાભાવિકપણે જ શબ્દ પૂરો કરતો બીજી લીટીમાં આગળ વધે છે, શબ્દાવલિની મધુરતા તેને પાંચમી લીટીમાં વાકય પૂરું થાય ત્યાં સુધી દોરી જઈ મુગ્ધ કરી મૂકે છે. આ ચાર લીટી સમજાય કે ન સમજાય, શબ્દના વર્ણાનુપ્રાસનો, સ્વરસામ્યનો અને લયનો આનંદ તો તે માણી જ લે છે. અર્થ સમજવા માટે ફરી ફરી આ લીટીઓ વાંચતાં

બાજ પક્ષીનું ઉડ્ડયન નજર સમક્ષ આકાર લેતું જાય છે. બાજ માટે ત્રણ વિશેષણ છે: 'પ્રભાતનો લાડકડો', 'દિવસના અજવાળાના સામ્રાજ્યનો પાટવી કુંવર' અને 'રંગબેરંગી પરોઢિયાથી આકર્ષાયેલો'. પાટવીકુંવર સૂચવવા વાપરેલો શબ્દ dauphin, દિવસનું અજવાળું સૂચવતા daylight સાથે વર્ણાનુપ્રાસ સાધે છે. 'રંગબેરંગી પરોઢિયાથી આકર્ષાયેલો' એવું સૂચવવા માટે વપરાયેલો લાંબો સમાસ dapple-dawn drawn વર્ણાનુપ્રાસને પોષે છે. ઉપર્યુક્ત વિશેષણ હૉપકિન્સની જોઈએ તેવા સમાસ બનાવી લેવાની વૃત્તિનો નમૂનો પૂરો પાડે છે.

પ્રભાતનો લાડકડો, અજવાળાનો પાટવી, રંગબેરંગી પરોઢિયાથી આકર્ષાયેલો બાજ ઊંચે ઊડીને હવા પર આરૂઢ થયો. સ્થિર હવા તેણે પલાણી છે ત્યાં તો, વળી, વીંઝાતી પાંખની જાણે કે લગામ બનાવીને પરમાનન્દમાં લીન અસવાર કેવો ઊંચે ચડ્યો! વળી પાછો, બરફ પર સરકતા માનવીની એડી ચકરાવો લેતા ઢેલાઈ જાય તેમ ઢેલાઈ, હિલોળા લેતો, અવકાશમાં ગોળાર્ધ સરકતો તે કેવો તેજીલા પવનની ટક્કર ઝીલતો હતો! હવામાં તોળાઈ રહેવા માટે વારંવાર પાંખો વીંઝી ચકરાવો લઈ ઊંચે ચડવું એ બાજ માટે આવશ્યક ક્રિયા છે. તેનું તાદૃશ વર્ણન આ લીટીઓમાં થયું છે. આ વર્ણનને માત્ર સીધું ન જોતાં તેમાં બીજા કશાક સંદર્ભો છુપાયા હોય તો તે ખોળવા વિવેચકો હોડમાં ઊતર્યા હોય એમ 'rung upon the rein' ને 'wimpling' માટે જુદાજુદાં અર્થઘટનો રજૂ કરે છે. 'Ring upon the rein' માટે આઈ. એ. રિચર્ડ્ઝ

## પ્રિયકાન્ત મણિયાર

### આયુષ્યના અવશેષે

કોણે રે મૂકી માટીના મ્હેલમાં
મીઠી મોરપીંછની ભાત?
એક રે ભીંતે સૂરજ સોહતો
સામે ચાંદલિયાળી રાત.
દૂધના દીઠા દૂઝયા ડુંગરા
ફરક્યાં પવનનાં પાન
પંખી એ ઊડયાં શબ્દુ ગોતવા
એનાં ગૂંજી ઊઠયાં ગાન.
વસંતે વિહ્વલ ઝૂર્યો આંબલો
પ્રગટી પાકી એક શાખ.
આવડા આભલાને લાગ્યું એકલું
ત્યારે તબકયા તારક લાખ–
ભલેને ભર્યો દરિયો લૂણનો
તરતી હોડીને ના ખાર
એવા રે ઊતર્યાં અમે કાળને કાંઠડે
મન નીસર્યું મોજાંઓની પાર.

## મહેન્દ્ર 'સમીર'

### ગઝલ

હસ્તી રહી હશે કે નહીં કૈં ખબર નથી,
આ બેખુદી હશે કે નહીં કૈં ખબર નથી.
મૃગજળની પ્યાસ ચીરી અને નીકળી ગયો,
આગળ નદી હશે કે નહીં કૈં ખબર નથી.
અસ્તિત્વ નિજ પુકાર મહીં ઓગળી ગયું,
મૃત્યુ હજી હશે કે નહીં કૈં ખબર નથી.
લાગે છે ખૂબ દરનો આ મારો રાહ પણ,
મંઝીલ લગી હશે કે નહીં કૈં ખબર નથી.
તૂટયો સંબંધ સાંધવો સ્હેલો નથી 'સમીર',
દરિયાદિલી હશે કે નહીં કૈં ખબર નથી.

## યશવંત ત્રિવેદી

### મોર મીં તો ખોયો !

હાય ! મીં તો દલડામાં ગીત જરી ઘોળ્યું
ત્યાં તું તો રાજા દલડે મો'યો !

નમતી બપોરનું કમાડ જરી ખોલું ત્યાં
ઘટાટોપ આંબાના પડછાયા ઓસરીથી જાય મુને તાણી
મીં તો સૂઈ ગઈ રે નદિયા હો કોરી કટ્ટાક
ને ઊઠું તો અંગેઅંગ દડે મુને દરિયાનાં પાણી
કેમ સૈયરને કહું હાયે રામા!
કે દરિયાને આજુ મીં તો ભરી ભરી જોયો !

મીં તો બેસી રૈ' કેસુડાની ડાળે અબોલી
ને તું જમનાનાં જલમાં મારી કેસરની કાય ગિયો ઢોળી
મધુવનને ઘાટ હવે સરતી છાયામાં રોજ
સાવરેઉઘાડી મારી કાયાને કેમસાદ પાડું 'અલિ,ભોળી!'
મીં તો છોરીની જાત હાયે રામા !
કે લૈ લૈ ને કાગડાને મોર મીં તો ખોયો !

## આહમદ મકરાણી

### અસંભવ

ડગલું યે આગળ જવાતું પણ નથી;
ડાળખી પરથી ખરાતું પણ નથી.

ધૂંધવાતો હોઉં છું કાયમ છતાં;
એક ભડકો થૈ બળાતું પણ નથી.

સૂર્ય લાવો આંખમાં રોપું, છતાં
ઝાંઝવાંમાં જળ કળાતું પણ નથી.

આંગણામાં શક્યતા આવી હવે;
હોંશથી એને મળાતું પણ નથી.

હું ય પથ્થર સમો થતો જાઉં છું;
લાગણીમાં ઓગળાતું પણ નથી.

સૂચવે છે કે ઘોડાને તાલીમ આપતાં લગામ પકડીને તેને ગોળગોળ ફેરવે છે તેનો ઉલ્લેખ હશે. બાજની ગતિ દર્શાવવા માટે પણ 'ring' ક્રિયાપદનો ઉપયોગ થાય છે. 'Ring'નો અર્થ થાય છે ચકરાવો લઈને ઊંચે ચડવાની ગતિ. જોકે અહીં ચકરાવો લેવો પ્રસ્તુત નથી; બાજ પાંખ વીંઝીને હવા પર આરૂઢ થવાની અદા બદલે છે એમ સૂચવાયું છે. આરૂઢ થયા પછી ઘડીક રહીને, ફરી પાછું પાંખ વીંઝીને તેને નવેસરથી સ્થિર થવાનું જ છે. આ પાંખ વીંઝવાની ક્રિયા કલ્પતાં અને ring શબ્દના પ્રયોગને વારંવાર સાંભળતાં બીજો એક અર્થ વાચક સામે સ્ફુટ થાય છે. બાજ હવાના ઘોડાને પલાણતો અસવાર છે. તેની સવારી દરમિયાન હવામાં વીંઝાતી પાંખ અવકાશને રણઝણાવી મૂકે છે. આમાં ઘંટ લટકાવ્યો હોય તેમ તેનો સૂર વિશદપણે રણકી ઊઠે છે અને તેના આ રણકાર ઈશ્વરની ખ્યાતિ અને શ્રેષ્ઠતાને બિરદાવે છે.

પહેલી આઠ લીટીમાં, આ ઘંટનો રણકાર શબ્દ-સૂરના રણકારમાં સ્પષ્ટ સંભળાય છે. રણકારની વાતને પ્રાધાન્ય આપીએ તો ફરી પાછો reinનો અર્થ શો એમ સહેજે પ્રશ્ન થાય. વીંઝાતી પાંખ હવા પર લગામ જેવો કાબૂ રાખતી અસવારને સમતોલ રાખે છે, અને આ પાંખ પર અસવારનો ઘંટ રણઝણ્યા કરે છે. હૉપકિન્સને મન બાજ પક્ષી પણ ઈશ્વરનો મહિમા ગજવતું કુદરતના લાવણ્યમાં વિહરતું ઉપાસક છે. Wimpling શબ્દ પણ વિવેચકોએ વિદ્વત્તાપૂર્વક ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે. એક વિવેચકે એવું નોંધ્યું છે કે કવિએ Wimpling શબ્દ વાપર્યો છે કારણ કે નીચેથી જોતાં બાજ

પક્ષીના પીંછા ગડીઓ વળીને ગોઠવાયેલા દેખાય છે સામાન્યરીતે બાજ એટલુ ઊંચે ઊડતુ હોય છે કે આ વિવેચકનુ અર્થઘટન માન્ય રાખીએ તો કવિએ દૂરબીન લઈને બાજના ઉડ્ડયનનો અભ્યાસ કર્યો હશે એમ માનવુ પડે! Wimpling' બાજની વીંઝાતી પાંખ માટે પ્રચલિતપણે વપરાતુ વિશેષણ છે પાંખની ગતિ એકધારો તાલબદ્ધ હોતી નથી કયારેક ઉતાવળી તો કયારેક તાલ ચૂકીને ધીમી પડતી હોય છે

આ પહેલી આઠ લીટીની શબ્દરચના પાંખની ગતિનો પડઘો ઝીલતી હોય એવી છે તે કાવ્યને ફરી ફરી વાચતા વાચકને સૂઝે છે હોપકિન્સે ઇરાદાપૂર્વક જ આવી શબ્દ રચના કરી હોય એમ પહેલી અને બીજી લીટીના પહોળા ઉચ્ચારવાળા ઉતાવળે બોલાઈ જતા શબ્દો અને ત્રીજીમા ધીમેથી ઉચ્ચારાતા શબ્દોનો વિરોધ જોઈને માની લેવાનુ મન થાય છે કવિ બાજના ઉડ્ડયનનુ સૌદર્ય નીરખવામા એવો તો તન્મય છે કે તેનુ હૃદય પાદરીપણાથી વિમુખ થઈને ઉત્તેજાઈ ગયુ છે અહો! કેવી સિદ્ધિ! કેવુ સુદર પ્રભુત્વ! કવિનુ હૃદય પુલકિત થઈ ઊડયુ છે આનદ માણી રહ્યુ છે તે આનદ તેને ઘડીભર પોતાનુ કર્તવ્ય ભુલાવી દે છે, જાણે કે કવિ નિજ કર્તવ્યથી સતાતો ફરે છે, કેમકે બાજના પ્રભુત્વથી તે સર્વથા અંજાઈ ગયો છે 'My heart in hiding'ના અર્થ માટે પણ વિવેચકોએ કલ્પના કરી છે કે કવિહૃદય કુદરતથી વિમુખ થઈને સંતાતુ ફરે છે એવો અર્થ અભિપ્રેત હશે તેવા અર્થ ઘટનનો પહેલી આઠ લીટીમા પ્રગટ થતા કવિના ઉલ્લાસ સાથે મેળ બેસે નહિ કુદરતથી સતાતો ફરતો કવિ બાજનુ મનોહર



## ધીરુ પરીખ

### નેહરુ બ્રિજ પર

ઢળી સધ્યા લોકો સજધજ થઈ નેહરુ પુલે
ગયા—થોડા જૈફો, અધિક મિલનો યૌવન રચ્યા,
ટહેલતા છેલો (કણ કણ તૂટ્યુ ઇન્દ્રધનુ ત્યા!)
કયહી એકાકી કો જન જગતની ગમ્મત કરી
ઉડાડે છે ચાચા'-પ્રિય બટુક ઘૂમે વળી ઘણા
હવાયે ભીંસાતી સતત શ્વસનો ફરી ધમણે
તળે ખાલી રીસે સરિત તદપિ પુલ ઉપરે
ધસે સ્નો-પોમેડે મઘમઘ થતી ગધ-ભરતી
જરી જોયુ ત્યા તો, નિધન લગ જે કાર્યરત તે
નહેરુની આ શી છવિ નયન સામે ઝબકતી
રહી પૂછી કો દી ડગમગ-ચરણો શાત પડતો?
ફરી જોઉં ઘા તો .
નહેરુ નામે આ પુલ ઉપર શી
ઉતારે છે લોકો દિવસભરનો થા ક સઘળો!

### વર્ષો પછી

કઈ કેટલા વર્ષો પછી
લઉ હાથમા કિતાબ આ
ને ખોલતો ત્યા

યાદ ના
કયારે ય મૂકયુ પાન લીલુ
આજ તે જાળી સૂકી
મૂકી અને ચાલ્યુ ગયુ

હુ શોધવા મથતો રહુ તે પાન
શો જાળી મહીં અટવાઉ!
જાળી ખરખર કરતી ખરી પડી રે!
કાળી લિપિ
ગરગર કરતી ગરી પડી રે!

## ભાનુપ્રસાદ પંડ્યા

### હિજરત પછીના ગામડે

પગલાં બધાં સામાં મળે...
એ વાટમાં એકાદ પણ આગળ જતું
પદચિહ્ન ત્યાં ભાળું નહિ!
જેવો ગતિથી જઉં નિકટ
તો લાગતું કે માર્ગ પરના
વૃક્ષ પણ સૌ ગામથી
ઝટ નીસરીને
જીવ લૈ શું નાસતાં?
ગોંદરે કૂવો અવાચક.

શ્વાન ઊભાં શેરીઓમાં આરડે.
ખુલ્લાં મૂકીને બારણાં નીકળી ગઈ
એ બોલચાલોની નનામી ક્યારની!
પગ તો ગયા પણ ક્યાંક ઓસરીએ
પગરખાં આ પડયાં...
(મોં ફાડતાં મૂંગું રડયાં..?!)
સધવાતણા શબથી ઉતારી
હોય ફેંકી ખીજડે
ત્યમ ફરફરે...
એક ચૂંદડી...
સૂકવેલ નીચા છાપરે!

## શિલ્પિન્ થાનકી

### પરિમાણ

દ્વાર ઘરનાં બન્દ હું કરતો રહું,
આઈનામાં રોજ વિસ્તરતો રહું.
હદ હજી આવી નથી આકાશની,
હું જ મારી આંખમાં સરતો રહું.

ઉડ્ડયન શી રીતે જુએ?

પાંશલી સૌંદર્ય, શૌર્ય, પ્રવૃત્તિ, હવા, ગૌરવ, પીછાંનું રૂપ—સર્વ અહીં ભેગું થયું છે; એથી વધુ સુંદર બીજું કંઈ કલ્પી શકાય ખરું? Buckle શબ્દનો અર્થ 'ભેગું થયું છે' કરી શકાય, તે સાથે 'ઉત્સાહભેર કામે મંડી જવું' અર્થ પણ ડોકિયું કરતો લાગે છે. Buckleનો ધ્વનિ બાજનું સૌંદર્ય, શૌર્ય–વાતાવરણ જોડાઈને રણઝણતું ધ્યાન ખેંચે છે તેમ સૂચવે છે. આ સૌંદર્યથી પણ ઉત્કૃષ્ટ સૌંદર્ય છે, ને છેલ્લી છ લીટીઓ તેનો ઉલ્લેખ કરવામાં પ્રવૃત્ત છે. બાજના વિજયવંતા રૂપાળા ઉડ્ડયનથી કરોડગણું મોહક જિસસનું તેજ છે. ભલે ભયજનક લાગે, પણ તેને આંબે એવું કોઈ સૌંદર્ય નથી-તેમાં આશ્ચર્ય શું? રોજિંદા બનાવોમાં, નાની વિગતોમાં પણ પ્રિય જિસસનું તેજ વરતાય જ છે ને? મહેનતપૂર્વક ચાલીને ચાસ પાડતા હળનું ધાતુનું ફળું ચમકી ઊઠે છે, અરે, ઉપર રાખ વળી ગઈ હોય એવો સળગતો દેવતા પણ સંકોરાતાં જાણે ચામડી છોલાઈને ઘા પડી ગયા હોય તેમ સોનેરી રાતા રંગથી ચમકી ઊઠે છે!

છેલ્લી ત્રણ લીટીમાં જેઝયુઈટ પાદરી તરીકેની કવિની જિસસપ્રીતિ અને ધાર્મિક માન્યતાઓ વ્યક્ત થઈ છે. એક રૂપક એવું સમજી શકાય કે હળના મહેનતપૂર્વક ચાલીને તેજસ્વી થવાના ઉદાહરણમાં કવિની પોતાની જેઝયુઈટપંથી તરીકેની છેલ્લાં નવ વર્ષની મહેનત અભિપ્રેત છે. નવ વર્ષ ચાલેલી એક ધારી તપશ્ચર્યા પછી તેનો પાદરી તરીકે સ્વીકાર થયો, તે પોતે તેજસ્વી બન્યો. (આ કાવ્ય રચાયું તે અરસામાં જ કવિને વિધિપૂર્વક પાદરીનું પદ આપવામાં

sprung rhythmની વિશિષ્ટતા છે. શબ્દભાર વચ્ચેના વધતાઓછા અંતરને વર્ણાનુપ્રાસ, સ્વરસામ્ય, વિવિધ ઉચ્ચારો ના ઉપયોગ વગેરેથી સંવાદિત બનાવાયું છે. Sprung rhythm આધુનિક કવિતા-ના speech rhythmથી શબ્દભારની ગણતરીની ગોઠવણીમાં જ જુદું પડે છે, તે સિવાય હૉપકિન્સની કવનરીતિ આધુ-નિક કવિઓ જેવી જ છે.

હૉપકિન્સના આ કાવ્યને બિરદાવતાં વિ-વેચક જ્હૉન પિક કહે છે. 'It is indeed the achieve of, the mastery of the thing.' હૉપકિન્સને બાજના ઉડ્ડયનની સિદ્ધિનું જેટલું કુતૂહલ અને જેટલો આનંદ થયો તેટલાં જ કુતૂહલ અને આનંદ હૉપકિન્સના વાચકને આ સૉનેટના સૌંદર્ય અને સિદ્ધિ માટે થાય છે. હૉપકિન્સે બ્રિજિસ પર લખેલા પત્રમાં આ સૉનેટનો ઉલ્લેખ કર્યો હતો કે 'the best thing I ever wrote'. આ કાવ્યની સુમધુર શબ્દ-બાંધણી આસ્વાદતાં, કવિ સાથે પ-ક્ષીના ઉડ્ડયનનું સૌંદર્ય માણતાં કે ધર્મચિંતન-માં ડૂબકી મારી આવતાં કોઈ પણ વાચક હૉપકિન્સના કવન પર વારી જાય એમાં શી નવાઈ ?

## બટુકરાય પંડ્યા

### ગામમાં

વાયરે વાત ચર્ચાઇ ગઈ ગામમાં,
ફૂલની ગંધ લહેરાઇ ગઈ ગામમા.

એમ ચિલમન ઉઠાવી લીધો એમણે,
રૂપની છાબ ઠલવાઈ ગઈ ગામમા.

કોણ પાગલ પપીહાને છેડી ગયુ ?
કંઠની આહ ફેલાઈ ગઈ ગામમાં.

ઉમ્રભર મસ્ત દીવાનગી, દરબદર–
ઠોકરો ખાઈ ખોવાઈ ગઈ ગામમાં.

મયકશીને મુબારક હતી મુફલિસી,
આબરૂ એમ સચવાઈ ગઈ ગામમા.

કોઇ રીન્દાના–મહેફિલથી ઊઠી ગયું,
તરસતી આંખ છલકાઇ ગઈ ગામમાં.

પાળિયે પાળિયે સ્વપ્ન પોઢી ગયાં,
ઝબકતી જ્યોત બુઝાઇ ગઇ ગામમાં. •

## કરસનદાસ લુહાર

### મારી શોધ

મારી આંગળીએ વળગી હું મને ગોતવા રખડું છું,
ભીતરથી હું ભરચકતોયે ખાલીજેવો ખખડું છુ.—મારી૦

જળની મુલાકાતો જાણે હોય થતી અંગારાથી,
એમ કદી ભટકાઇ જતો હુ રસ્તામાં પણ મારાથી!
પૂર્ત પછી ભાગે છે હું તો 'હુ'નો પીછો પકડું છુ,
મારી આંગળીએ વળગી હું મને ગોતવા રખડું છું!

શ્વાસમાં હું કેદ સતત, મેં કુસંગ મને ના છે શોધે,
હાય! અભાગી આંખો તો યે મેં જ મને ખુદ ના જોયો!
મારા હોવાની શય્યામા હું જ નથી ને ત્રફડું છું,
મારી આંગળીએ વળગી હું મને ગોતવા રખડું છું!

## જગદીશ ત્રિવેદી

### કોણ વાચા આપશે?

ભરબજારે
પાલખામાં વાંસની પોઢી અમે
બંધ આંખે શ્હેરની રોનક બધી નિહાળતા
ફરતા હશું–
અચાનક કયાંકથી ત્યારે–
ફૂલની રેશમ–સુંવાળી પાંદડી શા
કોઇના સુરભિત શ્વાસોચ્છ્વાસ
અમારાં અંગઅંગાંગે જશે ફરકી–
અને
ઓશીકે બેઠા અમારા હૃદયમાં
ત્યારે થશે રણઝણ કવિતા તેને કહો
કાગળ ઉપર ટપકાવી લેશે કોણ?
અમારી બંધ પાંપણને
વળગી રહેલા એક આંસુને કહોને
કોણ વાચા આપશે?

## હેમલતા ત્રિવેદી

### અમે ડાળીઓનાં ગીતોને પરસ્યાં....

અમે ડાળીઓનાં ગીતોને પરસ્યાં
પણ ફૂલડાં ઊંચે ચડયાં રે લોલ.
અમે કેડીએ કેડીએ હાલ્યાં
પણ ઝાંખરાં ઓરાં અડયાં રે લોલ.
અમે પાંપણની નગરીમાં પેઠાં
પણ આંસુ થૈ બ્હારાં પડયાં રે લોલ.
અમે અંધારાં ગટ ગટ પીધાં
પણ તેજ કંઈ પાછાં ફર્યાં રે લોલ.
અમે કાળી કુવેલ થૈ ટૌ'કયા
પણ મો'ર તમે આંબે ના'વ્યા રે લોલ.
અમે ચાડિયાનું રૂપ થઈ રોયાં
પણ મોલ તમે આઘા ઊગ્યા રે લોલ.

એ સૌંદર્ય કરતાં અધિક એવા જિસસના સૌંદર્યનું મુકત મને ગાન આ કાવ્યમાં થયું છે.

હૉપકિન્સનાં કાવ્યોમાં ધર્મ, જિસસ-પ્રીતિ અને કવનની વિશિષ્ટતાની ત્રિવેણી-નો સંગમ થયો છે. જિસસદર્શનમાં કવિને ઇશ્વરના સર્જનનો મહિમા વરતાય છે. કુદ-રત અને તેમાં વિચરતાં પ્રાણીઓ પણ તે મહિમાનું ગાન કરે છે. આ અસાધારણ વિ-ષય માટે હૉપકિન્સ અસાધારણપણે શબ્દો પ્રયોજે છે અને કર્ણપ્રિય સંગીત સર્જે છે. પહેલી લીટીમાં છેલ્લો શબ્દ તોડીને, બીજી લીટીમાં લાંબો સમાસ બનાવીને, ach-ieve શબ્દને ક્રિયાપદને બદલે નામ તરીકે વાપરીને, buckle શબ્દનો ઉપયોગ શો હશે તે સંદિગ્ધ રાખીને, sillion જેવો ભુલાઈ ગયેલો શબ્દ પ્રયોજીને તે વાચકને અર્થઘટનમાં પ્રવૃત્ત રાખે છે. દરેક શબ્દ ફક્ત તેના અર્થ માટે જ નહિ પણ ધ્વનિ માટે યે પસંદ કરાયો છે એવી સભાનતા કા-વ્યને 'સાંભળીને' વાંચતા વાચકને થાય છે. શબ્દોના અર્થ તો કાવ્યને ફરી વાંચતાં સ્ફુટ થાય, પણ તેનું સંગીત, તેનો લય, તરત જ ધ્યાન ખેંચે છે.

હૉપકિન્સની સૉનેટરચના-રૂઢિગત નથી તે દેખીતું છે. ચીલાચાલુ iambic pentameter ની જગ્યાએ તેણે spr-ung rhythmનો પ્રયોગ કર્યો છે. અ-છાંદસકવિતાકરતાં ને બોલાતી ભાષા કરતાં તે જુદો પડે છે. છંદોબદ્ધ કવિતાની જેમ આમાં નિયમિતપણે પ્રયોજાયેલો શબ્દભાર લીટીની ગતિને તાલબદ્ધ બનાવે છે. દરેક લીટીમાં પદ ગમે તેટલાં હોય, પણ શબ્દ-ભાર તો પાંચ જ છે. બે શબ્દભાર વચ્ચેનું અંતર એક સરખું નથી હોતું તે આ

આવ્યું હતું, ત્યાં સુધી તે સાધક હતો ) આકરી સાધનાએ તેના મન ઉપર ક્યારેક થાકની રાખ વાળી દાબી હોય તો પણ વળી પાછું તેનું મન તે ખંખેરીને આળું થઈ જાય, ભૂખરો પડેલો દેવતા સળગીને, ધા લાગ્યો હોય તેમ, સોનેરી રાતો થઈ ઊઠે, એમ જ કવિનું મન ઉત્તેજાય.

કવિ પોતાની પરિસ્થિતિનો વિચાર કરે છે ત્યા સાથેસાથે જિસસનો પણ નિર્દેશ છે જિસસનું જીવન સુંદર હતુ પણ બલિદાન તો તેથી કરોડગણું ઉત્કૃષ્ટ હતું. જિસસનુ બલિદાન પ્રેમની જ્વાળાથી નિસર્ગના કોઈ પણ તેજોમય સૌંદર્યથી વધુ મોહક બન્યું હતું જિસસને પગલે ચાલવા ઇચ્છતો કવિ પણ તપશ્ચર્યા દ્વારા એવુ સૌન્દર્ય પ્રાપ્ત કરવા પ્રવૃત્ત છે.

હૉપકિન્સનુ કાવ્ય આસ્વાદતા ધાર્મિક અર્થઘટન ન વિચારીએ તો કવિનું વક્તવ્ય અધૂરું જ માણ્યું ગણાય. હમ્ફ્રી હાઉસ નામના વિવેચકે કહ્યુ છે કે હૉપકિન્સનાં લખાણોમાં 'no single sentence better explains the motive and direction of Hopkins' life than Man was erected to praise.' ઈશ્વરના ઐશ્વર્યનો, તેજોમયતાનો મહિમા ગાવા જ મનુષ્યનુ સર્જન થયું છે એમ દૃઢપણે માનતા કવિના કવનમાં જિસસની દિવ્યતાનો, તેજોમયતાનો ઉલ્લેખ હોય જ. જ્યૉર્જ ગ્રિગ્સન કહે છે. 'Hurrahing, praising, glorying and exclamation— these explain Hopkins as a poet'. આ કાવ્યમાં તે વાત સર્વથા સાચી ઠરે છે. બાજ પક્ષીના ઉડ્ડયનના સૌંદર્યની મુક્ત મને પ્રશસ્તિ, અને

## પન્ના નાયક

## પ્રિયનું નામ

શુ કરું ?
શુ કરવુ સમજાયું નહીં એટલે
ગણું ગણું ને ભૂલી જાઉં
એવુ કામ કર્યા કર્યું.
પૂનમની રાતે (અમાસે તો રહેલા) આખ નીચકારતા
તારા ગણ્યા
પારિજાતની ખુલ્લી અધખુલ્લી
કળીઓ ગણી.
બારી બહાર ટપકતા
વર્ષાના ફોરા ગણ્યા
ઘડિયાળના કાટા ખસે એ ક્ષણ
પકડવા પ્રયત્ન કર્યો
મિનિટમા મારી આખો
કેટલી વાર પલકારે છે
એની અરીસામા ગણતરી કરી.
પણ કશુ બદલાયુ નહીં.
જગ એવુ એ જ
અને ક્ષણભર માટે સાવ ખાલી ખાલી
જાણે એકાન્તનો મોટો ઓરડો.

ત્યાં અચાનક, શુ સૂઝ્યું
મારી લાલ પેનથી (એક વાર મેં જ એને લખવા આપેલી)
પ્રિયનુ નામ લખ્યું
એક વાર નહીં
એનુ એ અનેક વાર
પણ આશ્ચર્ય
એ આધે અદૃશ્ય ન્હોય
મારી લિપિના મરોડ બદલાય
અક્ષરના વળાક મરડાઇ જાય
વાચું તો–પ્રિયના હસ્તાક્ષરોમાં
વંચાય એનુ વ્હાલુ મારું નામ!

## જગદીશ ત્રિવેદી

### કોણ વાચા આપશે?

ભરબજારે
પાલખીમાં વાંસની પોઢી અમે
બંધ આંખે શ્હેરની રોનક બધી નિહાળતા
ફરતા હશું–
અચાનક ક્યાંકથી ત્યારે–
ફૂલની રેશમ–સુંવાળી પાંદડી શા
કોઇના સુરભિત શ્વાસોચ્છ્વાસ
અમારાં અંગઅંગાંગે જશે ફરકી–
અને
ઓશીકે બેઠા અમારા હૃદયમાં
ત્યારે થશે રણઝણ કવિતા તેને કહો
કાગળ ઉપર ટપકાવી લેશે કોણ?
અમારી બંધ પાંપણને
વળગી રહેલા એક આંસુને કહોને
કોણ વાચા આપશે?

## હેમલતા ત્રિવેદી

### અમે ડાળીઓનાં ગીતોને પરસ્યાં....

અમે ડાળીઓનાં ગીતોને પરસ્યાં
પણ ફૂલડાં ઊંચે ચડયાં રે લોલ.
અમે કેડીએ કેડીએ હાલ્યાં
પણ ઝાંખરાં ઓરાં અડયાં રે લોલ.
અમે પાંપણની નગરીમાં પેઠાં
પણ આંસુ થૈ બ્હારાં પડયાં રે લોલ.
અમે અંધારાં ગટ ગટ પીધાં
પણ તેજ કંઈ પાછાં ફર્યાં રે લોલ.
અમે કાળી કુવેલ થૈ ટૌ'કયા
પણ મો'ર તમે આંબે ના'વ્યા રે લોલ.
અમે ચાંદિયાનું રૂપ ધરી રોયાં
પણ મોલ તમે આઘા ઊગ્યા રે લોલ.

એ સૌંદર્ય કરતાં અધિક એવા જિસસના સૌંદર્યનું મુકતમને ગાન આ કાવ્યમાં થયું છે.

હૉપકિન્સનાં કાવ્યોમાં ધર્મ, જિસસ-પ્રીતિ અને કવનની વિશિષ્ટતાની ત્રિવેણી-નો સંગમ થયો છે. જિસસદર્શનમાં કવિને ઇશ્વરના સર્જનનો મહિમા વરતાય છે. કુદ-રત અને તેમા વિચરતાં પ્રાણીઓ પણ તે મહિમાનુ ગાન કરે છે. આ અસાધારણ વિ-ષય માટે હૉપકિન્સ અસાધારણપણે શબ્દો પ્રયોજે છે અને કર્ણપ્રિય સંગીત સર્જે છે. પહેલી લીટીમાં છેલ્લો શબ્દ તોડીને, બીજી લીટીમાં લાંબો સમાસ બનાવીને, achieve શબ્દને ક્રિયાપદને બદલે નામ તરીકે વાપરીને, buckle શબ્દનો ઉપયોગ શો હશે તે સંદિગ્ધ રાખીને, sillion જેવો ભુલાઈ ગયેલો શબ્દ પ્રયોજીને તે વાચકને અર્થઘટનમાં પ્રવૃત્ત રાખે છે. દરેક શબ્દ ફકત તેના અર્થ માટે જ નહિ પણ ધ્વનિ માટે યે પસંદ કરાયો છે એવી સભાનતા કા-વ્યને 'સાંભળીને' વાંચતા વાચકને થાય છે. શબ્દોના અર્થ તો કાવ્યને ફરી વાંચતાં સ્ફુટ થાય, પણ તેનું સંગીત, તેનો લય, તરત જ ધ્યાન ખેંચે છે.

હૉપકિન્સની સૉનેટરચના - રૂઢિગત નથી તે દેખીતું છે. ચીલાચાલુ iambic pentameter ની જગ્યાએ તેણે sprung rhythmનો પ્રયોગ કર્યો છે. અ-છાંદસકવિતાકરતાં ને બોલાતી ભાષા કરતાં તે જુદો પડે છે. છંદોબદ્ધ કવિતાની જેમ આમાં નિયમિતપણે પ્રયોજાયેલો શબ્દભાર લીટીની ગતિને તાલબદ્ધ બનાવે છે. દરેક લીટીમાં પદ ગમે તેટલાં હોય, પણ શબ્દ-ભાર તો પાંચ જ છે. બે શબ્દભાર વચ્ચેનું અંતર એક સરખું નથી હોતું તે આ

sprung rhythmની વિશિષ્ટતા છે. શબ્દભાર વચ્ચેના વધતાઓછા અંતરને વર્ણાનુપ્રાસ, સ્વરસામ્ય, વિવિધ ઉચ્ચારોના ઉપયોગ વગેરેથી સંવાદિત બનાવાયું છે. Sprung rhythm આધુનિક કવિતાના speech rhythmથી શબ્દભારની અનુતરીની ગણવણીમાં જ જુદું પડે છે, તે સિવાય હૉપકિન્સની કવનરીતિ આધુનિક કવિઓ જેવી જ છે.

હૉપકિન્સના આ કાવ્યને બિરદાવતાં વિવેચક જ્હૉન પિક કહે છે. 'It is indeed the achieve of, the mastery of the thing.' હૉપકિન્સને બાજના ઉડ્ડયનની સિદ્ધિનું જેટલું કુતૂહલ અને જેટલો આનંદ થયો તેટલાં જ કુતૂહલ અને આનંદ હૉપકિન્સના વાચકને આ સૉનેટના સૌંદર્ય અને સિદ્ધિ માટે થાય છે. હૉપકિન્સે બ્રિજિસ પર લખેલા પત્રમાં આ સૉનેટનો ઉલ્લેખ કર્યો હતો કે 'the best thing I ever wrote'. આ કાવ્યની સુમધુર શબ્દ બાંધણી આસ્વાદતાં, કવિ સાથે પક્ષીનાઉડ્ડયનનું સૌંદર્ય માણતા કે ધર્મચિંતનમાં ડૂબકી મારી આવતાં કોઈ પણ વાચક હૉપકિન્સના કવન પર વારી જાય એમાં શી નવાઈ?

## બટુકરાય પંડ્યા

### ગામમાં

વાયરે વાત ચર્ચાઇ ગઈ ગામમાં,
ફૂલની ગંધ લહેરાઇ ગઈ ગામમા.

એમ ચિલમન ઉઠાવી લીધો એમણે,
રૂપની છાબ ઠલવાઈ ગઈ ગામમા.

કોણ પાગલ પપીહાને છેડી ગયુ?
કંઠની આહ ફેલાઈ ગઈ ગામમાં.

ઉમ્રભર મસ્ત દીવાનગી, દરબદર–
ઠોકરો ખાઈ ખોવાઈ ગઈ ગામમા.

મયકશીને મુબારક હતી મુફલિસી,
આબરૂ એમ સચવાઈ ગઈ ગામમા.

કોઇ રીન્દાના-મહેફિલથી ઊઠી ગયુ,
તરસતી આખ છલકાઇ ગઈ ગામમા

પાળિયે પાળિયે સ્વપ્ન પોઢી ગયાં,
ઝળકતી જ્યોત બુઝાઇ ગઇ ગામમા.

## કરસનદાસ લુહાર

### મારી શોધ

મારી આંગળીએ વળગી હુ મને ગોતવા રખડુ છું,
ભીતરથી છુ ભરચકતોયે ખાલીજેવો ખખડુ છુ —મારી૦

જળની મુલાકાતો જાણે હોય થતી અંગારાથી,
એમ કદી ભટકાઇ જતો હુ રસ્તામા પણ મારાથી!
તૂટં પછી ભાગે છે હું તો 'હુ'નો પીછો પકડુ છું,
મારી આંગળીએ વળગી હું મને ગોતવા રખડુ છું!

મારામાં છું કેદ સતત, મે ક્યાય મને ના છે ખોયો,
હાય! અભાગી આખો તો યે મેં જ મને ખુદ ના જોયો!
મારા હોવાની શય્યામા હુ જ નથી ને ઝફડુ છું;
મારી આગળીએ વળગી હુ મને ગોતવા રખડુ છું!

## વીરુ પુરોહિત

### એક ગીત...!

કે મને પાણીની જેમ કોઈ સ્પર્શે!
આસપાસ દર્પણનો આભાસી તડકો
તું સૂરજના હોવ.ની ધારણા,
લાગણીનું રણમાં ચણાતું મકાન
પારદર્શકતા સગપણનાં બારણાં,
પડછાતી દૂરતા નેવાંની ધારમાં
ને ધોધમાર રોજ કોઈ વરસે...
કે મને પાણીની જેમ કોઈ સ્પર્શે!
રોજરોજ આંખ્યુંમાં મળવાનાં પક્ષીઓ
ઇચ્છાનું આભ લઈ આવતાં,
આપણા સંબંધ, સખી! એવાં કહેવાય
જાણે શીર્ષક વિનાની કોઈ વારતા,
એકાદી આંગળીને બંસી બનાવી
કોઈ ફૂંકો તો ગોકુળ સળવળશે...
કે મને પાણીની જેમ કોઈ સ્પર્શે!

## નિરંજન ભટ્ટ

### ગઝલ

ભૂલી જવામાં તમને જોકે શાણપણ હતું.
કિન્તુ બધામાં હોય એ મારામાં કયાં હતું?
મારા વિશેનાં સૂચનો મળતાં રહ્યાં મને;
એકાદ કહેણ એમના બારામાં કયાં હતું?
એવી રીતે ઊડયા કરી ભ્રમણાની ચકલીઓ,
અવકાશમાં ખોવાયું એ માળામાં કયાં હતું?
ઘુમરાયાં કરી એમના હોવાની ઘૂમરીઓ,
છાતીના વમળ જેવું સમંદરમાં કયાં હતું?
ટોળું બનીને ફરતો રહ્યો હું શહેરમાં
હું ઘર, નગર, ગલી હતો; એકાન્ત કયાં હતું?

## પ્રવીણ ભાલ

### વૈશાખી રાત

આ વૈશાખી રાત નથી ખૂટતી.
આ તારાની વાત નથી ખૂટતી.

આંખોમાં ઘૂમરાતો રાતદિન રે'છ
કોક ઊંડા અભાવનો ઓળો,
એવી તો મતિ મૂંઝાઇ જાય ત્યારે
કે ભીજાતો આતમાનો ખોળો.
ઊધઈની જેમ મને કરકોલી ખાય
એવી પીડાની વાત નથી છૂટતી
આ વૈશાખી રાત નથી ખૂટતી.

એકલો બેચેન અહીં આથડું છું રોજ,
નથી ભીની લહર કોઇ શ્વાસમાં
સહરાની જેમ મારું અંગ અંગ સળગે
ને આંબાનાં ઝાડ એના વાસમાં
તડકાના સાગરના માછલાના મંનમાંથી
છાયાની પ્રીત નથી તૂટતી
આ વૈશાખી રાત નથી ખૂટતી.

રાખો છે આંખ કોરી કોરી જો નીંદર
ત્યાં સપનાં રંગીને સાત લાવે
આંખોની પાછળનાં વેદનાનાં પૂર
મહીં ધુબકાવા એક જણ આવે
ધરતી ગગન બધું ફૂલ ફૂલ થાય
એક અહીંયાં વસંત નથી ફૂટતી
આ વૈશાખી રાત નથી ખૂટતી.

# વિજોગણ ચૂડની કથા

પુષ્કર ચદરવાકર

દતકથાનુ આ કથાતત્ત્વ છે.

ઓખા બરડાની રાજકુમારી અમીઅલ નામના વણિકપુત્ર સાથે–કદાચ મત્રીપુત્ર હોય–બાળપણથી સહચાર કેળવી પોતાના પિયરમા દિવસો વ્યતીત કરતી અને નાન પણથી સાથ ઊછરેલ, તેથી સહચારમાથી પ્રીતિ ગમણી મોટા થતા ગયા તેમ તેમ વધયેલ બી વૃક્ષમા પરિણમ્યુ, અને દ્વૈત માથી અદ્વૈત સધાયુ

રાજકુમારી વયમા આવી લગ્નનો સમય થયો અને કુટુમ્બમર્યાદા અનુસાર ઓખા બરડાના કોઈ રાજકુમાર સાથે રાજકુમારી નુ વેવિશાળ થયુ ચૉરીએ ચડી ચાર ફેરા ફર્યા, પણ વણિકપુત્ર અમીઅલ સાથેની પ્રીતગાઠ તો અકબધ રહી તે રહી જ રાજ કુમારીએ અમીઅલને સાથે આવવાનુ નો તરુ દીધુ, અને અમીઅલ ગુપ્તપણે રાજ કુમારી સાથે ઓખા બરડાના રાજકુમારના નગરમા ગયો ત્યા એક માલણને સાધી તેની સાથે તે રહેવા લાગ્યો, પોતાની નાત જાતને છુપાવીને અત્યત ગુપ્તપણે !

રાજકુમારીએ પતિ પાસે બહાનુ કાઢ્યુ કે પોતાનુ એક વ્રત અધૂરુ છે, તે પૂરુ કરવા એકાતવાસમા રહેવુ જોઈએ, તેથી પોતે છએક માસ સુધી એકલી મહેલમા રહેશે તેની આ માગણી મુજબ રાજકુમારે નગર બહાર એક મહેલમા રહેવાની ગોઠવણ કરી

હવે રાજકુમારીએ આ કથની અમી અલને પહોચતી કરી, અને રાજમહેલે મોડી રાતે આવવા માટે તેને ઇજન દીધુ

અમીઅલ દર રાતે રાજકુમારીને

# વિજોગણ ચૂડના દુહા

સ પુષ્કર ચદરવાકર

[કથાપ્રવેશ માટે જુઓ સામેનો અગ્રલેખ]

ચૂડ કે' છે

કચનને કાટ ન લાગે, કળજગ હોય કૂડો,
સિંદુરિયા આબે શાખુ લાગે, રસ બગાડે સૂડો,
રસ બગાડે સૂડો તે રસ પાટો થિયો,
અને સુહાગી સજણ, ભગી જ ગિયો!
મૂકી જાગનો મારે, માડવો મુટો,
ચૂડ કે',
કચનને કાટ ન લાગે, કળજગ હોય કૂડો,
સિંદુરિયા આબે શાખુ લાગે, રસ બગાડે સૂડો!

ચૂડ વિચારે છે કે ભલેને ગમે તેવો કળજુગ બેઠો હોય પણ અમીઅલ રૂપી કચનને કદી ય કાટ ન લાગે સિંદુરિયો આબો આબાની એક જાત સૂડો શુક સમાન દેખાવે ખરું પણ એનુ રસપરખુ નહિ તે પખી, અહીં અનધિકારીના અર્થમા મૂકી જાગનો—જુગારના દાણાની ઢગલી કરી ઉપર ઘીનો દીવો કરી કોઈ પવિત્ર કાર્યાર્થે ઉપાસના કરવાનો ભાવ આ પક્તિમા લાગે છે

(૨)

ચૂડ કે' છે

સજણા, ઘેરા સામટા, વૈયુ ઘાડે વળે,
કાળજ અમારુ કણસલુ, એમા એક એક ચાચ ભરે!
ચાચુ ભરે ને કરે છ ગોર, કાપે માગ કાળજની કોર,
પછી નિહાળવી વાટ ને નેણુલા ઝરે,
ચૂડ કે',
સજણા, ઘેરા સામટા, વૈયુ ઘાડે વળે!

વૈયુ ઘાડે વળે વેદનાના વૈયા ટોળે વળી કાળજાનુ કણસલુ ટોચવા લાગી જાય છે

(૩)

ચૂડ કે' છે

સાજ પડે ને સજણ સાભરે, મને મારે બ્રેહના બાણ,
છાતીમા અમને શૌભ દિયે, વીધાણા પડય ને પ્રાણ!

વીંધાણાં પંડય અને પ્રાણ, તે અરધીએ,
અને કલેજાં લીધાં સજણાએ ભરખી,
મધદરિયે વિશવાહે વા'ણ!
**ચૂડ કે',**
સાંજ પડે ને સજણ સાંભરે, મને મારે બ્રેહના બાંણ!

**અરધીએ : (વીંધાયેલ પંડય અને પ્રાણથી) શોભીએ.**

**(૪)**

**ચૂડ કે' છે :**
સજણાએ સાંકળું ચડાવિયું, મારો પડોશ ઉજડ થિયો,
કાળા માથાનો માનવી, માયા લગાડી ગિયો,
માયા લગાડી ગિયો, તે કયારે ?
પાંચ દિ' પડોશમાં રહી ગિયો જ્યારે,
ઝગુંબ્યો આંબો, વેડયા વિનાનો રિયો,
**ચૂડ કે',**
સજણાએ સાંકળું ચડાવિયું, મારો પડોશ ઉજડ થિયો!

**સાંકળું ચડાવિયું : દ્વાર દઈ દીધાં.**

**(૫)**

**ચૂડ કે' છે :**
સજણ ગિયા ને શેરીઓ રહી, ઊડવા લાગી ખેપ,
ઊડવા લાગી ખેપ તે ઝારા ઝરે!
અને અંતરની વાદળી, સૂકા સરવર ભરે,
તૂટી ગઈ પાળ, નીર ગયા વહી,
**ચૂડ કે',**
સજણ ગિયા ને શેરીઓ રહી, ઊડવા લાગી ખેપ!

**ખેપ: ખેપટ (કાઠિ.) ધૂળ. ઊડવા લાગી ખેપ : ધૂળની આંધી ચડી છે.**

**(૬)**

**ચૂડ કે' છે :**
સજણ તમારી શેરીએ, અમે ગળીને ખાતર થિયા;
હેતુ હતા ઈ હાલ્યા ગિયા, ઘાયલ ઘીરે રિયા!
ઘાયલ ઘીરે રિયા તે અણોહરા,
અને નાખવા બાણ ને કાઢવા કાળજ સોંસરા!
આવો સુહાગી સજણા, અમે વેણે વળૂંભાઈ રિયા,

મળવા આવે છે અને રાજકુંવરી સાથે પ્રેમથી રાત્રીઓ ગાળે છે. રાજકુંવરીના રાજવંશી પ્રેમનો અધિકારી બનેલ અમીઅલ પછી તો દરરોજ રાત્રે રાજકુમારીના મહેલે જાય છે અને પ્રભાતે ઊઠીને પાછો પોતાના નિવાસસ્થાને પહોંચી જાય છે. નિરંતર આમ ચાલ્યા જ કરે છે.

એક રાત્રે રાજકુમાર નગરચર્યા જોવા નીકળ્યો છે ત્યારે રાજકુંવરીના મહેલમાં તેણે ઝળહળતા દીવા જોયા અને મહેલમાંથી પરપુરુષનો અવાજ સાંભળ્યો. આથી રાજકુમારને શંકા જાય છે કે મહેલમાં કયો પરપુરુષ હશે? ત્યારે તો રાજકુમાર કોઈ નિર્ણય લેતો નથી. ગમ ખાઈને તે પાછો ચાલ્યો જાય છે.

બીજા દિવસે સવારે રાજકુમાર મહેલે આવે છે અને પૃચ્છા કરતાં કરતાં વાતનો તાગ મેળવે છે. રાજકુમારી અમીઅલ સાથેની પ્રીતની વાત કરે છે અને કબૂલે છે છે કે રાતે તે જ પુરુષ તેની સાથે રહે છે. રાજકુમાર, આથી, રોષે ભરાઈને રાજકુમારીની હત્યા કરે છે અને રાજકુમારીના મૃત દેહને નગરની બહાર કોઈ અવાવરું વાવમાં પધરાવી દે છે. આ ઘટના સાવ ગુપ્ત રાખવા માટેના પ્રયત્નો કરવામાં આવે છે.

પણ રોજ રાત પડે છે અને નિત્યક્રમ પ્રમાણે અમીઅલ મહેલમાં રાજકુમારી સાથે પ્રણયમાં મસ્ત રહે છે. રાજકુમારી ચૂડ બની પ્રેતાત્માના સ્વરૂપે અમીઅલ સાથે કાળ નિર્ગમે છે. કદીક અમીઅલની વાટ જોતી ચૂડ ઝરૂખે ઊભી જોવા મળે, તો કદીક હિંડોળા ખાટે. આમ, રાજકુમારીની હત્યાથી અજ્ઞાત અમીઅલ પ્રેત સાથે રાત્રી ગાળી વહેલી સવારે માલણના

ઘરે પહોંચી જાય છે. થોડા સમય સુધી તો આ ક્રમ અખંડિતપણે ચાલ્યો.

પણ નગરમાં ધીરે ધીરે રાજકુમારીની હત્યાના સમાચાર પ્રસરવા લાગ્યા માલણના કાને પણ વાત આવી. અમીઅલને જાણવા મળ્યું કે રાજકુમારીની હત્યા થઇ છે. આથી તે મૂંઝવણમાં મુકાયો તેણે માલણની સલાહ લીધી તો માલણ કહે 'પ્રેત હોય એનો પડછાયો ન હોય! માટે રાજકુમારીનો પડછાયો પડે છે કે નહિ તેની ખાતરી કરજે.'

અમીઅલ મહેલે આવે છે અને રાજકુમારીના પડછાયા માટે ઝીણી નજરે શોધ કરે છે, પણ અમીઅલને રાજકુમારીનો પડછાયો જોવા મળતો નથી. તે ફરી જુએ છે અને તેને ખાતરી થાય છે કે રાજકુમારી માનવરૂપે નથી; પણ પ્રેતાત્મારૂપે જ તેને હળેમળે છે.

આથી તે વહેલી સવારે માલણના ઘેર આવી બધી વાત કરે છે, ત્યારે માલણ અમીઅલને પ્રેતાત્માથી મુક્ત થવા ગિરનારના કોઈક જોગંદરના શરણે જવાનું કહે છે. અને અમીઅલ ચૂડથી બચવા માટે નગર છોડી ગિરનાર ભણી ચાલ્યો જાય છે.

રાજમહેલે રાત પડે છે રાજકુમારી ચૂડ બની ઝરૂખે આવી અમીઅલની વાટ જુએ છે. પરંતુ અમીઅલ તો આવતો જ નથી. અને અમીઅલની વાટ જોવામાં આખી રાત્રી પસાર થઈ જાય છે. આમ, વાટ જોતા જોતા રાજકુમારીએ વિરહમા ઠીક રાત્રીઓ ગાળી નાખી તે આકુળવ્યાકુળ બને છે. તેના હૈયામા કંઈક અમંગળ શકાએ ની ભરતી આવવા લાગી છે. ક્યારેક મનમાં

ચૂડ કે',
સજણ તમારી શેરીએ, અમે ગળીને ખાતર થિયા!

ગળીને ખાતર થિયા : ગળિયું ખાતર એના મૂળ પદાર્થને મિટાવી દે છે તેમ અમે અમારા વ્યક્તિત્વનો ત્યાગ કરી તમારામય બની ગયાં. હેતુ હેતુલા, હેતવાળા.

(૭)

ચૂડ કે' છે:
આવા સુહાગી સજણા, વ્હાલમ કરીએ વાતડિયુ,
લાબા લાબા દિવસો, મારે વેરણ રાતડિયુ!
મારે વેરણ રાતડિયુ ને દોહ્યલા દા'ડા,
તમુ વિના મારે લોહીઉકાળા!
આઠેય પહોર અંગમા, મારે ફરતી સાંકડિયુ,
ચૂડ કે',
આવો સુહાગી સજણા, વ્હાલમ કરીએ વાતડિયુ!

(૮)

ચૂડ કે' છે.
રાત અંધારી ને મેવલા ઝરે, હાક લાગી હૈયે,
અધમણ મેલ્યા અમુને એકલા; મારા સજણ ઉછગીઆ,
ઉછગ્યા સજણ, કરી ગયા કેર!
હાલતી વેળાના દઇ ગયા ઝેર!
દઈ ગયા ઝેર તે ડોલતા ફરે,
રાત અંધારી ને મેવલા ઝરે, હાક લાગી હૈયે!

(૯)

ચૂડ કે' છે:
સજણ ઝાંપે, અમે શેરીએ, વચમા વણુંભાઇ રિયા,
સજણ લોભી, અમે લાલચુ, અમથુ અબોલા રિયા!
અમથા અબોલા રિયા, તે તમે,
અને લાવો ગલાલ ઉડાડવી અમે,
નેળ સણ નાખીએ દૂધમા, જામે જબ્બર દહીં,
ચૂડ કે',
સજણ ઝાંપે, અમે શેરીએ, વચમાં વણુંભાઇ રિયા!

'અમથા અબોલા, ઉડાડવી અમે' અમથા અમથા અબોલા થયા. પણ ચાલો, હવે સમાધાન કરીએ, ગુલાલ ઉડાડીને.

(૧૦)

ચૂડ કે' છે :

સજણ સપને આવિયા, મારે પ્રીતને પીડા થઈ,
વિરહે ઝૂરું એકલી, જળ ભરવાને ગઈ!
જળ ભરવાને ગઈ તે મોરી સહી,
અને ગિયા નમેરા ને એકલી રઇ!
મોરલી માથે મણુઝર આવે, સજણ આવે નઇ,

ચૂડ કે',

સજણ સપને આવિયા, મારે પ્રીતને પીડા થઇ!

'મોરલી માથે...આવે નઈ': ગારુડી મોરલી વગાડે ત્યારે નાગ દોડતો આવે, પણ મારી વિરહ મોરલીનો સાદ સાંભળી સજણ આવતો નથી.

(૧૧)

ચૂડ કે' છે :

સજણ સપને આવિયા, ઉરે ભરાવી બાથ,
જાગીને જોઉં તો જાતા રિયા, પલંગે પછાડુ હાથ!
પલંગે પછાડું હાથ, તે કાંઇ ના ભાળું,
અને વ્હાલા સજણા માટે, ખોબલે આંસૂં ઢાળું!
આદર્યા કામ તો અધૂરા રિયા.

ચૂડ કે',

સજણ સપને આવિયા, કે ઉરે ભરાવી બાથ!

(૧૨)

ચૂડ કે' છે :

સજણ અમારા દુશમન થિયા, વેરીએ સળગાવ્યા વંન,
રાત્રે નાવે નીંદરા, દિયે ભાવે ના અંન!
દિયે ભાવે ના અંન, તે આમ કાં કરો?
અને સજણ શીદને રૂઠયા ફરો
સુકાણા શરીર, તલખતું તન!

ચૂડ કે',

સજણ અમારા દુશમન થિયા, વેરીએ સળગાવ્યા વંન!

વિમાસે છે કે અમીઅલ મારા ચૂડ-દેહને પામી ગયો હશે? તો શું તે મારાથી ભયભીત બનીને પલાયન થઈ ગયો હશે? આવી આવી અમંગળ અને અપશુકનિયાળ શંકાઓ કરતી ચૂડ ઘણી વખતે પોતાનો વાંક કાઢે છે, અને અમીઅલને બિરદાવતી હોય છે: 'કંચનને કાટ ન લાગે, કળજગ હોય કૂડો,'

અમીઅલ સજ્જન છે. તે કંચન સમાન છે, તો તેને ગમે તેવા કૂડા કળિયુગમાં કાટ ન લાગે! આમ સ્વ-ઉક્તિઓથી તે આશ્વાસન લે છે, નિસાસા પણ નાખે છે અને વિરહથી પીડાતી ચૂડ ક્યાંક વિરહની વેદનાને તો ક્યાંક ઉપદેશને છકડિયા દુહામાં-દોઢિયા દુહામાં-મઢતી જાય છે. દરેક છકડિયો દુહો 'ચૂડ કે' છે' ના સંબોધનથી પ્રારંભને પામે છે.

આમ તો છકડિયો દુહો મધ્યકાલીન સાહિત્યમાં પદ્યબંધ તરીકે મહત્ત્વનું સ્થાન પામેલ છે. ચારણ કવિ ઇસરદાસે 'હાલાં ઝાલાં રા કુંડલિયા' અને કવિ આસોજીએ 'કુંડળિયા જસરાજ હરધોળાણિ રા' છકડિયા દુહામાં જ રચ્યા છે.

'સ્વજનને નિર્દેશીને આવા સંખ્યાબંધ ગવાતા દોઢીઆ દુહાને હું એકેક 'લિરીક' કહું છું.'* દરેકે દરેક છ પંક્તિનો આ પદ્યબંધ સ્વયં સંપૂર્ણ છે. તે છ પંક્તિમાં જ ભાવને, ઊર્મિને, સંવેદનાને ને લાગણીને જેટલી પાંખો પહોળી કરવી હોય તેટલી પહોળી કરી, પોતાની જાતને પૂર્ણપણે પ્રગટાવે છે. માટે તે દરેકેદરેક દુહો એક ઊર્મિકાવ્ય બને છે.

આ દુહામાં છ પંક્તિઓ હોય છે માટે

* 'લોકસાહિત્યનું સમાલોચન,' શ્રી ઝવેરચંદ મેઘાણી (૧૯૪૬, પૃ. ૧૮૧)

—છકડિયો દુહો કહેવાયો છે. બીજી પંક્તિનું છેલ્લું પદ ત્રીજીમાં દોહરાય છે, બેવડાય છે, દોહાય છે માટે તે દોઢિયો દુહો પણ કહેવાયો અને દુહાના માપમા તે પ્રકારના જ દોહામાં સૌથી વધુ પંક્તિઓ છે તેથી તે દુહો રાજસ્થાનમાં 'બડો દોહો' નામ-સંજ્ઞાને પામ્યો છે.

આમ, આ ગીતકથાએ (બેલેડે) ફાવતો, પદ્યબંધ ગોતી લીધો છે.

(૧૩)

ચૂડ કે' છે :
સજણ સળગાવીને ચાલિયા, જેમ હિંદવાણે હોળી,
આંખ્યોમાંથી અમી ઝરે, જેમ ઘાયલની ઝોળી !
ઘાય ની ઝોળી તે ટપટપ ચૂવે.
ગ ન. સાજણ પછી રૂ દેનો રુ ન !
પડ ી ચેહ ન મૃડની પૂળી
ચૂડ કે',
સજ . સળગાવીન ચાલિયા, જેન હિંદવાણે હોળી !

(૧૪)

ચૂડ કે' છે :
સ . ણે ચૂંકું નાખિયુ, ઉંવાડે ઉંવાડે રેખ,
સગ ઉપર થઇને હાલિ ગ્યા, ભનો દઇ ગયા ભેખ !
ભને દઈ ગયા ભેખ તે કીધો,
અને સજણ એકલા મૂકી ગ યો !
ગિય સજણા મનમા બાંધી ટેક,
ચૂડ કે',
સજણાએ ચૂંકું નાખિયુ, ઉંવાડે ઉંવાડે રેખ !

સજણે ચૂંક શલ્ય દઈ દીધુ ને એની વેદના મગટી છે રૂંવાડેરૂંવાડે.

(૧૫)

ચૂડ કે' છે :
સજ ણુ પથારી સાંકડી, સુવાનો નૈં સ્વાદ,
હૈયેહૈયુ મેળવવુ, જેમ લોઢું મેળવે લુહાર !
લોઢું મેળવે લુહાર, સંકેલી સામટું,
અને કાયા વળી ગઇ અમારી કામઠું !
િસાણા સજણા, રૂદિયો પાડે સાદ,
ચૂડકે',
સજણ પથારી સાકડી, સુવાનો નૈં સ્વાદ! (ચાલુ)

## કોઈ ન બીજું બોલે / કવિ: રાજેન્દ્ર શાહ

**સ્વરાંકન: અજિત શેઠ**

રાગ ભૈરવી પર આધારિત

તાલ દ્રુત દાદરા - મધ્ય લય

| | | | |
|---|---|---|---|
| ન ન ન સ મ - | સ સ - ગ ગ - | ન ન ન સ સ - | સ સ - - - - |
| કો ઈ ન બી જું - | બો લે - હો હો - | કો ઈ ન બી જું - | બો લે - - - - |
| રં સં સં રં સં - | રં સં સં રં સં - | રં સં સં રં સં - | રં સં સં રં ન - |
| પ ડ ઘો મા રા - | વે ણ નો પા ડે - | વ ન ની ભૂ રી - | છાં ય ને આ ડા - |
| સં ધ ધ ન પ પ | ધ મ મ પ પ - | ગ ગ ગ મપ પ - | ધપ મ - × × × |
| અ વ ળા ડું ગ ર | ક્યાં ય ન કો ઈ - | કા ળ જું હા-મું - | ખો-લે - × × × |

કોઈ ન બીજું બોલે હો હો કોઈ ન બીજું બોલે

| | | | |
|---|---|---|---|
| ☆ સ મ મ પ પ ધ | ધ - - - - - | સ મ મ પ ધ પ | પ - - - - - |
| એ ક લ મા રો - | બો - - - - લ | એ ક લ મા રો - | બો - - - - લ |
| ધ ધ ધ ધ ધ પ | ન ન ન ન ન ધ | સં સં સં સં સં ન | રેં રેં રેં રેં રેં સં |
| પ્હા ડ ની પે લી - | પા ર આ ઘે રા - | આ ભ માં પ ળે - | વા ય રે એ નો - |
| રેં ગં રેં સં રેં સં | સં - - - - - | સ મ મ પ પ ધ | ધ - - - - - |
| આ છ ર તો હિ - | લ્લો - - - - ળ | એ ક લ મા રો - | બો - - - - લ |
| સ મ મ પ ધ પ | પ - - - - - ☆ | સ મ મ પ ધ - | ધ ધ - - - - |
| એ ક લ મા રો - | બો - - - - લ | બ ધું ય ખા લી - | ખા લી - - - - |
| ધ સં સં રં સં - | ધ ધ - - - - | ધ ન ન ન ધ | ન સં સં સં સં ન |
| બ ધું ય ખા લી - | ખા લી - - - - | વ ળ તો દિ યે - | કો લ રે એ વું - |
| સં રં રં રં ગંરં સં | રં ગં ગં ગં ગં - | રં સં ન ધ પ - | ગ ગ ગ મ પ - |
| કો ણ અ જા ણ્યા - | મ લ ક માં થી - | ઊ ત રી આ વી - | અ ડ કે મ ને - |
| ગ ગ ગ મ પ - | ધપ મ - × × × | કોઈ ન બીજું બોલે હો હો | |
| હોં શ થી કાં ઈં - | ગા લી - × × × | કોઈ ન બીજું બોલે | |

☆||એકલ મારો બોલ, એકલ મારો બોલ, પ્હાડની પેલી પાર આઘેરા.......એકલ મારો બોલ||☆

| | | | |
|---|---|---|---|
| સ મ મ પ ધ ધ | ધ - - - - - | ધ સં સં રં સં સં | ધ - - - - - |
| જા ય રે દિ વ સ | રે - - - - ણ | જા ય રે દિ વ સ | રે - - - - ણ |
| ધ ન ન ન ન ધ | ન સં સં સં સં ન | સં રં રં રં ગંરં સં | રં ગં ગં ગં ગં - |
| અ હીં ખી લે લા - | ખા ખ રા કે રાં - | ફૂ લ ખ રે વં - - | ટો ળિ યે કી ધાં - |
| રં સં ન ધ પ - | ગ ગ ગ મ પ - | ગ ગ ગ મ પ - | ધપ મ - × × × |
| વે ગ ળાં ચ ડી - | છો ળ માં વ હી - | જા ય તે અ ષા ઢ | વ્હે - ણ - × × × |

☆||એકલ મારો બોલ.......||☆ પ્રમાણે

કોઈ ન બીજું બોલે :
પડઘો મારા વેણનો પાડે
વનની ભૂરી છાંય ને
આડા અવળા ડુંગર
ક્યાંય
ન કોઈ કાળજું હામું ખોલે.
એકલ મારો બોલ,
પ્હાડની પેલી પાર આઘેરાં આભમાં પળે
વાયરે એનો આછરતો હિલ્લોળ.
બધુંય ખાલી ખાલી :
વળતો દિયે કોલ રે એવું કોણ
અજાણ્યા મલકમાંથી
ઊતરી આવી
અડકે
મને હોંશથી કાંઈ ગાલી ?
એકલ મારો બોલ,
પ્હાડની પેલી પાર આઘેરાં આભમાં પળે
વાયરે એનો આછરતો હિલ્લોળ.
જાય રે દિવસ રેણ :
અહીં ખીલેલા ખાખરા કેરાં
ફૂલ ખરે,
વંટોળિયે કીધાં વેગળાં
ચડી છોળમાં
વહી જાય તે અષાઢ વ્હેણ.
એકલ મારો બોલ,
પ્હાડની પેલી પાર આઘેરાં આભમાં પળે
વાયરે એનો આછરતો હિલ્લોળ.

વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભુ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

ઈ. ૧૯૨૨માં ત્રેવીસ વર્ષની ઉંમરે કાવાબાતા (જે નોબેલ પારિતોષિક વિજેતા જાપાની સાહિત્યકારે હમણાં આત્મહત્યા કરી)એ એક વાર્તાસંગ્રહ પ્રગટ કર્યો. આ વાર્તાસંગ્રહે તેમને જાપાનીઝ સાહિત્યમાં ગૌરવભેર પ્રવેશ કરાવ્યો. તેમણે થોડાં વર્ષો 'સાહિત્યમાં સામાજિક આક્રોશ નહિ પણ કાવ્યમયતા'ની ચળવળમાં ભાગ લીધો. આ ચળવળના પુરસ્કર્તાઓ એમ માનતા કે જાપાનીઝ સાહિત્યમા જીવનની ઊર્મિ, જીવનની ગંધ અને જીવનના વિવિધ ધ્વનિ વ્યક્ત થવા જોઈએ. આ દિવસોમાં કાવાબાતાએ જર્મન સર-રિયાલિઝમ, ફ્યૂચરિઝમ અને જેઈમ્સ જૉઈસના સ્ટ્રીમ ઑફ કૉન્શ્યસનેસ સાથે અખતરા કર્યા.

પણ તેમને લાગ્યુ કે 'જ્યાં જાપાનીઝ જીવનનાં મૂળ નથી તેવા જીવનનાં ઉછીનાં લીધેલાં મહોરાંથી સાહિત્યકૃતિ રચી ન શકાય.' આ મંથન પાંચેક વર્ષ ચાલ્યું અને ૧૯૩૪માં પશ્ચિમના આધુનિકતાવાદનો ત્યાગ કર્યો. તેમણે કહ્યું કે હું તો એશિયન લેખક છું. એશિયામાં હું ઊગ્યો છું. 'એશિયાના પ્રશિષ્ટ ગ્રંથો દુનિયાનું સર્વોત્તમ સાહિત્ય છે. મારે મન બૌદ્ધ ધર્મગ્રંથો અને કથાઓનું બહુ મોટું મૂલ્ય છે. હું આ ગ્રંથોનો ખાસ કરીને ધર્મગ્રંથો તરીકે આદર કરતો નથી પણ સાહિત્યિક દર્શનો અને કલ્પનાચિત્રો તરીકે આદર કરું છું.'

વાડીલાલ ડગલી

(અનુસંધાન આગલી પૂર્તિથી)

'વિષાદની રેં ન વસંત માણવી!'

સ્થૂળ પ્રણયમાં સૂક્ષ્મ તરફની ગતિ અને તે દ્વારા દિવ્ય તેનો આલેખ એમની કાવ્યગત પ્રણય વિભાવનાનો વિકાસ ચવે છે. આવો આત્મા હરદમ માનવ્યને ઝંખે તેમાં નવાઈ શી? ાનવ્ય મારું જગવ્યું' કહી 'હૃદય ભક્તિની આરતથી બળે' ારે એ 'પ્રણય-સિદ્ધિ છે મૈત્રીમાં' એમ અનુભવે છે.

પ્રકૃતિમાંથી પુષ્પોએ એમને ખૂબ આકર્ષ્યા છે. કોકિલા ણી વાર એમને માટે જાગ્રતિ ઝંખતા હૈયાનું પ્રતીક બનીને આવે . આથી જ 'કોકિલાને-૧'માં કહે છે:

ટૌકી આંખ કોકિલા ક્યાં ઊડી તું?
હૈયા નીડે પ્રશ્ન મૂકી ગઈ તું:
"કોનાગ્નિ? કોનાગ્નિ? કોનાગ્નિ?..."
હૈયાની એ કોકિલાને ઉડાડું'

પ્રકૃતિના કોઈ પણ તત્ત્વમાં કે દૃશ્યમાં એ પોતાના મનોજગ-ત્નું આરોપણ કરી કૃતિને ક્યારેક ઊર્મિગર્ભ તો બહુધા વિચાર-ગર્ભ બનાવે છે. પ્રકૃતિનાં સુન્દર દૃશ્યો પણ એઓ પ્રાસાદિક ાનીમાં ખડાં કરે છે ત્યારે કાન્ત–કલાપીની યાદ આપી જાય છે:

'આકાશે છે તારકો, બારી બ્હાર
શાંત સ્વપ્નોમાં ડૂબ્યાં છે તુષાર:'

ટૂંકાં વાક્યોથી શિષ્ટ બાનીમાં એ તાંડવ દૃશ્ય ઊભું કરી શકે છે:
વજ્રીએ વજ્ર ફેંક્યું? ઉદધિ શું ઊમટ્યો? શંખ ફૂંક્યા સમીરે?
ાટ્યો જ્વાલામુખી શું? રિપુદલ દમવા ચક્રવર્તી પધારે?'

એમણે મુક્તકો, લાંબાં કાવ્યો, સૉનેટ અને ગીત રચ્યાં છે. એમનાં મુક્તકો જેટલાં ચોટદાર છે તેટલાં જ ચોટ વગરનાં છે એમનાં ગીતો. ગીતોમાં ખાસ નવોન્મેષ દાખવ્યો ન હોવા છતાં ય 'અનેકરૂપિણી' જેવું ગુલબંકીના લયમાં થડકાતી પદાવલિનું પ્રયોગાત્મક ગીત એ દૃષ્ટિએ જોવા જેવું છે. 'પેગાસસ' કે 'જોઈશ આ હૃદય ભીતર' જેવાં સફળ સૉનેટની સંખ્યા એમના કાવ્ય-રાશિમાં આંગળીને વેઢે ગણાય તેટલી. સૉનેટની સ્વરૂપગત સંશ્લિષ્ટતાનો આનંદ એમની રચનામાંથી ક્વચિત જ પામી શકાય છે. એમણે આપેલા અનુવાદોમાં ગ્રીક, અંગ્રેજી, પોલિશ કાવ્યો ને સંસ્કૃત 'ઋતુસંહાર'માંથી ગ્રીષ્મ અને વસંતના કેટલાક શ્લોકોનો સમાવેશ થાય છે. આ અનુવાદોની પસંદગીમાં કવિની શુભ અને સૌંદર્ય દૃષ્ટિનાં જ દર્શન થાય છે.

છંદો તરફ નજર કરીશું તો જણાશે કે એમણે ઉપજાતિ, દ્રુતવિલંબિત, પુષ્પિતાગ્રા, રથોદ્ધતા, શાલિની, હરિણી, મંદાક્રાંતા, શિખરિણી, પૃથ્વી, શાર્દૂલ, વસંતતિલકા, સ્રગ્ધરા, ગુલબંકી, વગેરે અનેક છંદો સફળતાથી અને સરળતાથી પ્રયોજ્યા છે. એમાંય ઉપજાતિ, દ્રુતવિલંબિત, હરિણી, શાર્દૂલ અને ગુલબંકીમાં એમની છંદશક્તિનો સારો પરિચય થાય છે તો સ્રગ્ધરા જેવામાં એમની મુશ્કેલીઓ પણ કળાયા વગર રહેતી નથી.

અલંકારોમાં એમણે સ્વભાવોક્તિ, ઉપમા, રૂપક, વ્યાજ-સ્તુતિ, ઉત્પ્રેક્ષા, શ્લેષ, યમક, વર્ણસગાઈ વગેરેનો ઉપયોગ કર્યો છે. શ્લેષ, યમક અને વર્ણસગાઈમાં એમનાં ઉત્તમ ઉદાહરણો મળે છે. 'તારો ફળો હૃદયનો સહકાર પૂર્ણ'માં સહકાર (=આંબો અને સાથ)નો શ્લેષ તો 'દમતો રેં અમ દેહ આવડાં?' માં આવડાં (=આટલા બધા અને નાના અમથા)નો શ્લેષ ચોટદાર છે. વ્યંજન પ્રાસ કરતાં ય સ્વરપ્રાસ એમની પંક્તિઓમાં વધુ સૌંદર્ય સર્જે છે તેનો આસ્વાદ 'પારેવડું ગરીબડું રડતું ધવાયું' કે 'જેણે ફરી ફરી ધરી કણ ભૂખ ભાંગી' જેવી પંક્તિઓમાં માણી શકાય છે.

આઝાદીની લડતની પરોક્ષ અસર ઝીલતું વતનપ્રેમનું કાવ્ય 'ધરિત્રી' એમણે આપ્યું છે તો વિશ્વપ્રેમનો ધ્વનિ પ્રગટ કરતું 'પૃથ્વીને' પણ આપ્યું છે. એક રીતે ત્રીશીના વાસ્તવવાદથી શુદ્ધ કવિતા તરફની એમની ગતિ નોંધપાત્ર છે તો બીજી બાજુ નોંધવું જોઈએ કે અનેક સ્થળે એ પ્રાયોગિક દશામાંથી બહાર આવી નથી. ભાવની સચ્ચાઈ એમની અભિવ્યક્તિમાં હૃદયસ્પર્શીતા લાવે છે, પણ કેટલીયે વાર એ કલામયતાના ઉંબરમાં જ અટવાઈ પડે છે. એમને પણ આનું સતત ભાન રહ્યા જ કર્યું છે તે એમણે પોતાની હસ્તપ્રતોમાં કરેલા સુધારા–વધારા–ઘટાડા અને નોંધો પરથી પામી શકાય છે. ઉમાશંકર જોશી પરના એક પત્રમાં તો એમણે લખેલું: 'There is yet the agony of unwritten poems.' તો વળી બીજા એક પત્રમાં લખે છે: 'I have no ambition to be claimed a poet.' આમ છતાં એમની કૃતિઓમાં જે અથાક કવિકર્મ છે, પ્રેરણાનો જે જોરદાર ધક્કો છે, અંગતમાંથી બિનંગત તરફનો જે ઝોક છે તે એમને સાચા કવિપદના અધિકારી તો બનાવે જ છે. વિવિધ વિષયો, દેશપરદેશના સંદર્ભો અને વિશાળ ભાવવિશ્વ એમની બહુશ્રુતતા અને વિકસિત વિચારપિંડનું પારખું કરાવી આપે છે.

એમણે કાવ્યની ઈબારતના પણ પ્રયોગો કર્યા છે. એક જ છંદમાં ચાલી આવતી કૃતિમાં અંતે બીજો છંદ, યતિભંગ અને પંક્તિ-ભંગનાં ઉદાહરણો તો ખરાં જ, કવડી (ખોપરી) અને 'સાગરા' જેવા મરાઠી શબ્દો, પ્રથમ શ્રુતિ અઘાહત હોય તેવા (કુ)સુમ, (ઉ)દધિ, (અ)નુભવ, (અ)થવા, (આ)કર્ષણે વગેરે શબ્દોનો છૂટ-થી થએલો ઉપયોગ, ત્રણ પંક્તિના શ્લોકનું આકર્ષણ, 'મૌન' જેવી કૃતિમાં હરિણીના બીજા યતિ પછી બે ગુરુનું ઉમેરણ પ્રત્યયને છૂટો પાડી બીજી પંક્તિમાં લઈ જવો, વગેરેની સાથે અભિવ્યક્તિની નવીનતા પણ ધ્યાન ખેંચે છે:

'હૃદયતલને દ્વાર ઠાંસી અકારણ તોડવાં?
મરુભૂમિ તણા પાતાલો તે દ્રવે જલથી કદી?' કે
'ઉકેલી પોથી મેં સુજનતણી તારા સ્મિત થકી,'

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનુ કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરવ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર
(નવવર્ષા)

(અનુસંધાન આગલી પૂર્તિથી)

'વિષાદની રેં ન વસંત માણુી!'

સ્થૂળ પ્રણયમાં સૂક્ષ્મ તરફની ગતિ અને તે દ્વારા દિવ્ય તેનો આલેખ એમની કાવ્યગત પ્રણય વિભાવનાનો વિકાસ ચવે છે. આવો આત્મા હરદમ માનવ્યને ઝંખે તેમાં નવાઈ શી? ાનવ્ય મારું જગવ્યું' કહી 'હૃદય ભક્તિની આરતથી બળે' ારે એ 'પ્રણય-સિદ્ધિ છે મૈત્રીમાં' એમ અનુભવે છે.

પ્રકૃતિમાંથી પુષ્પોએ એમને ખૂબ આકર્ષ્યા છે. કોકિલા ણી વાર એમને માટે જાગ્રતિ ઝંખતા હૈયાનું પ્રતીક બનીને આવે . આથી જ 'કોકિલાને-૧'માં કહે છે:

ટૌકી આંબે કોકિલા ક્યાં ઊડી તું?
હૈયા નીડે પ્રશ્ન મૂકી ગઈ તું:
"કોજાગ્રિ? કોજાગ્રિ? કોજાગ્રિ?..."
હૈયાની એ કોકિલાને ઉડાડું'

ાકૃતિના કોઈ પણ તત્ત્વમાં કે દશ્યમાં એ પોતાના મનોજગ-ાનું આરોપણ કરી કૃતિને ક્યારેક ઊર્મિગર્ભ તો બહુધા વિચાર-ગર્ભ બનાવે છે. પ્રકૃતિનાં સુન્દર દશ્યો પણ એઓ પ્રાસાદિક માનીમાં ખડાં કરે છે ત્યારે કાન્ત–કલાપીની યાદ આપી જાય છે:

'આકાશે છે તારકો, બારી બ્હાર
શાંત સ્વપ્નોમાં ડૂબ્યાં છે તુષાર:'

ટૂંકાં વાક્યોથી શિષ્ટ બાનીમાં એ તાંડવ દશ્ય ઊભું કરી શકે છે:
વજ્રીએ વજ્ર ફેંક્યું? ઉદધિ શું ઊમટચો? શંખ ફૂંક્યા સમીરે?
ફાટચો જ્વાલામુખી શું? રિપુદલ દમવા ચક્રવર્તી પધારે?'

એમણે મુક્તકો, લાંબાં કાવ્યો, સૉનેટ અને ગીત રચ્યાં છે. એમનાં મુક્તકો જેટલાં ચોટદાર છે તેટલાં જ ચોટ વગરનાં છે એમનાં ગીતો. ગીતોમાં ખાસ નવોન્મેષ દાખવ્યો ન હોવા છતાં ય 'અનેકરૂપિણી' જેવું ગુલબંકીના લયમાં થડકાતી પદાવલિનું પ્રયોગાત્મક ગીત એ દષ્ટિએ જોવા જેવું છે. 'પેગાસસ' કે 'જોઈશ આ હૃદય ભીતર' જેવાં સફળ સૉનેટની સંખ્યા એમના કાવ્ય-રાશિમાં આંગળીને વેઢે ગણાય તેટલી. સૉનેટની સ્વરૂપગત સંશ્લિષ્ટતાનો આનંદ એમની રચનામાંથી ક્વચિત જ પામી શકાય છે. એમણે આપેલા અનુવાદોમાં ગ્રીક, અંગ્રેજી, પોલિશ કાવ્યો ને સંસ્કૃત 'ઋતુસંહાર'માંથી ગ્રીષ્મ અને વસંતના કેટલાક શ્લોકોનો સમાવેશ થાય છે. આ અનુવાદોની પસંદગીમાં કવિની શુભ અને સૌહાર્દ દષ્ટિનાં જ દર્શન થાય છે.

છંદો તરફ નજર કરીશું તો જણાશે કે એમણે ઉપજાતિ, દ્રુતવિલંબિત, પુષ્પિતાગ્રા, રથોદ્ધતા, શાલિની, હરિણી, મંદાક્રાંતા, શિખરિણી, પૃથ્વી, શાર્દૂલ, વસંતતિલકા, સ્રગ્ધરા, ગુલબંકી, વગેરે અનેક છંદો સફળતાથી અને સરળતાથી પ્રયોજ્યા છે. એમાંય ઉપજાતિ, દ્રુતવિલંબિત, હરિણી, શાર્દૂલ અને ગુલ-બંકીમાં એમની છંદશક્તિનો સારો પરિચય થાય છે તો સ્ર-ગ્ધરા જેવામાં એમની મુશ્કેલીઓ પણ કળાયા વગર રહેતી નથી.

અલંકારોમાં એમણે સ્વભાવોક્તિ, ઉપમા, રૂપક, વ્યાજ-સ્તુતિ, ઉત્પ્રેક્ષા, શ્લેષ, યમક, વર્ણસગાઈ વગેરેનો ઉપયોગ કર્યો છે. શ્લેષ, યમક અને વર્ણસગાઈમાં એમનાં ઉત્તમ ઉદાહરણો મળે છે. 'તારો ફળો હૃદયનો સહકાર પૂર્ણ'માં સહકાર (=આંબો અને સાથ)નો શ્લેષ તો 'દમતો રેં અમ દેહ આવડાં?' માં આવડાં (=આટલા બધા અને નાના અમથા)નો શ્લેષ ચોટદાર છે. વ્યંજન પ્રાસ કરતાં ય સ્વરપ્રાસ એમની પંક્તિઓમાં વધુ સૌંદર્ય સર્જે છે તેનો આસ્વાદ 'પારેવડું ગરીબડું રડતું ઘવાયું' કે 'જેણે ફરી ફરી ધરી કણ ભૂખ ભાંગી' જેવી પંક્તિઓમાં માણી શકાય છે.

આઝાદીની લડતની પરોક્ષ અસર ઝીલતું વતનપ્રેમનું કાવ્ય 'ધરિત્રી' એમણે આપ્યું છે તો વિશ્વપ્રેમનો ધ્વનિ પ્રગટ કરતું 'પૃથ્વીને' પણ આપ્યું છે. એક રીતે ત્રીશીના વાસ્તવવાદથી શુદ્ધ કવિતા તરફની એમની ગતિ નોંધપાત્ર છે તો બીજી બાજુ નોંધવું જોઇએ કે અનેક સ્થળે એ પ્રાયોગિક દશામાંથી બહાર આવી નથી. ભાવની સચ્ચાઈ એમની અભિવ્યક્તિમાં હૃદયસ્પર્શીતા લાવે છે, પણ કેટલીયે વાર એ કલામયતાના ઉંબરમાં જ અટવાઈ પડે છે. એમને પણ આનું સતત ભાન રહ્યા જ કર્યું છે તે એમણે પોતાની હસ્તપ્રતોમાં કરેલા સુધારા–વધારા–ઘટાડા અને નોંધો પરથી પામી શકાય છે. ઉમાશંકર જોશી પરના એક પત્રમાં તો એમણે લખેલું: 'There is yet the agony of unwritten poems.' તો વળી બીજા એક પત્રમાં લખે છે: 'I have no ambition to be claimed a poet.' આમ છતાં એમની કૃતિઓમાં જે અથાક કવિકર્મ છે, પ્રેરણાનો જે જોરદાર ધક્કો છે, અંગતમાંથી બિનંગત તરફનો જે ઝોક છે તે એમને સાચા કવિપદના અધિકારી તો બનાવે જ છે. વિવિધ વિષયો, દેશપરદેશના સંદર્ભો અને વિશાળ ભાવવિશ્વ એમની બહુશ્રુતતા અને વિકસિત વિચારપિંડનું પારખું કરાવી આપે છે.

એમણે કાવ્યની ઈબારતના પણ પ્રયોગો કર્યા છે. એક જ છંદમાં ચાલી આવતી કૃતિમાં અંતે બીજો છંદ, યતિભંગ અને પંક્તિ-ભંગનાં ઉદાહરણો તો ખરાં જ, કવડી (ખોપરી) અને 'સાગરા' જેવા મરાઠી શબ્દો, પ્રથમ શ્રુતિ અવ્યાહત હોય તેવા (કુ)સુમ, (ઉ)દધિ, (અ)નુભવ, (અ)થવા, (આ)કર્ષણે વગેરે શબ્દોનો છૂટ-થી થએલો ઉપયોગ, ત્રણ પંક્તિના શ્લોકનું આકર્ષણ, 'મૌન' જેવી કૃતિમાં હરિણીના બીજા યતિ પછી બે ગુરુનું ઉમેરણ પ્રત્યયને છૂટો પાડી બીજી પંક્તિમાં લઈ જવો, વગેરેની સાથે અભિવ્યક્તિની નવીનતા પણ ધ્યાન ખેંચે છે:

'હૃદયતલને દાર ઠાંસી અકારણ
મરુભૂમિ તણા પાતાલો તે દ્રવે જ
'ઉકેલી પોથી મેં સૃજનતણી તારા

આવી સબળ કવિત્વશક્તિ ધરાવનાર કવિને ૮મી મે ૧૯૫૦ના રોજ મુંબઈમાં આપઘાત કરવો પડ્યો એ કંઈ નિર્બળ પળ હશે ? કાકા કાલેલકર આ આત્મહત્યા વિષે લખતાં સમાજ પ્રત્યેનો રોષ પ્રગટ કરે છે કે 'દરેક આત્મહત્યા એ સમાજની નાલાયકી સિદ્ધ કરતો ઠરાવ છે' ત્યારે આપણને લાગે કે સમાજને એની ખોટ સાલી હશે કે કેમ પણ કાવ્યસાહિત્યમાં તો એમની ખોટ જરૂર આઘાતક નીવડી છે. અને તેથી અકાળે ચાલી ગએલી પોતાની બહેનને ઉદ્દેશીને લખાએલી એમની અતિપ્રસિદ્ધ પ્રશસ્તિની અંતિમ બે પંક્તિઓ એમના જ કાવ્યસર્જનની વસંતે ખીલુંખીલું થતી ખરી પડેલી એમની જીવનકળી વિષે ત્યંત કરુણાર્દ્ર ભાવે ઉચ્ચારાઈ જાય છે:

'સુકોમળી દેહકળી અરે અરે
વસંતની કૂક મહીં ખરી પડી!'

—ધીરુ

સ્વપ્ન પ્રયાણ

હરિશ્ચન્દ્ર બ ભટ્ટ

ધરતી પર જન્મ્યો માનવ
ન ધરતીનો જ કદી નહીં રહે?



કુમાર કાર્યાલય
રાયપુર
અમદાવાદ

સ્વર્ગસ્થે પોતાના કાવ્યસંગ્રહના અગ્રપૃષ્ઠ માટે સ્વહસ્તે તૈયાર કરેલો આલેખ

प्रफुल्लचूताङ्कुरतीक्ष्णसायको
द्विरेफमालाविलसद्धनुर्गुणः ।
मनांसि भेत्तुं सुरतप्रसङ्गिनां
वसन्तयोद्धा समुपागतः प्रिये ॥१॥

द्रुमाः सपुष्पाः सलिलं सपद्मं
स्त्रियः सकामाः पवनः सुगन्धिः ।
सुखाः प्रदोषा दिवसाश्च रम्याः
सर्वं प्रिये चारुतरं वसन्ते ॥२॥

ઋતુસંહાર: કવિ કાલિદાસ

---

પૂઠા પરનું ચિત્ર **વસંત** વાસુદેવ સ્માર્ત

---

દ્વિરેફની હાર તણી ધનુર્ગુણ
અને ખીલી આમ્રકળી તણાં શર
લઈ, પ્રિયે, શોય વસંત વીર આ
સર છ કામાતુર ચિત્ત ભેદવા.

વૃક્ષો કુસુમે, જળ પંકજોથી
રત્યાર્થ રામા, મરુતો સુગંધી
સુખી દિનાન્તો, દિવસો સુચારુ–
પ્રિયે, વિશેષાં વિલસે વસંતે.

અનુ૦ ધીરુ પરીખ

## ‘કુવિલોક’ સામયિક અંગેની માહિતી

**[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]**

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ સંપાદકોનાં નામ: (૧) રાજેન્દ્ર શાહ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૦૬/૪ મણિભવન ભુલેશ્વર, મુંબાઈ-૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં: ભૂપતભાઈ વસા, જગન્નાથ ડૉક્ટર, મહેન્દ્ર ભગત, રાજેન્દ્ર શાહ, સુધીર દેસાઈ, અજિત શેઠ, સુરેન્દ્ર વકીલ, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એક-રૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખર સ્વતંત્ર થઈશું"



રામમોહનરાય જસવંતરાય દેસાઈ

૧-૯-૧૮૭૩ અવસાન: ૧૧-૮-૧૯૫૦

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali Badal

**N. L. Mehta Cinema Enterprises Private Limited**
BOMBAY

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • ગ્રીષ્મ • વિક્રમ સંવત ૨૦૨૯ • પરંપરિત અંક ૯૩ • દ્વિજ અંક ૨૧
મે-જૂન ઈ. ૧૯૭૩



કાવ્ય



ગદ્ય



## ચિત્રસૂચિ

પૂઠા પર: ગ્રીષ્મ (વાસુદેવ સ્માર્ત); શ્રી રામમોહનરાયના હસ્તાક્ષરમાં સૉનેટ; શ્રી રામમોહનરાય જસવંતરાય દેસાઈ, શ્રી દિનકર; વગડાનું સૌન્દર્ય: હિંમતલાલ શાહ

◖ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દરએ માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ◖ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ◖ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. ◖ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

ભારતીય જ્ઞાનપીઠના
પારિતોષિકથી પુરસ્કૃત
હિંદીના કવિ દિનકર





રામમોહનરાય જસવંતરાય દેસાઈ

જન્મ: ૨૫-૯-૧૮૭૩ અવસાન: ૧૧-૮-૧૯૫૦



પગડાનુ સૌન્દર્ય (ચિત્રકાર હિમતલાલ શાહ)

ગ્રીષ્મ • વિ. સં. ૨૦૨૯ કવિલોક મે-જૂન • ઈ. ૧૯૭૩

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## પ્રેરણા • પરિશ્રમ • પ્રયોગ

કળાની દૃષ્ટિએ જોઈએ તો કાવ્યસર્જનનાં બે સોપાન હોય છે. પહેલું સોપાન પ્રેરણાનું અને બીજું રચનાનું. પ્રેરણાનો સંબંધ શિક્ષણ, સંસ્કાર તથા ભાવુકતાની સાથે હોય છે, અને જે વ્યક્તિમાં ભાવુકતા અને કવિતાના સંસ્કાર હોય છે એને કાવ્ય-સર્જનની પ્રેરણા થાય એ અત્યંત સ્વાભાવિક છે. તેમ છતાં માત્ર પ્રેરણા જાગવાથી કોઈ વ્યક્તિ કવિ થઈ શકતી નથી. એણે એ પ્રેરણાઓને એ રીતે વ્યક્ત કરવાની હોય છે કે કવિતાનું વાચન શ્રવણ કરનારના હૃદયમાં એવી જ પ્રેરણા ઉત્પન્ન થાય. પ્રેરણાનું ઉદ્‌ગમસ્થાન સંસ્કાર અને રચનાનું પરિશ્રમ તથા મહાવરો હોય છે. જેને આપણે કવિની સાધના કહીએ છીએ તે આ મહાવરા સિવાય અન્ય કશું નથી. મહાવરાને કારણે જ આપણે જે અનુભવ કરીએ છીએ એને અનુરૂપ અભિવ્યક્તિ આપી શકીએ છીએ. પરંતુ જ્યારે કવિ એમ અનુમાન કરી લે છે કે યુવાનીનો આવેશ એ જ સૌથી મોટી કવિતા છે તથા પરિશ્રમથી દૂર રહી એ આવેશને પંપાળતા રહીએ ત્યારે સાહિત્યમાં અર્થની તુલનામાં અનર્થોના દાખલાઓ જ વિશેષ પ્રસ્તુત થતા હોય છે. શેરિડને ક્યાંક કહ્યું છે કે જે સાહિત્ય અધ્યયન માટે સરળ લાગે છે એની રચના પાછળ સખત પરિશ્રમ કરવો પડ્યો હોય છે. એટલા માટે જે સાહિત્યનું અધ્યયન કઠિન છે એના માટે સામાન્ય નિયમ એ જ છે કે એની રચના ઘણી જ સરળતાથી કરવામાં આવી હોય છે. મોટાભાગના પ્રયોગવાદીઓ પર મારો એ આક્ષેપ છે કે તેઓ પોતાની મહેનત બચાવવા વાચકોની મુશ્કેલીઓ વધારી રહ્યા છે.

રામધારીસિંહ 'દિનકર'

## રાજેન્દ્ર શાહ

### નીલાંજના

આકાશની નીલિમા તુ, મારું અંગ અંગ
આલિંગીને રહી, તો ય નહીં રે નિકટ:
કુંતલની કપોલને અડે નહીં લટ
સન્નિધાનમા વિહરું, ન લહુ તવ સંગ!
પલે પલે હૃદયની વાણીની અગન
આવેગને બલ વડે વૃધવતે પૂર:
તરંગનુ ક્યા ય ન એંધાણ! તારે ઉર
એવી લય પામે, મૌનનિધિને ગહન!
ઘડીભર થતુ મને હુ જ નીલાકાશ.
અનગ પળે રે તો ય જોઉં અંતરાય;
આડે આવી જાય મારા આકારની ઝાય:
અળગું રે'તુ આ કેવુ? મિલનને પાશ!
માયાવિની નીલિમા, તુ બ્હાર ને ભીતર:
એક બિંદુ બની મારે નયને નીતર

### શ્યામ

અંધકાર શ્યામ! આવ, તારે ઉપરણે
એવી ભળી જાઉં કે ન જોઉં ક્યાય મને.
હું મુજથી દૂર અંજવાળે, અવ કને
લહુ અનાવિલ ઉરે, ત્યક્ત આવરણે.
મન ભર્યું ભર્યું પછી કોઈ નહીં યાદ.
ગમતો ન ગમે પેલો મોરલીનો સૂર:
અવિકલ નિજનુ યે ભાન ભૂલે ઉર:
ઝિલાય ઝીણેરો તવ અનાહત નાદ.
અરૂપ રૂપથી આપણે બે જ્યા એકલ,
તહીં ક્યાથી કદંબકુસુમનો પરાગ!
કાલિન્દીએ પણ બિંદુ બિંદુ કીધ માગ!
એકાન્ત મિલને પણ આવતુ સકલ!
ભલેને બધું ય તવ ધરતુ આધાર:
કોઈ ન ક્યાય તુ વિણ, શ્યામ અંધકાર.

# 'દિનકર'ની કાવ્યદ્યુતિ

રજનીકાન્ત જોશી

**આ**ધુનિક હિન્દી કવિઓમા 'દિનકર'નુ સ્થાન ગૌરવભર્યું છે. ભારતીય જ્ઞાનપીઠે ઈ. ૧૯૭૨નો સાહિત્યિક પુરસ્કાર કવિની કૃતિ 'ઉર્વશી' માટે જાહેર કરી એમની બહુમુખી અને ચિંતનશીલ પ્રતિભાને સમુચિત રીતે સન્માની છે

હિન્દી સાહિત્યના આ ઓજસ્વી કવિનો જન્મ ૧૯૦૯ની ૩૦મી સપ્ટેમ્બરે મુંગેર જિલ્લાના સિમરિયાઘાટ નામના ગામમા સાધારણ કૃષક પરિવારમા થયો હતો. પિતાનુ નામ રવિસિંહ અને માતાનુ મનરૂપદેવી. તેમના ત્રણ સંતાનોમા દિનકર વચેટ. કવિએ પિતાના નામ પરથી 'દિનકર' ઉપનામ પસંદ કર્યું.

એમણે ઈ. ૧૯૩૨માં પટનામાં રહી બી. એ. ની પદવી મેળવી એમ. એ. થવાની ઘણી જ ઇચ્છા. પ્રવેશ પણ મેળવ્યો. પરતુ જયપ્રકાશ નારાયણની સલાહને કારણે આ મોટી ડિગ્રીનો મોહ એમણે જતો કર્યો ઈ. ૧૯૩૪મા એમણે બિહાર સરકારની સબરજિસ્ટ્રારપદની નોકરી સ્વીકારી. ૧૯૪૩મા એમની બદલી યુદ્ધપ્રચાર વિભાગમા કરવામા આવી. ૧૯૪૭મા બઢતી મળી ને એ જ વિભાગમા ડેપ્યુટી ડાયરેક્ટર તરીકે નિમાયા. ઈ. ૧૯૫૦મા મુઝફ્ફર કૉલેજમા હિન્દી વિભાગાધ્યક્ષ પણ થયા. ૧૯૫૨ની ૧૦મી માર્ચે આ ક્ષેત્ર ત્યાગી રાજ્યસભાના કૉંગ્રેસી સદસ્ય બન્યા. ઈ ૧૯૫૯મા ભારત સરકારે દિનકરને 'પદ્મભૂષણ'નો ખિતાબ અર્પણ કર્યો ~ જ વર્ષે સાહિત્ય અકાદમીએ એમને

## ઉશનસ્

### વસંતપ્રભાત

ન જાણે કેવું યે વળી જૂજવું આજે ઊગ્યું હશે
મળસ્કું! (આ દ્વારો-ખીડકી-મહીં તો રાત હજી યે
છતોમાં, ભીંતોમાં ચીટકી વળગી વાગળ સમી
છુપાતી છિદ્રોમાં સરકત પગે પાછળ ખસી.)
ઉઘાડી નાખું છું ધસી જ સઘળાં દ્વાર રભસે
પ્રભાતી ચ્હેરાના શુભ શુકનના કૌતુક રસે;

અને જાળી ખુલ્લી, મૂઠી મહીં ગ્રહી સ્વચ્છ સળિયા
રહું ઊભો, વાગે અલખ રૂપની ઝાપટ મને
વીંઝાતી જાળીમાં બહિરથી, ઊડાઊડ લટની
ઉડાડે કર્પૂરી કલબલ ક્ષણો પ્રાત વટની;
હવાઓ આવે છે ખળખળ ચવાઈ નીચીઊંચી
ન ઓછી જે ગંગાતટથી જરીકે શીતળ શુચિ;
હું બેઠો આ બોળી પગ, શ્રુતિદગો સ્પર્શી જળથી;
હવે આવો પ્રાતઃસ્વરૂપ શુભ, ચારો તરફથી.

## મનસુખ વાઘેલા

### ગઝલ

સાગરની શોધમાં અજાણ રણ મળી ગયું!
મૃગજળની ઓળખાણમાં સ્મરણ મળી ગયું!

સૂરજ તપે છે લાલ ને ચાલું છું એકલો,
પડછાયો મારો આપનું ચરણ ગળી ગયું! –

ઠંડીમાં ધ્રૂજતો હતો એ વાત સાંભળી,
પ્હાડોની સાથ સાથમાં તરણ બળી ગયું!

પાંખો મહીં ઉડાનની તાકત ભરી દઈ,
પીંજરની પાસથી જ એક જણ વળી ગયું!

'મનસુખ' નશામાં છે અને જીવ્યે જ જાય છે,
લોકો કહે છે જામમાં મરણ ભળી ગયું!

એમના વિખ્યાત ગ્રન્થ 'સંસ્કૃતિ કે ચાર અધ્યાય' માટે પારિતોષિક પણ આપ્યું. ઈ. ૧૯૬૨માં આ પ્રતિભાસંપન્ન કવિનું બહુમાન ભાગલપુર વિશ્વવિદ્યાલયે ડૉક્ટર ઑવ લિટરેચરની પદવી આપીને કર્યું. ત્યાર પછી રાંચી વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિપદે વરાયા. આજે એઓ ભારત સરકારના હિંદી ભાષાના સલાહકાર તરીકે ને વિશેષતઃ લેખનકાર્યમાં પ્રવૃત્ત છે.

દિનકરની સૌપ્રથમ કવિતા જબલપુરના 'છાત્રસહોદર' નામના સામયિકમાં ઈ. ૧૯૨૪ કે '૨૫માં છપાયેલી છે. ઈ. ૧૯૨૯માં બારડોલી સત્યાગ્રહને લગતો 'બારડોલી સંદેશ' નામક રાષ્ટ્રીય ગીતોનો નાનકડો સંગ્રહ પણ પ્રકાશિત થયેલો. પરંતુ દિનકરના કવિજીવનનો ખરેખર આરંભ ૧૯૩૦થી થયો. ૧૯૩૫માં જ્યારે 'રેણુકા'-નું પ્રકાશન થયું ત્યારે તો એમને ઉદીયમાન કવિઓમાં આગળ પડતું સ્થાન મળ્યું.

એમની પ્રારંભિક કૃતિઓમાં વિદ્રોહી સ્વર સંભળાય છે. રાષ્ટ્રીય આંદોલનની તીવ્રતાની દૃષ્ટિએ કવિ પર ગાંધીજીના સત્યાગ્રહ અને અહિંસક આંદોલનોનો સ્પષ્ટ પ્રભાવ પડે એ સ્વાભાવિક હતું. આવા કવિની કાવ્યસાધનામાં ભાવના અને વિચારણા બંનેનો સમન્વય દૃષ્ટિગોચર થાય છે.

રાષ્ટ્રિય ભાવનાની વ્યાકુળતાને લઈને ચોથા દસકાની ઘણી બધી ઊકળતી સમસ્યાઓ પર કવિએ ચિંતન કરેલું જણાય છે. એમની રાષ્ટ્ર-સ્વરની રચનાઓમાં વિશેષતા જોવા મળે છે બુલંદી પૌરુષની. એને જ્યારે પ્રકટ કરવાની તક મળે છે ત્યારે કવિ મોટે ભાગે કવિત છંદ પ્રયોજે છે કયારેક સવૈયામાં પણ એ શક્તિનો સ્રોત વહેતો નજરે ચડે છે.

કવિ દિનકર પ્રાચીન પરંપરાના પ્રેમી છે, તો બીજી તરફથી પલાયનવૃત્તિથી પર રહેનારા પણ છે ગગનગુમ્બારાઓ ચગવવા ને સમાજથી અલિપ્ત રહેવુ એમને રુચિકર લાગતુ નથી કવિને છાયાવાદની પલાયનવૃત્તિ, અતિવૈયક્તિકતા, વિચારોની નિરાકારતા, અભિવ્યક્તિની અસ્પષ્ટતા અને દુર્બળતા નાપસંદ હતી આને કારણે સાહિત્યસંસારમા એક પ્રકારની સૂગ પણ આવી હતી આ ગ્લાનિજનક પરદાને ચીરીને વાસ્તવિકતાના પ્રકાશથી કવિતાને અંકિત કરી શકે એવા કોઈ સર્જકની આવશ્યકતા હતી છાયાવાદની કાવ્ય પરંપરા લગભગ ખખડવા આવી હતી એનુ કારણ એ હતુ કે એણે યુગસત્ય અને સામાજિક ચેતનાની નરી ઉપેક્ષા કરેલી એ જ 'મેઘરન્ધ્ર મેં બજી રાગિની'ને લઈને, સર્વ દિશાઓને સતર્ક કરીને, વ્યોમવાસીઓ પ્રત્યે પણ કરડાકીથી દૃષ્ટિ ફેંકતા હોય એ રીતે 'દિનકર વિદ્રોહી સ્વરના કવિ બનીને હિન્દી કાવ્યસાહિત્યમા પ્રવેશતા જોવા મળે છે

અત્યાર સુધીમા દિનકર લિખિત ૩૫–૪૦ પદ્ય ગ્રન્થોનું પ્રકાશન થયેલુ છે એમા 'બારડોલી વિજય' (૧૯૨૮), 'પ્રણભંગ' (૧૯૩૦), 'રેણુકા' (૧૯૩૫), 'હુંકાર' (૧૯૩૮), 'કુરુક્ષેત્ર (૧૯૪૬), 'રશ્મિરથી' (૧૯૫૩), 'નીલકુસુમ' (૧૯૫૩) અને 'ઉર્વશી' (૧૯૬૧)ને પ્રમુખ કૃતિઓ ગણવામા આવે છે

એમના કવિતાવિકાસની દૃષ્ટિએ રેણુકા, 'હુંકાર', 'કુરુક્ષેત્ર' અને 'ઉર્વશી'નું અધ્યયન કરવુ અનિવાર્ય ગણાય, કારણ કે આ ચારને દિનકર કાવ્યના મુખ્ય સ્તંભો માનવામા આવે છે

## હરીન્દ્ર દવે

### વેદના

ઘેનભર્યાં લોચનમા ઘૂંટાતી યાદ હવે
　　　　આંસુ થઈને વહી જાય છે
કોઈના ય પગલાના ભણકારા જ્યા ન
　　　　એવો મારગ આ ઠેઠ ઢળી જાય છે

આમ તો આ મરવાના જેવી દશા છે
　　　　એને જિન્દગી કહો તો હવે ચાલશે,
આવે ને જાય અહીં સુક્કી હવા, એ હવે
　　　　શ્વાસોનુ નામ ધરી મ્હાલશે,
દેખાતા નિર્જન આ રાન મહીં કોણ જાણે
　　　　કોનો નિસાસો રહી જાય છે!

અણખેડ્યા ખેતરમા પાંદડાં પડ્યા છે
　　　　એને ઉપવનનુ નામ દઈ દીધુ,
વાદળની કોરે એક ટીપુ ઝમ્યુ'તુ
　　　　એને શોષાતા કંઠે જઈ પીધુ,
મળવા આવ્યા છો? જગ પૂછે, કે
　　　　જીવતરની વેદના આ કેમ સહી જાય છે!

## મહેશ પ્રજાપતિ

### ગઝલ

આંખમા આભાસી દૃશ્યો એમ વિસ્તરતા રહ્યા,
કાંકરી જળમા ડૂબી ને વર્તુળો તરતા રહ્યા

રેતના ઢગલા થઈને મૌન પથરાતુ ગયુ,
શબ્દના ભૂખ્યા હરણ ખંડેરને ચરતા રહ્યા

આગળા સજ્જડ ભીડાવી મેડીએ ચાંદો સૂતો,
ને આયખાના પૂર બે આંખોમા ઓગરતા રહ્યા

'આવજો'ના પાળિયા અસ્તિત્વને ઘેરી ગયા,
રોજ પડઘાના શબો ખીણોમા અવતરતા રહ્યા

## જયન્ત પાઠક

### વાઘ

ગુફાની સાંકડી મ્હોં–ફાડ
ઊઘડી.....ત્રાડ!
વાઘ વાઘ થઈ ઊઠયો પડછંદ આખો પ્હાડ!
બબ્બે સૂરજની આંખથી અંજાઈને
ભયભીત ઊભો રહી ગયો અંધાર
વાળવનની જાળમાં તફડી જરા
વાયરો યે સ્તબ્ધ
તુંગ ને તોતીંગ ખડકો ડોકમાં ડોલ્યા
કાંટચે ઘસેલા ન્હોર ખોલ્યા
કાન તો ઊંચાનીચા ખૂચા થઈને પાનમાં હાલે
પુચ્છનો પછડાટ, કેડો કાંપતો ચાલે
એક ઊંચી ફાળ...ને
આકાશના તારા બધા તૂટી તૂટીને
આગિયા થઈને ઝિલાયા ડાળડાળે
તમરાંથી તફડતો
વગડો ઉપાડી વજ્ર–કાંધે પ્હાડ
ચાલ્યો...

## પન્ના નાયક

### હાથમાં ગગન

બે વૃક્ષની
લળેલી ડાળીઓ વચ્ચે
આકાશ ઝૂકીને આવ્યું
એટલું નીચું કે
તારલાને ચૂંટવા
હાથ લંબાવ્યો;
ને લો,
હરસિંગાર ને બોરસલીની
ઝૂલ સહિત
આખું યે ગગન
હાથમાં આવી ગયું.

દિનકરના સૌપ્રથમ કાવ્યસંગ્રહ 'રેણુકા'-એ સમસામયિક પુસ્તકોમાં ખૂબ જ આગવું સ્થાન જમાવી કવિને લોકપ્રિય બનાવવામાં સારો એવો ફાળો આપ્યો હતો. આ પ્રથમ આવૃત્તિમાં ૩૧ કૃતિઓ હતી. વીસ વર્ષ પછીની ૧૯૫૪ની બીજી આવૃત્તિમાં 'વિરહયોગિની', 'સાયં ચિંતા' અને 'શબ્દવેધ'ને રદ કરી એમનાં સ્થાને અગિયાર નવી કૃતિઓ મુકાએલી. ત્યાર પછી 'શબ્દવેધ'ને કવિએ 'હુંકાર' સંગ્રહમાં પણ સ્થાન આપ્યું.

આ સંગ્રહમાં ચાર પ્રકારની રચનાઓ જોવા મળે છે: (૧) જનશ્રુતિ સંબંધી રાષ્ટ્રિય કવિતા, (૨) પ્રાચીન વૈભવની સ્મારક-કવિતા, (૩) પ્રકૃતિ-વિભાને ચિત્રિત કરનારી કવિતા, (૪) વ્યંગ્યાત્મક કવિતા.

'ઓ દ્વિધાગ્રસ્ત શાર્દૂલ બોલ' કવિતામાં કવિ હિંસા અને અહિંસા, શાંતિ અને વિદ્રોહની દ્વિધાપૂર્ણ મનઃસ્થિતિમાં ગૂંચવાયેલા દેશના તત્કાલીન નવયુવકોને સંબોધન કરતાં કહે છે કે:

'યહ પવન પરમ અનુકૂલ દેખ,
રે, દેખ ભુજાકા બલ અથાહ.
તૂ ચલે બેડિયાં તોડ કહીં,
રોકેગા આ કર કૌન રાહ?
* * *
ઉઠ, જાગ સમય અબ શેષ નહીં,
ભારતમેં કે શાર્દૂલ બોલ.'

આ કવિતામાં કવિ યુવાનોને પોતાના બાહુબળમાં વિશ્વાસ રાખી પરતંત્રતાનાં બંધન સામે વિદ્રોહ કરવા પ્રેરે છે. આ ઉપરાંત 'હિમાલય'[1] નામક કવિતામાં કવિ નગાધિરાજ હિમાલયને આક્રોશી બની પ્રાર્થના કરતા જણાય છે કે હિમાલય પોતાની સમાધિ-અવસ્થા ત્યાગીને દેશની

૧ રેણુકા–ચોથી આવૃત્તિ, હિમાલય, પૃ. ૪

વિપન્નાવસ્થા પર પોતાની દૃષ્ટિ ફેંકે.

'રેણુકા'નો કવિ આ સંસારમાં જે વિષમતાઓ છે તેને દૂર કરવા ઇચ્છે છે. કવિ ચાહે છે કે પીડિત સંસારમાં સમતા અને સુખ આવે. કવિની આ પ્રકારની કલ્પનામાં સમાજવાદના પથનું ઇંગિત છે. પ્રગતિવાદ સમાજના પુનર્નિર્માણ માટે વર્તમાન સમાજનો ધ્વંસ આવશ્યક છે એવી ઉગ્ર માન્યતા કવિ ધરાવે છે. આ કવિ સંસારમાં પુનર્નિર્માણ માટે ધ્વંસનો માર્ગ અપનાવી અગ્નિ-જ્વાળાઓ પ્રસારવા પ્રાર્થના કરતા જણાય છે–

'બરસે આગ, બહે ઝંઝાનિલ
મચે ત્રાહિ જગદ્ આંગન મેં.'[2]

દિનકર એક તરફ તાંડવદૃષ્ટિ પ્રસ્તુત કરી વર્તમાનના ધ્વંસની વાતો કરે છે, તો બીજી તરફ આજ સંગ્રહમાં અતીતમાં આસ્થા રાખવા પણ નવયુવાનોને પ્રેરતા જણાય છે. કવિને માત્ર ધ્વંસ પસંદ છે એવું નથી, પરંતુ વર્તમાનમાં ભવિષ્ય નિર્માણનાં કોઈ ચિહ્નો ન જણાતાં લાચારીપૂર્વક પણ વિદ્રોહની ચિનગારી ઝબકાવી જાય છે.

'રેણુકા'માં યૌવનસહજ તાંડવ સમ રચનાઓ પછી કવિનું પ્રલયંકર રૂપ શાન્ત થતું જોવા મળે છે. તે લોકજીવનની તટસ્થતા ધારણ કરી વૈરાગ્યની આરાધના પણ કરે છે. કવિ અહિંસા, ક્ષમા, મમતા, વિશ્વબંધુત્વ તથા સત્યમાં અખૂટ આસ્થા રાખતા થઈ જાય છે. 'સંજીવનધન દો'માં કહે છે–

'સત્ય હેતુ નિષ્ઠા અશોક કી,
ગૌતમ કા પ્રાણ દો
મન મન મિલતે જહાં દેવતા,

2 રેણુકા–ચોથી આવૃત્તિ, તાંડવ, પૃ. ૨



## હેમન્ત દેસાઈ

### ફાગ

આજ મધુવનમાં મતવાલો આયો રે ફાગ.
રૂપનો લઈ છાક પાંખ ફફડી પલાશની ને
કલરવનો થલ થલ છલકાયો સોહાગ !–આજ૦

ફૂલહિયે ફોરમના અંતરા ઘૂંટાય અને
મદમાતી ધૂન ગાય વાયરા;
ઘાયલને ઉરે ઊઠે મન્મથની લ્હાય અને
મરમીને તલસનના ડાયરા,
કાઈ પાંપણના ઘૂંઘટમાં શરમાયો રાગ !–આજ૦

પુલકે સવારની પદમણી ને લહેરાતી
પીયળમાં કેસરની માયા,
સુષમાનો સાર રંગ ચંદનથી ચરચાતી
મોહમયી સાંજની તે કાયા;
રાત ચંદનીમાં નીતરી ચિતરાયો બિહાગ !–આજ૦

## ડૉ. અશરફ ડબાવાલા

### ગઝલ

ભાગો ઘરમાં છળ છે ભાગો.
ભીંતો ઢળતી પળ છે ભાગો.

દરવાજે દરવાન કહે છે,
"ખુલ્લી લ્યો સાંકળ છે ભાગો."

આંખ અને કાનોમાં ઊડે,
ભણકારાનું તળ છે ભાગો.

નવા તરીકે આવ્યો છે તે,
વાંચેલો કાગળ છે ભાગો.

## ધીરુ પરીખ

---

### એક સિનિકની સ્વગતોક્તિ

હાશ, હવે ત્યજી આવ્યો માનવોનો વાસ.
નહિ હવે ત્રાસ.
નહિ હવે બેપગાંનું જનાવરપણું—
વગર નહોર એ તો ઉતરડી ખાય
મારું ભીતરનું પોત
શિંગ વિણુ એ તો મને ઉછાળીને
પટકે ને
જિવાડે છે શ્વાસે શ્વાસે કેવું કેવું મોત!
ચાલ, હવે છૂટયો એની નજરોના જખમોથી
વચનોના જૂઠા જૂઠા મલમોથી
અમીચંદો અને વળી કંશ સમા મામાપણા
હિરણ્યકશ્યપ તુલ્ય પિતાપણામાંથી...
હાશ, હવે પડી રહું ચોપગાંની પાસ
ફાડી ખાય ભલે તો ય
રંજ નહિ ખાસ...
આવે પણ આ શી મને
માણુસ નામના બૂ—
નાક કરું બંધ...
આ શું મારી સામે તાકે
માણુસ નામનું પ્રાણી
આખું જાણે વકરેલું ઝૂ—
આંખ કરું બંધ...
આ શી મારા કાન મહીં
બર્બરતા (ચીરતી ન)
છુપાવતી સભ્યતાની ત્રાડ—
કાન કરું બંધ...
તો ય અરે અ–માનવી
પ્રદેશમાં
માનવી હું એક
માનવથી ભાગી ભાગી

વહ વિશાલ મન દો.
દેખ સકે સબ મેં અપને કો
મહામનુજતા કે સપને કો
હે પ્રાચીન, નવીન મનુજ-કો..
વહ સુવિલોચન દો.'

ગાંધીવાદની સત્ય-અહિંસાની નીતિ સામે બગાવત પોકારતા કવિ આગળ જતાં એના સમર્થક પણ બની જાય છે. સરવાળે, 'રેણુકા' યુગનું યથાર્થ ચિત્ર અંકિત કરતો પ્રતિનિધિ કાવ્ય-સંગ્રહ છે. ક્યાંક ક્યાંક કવિ સાધારણમાત્ર દાર્શનિક વિચારો, જીવ અને બ્રહ્મનો ઉલ્લેખ, સૃષ્ટિની નશ્વરતા, સંસારનો દુઃખમયઅન્તઆદિ દ્વારા જીવન-ની નશ્વરતા રજૂ કરે છે. આમ, 'રેણુકા'ને દિનકરના ઓજસ્વી વ્યક્તિત્વની પહેલી ચિનગારી કહી શકાય. એમાં પર્યાપ્ત માત્રામાં ઉષ્ણુતા, આગ અને પૌરુષની પૂંજીભૂત જ્વાળાઓ દૃષ્ટિગોચર થાય છે.

'હુંકાર' કાવ્યસંગ્રહમાં 'રેણુકા'ના કવિના મનમાં વ્યષ્ટિ અને સમષ્ટિનો જે સંઘર્ષ શરૂ થયો હતો તે પૂર્ણવિરામે પહોંચે છે. સમષ્ટિ વ્યષ્ટિને પરાભૂત કરી લે છે અને કવિની વાણી વર્તમાનની દશા જોઈ ને પ્રતિક્રિયા રૂપે વિદ્રોહ કરી ઊઠે છે; પરંતુ આ બગાવતની ભૂમિકામાં ય આશા અને નવીન પ્રકાશથી કવિ સ્વસ્થ બનતા જણાય છે.

૧૯૩૮માં પ્રગટ થએલ આ સંગ્રહની બધી જ કૃતિઓ ક્રાંતિકારી અને રાષ્ટ્રિય ભાવનાથી પરિપૂર્ણ છે. ભારતેન્દુ હરિશ્ચંદ્રે રીતિકાલીન શૃંગારિક પરંપરાથી બહાર આવી'ભારત દુર્દશા'ના ચિત્રે ભારતીઓને ક્રાંતિના જે પાઠ ભણાવ્યા એને મૈથિલીશરણે'ભારતીય આત્મા'દ્વારા વેગ આપ્યો. દિનકરે એ ક્રાંતિને અહીં પ્રખર રૂપ આપ્યું.

અંગ્રેજી શાસનના કારણે દેશની જે વિપન્નાવસ્થા સર્જાઈ તેને પરિણામે કવિએ પ્રતિક્રિયા રૂપે 'હુંકાર'માં અગનજ્વાળાઓ જ પ્રગટાવ્યે રાખી છે.

'અસમય આહ્‌વાન', 'આલોક ધન્વા' 'ચાહ એક', 'દિગમ્બરિ', 'હાહાકાર', 'સ્વર્ગદોહન' વગેરેમાં કવિ ધરતી પર વસતા માનવોની વ્યથામય કથા ચિત્રિત કરી હુંકાર પ્રગટ  રે છે. કવિને જાણે એવો ભાસ થાય છે કે ભારતમાં સર્વત્ર હાહાકાર મચ્યો  છે આપણા ખેડૂતોને ક્યારેય આરામ મળ્યો નથી. તેમ છતા તેમનાં શરીર પર વસ્ત્રો નથી અને ઉદર માટે નથી પર્યાપ્ત અન્ન. તે ઘી અને દૂધની નદીઓ વહેવડાવે છે. પણ એનું જ સંતાન દૂધ માટે ટળવળે છે. એટલા માટે કવિ આવેશમાં આવી સ્વર્ગને જ લૂંટવા ઇચ્છે છે :–

"હટો વ્યોમ કે મેઘ, પન્થ સે.
સ્વર્ગ લૂટને હમ આતે હૈં,
'દૂધ, દૂધ...' ઓ વત્સ,
તુમ્હારા દૂધ ખોજને હમ જાતે હૈં."[3]

દિનકરની આ કવિતા સાંભળીને એક વાર ડૉ. રાજેન્દ્રપ્રસાદની આખમાં આંસુ છલકાઈ ગયાં હતાં. આમાં કૃષકોની વાસ્તવિકતા કવિએ યથાર્થરીતે અંકિત કરી છે. આ સંગ્રહની કૃતિઓ જોતાં કવિને સામ્રાજ્યવાદ અને પૂંજીવાદ પ્રત્યે પ્રચંડ આક્રોશ છે એ સ્પષ્ટ થાય છે. તેઓ શીઘ્રાતિશીઘ્ર એનો વિનાશ અને કૃષક, શ્રમિક તથા દલિત વર્ગોનો ઉદ્ધાર કરવા ચાહે છે.

'દિનકર-કાવ્ય'નો ત્રીજો સ્તંભ 'કુરુક્ષેત્ર' ૧૯૪૭માં પ્રગટ થયેલો. એનો

૩ હુંકાર ૭ મી આવૃત્તિ, હાહાકાર, પૃ. ૨૩

મન મહીં અગણિત
માનવોનાં ટોળાં લઇ
આવ્યો અહીં છેક;
ક્યાં ગઈ રે માનવથી લાગવાની
ભારી એક ટેક ?
સતાવતી મને મારી
માનવ હોવાની બદબૂ
છટ મારા પર થૂ
ફટ મારા પર થૂ !
મારા મહીં રહેલા એ માણસજી,
તમે થાત્ર છૂ
ઝટ તમે થાવ છૂ...

## જટિલ

### ગઝલ

અશ્રુઓએ જામ છલકાતો કર્યો
યાતનાઓએ મને ગાતો કર્યો.

જખ્મના દેનારને લાખો સલામ,
વાંસના ટુકડાને મદમાતો કર્યો.

વેદનાનું મૂલ્ય સમજે છે ગુલાબ,
કંટકો સાથે સ્વયં નાતો કર્યો.

ભૂગનાં સ્મરણો કળીમાં સળવળ્યાં,
આખા વગડાને સુગંધાતો કર્યો.

માનવી હૈયે 'જટિલ' આવી વસ્યા,
સ્વર્ગનો આવાસ પણ જાતો કર્યો.

## ભગવતીકુમાર શર્મા

### એક જ શ્હેરમાં......

આ આપણું વસવું એક જ શ્હેરમાંહી;
એ' ધૂમ્રરેખ મિલ-ચીમનીની પ્રલંબ
નિઃશ્વાસ શી અડી હશે તવ સદ્મટોચે;
આસ્ફાલ્ટની સડક આ તવ શેરી નાકે
ઝૂકી જરા થઈ જતી જ હશે પસાર;
ગુલ્મોર ત્યાં ય સળગ્યો જ હશે સમાન.

ટ્રાન્ઝિસ્ટરે વિરહગીત ગુંજી રહ્યું આ
તે આપણા ઉભયની અનુરોધ-ડાળે
ઊગ્યુ હશે-પલકમાં જ જશે વિલાઈ;
નિર્જીવ ફોન તણું યંત્ર ટિપૉઈ મધ્યે
તારે ગૃહે ય કરતું જ હશે પ્રતીક્ષા
આવી જ તીવ્ર-મનવાંછિત શબ્દ કેરી.
ના સદ્મ, ના સડક, ગીત, ન ફોન, વૃક્ષ;
ને આપણું વસવું ભિન્ન, સુદૂર લોકે!

## જયેન્દ્ર મહેતા

### ત્રણ હાઇકુ

ભગવો રંગ
આથમતા સૂર્યનો
સંન્યાસ જાણે.

*

વ્હેલું પરોઢ
અંધકાર દળતું
ઘંટીના ગાને.

*

આષાઢ આવે,
મૌન મેઘરાજાનું
વીજ છોડાવે.

પ્રાણપ્રશ્ન છે યુદ્ધ અને શાંતિ. ઇષ્ટ શું છે? પુસ્તકની ભૂમિકામાં જ આ પ્રશ્ન પ્રસ્તુત કરાયો છે. યુદ્ધ એક નિંદ્ય અને ક્રૂર કર્મ છે. પરંતુ એની જવાબદારી કોના ઉપર? જે અનીતિઓની પરંપરા સર્જ્યા કરે એમની ઉપર કે જે એ દૂષિત કર્મની પરંપરાને છિન્નભિન્ન કરવા આતુર છે એમની ઉપર?

પાંડવોને નિર્વાસિત બનાવીને એક પ્રકારની શાંતિનું સ્થાપન દુર્યોધને પણ કર્યું હતું; તો શું યુધિષ્ઠિરે એ શાંતિનો ભંગ કરવો જોઈતો નહોતો? ભીષ્મ અને યુધિષ્ઠિરનાં પાત્રો દ્વારા કવિએ યુદ્ધ અને શાંતિના પ્રશ્નની મહાચર્ચા કરી છે.

દિનકરે આ કાવ્યમાં કર્મનો-કર્તવ્યપાલનનો-મુખ્ય સંદેશ ગીતાના અર્થમાં જ પ્રસ્તુત કર્યો છે ભીષ્મ ખૂબ જ આકરી રીતે કહે છે કે સંન્યસ્ત લેવો એટલે નરી કાયરતા જ. સાચી માનવતા તો માનવજીવનના પ્રશ્નોનો તોડ લાવવામાં છે–

'धर्मराज, संन्यास खोजना
कायरता है मन की,
है सच्चा मनुजत्व ग्रंथियां
सुलझाना जीवन की.'[૪]

આત્મકલ્યાણની સાથે સાથે મનુષ્યનો માનવધર્મ એ પણ થઈ પડે છે કે તે પર-હિત સાધના પણ કરે. માનવે માત્ર પોતાની તરફ જ જોવાનું છે એવું નથી, એણે તો નિખિલ ભુવનની તરફ દૃષ્ટિ ફેંકવાની છે. શાંતિ અને સુખની લાલસામાં માણસે માણસને નિરંતર જોવાનો આગ્રહ સેવવો જોઈએ એ જ એની દૃષ્ટિ હોવી ઘટે.

કવિ આગળ કહે છે કે જે જીવનથી ડરે છે એ મનુષ્ય નથી, પરંતુ જે નિર્ભય થઇને

૪ કુરુક્ષેત્ર ૫ મી આવૃત્તિ, સર્ગ-૭, પૃ. ૧૧૯

અડીખમ ઝૂઝે છે એ જ મનુષ્ય છે. આ જ સંદર્ભમાં એ કહે છે કે હમેશાં માનવના કાર્યનો ઉદ્દેશ લોકહિતનો હોવો જોઈએ. સમુદાયના હિતને માટે તપ, ક્ષમા, કરુણા તથા ત્યાગ ખૂબ જ અનિવાર્ય છે. એટલા માટે જ રામે ઋષિઓના કલ્યાણ નિમિત્ત દૈત્યોનો વધ પણ કર્યો હતો. વિનાશ વિકાસનું કારણ બને છે, કારણ કે પરિવર્તન ન થાય તો નવીનતા કયાંથી સંભવે ? એટલે નૂતન સમૃદ્ધ સમાજના હિતાર્થે સ્વાર્થીઓનો સંહાર પણ અનિવાર્ય જ છે.

'કુરુક્ષેત્ર' પર વિખ્યાત તત્ત્વચિંતક બર્ટ્રાંડ રસેલના વિચારોની અસર હોય એવું જોવા મળે છે. રસેલના મતે માનવની અંદર થોડા પ્રમાણમાં પાશવી વૃત્તિઓ હોય છે, જે વિકસિત થઈને યુદ્ધનું રૂપ ધારણ કરે છે. એટલે માનવીની એકતાને સ્થિર રાખવી હોય તો એ પાશવી વૃત્તિઓનુ નિયંત્રણ જરૂરી છે. 'કુરુક્ષેત્ર'માં દિનકરની માન્યતા પણ લગભગ આવી જ છે. લોકો યુદ્ધને ભલે નિંદ્ય કહેતા હોય પણ જ્યાં સુધી ભિન્ન ભિન્ન સ્વાર્થોની ચિનગારી વણબુઝાયેલી રહેશે, પાશવિક વૃત્તિઓ ફાલતી રહેશે ત્યાં સુધી યુદ્ધ પણ અનિવાર્ય જ છે. ત્યાં યુદ્ધના આરંભે અર્જુનનો ને યુદ્ધાંતે યુધિષ્ઠિરનો મોહ પણ નિરર્થક છે, કારણ કે આખરે તો એ પાશવિક વૃત્તિઓનું જ દમન થાય છે અને એને કર્તવ્ય માની કરવું પણ પડે છે.

આ ઉપરાંત દિનકરના આ કાવ્ય પર તિલક અને ગાંધીના માનવતાવાદી દૃષ્ટિકોણનો પણ પ્રભાવ જોવા મળે છે. કવિએ હિંસા-અહિંસાનું વિવેચન, ચારિત્ર્યબળની મહત્તા અને કર્મયોગ અર્થાત્ આસક્તિ તથા

## રામચંદ્ર બ. પટેલ

### એક સમી સાંજે

નથી : પાસે મારી સીમવતી નથી તો ય મધુરાં
દૃગો પીંછા જેવા સળવળી રહે ને તિમિરના
સીના કાંઠે જાગી પરિચિત થઈ વ્યોમવનમાં
ઊગે તારો માણી રહું રણકતા ઝાંઝર પગ.
વળી ઊડે આછી ફરફરતી પાંખો વિહગની
નિહાળી ત્યાં મ્હેકી લઉં ગવન તાજું લહરતુ.
નથી સંધ્યા : રાતો શશી ઊઘડતો અર્ધમુખર
હળે લજ્જાળું કો રૂપ : મજલ જો નીક નજીક
હવે ઢીલા પર્ણો અરવ દિસતા ઓષ્ઠ રૂપલા,
પણે ટૌકો જાગ્યો મનહર અને સારસી થતી
ઊભી આંબા નીચે ઝગમગી ઊઠે રાત સુભગ.
પછી રસ્તામા કો જતુ ભળતુ જોડુ મનખનું-
મને અંધારામાં કશુંક અડીને જાય ઊડનુ
અને ઊંડે ઊંડે જતુ રુધિરમા કોક બળતુ.

## હેમલતા ત્રિવેદી

### નેજવાની છાપરી બાંધી જી રે

દુઃખનાં તે ઝાડવાં રોપી ગ્યા રાજ તને
એને તે કૂંપળો ફૂટી રે લોલ.

ફૂટી ફૂટીને લાલ રંગ નર્યો નીતરે
મારી તે ચૂંદડી ભીંજી રે લોલ.

ભીની ચૂંદડીએ પાણીડે જાઉં ત્યાં
શેરીની આંખ લાલ તાતી રે લોલ.

અગ અંગ બળતી બપ્પોર જાય હાલી
મારી આંખ્યુની ગાગરું ઠાલી રે લોલ.

દલની તે છાબડીમાં દુઃખનાં ફળફૂલ હું તો
વીણી વીણીને કાંઈ ભરતી રે લોલ.

રૂદેલા રામજી કોક દી પધારશે
નેજવાની છાપરી બાંધી રે લોલ.

## પ્રબોધ જોશી

### ...હશે ધાર્યું

તમે લૈ પિંકીને ઘર તરફ પાછાં ફરી રહો
નિશાળેથી, ને હું સડક વચમાં થૈ સડક–
પછી ઝીણુંઝીણું મરકી ઊઠતાં બે દગ થકી
ખરે કોઇ ભીનું સ્મરણ અમથું બાળપણનું.

થતું ઓળંગીને સડક વચલી એ તરફથી
અહીં આવો–તો આ સમય અટકે, વાતકરતાં
તરી આવે લજ્જા મિલનપળની ગૌર વદને.
ચૂમી લૌં પિંકીને : તમ પ્રતિછવિ બાળપણની.

કશું એવું થયું કે ચરણ અટકયાં નૈં, સડકને
ન મેં યે ઓળંગી, તિરછી નજરે સ્હેજ અમથું
પછી આઘે પ્હોંચી વિલીન થઈ જાવું સમયનું
રહ્યો જોઈ: થૈ ને પથ નજીકના વૃક્ષ સમ હું

તમે યે આઘે જૈ, ઘડીક અટકી, આ તરફ તો
હશે જોયું ! પાછો ફરીશ હમણાં એમ જ તમે...

## શિલ્પિન્ થાનકી

### સાંસ્પર્શ્ય

આંખમાં અનુરાગનાં ઉત્પલ હવે,
શ્વાસની વીણા બની ઉત્કલ હવે.
સ્પર્શની લીલોતરી પીધા પછી
થૈ ગયાં છે અંકુરિત વલ્કલ હવે.

### સ્વાસ્થ્ય

છે મને વિશ્વાસ મારી જાત પર—
કે જઈશ મ્હોરી શિશિર-સમ્પાત પર.
કાર્યક્રમ સંઘર્ષ દૈનિક છે હવે,
કયાં સુધી તરતો રહું જઝ્બાત પર ?

વિરક્તિનો સમન્વય 'કુરુક્ષેત્ર'માં પ્રસ્તુત કર્યો છે. કવિને એ વાતનો ખૂબ રંજ છે કે માનવ પરસ્પર સમન્વય ભાવનાથી કેમ નથી રહેતો ? માનવ જ માનવનાં દુઃખોનું મૂળ કારણ બની ગયો છે. આ રીતે હિન્દી સાહિત્યમાં 'કુરુક્ષેત્ર' માનવીય મૂલ્યો અને એના સામાજિક સંબંધોનું નિરૂપણ કરતું પ્રથમ પ્રબંધ કાવ્ય છે.

ઈ. ૧૯૬૧માં પ્રકાશિત થયેલી અને ૧૯૭૨નો જ્ઞાનપીઠ પુરસ્કાર પામેલી 'ઉર્વશી' કવિ દિનકરની એક માતબર કૃતિ છે. આમાં કવિના સર્જન-ક્રમની કોઈ એક પ્રવૃત્તિનું પરિણામ નથી, પરંતુ કવિની સમસ્ત કાવ્ય-પ્રવૃત્તિઓનું સુન્દર ફળ છે. કવિના સમસ્ત ગ્રન્થો જોતાં એ પરિલક્ષિત થાય છે કે દિનકરને માનવજીવનમાં ઓજસ્વિતા, સરસતા, સમરસતા તથા કર્તવ્ય-નિષ્ઠા અભીષ્ટ છે. 'ઉર્વશી'ની કવિતા પણ એ જ ભૂમિકાની છે.

ઉક્ત કૃતિની કથાવસ્તુમાં કવિએ પૌરાણિક, લૌકિક, સાહિત્યિક અને આધ્યાત્મિક તંતુઓને આત્મસાત્ કરીને એક અપૂર્વ Mosaic રચના બનાવી છે. આને 'મણિકુટ્ટિમ' રચના પણ કહેવામાં આવે છે. ૧૫૮ પૃષ્ઠોમાં વિસ્તીર્ણ આ પદ્યનાટક કવિની કલાનિષ્ઠા અને અધ્યયનનો સફળ પરિપાક ધરતી એક પ્રૌઢ કૃતિ છે. આધુનિક હિન્દી સાહિત્યની પરંપરાને એ વિશેષ વેગ આપતી જણાય છે.

પાંચ અંકોમાં વિભાજિત પદ્યનાટક 'ઉર્વશી'ની કથાવસ્તુ અત્યંત પ્રસિદ્ધ છે. ઋગ્વેદમાં પુરુરવા અને ઉર્વશીનાં આખ્યાનો સૂક્ષ્મવર્ણન રૂપે ઉપલબ્ધ થાય છે. વૈદિક આખ્યાનના આધારે જ

રામાયણ અને મહાભારતમાં પણ પુરુરવા અને ઉર્વશીનું આંશિક વર્ણન ઉપલબ્ધ છે. વાલ્મીકિ રામાયણમાં માત્ર પુરુરવાના જન્મની કથાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેથી તેમના ઐલવંશીય હોવાનું પ્રમાણ મળે છે. પૌરાણિક સાહિત્યમાં શ્રીમદ્ભાગવતમાં પુરુરવાની ઉત્પત્તિનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. આ ઉપરાંત બ્રહ્મપુરાણમાં અનેક સ્થાને, મત્સ્યપુરાણમાં બુધ દ્વારા, પદ્મપુરાણ, બ્રહ્મપુરાણ, આગ્નેયપુરાણ, સ્કંદપુરાણ, હરિવંશપુરાણ અને કૂર્મપુરાણમાં પણ પુરુરવા વિશે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મહાકવિ કાલિદાસે પણ 'વિક્રમોર્વશીયમ્'નાટકમા પુરુરવા અને ઉર્વશીની કથા ચિત્રિત કરી છે. એ છે 'ઉર્વશી'ની મૂળ કથા તફાવત માત્ર વિષયવસ્તુના સંયોજનનો અને દૃષ્ટિ નિર્દેશનનો છે. ચ્યવનાશ્રમમાં કથાનો જે વિસ્તાર છે તે કવિની મૌલિક દેણગી છે. એ કાવ્યભૂમિમાં કવિએ પ્રણય અને પરિણય, પ્રકૃતિ અને સંન્યાસ તથા ભૂત-ભવિષ્યનો અદ્ભુત સમન્વય કર્યો છે ઋગ્વેદથી 'દિનકર' સુધી આ કથા સ્વરૂપાંતરે આલેખાતી રહી છે. તેમ છતાં 'ઉર્વશી' પર કાલિદાસકૃત 'વિક્રમોર્વશીયમ્'નો સૌથી વિશેષ પ્રભાવ પડ્યો છે.

કવિએ પાત્રોના વ્યક્તિત્વને ઉપસાવવામાં પોતાની કલ્પનાશક્તિનો સરસ પરિચય કરાવ્યો છે. મુખ્ય પાત્રોમા પુરુરવા, ઉર્વશી, ઔશીનરી, ચિત્રલેખા, ચ્યવન, સુકન્યા અને પુરુરવા-ઉર્વશીનું સંતાન આયુ છે. પુરુરવા ધીરલલિત નાયક છે. તે પરમ પરાક્રમી, સુન્દર અને જ્ઞાની છે. 'ઉર્વશી'ના દ્વિતીય અંકમાં રાજા પુરુરવાના

## પ્રિયવદન શેઠ

## શ્યામલા હિલ

ભોપાલની
આ શ્યામલા હિલ હવે જૂન માસ કેરા
સપ્તાહ અંતિમતણા સમયે પરોઢે
સઘન ધુમ્મસ કેરું શ્વેત
વસન અંગ ધરેલ ઉષા
સં । ભળી,
ગંગામહીં ભળી જતી યમુનાની જેમ.
મધ્યાહ્નમાં
એની કઠોર પથરાળ તપન્ત કાયા.
તરુતણી નહિ ક્યાં ય છાયા.
સોહી રહે
ઊગેલ કેવલ કશે
દશદ બે બીચ છોડ નાના
નહિ પૂર્ણ લીલા,
નહિ પૂર્ણ પીળા.
ને સાંજના
આભા સુવર્ણમય સૂર્ય તણી ઝીલીને
એ સંધિકા સહ રમે
રંગે, અને
રાત્રી થતાં કિરણ ચન્દ્ર તણી
ઝીણી અને તુહિન ચાદર અંગ ઓઢી
જતી શીઘ્ર પોઢી.
ઝીલન્ત આમ નિત એ સહુ સૃષ્ટિ-રંગ
રહું ઝીલી હું ય એવી રીતે
સહુ સૃષ્ટિ-રંગ...
નહિ નહીં પણ એની જેમ
હૈયે ધરી નિત અકર્મતણી સુષુપ્તિ
કિન્તુ સદા
ધારી ઉરે
કર્મણ્યની પુનિત જાગૃતિ
એ જ વાંછા.

બાદલ

## રાજવણનો પત્ર

સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ,
હરૂભરૂ કેવી'તી વેદનાની વાત પણ લોપવી શેં કુળની
મરજાદ ?

દાદાની એન લીલી વાડી છે તો ય મને
એકલું તે સાવ બળ્યું લાગતું,
ટોલ્યા કરે કે રૂડા રૂંદણાંના શાખો બે
ભીતરમાં કળતર શું જાગતું;
ડેલીમાં કાગ બોલે, પડઘાતા પંખાળી માણકીના ડાબલાના
સાદ,
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

ઢોલિયામાં ફૂટે છે ઠાકરિયા ડંખ અને
ચટકે છે નિંદરના ચેનને,
વેડવાં રે કેમ કરી આંખ્યામાં ઊગેલાં
સામટાં રે ખાખરાનાં વંનને;
સૂરજ તો ઠીક, પણ વરસાવે ધોધમાર ફળફળતી
લાહ્યને રે ચાંદ,
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

લાજી મરું છું, પૂછે સૈયર ચબાવલી :
'ખોવાયાં બુન કયા દેશમાં! ?
જોબનની ઝાળ હવે જીરવાશે નૈં, ઝટ
આવોને ઠાકોરિયા વેશમાં.
સૂરજમુખીને અડું, પીઠીના રંગમાં ભીંજાતી લાગે મારી જાત
સૈયરના સરનામે દેજો જવાબ, એન કાગ ડોળે જોઈશું વાટ.
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે...

વ્યક્તિત્વના વૈભવનો પરિચય કરાવતાં કવિ કહે છે–

'કાર્તિકેય-સમ શૂર,
દેવતાઓં કે ગુરુ-સમ જ્ઞાની,
રવિ-સમ તેજવન્ત,
સુરપતિ કે સદશ પ્રતાપી, માની;
ધનદ-સદશ સંગ્રહી, વ્યોમવત્ મુક્ત,
જલદ-નિભ ત્યાગી,
કુસુમ-સદશ મધુમય મનોજ્ઞ.
કુસુમાયુધ-સે અનુરાગી'.

કાવ્યની નાયિકા છે ઉર્વશી. જો કે રાજા પુરુરવાની પરિણીત રાણી છે ઔશિનરી પરંતુ પ્રસ્તુત કાવ્ય ઉર્વશીને લક્ષ્ય બનાવીને જ રચવામાં આવ્યું છે એટલે નાયિકા ઔશિનરી નહીં પણ ઉર્વશી જ છે. તેમ છતાં ઉર્વશીને અભિસારિકાની સંજ્ઞા પણ આપી શકાય, કારણ કે તે રાજા પુરુરવાના ગુણો પર મુગ્ધ થઈ અભિસાર માટે મર્ત્યલોકમાં આવી હતી. ઉર્વશી કાયાસક્ત થઈ સ્વયં રાજા પુરુરવા પાસે આવી હતી જે પુરુરવાની નીચેની ઉક્તિથી સ્પષ્ટ થાય છે :

'જબ સે હમ-તુમ મિલે,
ન જાને, કિતને અભિસારોં મેં
રજની કર શૃંગાર સિતાસિત
નભ મેં ઘૂમ ચૂકી હૈ.'[5]

કવિએ ઉર્વશીનું ચરિત્ર સનાતન પ્રેમપૂર્ણ નારીના રૂપમાં ચિત્રિત કર્યું છે. ઉર્વશીનું પ્રેમાભિભૂત રૂપ કવિએ પ્રથમ અંકમાં પ્રસ્તુત કર્યું છે, જ્યારે સહજન્યા રંભાને કહે છે કે રાજા પુરુરવાએ દૈત્યોનો સંહાર કર્યો ત્યારે ઉર્વશીએ પુરુષરત્નને જોઈ પોતાની જાતને ભૂલી ગઈ,

---
૫ ઉર્વશી-દ્વિ. આ. : અંક–૪, પૃ. ૪૦

રામાયણ અને મહાભારતમાં પણ પુરુરવા અને ઉર્વશીનું આંશિક વર્ણન ઉપલબ્ધ છે. વાલ્મીકિ રામાયણમાં માત્ર પુરુરવાના જન્મની કથાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેથી તેમના એલવંશીય હોવાનું પ્રમાણ મળે છે. પૌરાણિક સાહિત્યમાં શ્રીમદ્ભાગવતમાં પુરુરવાની ઉત્પત્તિનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. આ ઉપરાત બ્રહ્મપુરાણમાં અનેક સ્થાને, મત્સ્યપુરાણમા બુધ દ્વારા, પદ્મપુરાણ, બ્રહ્મપુરાણ, આગ્નેયપુરાણ, સ્કંદપુરાણ, હરિવંશપુરાણ અને કૂર્મપુરાણમા પણ પુરુરવા વિશે ઉલ્લેખ કરવામા આવ્યો છે. મહાકવિ કાલિદાસે પણ 'વિક્રમોર્વશીયમ્'નાટકમા પુરરવા અને ઉર્વશીની કથા ચિત્રિત કરી છે. એ છે 'ઉર્વશી'ની મૂળ કથા તફાવત માત્ર વિષયવસ્તુના સંયોજનનો અને દૃષ્ટિ નિર્દેશનનો છે. ચ્યવનાશ્રમમા કથાનો જે વિસ્તાર છે તે કવિની મૌલિક દેણગી છે. એ કાવ્યભૂમિમાં કવિએ પ્રણય અને પરિણય, પ્રકૃતિ અને સંન્યાસ તથા ભૂત-ભવિષ્યનો અદ્ભુત સમન્વય કર્યો છે. ઋગ્વેદથી 'દિનકર' સુધી આ કથા સ્વરૂપાતરે આલેખાતી રહી છે. તેમ છતાં 'ઉર્વશી' પર કાલિદાસકૃત 'વિક્રમોર્વશીયમ્'નો સૌથી વિશેષ પ્રભાવ પડ્યો છે.

કવિએ પાત્રોના વ્યક્તિત્વને ઉપસાવવામાં પોતાની કલ્પનાશક્તિનો સરસ પરિચય કરાવ્યો છે. મુખ્ય પાત્રોમા પુરરવા, ઉર્વશી, ઔશીનરી, ચિત્રલેખા, ચ્યવન, સુકન્યા અને પુરુરવા ઉર્વશીનું સંતાન આયુ છે. પુરુરવા ધીરલલિત નાયક છે. તે પરમ પરાક્રમી, સુન્દર અને જ્ઞાની છે. 'ઉર્વશી'ના દ્વિતીય અંકમા રાજા પુરરવાના

## પ્રિયવદન શેઠ

## શ્યામલા હિલ

ભોપાલની!
આ શ્યામલા હિલ હવે જૂન માસ કેરા
આતાહ અંતિમતણા સમય પરોઢે
સઘન ધુમ્મસ કેરું શ્વેત
વસન અંગ ધરેલ ઉપા
સં . ભળી,
ગંગામહીં ભળી જતી યમુનાની જેમ.
મધ્યાહ્નમાં
એની કઠોર પથરાલ તપન્ત કાયા.
તરુતણી નહિ કયા ય છાયા.
સોહી રહે
ઝાંખરા કેવલ કશે
ક્શઢ બે બીચ છોડ નાના
નહિ પૂર્ણ લીલા,
નહિ પૂર્ણ પીળા.
ને સાજના
આભા સુવર્ણમય સૂર્ય તણી ઝીલીને
એ સંધિકા સહ રમે
રંગ, અને
રાત્રી થતાં કિરણ ચન્દ્ર તણી
ઝીણી અને તુહિન ચાદર અગ ઓઢી
જતી શીઘ્ર પોઢી.
ઝીલન્ત આમ નિત એ સહુ સૃષ્ટિ રંગ
રહુ ઝીલી હું ય એવી રીતે
સહુ સૃષ્ટિ-રંગ ..
નહિ નહીં પણ એની જેમ
હૈયે ધરી નિત અકર્મતણી સુષુપ્તિ
કિન્તુ સદા
મારી ઉરે
કર્મણ્યની પુનિત જાગૃતિ
એ જ વાંછા.

બાદલ

## રાજવણનો પત્ર

સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ,
હરૂભરૂ કેવી'તી વેદનાની વાત પણ લોપવી શે કુળની
મરજાદ ?
દાદાની એન લીલી વાડી છે તો ય મને
એકલું તે સાવ બળ્યું લાગતું,
ઠોલ્યા કરે કે રૂડા છૂંદણાંના શાખો બે
ભીતરમાં કળતર શું જાગતું;
ડેલીમાં કાગ બોલે, પડઘાતા પંખાળી માણકીના ડાબલાના
સાદ,
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

ઢોલિયામાં ફૂટે છે ઠાકરિયા ડંખ અને
ચટકે છે નિંદરના ચેનને,
વેડવાં રે કેમ કરી આબ્યોમાં ઊગેલાં
આમટાં રે ખાખરાનાં વંનને;
સૂરજ તો ઠીક, પણ વરસાવે ધોધમાર ફળફળતી
લાહ્યને રે યાદ,
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

લાજી મરું છું, પૂછે સેયર ચબાવલી :
'ખોવાયાં બુન કયા દેશમાં ! ?
જોબનની ઝાળ હવે જીરવાશે નૈ, ઝટ
આવોને ઠાકોરિયા વેશમાં.
સૂરજમુખીને અહું, પીઠીના રંગમાં ભીજાતી લાગે મારી જાત
સૈયરના સરનામે દેજો જવાબ, એન કાગ ડોળે જોઈશું વાટ.
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે...

વ્યક્તિત્વના વૈભવનો પરિચય કરાવતાં કવિ કહે છે–

'કાર્તિકેય-સમ શૂર,
દેવતાઓં કે ગુરુ-સમ જ્ઞાની,
રવિ-સમ તેજવન્ત,
સુરપતિ કે સદશ પ્રતાપી, માની;
ધનદ-સદશ સંગ્રહી, વ્યોમવત્ મુક્ત,
જલદ-નિભ ત્યાગી,
કુસુમ-સદશ મધુમય મનોજ્ઞ.
કુસુમાયુધ-સે અનુરાગી'.

કાવ્યની નાયિકા છે ઉર્વશી. જો કે રાજા પુરુરવાની પરિણીત રાણી છે ઔશિનરી પરંતુ પ્રસ્તુત કાવ્ય ઉર્વશીને લક્ષ્ય બનાવીને જ રચવામાં આવ્યું છે એટલે નાયિકા ઔશિનરી નહીં પણ ઉર્વશી જ છે. તેમ છતાં ઉર્વશીને અભિસારિકાની સંજ્ઞા પણ આપી શકાય, કારણ કે તે રાજા પુરુરવાના ગુણો પર મુગ્ધ થઈ અભિસાર માટે મર્ત્યલોકમાં આવી હતી. ઉર્વશી કાયાસક્ત થઈ સ્વયં રાજા પુરુરવા પાસે આવી હતી જે પુરુરવાની નીચેની ઉક્તિથી સ્પષ્ટ થાય છે :

'જબ સે હમ-તુમ મિલે,
ન જાને, કિતને અભિસારોં મેં
રજની કર શૃંગાર સિતાસિત
નભ મેં ઘૂમ ચૂકી હૈ.'[૫]

કવિએ ઉર્વશીનું ચરિત્ર સનાતન પ્રેમપૂર્ણ નારીના રૂપમાં ચિત્રિત કર્યું છે ઉર્વશીનું પ્રેમાભિભૂત રૂપ કવિએ પ્રથમ અંકમાં પ્રસ્તુત કર્યું છે, જ્યારે સહજન્યા રંભાને કહે છે કે રાજા પુરુરવાએ દૈત્યોનો સંહાર કર્યો ત્યારે ઉર્વશીએ પુરુષરત્નને જોઈ પોતાની જાતને ભૂલી ગઈ,

૫ ઉર્વશી દ્વિ. આ. : અંક–૪, પૃ. ૪૦

રામાયણ અને મહાભારતમા પણ પુરુરવા અને ઉર્વશીનુ આંશિક વર્ણન ઉપલબ્ધ છે વાલ્મીકિ રામાયણમા માન પુરુરવાના જન્મની કથાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે જેથી તેમના ઐલવશીય હોવાનું પ્રમાણ મળે છે પૌરાણિક સાહિત્યમા શ્રીમદ્ભાગવતમા પુરુરવાની ઉત્પત્તિનો ઉલ્લેખ કરવામા આ ેો છે આ ઉપરાત બ્રહ્મપુરાણમા અનેક સ્થાને, મત્સ્યપુરાણમા બુધ દ્વારા, પદ્મપુરાણ બ્રહ્મપુરાણ આ ગ્નેયપુરાણ, સ્કદપુરાણ, હરિવશપુરાણ અને કૂર્મપુરાણમા પણ પુરરવા વિશે ઉલ્લેખ કરવામા આવ્યો છે મહાકવિ કાલિદાસે પણ 'વિક્રમોર્વશીયમ્'નાટકમા પુરરવા અને ઉર્વશીની કથા ચિત્રિત કરી છે એ છે 'ઉર્વશી ની મૂળ કથા તફાવત માત્ર વિષય વસ્તુના સંયોજનનો અને દૃષ્ટિ નિર્દેશનનો છે ચ્યવનાશ્રમમા કથાનો જે વિસ્તાર છે તે કવિની મૌલિક દેણગી છે એ કાવ્ય ભૂમિમા કવિએ પ્રણય અને પરિણય, પ્રકૃતિ અને સન્યાસ તથા ભૂત ભવિષ્યનો અદ્ભુત સમન્વય કર્યો છે ઋગ્વેદથી 'દિનકર' સુધી આ કથા સ્વરૂપાતરે આલેખાતી રહી છે તેમ છતા 'ઉર્વશી' પર કાલિદાસ કૃત 'વિક્રમોર્વશીયમ્'નો સૌથી વિશેષ પ્રભાવ પડયો છે

કવિએ પાત્રોના વ્યક્તિત્વને ઉપસાવવામા પોતાની કલ્પનાશક્તિનો સરસ પરિચય કરાવ્યો છે મુખ્ય પાત્રોમા પુરરવા, ઉર્વશી, ઔશીનરી ચિત્રલેખા, ચ્યવન, સુકન્યા અને પુરુરવા ઉર્વશીનું સંતાન આયુ છે પુરુરવા ધીરલલિત નાયક છે તે પરમ પરાક્રમી, સુન્દર અને જ્ઞાની છે 'ઉર્વશી'ના દ્વિતીય અકમા રાજા પુરરવાના

## પ્રિયવદન શેઠ

## શ્યામલા હિલ

ભોપાલ ની
આ શ્યામલા હિલ હવે જૂન માસ કેરા
આવતા કે અતિમતરુણ સમય પરોઢે
અવન ધુમ્મસ કેરું શ્વેત
વસન અગ ધરતી ઉષા
સ ભગી,
ગામડી ભળી જતી યમુનાની જેમ
મધ્યાહ્નમા
એની કઠોર પથ્થર લ તપન્ત કાયા
તરુતણી નહિ કયાય છાયા
સોહી રહે
ઊભેલ કેવલ કરી
ક્ષણ બે બીચ છોડ નાના
નહિ હરે લીલા
નહિ પૂર્ણ પીળા
ને સાજના
આભા સુવર્ણમય સૂર્ય તણી ઝીલીને
એ સધિકા સહ રમે
ગ ો, અને
રાત્રી થતા કિરણ ચન્દ્ર તણી
ઝીણી અને તુહિન ચાદર અગ એ ઢી
જતી શીઘ્ર પોઢી
ઝીનન્ત આમ નિત એ સહુ સૃષ્ટિ ગ ા
રહુ ઝીલી હુ ય એની રીતે
સહુ સૃષ્ટિ ગ ગ
નહિ નહીં પણ એની જેમ
હૈયે ધરી નિત અકર્મતણી સુષુપ્તિ
કિન્તુ સદા
ધારી ઉરે
કર્મણ્યની પુનિત જાગૃતિ
એ જ વાછા

બાદલ

## રાજવણનો પત્ર

સ્વસ્તી શ્રી ગામ...મદ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ,
ઉરૂભરૂ કેવી'તી વેદનાની વાત પણ લોપવી શે કુળની
મરજાદ ?

દાદાની એન લીલી વાડી છે તો ય મને
એકલું તે સાવ બઝ્ઝું લાગતું,
ઠોલ્યા કરે ઃ ગ્રૂડ. ટૂંદણાંના શાખો બે
ભીતરમાં કળતર શું જાગતું;
ડેલીમાં કાગ બોલે, પડઘાતા પંખાળી માણકીના ડાબલાના
સાદ,
સ્વસ્તી શ્રી ગામ...મદ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

ઢોલિયામાં ફૂટે છે ઠાકરિયા ડંખ અને
ચટકે છે નિંદરના ચેનને,
વેડવાં રે કેમ કરી આંખ્યામાં ઊગેલાં
સામટાં રે ખાખરાનાં વંનને;
સૂરજ તો ઠીક, પણ વરસાવે ધોધમાર ફળફળતી
લાહ્યને રે યાદ,
સ્વસ્તી શ્રી ગામ...મદ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

લાજી મરું છું, પૂછે સેયર ચબાવલી :
'ખોવાયાં બુન કયા દેશમાં ! ?
જોબનની ઝાળ હવે જીરવાશે નૈં, ઝટ
આવોને ઠાકોરિયા વેશમાં.
સૂરજમુખીને અડું, પીઠીના રંગમાં ભીજાતી લાગે મારી જાત
સૈયરના સરનામે દેજો જવાબ, એન કાગ ડોળે જોઈશું વાટ.
સ્વસ્તી શ્રી ગામ...મદ્યે...

વ્યક્તિત્વના વૈભવનો પરિચય કરાવતાં કવિ કહે છે–

'કાર્તિકેય-સમ શૂર,
દેવતાઓં કે ગુરુ-સમ જ્ઞાની,
રવિ-સમ તેજવન્ત,
સુરપતિ કે સદશ પ્રતાપી, માની;
ધનદ-સદશ સંગ્રહી, વ્યોમવત્ મુક્ત,
જલદ-નિભ ત્યાગી,
કુસુમ-સદશ મધુમય મનોજ્ઞ.
કુસુમાયુધ-સે અનુરાગી'.

કાવ્યની નાયિકા છે ઉર્વશી. જો કે રાજા પુરુરવાની પરિણીત રાણી છે ઔશિનરી પરંતુ પ્રસ્તુત કાવ્ય ઉર્વશીને લક્ષ્ય બનાવીને જ રચવામાં આવ્યું છે એટલે નાયિકા ઔશિનરી નહીં પણ ઉર્વશી જ છે. તેમ છતાં ઉર્વશીને અભિસારિકાની સંજ્ઞા પણ આપી શકાય, કારણ કે તે રાજા પુરુરવાના ગુણો પર મુગ્ધ થઈ અભિસાર માટે મર્ત્યલોકમાં આવી હતી. ઉર્વશી કાયાસક્ત થઈ સ્વયં રાજા પુરુરવા પાસે આવી હતી જે પુરુરવાની નીચેની ઉક્તિથી સ્પષ્ટ થાય છે :

'જબ સે હમ તુમ મિલે,
ન જાને, કિતને અભિસારોં મેં
રજની કર શૃંગાર સિતાસિત
નભ મેં ઘૂમ ચૂકી હૈ.'[5]

કવિએ ઉર્વશીનું ચરિત્ર સનાતન પ્રેમપૂર્ણ નારીના રૂપમાં ચિત્રિત કર્યું છે ઉર્વશીનું પ્રેમાભિભૂત રૂપ કવિએ પ્રથમ અંકમાં પ્રસ્તુત કર્યું છે, જયારે સહજન્યા રંભાને કહે છે કે રાજા પુરુરવાએ દૈત્યોનો સંહાર કર્યો ત્યારે ઉર્વશીએ પુરુષરત્નને જોઈ પોતાની જાતને ભૂલી ગઈ,

---

૫ ઉર્વશી દ્વિ. આ. : અંક–૪, પૃ. ૪૦

રામાયણ અને મહાભારતમા પણ પુરુરવા અને ઉર્વશીનુ આંશિક વર્ણન ઉપલબ્ધ છે વાલ્મીકિ રામાયણમા માત્ર પુરુર વાના જન્મની કથાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે જેથી તેમના એલવશીય હો વાનું પ્રમાણ મળે છે પૌરાણિક સાહિત્યમા શ્રીમદ્ભાગવતમા પુરરવાની ઉત્પત્તિનો ઉલ્લેખ કરવામા આ ેા છે આ ઉપરાત બ્રહ્મપુરાણમા અનેક સ્થાને, મત્સ્યપુરાણમા બુધ દ્વારા, પદ્મપુરાણ બ્રહ્મપુરાણ આ ગ્નેયપુરાણ, સ્કદપુરાણ, હરિવશપુરાણ અને કૂર્મપુરાણમા પણ પુરુરવા વિશે ઉલ્લેખ કરવામા આવ્યો છે મહાકવિ કાલિદાસે પણ 'વિક્રમે ર્વશીયમ્'નાટકમા પુરરવા અને ઉર્વશીની કથા ચિત્રિત કરી છે એ છે 'ઉર્વશી'ની મૂળ કથા તફાવત માત્ર વિષય વસ્તુના સયોજનનો અને દૃષ્ટિ નિર્દેશનનો છે ચ્યવનાશ્રમમા કથાનો જે વિસ્તાર છે તે કવિની મૌલિક દેણગી છે એ કાવ્ય ભૂમિમા કવિએ પ્રણય અને પરિણય, પ્રકૃતિ અને સન્યાસ તથા ભૂત ભવિષ્યનો અદ્ભુત સમન્વય કર્યો છે ઋગ્વેદથી 'દિ નકર' સુધી આ કથા સ્વરૂપાતરે આલેખાતી રહી છે તેમ છતા 'ઉર્વશી' પર કાલિદાસ કૃત 'વિક્રમોર્વશીયમ્'નો સૌથી વિશેષ પ્રભાવ પડ્યો છે

કવિએ પાત્રોના વ્યક્તિત્વને ઉપસાવ વામા પોતાની કલ્પનાશક્તિનો સરસ પરિ ચય કરાવ્યો છે મુખ્ય પાત્રોમા પુરુરવા, ઉર્વશી, ઔશીનરી ચિ ાલેખા, ચ્યવન, સુકન્યા અને પુરુરવા ઉર્વશીનું સતાન આયુ છે પુરુરવા ધીરલલિત નાયક છે તે પરમ પરાક્રમી, સુન્દર અને જ્ઞાની છે ઉર્વશી ના દ્વિતીય અકમા રાજા પુરરવાના

## પ્રિયનદન શેઠ

## શ્યામલા હિલ

ભોપાલની
આ શ્યામલા હિલ હવે જૂન માસ કરા
જ્યારે અતિમતગ્ગ સમય પગેઢ
ભવન ધુ મસ કેટ શ્વેત
વસન અગ ધરલ ઉપા
સ નગે,
ગગામહીં ભળી જતી યમુનાની જમ
મધ્યાહ્નમા
એની કેટ ? પથર લ તપન્ત ક યા
તરુતણી નહિ કયા ય છાયા
સોહી રહે
ઊ ેલ કેવલ કશે
દશ બે બીચ છોડ નાના
નહિ હર્યાં લીલા
નહિ સૂકાં પીળા
ને આજના
આભા સુવર્ણમય સૂર્ય તણી ઝીલીને
એ સધિકા સહુ રમે
, અને
રાત્રી થતા કિરણ ચન્દ્ર તણી
ઝીણી અને તુહિન ચાદર અ એ ઢી
જતી શીઘ્ર પોઢી
ઝીનન્ત આમ નિત એ સહુ સૃષ્ટિ ? ।
રહુ ઝીલી હુ ય એની રીતે
સહુ સૃષ્ટિ ગ
નહિ નહીં પણ અની જેમ
હૈય ધરી નિત અકર્મતણી સુષુપ્તિ
કિન્તુ સદા
ધારી ઉરે
કર્મણ્યની પુનિત જાગૃતિ
એ જ વાછા

## બાદલ

### રાજવણનો પત્ર

સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ,
હરૂભરૂ કેવી'તી વેદનાની વાત પણ લોપવી શેં કુળની
મરજાદ ?

દાદાની એન લીલી વાડી છે તો ય મને
એકલું તે સાવ બઠ્ઠું લાગતું,
ઠોલ્યા કરે રે સૂડા છૂંદણાંના શાખો બે
ભીતરમાં કળતર શું જાગતું;
ડેલીમાં કાગ બોલે, પડઘાતા પંખાળી માણકીના ડાબલાના
સાદ,
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

ઢોલિયામાં ફૂટે છે ઠાકરિયા ડંખ અને
ચટકે છે નિંદરના ચેનને,
વેડવાં રે કેમ કરી આખ્યોમાં ઊગેલાં
આમટાં રે ખાખરાનાં વંનને;
સૂરજ તો ઠીક, પણ વરસાવે ધોધમાર ફળફળતી
લાહ્યને રે ચાદ,
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે વાલમને લિખિતંગ રાજવણની
ભીનીછંમ યાદ.

લાજી મરું છું, પૂછે સેયર ચબાવલી :
'ખોવાયાં બુન કયા દેશમાં ! ?
જોબનની ઝાળ હવે જીરવાશે નૈં, ઝટ
આવોને ઠાકોરિયા વેશમાં.
સૂરજમુખીને અડું, પીઠીના રંગમાં ભીજાતી લાગે મારી જાત
સૈયરના સરનામે દેજો જવાબ, એન કાગ ડોળે જોઈશું વાટ.
સ્વસ્તી શ્રી ગામ...મધ્યે...

વ્યક્તિત્વના વૈભવનો પરિચય કરાવતાં કવિ કહે છે–

'કાર્તિકેય-સમ શૂર,
દેવતાઓં કે ગુરુ-સમ જ્ઞાની,
રવિ-સમ તેજવન્ત,
સુરપતિ કે સદશ પ્રતાપી, માની;
ધનદ-સદશ સંગ્રહી, વ્યોમવત્ મુક્ત,
જલદ-નિભ ત્યાગી,
કુસુમ-સદશ મધુમય મનોજ્ઞ.
કુસુમાયુધ-સે અનુરાગી'.

કાવ્યની નાયિકા છે ઉર્વશી. જો કે રાજા પુરુરવાની પરિણીત રાણી છે ઔશિનરી પરંતુ પ્રસ્તુત કાવ્ય ઉર્વશીને લક્ષ્ય બનાવીને જ રચવામાં આવ્યું છે એટલે નાયિકા ઔશિનરી નહીં પણ ઉર્વશી જ છે. તેમ છતાં ઉર્વશીને અભિસારિકાની સંજ્ઞા પણ આપી શકાય, કારણ કે તે રાજા પુરુરવાના ગુણો પર મુગ્ધ થઈ અભિસાર માટે મર્ત્યલોકમાં આવી હતી. ઉર્વશી કામાસક્ત થઈ સ્વયં રાજા પુરુરવા પાસે આવી હતી જે પુરુરવાની નીચેની ઉક્તિથી સ્પષ્ટ થાય છે :

'જબ સે હમ તુમ મિલે,
ન જાને, કિતને અભિસારો મેં
રજની કર શૃંગાર સિતાસિત
નભ મેં ઘૂમ ચૂકી હૈ.'[૫]

કવિએ ઉર્વશીનું ચરિત્ર સનાતન પ્રેમપૂર્ણ નારીના રૂપમાં ચિત્રિત કર્યું છે ઉર્વશીનું પ્રેમાભિભૂત રૂપ કવિએ પ્રથમ અંકમાં પ્રસ્તુત કર્યું છે, જયારે સહજન્યા રંભાને કહે છે કે રાજા પુરુરવાએ દૈત્યોનો સંહાર કર્યો ત્યારે ઉર્વશીએ પુરુષરત્નને જોઈ પોતાની જાતને ભૂલી ગઈ,

૫ ઉર્વશી દ્વિ. આ. : અંક–૪, પૃ. ૪૦

## ચીમન પુરોહિત

### સંભવના પોપટ

જીવતરને નીડ સૈ ખાલીપાની ડાળિયે
સંભવના પોપટ મેં પાળ્યા
હોવાની નીક મહીં ઝાંઝવાનાં નીર તણા
ધસમસતા ધોધ મેં તો વાળ્યા.

ચીતરેલાં પંખીનાં ખરતાં પીછાંમાં
મેં ટહુકાનો લય આજ પીધો
સળગળતા સાપ તણા લિસોટો ઊંચકીને
સાવ કર્યો સૈ મેં તો સીધો
છાતીએ છૂંદાવેલાં છૂંદણાંના મોરને મેં
કલરવતા આભમાં ઉછાળ્યા.–જીવતરને૦

સુક્કા દુકાળ તણી ધગધગતી ધારામાં
ઝીલ્યાં છે સ્વાત સૈ મીઠાં
બળબળતા રણ તણા કણકણમાં સૈ
મેં તો ફોરમતાં ફૂલડાં દીઠાં
કાચ તણી કીકીએથી ખાલીખમ્મ વીરડામાં
ભમ્મરિયાં પાણી મેં ભાળ્યાં.–જીવતરને૦

વહેતા પવન તણા ધોરી પગથારમાં
મેં ચીતર્યા છે ચાલવાના ચોલા
વાદળની વેળુમાં સૂરજની સરિતાથી
વાવ્યાં છે વંન બધાં લીલાં
પોલા પરપોટાની પોલી પગથાળુ મહીં
કેસરિયા કયારા મેં ગાળ્યા.–જીવતરને૦

મૈં ! મૈં પીછે નૃપ કિશોર,
પહલે તેરા બેટા હૂં.'[7]

કવિએ 'ઉર્વશી'માં પ્રેમ અને શૃંગારની વિવિધ ભાવનાઓનું ચિત્રણ કર્યું છે પુરુરવા દ્વન્દ્વોથી પીડિત છે. તે સુખ ભોગવે છે અને એને ત્યાગવા પણ મથે છે. તે નારીના પ્રેમમાં પડે છે અને નારીનું અતિક્રમણ કરવા પણ ઇચ્છુક છે. જ્યારે બીજી બાજુ ઉર્વશીમાં કોઈ પણ દ્વન્દ્વ નથી. તે તો દૈહિક સુખ ભોગવવાના હેતુસર જ પૃથ્વી પર આવી છે. ઉર્વશી દેવી છે અને દેવીઓ દ્વન્દ્વથી મુક્ત હોય છે. એટલે એનામાં પણ દ્વન્દ્વ નથી. પરંતુ જ્યારે તે પુરુરવાના સહવાસ માટે સ્વર્ગથી ધરાતલ પર આવે છે અને મર્ત્યલોકના પુરુષના સ્પર્શભોગનો આનંદ મેળવે છે ત્યારે તે પણ દ્વન્દ્વનો થોડોક અનુભવ કરવા માંડે છે. પરંતુ તે પ્રિયના આલિંગનગ્રસ્ત પ્રેમમાં ઈશ્વરના રૂપને જ સ્વીકારે છે. એની તો સ્પષ્ટ માન્યતા છે કે જે નર નારીને પારખી શકે છે એ ઈશ્વરી સત્તાને પણ પારખી શકે છે, અને જે નર નારીને આલિંગનમાં બાંધી શકે છે તે ઈશ્વરી રહસ્યને પણ જાણી શકે છે.

પુરુરવા અને ઉર્વશી બંને પ્રેમી હોવા છતાં પણ ચિંતનશીલ છે. આજસુધી જે 'કામ'ને સ્થૂળ વાસનાના રૂપમા શત્રુ માની એનાથી ભાગીને જંગલમાં ભટકવાનો માર્ગ સદીઓ સુધી આપણે અપનાવતા રહ્યા તેને દિનકર જીવનના શ્રેયનો પક્ષ ગણે છે. એ રીતે 'ઉર્વશી' સ્વર્ગ અને પૃથ્વીના એકીકરણનું તેમજ પ્રેમ-દેવતાના જાગરણનું કાવ્ય છે.

---

૭ ઉર્વશી દ્વિ. આ.: અંક–૫, પૃ. ૧૫૭

'જિસ સુષમા કે મંદિર,
ધ્યાન મેં મગ્ન મુગ્ધ ત્રિભુવન હૈ,
પુરુષરત્ન કો દેખ ન વહ રહ,
સકી આપ અપને મેં,
ડૂબ ગઈ સુરપુર કી શોભા,
મિટી કે સપને મેં.'[૬]

ત્યાર પછી કવિએ એને અવિરત આલિંગન, ચુંબન, દર્શન, સ્પર્શ વગેરેથી અભિસારિણી ચિત્રિત કરી છે. આ ઉપરાંત કવિ ઉર્વશીની વિશેષતા અંકિત કરતાં કહે છે કે તે નરમાં વિક્રમની પ્રશંસિકા છે તથા અપ્સરા હોવા છતાં પણ માતાના રૂપમા વાત્સલ્યથી પરિપૂર્ણ છે. જ્યારે પુરુરવા ઉર્વશીને કહે છે કે મને વિશ્વાસ હતો કે એક દિવસ તું સ્વર્ગથી મર્ત્યલોક પર જરૂર આવીશ, ત્યારે ઉર્વશી પ્રત્યુત્તર વાળે છે કે હું તો ચાલી આવી છુ પરતુ પુરુષમા જ્યા સુધી શક્તિ છે, વિક્રમ છે ત્યા સુધી સંસાર એની સમક્ષ નતમસ્તક છે, અપાર રત્નાકર પણ એનો આદર કરે છે અને એટલે સુધી કે દેવરાજ ઇન્દ્ર પણ સામે ચાલી એનું સ્વાગત કરે છે, અને સ્વયં અપ્સરા પણ સ્વર્ગથી ધરા પર આવી અધરોનું રસપાન કરાવે છે.

અન્ય પાત્રોમાં છે પુરુરવા ઉર્વશીનુ સંતાન આયુ તેનામાં માતાપિતા પ્રત્યે અગાધ પ્રેમ પરિલક્ષિત થાય છે. તેની ઉદારતા ત્યારે જોવા મળે છે જ્યારે તે ઔશિનરી પ્રત્યે પણ પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે :

'અગ મેં હોકર યુવા
ખોજતે હુએ યહાં આયા હૂં
રાજ-મુકુટ કો નહીં,
તીસરી માઁ કે હી ચરણોં કો.

૬ ઉર્વશી-દ્વિ. આ.: અંક-૧, પૃ. ૧૩

## કમલ વૈદ્ય

### પ્રાર્થના

આવાગમનના હે આધાર, હે સમય !
આટલી પ્રાર્થના ..

જાહ્નવીને વહન આવેતા કોઈ નાવ
કિનારે નાંગરે
(પણ જલ જાય વહી)......
અને પાન્થ
વનનિકુંજની હરિયાળીને પ્રદેશ
સુગંધરજ-મથર વહંત પવને
શાન્તિમય ઝીલી કીર કોકિલનાં ગાન
વિશ્રાન્તિને લહે;
વન કુટીરનુ કો એકાત–
પૂર્ણ વિકસિત પદ્મદલ પર
ભૃંગ ગુંજરણ જેમ–
સાહચર્યનો આનંદ છંદ પામી રહે;
તેવુ જ મારે નિકેત
પ્રિય આગમને તવ સંગ...

તુ છો નિત્ય ગતિશીલ
પણ તારે તીર
ફોરતી ઋતુના આન્દોલન આંદોલને
ધીર એ ભલેને રહે સ્થિર
આવાગમનના હે આધાર, હે સમય !
ઋતુ સંક્રમણે વળી તારે જ પ્રવાહે
ભળી જશુ અમે
પૂર્ણ ભાગ્યના વૈભવે.

## ચીમન પુરોહિત

### સંભવના પોપટ

જીવતરને નીડ સૈ ખાલીપાની ડાળિયે
સંભવના પોપટ મેં પાળ્યા
હોવાની નીક મહીં ઝાંઝવાનાં નીર તણા
ધસમસતા ધોધ મેં તો વાળ્યા.

ચીતરેલાં પંખીનાં ખરતાં પીછાંમાં
મેં ટહુકાનો લય આજ પીધો
સળવળતા સાપ તણો લિસોટો ઊંચકીને
સાવ કર્યો સૈ મેં તો સીધો
છાતીએ છૂંદાવેલાં છૂંદણાંના મોરને મેં
કલરવતા આભમાં ઉછાળ્યા.–જીવતરને૦

સુક્કા દુકાળ તણી ધગધગતી ધારામાં
ઝીલ્યાં છે સ્વાત સૈ મીઠાં
ખળખળતા રણ તણા કણકણમાં સૈ
મેં તો ફોરમતાં ફૂલડાં દીઠાં
કાચ તણી કીકીએથી ખાલીખમ્મ વીરડામાં
ભમ્મરિયાં પાણી મેં ભાળ્યાં.–જીવતરને૦

વહેતા પવન તણા ધોરી પગથારમાં
મેં ચીતર્યા છે ચાલવાના ચાલા
વાદળની વેળુમાં સૂરજની સરિતાથી
વાવ્યાં છે વન બધાં લીલાં
પોલા પરપોટાની પોલી પગથારણ મહીં
કેસરિયા કયારા મેં ગાળ્યા.–જીવતરને૦

મૈં! મૈં પીછે નૃપ કિશોર,
પહલે તેરા બેટા હૂં.''[૭]

કવિએ 'ઉર્વશી'માં પ્રેમ અને શૃંગારની વિવિધ ભાવનાઓનું ચિત્રણ કર્યું છે પુરુરવા દ્વન્દ્વોથી પીડિત છે. તે સુખ ભોગવે છે અને એને ત્યાગવા પણ મથે છે. તે નારીના પ્રેમમાં પડે છે અને નારીનું અતિક્રમણ કરવા પણ ઇચ્છુક છે. જ્યારે બીજી બાજુ ઉર્વશીમાં કોઈ પણ દ્વન્દ્વ નથી. તે તો દૈહિક સુખ ભોગવવાના હેતુસર જ પૃથ્વી પર આવી છે. ઉર્વશી દેવી છે અને દેવીઓ દ્વન્દ્વથી મુક્ત હોય છે. એટલે એનામાં પણ દ્વન્દ્વ નથી. પરંતુ જ્યારે તે પુરુરવાના સહવાસ માટે સ્વર્ગથી ધરાતલ પર આવે છે અને મર્ત્યલોકના પુરુષના સ્પર્શ-ભોગનો આનંદ મેળવે છે ત્યારે તે પણ દ્વન્દ્વનો થોડોક અનુભવ કરવા માંડે છે. પરંતુ તે પ્રિયના આલિંગનગ્રસ્ત પ્રેમમાં ઈશ્વરના રૂપને જ સ્વીકારે છે. એની તો સ્પષ્ટ માન્યતા છે કે જે નર નારીને પારખી શકે છે એ ઈશ્વરી સત્તાને પણ પારખી શકે છે, અને જે નર નારીને આલિંગનમાં બાંધી શકે છે તે ઈશ્વરી રહસ્યને પણ જાણી શકે છે.

પુરુરવા અને ઉર્વશી બંને પ્રેમી હોવા છતાં પણ ચિંતનશીલ છે. આજસુધી જે 'કામ'-ને સ્થૂળ વાસનાના રૂપમાં શત્રુ માની એનાથી ભાગીને જંગલમાં ભટકવાનો માર્ગ સદીઓ સુધી આપણે અપનાવતા રહ્યા તેને દિનકર જીવનના શ્રેયનો પક્ષ ગણે છે. એ રીતે 'ઉર્વશી' સ્વર્ગ અને પૃથ્વીના એકીકરણનું તેમજ પ્રેમ-દેવતાના જાગરણનું કાવ્ય છે.

---

૭ ઉર્વશી દ્વિ. આ.: અંક–૫, પૃ. ૧૫૭

કવિના આ કાવ્ય પર ગીતાનો પ્રભાવ સારો એવો પડેલો જોવા મળે છે 'ઉર્વશી' ના દ્વિતીય અંકમા ઉર્વશી દ્વારા પુરુરવાને નિષ્કામ કર્મની પ્રેરણા આપવામા આવી છે એમા શ્રીમદ્ ભગવદ્ગીતાનો સ્પષ્ટ પ્રભાવ દેખાય છે એ પ્રમાણે બે ત્રણ સ્થાને રાજાની ઉક્તિઓમા પણ ગીતાના ભાવો જોવા મળે છે

ગીતાના દ્વિતીય અધ્યાયમા ઉલ્લેખ કરવામા આવ્યો છે કે સમસ્ત પ્રાણીઓની રાત્રિ વેળાએ સંયમી પુરુષ જાગે છે અને પ્રાણીઓ જાગે છે ત્યારે આત્મદર્શી મુનિ માટે રાત્રિ હોય છે આ જ ભાવાર્થ પુરુરવાની ઉક્તિમા જોવા મળે છે,

'નિશા યોગ જાગૃત કા ક્ષણ હૈ
ઔર ઉદગ્ર પ્રણય કી
હૈ કાયનિક સમાધિ,
કાલ કે ઉસી ગરત કે નીચે
ભૂમા કે રસ પથિક
સમય કા અતિક્રમણ કરતે હૈં,
યોગી સધે અપાર પ્રેમ મેં,
પ્રણયી આલિંગન મેં!'[8]

આનુ તાત્પર્ય એટલુ જ છે કે રાત્રિ પ્રચંડ પ્રેમની એકાંત સમાધિ પણ છે એ જ સમયે પ્રેમી પ્રેમની ગૂઢ સૃષ્ટિનુ દર્શન કરી લેતા હોય છે આનંદ અને સમરસતનો ઇચ્છુક પ્રત્યેક માનવ શાંત વાતાવરણમા સમયનું અતિક્રમણ કરતો હોય છે એ સમયે ન એને અતીતનુ ધ્યાન હોય છે ન વર્તમાન કે ભવિષ્યનું તે સર્વથી અલિપ્ત આનંદમા નિમગ્ન હોય છે એ સમયે યોગી યોગમા અને પ્રેમી આલિંગનમા બદ્ધ હોય છે આમ, કવિએ ગીતાના

8 ઉર્વશી દ્વિ અં અંક ૩, પૃ ૫૯

## વિજોગણ ચૂડના દુહા

સંપાદક પુષ્કર ચંદરવાકર

[ગતાંકથી ચાલુ]

(૧૬)

ચૂડ કે' છે

દૂરથ સજણ પાંપ આ, તમે નેણે નીંદર કરી,
અમી સાજના સૂઈ રિયા, અમને સવારે ખબર કરી!
સવારે ખબર કરી તે કહીએ,
અને મોંઘા સજણને શુ ઠબકો દઇએ ?
સજણ તમારા સંગમા ઠામ મેકયા નહી ઠરી
ચૂડ કે',
દૂરથ સજણ પ ચીઆ, તમે નેણે નીંદર કરી!

(૧૭)

ચૂડ કે' છે

સજણ અમારા સૂઈ રિયા, આડા કમાડ દઈ,
બોલાવ્યા બોલ નઈ, પડોશીની પીડા થઈ!
પડોશીની પીડા થઈ તે થાશે,
અને આયખ ભરનો ઉજાગરો થાશે!
આવ્યાની આશમા ઝબકીને જાગી ગઈ,
ચૂડ કે',
સજણ અમારા સૂઇ રિયા, આડા કમાડ દઈ!

(૧૮)

ચૂડ કે' છે

ચડી સજણને નોતર્યા, શેની મેમાની કરુ,
કાળજ, ખૂકો ને કેફરા લઇ આગળ ધરુ!
લઈને આગળ ધરુ તે જમતા જાવ,
અને ઘણુમૂના સજણ મેમાન થાવ,
કાઢી કટારુ કાળજે ધરુ
ચૂડ કે',
ચડી સજણને નોતર્યા, શેની મેમાની કરુ!

(૧૯)

ચૂડ કે' છે

મનવેધુ[1] સજણ ના મળ્યા, કંઇ ગઇ બાંધી હૈયા,
મોતી મેરામણ વસે, અમે કાચના સજન કર્યા!

મનવેધુ મનની વાત સમજનાર

કાચના સજન કર્યાં તે પાંજરે વસે
અને દેખીતો દાગ તો ઉજળે દીસે !
ગોતવો વાંક ઇનો કરવો નિયા,
**ચૂડ કે',**
મનવેધૂ સજણુ ના મળ્યા, હલરઇ બાંધી હૈયાં !

(૨૦)

**ચૂડ કે' છે :**
પાદરના પીંપળે મદઇ થઈ બોલે મોર;
ઘેલો થઈ ગળકું દિયે, સગા માદુનો ચોર !
સગા માદ્રુનો ચોર તે જાણો,
અને એવી રૂતુ કળાયેલ મોરલો માણે !
કળા કરે ને, કરે છે ઘોર,
**ચૂડ કે',**
પાદરના પીપળે, મદઇ થઈ બોલે મોર !

માદુઃ માનવી

(૨૧)

**ચૂડ કે', છે :**
મૂકી દે પાદરનો પીંપળો, વાલ્યમ વડલે જા;
મનગમતા મેવા મોકલું, ખુશી પડે તે ખા !
ખુશી પડે તે ખા તે ખાજે,
અને આંહીથી ઊડીન આઘેરા જાજે ?
સજણુ વિના અમે એકલા, હૈયું નાખે ધા,
**ચૂડ કે',**
મૂકી દે પાદરનો પીંપળો વાલ્યમ વડલે જા !

(૨૨)

**ચૂડ કે' છે:**
મોર મારે મદઇ થિયો, વહરાં કાઢે વેણુ;
જેની ગહકે ગરવો ગાજે, સૂતા જગાડે શેણુ !
સૂતા જગાડે શેણુ, તે મોરલો ઊડી ગિયો,
અને વાલા સજણુનો સંદેશો, અધુરો રિયો !
પાંખું પીળી પોપટની, કોયલ રાતે નેણુ,
**ચૂડ કે',**
મોર મારે મદઇ થિયો; વહરાં કાઢે વેણુ !

વહરાંઃ આકરાં; શેણુઃ સ્નેહી

ભાવને યથાવત્ લઈને એમાં પ્રણય ભાવનાનોસુંદર સમન્વય કર્યો છે. આ જ પ્રમાણે 'ઉર્વશી'–કર્તાએ પ્રેમના બહાને ઈશ્વરની વ્યાપક સત્તા તેમ જ આધ્યાત્મિક દર્શનનું વિશ્લેષણુ પણ કરાવ્યું છે.

આ કાવ્યની વિશેષતા એ છે કે એમાં સામ્પ્રત કવિતાના સર્વ સદ્ગુણો એકત્રિત થયેલા જોવા મળે છે. 'કામાયની'ની મનોભૂમિ અને મનોવિજ્ઞાન, પંત-કાવ્યની કોમલકાંત પદાવલી, નિસર્ગશોભા તથા અતિમાનસી વ્યંજના, કવિ નિરાલાની કવિતાનાં ઓજ, તેજ તથા અદમ્ય પ્રવાહ અને મહાદેવીની વિરહસંવેદના આ સર્વનો સમુચિત સમાવેશ દિનકરની'ઉર્વશી'માંથયેલો જોવા મળે છે. ઉપરાંત કવિ પોતાની સત્ત્વશીલતાને પણુ કાવ્યમાં અંકિત કરવાનું ચૂકયા નથી. પરિણામે, પરિસ્કૃત સૌન્દર્યબોધનો પરિચય ક્ષણે ક્ષણે જોવા મળે છે. સૌંદર્ય, પ્રેમ અને દર્શન ત્રણેનો સુમેળ કવિ દિનકર સરસરીતે સાધી શકયા છે. એટલે જ 'ઉર્વશી' આધુનિક હિન્દી કાવ્ય–પરિવારમાં એક ઉજ્જ્વળ કુળદીવડાની જેમ અભિનન્દનીય છે.

રૂપ-સૌંદર્ય અને ગુણુ-સૌંદર્યની અનુભૂતિ તો સંસારના પ્રત્યેક માનવમાં હોય છે. પરંતુ સરેરાશ માનવની તુલનામાં કવિ એ રીતે જુદો પડે છે કે રૂપ-સૌન્દર્ય અને ગુણુ-સૌન્દર્ય પ્રત્યે તે વધારેમાં વધારે સંવેન્દનશીલ હોય છે. પોતાની સુંદર અભિવ્યક્તિ દ્વારા એ સૌંદર્યની માત્રા વધારી સંસાર સમક્ષ પ્રસ્તુત કરે છે. એમાં કૌશલ્ય તરી આવતું હોય છે. પદાવલિ, અલંકાર, ધ્વનિ, છન્દ વગેરે દ્વારા કવિ અભિવ્યક્તિનું સૌંદર્ય પ્રગટ કરે છે.

દિનકરની કવિતાની સૌથી મોટી વિશેષતા છે અભિવ્યક્તિની સ્વચ્છતા. કવિની ભાષા ચાહે આગ ઓકતી 'હુંકાર'ની હોય કે અન્તર્મન્થનના દર્શનને પ્રસ્તુત કરતી 'કુરુક્ષેત્ર' યા 'ઉર્વશી'ની હોય, પરંતુ એની ગતિમયતા, સરસતા કે પ્રસન્ન ગંભીરતામાં તફાવત પડતો નથી. કવિને શબ્દોના અંતરઆત્માનું જ્ઞાન છે એના કરતાં એમ કહી શકાય કે કવિ પાસે ભાવોને શબ્દોમાં ઉતારવાનું સામર્થ્ય છે. કવિ દ્વારા પ્રયુક્ત ભાવગર્ભિત શબ્દ પોતાની ચારે તરફ એક વાતાવરણનું સર્જન કરતો જણાય છે. આ ઉપરાંત કવિનો શબ્દકોશ સમૃદ્ધ, વ્યાપક અને અક્ષય છે. વિભિન્ન પર્યાયોના પ્રયોગોની કુશળતા અને ઉપયુક્તતા કવિને અચ્છા ભાષા-શિલ્પી તરીકે સિદ્ધ કરે છે

દિનકરની કવિતામાં વધારેમા વધારે તત્સમ શબ્દો જોવા મળે છે. તેઓ મોટે ભાગે સંસ્કૃતના ક્લિષ્ટ અને દુરુહ શબ્દ પ્રયોગથી દૂર રહેવા પ્રયત્ન કરે છે, તેમ છતા જ્યાં શબ્દોમાં ભાવ, ચિત્ર અને વાતાવરણ એકી સાથે મુદ્રિત કરવા ઇચ્છતા હોય છે ત્યાં સંસ્કૃતના પ્રચલિત શબ્દોને બદલે દુરુહ શબ્દો પણ પ્રયોજતા હોય છે.

આવા શબ્દો ભાવાનુકૂળ અને સહજ હોવાના કારણે ભાવોની પ્રેષણીયતામાં બાધક નહીં પરંતુ સાધક સિદ્ધ થતા હોય છે. તત્સમ શબ્દનો પૂર્ણવૈભવ 'ઉર્વશી'મા જોવા મળે છે. અહીં તત્સમ શબ્દોનો પ્રયોગ કવિ દિનકરે મોટે ભાગે દાર્શનિક તત્ત્વોના નિરૂપણ માટે કર્યો છે. અને એ ઉપરાંત શબ્દોની અર્થવત્તાને કારણે ચિત્ર-નિર્માણમાં પણ.

દિનકરના સંપૂર્ણ કાવ્ય સાહિત્યમાં

(૨૩)

ચૂડ કે' છે:
મહઈ થા મા મોરલા, સુખે સૂવા દે,
નેણે ના'વે નિંદર, જનાવર બોલે એ!
જનાવર બોલે એ, તે પ્યારા લાગે,
અને સૂતા રૈયાં રોજમાં જાગે!
સાંભળ્યા માગ મજણ, કેણું હોય તે લે,
ચૂડ કે',
મહઈ થા મા મોરલા, સુખે સૂવા દે!

(૨૪)

ચૂડ કે' છે:
સજણ, અમારી શેરીએ થઇ, નિત્ય પાણીડા જાય,
જયારે જોઈએ ત્યારે એકલા, પગમાં ઝાળો થાય!
પગમાં ઝાળો થાય તે અમને,
અને એવા સજણની શી ખબર તમને?
મેણાના મારેલ ભેરવજપ ખાય,
ચૂડ કે',
સજણ અમારી શેરીએ થઇ, નિત્ય પાણીડા જાય!

(૨૫)

ચૂડ કે' છે:
સજણ, પાણી સંચર્યાં, નવરંગી કરી નેહ,
હાથમા સીંચણિયુ કેમનુ, માથે ત્રાંબાળુ હેલ્ય!
માથે ત્રાંબાળુ હેલ્ય, તે જળે ભરી!
અને સરખી સાહેલી સાથે મળી,
અંતરની વાદળી, અષાડો મેહ
ચૂડ કે',
સજણ પાણી સંચર્યા, નવરંગી કરી નેહ!

(૨૬)

ચૂડ કે' છે:
પાણી ભરી ન પાછા વળ્યા, હસીને ઝાલ્યો હાથ,
મૂકી દો અમારા મીતરું, જાય સાહેલીનો સાથ!
સાહેલીનો સાથ તે આઘો જાયે,
અને દિયો રજા તો ઘર ભેળા થાયે,
અંતરિયાળ એકલા મળ્યા,
ચૂડ કે',
પાણી ભરી ન પાછા વળ્યા, હસીને ઝાલ્યો હાથ!

(૨૭)

**ચૂડ કે' છે:**
સજણ ખાંડે ખાંડણા, હલકે ઉપાડે હાથ,
દશે ય આંગળિયે ચોખઠ વળે, નવરો દિનોનાથ !
નવરો દિનોનાથ તે માઢુડા ઘડયા,
અને માઢુ કમાણહેના પનારે પડયા,
વસીએ ભેળા કરીએ દલની વાત,
**ચૂડ કે',**
સજણ ખાંડે ખાંડણા, હલકે ઉપાડે હાથ !

(૨૮)

**ચૂડ કે' છે:**
સજણ સીવાડે ઘાઘરો. ફરતી મૂકાવે કોર,
ઉરે ટંકાવે આભલા, હૈયે ટંકાવે મોર !
હૈયે ટંકાવે મોર તે ખરા,
અને ઈ સજન તે પાકા તેલના ઘરા,
બોલે મીઠું કરે છે ઘોર
**ચૂડ કે',**
સજણ સીવાડે ઘાઘરો, ફરતી મૂકાવે કોર !

(૨૯)

**ચૂડ કે' છે:**
ગોરા સજણના ગાલે, ત્રાજવું નમણું શોભે નાક,
છાતી પહોળી, કડય સાંકડી, ઉર આંબાની શાખ !
ઉર આંબાની શાખ, તે ચાખીએ,
અને એવા સજણને પડોશમાં રાખીએ
હાથે ચૂડી હેમની, કડે ભંમરિયો લાંક
**ચૂડ કે',**
ગોરા સજણના ગાલે ત્રાજવું, નમણું શોભે નાક !

(૩૦)

**ચૂડ કે' છે:**
નાના સજણા નવરંગા, છેડે રતન ચાર,
માથું ગૂંથેલ મોતીડે હૈયે એકાવળ હાર !
હૈયે એકાવળ હાર, તે જગત જુવે,
અને પાણી ભરતા વણઝારાના કૂવે,
ટૂંકું સીંચણિયું, લાગે પાણી ભરતાં વાર,
**ચૂડ કે',**
નાના સજણા નવરંગા, છેડે રતન ચાર ! [ચાલુ]

---

નાના: નાજુક, ફૂટતી જુવાની વાળા
રતન ચાર: સ્નેહ, સ્વાર્પણ, વંશવૃદ્ધિ અને ગૃહસ્થાઈ હશે ?

ક્યાંક એવાં સ્થાનો પણ જોવા મળશે કે જ્યાં કવિની શબ્દાવલિ ભાવથી અસંયુક્ત રહી ગઈ છે, જાણે કે કવિ જાણી જોઈને અપ્રચલિત શબ્દો વીણી વીણીને સંકલિત કરતા હોય છે !

તત્સમ શબ્દોનું બાહુલ્ય હોવા છતાં પણ 'ઉર્વશી'ની ભાષાને તત્સમપ્રધાન નહીં કહી શકાય. કવિના તત્સમ શબ્દો તદ્દભવની સાથે સાથે આવતા હોય છે. પરિણામે કવિ દ્વારા પ્રયુક્ત તત્સમ શબ્દોના પ્રયોગમાં એક પ્રકારનું ઔચિત્ય અને સમતુલા જળવાતી જોવા મળે છે.

એક રીતે ભાષામાં સહજતાની ઉપેક્ષા ન થાય એ હેતુસર પ્રત્યેક કવિ તદ્દભવ શબ્દોનો આશરો પણ લેતો હોય છે. દિનકરે ગીતાની શૈલીમાં તત્સમની સાથે તદ્દભવ શબ્દોનો સમન્વય કરીને પોતાની ભાષાને સ્વાભાવિક અને સચોટ બનાવી છે. નિઠુર, સપના, બ્યાહ, નૈન, છાંહ, હિયા, પિયા વગેરે શબ્દોના પ્રયોગોથી કવિની ભાષા બોલાતી ભાષા સાથે વધુ સંનિધિ સાધે છે. ક્યાંક ક્યાંક તો આના કારણે કવિતામાં વધારે રમણીયતા અને સ્વાભાવિકતાનો સમાવેશ થતો જોવા મળે છે.

વળી કવિએ મુન્તજિર, પરવાજ, જન્નત પૈમાના, ઈજ્જત, રાઝ જેવા ઉર્દૂ-ફારસી શબ્દોને પણ ભાષાની સ્વાભાવિકતાના નિર્વાહ માટે પ્રયોજેલા જોવા મળે છે. આ પ્રકારના શબ્દોનાં ઉદાહરણો 'દ્વન્દ્વગીત' તેમ જ અન્ય સામાજિક યથાર્થવાદી કૃતિઓમાં વધુ જોવા મળે છે. એ શબ્દોના પ્રયોગથી કવિની ભાષામાં ગત્યાત્મકતા પણ આવી છે.

मैंने देखा आबाद उन्हें,
जो साथ उस्त के जलते थे
मंजिल मिली उन वीरों को
जो अंगारों पर चलते थे "[९]

આ ઉપરાંત 'એનાર્કી' જેવી કવિતામાં કવિ અંગ્રેજી શબ્દો પણ પ્રયોજે છે. શબ્દ સંકલનની સાથે સાથે કવિ 'હુંકાર', 'કુરુક્ષેત્ર', 'રસવન્તી', 'ઉર્વશી' વગેરેની કવિતામાં રૂઢિપ્રયોગ અને લોકોક્તિઓનો પ્રયોગ પણ કરે છે.

છન્દની બાબતમાં દિનકર પોતાની સ્વતંત્ર માન્યતાઓ ધરાવે છે. કવિ બે પ્રકારે છંદ યોજનાનો ઉપયોગ કરે છે: પરંપરાગત છંદ યોજના અને નવીન છન્દ યોજના. કવિ નવી કવિતાની સમધારે બદલાતી ટેકનિકથી આશાવાદી રહ્યા છે. તેઓએ પરંપરાગત છંદોમાં વધારેમાં વધારે માત્રિક છન્દો પ્રયોજ્યા છે. વર્ણિક વૃત્તોનો પ્રયોગ 'કુરુક્ષેત્ર' અને 'રશ્મિરથી'ની કેટલીક કૃતિઓમાં કર્યો છે. એમણે વાપરેલા છંદોમાં મુખ્યત્વે કવિત, ઘનાક્ષરી, સવૈયા, ગીતિકા, રોળા, રૂપમાલા વગેરેને ગણાવી શકાય. ક્યાંક ક્યાંક બે અથવા બેથી વધારે છન્દોનું મિશ્રણ પણ કવિએ કર્યું છે. દિનકરની પરંપરાગત અને નવીન બંને પ્રકારની છન્દ યોજનાના વિશિષ્ટ ગુણો છે લયાત્મકતા અને ભાવાનુરૂપતા.

આ રીતે દિનકરની કવિતા ભાષાલાલિત્યની સાથે સાથે વિવિધ છન્દોની રાગ માધુરી પ્રગટ કરે છે. એમની વ્યંજનામયી સરળ સરસબાનીમાં રાષ્ટ્રવાણી વહાવે છે. એમના ભાવ, ભાષા ને છન્દોમાં માતૃભૂમિની સુવાસ મહેકતી જોવા મળે છે.

---

૯ દ્વંદ્વ-ગીત: પૃ. ૬૪

नितम्बबिम्बैः सदुकूलमेखलैः
स्तनैः सहाराभरणैः सचन्दनैः ।
शिरोरुहैः स्नानकषायवासितैः
स्त्रियो निदाघं शमयन्ति कामिनाम् ॥४॥

सितेषु हर्म्येषु निशासु योषितां
सुखप्रसुप्तानि मुखानि चन्द्रमाः ।
विलोक्य नूनं भृशमुत्सुकश्चिरं
निशाक्षये याति ह्रियेव पाण्डुताम् ॥५॥

ઋતુસંહાર: કવિ કાલિદાસ

---

પૃષ્ઠ પરનું ચિત્ર **ગ્રીષ્મ** વાસુદેવ સ્માર્ત

---

દુકૂલ-કાંચી ધરતા નિતંબથી,
અલંકૃતા ચંદનલિપ્ત વક્ષથી,
સુગંધીલા સ્નાનકષાય કેશથી
સ્ત્રીઓ નિદાઘે પ્રિય કામ શામતી

નિશા સમે શ્વેત ગૃહે પ્રસુપ્ત આ
સ્ત્રીઓ તણાં આનન જોઈ ચન્દ્રમા
ઉત્સુકતાથી ચિર કાળ, તે ખરે
લજ્જા થકી પીત બન્યો નિશાક્ષયે

અનુ૦ ધીરુ પરીખ

આમ દિનકરને સાંપ્રત યુગના સમર્થ કવિ કહી શકાય. દેશ અને વિશ્વની મુખ્ય ને પ્રસિદ્ધ ઘટનાઓએ એમની સમગ્ર કાવ્ય ચેતનાને આકાર આપ્યો છે. 'કુરુક્ષેત્રે' દિનકરને એક સંવેદનશીલ અને પ્રૌઢ ચિન્તક કવિના રૂપમાં પ્રતિષ્ઠિત કર્યા. એ પછી કવિએ જે કંઈ લખ્યું એમાં એમનો કવિ અને વિચારક જીવ જ અગ્રસ્થાને રહ્યો છે. 'ઉર્વશી'એ તો કવિને કાવ્યશિલ્પીનો તાજ પહેરાવ્યો. આ રીતે દિનકરની કાવ્યચેતના અભાવથી ભાવ, નિષેધથી સ્વીકૃતિ, નિવૃત્તિથી પ્રવૃત્તિ, દિવાસ્વપ્નોથી ચિન્તન ને કલ્પનાથી ગતિ કરતી કર્મપ્રતિ અગ્રસર થતી જોવા મળે છે. ◻

વ વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરભ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર
(નવવર્ષા)

ઈ. ૧૯૨૨માં ત્રેવીસ વર્ષની ઉંમરે કાવાબાતા (જે નોબેલ પારિતોષિક વિજેતા જાપાની સાહિત્યકારે હમણાં આત્મહત્યા કરી)એ એક વાર્તાસંગ્રહ પ્રગટ કર્યો. આ વાર્તાસંગ્રહે તેમને જાપાનીઝ સાહિત્યમાં ગૌરવભેર પ્રવેશ કરાવ્યો. તેમણે થોડાં વર્ષો 'સાહિત્યમાં સામાજિક આક્રોશ નહિ પણ કાવ્યમયતા'ની ચળવળમાં ભાગ લીધો. આ ચળવળના પુરસ્કર્તાઓ એમ માનતા કે જાપાનીઝ સાહિત્યમાં જીવનની ઊર્મિ, જીવનની ગંધ અને જીવનના વિવિધ ધ્વનિ વ્યક્ત થવા જોઇએ. આ દિવસોમાં કાવાબાતાએ જર્મન સર-રિયાલિઝમ, ફ્યૂચરિઝમ અને જેઈમ્સ જૉઈસના સ્ટ્રીમ ઑફ કૉન્શ્યસનેસ સાથે અખતરા કર્યા.

પણ તેમને લાગ્યું કે 'જ્યાં જાપાનીઝ જીવનનાં મૂળ નથી તેવા જીવનનાં ઉછીનાં લીધેલાં મહોરાંથી સાહિત્યકૃતિ રચી ન શકાય.' આ મંથન પાંચેક વર્ષ ચાલ્યું અને ૧૯૩૪માં પશ્ચિમના આધુનિકતાવાદનો ત્યાગ કર્યો. તેમણે કહ્યું કે હું તો એશિયન લેખક છું. એશિયામાં હું ઊગ્યો છું. 'એશિયાના પ્રશિષ્ટ ગ્રંથો દુનિયાનું સર્વોત્તમ સાહિત્ય છે. મારે મન બૌદ્ધ ધર્મગ્રંથો અને કથાઓનું બહુ મોટું મૂલ્ય છે. હું આ ગ્રંથોનો ખાસ કરીને ધર્મગ્રંથો તરીકે આદર કરતો નથી પણ સાહિત્યિક દર્શનો અને કલ્પનાચિત્રો તરીકે આદર કરું છું.'

વાડીલાલ ડગલી

# રામમોહનરાય દેસાઈ

મ્હેં અક્ષરે ન્હોતો છપાવ્યો ત્હારે લ્હમે સાક્ષર હતા.' ,બ્દો કવિ શ્રી નાનાલાલના. પોતાના ગ્રંથ 'સંબોધન'નું ! શ્રી બિન્દુભાઈને કરતાં નાનાલાલે ઉપર્યુક્ત વાક્ય લખેલું. બિન્દુભાઈ એટલે રામમોહનરાય જસવંતરાય દેસાઈ. ના સપ્ટેમ્બરની ૨૫મી તારીખે વડનગરા નાગર જ્ઞાતિમાં વાદ મુકામે એમનો જન્મ. સૌષ્ઠવપૂર્ણ દેહયષ્ટિ, ગૌર ભૂરી તેજસ્વી આંખો, મનની દઢતાને પ્રગટ કરતી મુખા- આવું પ્રભાવશાળી એમનું વ્યક્તિત્વ.

મૂળ પંચમહાલ જિલ્લાના હાલોલ ગામના એ ઈનામદાર. ૪ સરકારે એમની સેવાઓની કદર બૂઝી રાવસાહેબનો બ પણ આપેલો. એમની પ્રવૃત્તિ, આથી, અમદાવાદ અને લ વચ્ચે વહેંચાઈ જતી. જમીનદારી અને રાવસાહેબીના અલિપ્ત રહી સાદાઈ, સરળતા, સચ્ચાઈ, સમુદારતા તથા ક્ષતાને એમણે ખીલવ્યાં હતાં. એમના પ્રમાતામહ છોટા- દ્વિવેટિયાએ ફારસી ઇતિહાસ ગ્રંથ 'મિરાતે અહેમદી'નું ગુજ- ભાષાંતર કરેલું. માતા નમબા ફારસીનાં જ્ઞાતા, આમ, માતૃ- ંથી મળેલા સાહિત્ય-સંસ્કાર એમણે સ્વ-શક્તિથી દીપાવ્યા.

યુનિવર્સિટીની કોઈ પદવી એમણે પ્રાપ્ત કરી નહોતી, ધ સામાન્ય પદવીધર કરતાં એમનું જ્ઞાન અનેક ગણું વિશાળ સાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ અને તત્ત્વ- એમના પ્રિય વિષયો. શિક્ષણમાં પણ એમને ઊંડો રસ. દાવાદની 'એસ. એલ. યુ. કૉલેજ ફૉર વિમેન'માં એમણે હાસ અને સમાજશાસ્ત્રના માનાર્હ પ્રાધ્યાપક તરીકેની ઓ આપેલી. કર્વે (હાલની એસ. એન. ડી. ટી.) યુનિવ- ના બોર્ડ ઑવ સ્ટડીઝમાં પણ એમને સ્થાન આપેલું. રાત યુનિવર્સિટીની સ્થાપનાનું સૂચન પણ એમણે વર્ષો તાં કરેલું. ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાનો ખયાલ રજૂ માં નાનાલાલ અને રણજિતરામની સાથે રામમોહનરાય હતા.

કાયદાનો એમનો અભ્યાસ એવો કે અનેક કાયદાશાસ્ત્રીઓ ના જ્ઞાનનો લાભ લેવા એમની પાસે જતા. જનકલ્યાણ , ખાસ કરીને સ્ત્રી-ઉન્નતિ તેમજ તેમના ગૌરવની પ્રસ્થાપના : તેમણે અદમ્ય ઉત્સાહ દાખવેલો. આમાં એમના હૃદયની નાશીલતા, ઊર્મિલતા, સંસ્કારિતા અને સંયોજન-શક્તિનાં ન થાય છે. ઇ. ૧૯૧૦માં માત્ર સાડત્રીસ વર્ષની યુવાન વયે એઓ ઘરભંગ થયા, એ કારી ઘાને એમણે સાહિત્ય અને ારસેવાને માર્ગે ભૂલવાનો પ્રયાસ કરેલો. પત્નીના મૃત્યુ . બેએક વર્ષમાં જ એમણે પુત્ર ગિરીશભાઈ અને પુત્રી કાન્તાબેન એમ બે સંતાનોને ગુમાવ્યાં. આવા આઘાતક સંજોગોમાં પણ, શ્રી ર. વ. દેસાઈ લખે છે તેમ, 'એ ઘવાયેલા યોદ્ધા સિત્તોતેર વર્ષનો જીવનસંગ્રામ ખેડી મન અને તનનાં અનેક કષ્ટો વેઠી વિધવિધ શુભ કાર્યોનો યશ લઈ' શેષ જીવન ધન્ય બનાવી ૧૧મી ઑગસ્ટ ૧૯૫૦ના રોજ અવસાન પામ્યા.

જ્ઞાતિ અને કુટુંબ-સંસ્કાર પ્રમાણે સાહિત્યમાં એમને નાનપણથી જ રસ. વિશાળ વાચનની સાથે સાથે એમણે સર્જનનો એકડો પણ શાળાજીવન દરમિયાન જ માંડેલો. હાઈસ્કૂલમાં ગણિતના પીરિયડ દરમિયાન એમણે એમની પ્રથમ કથા 'ખંભાતનો ખૂની' લખી સર્જનના શ્રી ગણેશ કરેલા, પછી તો દિન-પ્રતિદિન એમની સાહિત્ય સાધના વિકસતી જ રહી. એમની સૌપ્રથમ પ્રગટ થએલી કૃતિ તે 'સતી ગૌરવ' (૧૮૯૪) નામક નવલકથા. ત્યાર બાદ 'ખંભાતનો ખૂની' (૧૮૯૯), 'યોગિની' (૧૯૦૪) અને 'બાલા' (૧૯૧૨) નવલકથાઓ પ્રકટ થએલી અને એમને વિશિષ્ટ પ્રસિદ્ધિ મળેલી. છેલ્લી બન્ને નવલોમાં સ્ત્રી અને સમાજોદ્ધારની વાત દઢતાથી કરવામાં આવી છે. 'બાલા' નવલકથામાં તો, ગાંધીજીના આગમન પહેલાં જ, એમણે ગ્રામોદ્ધારનો પ્રશ્ન છેડયો છે! એમની આ બન્ને નવલકથાઓનાં સિંધીમાં ભાષાન્તર પણ થએલાં એ એની લોકપ્રિયતા સૂચવી રહે છે.

વાર્તાકાર તરીકે પણ એમણે અર્વાચીન ગુજરાતી ટૂંકી વાર્તાના આરંભ કાળે ગણનાપાત્ર ફાળો આપેલો. એમની આ વાર્તાઓ 'ત્રણ રત્નો' (૧૮૯૭), 'રસીલી વાર્તાઓ-ભાગ ૧' (૧૯૦૪) અને 'ભાગ-૨' (૧૯૧૨) એમ ત્રણ પુસ્તકોમાં સંઘરાએલી છે. સરળ શૈલીમાં લખાએલી અને કુટુંબ કે સમાજના કોઈ પ્રશ્નની આજુબાજુ ગૂંથાએલી મંગલદર્શિની આ વાર્તાઓ ત્યારે લોકો રસપૂર્વક વાંચતાં.

નિબંધકાર તરીકે પણ એમણે પોતાની વિચાર-મનન શક્તિ અને સંશોધન વૃત્તિનાં દર્શન કરાવી આપ્યાં છે. 'ખાબર' (૧૮૯૫) એમનો ઐતિહાસિક લઘુ નિબંધ છે. 'વીસમી સદીનું આપણું સ્ત્રી જીવન', 'વીસમી સદીના વમળમાં', 'સ્ત્રીઓને બે બોલ' વગેરેમાં એમની નારીગૌરવની ભાવના સુપેરે વ્યક્ત થએલી છે; તો 'બહુચરાજીનું પ્રાગટ્ય', 'અમદાવાદનો સંક્ષિપ્ત ઇતિહાસ', 'રાસમાલિની'નો ઉપોદ્ઘાત, 'નાગર સંસ્કૃતિ' આદિમાં એમની સંશોધનવૃત્તિ આગળ તરી આવે છે. એમાંય અમદાવાદમાં પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ (૧૯૦૪) વખતે વાંચેલો 'લોકકથા' નિબંધ તો તે દિશાનો કદાચ પ્રથમ પ્રયાસ હોઈ સવિશેષ ધ્યાનપાત્ર છે. લોકસાહિત્યને શિષ્ટમાન્ય કરાવવાની એમની ધગશ અહીં સૂઝપૂર્વક વ્યક્ત થઈ છે. 'મહાકવિ

શ્રી નાનાલાલ', 'બ્રહ્મર્ષિનુ મનોરાજ્ય', 'કવિ બાલ', 'ભક્ત કવિ દયારામ', 'નરસિંહ મહેતાના જીવન અને કવન' વગેરેમા એમની અભ્યાસનિષ્ઠા અને સાહિત્યપ્રીતિના દર્શન થાય છે. એમની સર્જન અને સપાદનશક્તિને વધુ વેગ આપ્યો 'સુદરી સુબોધે' ઈ ૧૮૯૨મા સ્થપાએલા 'બન્ધુ સમાજે' આ માસિકનો પ્રારમ્ભ કર્યો ત્યાર પછી થોડા વર્ષે રામમોહનરાય દેસાઈએ એ માસિકને ખરીદી લઈ એના વિકાસમા જ પોતાના તન મન ધનથી ફાળો આપ્યો એમની ભાવના એટલી બધી કે 'સુદરી સુબોધ' અને રામમોહનરાય જાણે પર્યાયરૂપ બની ગયા ગુજરાતના સામયિકોના ઇતિહાસમા 'સુદરી સુબોધ'ની પ્રથમ સ્ત્રી માસિક તરીકે અને રામમોહનરાયની તેના સફળ સપાદન માટે નોધ લીધા વગર ચાલશે જ નહિ

આ સર્વ સર્જનવ્યાપારમા એમની કાવ્યપ્રવૃત્તિ નોખી તરી આવે છે સ્વ હીરાલાલ પારેખે એમના વિષે લખ્યુ છે "એઓ એક કુશળ નવલકાર હોવા ઉપરાત એક સારા કવિ છે 'તરગાવલી' એમના કાવ્યોનુ પુસ્તક કાવ્યરસિક વર્ગ પોતાના વાચનની છાજલી પર જરૂર રાખશે" શ્રી પારેખનો આ અભિપ્રાય રામમોહનરાયની તત્કાલ પ્રસિદ્ધિનો દ્યોતક છે 'સુમન્દ'ના તખલ્લુસથી એમણે અનેક કાવ્યો વિવિધ સામયિકોમા પ્રગટ કરેલા એમના આ કાવ્યોનો સગ્રહ 'તરગાવલી-ભાગ ૧ લો' નામે ઈ ૧૯૧૮મા પ્રગટ થએલો આ સગ્રહની કુલ ૨૭ રચનાઓમાથી એમના ભાઈ કાન્તિરાયની ૩ કૃતિઓ બાદ કરતા રામમોહનરાયની ૨૪ રચનાઓમા એમની કવિપ્રતિભાનો ઠીક ઠીક પરિચય મળી રહે છે આ ઉપરાત 'રાસમાલિની (૧૯૩૪)'મા પણ એમના કેટલાક રાસ સગ્રહાએલા છે

એમના કાવ્યની બાની પ્રાસાદિક છે, કારણ કે તે સમયના અશિક્ષિત સ્ત્રી સમાજ અને અન્ય વાચકવર્ગ સમક્ષ એમને કવિતાનો રસપ્રદેશ ખોલવો હતો સરળ મધુર શબ્દો, મજુલ પ્રાસ યોજના, યમકનુ સગીત, સાદા અલકારો અને વિવિધ ઢાળો એમની રચનાઓને આકર્ષક બનાવે છે એમણે અક્ષરમેળ(શાર્દૂલ, મદાક્રાન્તા, વસતતિલકા, સ્રગ્ધરા, શિખરિણી, દ્રુતવિલબિત આદિ) અને માત્રામેળ (દોહરો, ચોપાઈ, તોટક, હરિગીત, મહીદીપ આદિ) છદો સાથે સાથે રાસ-ગરબીના લોકઢાળો પણ પ્રયોજ્યા છે આમા વસન્તતિલકા, તોટક, હરિગીત અને લાવણી પર એમની સારી ફાવટ પ્રતીત થાય છે થોડીક પક્તિઓ

'કોને ગઝૂમી કરચોલી લચે કપાળ,
આપ્યો ગરે અનનના પ્રભુતાની ગાળ' ('બ્હેની ર...'
તથા 'વીણા વિધુરી, પ્રણયપુરી, રસભરી વાગન્ત જ્યા,
તમ હૃદય કેરી કઇ અનેરી લહરીઓ બજન્ત ત્યા'
('પતિ-વરો આયાપ્રે...

વગેરે પક્તિઓમા છદની પ્રવાહિતા, લયસગીત, ચિત્રનિ... શક્તિ અને ભાવાભિવ્યક્તિના દર્શન થયા વગર નહિ રહે

એમના કવનવિષયમા પ્રકૃતિપ્રેમ, પ્રભુશ્રદ્ધા અને ... મુખ્ય છે સુખી કુટુબના ચિત્રો એમની કાવ્યપક્તિઓમા ... વાર ડોકાયા કરે છે પ્રકૃતિને મુગ્ધ ભોક્તા તરીકે ... છે અને ભાવકોને તે માણવા નિમત્ર્યા છે પ્રભુ પરની શ્રદ્ધા અધત્વના આરોપથી પર અને ભક્તહૃદયની ... પ્રગટાવનારી છે. પ્રણયમા દામ્પત્યસુખ પ્રથમ સ્થાને છે પરિવાર પ્રેમ પણ પાછો પડતો નથી 'ભારતી સ્ત્રીગીત', ... દેવીનુ પૂજન' વગેરેમા એમની ઊડી દેશદાઝ પણ છતી ... આમ, રાષ્ટ્રપ્રેમ પણ એમનો કવનવિષય બન્યો છે

એમના કાવ્યો માનવજીવનને ઉન્નત પથગામી બ... છે દુખો વચ્ચે ધૈર્ય નિરાશા વચ્ચે આશા રાખવાનો સદેશ આપે છે

'દુખ, ક્લેશ, ચિન્તાભર્યું જગ રડતુ લાચાર,
કરો શાન્ત, અ શાભર્યાં પુષ્પ તણા ધરી હાર'

પરાર્થે સ્વાર્થ ત્યાગવાની, દેશબધુત્વ જાળવવાની ઉચ્ચ... આત્મસાત્ કરવાની, પ્રભુશ્રદ્ધાથી જીવન મગલમય અને સસારને સ્નેહપ્લાવિત કરવાની ભાવના એમણે કાવ્યો દ્વારા આગળ ધરી છે એમના આ એક સગ્રહ ... બીજો પણ મોટો સગ્રહ થાય તેટલા રાસ-ગરબા, ગીતો, ... મુક્તકો, છદોબદ્ધ લાબી રચનાઓ હજુ અપ્રગટ પડી ... તે જો કે બદલાતી જતી કાવ્યવિભાવનાના કાટે મૂલ્યમા ઓછી ઊતરવાનો સભવ છે, છતા ... નાનાલાલે ... નિર્દિષ્ટ અર્પણમા છેક ઇ ૧૯૩૦મા પોતાની રીતે મૂલ્યાકન ... વ્યજના શ્રી રામમોહનરાય દેસાઈના આ જન્મશતાબ્દી વર્ષે ફરી સ્મરવા જેવી છે

'એક પૂછુ ? પાયો માડે તે મ્હોટો ? કે કળશ ચ્હડાવે

ધીરુ પ

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષા · વિક્રમ સંવત ૨૦૨૯ · પરંપરિત અંક ૯૪ · દ્વિજ અંક ૨૨
જુલાઇ–ઑગસ્ટ ઈ. ૧૯૭૩

## કાવ્ય



## ગદ્ય



## ચિત્રસૂચિ

પૂઠા પર: વર્ષા (વાસુદેવ સ્માર્ત); શ્રી કેશવ હ. શેઠના હસ્તાક્ષરમાં કાવ્ય; શ્રી કેશવ હ. શેઠ; સાફો અને આલ્કાયસ; ચોમાસું : રમેશ પંડ્યા

'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દરેક માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઊ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ–૧

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali Badal

N. L. Mehta Cinema Enterprises Private Limited
BOMBAY

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષા · વિક્રમ સંવત ૨૦૨૯ · પરંપરિત અંક ૯૪ · દ્વિજ અંક ૨૨

જુલાઈ–ઑગસ્ટ ઈ. ૧૯૭૩



## કાવ્ય



## ગદ્ય



## ચિત્રસૂચિ

પૂઠા પર: વર્ષા (વાસુદેવ સ્માર્ત); શ્રી કેશવ હ. શેઠના હસ્તાક્ષરમાં કાવ્ય; શ્રી કેશવ હ. શેઠ; સાફો અને આલ્કાયસ; ચોમાસું: રમેશ પંડ્યા


'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દરેખ માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

કેશવ હ. શેઠ

રમણિકલાલ દલાલ

શ્રી કેશવ હ. શેઠ કમરેઠના વીસા ખડાયતા વણિક હર ગોવિંદદાસ દ્વારિકાદાસ શેઠ એમના પિતા નાથીબહેન એમના માતુશ્રી વિક્રમાર્ક ૧૯૪૫ના કાર્તિક વદ બીજ તારીખ ૨૦ નવેમ્બર ૧૮૮૮ એમની જન્મતિથિ જન્મસ્થળ કમરેઠ ગરીબ મા બાપ એટલે એઓ માંડ ગુજરાતી છ ચોપડીનો અભ્યાસ પૂરો કરી શક્યા ત્યાં તો પિતાનુ શિરછત્ર ગુમાવ્યુ દુકાને બેઠા બાંધી દડીનુ ખડતલ શરીર વિકસાવ્યુ કેશવ હ શેઠનુ લગ્ન તો નાનપણમા જ થઈ ગએલુ સ્નેહલગ્ન નહિ છતા દામ્પત્ય સ્નેહ જરા ય ઓછો નહિ રૂક્ષ્મણિબહેન એમના પત્ની. સ્નેહઘેલા એ દપતીને સતાન તો સાંપડયુ નહિ, પરન્તુ ‘જ્ઞાતિપત્ર’ તથા ‘જ્ઞાતિ બાલકો’ને બન્નેએ સતાન તરીકે વધાવી લીધા, ને એમની માવજતમા જ પોતાના જીવનની કૃતકૃત્યતા માણી

માતાના અંકે ઝૂલતાં સાભળેલા ગીતોએ એમના દિલમાં અનોખા પડછંદ પાડયા ને કવિતા લખતા થયા માતાની ઘટીએ ઘૂટાતા સૂરાદોએ એમના કવિતાઘડતરને વિવિધ ઢાળ આપ્યા. કેશવ હ શેઠના કવિહૃદયના એ છૂપા સસ્કાર જાગ્યા ને કવિતા સાથે અનેકવિધ સાહિત્ય પણ સરજ્યુ

એમના સાઢુ અને કમરેઠના ખ્યાતનામ વકીલ કેશવલાલ રણછોડદાસ પટેલે આ ઉગતા કિશોરનુ હીર પારખ્યુ વતનની ગાંધીની દુકાન છોડાવી મોડાસાના મશહૂર જ્ઞાતિબન્ધુ સોમાભાઈ મગનદાસ શાહની એ ગાળામા પ્રવૃત્તિથી ધમધમતી ‘ગુજરાતી પંચ’ની ઓફિસ ખાતે અમદાવાદના વિરાટ ક્ષેત્રમા એમને લાવી મૂક્યા સાહિત્યના એ જીવને પોતાનુ મનગમતુ ક્ષેત્ર મળી ગયુ ઈ ૧૯૧૧ની એ સાલ.

ઈ ૧૯૧૬મા મળેલી જ્ઞાતિ પરિષદે ખડાયતા જ્ઞાતિના મુખપત્ર તરીકે ‘ખડાયતા મિત્ર’ નામનુ સામયિક પ્રગટ માડયુ ગુજરાતી પંચ’નુ કાર્યાલય એ જ જ્ઞાતિપત્રનુ કાર્યાલય એટલે ‘ખડાયતા મિત્ર’ એમના જ પ્રેસમા છ[પાતુ] સાહિત્યરસિક કેશવ હ શેઠને એ માસિકનુ તંત્ર [સોંપાઈ] ગયુ ‘ખડાયતા મિત્ર’ દ્વારા એમણે પત્રકારિ[ત્વ] રીતે ખેડયુ પરન્તુ એ પત્રકારિત્વ જ્ઞાતિના નાનક[ડા] માટે હોઈ એના પડઘા માત્ર જ્ઞાતિમા જ પડયા. [ઉ]ત્સાહમા જ્ઞાતિની ત્રણ ત્રણ પરિષદો ભરાઈ ગઈ ‘ખડાયતા મિત્ર’ના આદ્ય તંત્રીનુ અવસાન થયુ [પણ] એ સુકાન સભાળે એવુ કોઈ જ રહ્યુ નહિ પરિણામે [જ્ઞાતિના] માલિક ને તંત્રી તરીકે ‘ખડાયતા મિત્ર’નુ સુકાન કેશ[વ હ] શેઠને સુપરત કરવામા આવ્યુ એના પીઠબળ માટે કે[શવ હ] શેઠે ‘શ્રી ખડાયતા સેવક સમિતિ’ સ્થાપી કચ આ[ગુજ]રાતી પંચ’ કાર્યાલય છોડી અમદાવાદના ખ્યાતનામ સા[પ્તાહિક] ‘પ્રજાબન્ધુ’મા કામગીરી સભાળી ત્યારના સિદ્ધહસ્ત [પત્ર]કાર ચુનીલાલ વર્ધમાન શાહના નિકટના પરિચયમા [આવ્યા] આ યા વર્તમાનપત્રના કાર્યાલયમા સારી પેઠે અંગ્રેજી જ્ઞાન વિ[ના] ચાલી શકે નહિ એટલે કેશવ હ શેઠે બાલમિત્ર ચિમ[ન]કેશવલાલ શાહ અને બાબુરાવ ગણપતરામ ઠાકોરના નક[ટ] અંગ્રેજી પાકુ કરી લેવાનો ઉદ્યમ આદર્યો ‘પ્રજાબન્ધુ’નુ કામ સતત ત્રણ વર્ષ સુધી સતોષકારક રીતે કર્યું

આમ, સાનુકૂળ વાતાવરણમા સાહિત્યસસ્કાર પાંગર્યા એટલે એમણે ‘સ્નેહ સગીત’ અને ‘પ્રાર્થના પદ’ (સ. ૧૯[..]) પ્રગટ કર્યા ઈ ૧૯૧૯થી રાષ્ટ્ર સેવાનો જુવાળ આવતા એ[મણે] ‘સ્વદેશ ગીતાવલિ’ (સ ૧૯૭૫) અને ‘રણના રાસ’ (સ. ૧૯૮૬)મા લખી નાખ્યા. પ્ર[વા]સીના પત્રો’ ને ‘લગ્નવત’ નામ[ના] ગદ્ય પ્રકાશનો પણ કર્યાં ‘[...] ગીતો’ (સ ૧૯૭૬) ‘કિર[...]’ (સ. ૧૯૮૬) કાવ્યો અને ‘સ[...]તાના સૂર’ (સ. ૧૯૮૭) ગદ્ય પ્રગટ કર્યા અને ‘બાલ ગીતાંજ[લિ]’ (સ. ૧૯૯૪)મા લખી અ[...] હ શેઠનો અતરનો [...] કાવ્ય આભરાયેલ હૃદયપટમા [...] ના ચમકારા થયા એમના [...] મા સ્વરૂપવાન ચિત્રમાળા [...] મગલકારી (અનુ પા [...]

ભગિની દિસે મોહન માધવીને,
ભ્રાતા જમી, વત્સલ ભાવ નીકે,
સત્કારશો આર્ય પ્રણાલિ આ સૌ,
સ્વીકારશે ક્રૂર દૈ ! વીર પસલી.

કેશવ હ. શેઠના હસ્તાક્ષરમા કાવ્ય



**કેશવ હ. શેઠ**

જન્મ : ૨૦-૧૧-૧૮૮૮ અવસાન : ૧-૧૧-૧૯૪૭

નીચે :
**સાફો અને આલ્કાયસ**
(બ્રિટિશ મ્યૂઝિયમમાં
સંગૃહિત એક પ્રાચીન
ભાસ્કર્ય પરથી રેખાંકન)





પ્રમાણ કે આધાર પરથી અને સાફોના કાવ્યોમા અંતર્ગત પ્રમાણ કે આધાર પરથી સાફોના જીવનચરિત્ર વિશે, એટલે કે 'સાફો' એનુ ઉપનામ હતુ ? તો એનુ અસલ નામ શુ હતુ ? એનો જન્મ ક્યા અને ક્યારે થયો ? એનુ જીવન ક્યા, ક્યારે અને શી રીતે ગયુ ? એનુ મૃત્યુ ક્યા ક્યારે અને શી રીતે થયુ ? વગેરે વિશે, અનેક અનુમાનો, અલબત્ત છે

સાફોનુ અસલ નામ સાફો હોય–વા ન હોય સાફો એ સાફોનુ ઉપનામ પણ હોય, સાફોએ એના કેટલાક કાવ્યોમા પોતાના નામરૂપે સાફો નામનો ઉલ્લેખ કર્યો છે એથી જો સાફો એ સાફોનુ ઉપનામ હોય અને સાફોનુ અસલ નામ વિસ્મૃત હોય તો પણ સાફોને સાફો નામ સ્વીકૃત છે જો કે એમા નામની જોડણી Sappho નહીં પણ Psappho છે સાફોના નામની જોડણી સમગ્ર ગ્રીક જગતની આંતરરાષ્ટ્રીય ગ્રીક ભાષામા Sappho થાય છે પણ સાફોની જન્મભૂમિ લેસ્બસની પ્રાદેશિક એથી લોકભાષામા Psappho થાય છે સાફોને Psappho જોડણી સ્વીકૃત હતી અને તો એનો ઉચ્ચાર 'પ્સાફો' થાય છે સાફો નામનો સબધ જેના રત્ન અને નીલ એમ બે અર્થ થાય છે તે સેફાયર (Sapphire) સાથે હશે અથવા સાફોની ઇષ્ટદેવી આફ્રોદિતિસ હતી, એનો જન્મ સમુદ્રફેનમાથી થયો હતો, એથી એનુ નામ Aphros–સમુદ્રફેન માથી dite–જન્મી–તે આફ્રોદિતિસ હતુ અને જન્મ પછી એ ઐગિયા (Aigea)ના સમુદ્રમા પ્રથમ કિતેરા (Kuthera) ટાપુના તટ પર ને પછી કિપ્રસ (Kup

1 કવિલોક જુલાઈ ઑગસ્ટ ૧૯૭૩

ઉશનસ્

## સ્વરનુ ઝાડ

**(એક પ્રભાત એક્સ્ટસી)**

કિચૂડ કરીને ખોલી પ્રાચી, ઊભો રહુ જાળીએ
પ્રથમ લહરી અગે અગે પ્રભાત પ્રવેશત,
પગરવતણી છાપો આછી અબોટ મૂકી જતુ,
કશુ ઊઘડતુ એ અ ધેની અગોચર ડાળીએ!

કશુક ઊઘડે છે ફૂલો શુ, બીડી કળી ફાટતા
દલ દલ તણો સગોફાતો કલધ્વનિ, સૂરના
કલકલતણા ફૂલેફૂલો! પરીમલ ફૂલના
લબલબ કરી ટોળેટોળા પતગમ ચાટતા,

કશુક ઊઘડે છે ચાચોમા નીડેનીડ કલ્બલ,
ભરતી ચઢતી આવે છે શુ સ્વરોની ફિણાયલ ?
ક્ષિતિજ તટની એ પારેથી ગણી ઊઠી ઝઝરી!
ઊરધ પીપળે ઝૂકી ડાળે અધો બજી ખજરી!
'કલકલ' ગ્રહ્યો હાવા હુ કો તરુ છુ ધ્વનિર્મય,
સ્વર જ કુસુમો, પખી ભૃગો, પતગ તણો ચય!

પન્ના નાયક

## તડકે લૂછેલી .

ગાલે તર્જની મૂકી
હુ જોઈ રહુ છુ
તડકે લૂછેલી ફર્શ પર
હમણા જ હતા
કોઈના અહીં આવ્યા'તા ભીના ભીના પગલા
તડકે લૂછેલી
ફર્શ

## મકરન્દ દવે

# બાબુભાઇના પાંસઠમા જન્મદિને

પ્રથમ ઉઘાડી તમે આંખ જયારે દ્વારિકાને તટે,
સમુદ્ર-હિલ્લોલ હશે કાને, હશે તરતો નિકટે
જયધ્વનિ જાતરીને કંઠ વાસુદેવ તણો, માતા
નિહાળી રહી હશે આ શિશુમુખ–અને નિષ્ઠુર વિધાતા
ખૂંચવી ન શકે એવું કા'ક એ તો આપી ગઈ ઉરે
જયધ્વનિ પેલો જાણે ઝુલાવી ઝુલાવી નિજ સૂરે.

પગલાં પછી તો પડયાં, અને હર પગલે જીવન
સમુદ્ર-હિલ્લોલ સાથે ખેલતું બન્યું, ને આવાહન
દૂરથી સુદૂર ભણી પ્રેરતું રહ્યું, ઓ બાબુભાઈ!
વાસુદેવ તણી નહીં બંસી, નહીં કુંજ, નહીં વસંત–વધાઈ,
પણ તમે સુણ્યો એનો પળે પળે બજે જયશંખ,
સુણી તમે ચાલ્યા સદા, ચાલ્યા સદા નિર્ભય નિઃશંક.

પ્રથમ પ્રભાતે ગઇ માતા જેને નિજ કરે સોંપી
એ જ તમ સાથે રહ્યા, તમે નહીં લોપી
સતની સીમાઓ કદી, નમ્યું નહીં શિર જૂઠ પાસે,
ધૂર્ત મંડળી મેં જોઈ ઘણી વાર હીણા ઉપહાસે
નાચી રહી, પણ ભાઈ, ચરણો આ કેમ તે વિરામે?
ચાલ્યા એ તો અવિરામ અંગાર પરે, આ રહ્યા સામે
પગલાં, જે જોઇ શકે એને કાજે, ઘણું ઘણું કહી
રહ્યાં એ તો જિંદગીની ભરી ભરી મૂક વાણી મહીં.

આજ જાણે ભરપૂર સંગ્રામ ખેડીને, સાંજ ટાણે
અસ્વાર આવી રહ્યો, પ્રસન્ન પ્રશાંત નિજ પ્રાણે.
જયમાળા કયાંય નથી, કયાંય નથી દીપ, ધ્વજ, વાજાં
અને તો ય એક ખૂણે જુઓ, ફાંટેફાંટ તાજાં તાજાં
ફૂલો કયાંક ખીલી રહ્યાં, વસંતની બજી રહી વેણુ
ઢળતે પહોર, આજે જિંદગીનું ચૂકવીને દેણું
એકાંત આ ઘરે બેસી, અંદરનો જુઓ તો હિસાબ,
આંકડા આ કોણે માંડયા? કોણે આપ્યો અવ્વલ જવાબ?

ros) ટાપુના સમુદ્રતટ પરના પાફસ (Paphos) નગરમાં સમુદ્રજલની સાથે વહી આવી હતી, એથી એનાં અન્ય નામો કિપ્રિસ, કિપ્રયસ, કિતેરિયા, પાફસનીરાજ્ઞી (Kupris, Kuprios, Kuth-rea, Queen of Paphos) પણ હતાં, એથી સાફો નામનો સંબંધ એની વિશિષ્ટ જોડણીને કારણે પાફસ સાથે હોય. અને એ દ્વારા આફ્રોદિતેસ સાથે એના સંબંધનું, બલકે સામ્યનું સૂચન હોય.

સુઈદાસ (Souidas)ના ચરિત્રકોશ (Lexicon)માંસાફોની જન્મતિથિવિશે વિધાન છે એમાં સુઈદાસે જે ક્રિયાપદ યોજ્યું છે એનો પ્રચલિત અર્થ છે 'પ્રસિદ્ધ થવું'. પણ જો એનો વિશેષ અર્થ 'જન્મવું' હોય તો સાફોનો જન્મ ઈ. સ. પૂર્વે ૬૧૨-૬૦૯ નાં વર્ષોમાં, એટલે કે ઈ. સ. પૂર્વે ૬૧૦ની આસપાસ થયો હતો. પણ જો એનો અર્થ 'જન્મવું' ન હોય અને 'પ્રસિદ્ધ થવું' જ હોય તો સાફો ઈ. સ. પૂર્વે ૬૧૨-૬૦૯માં પ્રસિદ્ધ હતી, એટલે કે એનો જન્મ ઈ. સ. પૂર્વે ૬૧૨-૬૦૯નાં વર્ષો પૂર્વે થયો હતો. યુસેબિયસ (Eusebius)ના ઇતિહાસ (Chronicle)માં સાફો વિશે નોંધ છે એ પ્રમાણે સાફો ઈ. સ. પૂર્વે ૫૯૮માં પ્રસિદ્ધ હતી. સ્રાબોન (Strabon)ની મિતિલેને (Mutilene, Mitulene) વિશેનીભૂગોળ(Geography)માં અને સુઈદાસે તથા યુસેબિયસે પૂર્વોક્ત ગ્રંથોમાં સાફો આલ્કાયસ, રાજપુરુષ પિતાકસ (Pittakos) અને કવિ સ્તેસીખોરસ (Stesichoros) ની સમવયસ્ક હતી એવી નોંધ છે. તો સમગ્રતયા, સાફોનો જન્મ ઈ. સ. પૂર્વે ૬૧૨-૬૦૯નાં વર્ષો

પૂર્વે થયો હતો.

ઍગાયસ (Aigaios) સમુદ્રમાં જે મુખ્ય ટાપુઓ છે એમાં એશીઆ માઈનરની વાયવ્યે લેસ્બસ ટાપુના પૂર્વ સમુદ્રતટ પરના મિતિલેને નગરમાં સાફો-નો જીવનભર નિવાસ હતો એ પરથી કહી શકાય કે સાફોનો જન્મ મિતિલેને નગરમાં થયો હતો. સ્ત્રાબોનની મિતિલેને વિશેની પુર્વોક્ત ભૂગોળમાં, પ્લાતોના ફૈદ્રસ (Phaidros) પરના અને પિન્દારસ (Pindaros) પરના કોઈ અનામી વિવે-ચકના વિવેચનમા, આરિસ્તોતેલેસ (Aristoteles)ના રૂહેટરિક્સ(Rhetorics)-માં પોલુક્સ (Pollux)ના શબ્દકોશ (Vocabulary)માં તથા પૅલેટાઇન કાવ્યસંચયમાં પણ સાફોનો મિતિલેનેમાં નિવાસ હતો અથવા સાફોનો જન્મ મિતિલેને થયો હતો એમ ઉલ્લેખ છે. પોલુક્સના પુર્વોક્ત શબ્દકોશમાં મિતિલેને-માં, પછીથી, મુદ્રાઓ પર સાફોની આકૃતિ અંકિત કરવામાં આવી હતી એમ ઉલ્લેખ છે. સુઈદાસના પૂર્વોક્ત ચરિત્રકોશમાં સાફોનો ઍરેસસમાં નિવાસ હતો એમ ઉલ્લેખ છે એથી સાફોનો જન્મ લેસ્બસ-ના પશ્ચિમ સમુદ્રતટ પરના ઍરેસસ (Eresos, Eresus, Eressus) નગરમાં થયો હતો એવું પણ અનુમાન થયું છે. ઍલિયાનસ (Aelianos)ના ઐતિહાસિક પ્રકીર્ણલખાણો (Historical Miscellanies)માં લેસ્બસમાં એક અન્ય સાફો છે અને આ સાફો કવિ નથી પણ વેશ્યા છે એમ ઉલ્લેખ છે. અથ-નાયસ (Athenaios)ના 'જમતાં જ-મતાં' (Doctors at Dinner)નામના

એ જ, એ જ, એ જ—ફરી દ્વારિકાનો સમુદ્ર-હિલ્લોલ
જાગે, કોઇ જાતરીના કંઠ થકી અદ્ભુત અબોલ
જાગે જયધ્વનિ—અને મારું હૈયુ કેવું રહે ખોલી
બાબુભાઇ, ધન્ય તમે, અમે ધન્ય સ્નેહ ઝીલી.

## પ્રિયકાન્ત મણિયાર

## નાગપાંચમનું ગીત

ઝૂંપડીને શા ઝાંપા!
ભેવડ વળી ભીંતના રૂવે કંકુ થાપા!
વણઝારાના વ્હાલને કારણ નેજવું કરી જોઉં
પૂરવ ઊગ્યો સૂરજ મારો પશ્ચિમ માંહી ખોઉં
હું તો હલતી નહી
ચલતી નહીં દિનને ગણે આધાંપાછાં ટેરવાં કરે ટાંપાં!
કોઈ કૂવાની વણઊગેલી ગરગડીની સાંભળી મારી ચીસ?
ગાંઠ છૂટી ગઇ વેરણછેરણ ગાંસડી મારી
મને સાંભરે એની રીસ,
મારતી મારા મનને હું તો તેજ-છરીથી ક્યાંકથી પડે કાપા.
આટલો શ્રાવણ શે ય ઝિલાતો?
એની સેરની વાગે શૂલ,
કૂખમાં ભરાઈ ક્ષણ તે બેઠી
હું તો બારેવાઈ-ખૂલ,
દૂધડાં ધરું ડંખ દિયો એક આજની પાંચમ
ઠારજો મને નાગજી બાપા

## યોસેફ મૅકવાન

### ટહુકાના ટચકે....

તગતગતા તડકાનો દરિયો ચોમેર
એમાં હરિયાળાં વંનનો છાંયો;
હું તો ટહુકાના ટચકે ઘવાયો!

કેડીની સંગ પણે ઝૂલે વનરાઇ જાણે
એના પાલવનો વળાંક,
મ્હોરેલા આંબલાની મંજરીમાં ફરફરતી
કૂણી ચટ્ટાક એની આંખ;
પ્હાડ પ્હાડ જંગલ ને ખેતર ખેતર એનું
પડઘાતું રૂપ ચોપાસ,
વાયરાના હાથમાં ઘુમરાતાં વાદળાં:
હું બળબળતું જાણે આકાશ.

ઉપર હું છેડું છું દીપકનો રાગ;
એણે લીલો મલ્હાર અહીં ગાયો!
હું તો ટહુકાના ટચકે ઘવાયો.

## હેમલતા ત્રિવેદી

### કોરી કટ્ટાક હું તો કેવડાની તીજ

કેવડાને વંન હું તો ગઈ'તી મોરી સૈયર
રંગ પીળો પાંપણે છાયો જી રે,
લીલો ચટ્ટાક નાગ સરકયો કઈ કયારીએ
હું આંધી, ઈ ઓરો ઓરો આયો જી રે!
કોરી કટ્ટાક હું તો કેવડાની તીજ
મારે ભીને અંબોડે લોભાયો જી રે!
સાવનરી ઘેરઘટા નીતરી રૈ નૈનથી
બબ્બે પારેવે છુપાયો જી રે!
આણું લઈ આવશે પરણ્યો પરદેશથી
મારો તે માંયલો મૂંઝાયો જી રે!
કોને રે દુભવું ને કોને રે રીઝવું
ચિત્તડાનો ચાટલો ચોરાયો જી રે!

ગ્રંથમાં નિમ્ફિસ (Nymphis)ના એશીઆની યાત્રા (Voyage around Asia)નામના ગ્રંથમાં કવિ સાફોની નામેરી એવી એરેસસની સાફો નામની વેશ્યા વિશે નોંધ છે એમ ઉલ્લેખ છે. સિનેકા (Seneca)ના લુસિલિયસને પત્રો (Letters to Lucilius)માં વ્યાકરણાચાર્ય દિદિમસ(Didumos)નાએક નિબંધમાં કવિ સાફો વેશ્યા હતી કે નહીં એમ વ્યર્થ ચર્ચા આવે છે એમ ઉલ્લેખ છે. આમ, સાફોના સમયમાં એરેસસમાં સાફો નામે એક પ્રસિદ્ધ વેશ્યા હતી. એ સમયમા લેસ્બસ સિવાયના સમગ્ર ગ્રીક સમાજમાં કોઈ સ્ત્રી કાવ્યોનું સર્જન કરે અને એનું મૌખિક પ્રકાશન પણ કરે એ ચારિત્ર્યહીનતાનું વર્તન ગણાતું એથી અને સાફોએ એના એક કાવ્ય–Fragment 12-માં ગ્રીક ભાષામાં સખીઓ માટે હેતાઈરાઈ–hetairai શબ્દ છે તે પોતાની સખીઓ માટે યોજ્યો છે અને પછીના સમયમાં આ શબ્દ વેશ્યાઓ માટે પણ પ્રચલિત હતો એથી પછીના સમયમાં એ સાફો તે જ આ સાફો એવી ગેરસમજને પરિણામે સાફો વેશ્યા હતી અને સાફોનો જન્મ એરેસસમાં થયો હતો એવું અનુમાન થયું છે. અને પછીના સમયમાં, ગ્રીક સમાજ, સંસ્કૃતિ, સાહિત્ય આદિ સમગ્ર ગ્રીક જગત વિશે એલેક્સાન્દ્રેયા (Alexandreia) અને રોમમાં સંપૂર્ણઅણસમજના સમયમાં સાફો વિશે વધુ ગેરસમજને પરિણામે આ અનુમાનનું અનુમોદન થયું હતું. વળી એરેસસમાં, પછીથી, મુદ્રાઓ પર સાફોની આકૃતિ અંકિત કરવામાં આવી હતી એથી પણ આ અનુમાનનુ અનુમોદન થયું હતું. આ

અનુમાનના અનુસંધાનમાં સાફોના પિતાનું નગર એરેસસ અને સફોની માતાનું નગર મિતિલેને સાફોનો જન્મ એરેસસમાં, પણ ઓવિડ(Ovid)નાકાવ્યસંગ્રહનાયિકાઓના પત્રો (Letters of the Heroines)માં સાફોના એના પ્રેમી ફાઓન (Phaon)પરના કાલ્પનિક પત્રમાં પોતાની ૭ વર્ષની વયે પોતાના પિતાનુ અવસાન થયું હતું એવો સાફોનો ઉલ્લેખ છે. એ પરથી સાફોની ૭ વર્ષની વયે સાફોના પિતાનું અવસાન થયું એથી સાફો પિતાના અવસાન પછી માતાના નગર મિતિલેનેમા વસી હતી અને એમ મિતિલેનેમાં સાફોનો જીવનભર નિવાસ હતો એવું અનુમાન પણ થયું છે. આથેનાઈ(Athenai)અને લેસ્બસ વચ્ચે સિગેઉમ(Sigeum)પરના વર્ચસ્ માટેના આંતરવિગ્રહમા સાફોના પિતાનુ અવસાન થયું હતું એથી પછી સાફોની માતા એનાં ચારે સંતાનો સાથે સાફોના કાકા યુરિગિયસ (Eyrygyos)ના નગર મિતિલેનેમાં વસી હતી એવુ પણ અનુમાન થયું છે. સ્ત્રાબોનની એરેસસ વિશેની ભૂગોળમા જે પ્રસિદ્ધ વ્યક્તિઓનો જન્મ એરેસસમાં થયો હતો એમનાં નામનો ઉલ્લેખ છે પણ એમાં સાફોના નામનો ઉલ્લેખ નથી. જો સાફોનો જન્મ એરેસસમા થયો હોત તો એમા સાફોના નામનો ઉલ્લેખ અવશ્ય હોત.

હેરોદોતસ (Herodotos)નાં સંશોધનો (Researches)મા, પ્લાતોના ફ્રેદ્રસ પરના કોઈ અનામી વિવેચકના પૂર્વોક્તવિવેચનમાં અને એલિયાનસના પૂર્વોક્ત એતિહાસિક પ્રકીર્ણ લેખોમા સાફોના પિતાનું નામ સ્કામાન્દ્રોનિમસ (Skamandronymos) હતું એમ ઉલ્લેખ છે. પિન્દારસ

## ધીરુ પરીખ

### શબ્દ-મારીચ

શબ્દ હે !
(બ્રહ્મરૂપ અયિ શબ્દ કયા ?)
હરિણરૂપ લેઇને
રાક્ષસી વપુ સુવર્ણ ચર્મથી
ઓપવી
જનક-દુહિતા કશી
ભોળવી
કપટવા ગયો સ્વયં
રામને કહીં કહીં ય ખેંચતો
જેમ મારીચ
અને વળી જતા
પ્રાણથી વદત રામ-મૃત્યુ કૈં !
તે તુ યે કશુક 'કર્ષતો અલ્યા
છેતરે કવનરૂપ ધારતો
ભાવકો સકલ, શબ્દ-મારીચ ?
જાણતો કવિ તુને શુ તેહનુ
ઉચ્ચરે કપટવીર મૃત્યુ તુ ?

## જિતેન્દ્ર કા. વ્યાસ

### આખોયે અવતાર અડાણે

રોજ સપન આવે છે વ્હાણે, જાનડિયુ ગાંડી થઇ ગાણે !
પંખીની પીડ કોને કહીએ ? પાકી ચાંચો પીલુ-ટાણે.
સામા ઘરનો ચાંદ પીડે છે એને ઓશીકો શું જાણે ?
મીંઢળબંધો હાથ સોણલે, આવી મારો ઘૂંઘટ તાણે.
સાવ કુંવારી સેયર બોલી 'મેડી એ મધપૂડો જાણે'
ઊતરી ઊટી ઝેર જશે કે જશે ચડી એ પ્હેલે આણે !
એક નજર આલો તો મેલું આખોયે અવતાર અડાણે !

## પન્ના નાયક

### દૃષ્ટિ

બંધિયાર ઓરડાની બારીના કાચમાં
કેટલાંય અદૃશ્ય કાણાં પાડી
મારી ભાગી છૂટી દૃષ્ટિ.
વૈશાખ વીતી જતા ગુલમહોરના વૃક્ષમાં
ઓલવાઈ ગએલી આગ છતાં
અંદરથી ધૂંધવાતી લબકારતી ઝાળોની મધ્યમાં
જાણી જોઈ
ભરાઈ બેઠી—મારી દૃષ્ટિ.
પરંતુ બીજા વૃક્ષના કિલ્લોલતા આકાશના છાંયડા નીચે
સ્તબ્ધ હવાનું
શ્વાસ લેતું પ્રાણી
પણ મૂંઝાય ઘણું
ત્યારે વાંસામાં વ્હાલ કરવા હાથ ફેરવતી મારી દૃષ્ટિ.
વેગબંધ ધસી જતી મોટરોની અવરજવરથી
નિર્જન ધૂળિયા રસ્તે
આઘીપાછી થઈ જતી ધૂળને
ધીમા વાયુરાનો મધુર હાથ લઈ
પૂર્વ સંગતિમાં મૂકવાનો પ્રયત્ન કરતી મારી દૃષ્ટિ.
વિવિધ-અનેક શક્ય સંક્રમણોને
વહી જતો ટેલિફોનના તારનો સ્તંભ
પોતાને પામવાનો સંદેશો સાંભળવા
કાન માંડીને ઊભી રહેતી મારી દૃષ્ટિ.
બે પડોશીના ઘર વચ્ચે
બંધાતી સિમેન્ટ કૉન્ક્રિટની દીવાલ
કેટલી ઊંચે લઈ જવાય છે એ જોઈ રહે મારી દૃષ્ટિ.
વિભિન્ન વિહંગોના માળા સમા
અપાર અનંત વિવિધ અભ્રમાં અથડાઈ-અકળાઈ
અંતે થાકેલા માણસના હાથ પહોળા કરી લંબાવે
એમ આખા આકાશમાં પથરાઈ ગઈ
મારી દૃષ્ટિ.

પરના કોઈ અનામી વિવેચકના પૂર્વોક્ત વિવેચનમાં સાફોના પિતાનું નામ યુરિગિયસ (Eyrygyos) હતું એમ ઉલ્લેખ છે. તો સુઈદાસના પૂર્વોક્ત ચરિત્રકોશમાં સાફોના પિતાનું નામ સ્કામાન્દ્રોનિમસ હતું એમ ઉલ્લેખ તો છે પણ એમાં સાથે સાથે સિમોન, યુનિમિનસ, યુરિગિયસ, એક્રિતસ, સેમસ, સ્કામોન અને યુઆર્ખસ (Simon, Euominos, Eyrygyos, Ekrytos, Semos, Skamon, Euarchos) એમ અન્ય સાત નામોનો પણ વિકલ્પરૂપે ઉલ્લેખ છે. એમાં સ્કામોન એ સ્કામાન્દ્રોનિમસનું લઘુરૂપ પણ હોય. સ્કામાન્દ્રોનિમસ સિવાયનાં અન્ય સૌ નામો એ સાફો વિશે પછીથી જે અનેક હાસ્યપ્રધાન નાટકો (Middle and New Comedy)નું સર્જન થયું એમાં એ નાટકોના સર્જકોની કલ્પના માત્ર છે. હવે પછી જોઈશું તેમ યુરિગિયસ એ સાફોના સૌથી નાના ભાઈનું નામ હતું. હવે પછી કંઈક વિગતે જોઈશું તેમ સાફોના વચેટ ભાઈ વિશે જે સંદર્ભો છે અને સાફોના સ્વદેશત્યાગ વિશે જે સંદર્ભો છે તે પરથી સૂચવાય છે કે સાફોના પિતા મિતિલેને નગરના નિવાસી હતા અને અત્યંત અમીર તથા અગ્રણી નાગરિક હતા. સાફોને પિતાના નામથીસ્કામાન્દ્રસ(Skmandros)નદીનુંસ્મરણથયાકર્યુંહશે.સ્કામાન્દ્રસનદીનાતટ પરત્રોયા(Troia)નગર હતું એથી સાફોને ત્રોયાનું સ્મરણ થયા કર્યું હશે અને ત્રોયાનાં સ્ત્રીશાસિત સમાજ અને જીવનદર્શનનું તથા જેનેઆફ્રોદિતેસનીપ્રેરણાથીપ્રથમ દૃષ્ટિએ પ્રેમ થયો હતો અને પ્રેમને ખાતર જેણે પતિ, પુત્રી, માતાપિતા, સ્વદેશ એમ સર્વ-

સ્વનો ત્યાગ કર્યો હતો તે જગતની સર્વશ્રેષ્ઠ સુન્દરી હેલેને(Helene)નું, સાફોનું એક ઉત્તમ કાવ્ય–Fragment 38–સૂચવે છે તેમ, સ્મરણ થવા કર્યું હશે.

સુઈદાસના પૂર્વોક્ત ચરિત્રકોશમાં અને પિન્દારસ પરના કોઈ અનામી વિવેચકના પૂર્વોક્ત વિવેચનમા સાફોની માતાનુ નામ ક્લેઈસ (Kleis) હતું એમ ઉલ્લેખ છે હવે પછી કંઈક વિગતે જોઈશું તેમ સાફોની પુત્રી વિશે જે સંદર્ભો છે તે પરથી સૂચવાય છે કે સાફોની માતા અતિ સુન્દર હતી. સાફોના એક હમણાં જ ઉપલબ્ધ એવા કાવ્ય–Fragment 98 L–P–મા સાફોની માતાનો એના નામ વિના અસ્પષ્ટ અને સંદિગ્ધ ઉલ્લેખ છે. સાફોની કિશોર વયમા સાફોની માતાનુ અવસાન થયું હતું એવુ અનુમાન થયું છે.

સુઈદાસના પૂર્વોક્તચરિત્રકોશમા સાફોને ખારાક્સસ, લારિખસ અને યુરિગિયસ (Charaxos, Larichos, Eyrygyos) નામે ત્રણ ભાઈઓ હતા એમ ઉલ્લેખ છે હેરોદોતસના પૂર્વોક્ત સંશોધનોમા, સ્તાબોનની પૂર્વોક્ત ભૂગોળમા સાફોને ખારાક્સસ નામે ભાઈ હતો એમ ઉલ્લેખ છે. તો અથનાઅસના પૂર્વોક્ત 'જમતાં જમતા'માં એક સ્થાને સાફોને ખારાક્સસ નામે ભાઈ હતો એમ ઉલ્લેખ છે અને અન્ય એક સ્થાને સાફોને લારિખસ નામે ભાઈ હતો એમ ઉલ્લેખ છે આ ત્રણે ભાઈઓ સાફોથી નાના હતા એવુ અનુમાન થયુ છે. આ ત્રણ ભાઈઓમાં ખારાક્સસ સૌથી મોટો, લારિખસ વચેટ અને યુરિગિયસ સૌથી નાનો હતો. જો કે યુરિગિયસ વચેટ અને લારિખાસ સૌથી નાનો

## યશવંત ત્રિવેદી

### હવે હું

હકારોને નકારોને
પરદાની જેમ હલી ઊઠતા સંવાદોને
દુઃખની ડાળ પર ઊગેલા સુખના બે ફૂલોને
કે કૃષ્ણમૂર્તિ પ્રવચન કરતા હોય ત્યારે
વૃક્ષો પર કાઉ કાઉ કરતા કાગડાઓની લિપિને
શો અર્થ હોય છે, મીતા?

પીપરમિન્ટ ચગળતો ચગળતો હાઈસ્કૂલનો છોકરો
મોનાલીસાનો અર્થ પૂછે છે ત્યારે
તેની ટીચર હસી પડે છે!
—છોકરો જિંદગીભર અર્થ ગોતતો રહેવાનો
ને શો અર્થ હોય છે સ્ત્રીઓને, મીતા?

કે

તુ મૃત્યુ પામી હો
તે ઑપરેશન થીએટરની બપોર પર પડેલા
લોહીના રંગને
ઓળખી શકે ડિક્શનેરીના કોઇ શબ્દો, મીતા!

બાન પકડાયેલા યુદ્ધકેદીઓની જેમ ગોળીએ વીંધાયા કરે છે
શબ્દોની બરાકોમાથી નાસતા મારા અનુભવો—
ફરી લોહીનુ ખાબોચિયુ...
હવે હુ કવિતા નહિ લખું, મીતા!

## શિલ્પિન થાનકી

### વાર્ધક્ય

હું સમયના વ્હેણમા તરતો નથી,
ભૂતકાળે હો છુ. મરતો નથી.
મ્હેં હુ નિર્દન્ત, કુલ્હાડુ' છતાં
આ સમયનો નોળિયો ડરતો નથી.
મ્હેરખાની ભીંતની એને ગણું—
પોપડો છું જીર્ણ, પણ ખરતો નથી.

## વિપિન પરીખ

### જ્વાલામુખી

અગ્નિની સાખે કહ્યું હતું:
'તારા સિવાય હવે મને કોઈ નહીં, કદી નહીં, કોઇ નહીં.'
કહ્યું હતું:
'આપણા તો દેહ જ અલગ અલગ
આપણે તો સદાકાળ સાથે સાથે...'
અને આપણું એ સ્વપ્ન...
એક પુત્ર...પુત્ર ડૉક્ટર થશે...!
એક પુત્રી...ગુલાબનું તાજું ફૂલ થઈ મહેકશે!
એ આપણી જ હથેળી હતી
જેને સમયના ડંકા સાંભળવા નહોતા ગમતા?
આ શું સાચું છે
આપણે એકમેકને પ્રેમ કરતાં હતાં?
હવે
પુત્ર કોની સાથે જશે?
પુત્રી કોની સાથે રહેશે?

## મૂળશંકર ત્રિવેદી 'પૂજક'

### ગઝલ

સતત જિંદગીને ડરાવ્યા કરું છું;
ને જીવનથી ક્યારેક હું પણ ડરું છું.
બહાનું રહ્યું ના કશું જિંદગીમાં;
તો ખાલીપણાથી જીવનને ભરું છું.
અભિગમ અનોખો છે દીવાનગીનો;
ખીલું પાનખરમાં બહારે ખરું છું
છે આદત પુરાણી સૂરજ પી જવાની;
અજાણ્યે ય અંધારને નોતરું છું.
ફકત ઝાંઝવાંને સરોવર ગણ્યાં'તાં;
અને આજ ક્ષવરણમાં તરસે મરું છું.

હતો એવું અનુમાન પણ થયું છે. ખારાક્સસ મદ્યનો વ્યાપારી હતો. વ્યાપાર અર્થે એ દેશવિદેશ જતો-આવતો હતો. રાજા આમાસીસ(Amasis)નાસમયમાં સામિયસ (Samios)ની સુન્દર અને પ્રસિદ્ધ વેશ્યા દોરિખા (Doricha)–જેને હેરોદોતસ એનાં સંશોધનોમાં રોદોપિસ (Rhodopis) કહે છે-સામિયસનાક્સાન્થસ(Xanthos)નીસાથેઆવીને ઇજિપ્તમાંનાગ્રીક સંસ્થાન નૌક્રાતિસ(Naukratis)માંવસી હતી. ખારાક્સસ વ્યાપાર અર્થે નૌક્રાતિસમાં હતો ત્યારે એ દોરિખાના પ્રેમમાં હતો. મોટી રકમ ચૂકવીને એણે દોરિખાને ક્સાન્થસના સ્વામિત્વમાંથી મુક્તિ અપાવીને એની સાથે લગ્ન કર્યું હતું. ખારાક્સસ દોરિખાને મુક્તિ અપાવીને મિતિલેને આવ્યો હતો તે સમયે સાફોએ એક કાવ્ય–Fragment–35–માં ખારાક્સસ પ્રત્યે રોષ પ્રગટ કર્યો હતો એમ અનુમાન થયું છે. સાફોએ અન્ય એક કાવ્યમાં ખારાક્સસનું આર્થિક શોષણ કરવા માટે દોરિખાને શાબ્દિક શિક્ષા આપી હતી એમ અનુમાન થયું છે. આ કાવ્ય અસ્તિત્વમાં નથી. સાફોના એક કાવ્ય–Fragment–37–માં દોરિખાનો ઉલ્લેખ છે. એમાં સાફોએ કદી દોરિખાને ક્ષમા આપી ન હતી એવું સૂચવાય છે હવે પછી કંઈક વિગતે જોઈશું તેમ સાફોએ એક કાવ્ય–Fragment–36–માં ખારાક્સસનું, એના સ્વદેશાગમનને પ્રસંગે, એના ભૂતકાળની ભૂલો, વર્તમાનની સુરક્ષિતતા અને ભવિષ્યની શુભેચ્છાઓના ઉલ્લેખ સાથે સમુદ્રદેવી આફ્રોદિતેસ અને અન્ય દેવીઓને પ્રાર્થનારૂપ સ્વાગત કર્યું હતું. અને એ દ્વારા સાફોએ ખારાક્સસને ક્ષમા

આપી હતી સાફોનો વચેટ ભાઈ લારિખસ મિતિલેનેના – પ્રિતાનૈયન – Prytanaion–નગરગૃહમા મદ્યવાહકનુ પદ પામ્યો હતો આ પદ જન્મથી જે મિતિલેનેનો નિવાસી હોય અને જે ગર્ભશ્રીમત અને સુન્દર હોય એને જ આપવામા આવતુ હતુ આમ, આ પરથી લારિખસના પિતા શ્રીમત હતા અને મિતિલેનેના નિવાસી હતા એવુ સૂચવાય છે ત્રણે ભાઈઓમાથી લારિખસ પ્રત્યે સાફોને સૌથી વધુ સ્નેહ હતો અને એણે લારિખસને મબોધીને પ્રશસ્તિ કાવ્ય રચ્યું હતું એમ અનુમાન થયુ છે આ કાવ્ય અસ્તિત્વમા નથી યુરિગિયસ વિશે કોઈ માહિતી અસ્તિત્વમા નથી

સુઈદાસના પૂર્વોક્ત ચરિત્રકોશમા સાફો પરિણીત હતી અને એનુ લગ્ન જેનો લેસ્બસ લગી વ્યાપાર હતો અને જે મિતિલેનેમા વસ્યો હતો તે આન્દ્રસ (Andros)ના શ્રીમત વ્યાપારી કેરકોલાસ (Kerkolas) સાથે થયું હતું સાફોના પતિનુ યુવાન વયે અવસાન થયુ હતુ એવુ અનુમાન થયું છે અથનાયસના પૂર્વોક્ત 'જમતા જમતા'મા કવિ આલ્કાયસ, આર્ખિલોખસ (Archilochos), હિપોનક્સ (Hipponax) એ સાફોના પ્રેમીઓ હતા એમ ઉલ્લેખ છે આ ઉપરાત કવિ આનાક્રિઓન (Anakreon) અને હવે પછી કઈક વિગતે જોઈશુ તેમ ફાઓન પણ એના પ્રેમીઓ હતા એમ અનુમાન થયું છે

સુઇદાસના પૂર્વોક્ત ચરિત્રકોશમા અને તિરસના માક્સિમસ (Maximus of Tyros)ના નિબધો (Dissertations)મા સાફોને ક્લેઈસ (Kleis) નામે પુત્રી હતી એમ ઉલ્લેખ છે સાફોની પુત્રી સાફોની

## We Poets

We poets struggle with Non being
to force it to yield Being,
We knock upon silence
for an answering music,
We close boundless space
in a square foot of paper,
We pore out deluge
from the inch space of the heart

**-Lu Chi**

(Quated by Archibald Macleish
in his Poetry and Experience)

---

## અમે કવિ

અમે કવિ
જે નથી તેની સાથે
જગાવીને જગ, હગવી, આખરે
તેને હકીકત કર્યા વિણુ છોડીએ ના
અમે કદુ શાન્તિની ડેલી કેર
ઠોકી, અને ઉત્તર મેળવીએ
સગીતમા–શાન્ત કનેથી, એવા!

અમે કવિ!
અનત એવો અવકાશ આખો
વેંતેકના કાગળિયે જડી દે
અમે શકીએ!
અમે કવિ!

અમે કવિ!
હૈયા તણી મ ડ તસુ જેવડી
જગ મહીંથી ઘૂઘવાટ દેતા
ઘોડા પૂરો કૈંક પ્રચડ ઊમટી
પડે અમોથી!

(અનુ ક)

## જગદીશ જોષી

### વિષાદ

મેડીથી ઊતરતી પાનીને વળગેલાં
રૂમઝૂમતાં ઝાંઝરનો ભાર.
હો આવતાં કે જતાં પણ ચકરાતા પાય:
એમાં સૂરજનાં ઓસરતાં નૂર
કાંઠે અંકાઈ પડી રેખામાં તરડાયાં
વીતેલી વારતાનાં પૂર:
કંટકની જાત: એને ફાવે તો શૂળ કહો
ફાવે તો કહો એને ખાર.
રૂપાળી નાગતણી ફેણ મહીં નીરખ્યા'તા
ઘૂઘવતા સાગરના નાદ
એના તરંગ હવે સૂસવતા શાને લહી
રાફડાનો ભીનો વિષાદ.
પગલાંનું અંધારું, આંખોનો થાક, હવે
મેંદી પણ લાગે અંગાર !

## કરસનદાસ લુહાર

### કોઇ પધાર્યું

વાગી પગરવની વાંસળિયું,
પગલે પગલે ફોર્યું ફળિયું.
મોભ હસ્યો ને મરકી વળિયું
મ્હેકી ઊઠયું નળિયે-નળિયું.
કોઇ પધાર્યાના અવસરમાં–
લીલી વેલ્ય બની ઓકળિયું.
રોમ રોમ તરબોળ ધૂપેલે;
ફરી ઓડિયામાં આંગળિયું.
રામ થયો દીવો ને સળગી
અંધારાંની સૂકી સળિયું.
ઘૂંટયા માઝમરાત કસૂંબા,
છલકાવી તનની તાંસળિયું.
ભરસકતાના ભારે ગાંડી
પોલી પોલી આ પાંસળિયું !

માતા જેવી જ અતિ સુન્દર હતી એથી સાફોએ માતાના નામ પરથી પુત્રીનું નામ પાડયું હતું એમ અનુમાન થયું છે. હવે પછી કંઈક વિગતે જોઈશું તેમ સાફોએ કેટલાંક કાવ્યોમાં–સવિશેષ Fragment –130-પુત્રીનાં નામ અને સૌંદર્યના ઉલ્લેખ સાથે પુત્રી પ્રત્યે પૂર્ણ વાત્સલ્ય પ્રગટ કર્યું છે.

પૅરીઅન ઇતિહાસ (Parian Chronicle)માં ઈ. સ. પૂર્વે ૫૯૮માં સાફોએ સિકેલિયા (Sikelia)માં બીજી વારનો દેશવટો ભોગવ્યો હતો એમ ઉલ્લેખ છે. સાફોએ પ્રથમ વારનો દેશવટો પિર્હા (Pyrrha)માં ભોગવ્યો હતો એમ અનુમાન થયું છે. સાફોના પિતા ઉમદા અને ઉચ્ચ કુટુંબના મોટા જમીનદાર હતા. એમનું કુટુંબ લાંબા સમયથી સમૃદ્ધિ અને સત્તા ભોગવતું હતું ઈ. સ પૂર્વેની સાતમી સદીમાં લેસ્બસ બાહ્ય આક્રમણોથી મુક્ત હતું પણ ઈ. સ. પૂર્વેની છઠ્ઠી સદી લગી આંતર્ વિગ્રહથી ક્ષુબ્ધ હતું. રાજાશાહીનો અંત આવ્યો હતો. રાજાઓને સ્થાને સત્તા પર સ્થાનિક પ્રાચીન શ્રીમંત કુટુંબો હતાં. આ કુટુંબોમાં સર્વોચ્ચ સત્તાસ્થાન માટે સ્પર્ધા હતી એથી એમની વચ્ચે પરસ્પર સંઘર્ષ હતો. વળી, નીચા સ્તરની પ્રજાનો પણ સત્તા માટે એમની સાથે સંઘર્ષ હતો. નવા નવા લોકનેતાઓ (tyrants)નો ઉદય અને અસ્ત થતો હતો. લોકનેતા પિતાકસ અન્ય લોકનેતા મિર્સિલસ (Myrsilos)ની સહાયથી પુરોગામી લોકનેતા મેલાન્ખ્રસ (Melagchros)ને પરાજય આપીને મિતિલેનેમાં સર્વોચ્ચ સત્તાસ્થાને આવ્યો હતો. અને 'સપ્તર્ષિ'ઓમાંના એક તરીકે પિતાકસે અનેક નવા ધારાઓ દ્વારા અને વિરોધી વ્યક્તિઓ અને વર્ગો વચ્ચે સમા-

ધાન અને સવાદ દ્વારા અને સ્પર્ધા અને સઘર્ષને સ્થાને રાજકીય સ્થિરતા, સમૃદ્ધ રતા અને શાતિ સ્થાપી હતા પિત્તાકસના આગમનથી મિતિલેનેમા જે રાજકીય અશાન્તિ હતી એમા સાફોના પિતા મડોવાયા હતા અથવા સાફોના પિતા જો ત્યારે સદ્દ્મત હોય તો મિતિલેને નગરના જ નિવાસી અને સાફોના મિત્ર કવિ આલ્કાયસ અને એની સાથે સાથે સાફો એમ બન્ને મડોવાયા હતા અને એથી જેમ આલ્કાયસને પ્રથમ વાર પિર્હાયા અને બીજી વાર ઇજિપ્તમા અલ્પ સમયનો દેશવટો ભોગવવો પડયો હતો તેમ સાફોને પણ પ્રથમ વાર ઈ સ. પૂર્વે ૬૦૫ પૂર્વે લેસ્બસના જ પિર્હા નગરમા અને બીજી વાર ઈ સ પૂર્વે ૬૦૫–૫૯૧ ના વર્ષોના સમયમા કોઈ પણ એક વર્ષમા પૂર્વોક્ત પેરીઅન ઇતિહાસમા સૂચવાય છે તેમ ઈ સ પૂર્વે ૫૯૮મા અથવા ઈ. સ પૂર્વે ૬૦૦ની આસપાસમા સિસિલિયામા સિરાકુસાઈ (Surakousai) નગરમા અલ્પ સમયનો દેશવટો ભોગવવો પડયો હતો સિસેરોના વેરેસ વિરુદ્ધ વક્તૃત્વો (Orations against Verres મા સિરાકુસાઈના નગરગૃહમા પ્રસિદ્ધ શિલ્પી સિલાનિયન (Silanion) સર્જિત સાફોની મૂર્તિનુ એક સુન્દર શિલ્પ સાફોના મૃત્યુ પછી અનેક વર્ષો પછી સાફોની સ્મૃતિમા પ્રતિષ્ઠિત કરવામા આવ્યુ હતુ, અને એ શિલ્પની નીચે પીઠિકા પર એક ગ્રીક યુગ્મ કાવ્ય અંકિત કરવામા આવ્યુ હતુ, પછીથી આ શિલ્પ વેરેસે લૂટ્યુ હતુ એમ ઉલ્લેખ છે આ પરથી સાફોએ સિરાકુસાઈમા દેશવટો ભોગવ્યો હતો એમ અનુમાન થયુ છે જો કે સાફોના એકે કાવ્યમા દેશવટાનો ઉલ્લેખ નથી અથવા તો સિસિલિયાનો, સિરાકુસાઈનો ઉલ્લેખ નથી આફ્રોદિતેસને પ્રાર્થનારૂપ એક કાવ્ય–Fragment 5–મા કિપ્રસ, પાફ્સ અને પાનોર્મોસ (Panormos)નો ઉલ્લેખ છે જે પરથી સાફોને પરિચિત એવા જગતની સીમા સૂચવાય છે એ કે આ નિર્વાસનના પરિણામરૂપ નિર્ધનતાનો અનુભવ સાફોને થયો એનો સાફોના એક કાવ્યમા હમણા જ ઉપલબ્ધ Fragment 98 L–P–મા ઉલ્લેખ છે આમ સાફોને રાજકીય અશાન્તિને પરિણામે નિર્વાસન અને નિર્વાસનને પરિણામે નિર્ધનતાનો અનુભવ થયો હતો છતા એ વિશે એણે કાવ્ય રચ્યું નથી સાફોને રાજકારણમા કોઈ રસ ન હતો એને રસ હતો એક માત્ર પ્રેમમા એણે પ્રેમ સિવાય કદી અન્ય કોઈ વિષય પર કાવ્ય કર્યું નથી જ્યારે આલ્કાયસને રાજકારણમ

## ડાહ્યાભાઈ પટેલ 'માનૂમ'

### ગીત

આખોને આખોનો લાગે અભાવ એવા
શમણા મળે ન મળે તો ય શુ
ચાર પાચ કૂપળ ફૂટયાના મારા વૈભવમા
છાયડો ફળે ન ફળે તો ય શુ
પથ્થરના મોરને ય મોરપણુ નોર્યું
ને ટહુકારે જાગ્યુ આખ્ખુ રાન
શમણાના પોપમાર વરમાદેર્ભીજાયુલખ્યાવગરનુતારું નામ
ટરપણને જોઇને બેસી ગ્ડુ ધ
કોઈ આખો છળે ન છળે તો ય શુ'
ચાર–પાચ કૂપળ ફૂટયાના મારા વૈભવમા
છાયડો ફળે ન ફળે તો ય શુ'
ઝાઝવાના જળનુ શોધવુ નથી રે
હવે ક્યાથી નીકળે છે એનુ મૂળ
પાનખરની આખોમા ઊગ્યુ છે એકાદી રઝળુ વસતનુ ફૂલ
ભીતરની ભીતરમા અજવાળુ છટાયુ,
દીવો બળે ન બળે તો ય શુ'
ચાર પાચ કૂપળ ફૂટયાના મારા વૈભવમા
છાયડો ફળે ન ફળે તો ય શુ'

[1] કવિલોક જુલાઈ ઑગસ્ટ ૧૯૭૩

## વિજોગણ ચૂડના દુહા

### સંપાદક • પુષ્કર ચંદરવાકર

[ગતાંકથી ચાલુ]

(૩૧)

ચૂડ કે' છે:

અંગમાં આંબો મોરિયો, કંચવે લાગી શાખ,
વખત પરમાણે વેડજો, રોળી ન કરશો રાખ!
રોળી ન કરશો રાખ, તે અજબ કેરી,
અને ઘણમૂલા સજણ, ના થઇએ નમેરી!
સાંભળ્ય મારા સાજણા, જોબન જાળવી રાખ્ય,
ચૂડ કે',
અંગમાં આંબો મોરિયો, કંચવે લાગી શાખ!

(૩૨)

ચૂડ કે' છે:

સજણ મોતીનો ઝૂમખો, દાંત દાડમની કળી,
આંખ્યુમાંથી અમી ઝરે, નેંણ ભાલાની અણિ!
નેણ ભાલાની અણિ, તે વ્હાલા લાગે,
અને ભ્રમરના ભારથી, કમળ ના ભાંગે
લીલી અટલસનું કાપડું, ભમ્મરિયા ભાત ભાળી,
ચૂડ કે',
સજણ મોતીનો ઝૂમખો, દાંત દાડમની કળી.

(૩૩)

ચૂડ કે' છે:

ગામમાં ગણેશ માંડિયા, ધ્રૂસકે વાગ્યા ઢોલ,
પાંજર બેઠયું પરણવા, માથે મૂકીને મોડ!
માથે મૂકીને મોડ તે સોહી
અને જમણા હાથમાં મીંડાળ જોઈ,
ફરવા ફેરા બ્રાહ્મણના બોલ,
ચૂડ કે',
ગામમાં ગણેશ માંડિયા, ધ્રૂસકે વાગ્યા ઢોલ!

(૩૪)

ચૂડ કે' છે:

સજણાએ પીઠિયું ચડાવીયું, વિગતે વાનોળા ખાય,
સારી લાગે સાંકળી, મોઢે ઉજમ ના માય!

સક્રિય અને સતત રસ હતો. એણે રાજ-કારણ સિવાય ભાગ્યે જ અન્ય કોઈ વિષય પર કાવ્ય કર્યું હશે.

અથનાવસના પૂર્વોક્ત 'જમતાંજમતાં'-માં સાફો ફાઓનની પ્રિયતમા હતી એમ ઉલ્લેખ છે. મેનાન્દ્રસ (Menandros) આદિ હાસ્યપ્રધાન નાટક (Middle and New Comedy)ના સર્જક અનેક ગ્રીક અને રોમન નાટકકારોએ અને કવિઓએ અને સવિશેષ ઓવિડે સાફો ફાઓનના પ્રેમમાં હતી અને પ્રણયવૈફલ્ય, પ્રણયવૈફલ્યને કારણે ઇથાકે (Ithake) અને કોર્ફુ (Corfu)ની વચ્ચે લૈકાસ (Leykas) ટાપુમાં સમુદ્રતટ પરના એક નાના પર્વત–લૈકાદોસ પેત્રે–(Leykados Petre)-પરથી જલસમાધિ દ્વારા આત્મઘાત કર્યો હતો એવી સાફોના મૃત્યુ વિશે સૈકાઓ સુધી એક કથા કલ્પી છે. સ્ત્રાબોનની પૂર્વોક્ત ભૂગોળમાં મેનાન્દ્રસના નાટકમાંથી એક અવતરણ અને આ કથાનો ઉલ્લેખ અને તે પર સ્ત્રાબોનનું વિવરણ છે. સુઇદાસના પૂર્વોક્ત ચરિત્રકોશમાં સાફોની નામેરી એક અન્ય સાફો મિતિલેનેમાં હતી અને એ વાદક (lyre-player) હતી, અને કોઈ કોઈ જાણકારના અભિપ્રાય પ્રમાણે તો એ કવિ પણ હતી અને એ ફાઓન નામના મિતિલેનેના એક નગરજન સાથે પ્રેમમાં હતી અને પ્રેમમાં નિષ્ફળતાને કારણે એણે લૈકાસના પર્વત પરથી આત્મઘાત કર્યો હતો એમ ઉલ્લેખ છે. આમ, સ્પષ્ટ છે કે અનુગામી નાટકકારો અને કવિઓમાં સાફો વિશે ભારે ગેરસમજ છે. આ ગેરસમજનું કારણ સાફોનાં કોઈ કાવ્યો હોય. એક ગ્રીક પુરાણકલ્પન (myth,

legend) પ્રમાણે આફ્રોદિતેસ આદોનિસ (Adonis)ના પ્રેમમા હતી અને આદો નિસનું અન્ય એક નામ ફાઓન હતું અન્ય એક ગ્રીક પુરાણકલ્પન પ્રમાણે ફાઓન એક ઉપદેવતા (demon) હતો અને આ ફ્રે દિતેસ એના પ્રેમમા હતી એથી આફ્રો-દિતેસે પોતાના વરદાનથી સૌ સ્ત્રીઓ એનુ અદ્ભુત આકર્ષણ અનુભવે એવુ ચુમ્બકત્વ એને અર્પ્યું હતું અન્ય એક ગ્રીક પુરાણ કલ્પન પ્રમાણે ફાઓન નામનો એક ના વિક હતો એ જ્યારે વૃદ્ધ હતો ત્યારે એણે આફ્રોદિતેસને પોતાની નાવમા લેસ્બસથી ખિયસ (Chios)નો પ્રવાસ કરાવ્યો હતો અને એથી આફ્રોદિતેસે એને રૂપ અને યૌવનનો પુરસ્કાર આપ્યો હતો અન્ય એક ગ્રીક પુરાણકલ્પન પ્રમાણે નાવિક ફાઓને વૃદ્ધાવેશી આફ્રોદિતેસને પોતાની નાવમા પ્રવાસ કરાવ્યો હતો અને એથી આફ્રોદિ તેસે એને અજનની મજૂષાનો પુરસ્કાર આપ્યો હતો અને સાથે આ અજન એ રોજ આજે તો સ્ત્રીઓ એના પ્રેમમા પડી જાય એવુ એને વરદાન આપ્યું હતું પરિ ણામે સ્ત્રીઓ એનુ આકર્ષણ અનુભવ્યા વિના રહી શકતી ન હતી પણ એ કોઈ સ્ત્રી નુ આકર્ષણ અનુભવતો ન હતો પરિણામે એક સ્ત્રીએ લૅકાસના પર્વત પરથી આત્મ ઘાત કર્યો હતો અને આમ આત્મઘાત કરવાથી પ્રેમીનો મોક્ષ થય અને પ્રિય પાત્રનુ હૃદય પરિવર્તન થાય એવી માન્યતા પ્રચલિત હતી પૅલેટાઇન કાવ્યસચયનમા દિઓસ્કોરિદેસ (Dioskorides)ના એક કા વ્યમા સાફોએ આદોનિસ વિશે કાવ્યો રચ્યા હતા એમ ઉલ્લેખ છે સાફોએ અનેક ધાર્મિકવિધિ પ્રસગે કાવ્યો રચ્યા

મોઢે ઉજમ ના માય, તે મોરી સઈ,
અને મારેલ બગલી લવકીની લઇ,
સૈયરના સાથમા પાધર પૂજવા જાય
ચૂડ કે',
સજણાએ પીઠીયુ ચડાવીયુ, દિગતે વાનોળા ખાય

(૩૫)

ચૂડ કે' છે

સજણ ચડયા ચોરીએ, ચકલા બાધ્યા ચાર,
બાથમા ઘાલીન બેસાર્યાં માયરે,
કોડે જમાડયા કસાર!
કોડે જમાડયા કસાર તે લગરિક સાખશે,
અને પીઠીઆળી વરમાળુ ડોકમા નાખશે!
ફરવા ફેરા, નહીં લાગે વાર,
ચૂડ કે',
સજણ ચડયા ચોરીએ, ચકલા બાધ્યા ચાર!

(૩૬)

ચૂડ કે છે

પરણ્યા સમાન લ્હાવ નઈ, પડય માથે પીઠી ચડે,
માડણુ હોય ઇ માનવીએ, ફેરા ચોરીના ફરે!
ફેરા ચોરીના ફરે તે વર ને કન્યા,
અને એવા લેખ તો વિધાતા બન્યા!
પછી ઢોલ નગારે નોબતુ ગડે,
ચૂડ કે',
પરણ્યા સમાન લ્હાવ નઈ, પડય માથે પીઠી ચડે!

(૩૭)

ચૂડ કે' છે

સજણ ચડયા ચોરીએ, કા ડસ્યો નૈ કાળો નાગ,
કા તો ચોરીનો ચિતરનાર વેરી થ્યો, કા મા ને બાપ!
કા તો મા ને બાપ તે અમને,
અને એની ખબર શુ પડે અમને,
પીવરાવુ દૂધ, ઉછેરવા સાપ,
ચૂડ કે',
સજણ ચડયા ચોરીએ, કા ડસ્યો નૈ કાળો નાગ!

(૩૮)

ડ કે' છે:
જણ ઊભા ચોકમાં, તનનો ટેકો દઈ,
વલી રિયા આણલા, વડી વિસામણ થઇ!
ડી વિસામણ થઈ તે થાશે,
ને આવ્યા અભાગિયા તેડી જ જાશે,
ગાવ્યો રથ, સીંચાવ્યા પઇ,
ડ કે',
જણ ઊભા ચોકમાં, તનનો ટેકો દઇ!

(૩૯)

ડ કે' છે:
ઠા બેસો હેતાળુ સાજણા, તમારા પગે ઉતરશે પાણી,
મે હાલ્યા તમારા દેશમાં, કંઈક આપતા જાવ એંધાણી!
આપતા જાવ એંધાણી તે તમે,
અને તે ઉપર દન ગુજારશું અમે!
રવા ફેરા જેમ ઘાંચીની ઘાણી
ડ કે'
ઠા બેસો હેતાળુ સાજણા, તમારા પગે ઉતરશે પાણી!

(૪૦)

ડ કે', છે:
જણ ચાલ્યા સાસરે, લાંબા ઘૂંઘટ તાણી,
ખોળામાં નાખ્યો ખાંણિયો, ઉપડયા અંનજળ પાણી!
ઉપડયા અંનજળ પાણી તે કિયો,
અને સુખદુઃખ મનમાં સમજી લિયો!
ઉપાડવી હેલ્ય, ભરવા પાણી,
ડ કે',
જણ ચાલ્યા સાસરે, લાંબા ઘૂંઘટ તાણી!

(૪૧)

ડ કે' છે:
જણ થિયા સાબદા, વોળાવતાં લાગી વાર,
થો ભર્યો સિંદુરનો, આંખ્યું લાલ ગુલાલ!
આંખ્યું લાલ ગુલાલ, તે રહ રહ રૂવે,
અને સજણ વળીવળીને પાછું જુવે,
થે ચૂડી હેમની ગળે એકાવળ હાર,
ડ કે',
જણ થિયા સાબદા, વોળાવતાં લાગી વાર!

હતાં. લેસ્બસનો એશીઆ સાથે સબંધ હતો. એથી આથેનાઈમાં આ પૂર્વના, એશીઆના દેવનો મહિમા ન હોય પણ લેસ્બસમાં આદોનિસનો મહિમા હતો, આદોનિસનો સંપ્રદાય હતો. અને પ્રતિવર્ષ શરદમાં એની મૃત્યુતિથિએ એનો પૂજનવિધિ-ઉત્સવ થતો હતો. સાફોએ આ પ્રસંગે સવિશેષ તો પોતાની ઇષ્ટદેવી આફ્રોદિતેસ આદોનિસના પ્રેમમાં હતી એથી કાવ્યો રચ્યાં હશે. એમાંનાં કેટલાંક કાવ્યો—Fragments 25, 86, 103, 136—અસ્તિત્વમાં છે. સાફોએ આદોનિસ, એટલે ફાઓન. પ્રત્યેના આફ્રોદિતેસના પ્રેમ વિશે આફ્રોદિતેસનું નામ આપ્યા વિના આ પ્રકારનું કોઈ કાવ્ય રચ્યું હશે અને એમાં એણે લૅકાસના પર્વતનો અને જલસમાધિ દ્વારા આત્મઘાતનો ઉલ્લેખ કર્યો હશે. એથી પછીથી નાટકકારો અને કવિઓએ એ કાવ્ય સાફોએ ફાઓન નામના મિતિલેનેના કોઈ યુવાન નાવિક પ્રત્યેના પોતાના પ્રેમ વિશે રચ્યું છે એવી ગેરસમજથી સાફોના પ્રેમ અને મૃત્યુ વિશેની આ કથા કલ્પી હશે.

સાફોનું મૃત્યુ ક્યાં, ક્યારે અને શી રીતે થયું?—એ પ્રશ્નનો સપ્રમાણ અને સાધાર ઉત્તર નહીં આપી શકાય. સાફોનાં પોતાનાં વૃદ્ધત્વ અને મૃત્યુ વિશેનાં કેટલાંક કાવ્યો—Fragments 42, 85, 108, 118—અસ્તિત્વમાં છે. એમાંના એક કાવ્ય—Fragment 108—વિશે તિરસના માક્સિમસના પૂર્વોક્ત નિબંધોમાં જેમ સોક્રાતેસ(Sokrates)પોતાના મૃત્યુ સમયે રુદન કરવા માટે પોતાની પત્ની કસાન્તિપેસ (Xanthippes)ને ઠપકો આપે છે તેમ આ કાવ્યમાં સાફો પોતાની પુત્રીને

કપેક્ષાઆપે છે એમ ઉલ્લેખ છે. આ પરથી સૂચવાય છે કે સાફોનું મૃત્યુ એના ઘરમાં થયું હશે. અને મૃત્યુ સમયે એનામાં પરમ શાંતિનો અનુભવ હશે. અન્ય કાવ્યોમાં પોતે હવે વૃદ્ધ છે અને મૃત્યુની ઇચ્છા કરે છે એવું સૂચન છે. આમ, સાફોનું મૃત્યુ પોતાના ઘરમાં વૃદ્ધાવસ્થામાં શાંતિપૂર્વક થયું હશે.

અથનાયસના પૂર્વોક્ત 'જમતાં જમતાં'માં, પ્લાતોના પૂર્વોક્ત ફેદ્રસમાં, સોક્રાતેસના ફેદ્રસ સાથેના સંવાદમાં અને જુલિયન (Julian)ના પત્રો (Letters)માં આલિપિયસ (Alypios) પરના પત્રમાં સાફો સુન્દર હતી એમ ઉલ્લેખ છે. પણ તિરસના માક્સિમસના પૂર્વોક્ત નિબંધોમાં અને લુસિયન (Lucian)ના શબ્દચિત્રો (Portraits) પરના કોઈ અનામી વિવેચકના વિવેચનમાં સાફો કદમાં નાની અને ભીને વાન હતી એમ ઉલ્લેખ છે. માક્સિમસમાં તો સાફો સુન્દર હતી એવું જે સોક્રાતેસ કહે છે એનું કારણ છે સાફોની ઊર્મિકવિતાની સુન્દરતા એમ પણ ઉલ્લેખ છે. તો અનામી વિવેચકના વિવેચનમાં ઉપમા દ્વારા અસુન્દર દેહની સાફો નાનકડા દેહ પર અસુન્દર આકારના પિચ્છ ધારણ કરનાર કોયલ જેવી છે એમ પણ ઉલ્લેખ છે. બે મુદ્રાઓ પર અને ત્રણ પાત્રો પર સાફોની આકૃતિ અંકિત છે પણ તે શ્રદ્ધેય નથી. સાફોમાં કદાચ દેહનું સૌંદર્ય નહીં હોય પણ સાફોના આત્મામાં, સાફોની કવિતામાં અલૌકિકતાનું, લોકોત્તરતાનું, દિવ્યતાનું સૌંદર્ય છે. અને એથી તો સાફોના મિત્ર અને સમકાલીન કવિ આલ્કાયસની પંક્તિમાં સત્ય છે,

Violet-haired, holy, sweet-smiling Sappho.

વાયોલેટ-કેશી, પવિત્ર, મધુર સ્મિતા સાફો.

(૪૨)

ચૂડ કે' છે :

સજણે ઘોડો શણગારિયો, દોરી કાઢયો ડેલા બા'ર,
વિજોગણુ બેળા પાથરે, સજણુ ઘેર શિયાળો ગાળ્ય।
ઘેર શિયાળો ગાળ્ય તે આડયું,
અને તમે અમારા શ્વાસની નાડ્યું,
સાંભળ્ય સુહાગી સજણા, મું'ને લઈન બરછીએ માર
ચૂડ કે',
સજણે ઘોડો શણગારિયો, દોરી કાઢયો ડેલા બાર।

(૪૩)

ચૂડ કે' છે :

સજણાએ શીખું માંગિયું, રૂદાના રામ રામ કરે,
પલમાં બેળા પાથર્યા, ચડીને થિયા સવાર।
અને વાલા સજણના નયણાં ઠબકું કરે,
રૂદિયો રૂવે ને આખડી ઝરે,
ચૂડ કે',
સજણાએ શીખું માંગિયુ, રૂદાના રામ રામ કરે।

(૪૪)

ચૂડ કે' છે :

હાલુ હાલુ થિયા સજણા, જઈન ઊભા પાધરના કૂવે,
રિયો તો સજણુ રાખીએ, રૂદિયો અમારો રૂવે।
રૂદિયો અમારો રૂવે તે વળીને પાછા,
અને આવ્યા નીર આંખ્યુમાં આછા,
સજણુ થિયા સાબદા, જગત બધું જુવે,
ચૂડ કે',
હાલુ હાલુ થિયા સજણા, જઈન ઊભા પાધરના કૂવે।

(૪૫)

ચૂડ કે' છે.

સજણુ વોળાવી હું ઊભી, ઊભી વડલાની છાંય,
વડલો વરસે સાચા મોતીડે, ડાળ કોળાંબો ખાય।
કોળાંબો લાગી ન કટકો થિયો,
અને પ્રીતનો માર્યો સજણુ પરદેશ ગિયો,
ભાળી ભોમ તે લાગે બળી,
ચૂડ કે',
સજણુ વળાવી હું વળી, ઊભી વડલાની છાંય। (અનુ

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરઅભ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર
(નવવર્ષા)

વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

૦ પૂર્તિમાંથી) દેવીની મૂર્તિઓ એમના કાવ્યપાટલે વિરાજી.
કેશવ હ. શેઠ 'પ્રજાબન્ધુ' કાર્યાલયમાં હતા. એટલે 'પ્રજા-
' સાપ્તાહિકની વાર્ષિક ભેટ તરીકે 'કોન્સ્ટાંટીનોપલની
ને 'સંભાજીનું રાજ્યારોહણ' એમ બે નવલકથાઓ પણ
લખી નાખી. પછી 'સ્નેહ વિપ્લવ' (સં. ૧૯૮૭), 'સ્નેહ-
' (ઈ. ૧૯૩૧) ને 'પદ્મીધર (ઈ. ૧૯૪૦) એમ બીજી ત્રણ
કથાઓ રચાઈ.

ઈ. ૧૯૨૦ની સાલમાં ગાંધીજીની પચાસમી જન્મજયંતી
. ત્યારે ગુજરાતના મહાકવિ ન્હાનાલાલે 'ગુજરાતનો
ી' નામક કાવ્ય એમની મશહૂર ડોલન શૈલીમાં પ્રગટ
ત્યારે એ યુગના ગુજરાતી કવિવરોમાં અનોખું સ્થાન ધરા-
અરદેશર ફરામજી ખબરદારે તે સમયના મશહૂર માસિક
ડેત્ય'માં 'પ્રભાતનો તપસ્વી' નામનું એક પ્રતિકાવ્ય છપાવ્યું.
હ. શેઠ કવિ નાનાલાલ પ્રતિ એક ગુરુ તુલ્ય માન
તા. કવિ નાનાલાલના 'અપદ્યાગદ્ય'ને એ 'નિર્બંધ રસ-
ાવલિ' કહેતા. એટલે પોતાની આદરણીય વ્યક્તિની ઠેકડી
વાનો આ પ્રયાસ સાંખી ન શકયા. એમણે 'તપસ્વીનાં
'પ્રજાબન્ધુ'માં લખી ખબરદારને જવાબ આપ્યો; ત્યારે
ખબરદારે 'કુકકુટ દીક્ષા'થી પ્રત્યુત્તર વાળ્યો. આ કાવ્ય પ્રતિ-
ાએ સાહિત્યજગતમાં ઠીક ઠીક રસ જગાડયો.—કાવ્યના
ામંડળમાં એક નવા તારકના ઉદયની સૌ કોઈને પ્રતીતિ થઈ.
પરન્તુ કેશવ હ. શેઠનું સાચું હીર તો એમના 'રાસ'માં જ
થયું.

'ન વન વગડે અલિ વાદળી! જલ શાં ઢોળવાં અમથાં!
રણે રગદોળવાં અમથાં'!

ાસે તો અનેકનાં દિલ ડોલાવી મૂકયાં. કવિવર ન્હાનાલાલે
કેશવ હ. શેઠના 'રાસ'નો આમુખ લખી આપ્યો. પછી
શવ શેઠના એક એકથી ચડિયાતા રાસસંગ્રહો 'વીરપસલી'
'અંજલિ' (સં. ૧૯૮૨) તથા 'રાસમંજરી' (સં. ૧૯૮૬)
નલિની' (ઇ. ૧૯૩૫). 'શરદિની', ને 'પદ્મપરાગ' (ઇ. ૧૯૪૭)
પ્રગટ થતાં જ ગયાં ને એમની કાવ્યશકિતની સુવાસ
ાવતા જ રહ્યાં. રામમોહનરાય જસવંતરાય દેસાઈના
ારથી (સં. ૧૯૯૦માં) 'રાસમાલિની' નામક ગુજરાતનું
નિધિત્વ ધરાવતો એક રાસસંગ્રહ પણ પ્રગટ થયો.
ાબહેન બરફીવાળાએ પણ એમના 'રાસકુંજ'માં કેશવ હ.
ા ગરબાને વિશિષ્ટ સ્થાન આપ્યું. 'રાજનંદિની' નાટક
૧૯૯૭માં લખાયું ને ભજવાયું.

કેવળ સાહિત્યક્ષેત્રમાં યથેચ્છ વિહરવાને બદલે 'શ્રી ખડા-
મિત્ર'નું સ્વતંત્ર સુકાન હાથ ધર્યા પછી કેશવ હ. શેઠે
ક્ષેત્રને પોતાનું બનાવ્યું. જ્ઞાતિસેવાની કદરરૂપે 'ખડા-
સેવક સમિતિ'એ એના આંકેલા જીવનનાં બાર વર્ષ પૂરાં
કર્યાં ત્યારે એક સુંદર સમારંભ યોજી કેશવ હ. શેઠને માનપત્ર ને
થેલી અર્પણ કર્યાં તથા 'ખડાયતા મિત્ર' એમને સ્વતંત્ર માલિક
તરીકે સુપરત કર્યું.

પરિણામે એમણે નોકરી ફગાવી દીધી. પોતાની માલિકીનું
'શ્રી ખડાયતા મુદ્રણ કલામંદિર' શરૂ કર્યું. 'ખડાયતા મિત્ર'ની
વાર્ષિક ભેટ તરીકે કેશવ હ. શેઠનાં 'કલિયુગની વાતો' (સં.
૧૯૮૧) 'વિનોદ લહરી' (સં. ૧૯૯૦), 'મંદારમાલા' (સં. ૧૯૯૨),
'ડોલતી નૈયા' (સં. ૧૯૯૩) અને 'ફૂલ છાબ' (સં. ૧૯૯૬) વગેરે
પ્રકાશનો પ્રગટ થયાં. જ્ઞાતિના અગ્રણીઓની જીવનઝરમર આ-
લેખી 'જીવનસ્મરણો'ના બે ભાગ સં. ૧૯૮૪ ને ૧૯૯૪માં આપ્યા.

પરન્તુ માનવજીવન કદી યે એકધારું વહેતું નથી એ ન્યાયે કેશવ
હ. શેઠના જીવનમાં પણ પ્રચંડ વાવંટોળ આવ્યો. એમની
તીખી કલમે વિરોધવંટોળ જગાવ્યો. કેટલાક તેજોદ્વેષીઓએ
એમનો બહિષ્કાર પોકાર્યો. એક પણ વ્યકિતથી પોતાનું તેજ
ન જીરવાતું હોય તો જ્ઞાતિનું પ્રમાણપત્ર મિથ્યા છે એમ ગણી
એમણે માનપત્ર પાછું વાળ્યું. 'થેલી' પણ એમણે જ્ઞાતિ ઉત્કર્ષ
માટે શ્રી 'ખડાયતા કેળવણી મંડળ'ને સુપરત કરી દીધી. પછી
કેશવ હ. શેઠની રાહબરી નીચે શ્રી 'બૃહદ ખડાયતા બન્ધુ સમાજ'
નામે સંસ્થા અસ્તિત્વમાં આવી.

આમ, કેશવ હ. શેઠનું જીવન બે વિભાગમાં વહેંચાઈ ગયું
છે: જ્ઞાતિસેવા ને સાહિત્યસેવા. જ્ઞાતિસેવાને એમણે પ્રાધાન્ય
જરૂર આપ્યું છતાં સાહિત્ય સેવાને પણ એટલી જ બિરદાવી
છે. ગુર્જરીને ચરણે એમણે બત્રીસ પ્રકાશનો ધર્યાં છે. 'ખડાયતા-
મિત્ર' દ્વારા જ્ઞાતિમાસિકોનો આદર્શ પૂરો પાડયો છે.

કવિ ન્હાનાલાલે કહ્યું છે તેમ 'એમના રાસ સાચા હીરાની
કણિકાઓ છે: કોઈ પણ રસરાજવીના મુગટને શોભાવે એવા
છે. વણખેડયા સાગર ખેડનારને નવસમૃદ્ધિનાં બંદર લાધી
યે જાય છે એમ શ્રી કેશવ શેઠે સફરો ખેડી છે ને એવા વિજય-
ભંડાર લઈ આવ્યા છે. એમનું જે ઉત્તમ ને ચિરસ્થાયી છે એ
ગુજરાત કદી નહિ વિસરે'. સાક્ષર શ્રી નરસિંહરાવે 'કોઈ સંત
બતાવો એ વાટ' કાવ્યને સંગીતકાવ્ય કહી બિરદાવ્યું છે. કવિ
સુંદરમ્ કહે છે: 'શ્રી કેશવ હ. શેઠની શૈલી ક્રમે ક્રમે કંઈક
પોતાનું સ્વતંત્ર એવું પણ કવિ ન્હાનાલાલના સાહિત્યના પગલે
વિકસતું શબ્દ ને ભાવનું માધુર્ય સાધે છે. તેમનાં કાવ્ય ઊંચામાં
ઊંચી કક્ષાએ હળવી મધુર રીતે નાનકડી ઊર્મિઓને તથા ગૃહ-
જીવનના ને રાષ્ટ્રભાવના અમુક મીઠા કરુણ ભાવોને ગાય છે:
મોટા ભાગનાં કાવ્યો લયબદ્ધ ઢાળોનાં જ છે.' સ્વ. મટુભાઈ
કાંટાવાળા લખે છે: 'કવિ ન્હાનાલાલના આ શિષ્યે રાજકીય
જાગૃતિના જુસ્સાને પોષે એવાં કાવ્યો સારાં લ
મીઠું કવિત્વ વીર રસમાં ઝળકી ઊઠયું
જણાવે છે કે શ્રી કેશવ શેઠમાં સંસ્કારી ક

કલાપ્રેમનું સુંદર સંમિશ્રણ હતું. શ્રી જનાર્દન પ્રભાસ્કરના અભિપ્રાય મુજબ શ્રી કેશવ હ. શેઠને ગુજરાત એક ઉત્તમ કવિ તરીકે જ ઓળખે છે ને સ્વીકારે છે. કવિ કુસુમાકરના મતે શ્રી કેશવ શેઠના રાસમાં Cries from the distant past સત્ત્વ તત્ત્વ છે એમના રાસમાં હૈડાં ડોલાવણહાર તત્ત્વ છે. શ્રી ચુનીલાલ વર્ધમાન શાહના અભિપ્રાય પ્રમાણે શ્રી કેશવલાલની પદ્યબદ્ધ લલિત ચરણાવલિ કહેવી સાર્થક છે. એમની ગેયતા તેમાંના સુશ્લિષ્ટ પદબંધને લીધે દીપી ઊઠે છે

ઈ. ૧૯૪૭ના નવેમ્બરની પહેલી તારીખે ગુજરાતની નોને વીરપસલી આપનાર આ વહાલા ભાઈનું અવસાન

ससीकराम्भोधरमत्तकुञ्जर-
स्तडित्पताकोऽशनिशब्दमर्दलः।
समागतो राजवदुद्धतद्युति-
र्घनागमः कामिजनप्रियः प्रिये ॥

प्रभिन्नवैदूर्यनिभैस्तृणाङ्कुरैः
समाचिता प्रोत्थितकन्दलीदलैः।
विभाति शुक्लेतररत्नभूषिता
वराङ्गनेव क्षितिरिन्द्रगोपकैः ॥

ઋતુસંહાર : કવિ કાલિદાસ

---

પૂંઠા પરનું ચિત્ર **વર્ષા** વાસુદેવ સ્માર્ત

---

વિદ્યુત્પતાકા, ઘન સીકરે ભર્યા
તણો જ હસ્તી, ગગડાટ-ઢોલક
લઈ શું આવ્યો, પ્રિય, કામીનો પ્રિય
તેજેમ આ પ્રાવૃષ રાજવી સમો.

પ્રભિન્ન વૈદૂર્ય સમા તૃણાંકુરે
તથા દલો પ્રસ્ફુટ કન્દલી તણાં,
અશુભ્ર રત્ને, વળી ઇન્દ્રગોપથી
વરાંગના શી વસુધા ય શોભતી.

અનુ. ધીરુ પરીખ

ઈ. ૧૯૨૨માં ત્રેવીસ વર્ષની ઉમરે કાવાબાતા (જે નોબેલ પારિતોષિક વિજેતા જાપાની સાહિત્યકારે હમણાં આત્મહત્યા કરી)એ એક વાર્તાસંગ્રહ પ્રગટ કર્યો. આ વાર્તાસંગ્રહે તેમને જાપાનીઝ સાહિત્યમાં ગૌરવભેર પ્રવેશ કરાવ્યો. તેમણે થોડાં વર્ષો 'સાહિત્યમાં સામાજિક આક્રોશ નહિ પણ કાવ્યમયતા'ની ચળવળમાં ભાગ લીધો. આ ચળવળના પુરસ્કર્તાઓ એમ માનતા કે જાપાનીઝ સાહિત્યમાં જીવનની ઊર્મિ, જીવનની ગંધ અને જીવનના વિવિધ ધ્વનિ વ્યક્ત થવા જોઇએ. આ દિવસોમાં કાવાબાતાએ જર્મન સર-રિયાલિઝમ, ફ્યૂચરિઝમ અને જેઈમ્સ જૉઈસના સ્ટ્રીમ ઑફ કૉન્શ્યસનેસ સાથે અખતરા કર્યા.

પણ તેમને લાગ્યું કે 'જ્યાં જાપાનીઝ જીવનનાં મૂળ નથી તેવા જીવનનાં ઉછીનાં લીધેલાં મહોરાંથી સાહિત્યકૃતિ રચી ન શકાય.' આ મંથન પાંચેક વર્ષ ચાલ્યું અને ૧૯૩૪માં પશ્ચિમના આધુનિકતાવાદનો ત્યાગ કર્યો. તેમણે કહ્યું કે હું તો એશિયન લેખક છું. એશિયામાં હું ઊગ્યો છું. 'એશિયાના પ્રશિષ્ટ ગ્રંથો દુનિયાનું સર્વોત્તમ સાહિત્ય છે. મારે મન બૌદ્ધ ધર્મગ્રંથો અને કથાઓનું બહુ મોટું મૂલ્ય છે. હું આ ગ્રંથોનો ખાસ કરીને ધર્મગ્રંથો તરીકે આદર કરતો નથી પણ સાહિત્યિક દર્શનો અને કલ્પનાચિત્રો તરીકે આદર કરું છું.'

વાડીલાલ ડગલી

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનુ કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમા તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ

**Bijali Badal**

N. L. Mehta Cinema Enterprises Private Limited
BOMBAY

# નર્મદ

'કોઈ હોયે હાલે મસ્ત, કોઈ હોયે માલે મસ્ત,
કોઈ હોયે ઈશ્કે મસ્ત, સુખિયો નર્મદ ખ્યાલે મસ્ત.'

આવા ખ્યાલે મસ્ત 'સુખિયા' નર્મદનો જન્મ સુરતમાં પો- મોસાળ 'કોટવાલી શેહેરી' નામક મહોલ્લામાં ઈ. ૧૮૩૩ ાગસ્ટની ૨૪મી તારીખે એટલે કે વિ. સં. ૧૮૮૯ના પ્રથમ દના શુક્લ પક્ષની દસમ અને શનિવારે પ્રભાતના પહોરમાં ો. પિતા લાલશંકર મહેતા મુંબાઈમાં લહિયાનું કામ કરી ા રળી લેતા. સતત પરિશ્રમી અને વ્યવહારકુશળ પિતા ત-મરાઠી લખી-બોલી જાણતા. 'પ્રેમાળ, ટેકી, ધીરી, સંતોષી સેક' પ્રકૃતિના પિતાને સુધારો પણ એટલો જ સ્વીકાર્ય માતા નવદુર્ગા ઉર્ફે રુક્મિણી 'સુઘડ, ઉદ્યોગી, કરકસર ર્નારી ને સતોષી હતી.' પુત્ર પર એની ધાક જબરી. પિતા- પુરુષોત્તમની ભાષાવ્યુત્પત્તિ તથા પિંગળજ્ઞાન સારાં હતાં. નર્મદને નાગરી નાતની બેફિકરાઈ અને જન્મસ્થળ સુરતનું ણુ તથા પિતામહપક્ષે કાવ્યજ્ઞાન ને અભ્યાસપ્રવૃત્તિ; પિતૃ- રેમ, ટેકીપણું અને સુધારકવૃત્તિ તેમજ માતૃપક્ષે પરોપકાર તોષ પ્રાપ્ત થયાં હતાં.

ાંચ વર્ષની ઉમ્મરે મુંબાઈમાં ભુલેશ્વરની નાના મ્હેતાની ળથી નર્મદનો વિદ્યારંભ. સુરતમાં ઈચ્છા મ્હેતા અને ફકીર ની શાળાએ પણ અભ્યાસ કર્યો હતો. આઠમે વર્ષે ઉપ- સ્કાર થયા અને સંધ્યા, રુદ્રી તથા વેદપાઠનો આરંભ કર્યો. મુંબાઈમાં પાયધૂની ખાતે બાળગોવિંદ મહેતાજીની સરકારી ાતી નિશાળમાં જોડાયો અને ત્યાર બાદ સુરતમાં નવલ કોઠામાં આવેલી દુર્ગારામ મ્હેતાજીવાળી નિશાળે અભ્યાસ ળ વધાર્યો. ઈ. ૧૮૪૫ની ૬ઠ્ઠી જાન્યુઆરીએ અંગ્રેજી શાળા- ખલ થયો. શાળામાં નર્મદ હમેશાં ૧લો બીજો આવતો. કુશાગ્ર એની બુદ્ધિ. વાચનનો પણ એવો જ રસિયો. ાકાળે જ એણે બાલમિત્ર, નિત્યાનંદ પરમાનંદના ભૂગોળ- ળ, ઈસપનીતિ, દાદસલીની વાત, પંચોપાખ્યાન, બોધ- , લિપિધારા, ગંગાધર શાસ્ત્રીનું મોટું વ્યાકરણ તથા ાશિક્ષામાળા ભાગ પહેલો વાંચી નાખેલાં. પાંચ વર્ષના ો અભ્યાસ બાદ ઈ. ૧૮૫૦ના એપ્રિલમાં એણે કલૅર સ્કૉ- પની પરીક્ષા આપી અને ત્રીજે નંબરે ઉત્તીર્ણ થયો. તે જ ૂન મહિનામાં એ એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયો. આ 'કાળ દરમિયાન પાંચ છ સાથીદારોએ મળી નર્મદને ત્યાં ાલયનો આરંભ કરેલો. એ જ મિત્રોએ 'માંહોમાંહે લખતાં ાં અને વાદ કરતાં' શીખવા 'જુવાન પુરુષોની અન્યોઅન્ય ાવેક સભા' સ્થાપેલી. એ જ સભા સમક્ષ નર્મદે એનું ાું 'મંડળી મળવાથી થતા લાભ' વ્યાખ્યાન આપેલું.

ામ, એક તરફથી એનો સાહિત્યરસ પોષાતો જતો હતો; તો બીજી તરફથી સંસારરસ પોરસાતો જતો હતો. તેનું પ્રથમ લગ્ન ઈ. ૧૮૪૪ની ૨૯મી એપ્રિલે સુરતની અદાલતના શાસ્ત્રી સૂરજરામની પુત્રી સાથે થએલું. હવે તો એ કન્યા પણ ઉમ્મર- લાયક થઈ હતી, અને નર્મદને પણ જુવાનીનો 'જોસ્સો' ચડયો હતો. પોતે જ નિખાલસભાવે લખે છે: 'મને બૈરીની ગંધ આવવા માંડી.' આ ગંધ એની પાસે કૉલેજનો અભ્યાસ છોડાવી ઈ. ૧૮૫૧ની ૧૯મી ફેબ્રુઆરીના રોજ એને સુરત ખેંચી ગઈ. ઈ. ૧૮૫૨ની ૧લી મેથી રૂ. ૧૫ના માસિક પગારે એણે રાંદેરની સર- કારી ગુજરાતી નિશાળમાં 'મ્હેતાજીગીરી' સ્વીકારી લીધી. અહીં એણે 'સ્વદેશહિતેચ્છુ' નામક મંડળી ઊભી કરી, એક છાપખાનું શરૂ કર્યું અને તેના તરફથી 'જ્ઞાનસાગર' નામનું સાપ્તાહિક પણ પ્રગટ કરવા માંડયું. ત્યાં જ નર્મદ ઘરભંગ થયો. ઈ. ૧૮૫૪ના ઑક્ટોબરની ચોથી તારીખે પ્રથમ પત્નીનું ૧૬-૧૭ વર્ષની ઉમ્મરે પ્રસૂતિ દરમિયાન અવસાન થયું. હવે એકલું પડેલું તેનું ચિત્ત વિદ્વાનતરીકેની કોઈ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાનાં સોણલાં જોવા લાગ્યું. આખરે રાંદેરની નોકરી છોડી ઈ. ૧૮૫૪ની ૨૭ નવેમ્બરે એણે સુરતથી મુંબાઈ ભણી પ્રસ્થાન કર્યું. મુંબાઈમાં ખાનગી ટયૂશનો કરી કૉલેજનો અભ્યાસ ફરી શરૂ કર્યો. દરમિયાનમાં એ અનેક મનસુબા ઘડતો: વકીલ બનવું, મામલતદાર થવું, ભાષા શાસ્ત્રી થવું. પણ આ મનોરથો માત્ર મનોરથો જ રહ્યા અને કવિ- વૃત્તિને જ પોષણ મળતું રહ્યું.

હવે એ કૉલેજમાં પુનઃ જોડાયો અને ઈ. ૧૮૫૪ના ડિસેમ્બરમાં વેસ્ટ સ્કૉલર બની રૂ. ૧૫ની માસિક શિષ્યવૃત્તિ મેળવી. એ જ ગાળામાં ઈ. ૧૮૫૫ની ૨૧મી સપ્ટેમ્બરે એણે ધીરા ભગતની અસર તળે પ્રથમ પદ બનાવ્યું. 'પરબ્રહ્મ જગકર્તા રે સ્મરોની ભાઈ હરઘડી'. પછી તો કવિતા રચવાનો ચસકો વધતો ગયો. સાથે સાથે પિંગળજ્ઞાન પણ મેળવવાની ઉત્કટ તાલાવેલી જાગી. ઈ. ૧૮૫૬ના જાન્યુઆરીમાં કોઈ તુળજારામ નામના ભાર્ગવે નર્મદ- નું ધ્યાન કાલિદાસના 'શ્રુતબોધ' તરફ દોર્યું. કૉલેજના અભ્યાસ- માંથી ગમે તેમ કરી સમય કાઢી દાદાદેવ નામના શાસ્ત્રી પાસે ૧૮ દિનની મહા મહેનતે એ ગ્રંથ શીખ્યો. હવે કેટલાક અક્ષર- મેળ વૃત્તો તેને આવડયા, પણ માત્રામેળનું જ્ઞાન હજુ નહિ. એવામાં ઈ. ૧૮૫૬ના એપ્રિલમાં એ સુરત ગયો અને બે મહિના- માં ત્યાંના પંડયા ત્રિપુરાનંદની પુત્રી ડાહીગવરી સાથે એણે બીજું લગ્ન કર્યું. લગ્ન કરી સીધાવ્યો મુંબાઈ. સંસાર અને સાહિત્ય-

નર્મદાશંકર લાલશંકર

કવિ નર્મદની સહી



કવિ ઑડન
જન્મ: ૨૧ ફેબ્રુઆરી ૧૯૦૭
અવસાન: ૨૯ સપ્ટેમ્બર ૧૯૭૩



**સ્વ. ભૂપતરાય વસા**

કાવ્યસાહિત્યના સહૃદય ભાવક જ માત્ર નહિ, પરંતુ 'કવિલોક' સમાન પ્રવૃત્તિઓના ચાહક (અને પ્રેરક પણ), નિત્ય ઉત્સાહી નિર્મલ વ્યક્તિત્વ ધરાવતા. એમના દેહાંતથી કવિલોક-પરિવારે પોતાનો એક આત્મીય મિત્ર ગુમાવ્યો છે. જેમના જેમના સંપર્કમાં એ આવ્યા હતા તેમના માનસપટ ઉપર પ્રસન્ન દૃષ્ટિની એક ચિર સ્મૃતિ એ મૂકતા ગયા છે. સ્મૃતિ જ એમનાં અરૂપ સત્ત્વને પ્રત્યક્ષ રાખી શકશે. –રા.

(અંજલિ કાવ્ય પૃ. ૯૭ પર)



▷ **સાફો**
બ્રિટિશ મ્યૂઝિયમમાં સંગૃહીત એક પ્રાચીન ગ્રીક રત્નમાં

## સાફો

### નિરંજન ભગત

(ગતાંકથી ચાલુ)

આલ્કાયસ જ્યારે પિર્હામા દેશવટે હતા ત્યારે એમણે એક કાવ્ય–Fragment 130 L–P–રચ્યું હતુ એમા દૂરના ગ્રામ પ્રદેશમા પોતાનુ એકાકી જીવન છે, ચિત્ત મિતિલેનેની અનેક સ્મૃતિઓથી સભર છે, આ દેશવટાના દુ ખની વચ્ચે પણ કન્યાઓની વાર્ષિક સૌંદર્યસ્પર્ધાના ઉત્સવના દર્શનથી પોતે કંઈક આનંદ અનુભવે છે એવો ઉલ્લેખ છે, 'જ્યા લેસ્બસની કન્યાઓ, સુન્દર વસ્ત્રોથી સુસજ્જિત, ઉપર જાય છે નીચે આવે છે, એમના સૌંદર્યની સ્પર્ધા અને તુલના થાય છે, અને વર્ષોવર્ષની જેમ એમની આસપાસ પ્રેક્ષક સ્ત્રીઓના પવિત્ર પ્રશસાવચનોનો અદ્ભુત ધ્વનિ ગૂજે છે '

લેસ્બસમા વર્ષે વર્ષે સ્ત્રીઓના સૌંદર્યની સ્પર્ધા યોજવાની પરપરા હતી એમ આ લ્કાયસના આ કાવ્ય પરથી સૂચવાય છે માત્ર લેસ્બસમા જ નહીં અન્યત્ર પણ આ પ્રકારની સૌંદર્ય સ્પર્ધાની પરપરા હતી થેઓફ્રાસ્તોસ (Theophrastus) સૂચવે છે તેમ તેનેદોસ (Tenedos)મા કાલિસ્તેઈઆ (Kallisteia)ની, સૌંદર્યસ્પર્ધાની પરપરા હતી પારાસીઅન્સ (Parrhasians) મા પણ કિપ્સેલોસે (Cypselus) દેમેતેર એલેઉસિનિઆ (Demeter Eleusinia)ની વેદી પાસે આવી સૌંદર્યસ્પર્ધાનુ આયોજન કર્યું હતુ પણ સમગ્ર ગ્રીકજગતમા સૌથી વધુ સ્ત્રીસ્વાતત્ર્ય લેસ્બસમા હતુ એથી લેસ્બ



## ઉશનસ્

### આનંદ-પ્રીત અને આંસુ

(એક એકસ્ટસી)

અહો, આ આનદોચ્છલ જગત આસુથી અડક્યુ।
પૂઠે આસુઓનો અરણવ પડયો પાપણ અડી,
રૂપાળા દૂમાથી અમથુઅમથુ રે રડી પડી
જવાયે, હૈયુ યે મુદવિવશ ધડ્ક્યુ જ ધડક્યુ!

અહો, કેવુ વાતાવરણ પણ આસુ તરબતર્
કિનારે ભાઠામા જરીક ખર્ણુ કે અણુની વડે,
ફૂટે છે ટશ્યાઓ અસવનતણા એ ઉઝરડે,
મુદાના તડ્કાઓ રચત ધનુ ભીના સીકર પર

મને આસુઓથી પરિચય મુદા આ પરમનો
અહો, પાચે ભૂતો મહી વિહરતી કોઈક રતિ
વસતી સ્પર્શે જે ઉરવર કણોને ખીલવતી
ક્ષણોના ફૂલોમા—ખળભળી ઊઠે સિંધુ શમનો

અને હુ આક્રોશી ઊઠુ · 'કવણ છો હે પ્રિય, પ્રિય!
તમોને ચાહુ—ને અસવન વિના ના કે પરિચય

## 'રાઝ' નવસારવી

### આધાર પણ ગયો

મુજ કલ્પનાનો આખરી આધાર પણ ગયો,
કે આપ સાથે આપનો આકાર પણ ગયો

પર થઈ ગયો છુ એવી રીતે રાગદ્વેષથી,
કે પ્રેમ જો ગયો તો તિરસ્કાર પણ ગયો

મુજને હતુ કે એ તો સતત સાથ આપશે,
સુખના દિવસ ગયા ને અહકાર પણ ગયો

ન્યોચ્છાવરીની બાદ નીરખતા જ રૂઠી ગઈ,
ઉર પણ ગયુ ને ઉરતણો ધબકાર પણ ગયો

જોવા સમી જરૂર હશે જ એમની ગલી,
જ્યા 'રાઝ' જેવો એક સમજદાર પણ ગયો

નેણ જાણે શી લખે લિપિ
રાકું
ના ઝીલું પડઘા...રાત આખી...

## ધીરુ પરીખ

### આશાવાદી

થોર!
ું સૂર્યનું તો ગીધ ચારેકોર
ખી રહ્યું-શા તીક્ષ્ણ એના ન્હોર!
તો ય એની ચહુદિશે
ાહી રહ્યો શો કંટકોનો મોર!
ા થોર!
ાલ્પ વારિ, ના રખોપાં,
ાથ્થરોની છે ભીંસાભીંસ
ાયને કચડંત એની જોરજોર!
આ થોર!
એક મહીંથી તો ય દૂસરો ફૂટતો,
નવ ભાગ્યને કદી ફૂટતો;
શો આશાનો છે દોર!
આ થોર!

સરખાવ્યો છે. પણ એક અત્યંત મહત્ત્વનો ભેદ અહીં નોંધવો જોઈએ. સાફો અને આ કન્યાઓને આફ્રોદિતેસનો સંપ્રદાય હતો. એથી એમના સંબંધને ધાર્મિક પરિમાણ હતું. સૉક્રાતેસ અને એમના શિષ્યોને આવો કોઈ સંપ્રદાય ન હતો. એથી એમના સંબંધને આવું કોઈ ધાર્મિક પરિમાણ ન હતું.

સુઈદાસના ચરિત્ર કોશમાં સાફોને ત્રણ સખીઓ હતી, આતથિસ (Atthis), તેલેસિપ્પા (Telesippa) અને મેગારા (Megara) તથા એને ત્રણ શિષ્યાઓ હતી, મિલેસિઆ (Milesia)માંથી આનાગોરા (Anagora), કોલોફોનિઆ (Colophonia)માંથી ગોન્ગિલા (Gongyla) અને સાલામાનિઆ (Salamania)માંથી એઉનેઈકા (Euneica) એમ ઉલ્લેખ છે. ઓવિડના 'નાયિકાઓને પત્રોમાં' સાફોની બે વધુ શિષ્યાઓ આનાક્તોરિઆ (Anactoria) અને સિલ્રો (Cylro)નો ઉલ્લેખ છે. તિરસના માકિસમસના નિબંધોમાં સાફોની એક વધુ શિષ્યા ગીરિન્ના (Gyrinna)નો ઉલ્લેખ છે. આ ઉપરાંત અન્યત્ર સાફોને હિરો (Hero), તિમાસ (Timas), પ્રાકિસનોઆ (Praxinoa) મનાસિદિકા અથવા દિકા (Mnasidica અથવા Dica), આરિગ્નોતા (Arignota), આર્ખેનાસ્સા (Archeanassa) શિષ્યાઓ હતી એમ ઉલ્લેખ છે. વળી ફોકાઈઆ (Phokaia)માંથી પણ સાફોને એક શિષ્યા હતી એમ ઉલ્લેખ છે. સાફોનાં કેટલાંક કાવ્યોમાં આમાંથી કેટલીક શિષ્યાઓનાં નામોનો ઉલ્લેખ છે.

શિક્ષણ કહો કે લગ્ન માટેનુ શિક્ષણ આ શિક્ષણસસ્થામ થતુ હતુ એમને સ્ત્રીમા અપેક્ષિત અને અનિવાર્ય એવા સૌ સસ્કારોનુ શિક્ષણ આપવામા આવતુ હતુ સારી રીતભાત સારુ વર્તન વસ્ત્રો–અલકારો આદિ સાધનોથી દેહનુ પ્રસાધન સુશોભન, દેહની રક્ષા, દેહના સૌંદર્યની વૃદ્ધિ વગેરે તો હોય જ આગળ જોયુ તેમ, લેસ્બસમા સૌંદર્યસ્પર્ધાની પરપરા હતી સૌંદર્યસપ્રદાય હતો સ્ત્રી સ્વાતત્ર્ય હતુ અને સ્ત્રીઓમા ગીત સગીત, નૃત્યની કળાઓ અત્યત લોકપ્રિય અને પ્રચલિત હતી વળી, આ ગળ જોયુ તેમ, આ શિક્ષણસસ્થા આ ફ્રોદિતેસના સપ્રદાય સાથે સલગ્ન હતી એથી આફ્રોદિતેસની પૂજાના ઉત્સવ પ્રસગે સાફોની સાથે આ કન્યાઓને દિવસે કે પૂર્ણિમાની રાત્રિએ જાહેર સમારભોમા ભાગ ભજવવાનો થતો હતો ત્યારે પૂજા અર્થે મિતિલેનેની ધાર્મિક વિધિઓ કાલિકોરોન મિતિલેને (Kallichoron Mitylene)મા ગીતો ગાવામા એ ગીતોની સાથે વાદ્ય વગાડવામા, નૃત્ય કરવામા આ કન્યાઓ સક્રિય હતી એથી આ કન્યાઓને ગીત, સગીત, નૃત્યની કળાઓનુ શિક્ષણ વિશેષ ધ્યાનથી આપવામા આવતુ હતુ અને સાથે સાથે પુરાણકથાઓ અને ધર્મવિધિઓ વગેરેનુ જ્ઞાન પણ આપવામા આવતુ હતુ

આ શિક્ષણસસ્થામા આ કન્યાઓ અને સાફોનુ એક વિરલ અને વિશિષ્ટ એવુ સહજીવન હતુ, કુટુમ્બજીવન હતુ એની એક વિશેષ શૈલી હતી તિરસના માક્સિમસે સાફો અને આ કન્યાઓના સબધને સોક્રાતેસ અને એમના શિષ્યોના સબધ સાથે

## યોસેફ મૅકવાન

## રાત આખી

આષાઢની વર્ષામહી
અધાર પલળી બ્હાર
સુવાળી કાય ઘસતો
ઓરડામા આવતો,
યાદ તારી લાવતો
વૃક્ષો થકી ખરતા ગ્ડે ફોરા
*તુજ અગુલીના સ્પર્શને રોમાચ શો છલકાય!*
મારી આખમા એક રાત ઊગી જાય
તે દિને આકાશમા
વાદળોના પાશમા આવી ગયેલો ચાદ;
(તારા ખ્યાલમા ન્હોતુ)
તુજ અગ જલને રગ શો ફૂટયો હતો,
તુજ હોઠની બે પાદડી પર
કેસૂડા શો સૂર્ય
હવાની ભીંસ લૈ ઊગ્યો હતો!
બસ–એટલુ છે યાદ
વાગોળતા ગતને ભૂસાય આજ આ સામ્પ્રત
એની પાર જે ધબકી રહ્યા છે શાશ્વતીનો છદ
આનદ બસ આનદ
લયલીન વર્ષા બ્હાર જે ચાલી ગ્હી
અતરે એવી જ તારી એ સ્મૃતિ હાલી રહી
બોલ્યા વિના ત્યારે પ્રિયે
નેણને ઢાળી કહ્યુ'તુ તેં તારી આખમા છે શુ ?
મેં ય કર્યો તો એમ પ્રશ્ન તે સમે
ટહુકયો હતો ત્યા મોર
ને ઘનઘોર અધારુ ઊઠ્યુ'તુ ખળભળી
આપણા શ્વાસો મહીં
એ સ્મૃતિએ હે પ્રિયા!
હું જ વરસુ આજ તો મારામહીં
ને આજ પણ—
બ્હાર બતી થાભલાના તાર પર

ફોરાં ઝરે
સ્વપ્નીલ તારાં નેણ જાણે શી લખે લિપિ
હું ઉકેલી ના શકું
પણ રક્તમાં એના ઝીલું પડઘા...રાત આખી...

## ધીરુ પરીખ

### આશાવાદી

આ થોર!
પેલું સૂર્યનું તો ગીધ ચારેકોર
પીંખી રહ્યું–શા તીક્ષ્ણ એના ન્હોર!
ને તો ય એની ચહુદિશે
ખીલી રહ્યો શો કંટકોનો મોર!
આ થોર!
અલ્પ વારિ, ના રખોપાં,
પથ્થરોની છે ભીંસાભીંસ
કાયને કચડંત એની જોરજોર!
આ થોર!
એક મહીંથી તો ય દૂસરો ફૂટતો,
નવ ભાગ્યને કદી કૂટતો;
શો આશાનો છે દોર!
આ થોર!

સરખાવ્યો છે. પણ એક અત્યંત મહત્ત્વનો ભેદ અહીં નોંધવો જોઈએ. સાફો અને આ કન્યાઓને આફ્રોદિતેસનો સંપ્રદાય હતો. એથી એમના સંબંધને ધાર્મિક પરિમાણ હતું. સોક્રાતેસ અને એમના શિષ્યોને આવો કોઈ સંપ્રદાય ન હતો. એથી એમના સંબંધને આવું કોઈ ધાર્મિક પરિમાણ ન હતું.

સુઈદાસના ચરિત્ર કોશમાં સાફોને ત્રણ સખીઓ હતી, આતથિસ (Atthis), તેલેસિપ્પા (Telesippa) અને મેગારા (Megara) તથા એને ત્રણ શિષ્યાઓ હતી, મિલેસિઆ (Milesia)માંથી આનાગોરા (Anagora), કોલોફોનિઆ (Colophonia)માંથી ગોન્ગિલા (Gongyla) અને સાલામાનિઆ (Salamania)માંથી એઉનેઈકા (Euneica) એમ ઉલ્લેખ છે. ઓવિડના 'નાયિકાઓને પત્રોમાં' સાફોની બે વધુ શિષ્યાઓ આનાક્તોરિઆ (Anactoria) અને સિલ્રો (Cylro)નો ઉલ્લેખ છે. તિરસના માકિસમસના નિબંધોમાં સાફોની એક વધુ શિષ્યા ગીરિન્ના (Gyrinna)નો ઉલ્લેખ છે. આ ઉપરાંત અન્યત્ર સાફોને હિરો (Hero), તિમાસ (Timas), પ્રાકિસનોઆ (Praxinoa) મનાસિદિકા અથવા દિકા (Mnasidica અથવા Dica), આરિગ્નોતા (Arignota), આર્ખેનાસ્સા (Archeanassa) શિષ્યાઓ હતી એમ ઉલ્લેખ છે. વળી ફોકાઈઆ (Phokaia)માંથી પણ સાફોને એક શિષ્યા હતી એમ ઉલ્લેખ છે. સાફોનાં કેટલાંક કાવ્યોમાં આમાંથી કેટલીક શિષ્યાઓનાં નામોનો ઉલ્લેખ છે.

સાફો માત્ર શ્રીમંત કુટુંબની સજ્જન હતી, સાફો માત્ર શિક્ષિકા ન હતી. નુઈદાસના ચરિત્રકોશમાં એ વાદક હતી એમ ઉલ્લેખ છે. પેલેગ્રાઈન કાવ્યસંચયમાં એ મધુરકંઠી હતી એટલે કે મધુર ગાયક હતી એમ ઉલ્લેખ છે. પ્લુતાર્ક (Plutarch)ના સંગીત પરના નિબંધમાં આરિસ્તોક્ષેનોસ (Aristoxenus)ને આધારે એ મિક્સોલિદિઅન (Mixolydian)ને નામે એક વિશિષ્ટ સંગીતશૈલીની સર્જક હતી એમ છે. અથનાયસના 'જમતા ઉલ્લેખ જમતા'માં એ પીતિસ (peetis) નામનું તંતુવાદ્ય વગાડનારાઓમાં સૌપ્રથમ હતી એમ ઉલ્લેખ છે. આમ સાફો મધુર ગાયક અને કુશળ વાદક હતી પણ સૌથી વિશેષ તો એ ગ્રીસની સર્વશ્રેષ્ઠ ઊર્મિકવિ હતી એથી એની શિક્ષણસંસ્થા મિતિલેનમાં સર્વશ્રેષ્ઠ શિક્ષણસંસ્થા હતી. અન્ય શિક્ષણસંસ્થાઓની કવિ સંચાલિકા શિક્ષિકાઓના ઈર્ષ્યાનું એ ભાજન હતી. તિરસના માક્સિમસના નિબંધોમાં સાફોને ગોર્ગો (Gorgo) અને આન્દ્રોમેદા (Andromeda) બે પ્રતિસ્પર્ધીઓ હતી એમ ઉલ્લેખ છે અને સાફો અને આ કન્યાઓના સંબંધને સોક્રાતેસ અને એમના પ્રતિસ્પર્ધીઓ સૉફિસ્ટ્સ ના સંબંધ સાથે સરખાવ્યો છે. સાફોએ આ બે પ્રતિસ્પર્ધીઓ વિશે ચારેક કાવ્યો રચ્યાં છે. આમ, સાફોએ મધુર ગાયક, ઉત્તમ વાદક અને ગ્રીસની સર્વશ્રેષ્ઠ કવિ તરીકે આ કન્યાઓને કળાઓનું શિક્ષણ આપ્યું હતું. જો કે સાફોની એકે શિષ્યા મહાન કે મધ્યમ ગાયક, વાદક કે કવિ તરીકે પ્રસિદ્ધ નથી.

સાફો કવિ હતાં અને કવિનો તો દેવ દેવીઓની સાથે ગાઈ પણ મનુષ્યથી વિશેષ

ભાનુપ્રસાદ પંડ્યા

## કેશ, ઉતાવળ શીદ...?

વેણીનાં ફૂલોની ઓળખ શ્વેત મળી છો મનમાની,
કેશ, ઉતાવળ શીદ કરે રે ઊજળા ઊજળા થવાની?

હજી કોઈ ઉદ્યાને ઝાઝાં ફૂલ જુએ છે વાટ,
તેને ગણ્યાં મેં ટાળી, કુન્તલ! કો'ક કચોળાઘાટ!
નહીં ઘરના દર્પણને ઇચ્છું કોગળે મુકાવાની!
કેશ, ઉતાવળ શીદ૦

કદી પવન અડકે તો લાગે ફરતું મયૂર પીંછું,
ક્યાંક મંચ ક આગળીએ સવગે એકલદોકલ બીજું!
હજી નજરને ટેવ નથી ગઈ અણધાર્યાં મળી જવાની!
કેશ, ઉતાવળ શીદ૦

બટુકરાય પંડ્યા

## અનાહદને મારગ...

ચાલ ને કોઈને મળતા જઈએ,
અડાબીડ જગનમાં એકલ પગદંડી પર પળતા જઈએ,
ચાલ૦

જંગલમાં મંગળ કરીએ બસ ગાઈ પ્રીતનું ગાણું,
એ સામે મળશે તો ધરશું અંતરનું નજરાણું
રાત ચાંદની વરસી રહી છે, એમાં ચાલ પલળતા જઈએ,
ચાલ૦

ફૂલ ગાય ફાગણિયો લહરે છે વસંત-વૈભવ,
આભ અને ધરતીએ મનભર માણ્યો આજ રસોત્સવ,
છનક છનક છનકે વસુધા આનંદ બુંદને રળતા જઈએ,
ચાલ૦

દૂર પણે ઉન્નત ગિરિશૃંગ પર મંઝિલ પરખાતી,
અનહદને મારગ પ્યાસીની નજરુ જઈ પથરાતી,
પરમ વિશ્વ અખિલાઈ પામતા સચરાચરમાં ભળતા જઈએ
ચાલ૦

## જગદીશ જોષી

### કયા જનમનાં

કયા જનમનાં પાપ: તે ય તે
કયા જનમમાં કોળ્યાં!
કુમળાં રતન કહો મેં કોનાં
ક્ષણ બે ક્ષણ પણ રોળ્યાં?
કો'ની ભીની વાત કહો મેં
અધવચ્ચે અટકાવી?
લાગણીઓની થાપણ પર શું
બદનામી લટકાવી?
કોની છેલ્લી રાતનાં આંસુ
વણસાર્યો મેં ઢોળ્યાં?
અમરાપુરના દ્વાર સુધી હું
વળાવિયો તુજ થાઉં:
ફરી સળગતા કિરણો લૈ મુજ
દોજખમાં સંતાઉં.
વારણ જેનાં પાંચ જનમથી
જડતાં નૈં, તે
એવાં કેવાં વખડાં
મેં રે ઘોળ્યાં?

## હનીફ 'સાહિલ'

### તો એક વાત કહું

સળગતા સૂર્યને ઠારો તો એક વાત કહું.
ક્ષણોના મહેલે પધારો તો એક વાત કહું.
હજાર સાલથી ખોડાયેલો રહ્યો છું હું,
સલીબ પરથી ઉતારો તો એક વાત કહું.
સહુ પ્રથમ તો મને ઝાંઝવાની યાદ આપો,
પછીથી પ્યાસ વધારો તો એક વાત કહું.
ઉકેલું જેમ વધુ તેમ ગૂંચવાઉં છું,
તમારી ઝુલ્ફ સંવારો તો એક વાત કહું.
વિરહની રાતની 'સાહિલ' વ્યથા કહું કોને,
જો સાંભળે આ સવારો તો એક વાત કહું.

નિકટ એવો સંબંધ હોય, કવિ તો મનુષ્ય-જાતિને દેવદેવીઓની વાણીનું રહસ્યદર્શન કરાવી શકે, કવિને તો સ્વયં દેવદેવીઓની પ્રેરણા હોય: ગ્રીક લોકોમાં કવિ વિશે આવીઆવી માન્યતા હતી. એથી આફ્રોદિતેસના સંપ્રદાય સાથે સંલગ્ન એવી શિક્ષણ-સંસ્થામાં એ આદર્શ સંચાલિકા–શિક્ષિકા કહેવાય. ગ્રીસમાં ત્યારે ધર્મગુરુની ઔપચારિક સંસ્થા અસ્તિત્વમાં ન હતી. કોઈ પણ વ્યક્તિ, પોતાને સુપાત્ર માને તો, ધર્મગુરુ તરીકે સમાજમાં કાર્ય કરી શકે. જો કોઈ વ્યક્તિ મંદિરમાં ઔપચારિકપણે ધર્મગુરુ તરીકે નિયુક્ત થાય તો તે અન્ય નાગરિકોની જેમ ગૃહસ્થીનું, સંસારીનું જીવન જીવી શકે. અને આવી નિયુક્તિ નિયતકાલીન હોય, અલ્પકાલીન હોય. ધર્મ અને રાજ્ય વચ્ચે ત્યારે સંઘર્ષ ન હતો. ધર્મગુરુઓનો ઉચ્ચાવચતાક્રમ ન હતો. કોઈ ધર્મશાસ્ત્ર કે ઈશ્વરશાસ્ત્ર ન હતું. હતી માત્ર પુરાણકથાઓ અને ધર્મવિધિઓ. આ સંદર્ભમાં સાફોએ આફ્રોદિતેસની પૂજારિણી તરીકે પણ આ કન્યાઓને ધાર્મિક શિક્ષણ આપ્યું હતું.

આ કન્યાઓનું આ શિક્ષણસંસ્થામાં આરંભથી લગ્ન લગીનું શિક્ષણ થતું હતું, કહો કે લગ્ન માટેનું શિક્ષણ થતું હતું અંતે લગ્ન તો છે જ એની સાફોને બરોબર સમજ હતી. એથી કન્યાઓ સાથેનો પોતાનો સંબંધ નિયતકાલીન, અલ્પકાલીન છે એથી એ પૂરેપૂરી સભાન હતી. અંતે વિચ્છેદ છે, વિરહ છે એનું એને જ્ઞાન હતું. આ કન્યાઓના સહવાસમાં એને એક પ્રકારના યૌવનનો, પોતાના યૌવનનો, ચિરયૌવનનો અનુભવ થતો હતો, તાજગીનો અનુભવ

થતો હતો એથી આ કન્યાઓ સાથેનો વિચ્છેદ એક અર્થમા પોતાના યૌવન સાથેનો તાજગી સાથેનો વિચ્છેદ હતો એથી એ બેવડો અસહ્ય હતો વળી કન્યાઓ માટે પણ આ અનુભવ એટલો જ અસહ્ય હતો ત્યારે સ્વૈચ્છાલગ્નો ન હતા ક્યારેક તો કન્યા લગ્નની ક્ષણે જ વરનુ મુખ પ્રથમવાર જોવા પામતી હતી લગ્ન એ કન્યાને માટે માત્ર કૌમાર્યનો જ ત્યાગ ન હતો પ્રિયજનો, પરિચિત જનોનો પણ એમા ત્યાગ હતો કન્યાઓને લગ્નનો આનદ તો હતો જ પણ સાથે સાથે ભય પણ હતો આનદ હતો ચરિતાર્થતાનો ભય હતો ભાવિની રહસ્યમયતાનો સાફોએ કન્યાઓના આ મિશ્ર અનુભવને અત્યત ઋજુ એવા એના લગ્નગીતોમા પ્રગટ કર્યો છે

સાફોએ આ કન્યાઓના લગ્નપ્રસગે લગ્નગીતો—કાર્મિના, એપિથાલામિઆ Carmina, Epithalamia—રચ્યા હતા લગ્નની વિધિને સમયે યુવાન સ્ત્રીપુરુષોના વૃન્દ આ ગીતો ગાય એવી પરપરા હતી લગ્નની વિધિ એ ધાર્મિક વિધિ પણ હતી એથી આ ગીતોને ધાર્મિક પરિમાણ હતું લગ્નની સાજે ભોજન થતું એ સમયે વર અને કન્યાનુ દેવદેવીઓને, સવિશેષ તો આફ્રોદિતેને આરાધન થતુ રાત્રે વરકન્યાનો જે વાસરગૃહમા વાસ હોય ત્યા એક રથમા વરકન્યાને વિદાય આપવામા આવતી ત્યારે એમની સાથે સાથે તતુવાદ્ય અને વાસળીની સાથે ગીતો ગાતું ગાતું સાજનવૃન્દ જતુ વરકન્યા વાસરગૃહમા પ્રવેશે પછી વાસરગૃહની સામે ઊભુ ઊભુ સાજનવૃન્દ આ શુભક્ષણે અશુભ તત્ત્વો આ વાસરગૃહથી



## મનોજ ખંડેરિયા

અવાજોની રૂપાળી પળની વચોવચ,
મને ઊભો રાખ્યો તેં છળની વચોવચ
હશે શબ્દનુ મૃત્યુ ક્યા, એ ખબર ના,
હતો જન્મ એનો કમળની વચોવચ
સમયના પ્રવાહીપણા પર ઊભો છું,
હું ટાપુ છું જાણે કે જળની વચોવચ
નગર લાક્ષ્યના મ્હેલ જેવુ જ આ તો,
હું આવી ચડ્યો કેવા સ્થળની વચોવચ

## ધીરુભાઇ મોદી

### આ ભાદ્ર માસ .

આ ભાદ્ર માસ શુભમગલ શુભ્ર સોહે,
ધાન્યો લચે, પવન માદક ગધ ફોરે,
પ્રેક્ષુ પણે, ગગનમા શુકવૃન્દ ઊડે,
વર્ષા થકી ધવલ માર્જિત દર્પણે શુ,
જાણે પડત પ્રતિબિંબ ઘડી, ધરાના
આલાપ શા લલિત ડાગર ક્યારડાના!
નીચે સરી પલકમા શુકવૃન્દ વેગે
મ્હોંળા પટે અવનિના તૃણને શુ ચૂગે,
જાણે સમુદ્ર જલખડ અહીં સ્પૃહાથી
અધોળવા તૃણસમુદ્ર સુવેગ ધારી
આવે, અને હરિત છાલકથી તૃણોની
ઘેરા બને અધિક ઉજ્જ્વલ નીલરંગી!
વા, શુ કહુ? નિમલ સ્વાગત શારદીના
અર્થે અરણ્ય કુલશ્રી વનકિંશુકેના
પુષ્પો થકી સુભગ માલ લલામ ગૂંથે!
કાન્તારના કુસુમ શા શુક ચચુ રાત!
પ્રેમાકુરો સમ શુકો ઘન પાખચચે,
પતાલથી વડ સમી તરુ ટોચ ફૂટે!
એવા લસે, સરક્ત, કપિત ગાઢ પર્ણે,
શોભા જુએ શરદની, જગ ઘુમ્મટે રહી!

## ભગવતીકુમાર શર્મા

### મળે

સાત ભવ માગું ને મુજને પળ મળે;
તે વળી અંધારની આગળ મળે!

લાગણી: જાણે હથેળીઓનું વન;
કો' અભણને વાંચવા કાગળ મળે!

હું તિરાડોથી રચાતો જાઉં છું;
સૂર્ય જ્યાં ના હોય એવું સ્થળ મળે.

ભીંત પડછાયા તણો ભૂતકાળ છે;
એ કદી આગળ, કદી પાછળ મળે!

ઊંટ વડવાનલમાં દાઝે છે હવે;
માછલીને પણ અહીં મૃગજળ મળે!

બારીઓમાંથી સમય ઊડી ગયો;
ઝૂલતા પરદે તો આછા સળ મળે.

## જિતેન્દ્ર કા. વ્યાસ

### એક હોટલમાં

ગોશ્તના ઉપર છૂરી ફરતી રહી,
લાળગ્રંથિ લાળરસ ઝરતી રહી.
વીજદીવાની ભભકની ઓથ આ
એકલો અંધાર વિસ્તરતી રહી!

કાંચળી કાઢી ટપોટપ દેહથી,
રમ્ય નાગણ ડંખ કૈં ભરતી રહી.
મત્ત સંગીતના મદીલ ઘોંઘાટમાં,
ક્ષણ ઘડી થીજી, ઠરી, સરતી રહી!

સીસકારા, ભીંસ, ભરડા સાપના:
નાચ કૈં આદિમતા કરતી રહી!
પ્યાલીઓ પિવાઇ, ચુમાઈ પછી
હોશ ખોઈ રિક્તતા ભરતી રહી!

સભ્યતાનો નાચ આ જોયા પછી
જંગલી-તા ખુદકશી કરતી રહી!

દૂર રહે એ માટે ગીતો ગાતું. આ હતો લગ્નગીતોનો અને લગ્નવિધિનો ઉપક્રમ.

આ કન્યાઓ સાથેનો અંગત સંબંધ એ સાફોનાં અનેક ઉત્તમ કાવ્યોની પ્રેરણા છે. એમાં મૈત્રી અને પ્રેમનો સૂક્ષ્મતમ અનુભવ છે. એમાં મૈત્રી અને પ્રેમના ભાવની તીવ્રતા અને એના રસની ઉગ્રતા છે. એમાં મૈત્રી અને પ્રેમનો અનુભવ અનેક સ્વરૂપે અને અનેક સ્તરે પ્રગટ થાય છે. એમાં મિલન છે, વિરહ છે, મિલનોત્કંઠાનો આનંદ છે, વિરહોત્તર વેદના છે, આશા છે, નિરાશા છે, મોહ છે, ત્યાગ છે, સુખ છે, દુઃખ છે, રીસ અને રોષ છે, લાડ અને કોડ છે. એમાં કન્યાઓનો પરસ્પર સંબંધ અને સાફોનો કન્યાઓ સાથેનો સંબંધ એની સ્થૂલતા અને સૂક્ષ્મતા ઉભય સમેત પ્રગટ થાય છે. જગતકવિતામાં આ મૈત્રીકાવ્યો, પ્રેમકાવ્યો અદ્વિતીય છે.

આફ્રોદિતેસ સાથેનો અંગત સંબંધ એ સાફોનાં કેટલાંક ઉત્તમ કાવ્યોની પ્રેરણા છે. સાફોનાં કેટલાંક કાવ્યોમાં અન્ય કેટલાંક દેવદેવીઓ આર્તેમિસ (Artemis) આપોલ્લો (Apollo) અને હિરા (Hera)નો ઉલ્લેખ છે. પણ આ કે અન્ય કોઈ દેવદેવીઓમાં સાફોની કોઈ વિશેષ શ્રદ્ધા નથી. પણ આફ્રોદિતેસમાં તો સાફોની માત્ર વિશેષ શ્રદ્ધા જ નહીં પણ એની સાથે સાફોને વિશેષ અંગત સંબંધ છે, કહો કે મૈત્રી છે. આફ્રોદિતેસની પૂજાના ઉત્સવ પ્રસંગે કન્યાઓની સાથે દિવસે કે પૂર્ણિમાની રાત્રિએ જાહેર સમારંભોમાં ગાવા માટેનાં આફ્રોદિતેસનાં પૂજાગીતો, પ્રાર્થનાગીતો, સ્તવનો, સ્તોત્રો જ માત્ર સાફોએ રચ્યાં ન હતાં. પણ આફ્રોદિતેસ સાથેના અંગત સંબંધનાં,

એની સાથેની મૈત્રીના કા યે પણ રચ્યા હતા આફ્રોદિતેસને આનદની દેવીઓ ખારિતેસ સાથે અને આનદની દેવીઓનો કળાની દેવીઓ મોઈસાઈ (Moisai) સાથે સંબંધ હતો સાફોએ આનદની દેવીઓ અને કળાની દેવીઓના કાવ્યો પણ રચ્યા હતા

સાફોના કન્યાઓ સાથેના સંબંધ વિશેના કાવ્યોને કારણે સાફોનો કન્યાઓ સાથેનો સજાતીય સંબંધ હતો એવુ કેટલાક માને છે એમણે આ સજાતીય સંબંધનુ 'લેસ્બિઆનિઝમ' એવુ નામાભિમાન પણ કર્યુ છે એમા કઈક અણસમજ અને કઈક ગેરસમજને કારણે કઈક અતિશયોક્તિ જેવુ થયુ છે લેસ્બસના સમાજમા સ્ત્રીનુ વિશિષ્ટ સ્થાન સ્ત્રી સ્વાતંત્ર્ય હતુ આ સંદર્ભમા આ કાવ્યોને અને આ સંબંધને જોવા જોઈએ પછીથી આથેન્સમા પ્લાતો આદિ અનેકના જીવનમા આવો સંબંધ હતો એવુ કેટલાક માને છે પણ એ સબંધમા પુરુષ પુરુષ વચ્ચેના સંબંધમા અને સાફોના આ કન્યાઓ સાથેના સંબંધમા, સ્ત્રી સ્ત્રી વચ્ચેના સંબંધમા ભેદ છે સાફોના કન્યાઓ સાથેના સંબંધમા ધર્મનુ આફ્રોદિતેસનુ પરિમાણ છે જ્યારે આથેન્સમા અનેક મનુષ્યોના જીવનમા જે સબંધ હતો એમા આવુ કોઈ પરિમાણ નથી પછીથી ગ્રીસમા અને રોમમા સાફોના અંગત જીવનના વસ્તુ વિષય પર વિકૃત હાસ્યના હેતુથી વિકૃત શૈલી સ્વરૂપમા હાસ્યપ્રધાન નાટકો (Middle and New Comedy) રચવામા આવ્યા હતા એમા સાફોના કન્યાઓ સાથેના સંબંધ વિશે શક્ય એટલી વિકૃતિઓ અને અતિશયોક્તિઓ છે



## હસમુખ કે રાવલ

## ગામ હતુની વાત

આકાશી છાયાની નીચે—
છાયાના ઘણુ જનુ બેઠુ
નળિયે ઢાંક્યુ
ઝાંખા વણિયા મેળાના પાવે
ઝરમર ભીનુ
ભીના વાને
ગીતે ના ગાતા ફૂલોમા
ફૂ ફૂ ફૂ
ઠમ્મર ઠાના લાલ ઘાઘરે
ઠમ્મર ઘૂમ્યુ
મે ગન ટહુકે ટહુકી ઊઠ્યુ —ગામ
આજ અચાનક
આકાશી દરિયાનુ તળિયુ
ખરી પડ્યુ
તે પહાડ ઉપરથી
ખણખણ કરતુ
ચક્કર ચક્કર
અમળાતુ વળખાતુ દદડ્યુ
કાતરની નસ ફટ ફૂટી
ને સીમની છાતી છૂંદી
દિયે એક જ મારી લાત
અને આ
ગામ બિચારુ
તમ્મર ખાતુ–લથડાતુ–ફેદાતુ ચાલ્યુ
નળિયે ટાંક્યા માળાના
પીંછા પીંખાયા,
મૂંગા મતર ખીલાના શ્વાસો ઘસડાયા,
ચારે બાજુ ડાળ વિનાની
ટળવળતી, ન્હોરાતી ચીસે
બગતા તાગની આંખોમા ખગતી ચાલી
ને આ ખૂણે

કંટકછાયી કાદવ–કૂખે
સડતાં ઠકરાણાંના ફાટયા
લાલ ઘાઘરે
લઘરવઘર લીરામાં ઊડે
ગામ હતુંની વાત.

## રામચંદ્ર બ. પટેલ

### ઘણાં વર્ષોથી

ઘણાં વર્ષોથી મેં નીરખી ન હતી સીમ સઘળી
વિચારીઃ બૂઢાપો લઈ નજરુંની સેર કરીને
હતો ઊઠેલો હું ઘરથી અમથો ખેતર જવા...
પરોણાના ટેકે શરીર વળી હેયું પવનમાં
મૂકી ન્હોતું...ચર્ણો બળદનું લઈ જેમ ઊપડી
હતા એવા દોડયા ઘમઘમ થતા, પાદર સુધી...
જતાં હાંફી બેસું ત્યહીં વડ પરેથી ઊતરી કો,
ભરાયું શ્વાસે ને ફગફગ થતું લોહી ઊછળ્યું...
ઊડી ગિલ્લીઃ ફૂટે કૂપ–તટ પરે બેડુંઃ વીરના
દહેરે ખાપોના રથ વળી ઘણાં ઢીંગલી–ઘર
થતાં બેઠાંઃ ન્હાવા ધણ ઊછળતું જાય નદીમાં.
અને ન્હેલેથી કો રૂપની મદિલી મ્હેંક ઊડતી...
'ચશો દાદા ઊઠો ઘર' પકડી કોઈ લઈ જતું
મને; ને આંખે તો છલકઈ રહે પાદર...

સાફોના કન્યાઓ સાથેના સંબંધનાં કાવ્યોમાં મૈત્રીની, પ્રેમની પ્રેરણા દેહમાં છે, સ્થૂલમાં, ભૌતિકમાં, પાર્થિવમાં છે પણ કાવ્યોનાં કેન્દ્રમાં દેહ નથી; સ્થૂલ, ભૌતિક, પાર્થિવ નથી. ભાવની તીવ્રતા અને રસની ઉગ્રતાને કારણે કાવ્યો દેહને, સ્થૂલ, ભૌતિક પાર્થિવને અતિક્રમી જાય છે. અને એથી અંતે કાવ્યોના કેન્દ્રમાં આત્મા છે, સૂક્ષ્મ, આધ્યાત્મિક, ધાર્મિક છે. સાફોના કન્યાઓ સાથેના સંબંધનાં કાવ્યોમાં મૈત્રીની, પ્રેમની પરિણતિ આત્મામાં છે, સૂક્ષ્મમાં, આધ્યાત્મિકમાં, ધાર્મિકમાં છે.

સાફોની પ્રતીતિ હતી કે કન્યાઓ સાથેના પોતાના આ સંબંધમાં, આ મૈત્રીમાં, આ પ્રેમમાં આફ્રોદિતેસની પ્રેરણા હતી. આ સંબંધ, આ મૈત્રી, આ પ્રેમ પણ આફ્રોદિતેસને અર્ઘ્યરૂપ, અંજલિરૂપ હતા; આફ્રોદિતેસની પ્રાર્થનારૂપ, પૂજારૂપ હતાં. એથી આ સંબંધ, આ મૈત્રી, આ પ્રેમ આ અર્થમાં ભક્તિ રૂપ હતાં. કાવ્યોની પ્રેરણા આ સંબંધ, આ મૈત્રી, આ પ્રેમમાં છે; દેહમાં છે, સ્થૂલમાં, ભૌતિકમાં, પાર્થિવમાં છે. પણ આ સંબંધની, આ મૈત્રીની, આ પ્રેમની પ્રેરણા આફ્રોદિતેસમાં છે; આત્મામાં છે, સૂક્ષ્મમાં, આધ્યાત્મિકમાં, ધાર્મિકમાં છે. એથી આ સંબંધ, આ મૈત્રી, આ પ્રેમ અંતે દિવ્ય છે, આ કન્યાઓ દિવ્ય છે, પોતે દિવ્ય છે એવી સાફોની પ્રતીતિ હતી. એથી જ સાફો વિશેના આલ્કાયસના 'પવિત્ર' વિશેષણમાં અને પ્લાતોના 'દસમી કલાદેવી' નામમાં સત્ય છે.

(ક્રમશઃ)

## ઑડન—ક્ષરાક્ષર છવિ

(અનુસંધાન)

પણ અમેરિકામા ઑડનની પ્રતિભાનો સમુચિત પુરસ્કાર તો થયો જ 'The American Academy of Arts and Letters' દ્વારા એમને ચંદ્રક એનાયત થએલો તો 'ઇન્સ્ટિટ્યૂટ ઑાર આર્ટ્સ ઍન્ડ લેટર્સ' એમને સભ્યપદ પણ આપેલુ આ યુગની યથાર્થનામા કૃતિ 'The Age of Anxiety'ને ઈ ૧૯૪૮મા પુલિત્ઝર પારિતોષિક એનાયત થએલુ આજના માનવીની હતાશા, હેરાનગતિ અને હૃદયદુખનુ આ કૃતિમા ઘેરુ ચિત્ર ઊપસવા પામ્યું છે:

'        Factories bred him
Corporate companies,
                college towns
Mothered his mind
        and many journals
Backed his beliefs
    He was born here The
Bravura of revolvers
                in vogue now
And the cult of death
            are quite at home
Ins de the city    '

અમેરિકાની વિવિધ કૉલેજોમા અને વિશ્વવિદ્યાલયોમા પણ એમણે શિક્ષણકાર્ય કરેલુ ઈ ૧૯૫૬મા એમણે વ્યાખ્યાતા તરીકે માદરે વતન ઇગ્લૅંડની ફરી મુલાકાત લીધેલી મૅથ્યૂ આર્નોલ્ડ પછી એમને ત્યા ઑક્સફર્ડમા 'Chair of Poetry' આપવામા આવેલી

ઑડનની કોઈ વિશિષ્ટ કાવ્યશૈલી નથી એ જ કદાચ એમની શૈલી છે એમા એક

## ચીમન પુરોહિત

### મૂગો કલશોર

શમણાની ડાળ પરે ઝૂલતા પોપટને
                લીલુડી પાખ હવે ફૂટે
મ્હોરેલા મોગરામા વાસતી વાયરાઓ
                ફાગણની ફોરમ્યુને ઘૂટે
ભીતરની ભીંત્યુની ઓકળિયુ આજ હવે
                ભાતીગળ ભાત્યમા લીંપાતી
મ્હોરી ગયો છે આજ મારામા ગુલમ્હોર,
                માગમા હુ જ ના સમાતી
ઊડતા પતગ સમો આવી અજપ આજ
                નીંદરનો બાગ હવે લૂટે–શમણાની૦

પચમનો સૂર એનો એનામા તો ય કા
                આ કોયલડી કાઇ નથી ગાતી?
ફડફડતી પાખ સમી હૈયાની વાત બધી
                હોઠોના દ્વારમા બિડાતી
પકડી રખાય શે આ હણહણતી હાવળયુ
                જયા તીખા તોખાર આજ છૂટે–શમણાની૦

સૂના કાળજડાના ટોડલિયે મોર એના
                મૂગા કલશોરમા મૂઝાતી
સહ્યો ન જાય એવો દરિયાનો વેગ એની
                છાલકમા છાતિયુ ભીંસાતી
આખ્યુના તોરણમા ટાંકેલા આજ લગી
                મોતી તડાક હવે તૂટે–શમણાની૦

## શોભન

### કેટલું?

મુજને ગમે આખા ધરા, નિવાસીઓ!
રે'વા ચહુ તો ય શકુ યે કેટલુ?
તમને નથી ચાહી શકયો
તેનુ ઘણુ યે દુ:ખ છે!
—મુજને જ હું ચાહી શકયો યે કેટલુ?

## વિજોગણ ચૂડના દુહા

### સંપાદક · પુષ્કર ચંદરવાકર

[ગતાંકથી ચાલુ]

(૪૬)

ચૂડ કે' છે:
રિયે તો સજણ રાખીએ, કરીએ હથેળીનાં છાંયા,
કલેજા કાઢીન કરીએ પથારિયું, સોંપી દઈએ કાયા!
સોંપી દઇએ કાયા તે જાણીએ,
અને વાલા સજણને સેજમાં માણીએ,
કરવી પ્રીત, રાખવી માયા,
ચૂડ કે',
રિયે તો સજણ રાખીએ, કરીએ હથેળીનાં છાંયા!

(૪૭)

ચૂડ કે' છે:
સજણ વોળાવી હું વળી, આડા દીધા વંન;
રાત્રે નાવે નીંદરા, દિયે ભાવે ના અન્ન!
દિયે ભાવે ના અન્ન, તે કોને કહીએ?
અને વાંલા સજણના વેણે વળગ્યા રહીએ,
ગિયા સજણ તલખે તંન,
ચૂડ કે',
સજણ વોળાવી હું વળી, આડા દીધા વંન!

(૪૮)

ચૂડ કે' છે:
અંગે શોભે નૈં સાડલો, હૈયે શોભે નૈં હાર;
હાથે શોભે નૈં ચૂડલો, એળે ગિયો અવતાર!
એળે ગિયો અવતાર તે કિયો,
અને ખેલાડુ સજણના વાવડ દિયો,
ગિયા સજણ લાગી ઝાઝી વાર,
ચૂડ કે',
અંગે શોભે નૈં લૂગડાં, હૈયે શોભે નૈં હાર!

(૪૯)

ચૂડ કે' છે:
વસો પાડયો વાણિયે, કર્યો કાળો કેર,

પ્રકારનો ભભકો છે, હુમલાની છટા છે, નાદાની અને નિગૂઢતાનું મૂંઝવતું મિશ્રણ છે. માર્ક્સવાદના રંગે રંગાયા પહેલાંની તેમની કવિતા ઍંગ્લો-કૅથોલિસિઝમ તરફનો ઝોક દર્શાવે છે. જગતને માત્ર કરુણ નહિ પણ કમનાકત બનાવી દેનાર ટોળીની સામે એમનો પુણ્યપ્રકોપ ત્યારે નિર્દય રીતે ઊછળી ઊઠે છે.

એમની કવિતામાં સામાજિક સભાનતા તીવ્રતાથી ડોકાયાં કરે છે. એમની ત્રીસ વર્ષની ઉમ્મરે રચાએલ 'On This Island' અને તેત્રીસની ઉમ્મરે પ્રગટ થએલ 'Another Time'માં આ સ્પષ્ટપણે જોઈ શકાશે. એમનો શબ્દકોશ સરળ છે, ઘણગથ્થુ છે, વિવિધ જીવનક્ષેત્રનો છે; પણ સાથે સાથે તે સોંસરો ઊતરી જાય તેવો છે. નર્મભરી કવિતાનો છંદોલય, પ્રચલિત ગીતોના સ્વરભારયુક્ત ઢાળો, લોકગીતોની લઢણો અને વિચિત્ર પ્રાસાનુપ્રાસ એમની કાવ્યબાનીમાં આગળ તરી આવે છે ઘડીકમાં એમની કવિતામાં વિદ્વાનનું ડાવકાપણું-ડરેલપણું જોવા મળે છે તો ઘડીમાં એ વિપ્લવવાદીની ઠેકડામાર વૃત્તિનું પણ દર્શન કરાવે છે. આમ, એમની કવિતામાં વિરોધો અને વિરોધાભાસો જણાયા વગર રહેતા નથી—પછી એ કાવ્યવિભાવના પરત્વે હોય કે કાવ્યવિષય પરત્વે. પોપને પગલે પગલે એ શૈલીમાં સૂત્રાત્મકતા પણ છે. એમનાં નાટકો અને પદ્યનાટકોમાં એમની સર્જકતાનો સારો ફાલ ઊતરેલો જોઇ શકાશે.

આમ છતાં ય એમનામાં એક ઉચ્ચ ઊર્મિકવિની પ્રતિભાના અને ઇન્દ્રિયવિષયગતતાનાં દર્શન પણ અચૂક થાય જ છે. નહિ તો આવી પંક્તિઓ ક્યાંથી?

'Lay your sleeping head my love,
Human on my faithless arm,
Time and fevers burn away
Individual beauty from
Thoughtful children, and the grave
Proves the child ephemeral
But in my arms till break of day
Let the living creature lie
Mortal guilty, but to me
The entirely beautiful'

એમના ગીતોમા તીન ઊર્મિ અને એમની કડય વાદ્ય સંગીતના શોખની સૂઝ સમજપૂર્વકની અસરો ઝિલાએલી જોવા મળે છે

એમણે લોકકથાઓ, તેરમી સદીના અતભાગે આરભાએલ સેસ્ટિના (Sestina), અને વિલાનેલ (Villanelle–ખેતરના દાડિયાઓ દ્વારા ગવાતું ગીત), બૅલડ જેવા જુનવાણી પદ્યસ્વરૂપોમા નવા વળણો અભિવ્યક્ત કર્યા છે ('Journal of an Airman', 'Hearing of Harvests Rotting in the Valleys' તથા 'O what is that sound which so thrills the ear'થી શરૂ થતું બૅલડ આના ઉદાહરણો છે)

એમણે કાવ્યમા માનસ શાસ્ત્રીય વિશ્લેષણ પર ખૂબ ભાર મૂક્યો વર્તમાન જીવનની બેચેનીનો ઉકેલ એઓ માનસશાસ્ત્રીય અને આધ્યાત્મિક માર્ગમા જુએ છે પ્રવર્તમાન રાજકીય અને વૈજ્ઞાનિક વિચારસરણીનો પ્રભાવ એમના કવનમા વારવાર જણાય છે પણ આ બધાના મૂળમા એમને માનસશાસ્ત્રીય સત્ય જ છુપાએલુ જોવા મળે છે એમની કાવ્યયાત્રા અશ્રદ્ધામાથી ગૂઢવાદ તરફ ગતિ કરનારી છે અર્વાચીન સભ્યતા પરની અકળાવનારી અશ્રદ્ધામાથી

સજણ તમારા કારણે, છોડયા જામાણા શેર!
છોડયા જામાણા શેર, તે કોને કહીએ?
અને હૃદય, હૈયા આબે વિસામો લઈએ!
ટહુકે કોયલ, પડે હૈયામા શોર,
ચૂડ કે',
વસો પાડયો વાણિયે, કર્યો કાળો કેર!

(૫૦)

ચૂડ કે' છે

હકામકાનો સજણો, હુ મધ જામની ચૂડ,
જે દિ'ની પરથવી રચાણી, તે દિ'ની રૂડારૂડ!
તે દિ'ની રૂડારૂડ તે રઈ,
અને ઓખાબરડામા હુ ચૂડ વિજોગણ થઈ!
પડી ગઈ કાયા, મળી ગઈ ધૂડ,
ચૂડ કે',
હકામકાનો સજણો, હુ મધ જામની ચૂડ!

(૫૧)

ચૂડ કે' છે

ફુગફુર મા હૈયા, ભૂરો ગઢ જામનો ભાળી,
સજણ પૂગાણા તોરિંગમા, ફરતી લોઢાની જાળી!
ફરતી લોઢાની જાળી, તે ટાળી ના ટળે,
અને આડી આરબની ચોકિયુ ફરે,
અમાસની રાત ઘોર અધારી,
ચૂડ કે',
હુગહુર મા હૈયા, ભૂરો ગઢ જામનો ભાળી!

(૫૨)

ચૂડ કે' છે

ડાબ જમણા ગરવાના ડુગરા, વચમા સજણના કેડા,
તાણીને બાધીએ ગાસડી, એના છૂટી પડે છેડા!
છૂટી પડે છેડા તે ફરી ના બાધીએ,
અને તૂટેલ પ્રીત ફરી ના સાધીએ!
ઈ વતુના દિયો નીવેડા,
ચૂડ કે'
ડાબાજમણા ગરવાના ડુગરા, વચમા સજણના કેડા!

## શિલ્પિન્ થાનકી

### અસ્તિત્વ

થાર ઊગે છે હવે તો આંગણે,
ઝાંઝવા ડોકાય છે આ બારણે
થૈ સજીવન ચિત્રના પોપટ ગયા,
શેષ ટહુકા રૈ ગયા સંભારણે.
આ અષાઢી મેઘ વરસે ને ભને,
મોરનુ અસ્તિત્વ કેવળ છુન્દણે
રિક્ત ભીંતો ઉમ્બરાને પૂછતી–
'નામ કોનુ છે હજીયે તોરણે?'

## રાજેશ વ્યાસ

### ગઝલ

આજ તારા નામનો સૂરજ ઊગ્યો,
કૈંક વર્ષો બાદ હું મુજને જડયો.
ચાલ ને સાથે પલળતાં ચાલીએ,
આજ તો વરસાદ પણ ભૂલો પડયો
આવરણ એવા હતા દષ્ટિ ઉપર,
હુ જ મારી જાતને કાયમ નડયો.
ખૂબસૂરત છે છબી તારી હવે,
રંગ, પાંપણને નીચોવી તો મળ્યો.
એક તારા સ્મિતનુ કરવાને જતન,
છે ખબર કે કેટલાં વર્ષો રડયો?

(૫૭)

ચૂડ કે' છે:
સામુ જુવો સજણા, કાં નીચા ઢાળો નેણ,
ગૂના તમારા કોઇ દિ' કરેલ નથી, કીધા નથી કવેણ!
કીધા નથી કવેણ તે, ઊંચું ઉપાડી ન જુવો,
અને સજણ ઊભા કાં મૂસકે રૂવો!
વિશ્વાસે ચડાવુ વા'ણમા સાયર ઉતરવા શેણ,
ચૂડ કે',
સામુ જુવો સજણા, કાં નીચા ઢાળો નેણ!

(૫૮)

ચૂડ કે' છે:
સજણા નીકળ્યા બજારમા, પહેરી ઝાંઝરની જોડ,
ઉરે બિરાજે આલલા, હૈયે ટંકાવેલ મોર!
હૈયે ટંકાવેલ મોર તે ગળકું કરે,
અને વ લા સજણના નયણાં ઠળકુ કરે,
ગુલાબના ફૂલ હોય રાતા ચોળ,
ચૂડ કે',
સજણ નીકળ્યા બજારમાં, પહેરી ઝાંઝરની જોડ!

(૫૯)

ચૂડ કે' છે:
સજણ તમારી આંખડી, જેમ દકાળ વરસના દાણા,
તમે ગિયા પરદેશમાં, મારી પ્રીતમાં પડયા પાણા!
પ્રીતમાં પડયા પાણા તે પડયા,
અને વાલા સજણના નયણે મોતી જડયા,
વેગણ રાતડી, દોહ્યલા દા'ડા,
ચૂડ કે',
સજણ તમારી આંખડી, જેમ દકાળ વરસના દાણા!

(૬૦)

ચૂડ કે' છે:
સજણ તમારો સંગ કર્યો, ઇજત આબરુ ખોઈ,
માનવી અમુને મેણા દિયા, હાલવુ હેઠ્ઠુ જોઈ!
હાલવુ હેઠ્ઠુ જોઈ તે કયારે,
હુલાસી સજણ હાલિયા જ્યારે,
હાલ્યા ગિયા હુલાસી સાજણા, અમે રિયા રોઇ!
ચૂડ કે',
સજણ તમારો સંગ કર્યો, ઈજત આબરૂ ખોઇ!

જે કવિને તાન છે પણ સમ ક્યાય નથી, જેમા કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનુ કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમા સ્થાયી રહી શકે નહીં આખરે ક્યાક એ આપણુને પહોચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરભ્યસ્ત સસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણુને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય આથી કોઈ કવિનુ કાવ્ય વાચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ એનો પૂર્વમેઘ આપણુને બહાર ક્યા લઈ જાય છે? એનો ઉત્તરમેઘ ક્યા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણુને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર

(નવવર્ષા)

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શરદ · વિક્રમ સંવત ૨૦૨૯ · પરંપરિત અંક ૯૫ · દ્વિજ અંક ૨૩

સપ્ટે.–ઑક્ટો. ઈ. ૧૯૭૩



કાવ્ય



ગદ્ય



## ચિત્રસૂચિ

પૂઠા પરનું ચિત્ર: પ્રશસ્ત તન્ના, કવિ ઑડન, સ્વ. ભૂપતરાય વસા, સાફો, કવિ નર્મદાશંકર લાલશંકર, કવિ નર્મદાશંકરની સહી.

'કવિલોક' દ્વૈમાસિક વર્ષની ૭ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત

સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ

ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી

શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન

ગામદેવી મુંબાઈ ૭

એસ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ

કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત

કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

# ઑાડન–ક્ષરાક્ષર છવિ

## ધીરુ પરીખ

'W. H. Auden will also be an important poet'.

છેક ઈ. ૧૯૪૧ના જુલાઈ–ઑગસ્ટમા ફ્રાન્સિસ સ્કાર્ફે આ ભવિષ્યવાણી ભાખેલી જો કે ત્યારે ય ઑાડનના કવિવ્યક્તિત્વનો એક તબક્કો તો પૂરો થઈ ચૂક્યો જ હતો ઈ. ૧૯-૩૯ સુધીનો ઑાડનનો એક તબક્કો અને ત્યાર પછીનો બીજો તબક્કો એના કવનને સ્પષ્ટપણે આ બે સમયાવધિમા વહેંચી ને એની પલટાતી વિચારસરણીનો સમ્યક્ પરિચય પામી શકાય આમ તો એનું વ્યક્તિત્વ ચતુર્પાર્શ્વ છે: રાજ્યશાસ્ત્રી, માનસશાસ્ત્રી, કવિ અને શિક્ષક એના સમગ્ર કવનનુ વિશ્લેષણ કરતા આ હકીકત અછતી રહેશે નહિ

પ્રથમ વિશ્વયુદ્ધ પછી અને બીજા વિશ્વયુદ્ધ પહેલાના હતાશાના અને હતપ્રભ કાળમા જે તીખા તરુણોની કવિમડળી બહાર આવી તેમા ઑાડન મોખરે એલિયટ પછી અંગ્રેજી કાવ્યજગતમા એનો પ્રભાવ સવિશેષ આવા વીસ્ટન હ્યુ ઑાડનનો જન્મ ૧૯૦૭ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખે યૉર્કશાયરમા થએલો એના પિતા તબીબ હતા અને માતા ધર્માનુરાગી નર્સ એણે ગ્રેશામ્સ સ્કૂલ, હૉલ્ટ અને ઑક્સફર્ડના ક્રાઈસ્ટ ચર્ચમા શિક્ષણ મેળવેલુ

ચૌદ વર્ષના તારુણ્યપ્રવેશ કાળે એણે પ્રથમ કવિતા રચેલી. એ તરુણ કવિ પર ત્યારે હાર્ડીની જબરી અસર એ અસરનો સ્વીકાર કરતા ઑાડન લખે છે.

('Hardy) was a good poet, perhaps a great one, but not too good Much as I loved him, even I could see that his diction was often clumsy and forced and that a lot of his poems were plain bad This gave me hope, where a flawless poet might have made me despair '

આરભના ઑાડનની બાની પણ 'clumsy and forced' લાગે તો નવાઈ નહિ. આ ઉપરાન્ત ઍંગ્લોસેક્સનની હજારેક વર્ષ પુરાણી કવિતાનો અને નીકટના પુરોગામી એલિયટ તેમજ હૉપકિન્સનો પણ એમના ઉપર પ્રભાવ પરેલો પોતાની ચાલીશ વર્ષની ઉમ્મરે પ્રસિદ્ધ કરેલ કાવ્ય 'The Age of Anxiety'મા બેઓવુલ્ફના , કયા નથી જોઈ શકાતા?

ત્રેવીસ વર્ષની ઉમ્મરે એ માલવર્નની શાળામા શિક્ષણકાર્ય કરતા ૨૮ વર્ષની ઉમ્મર સુધી એમણે આ કાર્ય કર્યું ત્યારે એમના પર પ્રથમ માર્ક્સના રાજ્યશાસ્ત્રની અને પછી ફ્રૉઈડના માનસશાસ્ત્રની પ્રગાઢ અસર પડેલી પરિણામે ઉદ્દામવાદી ડાબેરી પાખના કવિ ગણાયા લગભગ ઓગણત્રીસની ઉમ્મરે એમણે ફિલ્મ કપનીમા લખવાનુ કામ કર્યું ૩૦ વર્ષની ઉમ્મરે સ્પેનના આતંગવિગ્રહમા ભાગ લીધો અને ત્યાં 'Stretcher bearer' બન્યા. એવો ઉલ્લેખ છે એ વખતે એમણે પોતાનુ પ્રસિદ્ધ કાવ્ય 'Spain' લખેલુ આ કૃતિ માટે એમને કવિતા માટેનો 'કિંગ્ઝ મેડલ' પણ મળેલો. 'The Poet's Tounge' અને 'Memorable Speech'નુ સહ-સપાદન તથા ઈ ૧૯૩૮મા 'Oxford Book of Light Verse'નુ એકલે હાથે સપાદન કરેલુ (રૉબર્ટ ગ્રેવ્ઝ જેવા તો એમ પણ માનતા કે ઑાડનની સાચી સર્જકતા તે આ નર્મભરી કવિતામા જ છે!) નૉબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર જર્મન સાહિત્યકાર ટૉમસ માનની પુત્રી એરિકા સાથે એમણે લગ્ન કરેલુ છેવટેઈ ૧૯૪૬મા એએ અમેરિકાનું નાગરિકત્વ પ્રાપ્ત કરી ત્યા સ્થિર થયા. આ પરદેશમા પણ પોતાને તો સ્વ દેશ જેટલી જ હૂફ મળતી'તી એમ એમનુ કહેવુ હોવા છતાય, એમની કવિતા માટે હમેશ પ્રેરક રહેલી ઇગ્લૅંડની ભૂમિથી એ દૂર જતા એમા જરૂર ઓટ આવી હતી ઇગ્લૅંડનો પ્રભાવ પોતાના પર કેવો છે તે તો એમણે 'New Year Letter'ની નીચેની પક્તિઓમા પ્રગટ કર્યો છે:

'England to me is my own tongue  
And what I did when I was young  
If now, two aliens in New York,  
We meet, Elizabeth and talk  
Of friends who suffer in the torn  
Old Europe where we both were born,  
What this refutes or that confirms,  
I can but think and talk in terms  
Of images that I have seen,  
And England tells me what we mean'

(અનુસધાન પૃષ્ઠ ૧૦૬)

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · હેમંત ૨૦૩૦

# કવિલોક

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૩ · અંક ૯૬



કેશ-સંમાર્જન
લીનોકટ
કોકિલા

# સાફો

## નિરંજન ભગત

(ગતાંકથી ચાલુ)

**સા**ફોનો સમય મનુષ્યજાતિના ઇતિહાસમા મહાન બૌદ્ધિક વિકાસનો સમય હતો પશ્ચિમની સસ્કૃતિના જન્મનો સમય હતો સાફોના જન્મના અ પ સમય પૂર્વે જ અથેનાઈના દ્રાકો (Draco)એ વણલખ્યા ધારાઓને સ્થાને વ્યવસ્થિત ધારાઓના ગ્રથનુ સ ર્જન કર્યું હતું, અને એથી શ્રીમતવર્ગના વર્ચસ્નો અત આવ્યો હતો સાફોનો સમકાલીન સોલેન (Solon) અથેનાઈની ભાવિ મહાનતાનો સર્વ પ્રથમ સર્જક હતો અન્ય સમકાલીનોમા મિલેતુસ (Miletus)નો થાલેસ (Thales) ગ્રીક ફિલસૂફીનો પિતા અને ભૂમિતિ તથા ખગોળના વિજ્ઞાનોનો આદિ પ્રણેતા હતો થાલેસનો મિત્ર આનાક્સિમાદ્રોસ (Anaximandros) આદિ ઉત્ક્રાતિશાસ્ત્રી હતો અને એણે જગતનો નકશો રચવાનો સર્વ પ્રથમ પ્રયત્ન કર્યો હતો. સર્વ પ્રથમ વૈદ્ય ક્રોતોન (Croton)ના દેમોસીડીસ (Democedes)નો અને રહસ્યવાદી છતા પ્રસિદ્ધ પદાર્થવિજ્ઞાની સામિયસના પીથાગોરસ (Pythagoras)નો જન્મ સાફોના જીવનકાળમા થયો હતો

સાફોનો સમય ગ્રીક જગતમા મહાન રાજકીય અને સામાજિક પરિવર્તનોનો સમય હતો હોમેરોસના સમયમા ગ્રીક રાજ્યોમા રાજાશાહી હતી સાફોના જન્મ *સમયે રાજાશાહીને સ્થાને શ્રીમતશાહીની* પ્રતિષ્ઠા હતી સાફોના જીવનકાળમા શ્રીમતોના વર્ચસ્ને સ્થાને પ્રજાનો જેમને



## પ્રિયકાન્ત મણિયાર

### ગીત

તને એક પૂંપરો* હુવે
કેડમા જાણે કાનજી તેડયો કોઇ જશે દા તુજમ જુએ!

બસ બરાબર નવમે માસે
જાય ભરાઈ કોઈ તુ આગે
અ ભ ઓળગી આવતુ કોઇ મીઠુ મીઠુ મલકે રૂવે!

ખાતા ખારેક ટોપગ નર્યો
દરિયા બેઉ દૂધના ભર્યા
આખમા રાખી ઘોડિયુ એનુ ભરવા પાણી જાય તુ કૂવે!

ભર બપોરે હાલાવાલા
નિજનાને શા કાલાવાલા
રોષનો સૂરજ તતડે ત્યા તો સ્હેગમાથી ચાદની ચૂવે!

ગોબરા થાતા પાલવ છેડા
જાય છે લ્હેતા નાકના સેડા
અડધા અધિક થાય ગુલાબી ફૂલને પોચા વ્હાલથી લૂવે!

દીવડો કર્યો દેખવા એને
કાજલ આજ્યુ નાનકા નેને
દુનિયા આખી દીધ ઢબૂરી જાગતી એની સોડમા સૂવે!

* દીકરો

## શિલ્પિન્ થાનકી

### વિપ્રલમ્ભ

વેદના ઘૂટાય જો કાજળ સમી—
આખ પણ વરસી શકે વાદળ સમી
વિપ્રલમ્ભે સ સ્મરણનો સાથ હો—
તો શતાબ્દી ક્ષિપ્ર વીતે પળ સમી

## હરીન્દ્ર દવે

### ચેન પડતું નથી

ઊતર્યો ઓથાર, ચેન પડતું નથી.
રાતની પિયાલી પડી કોઠે, અંધાર ભરી પીધો
ને લેશ ઘેન ચડતું નથી.
કોરોધાકોર ખારોપાટ પડયો સામે
એમાં જળના બિંદુને કયાંક ખોયું,
સૂકીભઠ ધરણીના એકાદા રોમે
કોઈ લીલા તરણાને નથી જોયું,
ગમતાંથી છલકાતાં નેણની શી વાત?
હવે અણગમતું નજરુંને નડતું નથી.
એકલો રહું ને નહીં અડકે વસંત
જાણે રાનમાં રહેલ કોઈ ઠૂંઠું,
સૂરજનું સાંજ ને સવાર અહીં
આથમવું ઊગવું જણાય સાવ જૂઠું.
કોચલામાં સંતાઈ, દેવાને દાવ
ખૂબ તલખું છું, કોઈ યે પકડતું નથી.

## ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

પ્લેટફૉર્મની શેડના અજવાળામાં
બેઠો બેઠો હું કંઈક વિચારું છું.
બધી જ ગાડીઓ ઊપડી ગઇ છે,
કદાચ આજે હવે કોઈ ગાડી આવશે નહીં.
શેડના સળગતા બે બલ્બો વચ્ચેની
તમસ છાયા જેવો હું
મૃત્યુને ઓળખવા તો મથું છું.
પણ મૃત્યુ
મને ઓળખવા મથશે ત્યારે...
હું બહુ ભોળો માણસ છું.
મને ગાડીની જેમ ચીસ પાડીને
ઊપડતાં
ન આવડયું...

સહકાર હતો એવા ગેરબંધારણીય લોકનાયકોનું વર્ચસ્ હતું. આ લોકનાયકોનું જેમને પ્રોત્સાહન હતું એવી પ્રજાએ પછીથી શ્રીમંતોનો અને એમના રાજકીય તથા ધાર્મિક અધિકારોનો પ્રતિકાર કર્યો હતો અને પરિણામે લોકશાહીનો જન્મ થયો હતો. આ રાજકીય અને સામાજિક પરિવર્તનો અનેક ગ્રીક કવિઓની કવિતાની પ્રેરણા હતી. શું કવિ કે શું અ કવિ, સમાજનો કોઈ પણ સભ્ય ત્યારે રાજકારણ, સક્રિય રાજકારણથી અલિપ્ત રહ્યો ન હતો; અલિપ્ત રહેવું હોય તો પણ રહી શકે એમ ન હતું. અથેનાઈમાં સોલોને આંતરવિગ્રહ સમયે જે નાગરિક આ કે તે, બેમાંથી એકે પક્ષે સક્રિય ન હોય તેને મતાધિકારથી વંચિત કર્યો હતો. સાફોને પણ, આગળ જોયું તેમ, આ પરિવર્તનોમાં સંડોવાવાનું થયું હતું. સાફો ઐયોલિયન (Aeolian) જાતિની સભ્ય હતી. આ જાતિના સભ્યોમાં, અન્ય જાતિઓ–ઈઓનિયન (Ionian) અને દોરિયન (Dorian) જાતિઓ–માં ન હતું તેવું, રાજકારણ આદિનું એક પ્રબલ અંગત ભાવ અને સ્વાનુભવ રૂપે સ્થાન હતું. વળી સાફો તો મિતિલેનેમાં જેનું વર્ચસ્ હતું એવા એક શ્રીમંત કુટુંબની પણ સભ્ય હતી એથી એને તો પ્રથમ પિર્હામાં અને પછી સિકેલિયામાં એમ બે વાર દેશવટાનો અનુભવ પણ થયો હતો. પણ સાફોને રાજકારણમાં કોઈ સક્રિય રસ ન હતો. અને કદાચ હોય તો પણ એણે રાજકારણ વિશે એક પણ કાવ્ય રચ્યું નથી.

સાફોના સમયમાં ગ્રીક સંસ્કૃતિના વિકાસમાં માતૃભૂમિ ગ્રીસના નાગરિકોનું નહીં પણ દૂરના સંસ્થાનોના, સમુદ્રતટ પરનાં

નગરોના અને ટાપુઓના, પશ્ચિમમાં ઈઓનિઆના અને પૂર્વમાં ઍગિયાના ટાપુઓના નાગરિકો મુખ્યત્વે વિજ્ઞાનીઓ અને ફિલસૂફોનું અર્પણ હતું ઈ સ પૂર્વેની છઠ્ઠી સદીમાં બીઓશીઆ (Boeotia' ના મસ્થાનવાસીઓએ લેસ્બસમાં સદાનો નિવાસ કર્યો હતો સાફો એગાયન સમુદ્રના એક મુખ્ય ટાપુ લેસ્બસની નાગરિક હતી અને એનું એને સ્વાભાવિક જ ગૌરવ હતું હોમેરોસના ઓડીસિઆ (Odessia)માં પણ લેસ્બસનો 'સુપ્રતિષ્ઠિત લેસ્બસ' રૂપે ઉલ્લેખ થયો હતો સાફોના સમયમાં તો એશિયા માઈનરમાં લેસ્બસના નાગરિકોનું ગ્રીક પ્રજાના અગ્રણીઓ લેખે માનભર્યું સ્થાન હતું સાફોના જન્મ સમયે લેસ્બસની સમૃદ્ધિની પરાકાષ્ઠા હતી સ્પાર્ટાના શ્રીમંતો મુખ્યત્વે યોદ્ધાઓ હતા અથેનાઈના શ્રીમંતો મુખ્યત્વે કૃષિકારો અથવા મોટા જમીનદારો હતા જ્યારે લેસ્બસના શ્રીમંતો દીર્ઘ દૃષ્ટિના આંતરરાષ્ટ્રીય વ્યાપારીઓ હતા એમના ટાપુના પ્રદેશ પારના દૂર દૂરના જગતમાં એમને સ્વાભાવિક જ રસ હતો

સાફોના સમયમાં ગ્રીક જગતમાં સામાન્ય પુરુષોની દૃષ્ટિમાં સ્ત્રી એટલે અબળા કોરિન્થ, સિકેલિયા, સિરાકુસાઈ આદિ પ્રદેશોના સમાજમાં સ્ત્રીઓનું મર્યાદિત સ્થાન હતું 'પ્રતિષ્ઠિત સન્નારીઓ' સ્ત્રીઓના આવાસ— ગીનાઈકોનિતિસ (gynaikonitis)માં સીમિત હતી ગ્રીક સામ્રાજ્યમાં સ્ત્રીઓ કુંભકલશ પરના રંગચિત્રોની રચના જેવા તથા અથેનાઈની કન્યાઓ પ્રત્યેક ચાર વર્ષે આથેને દેવીના ઉત્સવ પાનાથિનાયા (Panathenaia) પ્રસંગે આથેને પાર્થેનોસ

## ચંદ્રકાન્ત શેઠ

## આજે સવારે રાત!

આજ સવારે સાંજ!
સૂર્ય જાણે ક્યાંક ગાયબ પૂરના ચઢતા પ્રવાહે,
ને નદીના કાંપમાં
ખૂંપી ગયેલો કાળ તે લાચાર!
એક હોડી ઘાટ પર તે ક્યાં ગઈ?
ક્યાં ગયો મારો કિનારો,
—જે હતો સામે અને મારે જવું યે જ્યાં હતું!
આજ મારા હાથમાંથી હાથ જાણે વહી ગયા,
હું જ જાણે વહી ગયો છું ક્યાંક આ અંધારમાં,
આંખમાં અંધાર,
મારા શ્વાસમાં અંધાર,
મારા શબ્દમાં ભીની હવા અંધારની જાણે ભરી!
ચોતરફ—આ આભમાં, અવકાશમાં ને માનવીના
શ્વાસમાં
અંધારનો વ્યાપી વળ્યો શો કાપ!
મારું આગિયા જેવું ઝબકતું કાવ્ય
એની હામ શી?—અંધારને એ ખસવે!
હરપલે લાગે મને
હું ઊતરું છું ક્યાંક કાદવમાં ઊંડે!
પૂરના જલની દીવાલો ચોતરફ ઊંચી ચઢે!
ને કોક બિન્દુ શો સૂરજ
તે શ્વાસ સાથે રક્તમાં ઊંડે સરીને બૂઝતો!
અંધારમાં આધારહીનો હું ભમે ને
તડકીલા ને મોકળા બે શ્વાસ માટે તરફડીને ઝૂઝતો,
સૂર્ય બચવાની મને આશા નથી .
આજે સવારે રાત પડવામાં કશી બાધા નથી ..
ગઈ કાલ સુધી આંખ જ જન્માવતી'તી સૂર્યને
એ આંખમાં આજે બન્યું કે બળ નથી,
કલ્પનાની આજ ચાલુ કોઈ જાણે કળ નથી
આજ સવારે રાત!

## ભાનુપ્રસાદ પંડ્યા

### આપી દીધું......

સંકેલી લે દિન. તિમિર શા ભેરુને સ્કંધ હાથ
મૂકી, પાંખે હલમલી ઊઠે આખું અંકાશ તેમ
એડી મારી ઝટ ઉછૂકને અશ્વપેરે પલાણી,
સોરી નાખે તન પવનનું કેતકીપત્ર એવું
માથે રાખી ધ્વજ સમ, નિસાસાનું સંગીત રેલી,
વાંકોચૂકો પથ ખીણ અને ટેકરીનો લઈને,
ગામે ગામે પરબ પણ કૈં પીડની બાંધી આપી
મારે દ્વારે બહુ દિન પછી દુઃખસમ્રાટ આવ્યા!
'આવો આવો!' ઊચરું હજી ત્યાં એ જ સામેથી દોડી
ભેટયા હું જે સતત વહતો ભાર તે માનનો લૈ
દૈઈ દીધો! ખરબચટ હથેળી કપોલે અડાડી
આપ્યો એણે વિભવ મુજને અશ્રુનો શો અખૂટ!
તોડી પાડી લઘુક સુખનું સાંકડું સદ્મ મારું
આપી દીધું અઢળક મને વેદના વિશ્વ સારું!

## મનહર ચરાડવા

### ગઝલ

રે, ભૂલવું છે એ જ ના ભૂલી શકું!
રે, ખૂલવું છે ત્યાં જ ના ખૂલી શકું!
મારી દિશા ડૂબ્યે ગઇ ધુમ્મસ મહીં;
ને એટલે કયાં ઝાડ પર ઝૂલી શકું?
જોઈ શકું આ ઝંખનાનું મૂળ; જ્યાં—
સઘુ ય મેલી મોજથી ફૂલી શકું!
બળતી નજરમાં પણ ના એકે મળે;
કે એ ય હું જંગલ ગણી ફૂલી શકું!

(Athene Parthenos)ની પ્રતિમા માટે પેપ્લોસ (Peplos)નું ભરતગૂંથણ જેવા ગૃહવ્યવસાયોમાં પ્રવૃત્ત હતી હેલેનેને પણ લોયામાં સોનાની શાળ અને સૂતર સાચવવા માટે રૂપાની છાબ આપવામાં આવી હતી. અથેનાઈમાં સોલોને અને કરિન્થમાં પરિઆન્ડ્રોસે (*Periandros*) નવાધારાઓ રચીને સ્ત્રી-સ્વાતંત્ર્યનું નિયંત્રણ કર્યું હતું. કન્યાદાનને ગેરકાનૂની ઠરાવ્યું હતું. કન્યાદાન લેખે સ્ત્રીને માત્ર ત્રણ વસ્ત્રોનો જ અધિકાર હતો. ગ્રીક જગતમાં અન્યત્ર સ્ત્રીઓનું જે આ સ્થાન હતું એની સરખામણીમાં લેસ્બસના સમાજમાં સ્ત્રીઓનું સ્થાન માન, આદર અને ગૌરવભર્યું હતું, મહિમા અને મહત્ત્વનું સ્થાન હતું. સમાજમાં સ્ત્રીનું હરવુંફરવું, હળવુંમળવું સહજ સરલ હતું સૌંદર્યની, દેહસૌંદર્યની સાધના અને પૂજા હતી. એથી સ્ત્રીઓમાં સ્વમાન હતું, સ્વતંત્રતા હતી. વળી, સાફો શ્રીમંત કુટુંબની સભ્ય હતી અને કવિ હતી. એથી લેસ્બસના સમાજમાં સાફો સામાજિક અને બૌદ્ધિક દૃષ્ટિએ પુરુષસમોવડી હતી.

સાફોનાં માતા-પિતા યુવાન, સુન્દર અને સમૃદ્ધ, અતિસમૃદ્ધ હતાં. એમનું દાંપત્ય શાંત, મધુર અને સંવાદી હતું. ઘરમાં સુખ-વૈભવનું વાતાવરણ હતું અને ઘરની આસપાસ ચોમેર પ્રકૃતિનું સૌંદર્ય હતું. સાફો જ્યેષ્ઠ સંતાન અને એકની એક પુત્રી હતી. એને ત્રણ નાના ભાઈઓ હતા અને એમની પર એનું વર્ચસ્ હતું. માતા-પિતાનો આજ્ઞાઓ અને આદેશો-ઉપદેશો આપવાનો સ્વભાવ ન હતો. સાફોને કુટુંબમાં આમ સંપૂર્ણ સ્વતંત્રતા

હતી શૈશવથી જ એનું સમગ્ર, સમૃદ્ધ અને સ્વતંત્ર વ્યક્તિત્વ હતું એનો ઓર મિજાજ હતો હવે પછી જોઈશું તેમ સાફોમાં અદ્ભુત હાસ્યની શક્તિ હતી, પ્રકૃતિ પ્રત્યે, સવિશેષ ગ્રામ પ્રદેશની વસંતઋતુની પ્રકૃતિ પ્રત્યે અસાધારણ પ્રેમ હતો

પ્રાચીન ગ્રીસમાં ખાનગી શાળાઓમાં અઢાર વર્ષની વય લગી વિદ્યાર્થીઓને જે પરંપરાગત પ્રચલિત શિક્ષણ આપવામાં આવતું હતું એની પ્રત્યે સાફોને સ્વાભાવિક જ અણગમો હતો પણ એને સાહિત્ય, સંગીત અને નૃત્ય પ્રત્યે અપાર પ્રેમ હતો હોમેરસની કવિતાનો ને સવિશેષ તો અર્ધ માનવી, અર્ધદેવી દેવની પુત્રી અને યુ હતું કારણ એવી હેલેનેનો એના શિશુચિત્ત પર પ્રગાઢ પ્રભાવ હતો કિશોરવયમાં જ એણે કાવ્યો રચવાનો આરંભ કર્યો હતો સાફોના જન્મના અલ્પ સમય પૂર્વે જ પ્રસિદ્ધ પ્રાચીન ગ્રીક સંગીતકાર અને કવિ તેર્પાન્દ્રોસ (Terpandros) લેસ્બસની નિકટના અન્તિસા (Antissa) નગરમાં વસ્યો હતો અને મૃત્યુ પામ્યો હતો હેબ્રુસ (Hebrus)ના મુખમાંથી પ્રસિદ્ધ પૌરાણિક ગ્રીક સંગીતકાર અને કવિ ઓર્ફેઓસ (Orpheos)નું શિર અને વાદ્ય લેસ્બસમાં લાવવામાં આવ્યાં હતાં એવી પુરાણકથા ત્યારે પ્રચલિત હતી સૌંદર્યપ્રેમી ગ્રીક પ્રજામાં નૃત્યનો એક વિશિષ્ટ અને વિરલ આદર્શ હતો નૃત્ય એ દેહની, દેહના અંગોપાંગોની કળા તો હતી જ પણ એ માત્ર સ્થૂલ કે ભૌતિક કળા ન હતી એ સૂક્ષ્મ ને આધ્યાત્મિક કળા હતી મનુષ્યનાં દેહ દેહનાં અંગોપાંગો દ્વારા મનુષ્યના ચિત્તનું, મન હૃદય-બુદ્ધિનું પ્રગટી

## ધીરુ પરીખ

## ચાડિયો

### સંવાદ

ખેડુ  મેં તો બધું તૈયાર કરીને હવે મૂકી દીધું
હળ ખેડી પાડયા ચાસ
કોઠારની દીવાલોના તમિસ્રમાં
ભીંસાતાં જ બીજ તેને
ભૂમિ કેરા ભીના ભીના અંધારમાં વેરી દીધા–
ચાડિયો  કેવળ એ કે ખાનું બદલ્યું
ખેડુ  દેખાય જરૂર એવું,
ભીતર ફોલીને સાંજે આંખ સામે
હરિયાળો હરખ આ ડોલી રહ્યા તેનું
કલ્પના કે ગર્ભ ગુપ્ત વાસ જેવું
આપ દીધું આપી દીધું સ્થાન મુક્ત કેવું!
ચાડિયો  જ્ઞાન મેં તો [illegible]માંથી
પ્રગટ્યું ન હોય
તેવા
મોતી ઝૂમ્યા રૂડા—
ખેડુ  સોંપી દીધા તને હવે
રખોપાને કાજ
ચાડિયો  ફરજ માનીને હવે
અડીખમ ઊભો અહીં
દાણો એકે વેડફાયે નહીં
એમ રહે લાજ,
ખેડુ  મારું કામ પૂરું થયું
તારા કામનો તો હવે
આરંભ જ થાય
ચાડિયો  જાવ,
હવે ફિકર ન કરો તમે
વરસોવરસ
અને
વખતોવખત જે

ઊગી ઊગી પાકું થૈ છલકાય
કશાયની સ્પૃહાવિણ
મારા થકી તેનાં સદા રખોપાં કરાય.

**સ્મૃતિસંવેદન**

આપી દીધું વચન મેં...
આંખ સામે કૈંક તો લૂંટાયા દાણા
કૈંક ચગદાયા
બાકી રહ્યા સલામત જેટલા કૈં
ચાલો
તેટલું તો ફા'યા...
થાય કશું :
વરસોવરસ
અને
વખતોતવખ
આમ મૂંગુંમૂંગું ટોચાપણું
કે
પછી આ
ઝાઝા રહ્યા
તે કરતાં
થોડા ગયા તેનું મૂક જોયાપણું ?
ખેર,
એ તો થવાનું તે થયું
સતોષ માનીને ઊભો—
રહેવાનું તે રહ્યું!
પણ
આજુ કાળ એવો આવ્યો
ખેહુએ જે ઓર્યું બધું ગયું બળી
આભ સામે તાકી તાકી ઊભો
કરગર્યો તો યે
ઉપરથી દયા જરી નવ રહી ઢળી...
ધરામહીં રોપેલી જે આશ
હવે કયમ રહે ફળી ?
નિરાશાનો મોલ લણી
નેણ મહીં ભરી
ખેહુ આ તો

કરણ થાય છે. એથી નૃત્ય એ મનુષ્યની આંતરિક પ્રક્રિયાના બાહ્ય પ્રગટીકરણની કળા પણ હતી. સૌંદર્યપ્રેમી ગ્રીક પ્રજાના જાહેર ઉત્સવોમાં, ધાર્મિક વિધિ-પૂજનોમાં, સમારંભોમાં અને ખાનગી મિલનોમાં નૃત્યનું મહત્ત્વનું સ્થાન હતું. વળી લેસ્બસમાં તો, આગળ જોયું તેમ, સૌંદર્યની સાધના અને પૂજા હતી. સૌંદર્યની સ્પર્ધા પણ હતી. કિશોર વયમાં જ સાફોએ સંગીત અને નૃત્યની કળાઓની સાધના અને સિદ્ધિનો આરંભ કર્યો હતો. સંગીતની કળામાં, આગળ જોયું તેમ, સાફોની અસાધારણ સિદ્ધિ હતી. આલ્કાયસે એક કાવ્યમાં એનો ઋજુ, હાસ્યપૂર્ણ અવાજ હતો એવો ઉલ્લેખ કર્યો છે. નૃત્યની કળામાં પણ એની એવી જ અસાધારણ સિદ્ધિ હતી. એથી એને અને એની શિષ્યાઓને જાહેર ધાર્મિક વિધિ પ્રસંગે અને લગ્ન પ્રસંગે ગીત-સંગીત-નૃત્ય માટે આમંત્રણ આપવામાં આવતું હતું. શૈશવમાં પણ કુટુંબમાં અતિથિઓ સમક્ષ સમારંભો-સીમ્પોસિઆ (symposia)–માં એને એની ગીત-સંગીત-નૃત્યની કળાઓ પ્રગટ કરવાનું પ્રોત્સાહન પ્રાપ્ત થયું હતું.

સાફોમાં ઉત્તમ રસિકતા હતી, સુરુચિ હતી. ઈઓનિયન ફેશનનું એને ભારે આકર્ષણ હતું. વૈભવ વિલાસ પ્રત્યે એને ઈઓનિયન પ્રકારનો પ્રેમ હતો. અંગ પર રંગબેરંગી વસ્ત્રો, આછું લિનનનું ટ્યુનિક, વસ્ત્રપરિધાનમાં અતિરેક, વસ્ત્ર ધારણ કરવામાં કુશળતા, પગમાં ઊંચી એડીના સ્લિપર્સ, મુખ પર રંગરાગ, પોપચાં પર લીલું કોહલ, કેશમાં સુગંધિત તેલ, સર્વત્ર અત્તર-સાફોના શૃંગારમાં રસિકતા અને સંયમનું એક સાથે દર્શન થતું હતું. ગુલાબ

એનું પ્રિય ફૂલ હતું એના કેશ શ્યામ હતા. એને આછા સોનેરી બ્લોન્ડ કેશ પ્રિય હતા બ્લા કેશનું રંગપરિવર્તન કરવાની ક્રિયા દ્વારા એણે કદી સુરુચિનો, મયમનો ભંગ કર્યો ન હતો, રસિકતાનો દ્રોહ કર્યો ન હતો ચકચકિત ધાતુની સુન્દર ચકતીનો એનો હાથઅરીસો હાથાને સ્થાને આફ્રોદિતેસની નાનકડી મૂર્તિથી સુશોભિત હતો લેસ્બસમા દિઓનીસસ (Dionysus)નો ઓક જ ગતમા અનન્ત હતો એથી વિશેષ મહિમા હતો છતા સાફોને અતિ મદ્યપાન પ્રત્યે અણગમો હતો એના કાવ્યોમા મદ્યનો, મદ્યપાનનો ભાગ્યે જ ઉલ્લેખ થયો છે

સાફોનું સૌંદર્ય દેહનુ નહીં, પણ હૃદય મનનુ સૌદર્ય, બુદ્ધિનુ સૌંદર્ય હતું એનુ વ્યક્તિત્વ, એનુ સ્મિત, એનુ હલનચલન મોહક હતું એની ગતિ, એની અંગભંગિ, એની છટા સુંદર હતી એના હાથ સુંદર હતા એની નાની આખોમા જાદુ હતુ એની આખો ચચલ, તરલ તેજસ્વી હતી પણ એનુ મો બહુ પહોળું હતું અને એનું નાક બહુ લાબુ હતું એના કેશ બરછટ, જાડા અને શ્યામ હતા એનો દેહ નાનો, નીચો હતો એની માતા, પુત્રી, એના ભાઈઓ—સૌનો દેહ ઊંચો હતો, સુન્દર હતો એક પોતે જ કદમા સામાન્ય હતી, સાધારણ હતી સાફો એના કદથી, એની આકૃતિથી સભાન હતી, અતિ સભાન હતી પોતે લગભગ કદરૂપી છે એવી એની સતત અને તીવ્ર સભાનતા હતી સૌંદર્યના દેશમા, સૌંદર્યપૂજાના યુગમા પોતે વિરૂપ છે એ વાતની એને અસહ્ય વેદના હતી પોતાની આ અપૂર્ણતાના વિચારથી એ વિક્ષુબ્ધ અને વિ્નય હતી



ખેતરથી ઘર
પાછો
ઘરથી એ સીમ
અને ગામ છોડી
દૂર દૂર ગયો સરી
દૂ… ર દૂ ર ગયો સરી.

### સંબોધન

ઊભો રહે ઊભો રહે
ગાડાવાળા ભાઈ!
જરી તારા બળદ
( કહેવાય એ તો
બાકી તો છે હાડકાની
નરી અમગાઇ) ને
રોકી રાખ રોકી રાખ…
અરે,
તુ તો સાભળે ના
જાણે તારે ગામ સાથે તૂટી છે સગાઈ.
ઊભો રહે ઊભો રહે
ગાડાવાળા ભાઈ!
નાની એવી ખાટલી
ને ઓઘરાળી માટલી
વળી જૂના કોથળામા
દુકાળિયા ઘરનો ભરીને અસબાબ,
તારા મારા સબધને ભૂલી જઈ
નહિ જા
તારા બધા સસારને લઈ
મને
એકલાને શાને અહીં છોડી દઈ
ચાલ્યો તુ
ઓ, ચાલ્યો તુ, આ
ગાડ વાળા ભાઈ!
પાછો વળ પાછો વળ
ઉડાડયા મેં ઘણા ય ને
ખુદ તો ઊડી ના શકુ

ભગાડયાં મેં ઘણાંયને
ખુદ તો ભાગી ના શકું;
ઊભો કર્યો તેં જ મને
તું જ પાછો છોડી
હવે ચાલ્યો ?
મને—
કેવળ આ લાચારીના આકારને—
સાથે લેવા જેટલી તું
કરશે ભલાઈ ?
ઓહ, પણ કહું કોને ?
દૂ...ર દૂ...ર દૂ...ર દૂ...ર
કોરી કોરી વાદળીમાં
તું તો છેક ગયો જ્યાં સમાઈ,
ઓ, ગાડાવાળા ભાઈ!

## સ્વગતોક્તિ

ચલો, મારા પગ!
ઊભા રે'શો ખાલી અહીં ક્યાં લગ!
ચારેકોર ધરતી આ તરડે ગૈ
દૂધભરી ડૂંડાં કેરી વસતી બધી ય તે
કોણ જાણે કિયે પથ મરડે ગૈ!
વંધ્યા કેરી કૂખ સમા
કોરાકટ આભલામાં
ચડી આવી'તી કંઇક વાદળી બે-ચાર
માવઠું મૂકીને પાછી
એ ય તે કેં ચાલી ગઈ:
એટલામાં કાય આ શી
ભીતર બહાર બધી ખરડે ગૈ!
ચલો, મારા પગ!
ઊભા રે'શો ખાલી અહીં ક્યાં લગ!
લીલાનું તો નામ નહિ
સૂકું ય તે તરણું ક્યાં દિસે!
વેરાનના ચારેબાજુ
ઢગના છે ઢગ.
ચલો, મારા પગ!

પોતાની આ મર્યાદાના જ્ઞાનથી એ સ્વાભાવિક જ સલજ્જ અને સંકોચશીલ હતી. એક સ્ત્રી તરીકે પોતાને ઇષ્ટ એવો પોતાનો દેહ ન હતો. તો કોઈ પણ સ્ત્રીને ઇષ્ટ હોય એથી અનેક ગણી વિશેષ પોતાની બુદ્ધિ હતી એ વાતથી એ ઓછી સભાન ન હતી. પોતાની પ્રતિભાની એને પૂર્ણ પ્રતીતિ હતી. કોઈ પણ સ્થિતિમાં પોતે સ્વસ્થ હોય છે, કોઈ પણ પ્રશ્નનો પોતે ઉત્તર આપી શકે છે, પોતાનું માનસ સ્ત્રૈણ નથી, પોતે એક પૌરુષી સ્ત્રી છે એનું એને માત્ર ગૌરવ જ ન હતું, એનો એને ગર્વ પણ હતો. એના દેહને કારણે એનામાં આત્મજ્ઞાન હતું, તો એની બુદ્ધિને કારણે એનામાં આત્મશ્રદ્ધા હતી, સ્ત્રી કે પુરુષમાં વિરલ એવી એની સૂઝસમજને કારણે એનામાં આત્મવિશ્વાસ હતો. એના દેહને કારણે, હવે પછી જોઈશું તેમ, અન્ય સ્ત્રીઓને પોતાનું આકર્ષણ થાય એની એને તીવ્ર ઇચ્છા હતી. તો એની બુદ્ધિને કારણે એને પુરુષનું આકર્ષણ થાય એ શક્ય ન હતું. તો પછી એણે લગ્ન કેમ કર્યું ? એવો પ્રશ્ન પૂછી શકાય. પણ હવે પછી કંઈક વિગતે જોઈશું તેમ સાફોને કોઈ એક પુરુષનું આકર્ષણ થયું હતું એથી એણે એ પુરુષની સાથે લગ્ન કર્યું હતું એવો ઉત્તર નહીં આપી શકાય.

સાફોને એની શિક્ષણસંસ્થાની અનેક સુન્દર શિષ્યાઓને, કન્યાઓને અનેક વાર, અનેક પ્રકારે, અનેક સ્તરે, અનેક કક્ષાએ પોતાનું આકર્ષણ થયું હતું એથી ભારે આત્મસંતોષ હતો. એમ થાય એ એને ઇષ્ટ, ઇપ્સિત પણ હતું. એ એની, હમણાં જ જોયું તેમ, આંતર જરૂરિયાત હતી, મા-

નસિક માગ હતી. તો સાથે સાથે, પોતાની ૭ વર્ષની વયે પિતાનુ મૃત્યુ, પોતાની વીસ વર્ષની વય પૂર્વે માતાનુ મૃત્યુ, પોતે જીવનના આરંભે જ આમ અનાથ પોતાને ત્રણ ભાઈઓ હતા પણ ત્રણે પોતાનાથી વયમા નાના, પોતાનાથી વયમા દસ વર્ષ મોટો પોતાનો પતિ, પ્રેમ વિનાનુ પોતાનું લગ્ન, લગ્ન પછી બે ત્રણ વર્ષમા જ યુવાન વયમા જ પતિનુ મૃત્યુ, આલ્કાનસ પોતાનો એક માત્ર મિત્ર, પણ સિકેલિયામા બીજી વારના દેશવટા પછી આલ્કાયસનું ફરી મિલન ન થયું એથી યુવાન વયમા જ આ મૈત્રીનો અંત—આમ, જીવનની પ્રથમ પચ્ચીસીમા જ, જીવનના આરંભમા જ સર્વસ્વનો લોપ, નાશ, અંત જાણે મૃત્યુની પરંપરા સાફોના જીવનમા એક માત્ર આધાર એની પુત્રી પુત્રી સુન્દર, અતિસુન્દર હતી, એની પ્રત્યે એનો અપાર પ્રેમ હતો. પણ એ પ્રેમથી એને જીવનનો પૂર્ણ સતોષ ન હતો એ પ્રેમ માતા પુત્રીનો પ્રેમ હતો, એમા માતૃત્વ હતું, વાત્સલ્ય હતું, પણ પૂર્ણ પ્રેમ ન હતો આમ, સાફોના જીવનમા આરંભથી જ એકલતા હતી એથી એને પણ આ અનેક સુન્દર શિષ્યાઓનું, કન્યાઓનુ અનેક વાર, અનેક પ્રકારે, અનેક સ્તરે, અનેક કક્ષાએ આકર્ષણ થયું હતું

સાફોની શિક્ષણસંસ્થામા મિતિલેને નગરની સ્થાનિક શિષ્યાઓ અને અન્ય પ્રદેશની અપરિચિત આગતુક શિષ્યાઓ હતી એથી એમનુ સહજીવન ક્યારેક વિષમ થતું હતું ક્યારેક એમને પરસ્પરનું આકર્ષણ થતું હતું એમના આ સબંધ વિશે કોઈનો ક્યાય નિષેધ ન હતો ક્યાય પૂર્વગ્રહ ન હતો, કોઈનુ ક્યાય નિયંત્રણ ન હતું,



ઊભા રે'શો ખાલી અહીં ક્યા લગ!
પડયુ રહ્યુ હશે કોઇ બીજ
ધગમગી ધરબે
ગયા પેલા માવઠાનુ પાણી પીને
અંકુરિત થૈ
હરખનો હાથ જાણે હલાવતુ હોય તેમ
ઓહ, મારા પગ
તળે આ શી
લીલા એક તૃણ કેરી
સળવળ સળવળ!
રહો, મારા પગ!
ઊભા રહો ઊભા રહો
હવે ક્યાય લગ,
હવે ક્યા ય લગ!

## શિલ્પિન્ થાનકી

### અભાવ

રહેજ મારા શ્વાસમા વધ-ઘટ થશે,—
સૂર્યના અજવાસમા વધ ઘટ થશે
સ્વપ્નની લીલોતરી છે આંખમા,
આગણાના ઘાસમા વધ ઘટ થશે
દર્પણે આકાશ મારો વિસ્તરે—
બિમ્બના આભાસમા વધ ઘટ થશે
નીકળુ ઘર મ્હાર હું કૈં યુગ પછી,
કૈંકના ઉલ્લાસમા વધ ઘટ થશે!
મૌન પથ્થર પાદરે બોલ્યું સહજ,
શબ્દના ઇતિહાસમા વધ ઘટ થશે!

## રામચંદ્ર બ. પટેલ

### હતું કે

હતું કે સારું જો વરસ લઇ ચોમાસું નમણું
ચડી આવે તો હું નભમહીં ખોબોક જલનો
ભરી રેડી ખેડી રસબર કરું ખેતર અને
ઝગે કૂંડાં ત્યારે લઉં ધરતીના શ્વાસ નવલા.
પછી મારું આખું ઘર છલકશે—રાત દીવડે
મઢાશે: બેસીને પશુ ખણી ખણી શીંગ; હળશે.
દુવારેથી ભૂખ્યો કદીય નહીં કો ભિક્ષુક જશે.
વળી વેરું પંખી ચણ પણ, પૂરું કીડી નઘરાં.
પરંતુ કૂડું આ વરસ ઊતર્યું વેરી તડકો.
દિશાઓ ફૂંકાઇ: બન્યું ગગન પીળું: તરસી લૂ
ભરી આંખે અભ્રો મુજ દીકરીનું માંઘરું લઇ
જતાં જાણે દોડે કરી રુધિરમાં આગ-ભડકા.
મને તો એવી આ વરસની મળી ભીષણ વ્યથા
મળે મૃત્યુ તો યે કહી ન શકું એને મુજ કથા.

## સાગર નવસારવી

### ગગન

કયાંક ઊંડી ખાઈમાં લપસે ગગન,
ને ક્ષિતિજની પાર ત્યાં લટકે ગગન.
એક બિંદુનું ગગન પણ હોય છે,
કેટલા સાગર મહીં ઊછળે ગગન!
કેટલે ઊંચે ચડું આ જિંદગી?
હાથ પાસે જાય કે સરકે ગગન!
તારા બાહુપાશનો એહસાસ ક્યાં?
મારી પાંખોમાં સતત ખખડે ગગન!
મારી મૃગજળ શી હથેળીમાં સતત!
આડાંઅવળાં ભાગ્યનાં ભટકે ગગન.

ક્યાંય નિયમન ન હતું. પણ ક્યારેક એમને પરસ્પરની ઈર્ષા પણ થતી હતી. ત્યારે એમને દુઃખ થતું હતું. અને ત્યારે કુટુંબથી દૂર, અલગ એવી અનેક એકાકી શિષ્યાઓ સાફોનું સાન્ત્વન, આશ્વાસન પામતી હતી, અન્ય મનુષ્યો પ્રત્યે નિઃસ્વાર્થ થવાનું, ઉદાર થવાનું શિક્ષણ પામતી હતી. આમ, સાફો આ શિષ્યાઓની માતા સમાન હતી. પણ સાફો પણ આ શિષ્યાઓ પાસેથી કવચિત્ કંઈક પામતી હતી. એથી સાફો આ શિષ્યાઓની કવચિત્ પુત્રી સમાન પણ હતી. એકંદરે આ શિષ્યાઓ અને સાફોનો સખ્યનો, મૈત્રીનો, પ્રેમનો સંબંધ હતો. સાફોએ એમને હેતાઈરાઈ એવું સંબોધન કર્યું હતું.

સાફોનો આ કન્યાઓ સાથેનો પ્રેમ અસમાન, અસમકક્ષ હતો. એથી એકંદરે એકપક્ષી હતો. આ કન્યાઓ સાફોથી વયમાં તો નાની હતી જ. પણ હૃદયથી અને બુદ્ધિથી પણ એ સાફોની સમકક્ષ ન હતી. એમનું હૃદય અબૂઝ હતું, એમની બુદ્ધિ અપક્વ હતી. એમનો અનુભવ અલ્પ હતો, એમની કલ્પના પણ મંદ હતી. એમનામાં પ્રેમ કરવાની શક્તિ તો ન હતી, પણ પ્રેમને સમજવાની શક્તિ પણ ન હતી. એમનામાં પ્રગલ્ભતા તો ન હતી, પણ તીવ્રતા પણ ન હતી. એમનામાં વિરલ પ્રતિભા તો ન હતી, પણ વિશિષ્ટ વ્યક્તિતા પણ ન હતી. એમનામાં ગાંભીર્ય તો ન હતું, પણ હાસ્ય પણ ન હતું. અને સૌથી વિશેષ તો ભવિષ્યમાં એમનો વિકાસ થાય, આમાંનું કશું પણ સિદ્ધ થાય એવી શક્યતા પણ ન હતી. પ્રેરણા તો શું, પણ કશું યે પામવું નહીં અને બસ સતત આપવું, આપવું અને આપવું—આ સાફો માટે અંતે કલાન્તિનો,

જીવનનો, ખેદનો અને ખિન્નતાનો અનુભવ હતો; અસહ્યતાનો અનુભવ હતો.

સાફોનો આ કન્યાઓ સાથેનો પ્રેમ, આગળ જોયું તેમ, અલ્પજીવી પણ હતો. સાફોની શિક્ષણસંસ્થામાં આ કન્યાઓનું લગ્ન લગી જ અસ્તિત્વ હતું. જો કે એક અર્થમાં એ સાફોને માટે અનુકૂળ હતું. સાફોએ આ કન્યાઓ વિશેનાં મૈત્રીકાવ્યોમાં આ કન્યાઓની આદર્શ, અને એટલે અંશે અવાસ્તવિક, મૂર્તિનું સર્જન કર્યું છે. પોતાના મૈત્રી અને પ્રેમના આદર્શને અનુકૂળ, પોતાની આંતર જરૂરિયાત અને માનસિક માગને અનુકૂળ એવી કલ્પના-મૂર્તિનું સર્જન કર્યું છે. પોતે ભાવની તીવ્રતા અને રસની ઉત્કટતા અનુભવી શકે માટે આ કન્યાઓ પણ ભાવની તીવ્રતા અને રસની ઉત્કટતા અનુભવી શકે છે એવું પ્રેમી અને કવિ તરીકેના અધિકારથી સાફોએ એમનું દર્શન કર્યું છે. સાફોની શિક્ષણસંસ્થામાં આ કન્યાઓનું અસ્તિત્વ અનલ્પજીવી હોત તો સાફોના ભાગ્યમાં અને ક્રૂર નિષ્ઠુરપણે નિર્ભ્રાન્ત થવાનું જ રહ્યું હોત! અને તો વળી સાફોના આ કન્યાઓ સાથેના મૈત્રી અને પ્રેમના સંબંધમાં અનેક વિષમતાઓ અને વિકટતાઓ, અનેક સંકુલતાઓ અને સમસ્યાઓની પરંપરાનું સર્જન પણ થયું હોત!

સાફો પૂર્ણતાવાદી હતી. એને પ્રતીતિ હતી કે આ મર્ત્યલોકમાં પૂર્ણ પ્રેમ, સંપૂર્ણ માનવસંબંધ અશક્ય છે છતાં પૂર્ણ પ્રેમ, સંપૂર્ણ માનવસંબંધ માટે એની અનંત શોધ હતી. સાથે સાથે એ શોધ અનંત પ્રશ્નાર્થો સમેતના શોધ હતી. પ્રેમ નિર્બળ છે. એક વાર પ્રેમનું મૃત્યુ થાય પછી એનો



## મહેશ જોશી

### વ્યથા

આ ધુમ્મસે નિહિત વિશ્વ, જલાર્દ્ર વૃક્ષો
શી વાયુની લહર આર્દ્ર, સુગંધભારે
ધીમે સરે, હરિત ઉર્વિ, અચિંત બીજની
જાગી ઊઠે સકળ આશ સુષુપ્ત ફૂપળે.
રે શું હળી ધૂસર આભ અચિંત વૃષ્ટિ
ને પ્રાણ આ સીમિત ચાર દીવાલબંધી-
વચ્ચે જલે, અગનગર્ભ મહી વસે યથા
નિસર્ગના અંક મહીં મને તો
છોડો, અહીં પંકિલ પૃથ્વીમાયા-
માં બદ્ધ છે ચરણ, આજ સુ ઊર્ધ્વગામી
પથે ચડે વિહરવા મન મત્ત મારું
ઓ રે અહીં અસહ્ય દુઃખદ પાવકે હું
જલ્યા કરું અતીવ પ્યાસી, હું પ્રકૃતિનું
વિયોગથી તરફડ શિશુ મુક્તિવાંછુ-

## શૈલેન રાવલ

### ગઝલ

કોઈ સભારો નહીં આજે મને,
ફક્ત હું વીતી ગયેલો કાળ છું
ચોતરફ પીળો પવન વાયા કરે,
શૂન્યતા ઓઢેલ કો' પરસાળ છું
સ્પર્શનો ગુલમ્હોર ક્યાંથી માણવો!
ટેરવાની સાવ સૂકી ડાળ છું
એટલે કાંપ્યા કરું છું બીકથી-
કાળજામાં કો' પડેલી ફાળ છું
લ્યો, હવે તો હર્ષમાં ન્હાયા કરો!
ઝંખતા'તા જે, તમારી ભાળ છું

પન્ના નાયક

## નિમંત્રણ અને પ્રવેશ

આખી રાતના ઉત્સવમાં જવાનું
મને નિમંત્રણ છે
આકાશના બધા તારકોને આંખમાં લાવી
મારી સામે તાકી તેણે કહ્યું હતું–
તારે–તારે આવવું જ પડશે!
એણે હથેલી દાબી હતી
અને મેં હા પાડી હતી.
દર્પણમાં સ્થિર થઈ ગયેલી મારી ડોક
નૃત્યની મુદ્રામાં હલી ગઈ.
નૂપુરની એકેએક ઘૂઘરીએ રણકી રણકી હા પાડી હતી.
પર્વતની તળેટીની તળે સંતાડી રાખેલાં ચરણોએ
ઝરણાંનો કિલ્લોલ કર્યો એટલે મેં કહ્યું:
હું નાચીશ, હું નાચીશ, હું નાચીશ–
રાત્રિના અંતિમ પ્રહર લગી–
કે જતાં જતાં તારકો પણ ટોળે વળી,
હાથ લંબાવી મને ઘેરી લે
મને ભીડી લે...
છેક સંધ્યાએ પૂરો થયો મારો સિંગાર
યામિની ગાઢ થઈ જાય એ પ્હેલાં હું પ્હોંચી જાઉં એ દ્વાર
દૂર દૂરથી ડોલતી હાંડીમાં ઝૂલતા દીવા જોઉં છું
બાજંદાના વાજિંત્રોની સ્વર-સરવાણી સાંભળું છું
પણ
એના ઘરના બારણામાં જ
પિંજરમાં ઝૂલતો પોપટ
'કોઈ આવ્યું' 'કોઇ આવ્યું'
બોલે છે ને હું પાછી ફરી જાઉં છું
કોણ આવ્યું હતું તે કોઈ જાણે એ પ્હેલાં!

પુનર્જન્મ નથી. સાફોનો પ્રેમનો અનુભવ એ અનેક મૃત્યુનો અનુભવ હતો. પ્રેમ એ મનુષ્યનો અંતિમ અને કરુણમાં કરુણ ભ્રમ છે. છતાં આ મિથ્યાલોકમાં ક્ષણ માટે, ક્ષણાર્ધ માટે કશું પણ સત્ય હોય તો તે પ્રેમ. માનુષી પ્રેમ શાશ્વત નથી, ક્ષણિક છે; અમર નથી, મર્ત્ય છે. પ્રેમનો અનુભવ ભલે મર્ત્ય હોય, ક્ષણિક હોય, પણ જીવનનો સર્વોત્તમ અનુભવ છે. પ્રેમના જન્મની ક્ષણ, પ્રેમની પ્રથમ ક્ષણ એ મનુષ્યજીવનની સુન્દરતમ અને મધુરતમ ક્ષણ છે. એથી તો સાફોનાં મૈત્રી અને પ્રેમનાં કાવ્યોમાં પ્રેમની ક્ષણે, તત્ક્ષણે, તત્કાલ ભાવની તીવ્રતા અને રસની ઉગ્રતા છે. સાફોના આ સજાતીય પ્રેમનાં કાવ્યોમાં જગતભરનાં વિજાતીય પ્રેમનાં કાવ્યોમાં પણ નથી એવી અને એટલી ભાવની તીવ્રતા અને રસની ઉગ્રતા છે. એમાં આપણા યુગના સજાતીય પ્રેમમાં અને પ્રેમના સાહિત્યમાં હોય છે એવો દેહ માટેનો, રુધિર-મજ્જા-અસ્થિ માટેનો આવેગ અને આવેશ નથી, દેહનાં નર્યાં નગ્ન વર્ણનો નથી, અશ્લીલતા, બિભત્સતા, કે વિકૃતિઓ નથી. સાફોનો પ્રેમ અને સાફોની પ્રેમની કવિતા આપણા યુગના અર્થમાં સજાતીય પ્રેમ અને સજાતીય પ્રેમની કવિતા છે એમ કહેવું એ થાપ ખાવા જેવું થાય. એમ કહેવું એ સાફોના પ્રેમ વિશે અને સાફોની પ્રેમની કવિતા વિશે સાફોનાં ભાઈ-ભાભી, પ્લાતો-સોક્રાતેસ પછીનો ગ્રીક સમાજ, પ્રાચીન નાટકકારો, મધ્યકાલીન ધર્મસંસ્થાઓ આદિને કારણે અઢી હજાર વર્ષ લગી પૂરતી અણસમજ અને ગેરસમજ છે એમાં એક વધુ કારણરૂપે આપણા યુગનું

નામ ઉમેરવા જેવું થાય. સાફોના પ્રેમમાં અને સાફોની પ્રેમની કવિતામા હવે પછી કંઈક વિગતે જોઈશુ તેમ તટસ્થતા છે, અનાસક્તિ છે, વૈરાગ્ય છે. અલબત્ત, સાફોનો પ્રેમ એ યૌવનનો, સૌંદર્યનો, આનંદનો પર્યાય છે પણ સાફોનો પ્રેમ અંતે વિરહનો, વેદનાનો પર્યાય છે આ વિરોધભાવ એ જ સાફોના પ્રેમનુ અને સાફોની પ્રેમની કવિતાનું અંતિમ રહસ્ય છે. સાફોના જીવનમા અંતે જ્યારે પ્રેમ અદશ્ય થયો ત્યારે સાફોએ, કહે છે, આત્મઘાત કર્યો હતો. પ્રેમમાં અંતે સફળતા નહીં પણ ક્ષણના, ક્ષણાર્ધના પ્રેમમાથી કવિતામા અમરતા એ સાફોના જીવનનુ અંતિમ આશ્વાસન છે.

(ક્રમશઃ)

## આહમદ મકરાણી

### હાથમાં

જામ અરધો પણ હજી છે હાથમા;
શક્યતા ફોરી રહી છે હાથમા
ઓકળીઓ વેલ થૈ મ્હોરી રહી,
યાદ એવી પાંગરી છે હાથમા.
એટલે તો મંઝિલે પ્હોચી જશું;
એક ઊંડી કોતરી છે હાથમા.
લાખ ટીકા સળવળે છે ભીતરે;
કારણોમા ડાળખી છે હાથમા
પાનખર આવી બિચારી શુ કરે?
મેં વસંતો આળખી છે હાથમા.

## પન્ના નાયક

### હું શૂન્ય થઈ બેઠી છું

હુ શૂન્ય થઈ બેઠી છુ
નવા વાવેલા વૃક્ષનાં મૂળમા
હમણાં જ ઠલવાઈ ગયેલી મશકની જેમ
મારા મનના વૃક્ષ પર
મુખમા તણખલાવાળું કોક પંખી
એક પલક બેઠું
મને તો લાગ્યુ કોઇએ મારી ડાળ પર માળો બાંધ્યો.
પણ...પંખીને ઊડતા વાર શી?
હું શૂન્ય થઈ બેઠી છુ.

## પ્રિયવદન શેઠ

### દશાશ્વમેધે

ધીરે ધીરે વસન અંગ ધરી ગુલાલી
સંધ્યા રમે ગગન પશ્ચિમને ઉછંગે.
એવુ જ વસ્ત્ર ધરી અંગ પરે ચિતાની
જ્વાલા રહી પ્રજળી આંહીં દશાશ્વમેધે.
જ્યા ઉત્તરે લસત મંદિર નર્મદાનું,
જે દક્ષિણે વહી રહી નદીરૂપ થૈને.
ને પૂર્વમા રજતસેતુ, સુવર્ણસેતુ
દર્શાવતો પટ હતો પૃથુ ફેટયો તે.
ધીરે ધીરે અવ પ્રગાઢ બને તિમિર,
ને જાગ્રતિ તદપિ સ્વપ્ન કશું નિહાળું:
આ ઘાટ પુણ્ય પર વામનરૂપ ધારી
આવી રહ્યા પ્રભુ સ્વયં બલિરાજ પાસે.
જ્યા યજ્ઞની પ્રજળતી કઇ અગ્નિજ્વાલા,
જેના સ્ફુલિંગ પ્રગટે નભ તારલા થૈ.

## કરસનદાસ લુહાર

### બધા પૂછે

ટહુકામાં ઘૂંટાતો લીલુડો રંગ
હવે લયના આકાશમાં છવાતો,
ઓઢીને નીડ હું તો બેઠો છું ચૂપ
બધા પૂછે: 'તું કેમ નથી ગાતો?'
ચોગમ હબ્બેસ જોઉં ખળખળતા કંઠ
અને મારો ના ઓગળે હિમાળો;
આંખોમાં ડોકાતું 'આવ' કહે આભ
છતાં પાંખ થકી છૂટે ના માળો!
શ્વાસોના વાયરાને મુઠ્ઠીમાં રાખી,
હું તરણાંની ભીંત્યમાં ભીંસાતો.
કોઈના લૂમઝૂમ સથવારે મેં ય કદી
પાવાઓ કંઠના વગાડ્યા.
રેતીના બળબળતા રાજમાં યે
લાગણીનાં લીલૂડાં જંગલો ઉગાડ્યાં!
વિતકનું સૂકું યે પાન એક ખખડે
ને મારામાં હું જ ના સમાતો.

## 'રાઝ' નવસારવી

### મકાનમાં

એ રીતે જઈ રહ્યા છે દહાડા મકાનમાં,
આપી રહી છે ભીંત દિલાસા મકાનમાં.
આવી ગયો છું જાણે પરાયા મકાનમાં,
એ રીતે શ્વાસ લઉં છું હું મારા મકાનમાં.
પૂછું છું કંઇ સવાલ હું મારા વિષે મને,
હું ખુદ પછી કરું છું ખુલાસા મકાનમાં.
એકલતા દૂર કરવા બહાનું મળી ગયું,
શોધી રહ્યો છું ચાંદ સિતારા મકાનમાં.
કોને ખબર કે કેવી છે દુનિયા બહારની?
વીતી ગયા છે કંઇક જમાના મકાનમાં.
જર્જરતા દઇ રહી છે ગવાહી એ વાતની,
છે મારી જિંદગી તણા પડઘા મકાનમાં.

# તુલસી-કાવ્યનો આદર્શ

**રજનીકાન્ત જોશી**

પ્રત્યેક મહાન કવિની કવિતાનો એક નિશ્ચિત માનદંડ કે આદર્શ હોય છે. તે માનદંડ જીવનગત સત્ય, શિવ, સૌન્દર્ય, કર્મ, ભક્તિ, જ્ઞાન, સત્, ચિત્, આનંદ વગેરે સાથે કોઇને કોઇ રીતે સુસંકલિતપણે જોવા મળે છે. મહાન કવિની કૃતિમાં એ બધી વિશેષતાઓ એકીસાથે પણ દૃષ્ટિગત થતી હોય છે. વિશેષ કરીને ક્રાંતદર્શી મહાન કવિઓની કવિતા દેશ-કાલની સીમાનું અતિક્રમણ કરી સર્વકાળ અને સર્વજનને આસ્વાદ્ય બનતી હોય છે.

ગોસ્વામી તુલસીદાસની કવિતાને એ આસને જરૂર મૂકી શકાય. એમની કવિતા કલા અને જીવનના સામંજસ્યમાં વિશેષ શ્રદ્ધા રાખે છે; અને 'રામ'ને કેન્દ્રમાં રાખીને સત્યમ્, શિવમ્ તથા સુંદરમ્ ત્રણેનું સમન્વિત નિરૂપણ પ્રસ્તુત કરતી જોવા મળે છે.

તુલસી-કાવ્યનો આદર્શ રામના ઉદાત્તતમ ચરિત્રની ઓળખ આપવાનો છે. એમાં એમણે માનવતાના ઉજ્જ્વળતમ, પાવનતમ અને ઉચ્ચતમ આદર્શો પ્રસ્તુત કર્યા છે. વળી, એમાં શક્તિ, શીલ તથા સૌંદર્યની ત્રિવેણી પ્રવાહિત થતા પણ જોવા મળે છે. એમાં યુગનું જીવન-દર્શન તેમજ માનવજીવનની પ્રેરણાઓનો વહેતો અક્ષય સ્રોત પામી શકાય છે.

કવિએ કાવ્યમાં માનવ-માનવના પારિવારિક સંબંધો, સામાજિક સંબંધો તેમજ રાષ્ટ્રિય જીવનમાં વ્યાપ્ત મૂલ્યો પ્રસ્તુત કર્યા છે. નાભાદાસની ઉક્તિ: 'कलि कुटिल जीव-निस्तार-हेतु वाल्मीकि तुलसी भयो'થી સ્પષ્ટ

થાય છે કે તુલસીદાસની કવિતાનો આદર્શ કળિયુગના કુટિલ જીવોના કલ્યાણનો હેતુ હતો. કળિના જીવોનું કલ્યાણ કેવી રીતે? ઉત્તરમાં 'રામસ્વરૂપ'ની ઓળખ આપતા તુલસી સ્વયં કહે છે કે बरनौं रघुबर बिमल जस जो दायक फल चार। એટલે કે રામના વિમલ યશનું જે સ્મરણ, વર્ણન અને કીર્તન કરશે તે જ અર્થ, ધર્મ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરવા સમર્થ થશે.

મહાકવિ તુલસીદાસની કવિતાનો આદર્શ સહૃદય વાચકોમાં ધાર્મિક વૃત્તિઓનો ઉદય અને અધાર્મિક વૃત્તિઓનો વિનાશ કરવો એ છે. 'રામ'નું ચરિત્રાંકન તેમનામાં પ્રત્યેક ધાર્મિક પ્રવૃત્તિઓના પુંજીભૂત સ્વરૂપ વિદ્યમાન છે એ રીતે જ કવિ કરે છે. રામ માનવોચિત ઉચ્ચાતિઉચ્ચ આદર્શોના પ્રતીક સમાન છે તેમ જ ધર્મની રસાત્મક અનુભૂતિના આનંદનરૂપ પણ છે અને તેથી જ તેમની કવિતા રામભક્તિથી ભૂષિત છે. એમની દૃષ્ટિએ સુસંસ્કૃત વક્રોક્તિપૂર્ણ કાવ્ય પણ શ્રીરામ વગર સુંદર નથી બનતું કારણ કે રામતત્ત્વનો જ તેમાં અભાવ છે. તેઓ કહે છે

भनिति बिचित्र सुकबिकृत जोऊ।
रामनाम बिनु सोह न सोऊ॥'

આમ, તુલસીની કવિતામાં રામતત્ત્વ પર જ સર્વાધિક ભાર મૂકવામાં આવ્યો છે. તેઓ આગળ કહે છે કે જો કવિ રામની જગ્યાએ પ્રાકૃત જનોના ગુણગાન ગાશે તો એની ઉપર સરસ્વતી શિર ધુન ધુન પશ્ચાત્તાપ કરશે.

"कीन्हें प्राकृत जन गुन गाना।
सिर धुनि गिरा लागि पछिताना॥"

તુલસી પોતાની કવિતાનું પ્રયોજન પણ



## વિપીન પરીખ

### એક ન રખાયેલા ઉઠમણાની જાહેરખબર

એણે પ્રેમ કર્યો, પરણ્યો
એને પુત્ર થયો
ત્યાં સુધી એ ધબકતો હતો
બેંકમાં કારકુનની એણે નોકરી સ્વીકારી
તે દિવસે
એનામાં રહેલા બાળકનું મૃત્યુ થયું
એની સાદડી
સવારના સાતથી રાતના દશ સુધી
એના જ ઘરને સરનામે
ક્યારે ય પણ... ..

## ઇશ્વરભાઈ પટેલ

### હેમંતનો તડકો

અહીં મુઠી મુઠી રજ વિખરતી હેમ તણી જે
રળી લેવા દોડે હરખ મનનો, હૂંફ ભરતો
અહો મીઠા પીઠે ઉર શું ફરતો જાય હળવે,
અને તેના શેકે રગ રગ મહીં સૂર્ય રમતો
પીડી ચોળ્યા, હોશે સભર તડકા શું શરમના
પરાગે રંગેલા અરવ પગલે સીમ ઊતરે,
અને ચોરી-ગીતો નીરવ શ્રુતિને ઘાટ જનમે,
અહીં કો કન્યાના મધુર સપના હૂંફ જગવે
પણે પર્ણે વૃક્ષે વન ઉપવને દૂર ક્ષિતિજે
નવા આવેલાના પ્રથમ સ્પર્શે મૌન પ્રસરે,
ન વાચા ક્રિયા વા, શ્વસન તણું સામીપ્ય, દૃગની
છલી રે જાગ્રતિ પરિચય તણું ઘેન પ્રસવે
રથે સુવર્ણે શું નવ પરિણીતા પૃથ્વી વધૂ આ
પતિગૃહે જાતી વરસહ, સલજ્જાવૃતમુખા

## વિજોગણ ચૂડના દુહા

### સંપાદક • પુષ્કર ચંદરવાકર

[ગતાંકથી ચાલુ]

(૬૧)

**ચૂડ કે' છે :**

સજણ ગુલાબનો ગજરો, સજણ હૈયાનો હાર,
સજણ નીકળ્યા બજારમાં, ફાટું મોઢે ગુલાલ!
ફાટું મોઢે ગુલાલ તે ધોબા ભરો,
અને સજણ સાથે બજારમાં ફરો,
વાળવી કાંબ એની શી લાગે વાર!

**ચૂડ કે',**

સજણ ગુલાબનો ગજરો, સજણ હૈયાનો હાર!

(૬૨)

**ચૂડ કે' છે :**

સજણ અહીંથી સંચર્યા, લૂગડે છાંટી અંતર,
ગિયા કામરૂ દેશમાં, શિખવા મોહના મંતર!
શિખવા મોહના મંતર, તે ઓટવા,
અને ખેલાડુ સજણાના ખોળિયે છાંટવા,
મંગાવો મોરલી, બજાવે જંતર,

**ચૂડ કે',**

સજણ અહીંથી સંચર્યા, લૂગડે છાંટી અંતર!

(૬૩)

**ચૂડ કે' છે :**

સાંભળ્ય મારા સાજણા, કુડો કળજગ જાય,
એકથી લગાડીએ પ્રીતડી, જરૂર બીજે જાય!
જરૂર બીજે જાય તે ખોટી,
અને સાચી પ્રીત, ઘરની અસતરીથી મોટી,
વંશ વધે, વાલપ ઉપજે, કહ્યું પોતાનું થાય!

**ચૂડ કે',**

સાંભળ્ય મારા સાજણા, કુડો કળજગ જાય!

(૬૪)

**ચૂડ કે' છે:**

માયા રાખજો માનવીઓ, હૈયે રાખજો હેત,
બોલ્યાચાલ્યા માફ કરજો, અવગણ હોય અનેક!
અવગણ હોય અનેક, તે રૂદે ના ધરશો,

રામના ગુણગાન કરવા તે જ છે એમ પ્રસ્તુત કરે છે :

'स्वान्तः सुखाय तुलसी रघुनाथ गाथा।
भाषानिवन्धमति मंजुलमातनोति ॥
करन चहहुँ रघुपति गुनगाह।
लघुमति मोरि चरित अवगाहा॥'

આમ, રામગાયક મહાકવિ તુલસીદાસ રામને જ પોતાની કવિતાનો વિષય, વર્ણ્ય, લક્ષ્ય, પ્રયોજન તથા ઇષ્ટ માને છે. તેઓ પોતાની કાવ્ય-ચેતના, કાવ્ય-ગુણ, કાવ્ય-રસ કે રૂપમાં રામનું જ ચિત્રાંકન કરે છે. તુલસીદાસના મતે કવિતામાં રામત્વનું નિરૂપણ અનિવાર્ય છે. કવિ કહે છે, કવિતામાં જ્યાં રામત્વનું નિરૂપણ થયું ત્યાં સામાજિકતા સ્વયં હૃદયમાં સ્થાન લેશે અને કાવ્યમાં જ્યાં જ્યાં સામાજિકતાનું ચિત્રણ દૃષ્ટિગોચર થાય છે ત્યાં ત્યાં વાચકો પર એનો પ્રભાવ પડે એ પણ સ્વાભાવિક જ છે. આથી જ તુલસીએ કવિતાની સાર્થકતા 'बहुजन हिताय'માં જ નહીં પણ 'सर्वजन हिताय'માં માની છે. તેઓ આગળ વધીને એટલે સુધી કહે છે કે કાવ્યજન્ય આનંદ એટલો વ્યાપક કક્ષાનો હોવો જોઈએ કે તેનાથી વિરોધીઓ પણ ભાવ-વિભોર થઈ ઊઠે. એટલે કે કાવ્યરસમાં આહ્‌લાદકત્વ એવું હોવું જોઈએ કે તે શત્રુઓને પણ આકર્ષી શકે:

"सहज वैर विसराय रिपु
सादर करहिं बखान।"

વિખ્યાત અંગ્રેજ વિવેચક ગ્રીવ્ઝના શબ્દોમાં: "તુલસીની કવિતામાં કાવ્યના બધા જ ગુણોનો એવો સુન્દર વિનિયોગ ચિત્રિત થયો છે કે ક્યાંય કાવ્ય-તત્ત્વનો અતિરેક જોવા નથી મળતો. કવિના રામ-

કથાના ગાને આ દેશના લોકોમા એટલું આકર્ષણ ઉત્પન્ન કરેલું છે કે આ દેશનો બહુજન સમાજ રામનામામૃતનું પાન કરીને ધન્યતાનો અનુભવ કરતો આવ્યો છે, અને પોતાની પ્રત્યેક સમસ્યા કે પ્રશ્નનું સમાધાન રામકથામાથી મેળવતો આવ્યો છે તુલસીની રામકથાનો આદર્શ આજે ભારતીય સમાજમા માનવીય સબધો–પિતા પુત્ર, ભાઈ ભાઈ, ભાઈ બહેન, પતિ પત્ની મિત્ર મિત્ર, ગુરુ શિષ્ય આદિની ભાવના સ્થાપિત કરતો હિન્દુ સમાજનો ઉદાત્ત તમ આદર્શ માનવામા આવે છે ટૂકમા, તુલસી–કાવ્યનું પ્રયોજન રામમહિમાના ચિત્રણની સાથે સાથે એ પણ ચરિતાર્થ કરે છે કે તે જ કવિતા ઉત્તમ છે જે મા નવીય સંબધોને ઉદાત્તથી ઉદાત્તતર બના વવાની પ્રેરણા આપે આ મૂલ્યોની સ્થા- પના ગોસ્વામી તુલસીદાસે પોતાના કાવ્ય દ્વારા કરી છે

અને છોગાળા સજણના સાથમા રે'જો,
સાથમા રે'જો, સંપથી ફરવા નહીં કહેત,
ચૂડ કે',
માયા રાખજો માનવીઓ, હૈયે રાખજો હેત!

(૬૫)

ચૂડ કે' છે
સારા માણસના સ ગમા રે'જો, નરસાના જાસોના નેડે,
દલથી વિચારજો દુનિયામા હાલજો પાસરા કેડે!
હાલજો પાસરા કેડે તે કોઈ નામ ના લિયે,
અને સરપનુ કરડયુ, છીદરાથી બીએ,
પાઘડીનો વળ ઉતરશે છેડે,
ચૂડ કે',
સારા માણસના સ ગમા રે'જો, નરસાના જાસોના નેડે!

(૬૬)

ચૂડ કે' છે
મોટુ તીરથ માબાપનુ, ઈ છે જનમના ઝાડ,
નવ માસ ઉપાડયા ભાર તે કહીએ,
અને ચરણ ધોઇને ચરણામૃત લઈએ,
પ્રભુનો માનજે મોટો પાડ,
ચૂડ કે',
મોટુ તીરથ માબાપનુ, ઈ છે જનમના ઝાડ!

(૬૭)

ચૂડ કે' છે
ભાતભાતની ફૂલવાડી, એમા અનેક જાતના ફૂલ,
હીણા માણસની સ ગ તે, કોડીનુ થઇ જાય મૂલ!
કોડીનુ થઈ જાય મૂલ, તે વગર વિચાર્યુ બોલે,
અને થઈ જાનુ પડે તરણાની તોલે!
ઝવેરી વિના કોણ કરે, મોતી કેરા મૂલ!
ચૂડ કે',
ભાતભાતની ફૂલવાડી, એમા અનેક જાતના ફૂલ!

(૬૮)

ચૂડ કે' છે
મોજુ કરી લ્યો માનવીઓ, લાવ સ સારનો લિયો,
ખાવાપીવો ધન વાવરો, હવે રોઢો દિવસ રિયો!
રોઢો દિવસ રિયો ને, આથમી જાસે,
અને પછી પડયને પસ્તાવો થાસે!
પ્રેમના પિયાલા પાઇને પીવો,
ચૂડ કે',
મોજુ કરી લ્યો માનવીઓ, લાવ સ સારનો લિયો!

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરભ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર
(નવવર્ષા)

વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

# ર. વ. દેસાઈ

ઈ. ૧૯૩૫માં પ્રગટ થએલ કાવ્યસંગ્રહ 'નિહારિકા'ની પ્રસ્તાવનામાં શ્રી મૂળશંકર ભટ્ટે ખેદ વ્યક્ત કર્યો હતો : 'શ્રી રમણલાલની કાવ્ય રચનાથી ગુજરાત કોણ જાણે કેમ, અજાણ્યું જ છે,'...આમ, કવિ તરીકે અલ્પ પરિચિત પણ નવલ-નવલિકા લેખક તરીકે અતિપરિચિત રમણલાલ વસંતલાલ દેસાઈનો જન્મ ઈ. ૧૮૯૨ના મે મહિનાની ૧૨મી તારીખે વડોદરા રાજ્યના શિનોર ગામે વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થએલો. પિતા વસંતલાલ અજ્ઞેયવાદી અને માતા મણિબેન ચુસ્ત વૈષ્ણવ. રમણલાલનું પ્રાથમિક શિક્ષણ શિનોરમાં અને માધ્યમિક શિક્ષણ વડોદરામાં પૂરું થએલું. ઈ. ૧૯૦૮માં મૅટ્રિકની પરીક્ષા પાસ કરી વડોદરાની કૉલેજમાં જોડાયા, ત્યાં પ્રિવિયસ અને ઈન્ટરમાં ગણિતના વિષયને લઈને એઓ નાપાસ થએલા. પરંતુ ઈ. ૧૯૧૪માં અંગ્રેજી ઑનર્સ સાથે બી. એ. થઈ કૉલેજમાં પ્રથમ આવી ફેલો નિમાયા. ઈ. ૧૯૧૬માં ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી લઈ એઓ એમ. એ. થયા અને તરત જ વડોદરાની સરકારી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. પછી તો મુલ્કી ખાતાની નોકરી અંગે ગુજરાત-સૌરાષ્ટ્રના વિવિધ ગામોમાં ફરવાનું થયું. ત્યાર પછી દીવાન કચેરીમાં, વ્યાપાર-ઉદ્યોગ ખાતામાં તેમજ સહકારી અધિકારી અને પ્રકાશન અમલદાર તરીકે રહી એમણે મહત્ત્વનાં સાર્વજનિક કાર્યો કરેલાં.

ઈ. ૧૯૧૨માં કૈલાસબેન સાથે એમનું લગ્ન થયું ત્યારથી તે ઈ. ૧૯૨૭માં પત્નીનો સ્વર્ગવાસ થયો તે ૧૫ વર્ષનું એમનું દામ્પત્ય જીવન અદ્ભુત ફોરમથી ફોરતું રહ્યું હતું. કૉલેજ કાળ દરમિયાન પ્રેમકાવ્યોના પરિશીલને અને પ્રણયની પરિચર્યાએ એમના હૃદયમાં એકપત્નીવ્રતની ભાવના દૃઢ કરેલી. મૃત પત્નીનાં મીઠાં સંભારણામાં જ એમણે શેષ એકલવાયું જીવન વ્યતીત કર્યું તે એની પ્રતીતિ છે.

કૉલેજ કાળથી જ એમને સાહિત્યનો શોખ. ચર્ચા વિચારણાઓ પણ ત્યારે થતી. એ અભ્યાસકાળ દરમિયાન મિત્રોએ મળીને 'વિદ્યાર્થીભૂષણ ડિબેટિંગ ક્લબ'ની પ્રવૃત્તિ શરૂ કરેલી, જે V. B. D. C. ના નામે કૉલેજમાં પ્રસિદ્ધિ પામેલી. આ ગાળામાં જ એમણે લેખનપ્રવૃત્તિનો આરંભ સત્તર વર્ષની ઉમ્મરે કરેલો. મિત્રો સાથે એઓ 'વિદ્યાર્થીભૂષણ' નામક સચિત્ર હસ્તલિખિત પાક્ષિક પણ પ્રગટ કરતા. વળી, એઓ હાઈસ્કૂલના ત્રીજા ધોરણમાં હતા ત્યારે વર્ગમાં ચાલતા અભ્યાસપાઠો મોઢે કરી, બાલગોઠિયાઓને એકઠા કરી પડદા અને પોશાક સાથે એ પાઠોની ભજવણી કરતા. વડોદરામાં ન્યાયમંદિર પાસે આવેલ હાથલારીના બજારની જગ્યાએ લાડબાદેવી માતાનું મંદિર હતું. તેની લગોલગ જ આવેલા 'નૂતનવિલાસ' પ્રેસની મેડીએ એમની પ્રથમ રંગભૂમિના શ્રી ગણેશ મંડાએલા. આ નાટકપ્રેમે રમણલાલમાં પાછળથી નાટ્યલેખનની રુચિ જગાડેલી એમ સહેજે કહી શકાશે. એ વખતે વીરરસને અનુરૂપ યોગ્ય સંવાદોની અનુપલબ્ધિમાં રમણલાલે ચંદ-પૃથુ-રાજ અને પ્રતાપ-ભામાશાના સંવાદોનું સર્જન કરી ભાવિ નાટ્યલેખક બનવાની ભૂમિકા રચી. ઈ. ૧૯૧૫માં પ્રથમ ભજવાએલ અને ૧૯૨૦માં પ્રગટ થએલ 'સંયુક્તા' નામક નાટકથી એઓ પ્રસિદ્ધિ પામ્યા. ત્યાર પછી ઈ. ૧૯૨૫માં રચાએલ 'શંકિત હૃદય' નાટકે એમની નાટ્યકાર તરીકેની પ્રતિભાનો પરિપક્વ ફાલ ધર્યો. આ ઉપરાંત એમને વધુ સફળતા મળી હતી નવલકથાકાર તરીકે. ઈ. ૧૯૨૫માં પહેલી જ નવલકથા 'જયંત' પ્રગટ કરીને એમણે એ માર્ગે પોતાની સર્જકપ્રતિભાનો પરચો કરાવી આપ્યો. ત્યાર પછી તો 'શિરીષ', 'કોકિલા', 'હૃદયનાથ', 'દિવ્યચક્ષુ', 'પૂર્ણિમા', 'ગ્રામલક્ષ્મી', 'ભારેલો અગ્નિ' એમ એક પછી એક વીસથી પણ વધારે મૌલિક નવલકથાઓ આપીને ગોવર્ધનરામ-મુનશી બાદ એમણે લોકહૈયામાં અપાર ચાહના પ્રાપ્ત કરી. નવલિકાકાર તરીકે પણ એમની કેટલીક સિદ્ધિ 'ઝાકળ', 'પંકજ', 'રસબિંદુ', આદિ સંગ્રહોની ઘણી વાર્તાઓ દર્શાવી જાય છે. 'મહારાણા પ્રતાપ', 'પાવાગઢ', 'નાના ફડનવીસ', 'તેજચિત્રો' આદિમાં સુંદર રેખાચિત્રો પણ આપ્યાં છે. 'સંસ્કૃતિની ઉત્પત્તિ', 'મારું જીવન અને કાર્યક્ષેત્ર' જેવાં ભાષાંતરો પણ આપ્યાં છે. તો વળી 'જીવન અને સાહિત્ય, ભાગ ૧-૨' 'ગ્રામોન્નતિ', 'રાજબંધારણ' જેવી કૃતિઓમાં રમણલાલનું એક અભ્યાસી તરીકેનું પણ દર્શન થયા વગર રહેતું નથી.

આમ, સાહિત્યના વિવિધ ક્ષેત્રમાં પોતાની પ્રતિભાનું દર્શન કરાવનાર રમણલાલ દેસાઈએ કાવ્યક્ષેત્રને પણ વણસ્પર્શ્યું રહેવા દીધું નહોતું. એમનું કાવ્ય 'હાસ્યભક્તિ' પ્રથમ 'વિદ્યાર્થીભૂષણ' હસ્તલિખિતમાં પ્રસિદ્ધિ પામ્યું. ત્યારથી એમની કવિપ્રતિભા કોળવા લાગી. અન્ય કવિઓના કાવ્યવાચને એમની સિસૃક્ષાને પ્રેરી, પોષી.

એમની કવિતા પર બે પ્રબળ અસર: ભાવ અને ભાષાશૈલી પરત્વે કવિ નાનાલાલની, અને વિચારસૃષ્ટિ પરત્વે મહાત્મા ગાંધીની. એમના કાવ્યસંગ્રહ 'નિહારિકા'ની નાનીમોટી ૮૭ કૃતિઓ

વાંચતાં આની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. આ સંગ્રહના અર્પણમાં જ એમણે નાનાલાલનો તો સ્પષ્ટપણે ઋણસ્વીકાર કર્યો જ છે: 'જેમના અમર સાહિત્યનો હું ભારે ઋણી છું એ ...કવિવર નાનાલાલ દલપતરામ કવિને' પંડિત યુગથી પોષાયેલા હૃદયપિંડે ગાંધીયુગીન સામાજિક-રાજકીય પરિસ્થિતિ અનુસરેલી. આથી આ બન્નેનો સમન્વય એમની કવિતામાં જોઈ શકાય છે.

'નિહારિકા'નાં કાવ્યોને એમણે 'વીરકાવ્યો', 'ચિંતનગીત', 'કલ્પનાગીત', 'સ્નેહગીત', 'પ્રકીર્ણ', 'ભક્તિગીત' એવા પેટા વિભાગોમાં વહેંચી નાખ્યા છે. એમનાં આ વીરકાવ્યોમાં અહિંસા, સત્ય, ધર્મ, બંધુતા, દયા, ન્યાય, સંયમ, પ્રેમ, ક્ષમા જેવા ભાવોને દેશભક્તિના અહાલેકની સાથે ભેળવી ગાંધીયુગની સ્પષ્ટ છાપ ઊપસાવી છે. એમનાં 'ચિંતનગીત'માં પણ પીડિતો પ્રત્યે સહાનુભૂતિ, દેશની દુર્દશા અને ગુલામીનો અફસોસ, તો 'કલ્પનાગીત'ના ખંડમાં સ્વદેશીની ભાવના, 'પ્રકીર્ણ' વિભાગનાં કાવ્યોમાં ગ્રામોદ્ધાર, ગ્રામસેવા, ગ્રામપ્રેમ, ગ્રામપ્રશસ્તિ, દલિતપ્રેમ, સામાજિક અસમાનતા તેમજ સંગ્રહના અંતિમ અને દીર્ઘકાવ્ય 'જલિયાનવાલા બાગ'માં ગાંધીવિચારધારાનો પુરસ્કાર-પ્રચાર થએલો જોવા મળશે.

એમના સ્નેહગીતો અને ભક્તિગીતોમાં ભાષાશૈલી તેમજ ભાવ પરત્વે નાનાલાલની સવિશેષ અસર જોવા મળે છે. લય-ઢાળો અને 'રસમસ્તિ', 'રસસરિતા', 'રસડોલન', 'રસમૂંઝવણ' જેવા શબ્દોમાં તો એ અસર સ્થૂળ સ્વરૂપે પણ જોઈ શકાશે. એમની પ્રણયની ભાવસૃષ્ટિ મધુર અને આદર્શરંગી છે. તો ભક્તિભાવોમાં પ્રભુવિરહ, પ્રભુમિલન અને વિરાટ વિભુની અગમ અદ્વિતીય શક્તિ અને વામન માનવની અલ્પતાનું ભાન એ મુખ્ય નિરૂપિત વિષયો છે. એમણે કરેલા ગઝલના પ્રયોગોમાં આકાર અને અંતસ્તત્ત્વ બન્નેની દૃષ્ટિએ કલાપીની અસર પારખી શકાશે. આમ છતાંય, એમની કૃતિઓ નાનાલાલીય ભવ્યતા કે કલાપીની ઉત્કટ ભાવોદ્રેકતા ભાગ્યે જ દાખવે છે. ગીતો કરતાં [illegible] બદ્ધ કાવ્યો વિશેષ લખ્યાં છે. લાવણી, સવૈયા, ભુજંગી, અનુ[illegible] મંદાક્રાન્તા, શિખરિણી, શાર્દૂલ, વસંતતિલકા, ઉપજાતિ, [illegible] ગજ લલિત આદિનાં છંદોવૈવિધ્ય સાથે ગીતોના ઢાળોનુ[illegible] વૈવિધ્ય દાખવ્યું છે. આમ છતાંય છંદોબદ્ધ કાવ્યોમાં [illegible] જેટલી સફળતા મળી છે તેટલી ગીતોમાં નથી મળી. [illegible] ઢાળમાં ઘણી જગ્યાએ એમનો લય લથડી જાય છે. ગાયકી પર એમનું લક્ષ વિશેષ રહેલું હોઈ દ્રુતપ્લુતના [illegible] સહેજે આવી જવા પામ્યા છે. પરિણામે પ્રવાહીતા અને [illegible] છે અને માધુર્ય મોળું પડે છે. ઘણાં ભાવના ઊર્મિકાવ્યોમાં [illegible] નિરૂપણથી એઓ આગળ વધી શક્યા નથી. સંસ્કૃત કાવ્યોમાં એમણે દેશી ઢાળો પણ મિલાવ્યા છે. એમની [illegible] ઈબારત નવોન્મેષો દાખવતી નથી. વિષયનું વૈવિધ્ય છે, [illegible] નથી. અભિવ્યક્તિમાં પણ મૌલિક મુદ્રાનો અભાવ વર્તાં[illegible] છે. 'બુદ્ધનો ગૃહત્યાગ' અને 'જલિયાનવાલા બાગ' જેવાં કાવ્યોમાં ઘટનાનિરૂપણ સુપેરે થયું છે, પણ ચિંતનભાર [illegible] લદાયો છે. સમકાલીન અને પુરોગામી કવિઓની અસર રહીને પણ નવીન તત્ત્વના નહિ તોય કાવ્યતત્ત્વનાં અનેક સ્થાનો એમની કૃતિઓમાં માણી શકાય છે. એવાં કાવ્યત્વ સ્પર્શવાળાં બીજાં પણ અપ્રગટ કાવ્યો, ઈ. ૧૯૫૬માં [illegible] થએલી. 'નિહારિકા'ની બીજી આવૃત્તિમાં શ્રી અક્ષયકુમાર [illegible] એ જણાવ્યું છે તે પ્રમાણે 'ટૂંક સમયમાં ભાઈસાહેબનાં કાવ્યો[illegible] બીજો સંગ્રહ પણ પ્રસિદ્ધ થશે' ત્યારે જરૂર આસ્વાદી શ[illegible] આમ, કવિ તરીકે સહેજ અલ્પ ખ્યાત પણ ગદ્યકાર તરીકે [illegible] અને નવલકથાના ક્ષેત્રમાં વિશિષ્ટ પ્રદાન કરવા બદલ ઈ. [illegible] રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રાપ્ત કરનાર રમણલાલ દેસ[illegible] ૨૦મી સપ્ટેમ્બર ૧૯૫૪ના રોજ બપોરે દેહવિલય થયો ઘણા નવલકથા પ્રેમીઓએ આંચકો અનુભવ્યો હશે.

ધીરુ પરી

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali Badal

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રા



સરસ્વતી · કલાકાર: કે. કે. હેબ્બર

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · અંક ૯૭
શિશિર ૨૦૩૦ · જાન્યુઆરી ફેબ્રુઆરી ૧૯૭૪



**મીરાંબાઈ**
(ઈ. ૧૪૯૯–૧૫૬૪)



**શ્રી મગનભાઈ ભૂધરભાઈ પટેલ ‘પતીલ’**
જન્મ: ૮–૮–૧૯૦૫] [અવસાન: ૧૮–૩–૧૯૭૦

શિશિર · વિ. સં. ૨૦૩૦ **કવિલોક** જાન્યુ.-ફેબ્રુ. · ઇ. ૧૯૭૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કલાનો જન્મ

**કવિતા,** નાટક, વાર્તા—એ શબ્દની કલા છે. શબ્દ કલાકારની અંદરથી પ્રગટે છે, એટલે કલાકારની અંદર જે જીવનમૂલ્યો જામ્યાં હશે તેનો પાસ એના શબ્દને લાગેલો વરતાય તો એ સ્વાભાવિક છે. એણે સાક્ષાત્ અનુભવથી કે કાંઈ નહિ તો કલ્પનાનુભવથી જે કાંઈ આત્મસાત્ કર્યું હશે તે એના ઉદ્‌ગારમાં પણ પ્રગટવાનું. પોતે જે મૂલ્યોનો ધબકારો પોતાની રગો ઉપર અનુભવ્યો નથી, જે મૂલ્યો એને માટે જીવસટોસટની લડાઈ માટેનાં નથી, તે મૂલ્યોની એ વાત નહિ કરી શકે, કરશે તો તે ખોખરી લાગશે. મૂલ્યોની વાત કરતાં પહેલાં તે એ મૂલ્યોને પામ્યો તો હોવો જ જોઈએ ને? તે સિવાય સચ્ચાઈનો રણકો આવવો અસંભવ છે. મૂલ્યો ઉછીનાં લઈ શકાતાં નથી. હસ્તાક્ષરમાં ઘણી વાર હું એક પંક્તિ આપું છું: 'મળે ન આદર્શ કદી ઉછીના.' આદર્શ તો પોતાની અંદર ઊગવા જોઈએ અને કશુંક ઊગે છે તે પહેલાં ધરતીને સારી પેઠે ઉપર-તળે થવું પડે છે, તપવું પડે છે, ચિંતાભરી રાહ જોવી પડે છે, વરસાદ ન વરસે તો શું થશે એ જીવસટોસટનું સાહસ પણ ખેડવું પડે છે. જે મૂલ્યો સાથે કલાકાર સમરસ બન્યો હોય, જે મૂલ્યો એનાં પોતાનાં બન્યાં હોય, તેનો પાસ એની રચનાઓમાં વરતાશે. યુરોપમાં અમુક વાતોનો મહિમા છે, માટે લાવો હું પણ એ અપનાવું—એમ આઈતો માલ રજૂ કરવા જતાં બેહૂદાપણું પ્રગટ થાય. પશ્ચિમના કલાઘાટ-કલાઆકાર જે અનુભૂતિના આવિષ્કાર છે તે અનુભૂતિની ગેરહાજરીમાં તેમને યોજવા જતાં માત્ર આકૃતિનાં ખોખાં જ આપવાં જેવું થાય. લેખકની સચ્ચાઈ—એનું પોતાનું જે સ્વ-રૂપ છે તે—માંથી જ, સત્યમાંથી જ, કલાનો જન્મ શક્ય છે.

**ઉમાશંકર જોશી**

(સાહિત્ય અકાદમી દ્વારા પુરસ્કૃત 'કવિની શ્રદ્ધા' પુસ્તકમાંથી)

# મીરાં

## ભક્તિરસની કવિતાનો ફુવારો

નિરંજન ભગત

ભારતવર્ષમા વેદ ઉપનિષદ્કાળથી જ્ઞાન, કર્મ અને ભક્તિનો મહિમા છે ભગવદ્ ગીતામા એના સંપૂર્ણ સમન્વયનું ભવ્ય સુન્દર દર્શન છે રામાયણ મહાભારત પુરાણકાળથી વિષ્ણુ રામ કૃષ્ણભક્તિ તથા શિવભક્તિનો વિકાસ થતો રહ્યો છે દક્ષિણ ભારતમા શકર અને બાર આલવાર સતો અને ત્યારપછી રામાનુજ, મધ્વ અને નિમ્બાર્ક અને ત્યારપછી ઉત્તર ભારતમા રામાનદ, વલ્લભ અને ચૈતન્ય આદિને કારણે વિષ્ણુ રામ કૃષ્ણભક્તિની પરાકાષ્ઠા પ્રગટ થાય છે એમા જયદેવ, વિદ્યાપતિ, ચડીદાસ આદિ કવિઓનુ પણ મહત્ત્વનુ અર્પણ છે મધ્યયુગના ભારતવર્ષમા જ્ઞાનેશ્વર, નામદેવ, નરસિંહ, તુલસીદાસ, કબીર, નાનક આદિ ભક્તો અને સતોની ભક્તપરપરા અને સતપરપરાએ તથા અલ્પાતિઅલ્પ અશે સૂફીવાદ અને ખ્રિસ્તી ધર્મની અસરે આ ભક્તિને ભારતવ્યાપી સ્વરૂપ અર્પ્યું બ્રાહ્મણોને અતિપ્રિય એવા ઉચ્ચનીચના સામાજિક આર્થિક, ધાર્મિક ભેદભાવોથી મુક્ત અને બહુજનસમાજને અતિસુલભ એવુ સ્વરૂપ અર્પ્યું એમા એમણે સંસ્કૃતને સ્થાને લોકવાણીમા એમનુ જે પદસર્જન કર્યું એનુ મહાન અર્પણ છે આ ભક્તપરપરાએ, સતપરપરાએ મધ્યયુગના ભારતવર્ષમા જે ભક્તિનુ અને એ દ્વારા ધર્મનુ વાતાવરણ રચ્યું એ અભૂતપૂર્વ છે જગતના ઇતિહાસમા મધ્યયુગના ભારતવર્ષની આ ભક્તપરપરા, સંતપરપરા એ એક અપૂર્વ અને અદ્વિતીય ઘટના છે ત્યાર પછી ૧૫૮૦ થી ૧૬૭૫ લગી, પોણા બસો વર્ષ લગી એકમાત્ર સ્પેઈનમા મહદ્ અશે આવી ભક્તપરપરાનું, સતપરપરાનું, આવી ઘટનાનુ દર્શન થાય છે આ ભક્તપરપરાની, સંતપરપરાની મીરાંને મહાન સહાય હતી

મીરાએ એના પદનુ સર્જન લોકવાણીમા, અબાલાલ સાકરલાલ જેને 'પ્રજા સમસ્તની વાણી' કહે છે એમા કર્યું મીરાના પદ લિપિબદ્ધ ન હતા મીરાએ સાધુસતસમાગમ અને ભજનકીર્તનશ્રવણની એની દિનચર્યાના એક અગરૂપે એના પદનુ સર્જન કર્યું હતું એથી મીરાએ પોતે એને હસ્તપ્રતમા લિપિબદ્ધ કર્યા નથી. વળી મીરા કોઈ સપ્રદાયમા ન હતી એથી કોઈ સપ્રદાયના પદસચયમા પણ એ લિપિબદ્ધ થયા નથી મીરાના પદ સમકાલીન અને અનુકાલીન ભક્તજનોના કઠમા કઠસ્થ થયા છે મીરા જન્મે અને લગ્ને રાજસ્થાની તથા ત્યાગે વ્રજવાસી અને દ્વારિકાવાસી હતી આ સમગ્ર પ્રદેશની ત્યારે જે ભાષા હતી તે જૂની પશ્ચિમી રાજસ્થાની અથવા મારુ ગુર્જર આ સંધિકાળની ભાષા હતી એના પ્રદેશિક પરિવર્તનને પરિણામે રાજસ્થાની, વ્રજ અને ગુજરાતી અસ્તિત્વમા આવી હતી સભવ છે કે મીરાએ એના સૌ પદ એક જ ભાષામા રચ્યા હોય અને એમા પ્રાદેશિક પરિવર્તનનો આરભ મીરાના જીવનકાળ પછી થયો હોય તો તે તે પ્રદેશના અનુકાલીન ભક્તજનોએ, પ્રજાજનોએ તે તે પ્રદેશની ભાષામા એટલે કે રાજસ્થાની વ્રજ અને ગુજરાતી એમ ત્રણ ભાષાઓમા મીરાના સૌ પદનું રૂપાન્તર કર્યું હોય જૂની પશ્ચિમી રાજસ્થાનીના પ્રાદેશિક પરિવર્તનનો આરભ મીરાના જીવનકાળમા જ થયો હોય તો મીરા રાજસ્થાન, વ્રજ અને ગુજરાત ત્રણે પ્રદેશોમા વસી હતી એથી અને હજુ તો પરિવર્તનનો આરભ જ હતો એથી એ ત્રણે પ્રદેશોની ભાષાએ મા આત્યતિક અસામ્ય ન હોય એથી મીરાએ એના કેટલાક પદ રાજસ્થાની ભાષામા, કેટલાક પદ વ્રજ ભાષામા અને કેટલાક પદ ગુજરાતી ભાષામા એમ ત્રણે ભાષામા રચ્યા હોય અને મીરા પ્રથમ રાજસ્થાનમા વસી હતી એટલે રાજસ્થાની ભાષાના પદ આરભમા રચ્યા હોય પછી વ્રજમા વસી હતી એટલે વ્રજ ભાષાના પદ મધ્યમા અને અતમા ગુજરાતમા વસી હતી એટલે ગુજરાતી ભાષાના પદ અતમા—આ ક્રમમા રચ્યા હોય અને પછી તે તે પ્રદેશના અનુકાલીન ભક્તજનોએ, પ્રજાજનોએ

તે તે પ્રદેશની ભાષામાં મીરાંનાં જે પદ હોય એનું રૂપાન્તર કર્યું હોય. મીરાંએ એનાં સૌ પદ એક જ ભાષામાં, જૂની પશ્ચિમી રાજસ્થાની ભાષામાં રચ્યાં હોય કે કેટલાંક પદ રાજસ્થાની ભાષામાં, કેટલાંક પદ વ્રજ ભાષામાં અને કેટલાંક પદ ગુજરાતી ભાષામાં—એમ ત્રણ ભાષાઓમાં રચ્યાં હોય—પણ આજે એનું જે સ્વરૂપ છે એ સ્વરૂપમાં તો નહીં જ રચ્યાં હોય, એથી ભિન્ન સ્વરૂપમાં જ રચ્યાં હશે. આજની રાજસ્થાની, વ્રજ અને ગુજરાતી ભાષાઓથી મીરાંના જીવનકાળની એ ભાષાઓ અથવા જો પ્રાદેશિક પરિવર્તન ન થયું હોય તો જૂની પશ્ચિમી રાજસ્થાની ભાષા ભિન્ન હતી. મીરાંએ જે ભાષા અથવા ભાષાઓમાં પદ રચ્યાં એનું તે તે પ્રદેશના અનુકાલીન ભક્તજનોએ, પ્રજાજનોએ તે તે પ્રદેશની ભાષામાં સતત રૂપાન્તર કર્યું છે અને એમ આજે મીરાંનાં સૌ પદ મીરાંએ જે સ્વરૂપમાં રચ્યાં હોય એથી ભિન્ન સ્વરૂપમાં અસ્તિત્વમાં છે.

મીરાં ભક્ત હતી, સંત હતી, રહસ્યદર્શી હતી, સાધુસંતસમાગમની અને ભજન કીર્તનશ્રવણની એની દિનચર્યા હતી એથી મીરાંને માટે પોતાનાં પદનું સર્જન લોકવાણીમાં કરવું અનિવાર્ય પણ હતું. એથી મીરાંનાં પદનું લોકહૃદયમાં સ્થાન છે. સાક્ષરોથી માંડીને નિરક્ષરો લગી એની અપીલ છે. મીરાંનાં પદની વાણી સરલ અને સુન્દર છે, લલિત અને કોમલ છે, મધુર અને રસિક છે. એથી મીરાંનાં પદ હમેશ માટે હૃદયમાં રમ્યાં કરે છે. મીરાંનાં પદ જેટલાં લોકપ્રિય છે એટલાં ગુજરાતી ભાષાના કોઈ પણ-નરસિંહ સુધ્ધાં-કવિનાં પદ ભાગ્યે જ લોકપ્રિય હશે. મીરાંનાં પદ આરંભમાં ગુજરાતથી બંગાળ લગી સમગ્ર ઉત્તર ભારતમાં અને હવે સમગ્ર ભારતવર્ષમાં લોકપ્રિય છે. આવી અખિલ ભારતીય લોકપ્રિયતા ભાગ્યે જ કોઈ કવિનાં પદને વરી હશે. મીરાંનાં પદ ભલે હસ્તપ્રતમાં લિપિબદ્ધ ન થયાં, સંપ્રદાયના પદસંચયમાં સંગૃહીત ન થયાં પણ લોકોની હૃદયપોથીમાં સંચિત થયાં છે, લોકોની હૃદયપ્રતમાં અંકિત થયાં છે. કંઠોપકંઠ, કર્ણોપકર્ણ પરંપરા દ્વારા અસ્તિત્વમાં રહ્યાં છે. મીરાંનાં કુલ ચૌદસોએક પદ અસ્તિત્વમાં છે. એમાં ગુજરાતી ભાષામાં સાડાત્રણસોથી ચારસો પદ છે. મીરાંનું કર્તૃત્વ જેમાં શંકાસ્પદ હોય એવાં પદનો પણ એમાં સમાસ થાય છે. જો કે એથી લોકોને હાથે—અલકે કંઠે એનું રૂપાન્તર પણ થયું છે. એથી વિકૃત પણ થયાં છે. અને મીરાંનાં પદમાં મીરાંના કર્તૃત્વનો મહાપ્રશ્ન આજે પણ અનુત્તર છે.

મીરાંનાં પદમાં જે લય છે તે અત્યંત ભાવવાહી અને પ્રવાહી છે, સંગીતમય અને સંગીતક્ષમ છે. ક્યારેક દ્રુત અને ક્યારેક વિલંબિત ગતિનો આ લય મિલન અને વિરહના અનુભવમાં આનંદ અને વેદનાના ભાવને અને શૃંગાર રસને અને અંતે શાંત રસને અનુરૂપ અને અનુકૂળ છે. પૃથ્વીમાંથી જેમ ફુવારો ફૂટે તેમ હૃદયમાંથી જાણે આ લય ફૂટ્યો ન હોય! આ લય હૃદયનો લય છે, લોહીનો અને આત્માનો લય પણ છે. 'બોલ મા, બોલ મા, બોલ મા', 'પ્રેમની, પ્રેમની, પ્રેમની', 'બોલે ઝીણા મોર', 'ઉપાડી ગાંસડી વેડની રે', 'મુખડાની માયા લાગી રે'—કોઈ પણ પાંચેક પદનો માત્ર સાદો પાઠ પણ આ લયની રિદ્ધિસિદ્ધિ તરત પ્રગટ કરી આપશે, એની ભાવોચિતતાની, કાવ્યક્ષમતાની પ્રતીતિ કરાવી આપશે.

મીરાં મરુભૂમિનું સંતાન હતી. એથી એણે જગત અને જીવનનો, સંસારનો તાપ રેત અને લૂના પ્રતીક દ્વારા પ્રગટ કર્યો છે 'ઊની ઊની રેતીમાં પગ બળે છે, લૂ વાય છે માસ જેઠની રે.' જગત અને જીવનનો, સંસારનો અગ્નિ અસહ્ય છે છતાં પરમેશ્વર માટેની પોતાની લગની અશમ્ય છે. 'લગની લાગી છે મને હેઠની રે.' એણે પરમેશ્વર પ્રત્યેનો પોતાનો આ પ્રેમ જલના પ્રતીક દ્વારા પ્રગટ કર્યો છે. 'સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું.'—જગત અને જીવનનું, સંસારનું સુખ ઝાંઝવાના નીર જેવું છે, મરુભૂમિના મૃગજલ જેવું છે. આ જલ છે જ નહીં, આ તો છલ છે. જે જલ છે જ નહીં તે પી શકાય? એનાથી તૃષા છિપાવી શકાય? એક તો જલ છે જ નહીં અને હોય તો સમુદ્રના જલ જેવું છે, ખારું છે. 'ખારા

સમુદ્રમાં અમૃત વલોવિયું રે, એની છે શક્તિ અમારી.', 'ગોવિન્દો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે.', 'મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું.',–જગત અને જીવનના, સંસારના સમુદ્રમાં જલ તો છે, અપાર જલ છે, પણ ખારું છે. જે જલ ખારું છે તે પી શકાય ? એનાથી તૃષા છિપાવી શકાય ? જલ છે જ નહીં અને છે તો ખારું છે. એથી મીરાંને જલ, મીઠું જલ પીવું છે, અમૃત પીવું છે. તો જ એની તૃષા છીપે, તો જ એને તૃપ્તિ થાય. પરમેશ્વર પ્રત્યેનો પોતાનો પ્રેમ, પોતાની શક્તિ તે જ આ જલ, મીઠું જલ, આ અમૃત તો પરમેશ્વરનો પોતાના પ્રત્યેનો પ્રેમ મીરાંએ તીર, બાણ, ભલકા, કટારી આદિ શસ્ત્રોના પ્રતીક દ્વારા પ્રગટ કર્યો છે. સંસ્કૃત સાહિત્યમા કામદેવના પંચશરના પ્રતીકની પરંપરાની અસરથી અથવા એથી યે વિશેષ તો મીરાં મેડતાની રાજકુંવરી હતી અને મેવાડની ભાવિ મહારાણી હતી એથી એ યુદ્ધકળાનું શિક્ષણ પામી હતી અને અનેક યુદ્ધો અને હત્યાઓની એ પરોક્ષપણે સાક્ષી હતી એથી મીરાંનાં પદમા પરમેશ્વરનો મીરાં પ્રત્યેનો પ્રેમ આ પ્રતીક દ્વારા પ્રગટ થાય છે. અને આ પ્રતીક દ્વારા પરમેશ્વરના આ પ્રેમની તીવ્રતા, તીક્ષ્ણતા અને વેધકતાની પણ પ્રતીતિ થાય છે.

મીરાંનાં પદમા એક માત્ર પરમેશ્વરનાં જ ચિત્રો છે, કૃષ્ણના જ ચિત્રો છે. અને એ રંગબેરંગી ચિત્રો છે. પંક્તિ બે પંક્તિમા, ક્યારેક તો અર્ધ-પંક્તિમા પીંછીના, બલકે કલમના (કે મીરાંના કંઠના ?) એક આછા, હળવા લસરકાથી કૃષ્ણનું રંગબેરંગી ચિત્ર, મનહર અને મનભર ચિત્ર સર્જાય છે :

'પીળાં પીતાંબર જરકશી જામા કેસર આડ કરી,
મોર મુગટ ને કાને રે કુંડળ મુખ પર મોરલી ધરી.'

મીરાંનાં પદ મીરાંની ભક્ત તરીકેની, સંત તરીકેની સાધુસંત-સમાગમની, ભજન કીર્તનની દિનચર્યાના એક અનિવાર્ય અંગ રૂપ છે એથી એમાં ગીત સંગીતનું અદ્વૈત છે. સંગીત વિના મીરાંના એકે પદનું અસ્તિત્વ કલ્પી શકાતું નથી. મીરાં મહાન સંગીતજ્ઞ હતી. એણે મલ્હાર રાગનું મૌલિક સર્જન કર્યું હતું. મીરાંની સંગીતની સૂક્ષ્મ સૂઝસમજને કારણે તો તાનસેનનું મીરાં સાથે મિલન થયું હતું કોઈ સુબ્બલક્ષ્મીને કંઠે મીરાંનું પદ ગવાય છે ત્યારે એનું પૂર્ણ રૂપ, સ્વરૂપ પ્રગટ થાય છે, એની પૂર્ણ આધ્યાત્મિક, ધાર્મિક પ્રતિભા પ્રગટ થાય છે, એના દિવ્ય, અલૌકિક સૌંદર્યની પ્રતીતિ થાય છે ગાંધીજીની એમના અંતિમ જન્મદિને દિલ્હીમાં સુબ્બલક્ષ્મીને કંઠે મીરાંનું 'હરિ તુમ હરો જનકી ભીર' પદ સાંભળવાની ઇચ્છા હતી. સુબ્બલક્ષ્મી મદ્રાસમા હતાં. દિલ્હી જવાય એવો સંજોગ ન હતો. સુબ્બલક્ષ્મીએ મીરાંના જે પદ પોતે તૈયાર કર્યા હતા તે ગાઈને એની રેકર્ડ કરાવી દિલ્હી મોકલી આપવાનું વિચાર્યું. પણ એમા 'હરિ તુમ હરો જનકી ભીર' પદ ન હતું. પણ ગાંધીજીની મીરાંનું અન્ય એકે પદ નહીં પણ આ જ પદ સાંભળવાની તીવ્ર ઇચ્છા હતી. એથી સુબ્બલક્ષ્મીએ આ પદ પોતે તૈયાર કર્યું ન હતું એથી અન્ય કોઈ વ્યક્તિને કંઠેથી ગાંધીજીએ આ પદ સાભળવું એમ સૂચવ્યું. ત્યારે ગાંધીજીનો લાક્ષણિક ઉત્તર આવ્યો : ના, સુબ્બલક્ષ્મીએ આ પદ તૈયાર ન કર્યું હોય એથી ગાઈ ન શકે તો એનો માત્ર પાઠ કરે. પોતે અન્ય કોઈ વ્યક્તિને કંઠેથી આ પદ ગવાતું સાભળવા કરતા સુબ્બલક્ષ્મીને કંઠે એનો માત્ર પાઠ સાંભળવાનું વધુ પસંદ કરશે. ઑક્ટોબરની પહેલીનો આ દિવસ હતો. સુબ્બલક્ષ્મીએ રાતોરાત આ પદ તૈયાર કર્યું, રાતના બે વાગે ગાઈ ને એની રેકર્ડ કરાવીને ઑક્ટોબરની વહેલી સવારે વિમાનમાં દિલ્હી ગાંધીજીને મોકલી આપ્યું. આમ, અંતિમ જન્મદિને મીરાંનું આ જ પદ અને સુબ્બલક્ષ્મીને જ કંઠે ગાંધીજીએ સાભળ્યું ત્યારે એમને સંતોષ થયો હતો.

મીરાંનાં પદમાં પ્રકૃતિનું દર્શન નહીં પણ વર્ણન માત્ર છે અને તે પણ ક્વચિત. એમાં યે માત્ર ફાગણ અને શ્રાવણનું જ, વસંત અને વર્ષાનું જ. અને તે પણ પરમેશ્વર પ્રત્યેના પ્રેમમાં મિલન અને વિરહના અનુભવની, આનંદ અને વેદનાના ભાવની, સંભોગશૃંગાર

## સ્નેહરશ્મિ

### કાળ

ઘરનો અહીં આ ખૂણો,
રસ્તાનો પ્હણે વળાંક,
દરવાજાની કમાન,
વડની ઝૂકતી ડાળ,
અક્ષરોના આ મરોડ
વિચારોની ઘટમાળ
સમયના દૂરબીને રહે ઝીલાતાં:
કાળ તો એની ક્ષિતિજોના વળાંકોની પેલે પાર.
જતરડે ખેંચી એને
વાધે સજી કસી તાર
ઝંખે એમાં ઝંકારની સંજ્ઞા થકી
શાશ્વતી ને શૂન્યમહીં
દાખવવા વળાંકના ધબકાર.
જોતો એ પનિહારી શિરે ઘડામાંથી–
ઢળે વળાંકભર્યો રવિનાં રશ્મિ રેલતાં પ્રકાશ.
તેજ ને છાયાની ગોષ્ઠિ
એ માણવા, ઢૂંઢે કાળ નવરાશ.
નહિ કો' એંધાણી!
કો' સાથ!
કો' આશ!

અને વિપ્રલંભશૃંગાર રસની ભૂમિકારૂપે જ. આમ, મીરાંનાં પદમાં પ્રકૃતિ પ્રધાન નથી, પ્રકૃતિનો પ્રકૃતિરૂપે મહિમા નથી; પ્રકૃતિ ગૌણ છે, પ્રકૃતિ દ્વારા મહિમા તે પરમેશ્વરનો, પરમેશ્વરના પ્રેમનો જ છે.

મીરાંનાં પદમાં કોઈ પુરુષ, માનવી પુરુષ, પ્રત્યેના પ્રેમનું, માનુષી પ્રેમનું દર્શન નથી, તો સમગ્ર મનુષ્યજાતિ પ્રત્યેના પ્રેમનું, વિશ્વ-પ્રેમનું પણ દર્શન નથી. મીરાંનાં પદમાં માત્ર પરમેશ્વરનું, પરમેશ્વરના પ્રેમનું દર્શન છે. એથી મીરાંનાં પદ પરમેશ્વર સાથેના પોતાના અંગત આત્મીય સંબંધ વિશેની સ્વગતોક્તિરૂપ, પરમેશ્વર સાથેના પોતાના એકાન્ત સંવાદરૂપ છે. એથી એનાં પદનું લઘુકાય સ્વરૂપ છે. એથી એમાં અનુભવની તીવ્રતા તથા ભાવ અને રસની ઉગ્રતા છે. મીરાંએ દીર્ઘમધ્યમ કદની નાટ્યાત્મક, કથાત્મક કાવ્યકૃતિઓનું, મધ્યયુગમાં પ્રચલિત કાવ્ય-પ્રકારો–પ્રકરણ, પ્રબંધ આખ્યાન આદિ-માં કાવ્યકૃતિઓનું સર્જન કર્યું નથી એનું આશ્ચર્ય ન થવું જોઈએ. 'નરસિંહરા માહ્યરા', 'સત્યભામાનું રૂસણું' –આદિ દીર્ઘમધ્યમ કદની નાટ્યાત્મક, કથાત્મક કાવ્યકૃતિઓનું મીરાંનું કર્તૃત્વ, નરસિંહ અને કૃષ્ણના જીવનની પ્રેરણાથી જેમ મીરાંએ દ્વારિકાવાસ કર્યો હતો એમ એ જ પ્રેરણાથી મીરાંએ આ કાવ્યકૃતિઓનું સર્જન કર્યું હોય એવા તર્કને આધારે, સિદ્ધ કરવાનો પ્રયત્ન થયો છે. પણ આ કાવ્ય-કૃતિઓની અલ્પ કાવ્યસિદ્ધિના સંદર્ભમાં ને વિશેષ તો મીરાંનાં પદની અઢળક કાવ્ય-સિદ્ધિના સંદર્ભમાં આ કાવ્યકૃતિઓનું મીરાં-નું કર્તૃત્વ છે એમ સિદ્ધ કરવું શક્ય નથી.

અનેક સંતોએ અન્ય મનુષ્યો સાથેના એમના સંઘર્ષ અંગેનાં પદ રચ્યાં છે; વ્યવ-હાર જીવનની વિષમતા અને વિકટતા અંગેનાં પદ રચ્યાં છે. અલબત્ત, એમાં ક્યાંય આત્મસ્તુતિ કે આત્મશ્લાઘા નથી. આત્મદયા તો નથી જ નથી. એમાં માત્ર વિનય અને વિનમ્રતા જ છે. મીરાંનાં પદમાં પણ આવાં કેટલાંક પદ છે. પણ જેણે પોતાના અસલ નામનો પણ કદાચ ત્યાગ કર્યો હતો અને જે પછીથી પોતાનો સમસ્ત ભૂતકાળ ભૂંસવાની હતી, પોતાનું સમગ્ર વ્યક્તિત્વ લોપવાની હતી અને અંતે અજ્ઞાતવાસમાં વસવાની હતી એ સ્વમુખે પોતાની કથા, આત્મકથા ગાય? એ અંગત જીવનનાં પદ રચે?

'મીરા' શબ્દ વિશે બે અનુમાનો છે 'મીરા' શબ્દ ફારસીમાંથી આવ્યો છે એના અર્થો છે પરમેશ્વર (કબીરના ત્રણ પદમાં આ અર્થ છે), અગ્રણી (મીરા શાહ સૂફી–અજમેર–માં આ અર્થ છે) અને અમીર આમ, 'મીરાબાઈ' એટલે પરમેશ્વરની પત્ની (મીરાના પદમાં 'મેરો પતિ સોઈ' આદિમાં આ અર્થ સૂચવાય છે), અગ્રણી સ્ત્રી, અમીર સ્ત્રી 'મીરા' શબ્દ સંસ્કૃતમાંથી આવ્યો છે, 'મીર' + આ = મીરા સંસ્કૃતમાં 'મીર'ના અર્થો છે સમુદ્ર, મહાન 'મીરા' જો ફારસી શબ્દ હોય તો દૂદાજી અથવા મીરાના માતાપિતા 'મીરા' એવું નામાભિધાન કરે ? એથી પ્રશ્ન થાય છે કે મીરાનું અસલ નામ 'મીરા' હશે ? મીરાનું અસલ નામ 'મીરા' હોય કે ન હોય પણ મીરાના પ્રત્યેક પદમાં અંતિમ પંક્તિમાં આરંભે 'મીરા' નામનો 'છાપ' રૂપે મીરાએ પોતે જ ઉલ્લેખ કર્યો છે એથી જો 'મીરા' એ મીરાનું ઉપનામ હોય અને મીરાનું નામ વિસ્મૃત હોય તો પણ મીરાને 'મીરા' નામ સ્વીકૃત છે એનો અર્થ એ થયો કે મીરાએ એના અસલ નામનો ત્યાગ કર્યો હતો અને તો હમણાં જ આગળ પૂછ્યો તે પ્રશ્ન પૂછી શકાય કે એ અગત જીવનના પદ રચે ? મીરાએ આવાં પદ રચ્યાં હોય તો પણ એમાંથી જે પદમાં પરનિંદા હોય, તિરસ્કાર હોય, ચમત્કાર હોય, આત્મદયા હોય એ પદનું કર્તૃત્વ તો મીરાનું ન જ હોય એ નિ:શંક છે

મીરાના પદની રચનાસાલ વિશે કોઈ આધાર કે પ્રમાણ નથી એથી મીરાના પદનો ક્રમ નિશ્ચિત કે નિર્ણીત નથી પણ મીરાએ પ્રથમ મુખ્યત્વે વિરહ અને વેદનાના

## રાજેન્દ્ર શાહ

### પૌત્રજન્મ

અષાઢનું આભ—મેહુમીઠું આચ્છાદન
મંદ મંદ ગુરુ ગુરુ ગર્જનની સંગ ઝરે ઝરમર જલ,
ગીતે વનમયૂરની કેકા, તરુપર્ણ,
અને તપ્ત ધરા
પરિતોષની પ્રશાન્ત સમાધિમાં જ્યારે આત્મલીન
ત્યારે એકાન્ત આ ઘરે
અહીંની હવાથી પ્રાણમય
ક્રંદનકોમલ સૂરે વહ્નિનું પ્રાગટ્ય તવ કહે
સુણી, નંદ ઘેર આનંદથી ના સહુના હૃદય

ભૂલોકના હે નૂતન યાત્રિ !
સામી દિશાએ જનાર પથિકનો તને આવકાર
નયનના વરેણ્ય કિરણ
શ્રુતિનું ગગન
પ્રાણનું સ્પંદન, સ્પર્શ
હૃદયનો રાગ
સૌમંગલ
અમારું જે કંઈ તે હો
ત્વદીય સફલ

ચરણની આ રક્તિમ આભા—
લહું એમ ગતિનો આવેગ
આજ આ ઉછંગે તવ ખેલા,
કાલે પૃથ્વી ઉર્વીય પડે નાની તને,
અંતરીખમહીં હશે તારું ક્રીડાંગણ

કોઈ નિકુંજમાં અનુરાગની તું બજવશે વેણુ,
કોઈ ક્ષેત્રે હશે તવ સંહરણ ચક્ર,
પદે પદે સહુની સંગાથ
હશે સહુથી અલગ
સરલ કે વક્ર તવ ચાલે ચાલે
નિરંતર કને હશે
યજ્ઞના આજ્યની નાની નિજી કામધેનુ,

આનંદકંદનસૂર ભેળા અહીં હૃદયના ભાવમય દેશે,
કોની કોની અંગુલિ અડે છે તવ કુંચિત આ સુકોમલ કેશે?
અહીંની રમણા સહુ દ્વૈતને આધાર:
પ્રેમને તંતુએ કિંતુ સર્વ એકાકાર.
ભૂલોકના હે નૂતન યાત્રિ!
મેઘને દુંદુભિનાદ દિગન્ત પ્રસન્ન.
પ્રસન્ન આ
સામે પંથ જનારનો, મંગલ મંત્રને ગાન, તને આવકાર.

યયાતિ

---

## સ્પર્શ

પલેપલ
ચાંદનીના સ્નેહસિક્ત ઉરમાંથી નિરન્તર વહે જતાં
પ્રકંપિત રશ્મિસમું તરંગિત હેત કોનું છલોછલ?
પલેપલ
કોના મૃદુ મધુમય ગીતતણું ધસમસ્યે જતાં ઉષ્ણ રુધિરમાં
પ્રસરતું વિલંબિત લય-બલ?
પલેપલ
ઉડુગણ કેરું તેજ નિજ પરિપુષ્ટ દેહે
સજી ઊભી શર્વરીની સુકોમલ કરાંગુલી થકી
સદ્ય રણઝણિત રોમરોમે
અચાનક અમિ ક્યાંથી ખીલી ઊઠયાં કંવલ કંવલ!
પલેપલ
કોના તે આ મુખરિત મૌનમહીં અવરુદ્ધ
બીનતણાં છિન્નભિન્ન તારેતાર અવિહ્વલ!
મનની તૂટેલ ડાળે
જાણે કોઈ કોકિલાએ માળો બાંધ્યો હોય
તેમ લોહી–મજ્જા–માંસ–અસ્થી મહીં મ્હોર્યું ઉપવન
બની રહ્યું આકલ–વિકલ!
પલેપલ!
પલેપલ
તિમિરના ગોમુખેથી કોનું વહે અશ્રુજલ?
અહીં સુધી વહી આવ્યું કોનું તે આ અશ્રુજલ?
પલેપલ!

વિપ્રલંભશૃંગારનાં પદ રચ્યાં હશે અને પછી મુખ્યત્વે મિલન અને આનંદનાં, સંભોગ-શૃંગારનાં અને સવિશેષ તો શાંતરસનાં પદ રચ્યાં હશે એવું અનુમાન મીરાંના જીવનના ક્રમના અનુમાન સાથે સુસંગત અને સુ-સંવાદી છે. જો કે મીરાંનાં પદમાં પરમેશ્વર અને પરમેશ્વરનો પોતાની પ્રત્યેનો પ્રેમ અને પોતાનો પરમેશ્વર પ્રત્યેનો પ્રેમ એ જ એક-માત્ર વિષય-વસ્તુ છે એથી મીરાંનાં પદમાં ક્રમનો પ્રશ્ન અતિમહત્ત્વનો પ્રશ્ન નથી.

'મીરાંકે પ્રભુ ગિરિધર નાગર'–મીરાંનો પરમેશ્વર ગિરિધર નાગર છે. 'બોલે ઝીણા મોર, રાજા, તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર'—મીરાંનો પરમેશ્વર રાજા છે. એથી ડુંગરિયા પર, નગરથી દૂર, ઉચ્ચ સ્થાને, એકાન્તમાં વસે છે. તો મીરાં પણ નાગરિકા છે, રાજવંશી છે. એથી તો ક્યારેક આ ગિરિધર નાગરમાં, આ રાજામાં એના નાગર-ત્વ, રાજત્વનો અભાવ પ્રગટ થાય છે ત્યારે મીરાં એને હસે છે, 'પ્રીત કરી પણ કરતાં ન આવડી, તું નંદ આહીરનો છોરો'. મીરાં ભક્ત હતી, સંત હતી પણ સાથેસાથે મેડતાની રાજકુંવરી હતી, મેવાડની ભાવિ મહારાણી હતી. એનાં પદમાં સુશિક્ષિત, સુસંસ્કારી, સુસંસ્કૃત માનસ પ્રગટ થાય છે. એના આ માનસમાં રુક્ષતા કે રાંચાપણું નથી, રુચિ અને રસિકતા છે. એના માનસમાં પ્રશિષ્ટતા અને સૌજન્ય છે, કુલીનતા અને શીલતા છે, ઉદારતા અને ભદ્રતા છે. મીરાંમાં માનસની અમીરાઈ છે. એના એક સાદ્યંત-સુંદર અને સર્વાંગસંપૂર્ણ પદમાં એનું આ માનસ પૂર્ણપણે પ્રગટ થાય છે:

'ઉપાડી ગાંસડી વેઠની રે,
કેમ નાંખી દેવાય?

એ છે રણુછોડરાય શેઠની રે,
એ છે શામળશા શેઠની રે,
કેમ નાંખી દેવાય ?
ઊનીઊનીરેતીમાંપગબળે છે,
લૂ વાય છે માસ જેઠની રે
કેમ નાંખી દેવાય ?
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર,
મને લગની લાગી છે કેની રે.
કેમ નાંખી દેવાય ?

જાણે કે એણે શિર પર પેટની ગાંસડી ઉપાડી છે એ જોઈ ને એને કોઈ સૂચવે છે, 'નાંખી દે ને ! નાંખી દે ને !' અને એ 'એ તો રણુ-છોડરાય શેઠની છે, શામળશા શેઠની છે' એમ પુનરાવર્તન દ્વારા 'ભલે ઊની ઊની રેતીમાં પગ બળે, જેઠ માસની લૂ વાય' છતાં 'મને શેઠની લગની લાગી છે' એથી એ સામેથી ચાર વાર પ્રશ્ન પૂછે છે, 'કેમ નાંખી દેવાય?' એમાં સુશિક્ષિત, સુસંસ્કારી, સુસંસ્કૃત માનસનો કેવો લયલહેકો અને મરોડ છે !

મીરાંનો પરમેશ્વર પ્રત્યેનો પ્રેમ એ કોઈ સંપ્રદાય આદિનો પરમેશ્વર અને પ્રેમ નથી. એ કોઈ જ્ઞાન–કર્મ–યોગની નીપજ નથી. એથી મીરાંનાં પદમાં કોઈ ખંડનમંડન નથી, કોઈ વાદપ્રતિવાદ નથી. મીરાંનું એકએક પદ એ પ્રધાનપણે બુદ્ધિનું સર્જન નથી. એનો અર્થ એ નથી કે એમાં બુદ્ધિનો અભાવ છે. પણ એનો અર્થ એટલો જ કે એમાં માત્ર બુદ્ધિ નથી. એથી એમાં સારગ્રાહિતા (eclecticism), જ્ઞાન ગૂઢતા (esotericism), વિદ્વત્તા (erudition) આદિ બુદ્ધિનાં પ્રસિદ્ધ લક્ષણો નથી. મીરાંનું એકએક પદ પ્રધાનપણે હૃદયનું સર્જન છે. એથી એમાં ભાવ, રસ, પ્રેમભક્તિ આદિ હૃદયનાં પ્રસિદ્ધ લક્ષણો

## મુકુન્દરાય વિ. પારાશર્ય

### ગિરનારી

ઓળાનો તંબૂર જેણે તોડિયો,
ઝટકે તોડી નાખ્યા તાર,
ફેંકી દઈ કરતાલ બેઠા થઈ ગયો,
છાંડયો શ્રોતાનો આધાર,
એવો મેં ગિરનારી બાવો ઓળખ્યો.

એની હું વાસે હાલ્યો, કેટલું?
ચોગમ એનાં જ એંધાણ.
ગગન થયા એ મારા પંખના.
વરસ્યા પોતે અમરત પાન. —એવો મેં.

પરખી ભવભવને વીંધી આવતી
એના શાખની ફૂંક.
ચડયો ના, ઊડયો ના, ખોળે લઈ લીધો
સીધો દત્તાત્રયની ટૂક. —એવો મેં.

નિજમા સમથળ આકાશનો
અનુભવ મરમીને થાય.
એને રે ઓળખ્યા કરે અનુભવુ
હુંમાં નિરહું પોખાય. —એવો મેં.

પોતે જ સચરાચર આ બહારનુ,
પોતે ભીતરનુ વ્યોમ,
જેને રે ગાયા તે પોતે અમે
બિન્દુ સયુત ઓમ, —એવો મેં.

*

એવા રે ગિરનારીને ગાઉં શું?
નહિ જયાં નામ કે નિશાન;
જેને રે સંભાર્યે સુધબુધ ના રહે
તૂટે ગાયાનુ ગુમાન. —એવા રે.

તૃણવન પુરાણો થઈને વિસ્તરે,
પવનો ઋચા થઈ લહેરાય.
પૂર્ણ હું દશે દિશ જે એમનાં
આસન થઈને પથરાય. —એવા રે.

ગોતાવી ગુહામાં આતમજોત ને
નયણે આંજયું ચિદાકાશ.
કરાવ્યો કમંડળનાં નીરમાં
શેષશાયીને વાસ. —એવા રે.

એણે ના ઉપદેશ્યું કંઈ યે, સંગમાં
સાધ્યું જીવન પારાવાર.
નામ કે નામીમાં શેને ભેદ કંઈ,
કોને કોને શો આધાર? —એવા રે.

કયાંથી રે ભીતર જુદા અનુભવું?
એકાકાર રહેવાય.
જુદા જો લેખું તો પ્રાણો ઊમટે,
ને કંઠે ડૂમો દેવાય. —એવા રે.

## ફિલિપ કલાર્ક

### ત્યારે

લીલાં-સૂકાં
પાંદડાં જેવા દિવસોથી
હું ઢંકાઈ ગયો છું;
જે કૂંપળની જેમ ફૂટે છે,
પણ જલદી ખરી જતાં નથી.
અને
કયારેક ખીલેલાં ફૂલની
ફરકી જતી ફોરમ
શ્રાવણ-ભાદરવો બની
આંખમાંથી વરસી જાય છે.
ત્યારે
હું
ઘૂંઘવ્યા કરું છું તારી યાદની
અવાવરુ વાવમાં
કબૂતર બનીને.

છે. મીરાંનું એકે પદ શ્રમસાધ્ય કે કષ્ટ-સાધ્ય નથી. મીરાંનું એકેએક પદ મીરાંની સહજસહસા સ્વયંસ્ફુરણા છે. મીરાંના કોઈ કોઈ પદમાં તો નર્યું કથન હોય છે. બલવન્તરાયે જે અન્ય સંદર્ભમાં કહ્યું છે તે મીરાંના આવા પદના સંદર્ભમાં સવિશેષ સાચું છે કે, 'કેટલીક વાર નર્યું કથન જાતે ઊંચી અમર કવિતા હોય છે.' મીરાંનું એકેએક પદ સ્વભાવોક્તિ છે. એમાં જે અન્ય અલંકારો હોય એ આ મુખ્ય અલંકારના અંતર્ગત અલંકારો છે. ધર્મકવિતાના મહાન અંગ્રેજ કવિ જ્યૉર્જ હર્બર્ટની જેમ મીરાંએ માત્ર પરમેશ્વર અને પરમેશ્વરનો પ્રેમ–એ એક જ વિષય-વસ્તુ વિશે પદ રચ્યાં છે. મીરાંનાં પદમાં વિષય-વસ્તુની વિવિધતા નથી એવા અસંતોષ કે આક્ષેપને કોઈ અવકાશ જ નથી. મીરાંનાં પદમાં ભલે એક જ વિષય-વસ્તુ છે પણ એમાં અનુભવની, ભાવ અને રસની એકવિધતા (monotony) નથી. એટલું જ નહીં એમાં અનુભવની તીવ્રતા તથા ભાવ અને રસની ઉગ્રતા છે, ગહનતા છે, અગાધતા છે, અતલતા છે. મીરાં ભક્ત હતી: સંત હતી. એથી મીરાંએ સાધુસંતસમાગમ અને ભજનકીર્તનની એની દિનચર્યાના એક અંગરૂપે એનાં પદનું સર્જન કર્યું હતું. મીરાં-એ કવિપદ માટે, કવિપણાં માટે, કવિવેડાં માટે અથવા પદ, પ્રસિદ્ધિ, ધન કે કીર્તિ માટે એનાં પદનું સર્જન કર્યું નથી. મીરાં પાસે ધન, કીર્તિ, પદ, પ્રતિષ્ઠા, સત્તા— શું ન હતું? એ સૌનો તો એણે કયારનો ત્યાગ કર્યો હતો. મીરાંએ કવિ તરીકે નહીં, અનુભવી તરીકે; કાવ્યકાર તરીકે નહીં, ભક્ત અને સંત તરીકે એનાં પદનું સર્જન કર્યું

હતું આપણા યુગમા ડાગ હેમરશોલ્ડે એમની ડાયરી ‘Markings’ રચી ત્યારે પ્રસિદ્ધિ અર્થે નહીં પણ ‘રહસિ’ રચી હતી, સાહિત્યરૂપે નહીં પણ ‘a sort of ‘White Book’ concerning my negotiations with my self–and with God’– મારી જાત સાથેના–અને પરમેશ્વર સાથેના મારા સંવાદોને લગતી એક પ્રકારની શ્વેત પોથી’ રૂપે’ રચી હતી છતા મીરા મેડતાની રાજકુવરી હતી એથી સુશિક્ષિત અને સુસપન હતી, એ અનેક કળાઓ–કવિતાકળા સુધ્ધા–મા નિપુણ હતી એ સંગીતજ્ઞ હતી તેમ કાવ્યજ્ઞ પણ હશે એથી મીરાએ જ્યારે એના પદનું સર્જન કર્યું હશે ત્યારે સભાનપણે નહીં તો અભાનપણે પણ એની આ કવિતાકળાનિપુણતા આ કાવ્યજ્ઞતા પ્રવૃત્ત હશે કવિતાની સર્જન પ્રક્રિયામા સભાન અભાન, સપ્રજ્ઞતા અસપ્રજ્ઞતા એ એક મહાકૂટ પ્રશ્ન છે મીરાના પદમા કાવ્યમયતા, કલામયતા ક્યા નથી? મીરાનુ એકેએક પદ કેવુ સ્વચ્છ અને સુઘડ છે, કેવુ સાફસૂતરું અને સઘેડા ઉતાર છે એના ઘાટઘૂટ અને એનુ ઘડતર જડતર સપૂર્ણ છે એની ધ્રુવપક્તિ, એના અતરા, એનો આરભ, એનો અત, એનો લય, એના પ્રાસ,—બધુ જ સુન્દર છે એમા પૂરેપૂરી એકતા છે ક્યાય છૂટછા નહીં, ક્યાય ગાઠ નહીં, ક્યાય દોરાધાગા નહીં, ક્યાય વાકુચૂકુ નહીં, ક્યાય જાડુપાતળુ નહીં ક્યાય ઢીલુપોચુ નહીં બધુ જ એક સરખુ, સીધુ, ઘટ્ટ, સુદૃઢ અને સઘન સપૂર્ણ ભરત-ગૂથણ જેવુ સુશ્લિષ્ટ, સુન્દર કાતણ વણાટ જેવુ સુગ્રથિત ‘ખૂણે બેસીને મેં તો ઝીણુ રે કાત્યું એમા નથી રાખ્યુ

# પિનાકિન્ ઠાકોર

## સદાકાળ

એય! તપેલાને ભીની ભીની માટી લઈ
કટેવાળો તો બરાબર કરી લીધો ને!
બસ, સળગીને ઊડી ગયો છે બધો ગેસ,
ઘાસતેલ ઊગતુ નથી, ને
હવે વીજળી!
નદીઓના પાણીના તે મળ્યા છે હજુ ક્યા
લાગભાગ? (વહ્યા કરે વેડફાયા કરે! ભલે)
કોલસો તો પૂરતો ખોદી કઢાય ત્યારે ને?
અને વન?
તે તો વેડાયા વિનાના રહ્યા હોય તો !
તો જોયા કર!
વેગનો ક્યા છે?
પાટાઓ તો વકાઈ ગયા છે, અરે
વકાયા કરે છે સદા, આણીમેર તેણીમેર
આણી મેર તેણી મેર ચારે મેર
મતલબ મત
અરે પણ પહેલા તુ ચૂલો તો બનાવ,
ઈંટો તો ગોઠવ બચી હોય મહાકામોમા
ચણાયા વગર!
કાઈ નહી થોડા રોડા ઢેખાળા
ને પથ્થરો તો લાવ એ તો અટવાતા
હશે આમે તેમ ગમે તેમ
તપેલુ ચઢાવી દીધુ ને?
ચારે બાજુ જો કૂવા કે તળાવ વાવ
બચ્યુ હોય જરાકે જે જલ
આધણ તો મૂક, ચલ!
હવે?
હવે! એમ કર,
નીચે બેસી દેને સૂખ્યું દુખ્યુ માનવનુ
(હાર્યું ભાગ્યુ) જીર્ણ શીર્ણ જઠર
એ હો! વરાળો તો નીકળવા દે માડી ને!

હવે એમાં ઓરવું શું?
ઊકળે છે પાણી પલેપલ.
વર્તમાનપત્રમાંની વાનગીની કાપલીઓ,
પાકશાસ્ત્રના ચોપડા, સીધાચિઠ્ઠી...
કેટલી છે? એ તો હશે ઘણી બધી!
રબરની ટોટીવાળી દૂધની બાટલી, એના
કાલાકાલા મીઠામીઠા ક્રંદન મર્મર સાથે,
હળુહળુ ઝુલાવીને હુલાવીને અંદર પોઢાડ!
શાળાઓનાં ઘરકામ, અર્ધેપગે ઊછળતાં
દફતરોને ફોસલાવી ફસાવીને એમાં જ
રમતાં મેલી દેને.
ફાટફાટ સપનાંનાં અલ્લડ તોફાનો, જરાસરા
છળ ને છકાવ! ઘેલાં તે તો આપમેળે
અંદર જ ઝંપલાવી ઝુકાવી જ દેશે.
કચેરીઓ, પેઢીઓ અને કારખાનાં, કામગીરી
કારીગરી, એ તો સર્વ આ દિશાએ જ
આના ભણી વળશે જ ને! ક્યાં જશે?
વત્સલતા ઝરી ઝરી, આંગણે ને મારગ
પર રાહ બની વળુંભતી આતુર
આંખો તો હવે, સગડ શોધી શોધીને
વળી અહીં જ પહોંચવાની.
બોખલી, ખોખલી, ઊંડી ઊતરી ગએલી
પેલી કરચલીઆળી જૂની જર્જર મમતા
નિર્લેપ, તે તો કદાચને અંદર જ જઈ બેઠી હોય!
ચમચાઓ ચપોચપ છલકાતા મલકાતા;
વક્રદંત વંકાયેલા હસુહસુ થતા
ધરાયેલા હોઠ:
પાશવતા પરિતૃપ્ત પેટ પર
હિંસક હરખ હાસે
ભર્યા ભર્યા કરે ફર્યા,
ફરી ફરી ચૂલામાંહી
ઇંધણને ઓરવાને
બળતું સંકોરવાને
સળવળ સળવળ થતા રહે
ખર્બર એ સદાકાળ હાથ.

કંઈ કાચું રે.' શું જીવનમાં, શું કવનમાં, મીરાંએ ઝીણું કાંત્યું છે, કંઈ કાચું રાખ્યું નથી. એથી ભલે મીરાંને કવિપદની પરવા ન હોય, કવિતાસિદ્ધિની પરવા ન હોય, પણ આપણે આપણી ગરજે મીરાંને કવિ કહીશું અને એનાં પદને કવિતા કહીશું. મીરાંની કવિતા જેવી કવિતાનું દર્શન જગતકવિતામાં વિરલ છે. મીરાંના સમકાલીન એવા સેન્ટ જ્હોન ઑફ ધ ક્રોસની કવિતામાં અને સેન્ટ તેરેસાના ગદ્યમાં આવી કવિતાનું ક્યારેક દર્શન થાય છે. જગત કવિતામાં મીરાંના જીવનની જેમ જેના જીવન વિશે વિકૃતિઓનો પાર નથી અને અનુમાનોની પરંપરા છે અને જેના બસોએક કાવ્યખંડોનો વચમાં બેએક હજાર વર્ષ લગી સંચય થયો ન હતો એ સાફોની માનુષી પ્રેમની કવિતાનું જે સ્થાન છે તે સ્થાન મીરાંની દિવ્ય પ્રેમની કવિતાનું છે. જગતકવિતામાં કવિતાના અનેક રાજમાર્ગો અને ઉપમાર્ગો છે. પણ મીરાંની કવિતા એ કવિતાનો 'ન્યારો પેંડો' છે.

મીરાંનું જીવન અને મીરાંની કવિતા એ મેડતાની, મેવાડની મરુભૂમિમાં જ નહીં પણ જગતની અને જીવનની, સંસારની મરુભૂમિમાં જાણે કે ધવલોજ્જવલ અગ્નિજ્વાલા છે. મીરાંની કવિતા એ મીરાંના જ હૃદયની નહીં, પણ માનવહૃદયની આત્મકથારૂપ છે; મીરાંના જ આત્માની નહીં, પણ માનવઆત્માની કથારૂપ છે. મનુષ્ય માત્રના હૃદયમાં ગૂઢ ગોપન પ્રેમ છે અને એ પરમેશ્વરમાં જ પર્યવસાન પામે ત્યારે ધન્ય થાય છે, ચરિતાર્થ થાય છે. માનવ માત્રના આત્મામાં એકતાની ઇચ્છા છે અને એ પરમાત્મા સાથે અનુસંધાન પામે ત્યારે જ ધન્ય

થાય છે, ચરિતાર્થ થાય છે. આ છે મીરાંના જીવનનું અને મીરાંની કવિતાનું રહસ્ય.

ગોવર્ધનરામે ૧૮૯૫માં સૂચવ્યું હતું કે મીરા એકલપંથી હતી અને પછી ૧૯૦૫-મા પ્રશ્ન પૂછ્યો હતો કે મીરાં જેવી જ્વાલા કેમ અને ક્યાંથી પ્રગટી હશે અને એના ઉત્તરરૂપે સૂચવ્યું હતું કે આ જ્વાલા જયદેવમાંથી પ્રગટી હશે.

આનંદશંકરે એના અનુસંધાનમાં તરત જ સૂચવ્યું હતું કે આ જ્વાલા જયદેવ ઉપરાંત રામાનંદમાંથી પ્રગટી હશે.

પણ આ જ્વાલા, આગળ જોયું તેમ, સ્વયંભૂ પ્રગટી હશે અથવા તો કહો કે પરમેશ્વરમાંથી પ્રગટી હશે. એથી ગાંધીજીએ ૧૯૨૪માં એક સંવાદમાં મીરાં અને મીરાંનાં પદ વિશે કહ્યું હતું, 'Mira's songs are always beautiful. They are so moving because they are so genuine. Mira sang because she could not help singing. Her songs well forth straight from the heart-like a spray. They were not composed for the lure of fame or popular applause as are some other's songs. There lies the secret of her lasting appeal.' 'મીરાંનાં પદ હમેશા સુન્દર લાગે છે. એ ખૂબ હૃદયદ્રાવક છે કારણ કે એ સાચાં છે. મીરાંએ એનાથી ગાયા વિના નથી રહેવાયું એથી ગાયું છે. એનાં પદ સીધાં હૃદયમાંથી ફૂટે છે-ફુવારાની જેમ. અન્ય કેટલાકનાં પદની જેમ એનાં પદ કીર્તિ માટે કે લોકપ્રિયતા માટે રચાયાં નથી. એમાં એની હમેશની અપીલનું રહસ્ય છે.'

## ઉશનસ્

### એ સ્પર્શ

એ સ્પર્શ,
એટલે
અવસ્તુનો કેવળ રોમહર્ષ!
આ ટેરવાં જે
આવ્યાં તને અગ્રથી સ્પર્શી તે હવે
ના તે ત્વચા, કેવળ રોમહર્ષ!
રણઝણ રોમહર્ષ!
ને એટલે કેવળ એ નકામ,
હવે ન એના થકી બાધ્ય થાય
આ વિશ્વની કોઈ જ 'વસ્તુ' નામ;
આ ટેરવાં કેવળ કો અવસ્તુ!
આલિંગીને આવું છું તને હું
તો દેહ આ કેવળ સ્પર્શસ્પર્શ!
આખો ય હું કેવળ રોમહર્ષ!
હવે મને વ્હેમ '
ખરી પડ્યાં કાંચળી-દેહ વ્હેજમાં,
મારી ન કોઈ પ્રતિછાય તેજમાં!
સ્પર્શે ન પૃથ્વીતલ પાય મારા,
ના 'વસ્તુ'ના કો ગુરુધર્મ છે મને,
હું વ્યોમમાં વજનહીન અવસ્તુ માત્ર
કો ઊડતું ફર્ફર રોમ-પાન છું!

## વિપિન પરીખ

### એ લોકો અને હું

એ લોકોએ ઈસુને ખીલા ઠોકી ઠોકી માર્યો,
એ લોકોએ સૉક્રેટીસને ઝેર પાઈને માર્યો,
એ લોકોએ ગાંધીને ગોળીથી વીંધી નાખ્યો.
પણ
એ લોકો મને નહીં મારી શકે.
કારણ
હું સાચું બોલવાનો આગ્રહ નથી રાખતો.

## પ્રિયકાન્ત મણિયાર

### મધુમૂર્તિ

મારા સમસ્ત મનની મધુમૂર્તિ હે તું
તારા વિશાળ ચખથી સહુ સૃષ્ટિ જોઉં
વ્હેતો સમીર રણકે તવ ઘુમ્મટોના
ગર્ભે ભરાય નવ શબ્દ સ્વરૂપ પામે.
પ્રજ્ઞા! મને પાલવમાં વીંટાળી
તારા સુવદ્દ સ્તનમાં અવ તો છુપાવ
મારાં મિંચેલ શિશુ-લોચન છો હજી ય
એ અમૃતો ઉદરમાં ગટકાવી દેશે
તું હાથમાં લઈ મને, હળવે ઝુલાવ
છાનું રહે હૃદય, હાલરડું ય ગાઈ લે!

હું સંગનો સતત સૂર્ય ટકી શકું તે
આકાશનું અરવ અંતર તું ધરી ગઈ:
મારાં મિંચેલ લઘુ નીંદરથી ભરેલાં
બિડાયલાં લોચનમાં પ્રવેશી
આ રક્તની ઝીણીઝીણી સહુ કેડીઓમાં
ગાતી વસંત લસતી ફૂલ લઈ ફરી વળી.

## આહમદ મકરાણી

### લાગણી

સૂર્યની સુરખી ચીતરશે લાગણી;
રેતમાં ભીનપ નીતરશે લાગણી.
ઉંબરે પગલાં ભીનાં સંબંધનાં
આવકારો થૈ ઊઘડશે લાગણી.
એટલે મેંદી નથી હાથે મૂકી
રંગ રાતો થૈ નીકળશે લાગણી.
ફૂંક મારો સૂરભીના શ્વાસથી
બંસરી થૈ ને વગડશે લાગણી.
છો ક્ષણો ડૂબે સમયના સાગરે
ફીણ જેવી રોજ તરશે લાગણી.

બલવન્તરાયે ૧૯૨૮માં નરસિંહ અને મીરાંનાં પદ વિશે કહ્યું હતું, 'નરસિંહ મ્હેતા અને મીરાંના કોઈ કોઈ ઊર્મિકાવ્ય વિશે આપણે ગુજરાતીઓ એક અવાજે સ્વીકારીશું કે એ 'ઇન્સ્પાયર્ડ', 'ત્રીજા નેત્રની પ્રસાદી' છે.'

સુબ્બલક્ષ્મીએ ૧૯૬૬માં ન્યૂયૉર્કમાં રાષ્ટ્રસંઘની સામાન્ય સભા સમક્ષ મીરાંનું 'હરિ તુમ હરો જનકી ભીર' પદ ગાયું હતું. 'મીરાં સુત જાયો નહીં, શિષ્ય ન મૂંડો કોઈ' –મીરાંએ જીવનમાં કશું જ પોતાનું નથી, બધું જ પરમેશ્વરનું છે; મીરાંએ 'યતઃ તદીયા' સૌ મનુષ્યો પરમેશ્વરનાં સંતાનો છે અને એથી 'નાસ્તિ તેષુ જાતિવિદ્યારૂપકુલધનક્રિયાદિભેદઃ'–જાતિ, વિદ્યા, રૂપ, કુલ, ધન, ક્રિયા આદિના ભેદભાવ વિના સૌ સમાન છે એમ માન્યું અને માન્યું એવું જીવ્યું અને એથી મીરાંએ કવિતામાં 'હરિ તુમ હરો જનકીભીર'–હેહરિ, જનકી, સૌમનુષ્યોની, મનુષ્ય માત્રની, સમગ્ર મનુષ્યજાતિની ભીર હરો, ભીડ ભાંગો એમ ગાયું. મીરાંના જીવનનો અને મીરાંની કવિતાનો આપણા યુગમાં કે કોઈ પણ યુગમાં અનિર્વચનીય અર્થ છે અને એનું મહાન મૂલ્ય છે.

(ગુજરાતી સાહિત્ય પરિષદના 'ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ-૨' અંતર્ગત 'મીરાં'-માંથી અંતભાગ.)

✱ જે કવિને તાન છે પણ સમ ક્યાય નથી, જેમા કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનુ કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમા સ્થાયી રહી શકે નહીં.

જયન્ત પાઠક

## ખિસકોલી

વૃક્ષના થડને વળગેલી
એક ખિસકોલીએ
રમતમા મારી નજરને પકડી
ને ઊંચે ચગાવી
શાખાઓના વળાંકોમા વળાવતી વળાવતી
એ
એને છેક ટોચ સુધી મૂકી આવી

હવે
વૃક્ષની ટોચ
ને આગળના આકાશ વચ્ચેની
અગાધ અનન્તતામા વિસ્તરેલા
એક વૃક્ષના
ઊર્ધ્વ મૂલને હુ શોધી રહ્યો છુ

શિલ્પિન્ થાનકી

## આદમી

શૂન્યથી સર્જન કરે તે આદમી
રેત-રણમા પાંગરે તે આદમી

આંખમા શમણા વસન્તી હો છતા
કન્ટકે ડગલા ભરે તે આદમી

પગ તળે ધરતી સરકતી જાય, પણ
ટેરવે પર્વત ધરે તે આદમી

હો દટાતો માન બે ગજ ભૂમિમા–
પાંખમા નભ આવરે તે આદમી

## ગીતા પરીખ

### દાન

મને કોઈ નિજનું કરાવો ભાન!
પરને ખાતર દોડતાં દોડતાં
નિજનું ચૂકી નિશાન–મને...

લખને મેળે આંખડી ઘૂમી!
ઝળહળાટે દૃગ બંધ
નિજની છાય પિછાણવા કાજે
નેણ થયાં અવ અંધ;
તેજ તિમિરે પામવા મને
કોઈ દિયો એંધાણ–મને...

દિન ઊગ્યે, દિન આથમ્યે
મારા આભમાં રંગ અનેક,
સકલથી રંગાય તે નભે
નિજનો રંગ ન એક!
વિશાળ તો યે શૂન્ય આભે
નીરવ છે સહુ ગાન
મને મારું નિજનું કરોને દાન!

## 'રાઝ' નવસારવી

### સંભારણે

ફક્ત પડછાયા રહ્યા છે આંગણે
છે ટકોરાઓ અતીતના બારણે.
આપણા સંબંધ સૌ થીજી ગયા,
આખરી ઘટના રહી સંભારણે.
કોઈ તો લિપિ ઉકેલીને કહો,
નામ કોનું મારા ઉરને છુન્દણે ?
પર્ણ સૂકાં ઊડી ઊડી પૂછતાં
કોણ લટકે છે હજી યે તોરણે ?

ℂ વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ.

ઉ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાએલો છે તે કવિ નથી કવિ આત્મનિષ્ઠ હોય, કવિ સ્વયંભૂ હોય

## યોસેફ મૅકવાન

### અસ્તિત્વ

એક પંખી આંખમાં આવી અને ટહુકયા કરે,
પોપચામાં એક વીતેલો સમય પલળ્યા કરે
રાત પણ ચાલી ગઇ ને ચંદ્ર તો ડૂબી ગયો,
બિંબ એનું ડાળ પર આછું કેજી ફરકયા કરે
શ્વાસની આ આવ-જામાં, મ્હેક ભીની આવતી,
નામ એનું હોઠ પર કોઈ સૂર શું થરકયા કરે
કોઈ પડછાયા ય રાતે શેરીમાં દેખાય ના,
તો ય પણ પગલા સૂના કોઈના ભટકયા કરે
એ નક્કી છે કે મરણ તો આવશે મારું છતાં,
આ શરીરી મ્હેલમાં અસ્તિત્વ મુજ કણસ્યા કરે

## ચંદ્રકાન્ત શેઠ

### જ્વલની ભડભડ ભૂખ

જ્વલની ભડભડ ભૂખ ભેખડોમાથી ફૂટી;
કાઠાની એ તગ કમાનો તોડી, છૂટી, ઊછળી, ઊઘડી,
ભેદી ભીંતો ભદ્દ હવની,
ભેદી ભીંતો ધગ આભની,
ભેદી ભીંતો હરિત શ્વાસની,
ઠીંચીને અવકાશ ઊંડેરો
પિકડ ફૂલતી ફાલે,
કાળી રાતના કિચ્ચડમાં એ રગદોળાતી ચાલે!
ભૂંડી ભડ ભડ ફરી વળી છે
ઊખડેલી આંખોના જ્વગમાં,
ભૂંડી ખડ ખડ હસી રહી છે
ફીણ મહીં ફેલાતા પટમાં,
જ્વલની કાળી ભૂખ કાળની કૂંપળ લીલી ભરખે,
જ્વલની ધરખમ ભૂખ ભીતરે વીજ કડાકે ગરજે

## ધીરુ પરીખ

### ગાળ

આમ ને આમ આપણે પ્રાણીઓને
ક્યાં લગી વગોવ્યાં કરીશું?
કહે છે કે ટોળામાં માણસ પશુ બની જાય છે.
પણ દેખાય છે ક્યાંય
ચાર પગ
બે શિંગડાં
એક પૂંછડું?
ધણમાં તો પશુ ય ચાલે છે, એકલું હોય તેમ—
પોતાના વ્યક્તિત્વને-પશુત્વને—જાળવીને.

ટોળામાં ક્યાંય છે માણસ?
ટોળું એટલે તો વ્યક્તિત્વનો જનાજો.
પણ એમાં જનાજાની યે ક્યાં છે અદબ?
ત્યાં તો છે માતમની યે મહેફિલ.
અને એ મહેફિલને દૂરથી જોઇ રહેલા
એક પશુની આંખનો આતંક...
સારું છે કે એને વાચા નથી,
નહિતર ટોળાંમાં હાલતી ચાલતી વ્યક્તિત્વની લાશોને જોઇ
એ કરગરી ઊઠત: 'અમને આમ માણસ તરીકે વિકસવાની
ગાળ ન દેશો.'

## ગુણવંત શાહ

સમી સાંજનો દરિયો
ધીમે ધીમે અરે! સૂર્ય આ મારામાં આથમિયો!
હવે આ હવા લથડતી ચાલે;
અને આ ઢળતી આંખ અકાળે;
નભથી ઝરમર ઝરી રહી છે પથભૂલી વાદળીઓ!
આંખોની સામે આ ઊડયું અંધારાનું વન
પળપળમાં પથરાયા કેવા જોજનના જોજન!
હું મારામાં ડૂબી રહ્યો છું; હું સૂરજ હું દરિયો

**ા.** કવિ વિશ્વસમ્રાટ હોય છે;
કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

વિષય ગમે તે હોય, ઉદાર કે હીન, ઉગ્ર વિકૃત કે શાન્ત, તેનું સંપૂર્ણ 'ભાવન' વાચકને થવું જોઈએ. તેના ચિત્તમાં નિરૂપણ વ્યાપી જવું જોઈએ. ત્યારે જ કાવ્યની કૃતાર્થતા છે.

Manilal Patel & Co.
38 Cawasji Patel Street
Bombay 400 001

# વિજોગણ ચૂડના દુહા

સંપાદક • પુષ્કર ચંદરવાકર

[ગતાંકથી ચાલુ]

(૬૯)

સૂડ કે' છે
હેતુમા આવજો, ને હેતુમા જાજો, ભવસાગરના ભેળા,
મજા કરી લ્યો માનવીઓ, આ પંખીના છે મેળા।
પંખીના છે મેળા તે ઊડી જાશે,
અને આખર એક દિ' પસ્તાવો થાશે,
જાતે દા'ડે જાણજો, વસમી આવશે વેળા,
સૂડ કે',
હેતુમા આવજો, ને હેતુમા જાજો, ભવસાગરના ભેળા।

(૭૦)

ચૂડ કે' છે
આપ બાળી, પર ઓલવે, ઇ ભવોભવના ભલા,
દલ દરિયો, મન આરસી, ઇ સજણ સોળ વલા।
સજણ સોળ વલા તે મૂલવીએ,
અને પરખ થિયા પછી બીજું ના બોલીએ,
ઉઝરવો આંબો, વાઢવા વેલા,
સૂડ કે',
આપ બાળી પર ઓલવે, ઇ ભવોભવના ભલા!

(૭૧)

ચૂડ કે' છે ·
સજણ લાગે દુબળા, લોક જાણે ઘરે ભૂખ્યા,
સમદર જેટલી સાંકડી, ડુંગર જેટલા દુઃખ!
ડુંગર જેટલા દુઃખ તે કોને દાખીએ,
અને રૂદાની વાતુ રૂદામા રાખીએ,
પીંપળપાન ગુંગળા,
ચૂડ કે',
સજણ લાગે દુબળા, લોક જાણે ઘરે ભૂખ્યા!

---
ગૂંગળા–(પીપળપાનની માફક) ધ્રૂજતાં ને મૂંગાં

(૭૨)

ચૂડ કે' છે:

દુઃખિયા દુઃખ ભોગવે, સુખીઆ સુખ માણે,
કાળજ કાઢીને કોને બતાવીએ, વીતી હોય ઇ જાણે!
વીતી હોય ઇ જાણે તે જાણશે,
અને કરેલ કરમ તો ભોગવવા પડશે,
આવ્યો અવસર ઓળખો નહીં મળે, ખરચતાં નાણે

ચૂડ કે',

દુઃખિયા દુઃખ ભોગવે, સુખીયા સુખ માણે!

(૭૩)

ચૂડ કે' છે:

દુર્બળપણું દોહ્યલું હોય વિયાધીના માળ,
દુનિયા જોવે, દાખડો ઇ છતાં મેયે કાળ,
છતાં મેયે કાળ તે જાણજો કાળ,
અને ધવરાવ્યા વીણ ટળવળે, બાજોતિયામાં બાળ,
કરમના કુડાને થાય કંઠમાળ,

ચૂડ કે',

દુબળપણું દોહ્યલું હોય વિયાધીના માળ!

વિયાધી–વ્યાધિ, મેયે–મેહે

(૭૪)

ચૂડ કે' છે:

મદ ન રાખશો માનવી, નમીન દા દેવો,
ઝીણા થઇન હાલજો, વખત આવ્યો છ એવો!
વખત આવ્યો છ એવો, તેય જાણજો,
અને પોતાના હોય એને પડોશમાં રાખજો,
હકથી હાલવું, જશ જગતમાં લેવો,

ચૂડ કે',

મદ ન રાખશો માનવી નમીન દા દેવો!

(૭૫)

ચૂડ કે' છે:

વચન દેઇ તો બોલ, પાળીએ નહીં તો નક્કી પાડવી ના!
સાચીખોટી વાતો કરવી, પારકા ખીલે ગા',
પારકા ખીલે ગા', તે ના બાંધીએ,
અને પેંતરા વીણ બોલ ના સાંધીએ!
મળે હૈયાના હીર, તો પાડીએ હા,

ચૂડ કે',

વચન દેઇ તો બોલ પાળીએ, નહીં તો નક્કી પાડવી ના!

☙ પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિ-ને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે.

# પતીલ

## 'રાધારમણ'

અસહ્ય યાતનાઓથી સદાય ઘેરાએલા અલગારી કવિ પતીલનું નિધન વડોદરા ખાતે ૧૮મી માર્ચ ૧૯૭૦ના રોજ થએલું. એમનો જન્મ ઈ. ૧૯૦૫ના ઑગસ્ટની ૮મીએ અંકલેશ્વરમાં તંબાકુના જથાબંધ વેપારી ભૂધરભાઈ જયરામભાઈ પટેલને ત્યાં માતા ભૂરીબેનની કૂખે થએલો. એમણે ૧૯૨૪માં બીજી ભાષા સંસ્કૃત સાથે મૅટ્રિકની અને ઈન્ટર મિડિયેટ ગ્રેડની ડ્રૉઈંગની પરીક્ષા પણ પસાર કરેલી. દરમિયાનમાં ૧૯૧૧માં ચંચળલક્ષ્મી સાથે એમણે પહેલું લગ્ન અને ત્યારબાદ ૧૯૫૪માં યશોબાલા સાથે બીજી વાર લગ્ન કરેલું. નટવરલાલ અને વસંતલાલ એમના પુત્રો.

મૅટ્રિક થયા પછી કાપડની દુકાન કરી, પરંતુ કૉંગ્રેસની રાષ્ટ્રીય ચળવળ શરૂ થતાં માલની લ્હાણી કરી દુકાન સમેટી લીધી. સરકારી નોકરીમાં મન નહોતું માનતું છતાં પિતાને રાજી રાખવા ૧૯૨૬માં રેવન્યુ ખાતામાં અવલ કારકુનનું સ્થાન સ્વીકાર્યું તો ખરું, પણ પછીને જ વર્ષે પિતાજીનું અવસાન થતાં એમણે એ નોકરી ત્યજી દીધી. પછીનો લગભગ મોટો ગાળો એમણે શિક્ષક તરીકે પસાર કરેલો. પહેલાં અંકલેશ્વરની મ્યુનિસિપલ હાઈસ્કૂલમાં, પછી મહેસાણા જિલ્લાના કડી ગામની સાર્વજનિક હાઈસ્કૂલમાં ફારસી ભાષાના શિક્ષક તરીકે જોડાયા અને તે શાળા સરકારી બનતાં ઈ. ૧૯૩૫માં ત્યાંથી છૂટા થયા. હવે શુક્લતીર્થની 'નર્મદા હાઈસ્કૂલ'માં ચિત્રશિક્ષક તરીકે જોડાયા. વ્યવસ્થાપક સમિતિ સાથેની અન્ય ચાર શિક્ષકમિત્રોની લડતમાં સૂર પુરાવી રાજીનામું આપ્યું અને પછી ઈ. ૧૯૪૦ સુધી ખેતીનો વ્યવસાય કર્યો. પરંતુ મિત્રોની સમજાવટથી અંકલેશ્વરની ઈ. એન. જીનવાલા હાઈસ્કૂલમાં ઉર્દૂ ભાષાના શિક્ષક તરીકે જોડાયા. ત્યાં ઘણાં વર્ષો સુધી રહ્યા બાદ વ્યવસ્થાપકો સાથે સંબંધ બગડતાં એમણે નિવૃત્તિકાળ પહેલાં જ રાજીનામું આપી દીધું. આજીવિકા માટે એઓ હવે સૂરત જિલ્લામાં નવા સ્થપાએલા વેલાછાવિદ્યાલયમાં ફારસીના શિક્ષક બન્યા. ત્રણેક વર્ષ પછી ત્યાંથી પણ નીકળી જઈ જીવનના અંત ભાગ સુધી વતનમાં આર્થિક વિટંબણાના દિવસોને એમણે ખુમારીથી ગુજાર્યા.

લગભગ છેલ્લા પાંચ દાયકાથી ગુજરાતભરમાં ગઝલના ઘોડા છોડી મૂકનાર એક આપકર્મી–પોતાની સ્વતંત્ર ધજા ફરકાવનાર–પોતાની અલગ કાવ્ય નીતિરીતિને પ્રચલિત કરનાર, વક્રવાણીના એ અલગારી અને પ્રતિભાસંપન્ન કવિની ખોટ ગુજરાતને સાલતી જ રહેશે.

પૈસો અને પ્રતિષ્ઠા વચ્ચે બેતમા રહીને જિંદગીના છેલ્લા શ્વાસ સુધી મસ્તી અને ખુમારીમાં જીવનારા, અભિવ્યક્તિ અને આત્મલક્ષિતાનાં નવાં પરિમાણો દાખવનારા તથા છંદોના પણ નોંધપાત્ર અખતરા કરનારા કવિ પતીલ કલમને ખોળે વસવાની નેમ રાખી દિવસો પસાર કરતા હતા. તેમણે કલમને ખોળે માથું મૂકી જણાવ્યું—'હે જીવનસંગિની કવિતા! તારો સેવ્ય સ્વતંત્ર હિંદમાં કોઇનો યે ગુલામ ન હોઈ શકે.' એ જ સમયથી પગરખાં ન પહેરવાની કવિએ પ્રતિજ્ઞા લીધી, જે પોતાનું સ્વપ્ન સિદ્ધ ન થવાથી જીવનના અંતકાળ સુધી પાળી.

સૌથી પ્રથમ એમણે અંગ્રેજીમાં અંગ્રેજી પદ્ધતિનાં કાવ્યો લખ્યાં. પછી મણિલાલ, બાલાશંકર અને કલાપીના વારસદાર 'પતીલ' પ્રયોગખોર કવિ બન્યા. ટેનીસનના 'ઈન મેમોરિયમ'ની પ્રાસરચના પણ એમણે ગુજરાતીમાં ઉતારી છે. શેલીના 'ટુ એ સ્કાયલાર્ક'ની પ્રાસરચના પણ પતીલમાં જોવા મળે છે. પ્રાસરચનાનો કવિતાનો ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે એમાં કવિ પતીલને જરૂર સ્મરવા પડશે.

પતીલની કવિતાનો રંગ ને મિજાજ કંઈક જુદો જ હતો. યુગનાં પરિબળોથી લગભગ અલિપ્ત એવા એ આત્મપરસ્ત પતીલે મસ્તી, વિષાદ અને દર્દના ઘેનભર્યા કવિ તરીકે આગવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. જગતભરની કવિતાના અભ્યાસ દ્વારા વિવિધ પ્રયોગો કરી ગુજરાતી કવિતાને ઉન્નત કરવાના એમને કોડ હતા. એમના દિમાગની મુદ્રા બાયરની હતી, કારણ કવિ બાયરનના જેવો પરિતાપ અનુભવતા હતા અને તેથી બાયરનની મસ્તી અને રંગીનતા તરફ તેમને અદ્‌ભુત આકર્ષણ હતું. વૈયક્તિક જીવનના ક્લેશને પરિણામે ઊપજતા વિષાદને વ્યક્ત કરતી એમની કૃતિઓ ભાવની સચ્ચાઈ ને પ્રયોગોના વૈવિધ્ય-વૈચિત્ર્યથી આકર્ષણ જમાવી જાય છે.

એમની કવિતાનું સત્ત્વ પ્રથમ પારખનાર સ્વ. પ્રો. રામનારાયણ પાઠક હતા. કવિની સૌથી પહેલી કવિતા 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થઈ હતી. સ્વ. પાઠકે અને સ્વ. બ. ક. ઠાકોરે પતીલની પ્રયોગખોરીને સારી રીતે બિરદાવેલી. એમની કૃતિઓમાં ફારસી–ઉર્દૂ શબ્દપ્રયોગો વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. એમણે ગુજરાતી ઉપરાંત ઉર્દૂ, ફારસી, હિંદી અને અંગ્રેજી ભાષાઓમાં વિપુલ પ્રમાણમાં સર્જન કર્યું છે. કવિનું ઉપનામ 'પતીલ' એ ફારસી શબ્દ છે. એનો અર્થ દીવાસળી અથવા દીવાની જ્યોત થાય છે. એમની અટક પટેલનું પણ એમાં સૂચન થએલું જણાય છે. 'પતીલ' ઉપરાંત 'ઈક્લેસરી', 'યશોબાલા', 'જયસેના', 'નીલપદ્મ', 'સ્નેહનૈયા' અને 'ઇનફ્રન દટ્ટો' વગેરે તખલ્લુ... પણ એમણે સાહિત્યસર્જન કર્યું છે. એમના કા... ગઝલ, તર્જે, તરાણાં, કસીદા, ગાથા, ફટાણાં, ...

સૉનેટ, કથાકાવ્ય સંગીતરૂપક જેવા અનેક કાવ્યસ્વરૂપો જોવા મળે છે કાવ્ય ઉપરાંત વાર્તા, એકાંકી, હાસ્યલેખ અને વિવેચનાત્મક લેખો પણ એમણે લખ્યા છે એઓ સંસ્કૃત ફારસી પ્રણાલિકાના અવનવા મિશ્રણના પ્રયોગ ઉપર પ્રયોગ કરે છે છંદોના ભાતભાતના મિશ્રણો કરવા એ પતીલની આગવી કવિતાને મોટી દેણ છે

એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'પ્રભાત નર્મદા' પર નજર નાખતાં જ વનવેલી, માલભારિણી, પુષ્પિતાગ્રા, વૈતાલીય, પ્રયોગ લાવણી, કુમાર લલિત, ઇન્દ્ર, અમરાવતી, રોળા, પ્રમાણિકા, અને મંદર્ષિ ? જેવા અનેક છંદો પ્રયોજાયેલા જણાશે 'સદ્ભાવના'માંનો શાર્દૂલવિક્રીડિત અને 'મૂક્યું હૈયું વહેતું'માંનો શિખરિણી ધ્યાન ખેંચે તેવા છે વળી 'વિપત્તિસ્રોત' પણ ધ્યાન બહાર રહેતું નથી 'હો લાલનો રાસ', 'યુવતી અને અરીસો' નું સૉનેટ 'જરાક' ગીત તથા 'તૂટેલી ચપલને' ગઝલ વગેરે એમના વિનોદલક્ષી કાવ્યો છે કવિના મોટા ભાગના કાવ્યો વિષાદને વિષય બનાવે છે અને એ વિષાદનો ભાવ સૌથી વધુ ઉત્કટ રીતે પ્રણયકાવ્યોમાં વ્યક્ત થતો જણાય છે પતીલનું બીજું કાવ્યપુસ્તક 'વાસવ-કલેશ પરિહાર' આખ્યાન ઢબનું હાસ્યપ્રધાન લાંબુ કાવ્ય છે એ પુસ્તકની શરૂઆતમાં અંગ્રેજી ગઝલ મૂકી છે તે અવશ્ય સૌઓનું ધ્યાન ખેંચે તેવી છે અંગ્રેજ કવિ બાયરન વિરચિત Child Harold ના જેવા પદબંધમાં કવિએ કથાકાવ્ય 'Indra and Sachi' ની રચના કરી છે ત્રીજું પ્રકાશન 'નથી તર્જ' હિંદી કાવ્યસંગ્રહ છે એમાં તરાના, ગઝલ અને શ્લોકબદ્ધ રચનાઓ જોવા મળે છે એમાંનું દરેક કાવ્ય વસ્તુત સ્વતંત્ર ઊર્મિગીતની પ્રતીતિ કરાવે છે

ગઝલના ઢાળમાં પતીલે પોતાની સમદર્શી પ્રકૃતિના નવા નવા આસમાની રંગો પીલવ્યા છે તેમજ દિલની વેદનાઓ ખુમારી, ફકીરી અને પ્રણયના કડવામીઠા અનુભવ લાપરવાહીથી રોળ્યા છે દુઃખની વાત તો એ છે કે ફારસી અને મધ્યકાલીન કવિતાનો ખુશબૂ પાયા પા ની પતીલ'ની કવિતા પ્રભાત નર્મદા પ્રગટ થયા પછી પ્રચલિત થઈ નથી

ગુજરાતના પ્રખર વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ જેમને ગુજરાતના બાયરન તરીકે બિરદાવ્યા છે એ કવિ પતીલ અંગ્રેજી ભાષામાં રચના કરતી વખતે પણ પોતાની માતૃભાષાને ભૂલતા નથી. એમની એક અંગ્રેજી કાવ્ય કૃતિમાં ગુજરાતી ભાષાનું ગૌરવ ગાતા જણાવે છે

So wonderful is Gurjar Tongue,
whose every sentence is a song

વધીને દેશનું ગૌરવ ગાતા કવિ જણાવે છે

'Ours is a land of quiet toil,
That yields us cotton, grain and oil,
Just what we want, Just what we wish,
Where flourished the great saint of Peace.'

સ્વદેશાભિમાન વર્ણવતા કવિ હિંદી ભાષામાં લખે છે

'અભિમાન વિશ્વકા અભિજાત હિંદ હૈ,
અભિરામ હિંદ હૈ અવદાત હિંદ હૈ,
મત ઈસને જો લિયે ઉપદેશ કુછ દિયે—
ઈનસે હિ જગમગ વિખ્યાત હિંદ હૈ'

એકતા ઉપર કવિ ફારસી ભાષામાં કહે છે—

'અય ખબરદાર કે ગબ્રી-મુસલમાન મઝહબ બ ચશ્મે દુના
મ ફીસ્ત મકસદ શુમા વ મારા વકે અઝ રાહે કા ગુંદ યસ્ત'

રુબાઈયાતમાં કવિની મસ્તી જોઈએ

(૧) દારૂ છું અગ આખુ એક રેલમાં
છતાંય મસ્તી છે હૃદય ભેજમાં
દુનિયાનો દંભ છે મારી મુઠ્ઠીમાં
ને પ્યારને વસાવું છું કલેજામાં

(૨) ખુશ્બો વેપાર જ્યારથી થઈ ગયો
ગલીઓમાં ઘૂમતો ત્યારથી થઈ ગયો,
દુનિયાએ ભલે દુશ્મની આપી—
અમર પતીલ પ્યારથી થઈ ગયો.

આવા કવિને આખી જિંદગી શું મળ્યું?

મળ્યા બેહાલીઓ, મળી બદનસીબી બદમઝા,
ગઈ સત્તા સાથી, સહન કરવાની રહી સજા.

એટલે જ કવિનું હૈયું પોકાર કરી ઊઠે છે—

ખુશાલીના વખતમાં હે ખબર મુજ રાખનારા,
રફીકો ક્યાં ગયા આજે ખુશામતિયા અમારા.

કવિએ ગુજરાતી, અંગ્રેજી, હિંદી ઉર્દૂ અને ફારસી ભાષ[ામાં] સાઠ પુસ્તકો લખ્યા છે તેમાં ખંડ કાવ્યો, સૉનેટ, ગીત, ગ[ઝ]લ, વાર્તાઓ, ગદ્ય અને પદ્ય નાટિકાઓ, એકાંકી, હળવા નિ[બંધ], લેખો કવિઓના પરિચયો અને પુસ્તકોના વિવેચનોનો સમાવેશ થાય છે કવિનું લખેલું એક મહાકાવ્ય-'દુખિયા દિલબનો કરુણ કિસ્સો' ચાર હજાર લીટીનું છે

આપબળે પ્રસિદ્ધ કરેલા માત્ર ત્રણ પુસ્તકો સિવાયના બાવન જેટલા પુસ્તકો હજી કબાટમાં ધૂળ અને ઉધઈનો ભો[ગ] થઈ પડયા છે, એને પ્રકાશન માટે કોઈ સહૃદયી આગ[ળ] આવશે ત્યારે જ કવિને સાચી અંજલિ અર્પી મનાશે



પરોતી
ચિત્રકાર: રસિકલાલ પરીખ

વસંત · વિ. સં. ૨૦૩૦ **કવિલોક** માર્ચ-એપ્રિલ · ઇ. ૧૯૭૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કાવ્યસર્જન

કાવ્ય કઈ રીતે લખાય છે એ બાબતમાં, ખાસ કરીને પશ્ચિમમાં, એક સામાન્ય ખયાલ છે, એ લઈને આપણે સૌ મોટાં થયાં છીએ: કવિપણાની નજીક પહોંચેલો માણસ પોતે પોતાનામાં જ ખોવાઈ ગએલો હોય છે; એ બહિર્મુખ બની શકતો નથી, અંતર્મુખ જ હોય છે; સિસૃક્ષાની એ 'પ્રમત્તાવસ્થામાં નજર નવ નાખે જગ ભણી'—એની eye in fine frenzy rolling કશું જુએ જ નહિ; એ અસ્મિતાવાદી (Solipsist) છે; પોતાના જ મીણથી સળગતી એ જ્યોત છે; આત્માના ગહન સાગરતળેથી મીંચીઆંખે ને બદ્ધશ્વાસે ઉપર આવતો એ મોતીખેડૂ મરજીવો છે: આ છે આપણી પરંપરાગત માન્યતા. પોતાને સમકાલીનોમાં ય આગળપડતા જેઓ માને છે તેઓ પણ આ માન્યતા તરફ ઢળેલા છે. સર હર્બર્ટ રીડ જેવાએ કળાસર્જનમાં પ્રવૃત્ત આધુનિક માનવને, પોતાનાં અસંપ્રજ્ઞાત ઊંડાણેથી સ્વયં—અનાયાસે–કોઈ પ્રતીક પ્રગટી નીકળે તેની પ્રતીક્ષા કરતો કહ્યો છે.

આ રીતે કવિતા રચાય છે એમ માનવું એનો અર્થ તો એ થયો કે કવિતાના આવા સ્વરૂપને માન્ય રાખવું. કલાસર્જનની પ્રક્રિયા જો આમ અસંપ્રજ્ઞાતના અતલ ઊંડાણેથી ઉદ્ભવતા કોઈ તીકની નિષ્ક્રિય કે તટસ્થ પ્રતીક્ષા જ હોય તો કવિતા ગણાય ગુહ્ય અને એકાકી ઘટના, કોઈ અસંબદ્ધ ઉદ્ગાર, પેલા જાણીતા ઓડ કાવ્યમાંના નાઇન્ટિંગેલની જેમ 'કોણ જાણે કયહીંથી' અંધારું ચીરીને વહી આવતો ટહુકો.

...પણ આત્માના એસિડમાં ઊંડે ઊંડે ઈલેક્ટ્રિકનો એક છેડો ડુબાડી દેવાથી કાવ્યપ્રકાશ ન પ્રગટે, એ તો બે સામસામેના છેડાની કરામત છે–એક માનવ અને બીજો છેડો સામેનું જગત...કાવ્ય એકાકી ઊપજતું નથી, સંબંધમાંથી, યોગમાંથી ઊપજે છે. એક છેડે છે લખનાર, બીજે છેડે છે જગતનું રહસ્ય.

....અનાયાસે વિનસ-દ-મિલોની માફક સ્વયં, પોતાની જ ગતિશક્તિથી સાગરમાંથી પ્રગટ થતું એ પ્રતીક નથી; પણ લખનાર અને રહસ્ય—એ બેની વચ્ચેના અવકાશમાં ધીમે ધીમે (કવિદ્વારા) રચાતું જતું ચિત્ર (Image) છે, પમાતી જતી છબી છે....કવિએ પોતે લીધેલા એક દૃષ્ટિકોણનું એ પરિણામ છે.

આર્કિબાલ્ડ મૅકિલશ ( અનુ૦ ક.)

# સ્પર્શના હસ્તાક્ષર :
# હસ્તાક્ષરનો સ્પર્શ

**ભોળાભાઈ પટેલ**

વિશાળ વટવૃક્ષની છાયા ગમે તેટલી શીતળ હોય પણ તે છાયામાં કોઈ બીજા વૃક્ષને પોતના ડાળપાંદનો યથેચ્છ વિકાસ કરવાનો અવકાશ ક્યાંથી રહે ? એને ન થાય ત્યારે જ હતો રવીન્દ્રનાથની બહુ વિસ્તાર । બહુ પરિમાણી સાહિત્યની છાયામાં રહીને તેમના તરુણ સમકાલીનોને પોતાની કવિતાની આગવી મુદ્રા ઉપસાવવાનું શક્ય લાગતું નહોતું તેઓની એકદમ નવી રચેલી કૃતિમાં પણ રવીન્દ્ર કોણ જાણે ક્યાંથી પડઘાયા કરતા તો પછી ? જે રવીન્દ્રની પંક્તિએ પંક્તિએ તેઓ ડોલી ઊઠતા તે રવીન્દ્રનાથનો સમાન વિરોધ, અને યુરોપ ભણી દિશાબદલ તેસાથે બંગાળી કવિતાની પણ દિશા બદલ

સુધીન્દ્રનાથ દત્ત (૧૯૦૧ ૧૯૬૦)ને એલિયટની કવિતા દ્વારા કવિતાની મુક્તિ દેખાઈ, તો વિષ્ણુ દે (૧૯૦૯)ને દિશાભ્રાન્ત કવિ અર્જુનો માટે એલિયટ શ્રીકૃષ્ણ જેવા લાગ્યા 'કલ્લોલ'ની આસપાસ આ 'નવા' તરુણ કવિઓ એક આંદોલનના જન્માવી રહ્યા આ બે ઉપરાંત જીવનાનંદ દાસ (૧૮૯૯-૧૯૫૪), અમિયચક્રવર્તી(૧૯૦૧),અચિન્ત્યસેનગુપ્ત(૧૯૦૩) અને બુદ્ધદેવ બસુ વગેરે કવિઓનું એક વૃન્દ રચાતું ગયું આ સદીના ત્રીજા દશકથી આ બધા કવિઓની કાવ્યપ્રવૃત્તિનો આરંભ થયો 'તીક્ષ્ણતા' અને 'તીવ્રતા'ના આગ્રહી આ કવિઓને રવીન્દ્રનાથની રચનાઓ પોચટ લાગતી તેમ છતાં, ખૂબી તો એ હતી કે કવિતાને ક્ષેત્રે આ બધા કવિઓની પગ પગલી તો રવીન્દ્રનાથની આંગળી પકડીને થયેલી

## બુદ્ધદેવ બસુ

### સ્પર્શેર પ્રજ્વલન

એમન દિને તારે બલા જાય,
આજકેર મતો એઇ વર્ષાર દિને
કિન્તુ બલવાર કિછુ નેઇ જે
એખન આર
કેઉ બલવાર કથા નેઇ,
એખન શુધુ સ્પર્શેર અક્ષર,
સ્પર્શેર પ્રજ્વલન

સ્વર્શ સ્પર્શ !
આગુનેર શ્વાસ,
ઈશ્વરેર શરીર
આખન આર કિછુ બલવાર નેઈ
એ મન શુદ્ધ સ્પર્શેર લાલ ફૂલેર ઉન્મીલન

કેન આમિ એકા ?
કેન આમાર બુકેર મધ્યે એઇ વર્ષાર હાઓયાર
હુ હુ કર ?

કેન તુમિ એકા ?
તોમાર મુખ એમન મ્લાન કેન, કેન તોમાર
ચોખેર નિચે ક્લાન્તિર કાલો ફુલ ?

કેન આમાદેર માઝખાને એઇ માનુષેર દેયાલ ?

બુદ્ધદેવ (૧૯૦૮ ૧૯૭૪) ત્યારે ઢાકા યુનિવર્સિટીના તેજસ્વી છાત્ર. ૧૯૨૩માં પંદર વર્ષની વયે તેમણે 'મર્મવાણી'માં સંપાદક રવિઠાકુરના પ્રતિધ્વનિ પાડે છે, પણ ૧૯૩૦માં 'બંદીર વંદના'થી એમણે પોતાની આગવી અને આધુનિક કેડી પર ચાલવાનું શરૂ કર્યું એ કેડી પર અન્ય કવિઓ ચાલે અને એ રાજમાર્ગ બને તે હેતુથી 'કવિતા' ત્રૈમાસિક શરૂ કર્યું એ ત્રૈમાસિકે ૨૦ વર્ષ કરતાં ય વધારે સમય સુધી બંગાળી કવિતાનો માર્ગ પ્રશસ્ત કર્યો બંગાળી કવિતાને નાગરિક ચેતનાનો સંસ્પર્શ આપ્યો

'બંદીર વંદના'પછી તેમના અનેક કાવ્યસંગ્રહો પ્રગ

૧) કવિલોક માર્ચ એપ્રિલ ૧૯૭૪

## સ્પર્શનું પ્રજ્વલન

આવે દિવસે તેને કહી શકાય,
આજના જેવા વર્ષાના આ દિવસે.

પણ કહેવાનું કશું ય નથી જે.
હવે વધારે
કહેવાની કોઈ વાત નથી;
હવે માત્ર સ્પર્શના હસ્તાક્ષર,
સ્પર્શનું પ્રજ્વલન.
સ્પર્શ, સ્પર્શ!

અગ્નિનો ગલે
ઈશ્વરનું શરીર.
હવે બીજું કશું કહેવાનું નથી.
હવે માત્ર સ્પર્શના લાલ ફૂલનું ઉન્મીલન.

કેમ હું એકાકી છું?
કેમ મારી છાતીમાં આ વર્ષાની હવાનો હાહાકાર છે?
કેમ તું એકાકી છે?
તારું મોં આટલું મ્લાન કેમ છે? કેમ તારી આંખ
નીચે ક્લાન્તિનું કાળું ફૂલ છે?
કેમ આપણી વચ્ચે માણસની આ દીવાલ છે?

**અનુ. ભોળાભાઈ પટેલ**

થયા. તેમાં 'કંકાવતી ઓ અન્યાન્ય કવિતા', 'નતુન પાતા', 'દમયન્તી', 'દ્રૌપદીર શાડિ', 'શીતેર પ્રાર્થના: વસંતેર ઉત્તર' અને છેક હમણાં પ્રગટ થએલા 'એક દિન: ચિર દિન' મહત્ત્વના ગણાય છે. બુદ્ધદેવે 'બારોમાસેર છડા' નામે બાળકાવ્યોનો સંગ્રહ પણ આપ્યો છે. ઉપરાંત તેમણે બોદલેર, રિલ્કે, હોલ્ડરલીનની કવિતાના અનુવાદ ઉપરાંત કાલિદાસના મેઘદૂતનો પણ અનુવાદ આપ્યો છે. તેમના બોદલેરના અનુવાદે બંગાળી કવિતાને હવાફેર કરાવ્યો.

બુદ્ધદેવે કવિતા લખવા સાથે લગાતાર સર્જાતી કવિતાનું વિવેચન કરી એક વ્યાપક રુચિબોધ જાગ્રત કર્યો હતો. તેમની વિવેચના સીધી રીતે કોઈ વાદની સીમામાં નથી આવતી. તેઓ માત્ર 'કવિતાવાદી' હતા એમ સ્થૂલ રીતે કહી શકાય. (બુદ્ધદેવે કવિતા ઉપરાંત નવલકથા, વાર્તા, નાટક, નિબંધ, પ્રવાસકથા, વિવેચન, સંપાદન વગેરે ક્ષેત્રમાં માતબર અર્પણ કર્યું છે દોઢસો ઉપરાંત ગ્રંથો તેમના કૃતિત્વથી અંકિત છે. છેક છેલ્લી ઘડી સુધી તેઓ સર્જનક્ષેત્રમાં રત હતા. છેલ્લે છેલ્લે 'મહાભારત' તેમના અધ્યયનનો વિષય હતું તેને આધારે લખાયેલા નાટક 'પ્રથમ પાર્થ' અને 'કાલસંધ્યા' અતિ પ્રસિદ્ધ થયાં છે.) એક માત્ર સાહિત્યની આરાધના કરનાર આ શબ્દશિલ્પીના જતાં બંગાળી સાહિત્યક્ષેત્રે આવતાં ઘણાં વર્ષો સુધી એક રિક્તતા અનુભવાશે.

* * *

બુદ્ધદેવની કાવ્યનાયિકા દેહધારી-શરીરી છે. તેનું એક નામ જાણે કંકાવતી કંકાવતી બંગાળી લોકકથામાં પ્રસિદ્ધ છે. જીવનાનંદ દાસની 'વનલતા સેન'ની એક રીતે કહો કે આ સહચરી. છતાં બન્ને ભિન્ન પ્રકૃતિની છે. વનલતા જાણે જીવનાનંદના કોઈ ગોપનતમ પ્રદેશમાંથી યદાકદા જ પ્રગટ થઈ જાય – કવિ બહુ દબાયેલા અવાજમાં નામ જાત અને ગામ સાથે એનો ઉલ્લેખ કરે. બુદ્ધદેવ 'કંકાવતી' વિષે મુખર છે. શરૂઆતની જ એક કવિતા 'પ્રેમિક'માં કહે છે:

> તાજા નવનીત જેવું તન તારું?
> જાણું છું તેના પાયામાં છે કુત્સિત કંકાલ
> (ઓરે કંકાવતી).

અને આ કંકાવતી નામ ગુંજરતું રહે છે: નામસ્તોત્ર જુઓ

> તોમાર નામેર શબ્દ આમાર કાને આર પ્રાણે ગાનેર મતો
> મર્મેર માઝે મર્મરિ બાજે, 'કંકા! કંકા! કંકાવતી!'
> (કંકાવતી ગો.)

## સ્પર્શનું પ્રજ્વલન

આવે દિવસે તેને કહી શકાય,
આજના જેવા વર્ષાના આ દિવસે.

પણ કહેવાનું કશું ય નથી જે.
હવે વધારે
કહેવાની કોઈ વાત નથી;
હવે માત્ર સ્પર્શના હસ્તાક્ષર,
સ્પર્શનું પ્રજ્વલન.
સ્પર્શ, સ્પર્શ!

અગ્નિનો ગર્ભ
ઈશ્વરનું શરીર.
હવે બીજું કશું કહેવાનું નથી.
હવે માત્ર સ્પર્શના લાલ ફૂલનું ઉન્મીલન.

કેમ હું એકાકી છું?
કેમ મારી છાતીમાં આ વર્ષાની હવાનો હાહાકાર છે?
કેમ તું એકાકી છે?
તારું મોં આટલું મ્લાન કેમ રે? કેમ તારી આંખ
નીચે ક્લાન્તિનું કાળું ફૂલ છે?
કેમ આપણી વચ્ચે માણસની આ દીવાલ છે?

**અનુ. ભોળાભાઈ પટેલ**

થયા. તેમાં 'કંકાવતી ઓ અન્યાન્ય કવિતા', 'નતુન પાતા', 'દમયન્તી', 'દ્રૌપદીર શાડિ', 'શીતેર પ્રાર્થનાઃ વસંતેર ઉત્તર' અને છેક હમણાં પ્રગટ થએલા 'એક દિનઃ ચિર દિન' મહત્ત્વના ગણાય છે. બુદ્ધદેવે 'બારોમાસેર છડા' નામે બાળકાવ્યોનો સંગ્રહ પણ આપ્યો છે. ઉપરાંત તેમણે બોદલેર, રિલ્કે, હોલ્ડરલીનની કવિતાના અનુવાદ ઉપરાંત કાલિદાસના મેઘદૂતનો પણ અનુવાદ આપ્યો છે. તેમના બોદલેરના અનુવાદે બંગાળી કવિતાને હવાફેર કરાવ્યો.

બુદ્ધદેવે કવિતા લખવા સાથે લગાતાર સર્જાતી કવિતાનું વિવેચન કરી એક વ્યાપક રુચિબોધ જાગ્રત કર્યો હતો. તેમની વિવેચના સીધી રીતે કોઈ વાદની સીમામાં નથી આવતી. તેઓ માત્ર 'કવિતાવાદી' હતા એમ સ્થૂલ રીતે કહી શકાય. (બુદ્ધદેવે કવિતા ઉપરાંત નવલકથા, વાર્તા, નાટક, નિબંધ, પ્રવાસકથા, વિવેચન, સંપાદન વગેરે ક્ષેત્રમાં માતબર અર્પણ કર્યું છે દોઢસો ઉપરાંત ગ્રંથો તેમના કૃતિત્વથી અંકિત છે. છેક છેલ્લી ઘડી સુધી તેઓ સર્જનક્ષેત્રમાં રત હતા. છેલ્લે છેલ્લે 'મહાભારત' તેમના અધ્યયનનો વિષય હતું તેને આધારે લખાયેલા નાટક 'પ્રથમ પાર્થ' અને 'કાલસંધ્યા' અતિ પ્રસિદ્ધ થયાં છે.) એક માત્ર સાહિત્યની આરાધના કરનાર આ શબ્દશિલ્પીના જતાં બંગાળી સાહિત્યક્ષેત્રે આવતાં ઘણાં વર્ષો સુધી એક રિક્તતા અનુભવાશે.

* * *

બુદ્ધદેવની કાવ્યનાયિકા દેહધારી-શરીરી છે. તેનું એક નામ જાણે કંકાવતી. કંકાવતી બંગાળી લોકકથામાં પ્રસિદ્ધ છે. જીવનાનંદ દાસની 'વનલતા સેન'ની એક રીતે કહો કે આ સહચરી. છતાં બન્ને ભિન્ન પ્રકૃતિની છે. વનલતા જાણે જીવનાનંદના કોઈ ગોપનતમ પ્રદેશમાંથી યદાકદા જ પ્રગટ થઈ જાય – કવિ બહુ દબાયેલા અવાજમાં નામ જાત અને ગામ સાથે એનો ઉલ્લેખ કરે. બુદ્ધદેવ 'કંકાવતી' વિષે મુખર છે. શરૂઆતની જ એક કવિતા 'પ્રેમિક'માં કહે છે:

તાજા નવનીત જેવું તન તારું?
જાણું છું તેના પાયામાં છે કુત્સિત કંકાલ
(ઓરે કંકાવતી).

અને આ કંકાવતી નામ ગુંજરતું રહે છેઃ નામસ્તોત્ર જુઓ
તોમાર નામેર શબ્દ આમાર કાને આર પ્રાણે ગાનેર મનો
મર્મર માઝે મર્મરિ બાજે, 'કંકા! કંકા! કંકાવતી!'
(કંકાવતી ગો.)

આ 'કડાવતી' સંગ્રહમા બુદ્ધદેવ બોઝેરઠાના કવિ રૂપે દેખા દે છે, જે પછીના સંગ્રહ 'નતુન પાતા મા સુપેરે, પ્રગટ થાય છે 'સ્પર્શેર પ્રજ્વલન' આ સંગ્રહની કવિતા છે સ્પર્શના હસ્તાક્ષરની આકાક્ષાની

*　　　*　　　*

કવિતાનો આરભ છે

એમન દિને તારે બલા જાય
આજકેર મતો એઇ વર્ષાર દિને

રવીન્દ્રના વાચકને થશે, અરે! આ તો રવીન્દ્રનાથની કવિતાની પક્તિ છે! રવીન્દ્રનાથના 'માનસી' સંગ્રહમા 'વર્ષાર દિને નામની એક જાણીતી કવિતા છે, તેની જ પહેલી લીટી આ તો 'એમન દિને તારે બલા જાય

પણ આ હતી રવીન્દ્રવિરોધની પ્રચલિત રીતિમાની એક રવીન્દ્રનાથની એકાદ કાવ્ય પક્તિ લઈ તેનાથી વિપરીત ભાવ રામા ગતિ કરવી ક્યારેક તેની વિડબના કરવી પણ અહીં વિડબન નથી છતા રવીન્દ્રનાથની રોમાન્ટિક, (અહીં કહો પ્લેટોનિક) પ્રેમભાવનાથી ફટાતી ગતિ છે રવીન્દ્રનાથ એ કવિતામા કહે છે

આવે દિવસે તેને કહી શકાય આવી ઘનઘોર વર્ષામા આવી મેઘગર્જનામા, જ્યારે વ દળ ઝર ઝર વરસતા હોય જ્યારે સૂર્ય વિના ગાઢ અધકાર હોય તે વાત બીજું કોઈ નહિ સાભળે ચારે બાજુ નિર્જન નિસ્તબ્ધતા હશે અને તેમા બે જણ એકબીજાની મોઢામોઢ બેઠા હશે, ગભીર દુ ખથી દુ ખી આકાશથી સતત પાણી વરસતુ હશે　　જગતમા જાણે બીજું કોઈ નથી

આમ, જલધરભીના નિભૃત નિર્જન એકાન્તમા જ આજ સુધી નહિ કહી શકાયેલી 'વાત' કહી શકાય—આવે વખતે જ હૃદયના આજ સુધીના દ્વાર ખોલી શકાય આખા જનમારામા કહેવાની રહી ગયેલી વાત, કહી શકાય



## સુન્દરમ્

### બેઠી વસંત

વનરા તે વનમા બેઠી વસત,
　　મારું પહેલુ વસત કેરુ ફૂલ તુ,
આબલિયે આબલિયે કોયલ ટહુકતી,
　　તારી આખે તે આભ આખુ ઝૂલતુ —વનરા તે૦
પેલે ભટકતો વાયરો હુ લાવ્યો બોલાવી,
　　એના કાનમા કહી મેં બધી વાત તો,
જાતા જાતા એ મને કહેતો ગયો છે,
　　જોજે લઈ આવુ આખી જમાત તો —વનરા તે૦
થોક થોક પાણો કેવી આભલા ભરે છે,
　　ચડયા કેવા છે વાદળિયા શામળા,
તુ શામળાથી શામળો—શુ માઠુ લાગ્યુ કે ભાઈ,
　　આ તો પહેલા શુ પ્રીત કેરા આમળા?—વનરા તે૦
અરે આટલામા આસુ તણી માળા વિખેરી નાખી,
　　મોતી ચરનાગ હસતા પધારજો,
કહેવા જેવુ તે કહી જાજો, આ ફૂલ મારુ .
　　થોડી પ્રીતિ છે, ઝાઝી વધારજો　　—વનરા તે૦

## મહેન્દ્ર 'સમીર'

### જોયા કરી

ચોતરફ ઈમાનની સોદાગરી જોયા કરી,
દબડીણી જિંદગીની દિલ્લગી જોયા કરી

એક મૂગી વેદનાનો આશરો લઈ હે ખુદા!
તરબતર આંખોથી તારી બદગી જોયા કરી.

આખમા મૃગજળનો દરિયો, હોઠ પર પ્યાસી તરસ,
આયનામા એમ હૈં દીવાનગી જોયા કરી

એક ભીની પળ લઈ આટયો ગયો જ્યારે અતીત
મેં સમય કરી ક્ષિતિજ પર જિંદગી જોયા કરી

એમનામા કૈંક તો છે આસ્થા જેવુ 'સમીર',
શેખજીએ બેખુદીમા બદગી જોયા કરી

## રાજેન્દ્ર શાહ

### ગાનત્રયી

**૧. છલના**

કેટલાં છલે,
 કેટલા નાના વેશ ધરી તું ખેલે?
નેણથી નહિ ઓળખું,
 ઓરો હોય ને તો યે ઠેલે!
  હારેલ રે આ મન
  મારું ના માનતું અભિમાને,
  પ્રાણની ગતિ કેવલ
  મારાં અંગની થકન જાણે;
કોઈ ખૂણાની જીદ
 અજાણ્યાં જોમનાં ઝાકળ રેલે!
  આખર તો આ ખેલના
  મહીં કોણ પરાભવ પામે?
  છલના તારી, છલના મારી
  એકબીજાંની સામે.
હેતની ના અવહેલના…
 જુદાઇ પળમાં ટાળી મેલે.

**૨. લલના હે**

રમતી રમતી ઊછળતે ઉર તાલી
આલી આલી આઘી રે જાય ચાલી.
  આ તે કેવી ખેલા? કેવી છલના?
લલના હે!
તરલ લયની ગતિ મનોહર હેરું,
બકુલ ફૂલને અવનિભર હું વેરું;
ચરણ સમ પર આવી સરકે ખાલી!
  આ તે કેવી ખેલા? કેવી છલના?
લલના હે!
નીરખી લીધ તે અમીની અદકી તૃષા,
અધર ઊઘડ્યે અળગી કશી રે મૃષા!
લીલાં પરણે અગનઝ્હોરી લાલી!
  આ તે કેવી ખેલા? કેવી છલના!

બુદ્ધદેવ પણ કહે છે: 'આવે દિવસે તેને કહી શકાય.' અને બીજી લીટીમાં, રવિ ઠાકુરે જે અનેક પંક્તિઓથી ભાવપોષક વાતાવરણ નિર્મિ  કરવા શ્રમ કર્યો તે તમામ પંક્તિઓને નીચોવી સીધા કથ્ય રૂપે કહ્યું—'આજના જેવા વર્ષાના આ દિવસે.' આવી 'ગદ્યઉક્તિ' સાભિપ્રાય છે. આ રવીન્દ્રનાથનો 'પ્રેમી' નથી, જે 'પ્રેમ પ્રેમ' કરી હજાર હજાર શબ્દોમાં ભીતર ને ભીતર વલોવાયા કરતા વ્યથાભારને હળવો થાય, તો કરે. આમ તો એ વ્યથા-વેદનામાં પણ સુખ છે. વેદનાજન્ય સુખબોધ રવીન્દ્રનાથના પ્રેમીમાં છે. ઝાકળ ચાટીને તે યુગવ્યાપી પ્રેમતૃષા છિપાવવા ચાહે છે. પ્રેમ–પ્રેમની તો વાત હોય, પ્રેમની ગુજગોષ્ઠિ હોય.

બુદ્ધદેવનો પ્રેમી તો કહે છે:
હવે વધારે કહેવાની કોઈ વાત નથી;
હવે માત્ર સ્પર્શના હસ્તાક્ષર,
સ્પર્શનું પ્રજ્વલન.

ભાવનાશ્રિત પ્રેમ તેને ખપતો નથી. અહીં બે કવિ-પેઢીના મૂલ્યબોધનું પાર્થક્ય પણ સ્પષ્ટ થશે. રવીન્દ્રનાથના વિરોધમાં રોમાન્ટિક ભાવધારાનો વિરોધ પણ હતો. પ્રેમની રોમાન્ટિક ભાવધારાને બદલે પ્રેમના વાસ્તવિક રૂપનો સ્વીકાર. વિષ્ણુ દે 'ઉર્વશી' કવિતામાં કે સુધીન્દ્ર દત્ત 'શાશ્વતી' કવિતામાં પ્રકારાન્તરે આ વાત કહે છે. પ્રેમની ભાવના કે પ્રેમની ચિરંતનતા કે પ્રેમની અમૂર્તતાના વર્તુળબહાર આ કવિઓ રહેવા મથે છે. પ્રેમને ભોગથી ક્યાં સુધી અલગ રાખી શકાય? પ્રેમ શરીરાશ્રિત પણ છે, બલકે શરીર દ્વારા જ તેનો આવિષ્કાર થાય છે. નિભૃતનિર્જનમાં ક્ષણિક વાત કહી હૃદય રૂંધતી વ્યથાની શિલાનો ભાર હળવો કરી,

ભીની પાપણો પાછળ પ્રિયાની ઉજાસ છવિ સાચવી પછી શેષ જીવન ભરાટવિમા એકલા ભમી રઝળી પેલા પ્રેમ પાછળ ઉત્સર્ગિત થવાની વાત અહીં નથી અહીં તો વાત છે સ્પર્શના હસ્તાક્ષરની આકાંક્ષાની

સ્પર્શથી પ્રેમ દુષિત થતો નથી કવિ સ્પર્શને અગ્નિની અંદર રહેલો ગર્ભ (શૌસ) કહે છે તેને ઈશ્વરનુ શરીર કહે છે લોરેન્સ ની દેહપૂજાનુ અનુરણન અહીં સમજાશે 'સ્પર્શ ઈશ નું શરીર' છે એમ કહીને પર પરાગત વ્યાપક ભાવનાને આંચકો આપવા ની વાત નથી એ તો આ પ્રેમી ની અનુભૂતિ છે પ્રિયતમાનો સ્પર્શ એ ઈશ્વર પ્રાપ્તિ જેવી ચરમ પરમ ઉપલબ્ધિ છે એટલે હવે 'સ્પર્શના લાલ ફૂલનુ ઉન્મીલન થય તે જ ઇષ્ટ

પણ આ લાલ ફૂલ'નુ ઉન્મીલન થાય તે આડે વિઘ્ન છે પગ ઉપાડીને જાણે ઊભો રહી જવા જેવી સ્થિતિ છે–પ્રેમી અને પ્રેમિકાની વચ્ચે માણસની દીવાલ આવી જાય છે કેમ ? કેમ ? આ પ્રશ્ન છે એ પણ વાસ્તવિકતા છે સ્પર્શના લાલફૂલ ને સ્થાને પ્રિયાની આંખો નીચે કલાન્તિનું કારુણ્ય છે

શરૂ તો થાય છે કવિતા રવિ ઠાકુરની કવિતાની પંક્તિના વિલંબિત લય સાથે, પણ એકાએક આંચકા સાથે દ્રુત ચાલમા પરિણત થાય છે ટૂંક ટૂંકા તથ્યપૂર્ણ વાક્યો એ વાક્યો પાછળની બોલનારની ઉત્કટતા કેટલાક શબ્દો કે શબ્દયુગ્મોના પુનરાવર્તન અને ક્રિયાવાચી શબ્દોના અ પ્રયોગથી સૂચવાય છે આરંભમા 'એખન' અને પછી 'કેન'ની સદૈપરિસ્થિતિ સ્થિતિવિરોધ રચી આપે છે આ બન્ને વચ્ચે ઊગીને અજ્ઞાત રહી જતી સ્પર્શના હસ્તાક્ષરની



### ૩. નીલાંજના

નીલાંજના!
અડકે ને આડ આવની,
જાણે વેણુમાની વ્યંજના!
કાઈ કનેની કુહુ ભીતર
ટહુકે દહુ દહુ
અહીંત્યા આતુર લોચન મારા
પોળતા મુહુમુહુ,
તેજનુ કિરણુ તેજનુ ગગન, હૃદયની ગુંજના
આયને ઝીલ્યા ચાંદ સમી તે
પ્રગટ જો તુ મળે,
ધવલ કેવલ નભને નિમજ્જને
તિમિર ટળે
સોહ્યુ સાચુ થાય, હે અરૂપ રૂપસી ચિન્તન!

## ભગવતીકુમાર શર્મા

### હવે તો

હવે તો સ્વપ્નની ભીંતે જડેલ ખીલા છે,
નયન ઘવાયા ઘણા તે છતા હઠીલા છે
હતા જ્યા કાલ ચરણચિહ્ન રક્તથી ભીના,
હવે ત્યા ધૂળમા ડૂબી ગયેલ ચીલા છે
સમયના સર્પ તો સરકી ગયા અનાગતમા,
લિસોટા શેષ રહ્યા તે બહુ ડસીલા છે
કશાક રંગની છલનામા આખનુ ડૂબવુ,
કે પાનખર છે છતા પાંદડા તો લીલા છે
આ રીમથીને છટકવાની મોજ ક્યા મળશે?
અહીં તો નાગના ભરડાય સાવ ઢીલા છે
સપાટી સ્વચ્છ કરી લાખ વાર દર્પણની,
છતા જે રંગ જોઉં છું તે તો વડીલા છે
નયનમ રેતના વિસ્તીર્ણ છે કિનારાઓ,
નસે મા દોડીને બસ્લે સમુદ્ર નીલા છે

## જયન્ત પાઠક

### વ્હાલ કરીને –

વ્હાલ કરીને વહી ગયા વનમાળી.
રાત હવે તો કામળ જેવી કાળી.
કહ્યાં વેણુનાં કદમ્બ ફૂલો
નિઃશ્વાસોમાં ખરતાં;
જમના જેવાં રાસગીત તે
મૌન-શિશિરમાં ઠરતાં;
હથેળીઓમાં ભરે હીબકાં તાળી. –વ્હાલ૦
કામ સમી કેડીને દાબે
ઉદાસી જેવું ઘાસ;
ભોગ ભ્રમરને હવે ગમે ના
કળીઓનો સહવાસ;
કુચશાં કમલો: પેય વગરની પ્યાલી. –વ્હાલ૦
ગોકુલ વૃંદાવન જમનાતટ
અંગ જેટલાં વ્હાલાં;
જીવ સમા જીવણજી જાતાં
ખખડે ઠાલાં ઠાલાં;
ખેઠાં ખેઠાં હવે ચરણને ચઢે મરણની ખાલી.–વ્હાલ૦

## ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

### આપણે

આપણા હોવા વિષેની વારતા
કયાં સુધી કહેતાં ફરીશું આપણે?
શકયતાની સાવ કોરી સ્લેટ પર,
એકડો ઘૂંટયા કરીશું આપણે!
ઓછપો ઓઢીને જયાં છૂટાં પડયાં;
એ જ રસ્તા પર મળીશું આપણે?
વૃક્ષતા પામ્યા છીએ, પામ્યા પછી;
છાંયને પામી શકીશું આપણે?
એમ મૃગજળ સ્હેજમાં મળશે નહીં,
આયનાઓને છળીશું આપણે.

બળબળતી આકાંક્ષાની આ કવિતામાં કવિના સ્વકીય હસ્તાક્ષરનો સ્પર્શ છે. પછી ભલેને તેમાં કાઈને એ જ પેલી રાવીન્દ્રિક વેદના દેખાય.

## પારિતોષિકો

કવિલોકમાં વર્ષ દરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી શ્રેષ્ઠતાના ક્રમમાં પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યોના કવિઓ માટેનાં ઈ. ૧૯૭૩ના વર્ષનાં

**ઠક્કુર પારિતોષિક**

નીચેના ત્રણ કવિઓને મળે છે:

**પ્રથમ પારિતોષિક રૂા. ૨૦૧**
**શ્રી પ્રિયકાન્ત મણિયારને**
તેમના કાવ્ય 'લીલો ઢાળ' માટે

**દ્વિતીય પારિતોષિક રૂા. ૧૦૧**
**શ્રી ચન્દ્રકાન્ત શેઠને**
તેમના કાવ્ય 'આજે સવારે રાત' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧**
**શ્રી પન્ના નાયકને**
તેમના કાવ્ય 'ખુલ્લી બારી' માટે



નિર્ણાયક
પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
એમના અમે આભારી છીએ.
વિજેતાઓને અમારાં અભિનંદન.

# એલિયટની કવિતા

## શાંતિ આંકડિયાકર

દક્ષિણ અમેરિકાના સેંટ લૂઈ મિસુરીમાં ૨૬મી સપ્ટેમ્બર, ૧૮૮૮ના રોજ ટૉમસ સ્ટર્ન એલિયટનો જન્મ થએલો. એલિયટ-કુટુંબ વેપારમા પાવરધુ ગણાય છે; પણ એલિયટના પિતામહ તથા પ્રપિતામહ ધર્મગુરુઓ હતા તેમના પિતામહનાયત્નથી વૉશિંગ્ટનમા યુનિવર્સિટીની સ્થાપના શક્ય બની હતી. એલિયટના પિતા હેન્રી વેર એલિયટે વૉશિંગ્ટન યુનિ માથી સ્નાતક થયા પછી વેપારના ક્ષેત્રે ઝપલાવ્યું હતું. એલિયટનાં માતા બૉસ્ટનના એક અતિ ખ્યાત વેપારીના પુત્રી હતા તે ખૂબ બુદ્ધિશાળી, સાહિત્યરસિક કિંવા સાહિત્યકાર પણ હતા. તેમણે કેટલાક કાવ્યગુચ્છો તથા પોતાના સસરાનુ જીવનચરિત્ર લખ્યું હતું.

એલિયટે વૉશિંગ્ટન અને હાર્વર્ડ વિશ્વ-વિદ્યાલયમાં શિક્ષણ લીધેલું ત્રિવર્ષિક સ્નાતક અભ્યાસક્રમ પૂર્ણ કરીને તે હાર્વર્ડની ગ્રૅજ્યુએટ મહાશાળામા તત્ત્વજ્ઞાનના વિશેષ અભ્યાસ માટે દાખલ થયા ઈ. સ. ૧૯૧૦–૧૧મા તે પારીસ ગયા ત્યા તેમણે ફ્રેંચ ભાષા સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ કર્યો. ૧૯૧૧ના ડિસેમ્બરમા તે હાર્વર્ડ પાછા ફર્યા, અને ફરી અભ્યાસમા જોડાયા થોડાં જ વરસોમા તેમણે અધ્યાત્મ (મેટાફીઝિક્સ), તર્કશાસ્ત્ર (લૉજિક), માનસશાસ્ત્ર (સાયકૉલૉજી); પ્રાચ્ય ભાષા-શાસ્ત્ર (ઇંડિક-ફિલૉલૉજી) તથા સંસ્કૃત ને પાલી ભાષાઓમા યોગ્યતા પ્રાપ્ત કરી. ૧૯૧૩-૧૪ના વર્ષમાં હાર્વર્ડ યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાન વિભાગના અધ્યાપક તરીકે



# ધીરુ પરીખ

## પથ્થરવનમાં

આ પથ્થરવનમા ચાલ્યા રે…માનવજી
લો પથ્થરવનમા મહાલ્યા રે…માનવજી
આ પથ્થર-પ્રાણી ગર્જે રે…માનવજી
લો પથ્થર વાણી સર્જે રે…માનવજી
આ પથ્થરે પ્રાણ પ્રસર્યો રે…માનવજી
લો પ્રાણે પથ્થર લસર્યો રે…માનવજી
આ પથ્થર – ડાકુ ઘેરે રે…માનવજી
લો હૈયે પથ્થર હેરે રે…માનવજી
આ પથ્થર–વાયુ વાયો રે …માનવજી
લો પથ્થર–ગંધ લાયો રે…માનવજી
આ પથ્થરે મૂળ ફૂટયા રે…માનવજી
લો પથ્થરિયા ફૂલ ચૂંટયા રે…માનવજી
આ પથ્થરના બી વાવ્યા રે…માનવજી
લો પથ્થરના ફળ આવ્યા રે…માનવજી
લો પથ્થરવનમા ચાલ્યા રે…માનવજી
આ પથ્થરે તમને ઝાલ્યા રે…માનવજી

# આહમદ મકરાણી

## પૂજાઈને

બાગમા ઊગ્યા કરું મુરઝાઈને,
ચેતના બળતી રહે ખુઆઈને.

એક હદ ઊભી કરી છે આપણે;
'છે' તણા આવાસમા પુરાઈને.

ધૂંધળા સૌ બિંબ યાદોનાં હતા;
આયનો ચોખ્ખો હતો લુછાઈને.

રક્તવર્ણું એ જ સિંદૂર લેખમા;
શું કરે આ પાળિયો પૂજાઈને?

માર્ગ ભૂલ્યા-ની મજા પણ ના મળી;
ઈ ગયો સંકેત જ્યાં જોડાઈને.

## જગદીશ ત્રિવેદી

### તરસ

ટોળાવિખૂટું
એક પંખી
રાત્રિ પહેલાં પહોંચવા મુકામ પર
વાયુ મહીં વીંઝી રહ્યું
કેવાં હલેસાં પાંખનાં!
પાંખના ફફડાટથી ક્યારેક તો
કંપી ઊઠે છે વ્યોમ-ઘુમ્મર!
કઈ સીમમાં
તારા ઝૂલે આવાસ પંખી?
કઈ રૂપેરી પાતળી સરિતાતટે–
કઈ ડાળીએ–
ઘેઘૂર ઝૂકયા વૃક્ષની–
તારા ઝૂલે આવાસ પંખી?
નહીં હોય ને એ એ જ તો તરુવર?–
મેં રમતમાં બાલપણમાં રોપ્યું ને ઊગી ગયું!
નહીં હોય ને એ એ જ તો સરિતા?–
દેશાટને જતાં પહેલાં–
મિષ્ટ જેનાં પોશ પાણી મેં પીધાં'તાં?
એ જ સરિતા હોય તો હે પંખીબંધુ
આટલો સંદેશ એને આપશે?–
'છેલવેલ્લાં પોશ પાણી તેં મને પાયાં પછી
આવ તરસ્યો હું રહ્યો છું આજ સુધી!'

## જિતેન્દ્ર કા. વ્યાસ

### જ્યાં છેડા છૂટ્યા

શાન્ત જળમાં કાંકરી ફેંકી અને
આપણે પ્રતિબિંબ નિજ ખોયાં હતાં.
ચૂંદડી ને ખેસ જ્યાં છેડા છૂટ્યા
ધ્રુસકે ને ધ્રુસકે રોયાં હતાં!
જ્યા ભૂલી ગરિયા-ગતિથી સ્થિર, કે
અંગ ઉપર કેટલાં ધોયાં હતાં!
યાદ છે તૂટેલ કંકણ કોઈનાં
કલિડોસ્કોપે ભરી જોયાં હતાં?

તેમની નિમણૂક થઈ. પરન્તુ ૧૯૧૪માં મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે એક પ્રવાસી-છાત્રવૃત્તિ મેળવી તેઓ જર્મની પણ ગએલા. એક તરફથી યુદ્ધ ચાલતું હતું અને બીજી બાજુ પોતે ઑક્સફર્ડની મર્ટન કૉલેજમાં દાખલ થયા. ત્યાં તેમણે યુનાની તત્ત્વજ્ઞાન, લેટિન અને યુનાની ભાષાઓનું શિક્ષણ લીધું.

ઈ. ૧૯૧૫માં મિસ વિવિયલી હેવુડ સાથે તેઓ લગ્નગ્રંથિથી જોડાયા. એ જ વર્ષે તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો. ૧૯૧૫માં તેઓ હાઈગેટ શાળામાં ફ્રેંચ, લેટિન, ગણિત તથા ચિત્રકળા જેવા વિષયો શિખવતા હતા! ત્યારબાદ તેમણે શિક્ષણના વ્યવસાયને તિલાંજલિ આપી. લોઈડ્ઝ બૅન્કમાં તેમણે સારા પગારની નોકરી સ્વીકારી તે દરમિયાન તેમણે અર્થ-શાસ્ત્ર અને બૅન્કિંગ ઉપર પ્રમાણભૂત ગણી શકાય તેવા કેટલાક નિબંધો લખ્યા; પરન્તુ અમુક સમય પછી તેમણે બૅન્કની નોકરી છોડી પત્રકારત્વ સ્વીકાર્યું; ઈ. સ. ૧૯૧૭ થી ૧૯૧૯ સુધી તેઓ 'ઇગોઇસ્ટ'ના ઉપતંત્રી રહ્યા. તેઓએ 'ક્રાઈ-ટેરિયન' નામક શ્રેષ્ઠ ત્રૈમાસિકનું તંત્રીપદ સંભાળ્યું.–ઈ. સ. ૧૯૧૯–૨૦થી. ૧૯૨૭માં તેમને બ્રિટિશ નાગરિકત્વ પ્રાપ્ત થયું. ૧૯૩૨માં હાર્વર્ડ યુનિવર્સિટીમાં કવિતાના પ્રાધ્યાપક તરીકે તેમની નિમણૂક થઈ. ઈ. ૧૯૬૫માં તેમનું નિધન થયું.

પોતે રંગે એકદમ ગૌર નહિ, પણ કંઈક શ્યામ; દેખાવે આકર્ષક, ભાવનાશાળી અને તીવ્ર તથા સૂક્ષ્મ બુદ્ધિવેત્તા. તેમની વાણીમાં વ્યંગ અને વિનોદની પ્રચુરતા કળાતી. કોટની બાંયમાં રૂમાલ ખોસવાની જગજાહેર

## ધીરુ મોદી

### વસંતાગમને

ધીમે વહી સુમનગંધ વસંતવાયુ
જાણે ગુલાબદલ પંખ થકી શું વ્યાપે!
હા, એક આ નગરમાં ગરવી નિશાની
બાકી રહી વનતણી હજુ યે અમીરી.
મ્હોરે ભરેલ તરુ શા મુજ ચિત્તતંતુ
રૂકે છે અહીં હલબલી મધુવાયુ ફૂંકે.
કૂજી રહે મધુર કોકિલ તાર નાદે
જાણે નભે વિહરવા દિલ ઝંખના કે?
સ્નેહાંજને ચકિત થૈ સુધબુધ ખોઈ
ભાંગ્યા ભ્રમો ભ્રમરના મુજ ચક્ષુ જોઈ.
કલ્પું હવે રુધિરથી અતિદીપ્ત રહેશે
પુષ્પો થકી વિલસતા વનકેસૂડા શો!
જ્યાં જ્યાં વહે અનિલની લહરી વસંતી
ત્યાં ત્યાં સરે નગરમાં વનની સુગંધી.

## સારસ્વત

### થાય શું?

ગમતેરો ચાંદલો કહ્યું'તું એક ચૂંટવાને
એ તો આખું આભલું ઉતારી ગયાં થાય શું?
કૂજવા બોલાવ્યાં મેં તો એક સૂની ડાળ પર
ભરી દીધું એક આખું વન,
તરણું દીધું'તું એક, શરણું લીધું'તું એક
દીધું નીડ આખું નિર્જન;
ફોરમતું ફૂલ એક આપ્યું વિશ્વાસમાં એ
બાગ બધો ભર્યો ભર્યો લૂંટી ગયાં થાય શું?–ગમતેરો૦
કણની આશામાં અમે સીમાડો લૂંટાવી દીધો
અને માગ્યું ખોબોએક જલ,
એક ઊની નજરથી દરિયો શોષીને ફૂંકે
બાળી દીધો હવાનો આંચલ;
શાને હાથતાળી દીધી? શાને આંખ ઢાળી લીધી?
કૂણાં કૂણાં કાળજાં કળાય નહિ થાય શું? –ગમતેરો૦
બાકી બે'ક દા'ડાની આડશ આખા આયખાને
દળી જાય–ગળી જાય! કહો આનું થાય શું?–ગમતેરો૦

and walk upon the beach.
I have heared the mermaids
singing each to each.
I do not think that they will sing
for me.

દહાડે દી વૃદ્ધાવસ્થાની વધુ ને વધુ નજીક ધકેલાતો જતો એક માનવી પોતાની સામાન્ય કોટિની સ્નેહ-રોમાંચની ઘટનાઓને મલાવી મલાવી અતિરંજિત સ્વરૂપે વર્ણવવાનો અધૂરો યત્ન કરે એ ઉપરોક્ત કાવ્યનું વિષયવસ્તુ છે. એમાં ઘટતી ઘટનાઓ મહત્ત્વપૂર્ણ નથી; પણ કવિએ ફૂલ પાંખડીની ગોઠવણી કરીને; ફ્રોક પરિધાન કરતા પ્રુફ્રોકના અંતર મનમાં ઊઠતાં વિચારો ને ભાવનાઓ, તેની મૂંઝવણ યા મુશ્કેલીનો સુંદર વિકાસ કરીને ઉત્તમ કાવ્ય નિર્માણ કર્યું છે. આ કાવ્યમાં જે પ્રકારની શૈલીનો ઉપયોગ કર્યો છે તેને આંતરિક મનનું આંતરિક સંભાષણ' (Le Monologue Interior) કહેવામાં આવી છે. ઉપરોક્ત કાવ્યનો આરંભ વ્યંગપૂર્ણ પ્રકૃતિવર્ણનથી થાય છે: ઑક્સિજન પર રાખેલા કોઈ પેશન્ટની પેઠે આકાશ-ઇસ્પિતાલના જબરદસ્ત ઑપરેશન ટેબલ પર પથરાયેલી સંધ્યા! અર્ધ સૂમસામ પથ્થર (!) ના માર્ગો, સસ્તી રેસ્ટોરન્ટો, ઇંદ્રજાળ શી વ્યર્થ લલચાવનારી શબ્દજાળની પેઠે આડેપડખે પટેલી વાંકીચૂકી પગદંડીઓ–આ બધું જ સર્વ પ્રેમીજનોને તેમની અશક્તિના ઇજનની વચ્ચે પણ ચેતના અર્પે છે, વગેરે.

પણ કવિએ વાઙ્મય સર્જનની સાથોસાથ એક નૂતન ક્રાંતિ પણ સર્જી છે; અને ત્યાં જ આધુનિક કવિ તરીકેની તેમની વિશેષતા દેખાય છે. એ ક્રાંતિ છે: કાવ્યવિકાસ અર્થે યોજેલી પ્રતીકોની હારમાળા!

## વિપિન પરીખ

### ક્ષેમકુશળ

પંદર વર્ષ પછી જ્યારે આપણે પાછાં મળતાં હોઈએ
ત્યારે એકમેકને વળગી નથી પડતાં.
સમય જાણે વરસોમાંથી કુતૂહલનાં પર્ણો પણ
ખેરવી નાખે છે!
તમારું નામ – આજે અનેક નામો જેવું,
તમારો ચ્હેરો – આજે શહેરના અનેક ચ્હેરા જેવો
– થોડોક વધુ Polished!
હું Politicsની વાતો છેડવા પ્રયત્ન કરું છું,
તમે કહો છો: Indiaમાં હવે તમને ગમતું નથી.
અહીંની ગરીબાઈ અને ગંદકી તમે સાંખી નથી શકતા!
તમે એક ટુરિસ્ટની જેમ
કાશ્મીર અને દાર્જીલિંગ ફરી આવો છો,
કારણ ગરમી તમે હવે જીરવી નથી શકતા!
ખૂબ ચીપી ચીપીને પારકી ભાષામાં પૂછતા હો
એમ તમે પ્રશ્ન કરો છો.
"કેમ છો? — કેમ ચાલે છે?...
Let's have a drink."
હું હસીને ના પાડું છું,
વીતેલાં વર્ષોમાં આવી ગયેલાં
થોડાંક સુખનાં મૃગજળની તમને હું વાત નથી કરતી.
વેદનાનાં ફૂટેલાં થોડાંક ફૂલો તમારી સમક્ષ હું
ખુલ્લાં નથી કરતી.
બે નામની વચ્ચેના રેશમના નાતાને સમયે ફૂંક મારીને
ક્યારનો બુઝાવી દીધો છે.
અને હું કહું છું:
"બધું ઠીક ચાલે છે. પાછા ક્યારે મળશો?"

છે કે જગતની તમામ વસ્તુઓ અસ્થિર છે અને તેમનાં મૂલ્યોમાં વધઘટ થયા કરે છે. ક્યારેક વસ્તુના ભાવ ઊંચા હોય છે તો ક્યારેક વળી એની એ જ વસ્તુ સાવ સસ્તી બની રહે છે. આવી પરિસ્થિતિની વચ્ચે પ્રુફ્રોક જીવનની શૂન્યતા વા ક્ષુદ્રતાને આમ વર્ણવે છે:

> I have measured out: my
> life with coffee spoons.

એલિયટ એક વખત કોઈ ભોજન-સમારંભમાં ગયા. વિવિધ વાનગીઓ આરોગતા તેમના એક મિત્રે કહ્યું: 'એલિયટ, વસ્તુઓ કેટલી સુંદર ને સ્વાદિષ્ટ બની છે!' પોતાની હમેશની આદત મુજબ વ્યંગ અને વિનોદમાં ઉત્તર દેતા એલિયટે કહ્યું: 'ખસૂસ! તેમની મૂળભૂત ભયાનકતા ધ્યાનમાં લેવાથી એ ખરેખર સુંદર જ લાગે! yes, if you concentrate on the essential horror of thing!' દૈનિક જીવનની આવી સર્વસામાન્ય ભીષણતાઓ પ્રત્યે એલિયટનું ધ્યાન, આમ, એક ભોજન સમારંભમાં દોરાયું. અને પરિણામે તેમણે 'વેસ્ટલૅન્ડ' (૧૯૨૨)-ઉધ્વસ્તભૂમિ-નામના મહાન કાવ્યની રચના કરી. આ કાવ્યના પાંચ ભાગ છે; અને તેમાં જન્મ, મૃત્યુ, વિનાશ અને પુનર્જીવન સમ્બન્ધી વિચારણા કરવામાં આવેલી છે.

[આવતા અંકે પૂરું]

કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ ક્યા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?



## શિલ્પિન્ થાનકી

### આક્રોશ-બોધ

મગ્ન લોખન્ડી અસ્તિત્વની ચોતરફ જામ્યું છે
કાટનું અકાટ્ય આવરણ
દિવાસ્વપ્નોમાં હવે મારી સગાથે હોય છે
માત્ર બારસાખ પર ટાંકેલા
અતીતના બે શબ્દો
વિશ્રંભની પ્રાચીરોમાં આબદ્ધ હું
કરું છું મૃત્યુની અનવરત પ્રતીક્ષા
મારા હોઠ પર પાંગર્યું છે
શતાબ્દીઓનું સઘન મૌન,
મારા નયનોમાં ઉત્કીર્ણ છે
ધ્વસ્ત કોણાર્ક મન્દિરના
મન્ડોવર પરના ખન્ડિત શિલ્પ,
મારી કલ્પનામાં લહેરાય છે
બ્રહ્મપુત્રનો ફેનોચ્છલ પ્રવાહ
મારી એકાન્તનિબિડ એષણાના હિન્ડોળો
ઉચ્ચતમ વિરામ
અવરુદ્ધ છે
બૃહદ્કાય અનાગત-રૂપ દૈત્યના
જમણા પગના અંગૂઠાથી
કોઈ મને લોખન્ડ કોરવાની એક કરવત આપશે?
હું હજી જીવવા ઇચ્છું છું

કરસનદાસ લુહાર

## ઝાઝા જુહાર

હર્યાભર્યા ખેતરોમાં ત્રાટક્યાં છે તીડ
હવે ઝાઝા જુહાર કોઈ કહેજો,
ચોપાટયે જીતેલી મધરાત્યુ થઈ ગઈ છે
આયખાની હાર કોઈ કહેજો.
તમ્મારે દેશ ગીત ઝાડવાં ય ગાય
અહીં પંખીને કંઠ બાઝયાં જાળાં;
આષાઢી હેલિયુને પાળી તમે ને
મારે રોમ રોમ બળતા ઉનાળા.
આણાં અજવાળાનાં આવ્યાં-ની મોર્ય
ગયા ડોગી અંધારે કોઈ કહેજો,
હવે ઝાઝા જુહાર કોઈ કહેજો.
કહેજો કે, કાઠિયાણી! ડૂક્યું પતાળ
અને ભમ્મરિયા સાવ ગયા ડૂલી,
કુંજડીની હાર્યું શા કલરવતા દંન
તમે ગણવાનું સાવ જજો ભૂલી!
જીવતરના જંતરના એક એક એમ બધા
તૂટે છે તાર કોઈ કહેજો,
હવે ઝાઝા જુહાર કોઈ કહેજો.

કળાની દૃષ્ટિએ જોઈએ તો કાવ્યસર્જનનાં બે સોપાન હોય છે: પહેલું સોપાન પ્રેરણાનું અને બીજું રચનાનું.

અગમ પાલનપુરી

## નજરે પડે

રાત જ્યારે જુલ્ફની આડી પડે;
પાથરી દઉં ચાંદની હૈયા વડે,
હાથ સાકીના તરત હેઠા પડે,
જો અમારી પ્યાસ મસ્તીએ ચડે.
આંખ પર એને ચડાવી લઉં સદા!
દિલ સમું જો ક્યાંય પણ નજરે પડે.
પ્રેમ-અર્પણ એમ કરજો દોસ્તો
કે લગારે પીઠ જોવી ના પડે.
ત્યાં પછી કાંટા ન વાગે કોઈને,
જ્યાં ઉઘાડા પગ અમારા જઈ ચડે.
આપણે જો પુણ્ય કરવા લાગીએ;
નર્ક ખુદ ભગવાનને માથે પડે.
આંસુઓથી તું વુઝુ કરજે 'અગમ'!
જિંદગી જ્યારે ગુનાહો પર રડે.

ઉ. જે વ્યક્તિમા ભાવુકતા અને કવિતાના સસ્કાર હોય છે એને કાવ્ય સર્જનની પ્રેરણા થાય એ અત્યત સ્વાભાવિક છે

## હરીશ મીનાશ્રુ

### ગીત

પિંજરમા ટહુકતી ટહુકતી વરતાને
 ખાધુ પીધુ ને રાજ આપો!
ચીતરેલા કેસૂડાને લાગે છે ફાગણને
 ઝીટયો ના જાય અવ ભાર
મરતા પતગિયાની પાંખમા તરફડતા
 ગગન જેવો અનતાર
ઝૂકતી પાંદડીપુંવનખે છે રોજરોજ
 ઝાકળના જોખરાજ આપો!
તમતમતા સૂરજનો તીખો છે તોર
 મળે બાવળના ઠૂઠની છાવ
ચાખ્યાચરાક્નીરછનકય શાકામ ના
 કે તરસી છે ગોઝારા વાવ,
વૈશાખો વેંટાર્યો જાય નહીં નેવાથી
 નોરતાને કઠ આજ આપો!

Kamal Art Printery
38 Police Court Lane Fort
Bombay 1

## માણેકલાલ પટેલ

### તડકો

ઉષાના આનદે ડગ નચવતો ખેતર ગયો,
શ્વસી આખી વાડી ફરફર લહેરો ચૂમી રહ્યો
ચણે ઠીએ છાનુ નભ લસન્ગ્યુ જોઈ રમતા
બધા છાયાઓને હણુ કિસલયે વેરી છનકયો
હવાના ઓછાય અરવ મનકી કોઈ લલના
પટોળાની ભાતે પગ્ગટ થઈ! સીમ સરતી
નિહાળુ ધ ત્યા તો સરગમ થઈ દૂર ટહુકી
અને ફૂલ ફૂલે કલરવ ઝમી! વિહ્વળ મને
જઈ બેઠો માળે મનમવ પગાગે લય વહી
મને ઘેરી લીધો ઉન્નત ગતિએથી લસગ્તી
અણટયા સ્પર્શોનુ શ્વસનમય સામીપ્ય અરપી
છની ભ્રાન્તિ રૂપ!
 સતત ધબકે ભીતર પછી
 નજર બટકાતી શરમથી,
મને ઝવ ટવે અમથુ અમથુ દર્દ ઊપડે
તડકો પત્ની આની

## લાલજી કાનપરિયા

### તો ય શુ?

થયા કઇક કારપુ મન જુદા, પછીથી મો
મળી પથ હશે અનેક વખતે, ન બોલ્યા કદી
અને સમય રીસમા અધિક એમ વીતી ગયા
થયો ન મનમેળ ને પ્રણય વિસરાતો ગયા
છતા હજુ અજાણતા ગલી મહીં જતા આવતા,
કદીક ખડકી ભણી નજર આ હઠીલી, ઘણી
ઘણી કરુ મના છતા ય અમથી જતી એ મિષ,
રહેલ અમથા જરી અધૂકડા ય બે દ્વારની-
કડી તરડમા કદાચ નજરે તુ આવી ચડે!
જતી નજર એમ આ અવશ થૈ ઘડીવાર, ને
વધે ધમક છાતીમા, ચરણ બે ય થંભી જતા
નહીં કશુ ય ખાસ કારણ હવે રહેવા છતા!
નિહાળુ અમથો તને નજરથી હવે તો ય શુ?
ફરી મિનન નેત્રથી તુ મનકે રબે તે ય શુ?

## રમેશ ત્રિવેદી

### શબ્દોનું શહેર

આ શબ્દોનું શહેર છે
અહીં સવારે
શબ્દોનું પાણી–શબ્દોનું દૂધ ખખડે છે
(બાલ્ટીમાં–બાટલીમાં)
શબ્દોની ટેક્સીઓ, રિક્ષાઓ, ડબલ ડેકરો,
બાયસિકલો ય
આસ્ફાલ્ટ રસ્તે કેવી વહે છે શબ્દોનાં હોર્ન મારતી!
(મારું 'જાગવું' અને 'સૂવું' બંને કાંઠા વચ્ચે)
શબ્દોનો અજસ્રપ્રવાહ ઘૂમરાતો-વમળાતો વહ્યા કરે.
સતત ગણગણ્યા કરતી શબ્દોની માખીઓને
લાખ ઉડાડવા મથું ને—
–આગળ પાછળ ઉપર–નીચે ચો–પાસથી
શબ્દોના કરોળિયા શબ્દોની એવી તો
અડાબીડ જાળ ગૂંથી નાખે કે
ડિંભ શો ગૂંગળાઇ ઊઠું!
રાત પડે
શબ્દોની ટાંકણીઓ ભોંકાઈ 'પીન કુશન' બનેલ
કાયા ઢળી પડે.
દિનભર શબ્દોની હથોડી ઝીંકાયેલ
મારી બધિર બનેલ ત્વચા પર થતો
કંકણુ ખણકતો મૃદુ સ્પર્શે ય
હવે તો...
રોમાંચ નથી આપતો, નથી આપતો!!...

**॥** કવિએ પ્રેરણાઓને એ રીતે વ્યક્ત કરવાની હોય છે કે કવિતાનું વાચન-શ્રવણ કરનારના હૃદયમાં એવી જ પ્રેરણા ઉત્પન્ન થાય.

## આહમદ મકરાણી

### મોસમ હશે

ફૂલ પાછળ ઝૂરતી ફોરમ હશે;
મૌન-ડાળે વેદના મોઘમ હશે.
સંઘરી રાખે સમય પણ ક્યાં સુધી?
પીંછ પળનાં ઊડતાં ચોગમ હશે.
ટેરવે સૌરભ નથી સંબંધની;
સ્પર્શની ફોરી જવા મોસમ હશે.
આ પવન દોડે ચરણ-ચિહ્નો લઈ;
કાફલા છૂટી જવાનો ગમ હશે.
આયનાઓ બિંબને જોયા કરે;
હર પળે સરખાં છતાં વિષમ હશે.

II. જેને આપણે કવિની સાધના કહીએ છીએ તે આ મહાવરા સિવાય અન્ય કશું નથી.

## ભગવતીકુમાર શર્મા

### પેલો છું?

હું આ છું કે પેલો છું?
ટોળામાંનો ચહેરો છું
લખ વર્ષો ઊભેલો છું,
ચોર્યાશીનો ફેરો છું
છું પાંપણમાંની ઝળહળ,
દર્પણનો ડાઘો છું
ઇન્દ્રધનુષ કે કાચિંડો?
આછો છું કે ઘેરો છું?
મીણબત્તીનું છેલ્લું બુંદ,
ગતભવનો અળગેલો છું
હું પગલાંની નિર્જનતા,
હું છલકાતો ચહેરો છું
ભીંત નથી પણ કેદી છું
હું 'હું'માં ઝૂરેલો છું



## પ્રવીણ દરજી

### એક કાવ્ય

આ એ જ શહેર
સિસકનો સર્પ થઈ
ફેણા માંડીને આજ
ઊભું છે
જેણે
કાલ સુધી
આ આંગળીઓમાં રમી રમી
વિશ્વંભરી રહી હતી
આયખાની અનામત જેવી
મારી
આસમાની આરત
આજ
એના જ સિસકારામાં
પછડાઈ પછડાઈને
વિશ્રૃંખલિત થઈ રહ્યા છે
મારી સંગે મરમરી ક્ષણોના ઉમ્મરો.
ને જોઉં છું—
એની લબકતી લોલુપ જિહ્વાગ્રથી
ગબડી ગબડી
ચરચરધાણ થતી
મારી જ નીરન્ધ્ર કથાઓ
મધરાતે શહેર
ભરડો લઈ
આખું ને આખું
મને વળગે છે
ને
ડસે છે ગળે
રાગડતી કાયા
ખૂણેખાંચરે શોધે છે નોળવેલ
પ્રિયે... ...ક્યાં......
ક્યાં છે નોળવેલ?

## મણિલાલ હ પટેલ

### દિવસો

હળુ હળુ ફરફરતા દા'ડા.
ઘરમાં છે ટળવળતા દા'ડા.
પ્યાસ ભરીને ખીણો સૂતી
ગઢની ધારે બળતા દા'ડા.
" અંધારું પ્હેરીને ફરતા
રાતોમાં સળવળતા દા'ડા.
અજવાળાનાં કપડાં પ્હેરી
રસ્તે ટોળે વળતા દા'ડા.
વાવ્યા'તા સાજન તેં મનમાં
હજી કેમ ના ફળતા દા'ડા? "
કોઈ અજાણ્યા માણસ જેવા
જુઓ સામે મળતા દા'ડા!
યાદોના જેવું જળહળતા
મૃગજળ-શું બળખળતા દા'ડા.

## જિતેન્દ્ર કા. વ્યાસ

### ...ત્યારે....

કોકિલ જ્યારે
ટહુકાને ટેપ કરાવી દઈ
પોતાના કંઠને
આરામ આપવાનો પ્રયત્ન કરશે:
ઝરણાંઓ જ્યારે
નિત્યની ઊછળકૂદથી કંટાળીને
કચકડાની પટ્ટીમાં
જકડાઈ જવાનું પસંદ કરશે:
અને
ફૂલો જ્યારે
અનિલની છેડતીથી છંછેડાઈ
પ્લાસ્ટિકમય બની જવાનું
વિચારશે:
ત્યારે
હું કવિતા લખવાનું માંડી વાળીશ.

ℂ જે સાહિત્ય અધ્યયન માટે સરળ લાગે છે એની રચના પ્રાછળ સખત પરિશ્રમ કરવો પડ્યો હોય છે.

## રમેશ શાહ 'રસબિન્દુ'

### પાંદડાં

વૃક્ષથી પળનાં ખરે છે પાંદડાં,
ને નવાં ફૂટયાં કરે છે પાંદડાં.
મંદ હો કે હોય તોફાની પવન,
મસ્તીમાં ઝૂલ્યાં કરે છે પાંદડાં.
આપણા સંબંધ ન આ સર મહીં
યાદનાં ચોગમ તરે છે પાંદડાં!
પાનખરમાં વૃક્ષનાં આંસુ બની,
બ્હારમાં હસતાં રહે છે પાંદડાં!

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનુ કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનુ પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali Badal

### અનુસંધાન] **ગોવિન્દ સ્વામી** [આગલી પૂર્તિથી

૭. રૉઝેટીની કૃતિઓનું વાચન અને પાલગ્રેવના 'ગોલ્ડન ટ્રેઝરી' નામક પ્રસિદ્ધ કાવ્ય-સંપાદનનું પરિશીલન. આથી, સ્વામીની કવિતામાં પુરોગામીઓના પડઘા અને સમકાલીનોની અસરો સ્પષ્ટપણે વર્તાઈ આવે છે. આમ છતાં એમની સર્જક પ્રતિભાની આછીપાતળી પ્રતીતિ પણ એ જ કૃતિઓમાં થઈ રહે છે.

મૈત્રી અને પ્રકૃતિની વિવિધ અનુભૂતિઓ એમની કવિતામાં માણી શકાય છે. કાવ્યોમાં એમણે મિત્રતાનો મિષ્ટ અનુભવ જ નિરૂપ્યો છે. તો પ્રકૃતિમાં જે 'અનનુભૂત શાંતિ' એમણે માણી છે તેનું અને તેની ભવ્યતાનું કથન કરેલું છે, ગાન કરેલું છે. આ હૃદયાનુભૂતિને એઓ કાવ્યોમાં પ્રતીતિકારકતાથી નિરૂપી શક્યા નથી એ એમની મર્યાદા પણ ગણાય. પ્રકૃતિમાંથી એમણે મહદંશે સંધ્યા, સવાર અને અલ્પાંશે રાત્રિનાં મધુર શબ્દચિત્રો આલેખ્યાં છે. આ શબ્દચિત્રો અભિધાથી આગળ ક્વચિત્ જ નીકળી શક્યાં છે; પણ એમની પાસે જે શબ્દસમજ અને બાનીની સચોટતા છે તેને લીધે સ્વભાવોક્તિભર્યાં એ પ્રકૃતિચિત્રો આનંદદાયક બની શક્યાં છે. ખાસ કરીને આકાશી પ્રકૃતિ અને વસંત-ગ્રીષ્મનાં અત્રતત્ર નિરૂપણો એમની નોંધપાત્ર નિરીક્ષણ શક્તિ અને નિખાલસ પ્રકૃતિભક્તિની ઝાંખી કરાવી જાય છે. પ્રકૃતિનાં એમનાં નિરૂપણોમાં, ખાસ કરીને પાછળની કૃતિઓમાં, ચિંતનનો એક સૂક્ષ્મ તાર પણ ભળેલો જોવા મળે છે. નિરીશ્વરવાદી હોવા છતાં ય જાણે આ ચિંતનમાં એમની ગૂઢ આસ્થા પ્રગટતી જોવા મળે છે. કદાચ આનું પગેરું વર્ડ્ઝવર્થ કે નરસિંહરાવ–ન્હાનાલાલની એમના પર થએલી અસરમાં ખોળી શકાય.

આવો ભાવનાશીલ કવિ વાસ્તવથી પરાઙ્મુખ રહ્યો નથી. 'ઋચા તારી ગાતો'–નામક કૃતિમાં એ કહે છે:

'ભલે ઊંચે ઊંચે ગગનભરમાં ફાળ ભરતો
ઊડું, તોયે મારી પ્રિયતમ ધરાને નવ ભૂલું.'

આમ, વાસ્તવિક પરિસ્થિતિથી જ્ઞાત કવિ વિટંબણાઓ વચ્ચે પણ વિકાસેચ્છા ધરાવે છે. 'ભલે મારા માર્ગે' સૉનેટમાં આની પ્રતીતિ થયા વગર રહેતી નથી. વિકૃતિઓ સામે પ્રતિકારાત્મક યુદ્ધ આપવાની એમની ખેવના અને જગતમાં શાંતિપ્રેમ સ્થપાય તેની ઝંખના પણ એમનાં કાવ્યોમાં વ્યક્ત થઈ છે. લોકકલ્યાણ માટે જ જાણે પોતાનું જીવન હતું (અને સર્વનું હોવું જોઈએ!) એ ભાવ એઓ દૃઢતાથી રજૂ કરે છે.

'છતાં ય અવિરામ ઝૂઝીશ અખૂટ આશા ભરી,
અભેદ્ય ઋતબખ્તરો સકળ અંગઅંગે ધરી.'

('નિશ્ચય')

એમણે કેટલાંક કાવ્યોમાં મુગ્ધ પ્રણયની માધુરી ગાઈ છે ખરી પણ મુખ્યત્વે તો એની નિરાશા અને અવસાદ જ નિરૂપ્યાં છે. અંગત પ્રણયનાં કાવ્યો કરતાં જગતપ્રેમની લોકપ્રેમની ભાવનાનાં એમનાં કાવ્યો વધુ સાહજિક અને સોટ્ટક છે.

એમની કાવ્યબાની પ્રમુખતયા પ્રશિષ્ટ છે. સ્વલ્પ પણ સમુચિત અલંકારો, ભાવાભિવ્યક્તિ અને ચિત્રનિર્મિતિ માટે સાનુકૂળ શબ્દપસંદગી, ખપ પડે ત્યારે શુદ્ધ સંસ્કૃત અને શુદ્ધ બોલીના શબ્દોનો પણ સહજ વિન્યાસ, પ્રાસાદિક અને ઓજસિક શબ્દચિત્રો ખડાં કરવાની ભાષાશક્તિ: આ બધું એમના ગુણપક્ષે અચૂક જોઈ શકાશે. છંદોવૈવિધ્ય અને લયપ્રવાહિતા સર્વશ્રી સુન્દરમ્, ઉમાશંકર જોશી અને પ્રજારામ રાવળ સંપાદિત ઈ. ૧૯૪૮માં પ્રગટ થએલા એમના નિધનોત્તર કાવ્યસંગ્રહ 'પ્રતિપદા'ની ઊડીને આંખે વળગે તેવી લાક્ષણિકતાઓ છે. પૃથ્વી, હરિણી અને ગુલબંકીમાં એમણે સિદ્ધિ દાખવી છે. તો એમના મંદાક્રાન્તા સ્રગ્ધરા અને અનુષ્ટુપમાં એવી સિદ્ધિ જોવા નથી પણ મળતી. ઉપજાતિ, વસંતતિલકા, શિખરિણી, માલિની, ઝૂલણા અને દ્રુતવિલંબિતને પણ એમણે ઠીક ઠીક સફળતાથી પ્રયોજી બતાવ્યા છે.

સુંદર ભાવનાપૂર્ણ કલ્પનાચિત્રો; વર્ણન અને ચિંતનની અર્ધ સફળ સહોપસ્થિતિ; પ્રણય અને પ્રકૃતિમાં સમથળતાની સાથે સાથે યુદ્ધવિષયક કાવ્યોની સહજોદ્રેકતા; સૉનેટ, મુક્તકો, ઊર્મિકાવ્યો અને ગીતો (જો કે ગીતોમાં એમણે કોઈ આગવી મુદ્રા ઉપસાવી નથી કે ધારી સફળતા હાંસલ કરી નથી.)નું સ્વરૂપવૈવિધ્ય: આ છે એમની કાવ્યસંપત્તિ. માત્ર પાંચ-છ વર્ષની એમની સર્જનપ્રવૃત્તિ ગુજરાતી કાવ્યગગનમાં એમની સર્જનશક્તિની 'પ્રતિપદા' પ્રગટાવી તો ગઈ, પણ એ પૂર્ણ શરદચંદ્રમાં વિકસે તે પહેલાં જ અસ્ત થઈ ગઈ! 'આકાશનું યૌવન આથમી ગયું' નામક પોતાના સૉનેટની છેલ્લી પંક્તિમાં કવિએ પ્રશ્ન કર્યો હતો; 'રે શું હવે પૂનમ પૂર્ણ રેલશે?' આજે સ્વામી નથી ત્યારે એમની 'પ્રતિપદા'ના સૌંદર્યનું દર્શન કરતાં કરતાં એમની જ ફક્ત પંક્તિને સહેજ ફેરવીને હૈયાદુઃખ વ્યક્ત થઈ જાય છે.

**'ના તું હવે પૂનમ પૂર્ણ રેલશે!'**

—ધ્

पूठा परनुं चित्र **वसंत** वासुदेव स्मार्त

वापीजलानां मणिमेखलानां
शशाङ्कभासां प्रमदाजनानाम् ।
चूतद्रुमाणां कुसुमान्वितानां
ददाति सौभाग्यमयं वसन्तः ॥४॥

कर्णेषु योग्यं नवकर्णिकारं
चलेषु नीलेष्वलकेष्वशोकम् ।
पुष्पं च फुल्लं नवमल्लिकायाः
प्रयान्ति कान्तिं प्रमदाजनानाम् ॥६॥

उच्छ्वासयन्त्यः श्लथबन्धनानि
गात्राणि कंदर्पसमाकुलानि ।
समीपवर्तिष्वधुना प्रियेषु
समुत्सुका एव भवन्ति नार्यः ॥९॥

[કાલિદાસ]

પાણી કૂપોનાં, મણિમેખલાઓ,
ને ચાંદની આ, સહકાર-વૃક્ષો
મ્હોરે ખચેલાં, પ્રમદા-બધાંને,
શોભા શી અર્પે અધિકી વસંત !

સુયોગ્ય કર્ણે નવ કર્ણિકાર,
અશોક ને શાં નવ મલ્લિકાનાં
ફૂલો હલંતી લટમાં ય નીલી
અર્પે છ કાન્તિ પ્રમદાજનોને.

ઉચ્છ્વાસતી ને શ્લથ ગાત્રબંધો
બન્યા જ કામે અતિ વ્યાકુલા, તે
સ્ત્રીઓ હવે આ પ્રિય પાસ પેખી
બને છ કામાર્થ સમુત્સુકા કૈં !

[અનુ. ધીરુ પરીખ]


## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

**[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]**

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ સંપાદકોનાં નામ: (૧) રાજેન્દ્ર શાહ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૦૬/૪ મણિભવન ભુલેશ્વર, મુંબાઈ-૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં: જગન્નાથ ડૉક્ટર, મનસુખભાઈ પારેખ, ગુલાબદાસ બ્રોકર, શાન્તિલાલ મહેતા, રાજેન્દ્ર શાહ, અજિત શેઠ, મહેન્દ્ર ભગત, સુરેન્દ્ર વકીલ, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

वापीजलानां मणिमेखलानां
शशाङ्कभासां प्रमदाजनानाम् ।
चूतद्रुमाणां कुसुमान्वितानां
ददाति सौभाग्यमयं वसन्तः ॥४॥

कर्णेषु योग्यं नवकर्णिकारं
चलेषु नीलेष्वलकेष्वशोकम् ।
पुष्पं च फुल्लं नवमल्लिकायाः
प्रयान्ति कान्तिं प्रमदाजनानाम् ॥६॥

उच्छ्वासयन्त्यः श्लथबन्धनानि
गात्राणि कंदर्पसमाकुलानि ।
समीपवर्तिष्वधुना प्रियेषु
समुत्सुका एव भवन्ति नार्यः ॥९॥

[કાલિદાસ]

પૂઠા પરનું ચિત્ર **વસંત** વાસુદેવ સ્માર્ત

પાણી કૂપોનાં, મણિમેખલાઓ,
ને ચાંદની આ, સહકાર-વૃક્ષો
મ્હોરે ખચેલાં, પ્રમદા-બધાંને;
શોભા શી અર્પે અધિકી વસંત !

સુયોગ્ય કર્ણે નવ કર્ણિકાર,
અશોક ને શાં નવ મલ્લિકાનાં
ફૂલો હલંતી લટમાં ય નીલી
અર્પે છ કાન્તિ પ્રમદાજનોને.

ઉચ્છ્વાસતી ને શ્લથ ગાત્રબંધો
બન્યા જ કામે અતિ વ્યાકુલા, તે
સ્ત્રીઓ હવે આ પ્રિય પાસ પેખી
બને છ કામાર્થ સમુત્સુકા કૈં !

[અનુ. ધીરુ પરીખ]

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી


[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ સંપાદકોનાં નામ: (૧) રાજેન્દ્ર શાહ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૦૬/૪ મણિભવન ભુલેશ્વર, મુંબાઈ-૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં: જગન્નાથ ડૉક્ટર, મનસુખભાઈ પારેખ, ગુલાબદાસ બ્રોકર, શાન્તિલાલ મહેતા, રાજેન્દ્ર શાહ, અજિત શેઠ, મહેન્દ્ર ભગત, સુરેન્દ્ર વકીલ, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખર સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી

ગુજરાત રાજ્ય માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

કવિ તરીકે મલબારી ગુજ ગુજરાતીમાં કાવ્યો લખનાર પ્રથમ પારસી કવિ છે. એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'નીતિવિનોદ' (ઈ. ૧૮૭૫)ની ભાષા અને છંદશુદ્ધિ માટે સાશંક બની હિન્દુ પત્રમાં કેટલાક લેખકોએ ટીકા કરેલી કે કોઈ હિન્દુ કવિની જ આ રચનાઓ મલબારીને નામે પ્રગટ થઈ છે. પરંતુ મલબારીએ તો જાહેરમાં પડકાર ફેંક્યો કે એ ટીકાકારોની શરતે પોતે પ્રસ્તુત કાવ્યસંગ્રહમાંની રચનાઓ જેવાં જ કાવ્યો રચી આપશે, જેનો રદિયો કોઈએ આપ્યો જ નહિ. આવા કવિના કાવ્યસંસ્કારો શિશુકાળથી જ પોષાયા હતા. તે કાળે સુરતમાં આવતા ખ્યાલીઓના ગાનથી એમની પ્રતિભાને પોષણ મળ્યું. એઓ આ ખ્યાલીઓની અસર તળે શીઘ્ર લાવણીઓ લલકારી ઊઠતા. ખબરદાર તો કહે છે : 'મલબારીના કાવ્યગુરુ એ ખ્યાલીઓ જ હતા...' પછી તો વિદ્યાર્થીકાળમાં એમણે પ્રેમાનંદ, શામળ, અખો અને દયાનંદ તેમ જ આંગ્લ કવિઓ શેક્સપીઅર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ અને ટેનિસનનો કાવ્યાસ્વાદ લીધો. આથી એમની કાવ્યવૃત્તિ પરિષ્કૃત થવા લાગી. લગભગ ૧૩-૧૪ વર્ષની વયે શરૂ કરેલી એમની કાવ્યપ્રવૃત્તિનું પ્રથમ સુફળ એટલે જ ઉપર્યુક્ત પ્રથમ કાવ્યસંગ્રહ. ગુજરાતી વ્યાકરણકાર ટેઈલરે મલબારીનાં કાવ્યોની હસ્તપ્રતો જોઈ આનંદ વ્યક્ત કર્યો અને પ્રસિદ્ધ કરવાનું પ્રોત્સાહન આપ્યું. ગુજરાતી ભાષાના અભ્યાસી ડૉક્ટર જ્હૉન વિલ્સને એ સંગ્રહનું 'નીતિવિનોદ' નામાભિધાન કરી આપ્યું. ત્યાર બાદ બીજા પાંચ કાવ્યસંગ્રહો—'વિલ્સન વિરહ' (૧૮૭૮), 'સરોદે ઇત્તેફાક' (૧૮૮૧), 'અનુભવિકા' (૧૮૯૪) તથા ૧૮૯૮માં 'આદમી અને તેની દુનિયા' અને 'સંસારિકા'—પ્રગટ થયા. આ ઉપરાંત એમણે અંગ્રેજી કાવ્યસંગ્રહ 'ધી ઇન્ડિયન મ્યુઝ ઈન ઈંગ્લિશ ગાર્બ' (૧૮૭૬) તેમજ 'ગુજરાત ઍન્ડ ગુજરાતીઝ' તથા 'ધી ઇન્ડિયન આય ઑન ઈંગ્લિશ લાઇફ' નામક બીજાં બે પુસ્તકો પણ પ્રગટ કરેલાં.

એમની કાવ્યબાની પર આરંભે શામળ-દલપતની અસર જોઈ શકાશે. યમક, વર્ણસગાઈ કે પ્રાસાનુપ્રાસ જેવા શબ્દાલંકારોમાં રાચતી એમની પ્રારંભિક કાવ્યપ્રવૃત્તિ પછીથી વધુ ઊંડી અને પાકટ બને છે. 'અનુભવિકા' અને 'સંસારિકા'માં એ પલોટાએલી કલમનાં ઘણાં પક્વ ફળ આસ્વાદી શકાય છે. એક તરફથી જેમ શુદ્ધ ગુજરાતીમાં એમણે લખ્યું છે તેમ બીજી તરફથી 'સરોદે ઇત્તેફાક' નામક સંગ્રહમાં ફારસી રચનાઓ પણ આપી છે. કદાચ અહીંયાં એમની કવિત્વશક્તિએ વધારે પ્રૌઢિ ધારણ કરી છે. અન્યત્ર કરતાં અહીં કાવ્યપ્રકૃતિ પણ વિશેષ છે. પિંગળશાસ્ત્ર પ્રમાણે રચાએલા છંદોમાં એમની માપશુદ્ધિ અને છંદસમજની પણ પ્રતીતિ થયા વગર રહેતી નથી. માત્રામેળ છંદોના લય પાસેથી એમણે અભિવ્યક્તિની સબળતા અને સમ્યક્તા માટે સારું પોષણ મેળવ્યું છે. 'સંસારિકા'માંનું 'સુરતી લાલ રહેવ દો' લાવણીના લયફેરનું અને એ લયથી ધ્વનિત થતી 'સુરતી લાલા'ની છબીનું સબળ કાવ્ય બની રહ્યું છે. ફારસી છંદોને પણ શુદ્ધિ સાથે મસ્તી અને રૂપથી એમણે વાપરી બતાવ્યા છે. એમની ભાષા ક્યારેક કર્કશ ક્લિષ્ટ પણ લાગે છે, છતાંય એમાં સાચી હૃદયોર્મિનું દર્શન કરાવી શકે એટલી પારદર્શકતા એમાં છે.

કાવ્યવિષય તરીકે એમણે દેશભક્તિ, પ્રભુભક્તિ, માનવભક્તિ અને સંસારભક્તિને પ્રમુખ સ્થાન આપેલું છે. એમનાં 'આપ મરે બિન સ્વર્ગ ન જાય.' તેમજ 'ગુજરાતનું ભાવી ગૌરવ' કાવ્યોને કેન્દ્રમાં રાખી એ વખતના શિક્ષણાધિકારી જાઈલ્સે દેશીઓને ચડવણી કરવાના આરોપસર એમને મુશ્કેલીમાં પણ મૂકેલા. એમનાં દેશભક્તિ અને ગુજરાત પ્રેમનાં કાવ્યોમાં ભાવની ઉત્કટતા, બાનીનો પ્રવેગ અને અભિવ્યક્તિની તીવ્રતા-તીક્ષ્ણતા ધ્યાન ખેંચે છે. ઈશ્વરભક્તિનાં એમનાં કાવ્યો નિર્મળ હૃદયના નિખાલસ અને સરળ ભાવોદ્‌ગારો છે. એમાં ઈશ્વરની સર્વોપરિતા અને સર્વશક્તિમત્તા તેમજ મનુષ્યની-નિજની-અલ્પતા અને અશક્તિનું નિરૂપણ થયેલું છે. સંસાર સુધારાની એમની કૃતિઓમાં કુરિવાજો અને તજ્જન્ય સંસારદુઃખોનું એમણે તીવ્ર વક્રતાથી તો સીધી પ્રહારાત્મક શૈલીમાં સફળ ચિત્ર ઉપસાવ્યું છે. સંસાર, દેશ અને માનવની ઐહિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે સર્વજનભોગ્ય ભાષામાં સીધો નીતિબોધ આપતાં અનેક કાવ્યો પણ એમણે રચ્યાં છે. 'મુંબઈ' કે 'મુંબઈનો લોભ અને તેનાં પરિણામ' જેવી રચનાઓ શહેરી સભ્યતા પ્રત્યે પ્રહર્ષ અને પ્રકોપ ઝીલતાં આપણાં પ્રાથમિક નગરકાવ્યો છે. એમનાં કાવ્યોમાં વિનોદની આછી લહેર પણ માણી શકાય છે. એમણે જે કેટલાંક હિંદી કાવ્યો લખ્યાં છે તેમાં સંતબાનીમાં ભક્તહૃદયની ઊર્મિ સહજતાથી આલેખાઈ ગઈ છે. 'કાશ-હેરા' નામના પદમાં આની પ્રતીતિ કરાવતું દૃષ્ટાંત:

'યાદ આતે અંખિયાં બહે આંસુ,<br>
હરિચરન ઈન આંસુસે ધો રહી રે;<br>
મૈં તો રો રહી રે, મૈં તો રો રહી રે.'

તો કબીરનો મિજાજ પણ અછતો રહેતો નથી:

'બિકટ બન મેં ભૂલા બંદે! તુ ક્યા બન તરનેકા રે?<br>
ઈધર ઉધર હમ ભૂલા ભટકે, જમ ગબરા ધરનેકા રે.'<br>
('ભૂલો મુસાફર')

કવિતાસર્જનને મુખ્ય પ્રવૃત્તિ ન ગણનાર, ઊંઘ ન આવે ત્યારે નોંધપોથીમાં ઉતારેલાં ટાંચણોને કાવ્યરૂપ આપનાર મલબારીમાં દલપત-નર્મદ શૈલી સાથે સાથે પશ્ચિમની નૂતન અસરો પણ ક્યારેક ક્યારેક ઝિલાએલી જોવા મળે છે. પારસીઓના ધર્મમંત્ર-'હુમત, હુખ્ત, હુવર્શ્ત' (સારું વિચારવું, સારું બોલવું, સારું કરવું), ને જીવનમંત્ર બનાવનાર મલબારી પારસી કોમનું ગુર્જર કાવ્યસાહિત્યને ગરવું અર્પણ છે. ધીરુ પરીખ

બેહેરામજી મહેરવાનજી મલબારી

જન્મ: ૧૮-૫-૧૮૫૩]

[અવસાન: ૧૧-૭-૧૯૧૨



ટૉમસ સ્ટર્ન એલિયટ

(૧૮૮૮-૧૯૬૫)

કવિ તરીકે મલબારી શુદ્ધ ગુજરાતીમાં કાવ્યો લખનાર પ્રથમ પારસી કવિ છે. એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'નીતિવિનોદ' (ઈ. ૧૮૭૫)ની ભાષા અને છંદશુદ્ધિ માટે સાશંક બની હિન્દુ પત્રમાં કેટલાક લેખકોએ ટીકા કરેલી કે કોઈ હિન્દુ કવિની જ આ રચનાઓ મલબારીને નામે પ્રગટ થઈ છે. પરંતુ મલબારીએ તો જાહેરમાં પડકાર ફેંક્યો કે એ ટીકાકારોની શરતે પોતે પ્રસ્તુત કાવ્યસંગ્રહમાંની રચનાઓ જેવાં જ કાવ્યો રચી આપશે, જેનો રદિયો કોઈએ આપ્યો જ નહિ. આવા કવિના કાવ્યસંસ્કારો શિશુકાળથી જ ઘૂંટાયા હતા. તે કાળે સૂરતમાં આવતા ખ્યાલીઓના ગાનથી એમની પ્રતિભાને પોષણ મળ્યું. એઓ આ ખ્યાલીઓની અસર તળે શીઘ્ર લાવણીઓ લલકારી ઊઠતા. ખબરદાર તો કહે છે: 'મલબારીના કાવ્યગુરુ એ ખ્યાલીઓ જ હતા...' પછી તો વિદ્યાર્થીકાળમાં એમણે પ્રેમાનંદ, શામળ, અખો અને દયાનંદ તેમ જ આંગ્લ કવિઓ શેક્સપીઅર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ અને ટેનિસનનો કાવ્યાસ્વાદ લીધો. આથી એમની કાવ્યવૃત્તિ પરિસ્કૃત થવા લાગી. લગભગ ૧૩-૧૪ વર્ષની વયે શરૂ કરેલી એમની કાવ્યપ્રવૃત્તિનું પ્રથમ સુફળ એટલે જ ઉપર્યુક્ત પ્રથમ કાવ્યસંગ્રહ. ગુજરાતી વ્યાકરણકાર ટેઈલરે મલબારીનાં કાવ્યોની હસ્તપ્રતો જોઈ આનંદ વ્યક્ત કર્યો અને પ્રસિદ્ધ કરવાનું પ્રોત્સાહન આપ્યું. ગુજરાતી ભાષાના અભ્યાસી ડૉક્ટર જ્હૉન વિલ્સને એ સંગ્રહનું 'નીતિવિનોદ' નામાભિધાન કરી આપ્યું. ત્યાર બાદ બીજા પાંચ કાવ્યસંગ્રહો—'વિલ્સન વિરહ' (૧૮૭૮), 'સરોદે ઇત્તેફાક' (૧૮૮૧), 'અનુભવિકા' (૧૮૯૪) તથા ૧૮૯૮માં 'આદમી અને તેની દુનિયા' અને 'સંસારિકા'—પ્રગટ થયા. આ ઉપરાંત એમણે અંગ્રેજી કાવ્યસંગ્રહ 'ધી ઇન્ડિયન મ્યુઝ ઇન ઇંગ્લિશ ગાર્બ' (૧૮૭૬) તેમજ 'ગુજરાત ઍન્ડ ગુજરાતીઝ' તથા 'ધી ઇન્ડિયન આય ઑન ઇંગ્લિશ લાઇફ' નામક બીજાં બે પુસ્તકો પણ પ્રગટ કરેલાં.

એમની કાવ્યબાની પર આરંભે શામળ-દલપતની અસર જોઈ શકાશે. યમક, વર્ણસગાઈ કે પ્રાસાનુપ્રાસ જેવા શબ્દાલંકારોમાં રાચતી એમની પ્રારંભિક કાવ્યપ્રવૃત્તિ પછીથી વધુ ઊંડી અને પાકટ બને છે. 'અનુભવિકા' અને 'સંસારિકા'માં એ પલોટાએલી કલમનાં ઘણાં પક્વ ફળ આસ્વાદી શકાય છે. એક તરફથી જેમ શુદ્ધ ગુજરાતીમાં એમણે લખ્યું છે તેમ બીજી તરફથી 'સરોદે ઇત્તેફાક' નામક સંગ્રહમાં ફારસી રચનાઓ પણ આપી છે. કદાચ અહીંયાં એમની કવિત્વશક્તિએ વધારે પ્રૌઢિ ધારણ કરી છે. અન્યત્ર કરતાં અહીં કાવ્યચમત્કૃતિ પણ વિશેષ છે. પિંગળશાસ્ત્ર પ્રમાણે રચાએલા છંદોમાં એમની માપશુદ્ધિ અને છંદ સમજની પણ પ્રતીતિ થયા વગર રહેતી નથી. માત્રામેળ છંદોના લય પાસેથી એમણે અભિવ્યક્તિની સબળતા અને સ્ફુટતા માટે સારું પોષણ મેળવ્યું છે. 'સંસારિકા'માંનું 'સુરતી લાલ રહેલ.ણી' લાવણીના લહેકતું અને એ લયથી ધ્વનિત થતી 'સુરતી લાલા'ની છબીનું સબળ કાવ્ય બની રહ્યું છે. ફારસ છંદોને પણ શુદ્ધિ સાથે મસ્તી અને કેફથી એમણે વાપરી બતાવ્યા છે. એમની ભાષા ક્યારેક કર્કશ ક્લિષ્ટ પણ લાગે છે, છતાંય એમ-સાચી હૃદયોર્મિનું દર્શન કરાવી શકે એટલી પારદર્શકતા એમાં છે.

કાવ્યવિષય તરીકે એમણે દેશભક્તિ, પ્રભુભક્તિ, માનવભક્તિ અને સંસારભક્તિને પ્રમુખ સ્થાન આપેલું છે. એમનાં 'આપ મરે બિન સ્વર્ગ ન જાય.' તેમજ 'ગુજરાતનું ભાવી ગૌરવ' કાવ્યોને કેન્દ્રમાં રાખી એ વખતના શિક્ષણાધિકારી જાઈલ્સે દેશીઓને ચઢવણી કરવાના આરોપસર એમને મુશ્કેલીમાં પણ મૂકેલા. એમનાં દેશભક્તિ અને ગુજરાત પ્રેમનાં કાવ્યોમાં ભાવની ઉત્કટતા, બાનીનો પ્રવેગ અને અભિવ્યક્તિની તીવ્રતા તીક્ષ્ણતા ધ્યાન ખેંચે છે. ઈશ્વરભક્તિનાં એમનાં કાવ્યો નિર્મળ હૃદયના નિખાલસ અને સરળ ભાવોદ્ગારો છે. એમાં ઈશ્વરની સર્વોપરિતા અને સર્વશક્તિમત્તા તેમજ મનુષ્યની નિજની અલ્પતા અને અશક્તિનું નિરૂપણ થએલું છે. સંસાર સુધારાની એમની કૃતિઓમાં કુરિવાજો અને તદ્જન્ય સંસારદુઃખોનું એમણે તીવ્ર વક્રતાથી તો સીધી પ્રહારાત્મક શૈલીમાં સફળ ચિત્ર ઊપસાવ્યું છે. સંસાર, દેશ અને માનવની ઐહિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે સર્વજનભોગ્ય ભાષામાં સીધો નીતિબોધ આપતાં અનેક કાવ્યો પણ એમણે રચ્યાં છે. 'મુંબઈ' કે 'મુંબઈનો લોભ અને તેનાં પરિણામ' જેવી રચનાઓ શહેરી સભ્યતા પ્રત્યે પ્રહર્ષ અને પ્રકોપ ઝીલતાં આપણાં પ્રારંભિક નગરકાવ્યો છે. એમનાં કાવ્યોમાં વિનોદની આછી લહેર પણ માણી શકાય છે. એમણે જે કેટલાંક હિંદી કાવ્યો લખ્યાં છે તેમાં સારૂ બાનીમાં ભક્તહૃદયની ઊર્મિ સહજતાથી આલેખાઈ ગઈ છે. 'કૃષ્ણક્લેશ' નામના પદમાં આની પ્રતીતિ કરાવતું દૃષ્ટાંત:

'યાદ આતે અખિયાં બહે આંસુ,
હરિચરન દિન આંસુસે ધો રહી રે;
મૈં તો રો રહી રે, મૈં તો રો રહી રે.'

તો કબીરનો મિજાજ પણ અછતો રહેતો નથી:

'બિકટ બન મેં ભૂલા બટે' તુ ક્યા જાવ તરનેકા રે?
ઈધર ઉધર હમ ભૂલા ભટકે, જમ ગબરા ધરનેકા રે.'
('ભૂલા મુસાફર')

કવિતા-સર્જનને મુખ્ય પ્રવૃત્તિ ન ગણનાર, ઊર્મ ન અને ત્યારે નોંધપોથીમાં ઉતારેલાં ટાંચણોને કાવ્યરૂપ આપનાર મલબારીમાં દલપત-નર્મદ શૈલી સાથે સાથે પશ્ચિમની નૂતન અસરો પણ ક્યારેક ક્યારેક ઝિલાએલી જોવા મળે છે. પારસીઓના ધર્મમંત્ર-'હુમત, હુખ્ત, હુવરેસ્ત' (સારું વિચારવું, સારું બોલવું, સારું કરવું), ને જીવનમંત્ર બનાવનાર મલબારી પારસી કોમનું ગુર્જર કાવ્યસાહિત્યને ગરવું અર્પણ છે. ધીરુ



બહેરામજી મહેરવાનજી મલબારી

જન્મ: ૧૮-૫-૧૮૫૩] [અવસાન: ૧૧-૭-૧૯૧૨



ટૉમસ સ્ટર્ન એલિયટ
(૧૮૮૮-૧૯૬૫)

ગ્રીષ્મ · વિ. સં. ૨૦૩૦

# કવિલોક

મે-જૂન · ઇ. ૧૯૭૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## રસનો આધાર

કાવ્યમાંથી આપણે ભાવનો રસ ગ્રહણ કરીને સંતોષ માનીએ છીએ. પરંતુ તે રસની સંપૂર્ણતાનો આધાર શાના ઉપર હોય છે? એના ત્રણ આશ્રય છે. એક તો કાવ્યનું કલેવર—છંદ અને ભાષા; તે ઉપરાંત ભાવને જે ક્રમમાં જે રીતે ગોઠવવાથી તેનું પ્રકાશન સુંદર થાય તે વિન્યાસ-નૈપુણ્ય. આ કલેવર-રચનાનું કામ ગમે તેમ કર્યે નહિ ચાલે; કઠિન નિયમોનું પાલન કરીને ચાલવું પડે છે, તેનો સહેજ પણ ભંગ થતાં વેંત યતિભંગ થાય છે, કાનને પીડા થાય છે, ભાવના પ્રકાશનમાં બાધા ઉત્પન્ન થાય છે. એટલે એ છંદ, ભાષા અને ભાવવિન્યાસમાં કવિએ નિયમનું બંધન સ્વીકારવું જ પડે છે, એમાં સ્વેચ્છાચાર ચાલી શકતો નથી. તે પછી બીજો એક મોટો આશ્રય તે જ્ઞાનનો આશ્રય. બધાં જ શ્રેષ્ઠ કાવ્યોમાં એવું કંઈક હોય છે જેનાથી આપણું જ્ઞાન તૃપ્ત થાય છે, જે આપણી મનનવૃત્તિને પણ જાગ્રત કરે છે. કવિ જો છેક જ તરંગી વિષય લઈ કાવ્યરચના કરે—જેમાં આપણા જ્ઞાન માટે કોઈ ખાદ્ય ન હોય અથવા તે સત્યની વિકૃતિને કારણે મનનશક્તિને પીડાદાયક થઈ પડે, તો તે કાવ્યમાં રસના પ્રાગટ્યમાં બાધા થાય. તે સ્થાયી ભાવે અને ગંભીર ભાવે આપણને આનંદ આપી નહિ શકે. તેનો ત્રીજો અને છેલ્લો આશ્રય તે ભાવનો આશ્રય. એ ભાવના સંસ્પર્શથી આપણું હૃદય આનંદિત બની જાય છે. એટલે શ્રેષ્ઠ કાવ્યમાં પહેલાં કાનની અને કલાબોધની તૃપ્તિ, ત્યાર પછી આપણી બુદ્ધિની તૃપ્તિ, અને ત્યાર પછી હૃદયની તૃપ્તિ થાય તો જ આપણી સમગ્ર પ્રકૃતિની તૃપ્તિની સાથોસાથ કાવ્યનો જે રસ તે પણ આપણા અંતર ઉપર સ્થાયી રૂપે અધિકાર જમાવી શકે છે. નહિ તો, કાં તો રસની ક્ષીણતા કે ક્ષણિકતા અથવા રસનો વિકાર જન્મે છે.

રવીન્દ્રનાથ ઠાકુર

# એલિયટની કવિતા

શાંતિ આકડિયાકર
[ગતાકથી પૂરુ]

શાસ્ત્રોમા ધર્મશ્રદ્ધાને જળની ઉપમા આપવામા આવી છે ધર્મશ્રદ્ધાહીન મનુષ્યનુ જીવન પથરાળ ટેકરીની પેઠે વેરાન હોય છે આધુનિક સમાજજીવન પણ એ ટેકરી જેવુ ઉજ્જડ છે કારણ કે સર્વત્ર કાળમીંઢ પથ્થરો જ નજરે ચડે છે હાડકાના જીર્ણ મૂળિયા જ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે ક્યાયે કુમાશ માટે નરમાશ માટે સ્થ ન નથી હા, અવમત્ત કોઈ ભાઈ સ્થળે મનુજ પ્રેમ કળાય છે પણ એનું પ્રમાણ કેટલુ ? બસો ગ્રામ મરચા કોથમીર, આદુની ચટણીમા ચપટીભાર નિમક પડે તેટલુ !

જીવનમા કોઈ હેતુ ધ્યેય કે આદર્શ રહ્યો નહીં એટલે જીવન અને મૃત્યુ વચ્ચે પણ કોઈ ભેદ રહ્યો નહીં ! અને એટલે, ભૂખમરાથી કે ગરીબાઈથી નીપજતા મૃત્યુ પ્રત્યે પણ સમાજમા કોઈ સહાનુભૂતિ રહી નહીં ! આવા કપરા કાળે, શૂળીએ ચડેલો દેવ-Hanged Man ઈસુ-પણ કોણ જાણે ક્યા અદૃશ્ય થઈ ગયો ! આવી મનોવેદના વચ્ચે કવિતાનો પ્રથમ ભાગ પૂરો થાય છે

બીજા ભાગમા આધુનિક જીવનની વ્યર્થતા, તેનુ પોલાણ અને જીવનની સસ્તાઈ જેવા વિષયો જરૂરી વિરોધો દ્વારા વર્ણવવામા આવ્યા છે જેટલી શેતરંજની રમત નિરર્થક છે તેટલુ આજનું સમાજજીવન નિરર્થક છે પ્રાચીન સમયની વનશ્રીમા ફિલોમેલ નામક કાવ્યમય નામથી પ્રસિદ્ધ અને મન રંજન કરતું બુલબુલ અત્યારે

, મ એવો તમરા જેવો ભયકર અવાજ

] કવિલોક મે જૂન ૧૯૭૪

# રાજેન્દ્ર શાહ

## મન્મથને

હે મીનકેતુ !
(તેં) કૂલને બાણે ઉર બે વીંધી વે નાનો કીવ સેતુ
અગ નહિ ને તો ય
અમારી સગ શી તારી ખેલા !
આવડા લોકે એકને કાગણ
આલતો વિરહવેળા !
મોરલીને સૂર, દૂર કો અ કુલ પ્રાણનો પોકાર દેતુ
હે મીનકેતુ !
ફોરમ ઝગ્તુ હૃદય વિજન વગડે ઝૂલ્તુ રે'તુ
મ્હેક વડે વનવનમા મૂગી
આ‍ુતી ઓરો ભૃગ,
દલન ઉઘાડ ઉમટી આવે
અગનરાતો રંગ
વેદનાને સકેત શુ યે સુખ, હેતનો પાગરે હેતુ !

## અચલ અને ચલ

"નિસ્તરગ તળાવમા ચદ્રનુ બિબ નિર્મલ
ચોમેરની કાનનકુજ
મૌન નીડે ઢળ્યા પલ્લવપુજ
સગ
અ કાશ નીરોજ્જ્વલ આર્દ્ર
બીનમા એકત્વ કેવુ કમનીય કેવલ !"
કિનારના બે પાન્થમાથી મૃદુ વેણુ એકના
"જો વિનોલ વ્યુત્થાનનો ભ્પ વડે સમારણે
કાન્તારમા મર્મરછદ
પાખ ફરુકતી ક્યાક સુમદ ~
નીરમા
ઢબેલ વ્હેતુ નવનીત !
આછે હિલોળ કો સ્પર્શતુ આવી તીરને
વિહારની આ રમ્ય વેળા ચલ " બોલ અન્યના

જલબહાર અંગ
ઉછાળી ઊંડાણ મહીં સરી જતું કો મીન
ત્યાં
ઓસરતે તરંગ.

## મારે નયને

મારે નયને તારાં રૂપનું અરૂપ અંજન:
શીતલ એને દહન ઝરે રહી રહી જલબુંદન.

પાંપણ ઘડીક ઊઘડે જરીક
પલમાં મીંચાય પાછી,
કોઈ તે લહર ભીતર મારે
અંગ અડી જાય આછી;
વિકલ તો યે પ્રાણને વહન હૃદયનું કલગુંજન.

અવ તો વિમલ નજર
નિખિલ ન્યાળતી નૂતન તેજે,
કોણ આ કોને આવરી લેતું
ભાવને સરલ હેજે?
હોયને મિલન તીરથ નીરવ આનંદમય ક્રંદન.

## શ્યામ સાધુ

---

## કોઈ કૂવો ગળાવો

અમે તળિયાંથી પણ પે'લાં રે કોઈ કૂવો ગળાવો,
અમે સરવાણીના રેલા રે કોઈ કૂવો ગળાવો,
અમે કોરું કોરું ભીનાં રે કોઈ કૂવો ગળાવો,
અમે અબોટ પીધાં વિના રે કોઈ કૂવો ગળાવો,
અમે લીલું સીંચ્યાં સપનાં રે કોઈ કૂવો ગળાવો,
અમે ખોબાજીને ખપના રે કોઈ કૂવો ગળાવો,
અમે પડછાયાનાં પગલાં રે કોઈ કૂવો ગળાવો,
અમે નદીબાઈનાં સગલાં રે કોઈ કૂવો ગળાવો,
અમે પથ્થર પથ્થર પાકયા રે કોઈ કૂવો ગળાવો,
અમે અંદર અંદર થાકયાં રે કોઈ કૂવો ગળાવો.

કાઢે છે! આજના મનુષ્યના ગંદા કાનો માટે પ્રેયસીનું વક્તવ્ય 'My nerves are bad tonight!'થી આગળ જતું નથી...

કાલે શું કરવાનું છે? અને એના પછી શું? કાવ્યના રેસ્ટોરન્ટમાં ચાલતા સંવાદમાં સ્ત્રીનો પાછો ફરતો પતિ, બેકાર સાબિત થયેલાં ગર્ભનિરોધનાં સાધનો, અને 'હવે બંધ કરવાનો સમય થયો—' એમ વારંવાર સૂચના આપતો વેઈટર : આ બધાંની વચ્ચે બીજો ભાગ પૂરો થાય છે. એના પછીનો 'ફાયર સર્મન' વાળો ભાગ કાવ્યમાં મહત્ત્વપૂર્ણ ગણાય છે. એ ભાગની કલ્પના કવિએ 'બુદ્ધનાં અગ્નિ પ્રવચનો' પરથી કરી હોય તેમ લાગે છે આપણે ત્યાં વાસનાઓ કિંવા ઐહિકભાવનાઓને અગ્નિની ઉપમા આપવામાં આવેલી છે. વેરાન દુનિયાની ભગ્નતા સંબંધી કવિની કલ્પના તો જુઓ—

'The river's tent is broken
The last fingers of leaf
clutch and sink into the wet bank.
The wind
Crosses the brown land unheard
The nymphs are departed.'

અહીં વર્ણિત ટેઇમ્સ નદી સ્પેન્સરે વર્ણવેલી રમ્ય નદી નથી. કવિની ટેઇમ્સમાં તો ખાલી શીશીઓ, સેંડવિચનાં પડીકાંના કાગળો, રેશમી રૂમાલ, કાર્ડબોર્ડનાં ખાલી ખોખાં, સિગારેટનાં અર્ધ બળ્યાં ઠૂંઠાં તરે છે! ઉજ્જડ દુનિયામાં પ્રેમને સ્થાન નથી. ત્યાં તો વાસનાપૂર્તિના પ્રયત્નમાંથી ઉદ્ભવતી અતૃપ્તિ દેખાય છે. એક ટાઇપિસ્ટ ગર્લ અને નિરાશવદનધારી કારકુનની નીરસ પ્રણયગોષ્ઠિ દ્વારા ઉપરોક્ત વાત સુંદર રીતે રજૂ કરવામાં આવી છે. એ બેઉની જે રીતે

# એલિયટની કવિતા

શાંતિ આકડિયાકર

[ગતાંકથી પૂરું]

શાસ્ત્રોમાં ધર્મશ્રદ્ધાને જળની ઉપમા આપવામાં આવી છે ધર્મશ્રદ્ધાહીન મનુષ્યનું જીવન પથરાળ ટેકરીની પેઠે વેરાન હોય છે આધુનિક સમાજજીવન પણ એ ટેકરી જેવું ઉજ્જડ છે, કારણ કે સર્વત્ર કાળમીંઢ પથ્થરો જ નજરે ચડે છે હાડકાના જીર્ણ મૂળિયાં જ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે ક્યાંયે કુમાશ માટે નરમાશ માટે સ્થાન નથી હા, અલબત્ત કોઈ કોઈ સ્થળે મનુજ પ્રેમ કળાય છે પણ એનું પ્રમાણ કેટલું? બસો ગ્રામ મરચાં કોથમીર, આદુની ચટણીમાં ચપટીભાર નિમક પડે તેટલું!

જીવનમાં કોઈ હેતુ ધ્યેય કે આદર્શ રહ્યો નહીં એટલે જીવન અને મૃત્યુ વચ્ચે પણ કોઈ ભેદ રહ્યો નહીં! અને એટલે, ભૂખ મરાથી કે ગરીબાઈથી નીપજતા મૃત્યુ પ્રત્યે પણ સમાજમાં કોઈ સહાનુભૂતિ રહી નહીં! આવા કપરા કાળે, શૂળીએ ચડેલો દેવ-Hanged Man ઈસુ-પણ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયો! આવી મનોવેદના વચ્ચે કવિતાનો પ્રથમ ભાગ પૂરો થાય છે

બીજા ભાગમાં આધુનિક જીવનની વ્યર્થતા, તેનું પોલાણ અને જીવનની સસ્તાઈ જેવા વિષયો જરૂરી વિરોધો દ્વારા વર્ણવવામાં આવ્યા છે જેટલી શેતરંજની રમત નિરર્થક છે તેટલું આજનું સમાજજીવન નિરર્થક છે પ્રાચીન સમયની વનશ્રીમાં ફિલોમેલ નામક કાવ્યમય નામથી પ્રસિદ્ધ ` મન રંજન કરતું બુલબુલ અત્યારે ટ્રમ્મમ્ એવો તમરા જેવો ભયકર અવાજ



## રાજેન્દ્ર શાહ

### મન્મથને

હે મીનકેતુ!
(તેં) ફૂલને બાણે ઉર બે વીંધી વે નાનો કીવ સેતુ
અંગ નહિ ને તો ય
અમારી સંગ શી તારી ખેલા!
આવડા હોડે એકને ફાગણ
આલતો વિરહવેળા!
મોરલીને સૂર, દૂર કો અ કુલ પ્રાણનો પોકાર દેતુ
હે મીનકેતુ!
ફોરમ ઝરતુ હૃદય વિજન વગડે મૂરતુ રે'તુ
મ્હેક વહે વનવનમાં મૃગી
આવતી એરો ભૃંગ,
દલને ઉઘાડ ઊમટી આવે
અગનરાતો રંગ
વેદનાને સંકેત શું યે સુખ, હેતનો પાગરે હેતુ!

### અચલ અને ચલ

"નિસ્તરંગ તળાવમાં ચન્દ્રનું બિંબ નિર્મલ
ચોમેરની કાનનકુંજ
મૌન નીડે ઢળ્યા પલ્લવપુંજ
સંગ
અ કાશ નીરાજ્જવલ આર્દ્ર
ઝીલમાં એકત્વ કેવું કમનીય કેવલ!"
કિનારના બે પાન્થમાંથી મૃદુ વેણ એકના
"જો વિનોલ વ્યુત્થાનનો કંપ વહે સમીરણે
કાન્તારમાં મર્મરછંદ
પાંખ ફરુકતી ક્યાંક સુમંદ ~
નીરમાં
ઢળેલ વ્હેતુ નવનીત!
આછે હિલોળ કો સ્પર્શતું આવી તીરને
વિહારની આ ર ય વેળા ચલ" બોલ અન્યના

જલભીનાં અંગ
ઉછાળી ઊંડાણ મહીં સરી જતું કો મીન
ત્યાં
ઓસરતે તરંગ.

## મારે નયને

મારે નયને તારાં રૂપનું અરૂપ અંજન:
શીતલ એને દહન ઝરે રહી રહી જલબુંદન.

પાંપણ ઘડીક ઊઘડે જરીક
પલમાં મીંચાય પાછી,
કોઈ તે લહર ભીતર મારે
અંગ અડી જાય આછી;
વિકલ તો યે પ્રાણને વહન હૃદયનું કલગુંજન.

અવ તો વિમલ નજર
નિખિલ ન્યાળતી નૂતન તેજે,
કોણ આ કોને આવરી લેતું
ભાવને સરલ હેજે?
હોયને મિલન તીરથ નીરવ આનંદમય ક્રંદન.

## શ્યામ સાધુ

## કોઈ કૂવો ગળાવો

અમે તળિયાંથી પણ પે'લાં રે કોઈ કૂવો ગળાવો,
અમે સરવાણીના રેલા રે કોઈ કૂવો ગળાવો,
અમે કોરું કોરું ભીનાં રે કોઈ કૂવો ગળાવો,
અમે અખોટ પીધાં વિના રે કોઈ કૂવો ગળાવો,
અમે લીલું સીંચ્યાં સપનાં રે કોઈ કૂવો ગળાવો,
અમે ખોબાજીને ખપના રે કોઈ કૂવો ગળાવો,
અમે પડછાયાનાં પગલાં રે કોઈ કૂવો ગળાવો,
અમે નદીબાઈનાં સગલાં રે કોઈ કૂવો ગળાવો,
અમે પથ્થર પથ્થર પાક્યા રે કોઈ કૂવો ગળાવો,
અમે અંદર અંદર થાક્યાં રે કોઈ કૂવો ગળાવો.

કાઢે છે! આજના મનુષ્યના ગંદા કાનો મારે પ્રેયસીનું વક્તવ્ય 'My nerves are bad tonight!'થી આગળ જતું નથી...

કાલે શું કરવાનું છે? અને એના પછી શું? કાવ્યના રેસ્ટોરન્ટમાં ચાલતા સંવાદમાં સ્ત્રીનો પાછો ફરતો પતિ, બેકાર સાબિત થયેલાં ગર્ભનિરોધનાં સાધનો, અને 'હવે બંધ કરવાનો સમય થયો—' એમ વારંવાર સૂચના આપતો વેઈટર: આ બધાંની વચ્ચે બીજો ભાગ પૂરો થાય છે. એના પછીનો 'ફાયર સર્મન' વાળો ભાગ કાવ્યમાં મહત્ત્વપૂર્ણ ગણાય છે. એ ભાગની કલ્પના કવિએ 'બુદ્ધનાં અગ્નિ પ્રવચનો' પરથી કરી હોય તેમ લાગે છે આપણે ત્યાં વાસનાઓ કિંવા ઐહિકભાવનાઓને અગ્નિની ઉપમા આપવામાં આવેલી છે. વેરાન દુનિયાની ભગ્નતા સંબંધી કવિની કલ્પના તો જુઓ—

'The river's tent is broken
The last fingers of leaf
clutch and sink into the wet bank.
The wind
Crosses the brown land unheard
The nymphs are departed.'

અહીં વર્ણિત ટેઈમ્સ નદી સ્પેન્સરે વર્ણવેલી રમ્ય નદી નથી. કવિની ટેઈમ્સમાં તો ખાલી શીશીઓ, સેંડવિચનાં પડીકાંના કાગળો, રેશમી રૂમાલ, કાર્ડબોર્ડનાં ખાલી ખોખાં, સિગારેટનાં અર્ધ બળ્યાં ઠૂંઠાં તરે છે! ઉજ્જડ દુનિયામાં પ્રેમને સ્થાન નથી. ત્યાં તો વાસનાપૂર્તિના પ્રયત્નમાંથી ઉદ્ભવતી અ-તૃપ્તિ દેખાય છે. એક ટાઈપિસ્ટ ગર્લ અને નિરાશવદનધારી કારકુનની નીરસ પ્રણયગોષ્ઠિ દ્વારા ઉપરોક્ત [illegible] રજૂ કરવામાં આવી છે.

યાન્ત્રિક મુલાકાત થાય છે તે ખુ લા શબ્દોમા પ્રાચીન અર્ધનારીશ્વર 'ટાઈરેસિયસ'ના શબ્દોના અવતરણ દ્વારા પ્રસ્તુત થઈ છે ટાઇપિસ્ટ ગર્લ સાજે ઘેર પાછી ફરે છે તે સમયે સર્વને ઘેર જવા પ્રેરતી સધ્યા વિશે સુદર પક્તિઓ ટાકીને વિરોધાભાસને વધુ તીવ્રતા અર્પી છે

At the violet hour
The evening hour
That strives
Homeward and brings
the sailor home
from sea'

ત્યાર બાદ ગોલ્ડસ્મિથના ઉલ્લેખ સાથે અઢારમા સૈકાની રૂઢ પરપરા અને અર્વાચીન યુગની અધીરતા વચ્ચેનો ભેદ દર્શાવ્યો છે પક્તિઓને વધુ અસરકારક બનાવવા કવિએ શેક્સપીઅરની નાટ્યકૃતિ ટેમ્પેસ્ટમાથી પક્તિઓ પણ ઉદ્ધૃત કરી છે

This music crept by me
upon the waters!

આમ, 'વેસ્ટલૅંડ'મા અનેક સદર્ભો છે અને કાવ્ય સ્વય અનેક તર્કબદ્ધ દલીલો તથા વિચારોનો મહાન સદર્ભ છે। સમગ્ર કાવ્યનો પ્રવાહ સ્વપ્નો તથા સ્વપ્નાભાસોના બે કાઠાની વચ્ચે થઈને વહે છે એક બાજુ રાણી એલિઝાબેથના સુવર્ણયુગરૂપી રાજાશાહીનો સમય છે તો બીજી બાજુ મહાયુદ્ધ પછીના લડનનો રાજવૈભવ તથા પબ્લિક હાઉસના લગ્નજીવનોનુ ઐશ્વર્ય નજરે ચડે છે। એક બાજુ ભયકર વાસ્તવિકતાનુ શિક્ષણ મેળવતા દીનપીડિત લોકો છે તો બીજી બાજુ ફિનીશિયાના નવા જૂના વેપાર ઉદ્યોગો છે।

કાવ્યનો છેલ્લો ભાગ 'તોફાનનો સદેશ'



## મકરન્દ દવે

### આભ આવીને–

આભને માટે આજ આ મારુ ઘર કરી દઉં ખાલી,
ક મચિયાને ફગવુ ઠેલી બહાર,
વ્યાધની આગળ હરણું દોડતુ અહીં રમે સાતતાલી,
ધ્રુવનો અચળ અહીં સૂણું ગુજાર

આજ આ મારે ઓરડે જાણે ઊગતો પૂછે રવિ,
કોણ ગયુ છે? કોણ છે તારી સાથ?
ધ્રૂજતે હાથે ભીંત પે ટાગી સ્વગત પ્રિયની છવિ,
આજ હટાવી લઉં આ મારે હાથ

આજ આખુ જો આભ આવીને મારા ઘરમા વસે,
દુનિયાની આ તોડી નાખુ ઈંટ,
ધરતીકપમા ધૂળ મળીને કાળજુ કેવુ હસે!
કિરણે કિરણે ઝળકે ઈંટે ઈંટ

## શિલ્પિન્ થાનકી 'બેતાબ'

### ગામજિન

હરદમ જે મુસીબતની અગનમા બળી ગયા–
એ પાવ ખુદ આસાન રાહમા ઢળી ગયા

તસવીર શુ બની'તી–મુહબ્બતની દુહાઈ!–
અન્દાઝ દેખતા જ મુસવ્વિર ચળી ગયા!

પરછાઈ હુસ્ન કેરી યા જન્નતનો તસવ્વુર!–
તેવર થકી ગુમાને પરિસ્તાં ગળી ગયા!

આશિક હતા, તમારી નઝાકતના મુન્તઝિર–
દીદારથી આહોના સમન્દર છલી ગયા!

ઉલ્ફતની એ મેહફિલ તજી અમે ગરૂરથી–
'બેતાબ' બેરૂખીથી બધા ખળભળી ગયા!

## પિનાકિન્ ઠાકોર

### અમને દોરો!

હે પરમ પ્રેમમય હે મહિમામય પાવન!
પલપલ અમને પગલે પગલે દોરો!
હે સહુ મારગના સ્વામી સાચે પથ
લઈ જાઓને આઘો હો કે ઓરો!
હે પરમેશ્વર પરમ પ્રેમમય પાવન!
અમને પલપલ પગલે પગલે દોરો!

વાંક વગરનાં દૈન્ય દુઃખ પરવશતા ભાર ભયંકર,
દાઝયાં દિલના આપોઆપે દવ પ્રગટયા પ્રલયંકર;
હે સહુ ગતિવિધિના અધિનાયક હે સંરક્ષક!
ગતિવિધિ નાયક! પાપ પ્રજાળો,
કરો ખમૈયા, દિયો પુણ્યનો પોરો!
હે પરમ કૃપામય પરમ દયામય–અમને પલપલ૦

આગ શમે ખંડેર સાંકડાં ધૂંધવે ઝેર ધુમાડે,
નવ ઘડતરને નડતા સ્વાર્થી ડંખ વેર સૌ આડે;
હે સહુના હિત કેરા હામી હે ચિર નિર્મલ!
સહુ હિતના હામી અજવાળો
તિમિર, દિશા દો દાખવતા કર ગોરો.
હે પરમ શક્તિમય હે મંગલમય–અમને૦

ભીતરથી સમદર ઘૂઘવતા મરજીવાએ છોડી,
ભમ્મરમોજાં પ્હાડ મચ્છ વિકરાળ વચોવચ હોડી;
હે સહુ શ્રદ્ધા અભય વિજય વરદાયક!
શ્રદ્ધા અભયે વિજયે વાળો
શાશ્વત સુખનાં સુકાન ને ધ્રુવ મોરો.
હે કરુણામય પરમ સત્યમય અમને
પલપલ પગલે પગલે દોરો.
હે સહુ મારગના સ્વામી સાચે પથ
લઈ જાઓને આઘો હો કે ઓરો.

આપે છે. તોફાન એટલે પરમાત્મા પ્રત્યે આદર સહિતનું ભયનું પ્રતીક! આ ઉધ્વ-સ્તભૂમિમાં ક્યાં યે જળ નથી. જ્યાં જુઓ ત્યાં બસ પથ્થર જ પથ્થર કળાય છે! ફૂલ, સંગીત, બાળક–કશું જ નથી. ગંગાનાં વારિ સુકાઇ ગયાં છે. ચિમળાએલાં વૃક્ષપર્ણો વર્ષાની વાટ જુએ છે. કાળાં વાદળાં દૂર દૂરના પર્વત પરથી ઊંચે ચડીને દોડયાં આવે છે... આવા કપરા સમયે તોફાન પુકારી ઊઠે છે: 'અમને સહાનુભૂતિ આપો; અને પછી ભલે તમે દમન કરો!' આવા મહાન કાવ્યનું સમાપન કવિ આ રીતે શાન્તિ-મંત્રથી કરે એ પણ મહાનતા જ કહેવાયને?

'Ganga was sunken,
and the limp leaves
Waited for rain,
while the black clouds
Gathered for distant,
over Himavant.
The jungle crouched,
humped in silence
Then spoke the thunder
DA.. DAttA!
I sat upon the shore
Fishing, with the arid
plain behind me
Shall I at least set
my lands in order?
Datta, Dayadhavam, Damyata;
Shantih, Shantih. Shantih'.

એલિયટે પોતાનાં અન્ય કાવ્યોમાં પણ કમાલ કરી દેખાડી છે. તેમનાં કાવ્યોમાં સ્પિનોઝાની ફિલસૂફીથી માંડી, હોટેલ કે લૉજના વેઇટર કે પિરસણિયા; ઘરમાં આમતેમ ઘૂમતી પાળેલી કૂતરી સોનિયા; અને અનેક પ્રસંગોએ જગતની વિભિન્ન ગિરાઓના

સમૃદ્ધ વાઙ્મય-ભંડારોમાથી ચૂટેલા કાવ્ય પંક્તિઓ, તથા અનેક જાગતિક અનુભવોમાથી પ્રગટતી સ્મૃતિસંવેદનાઓથી ભરપૂર માનવ પાત્રો દૃષ્ટિગોચર થાય છે કવિની અનુભૂતિનુ ક્ષેત્ર માત્ર શરીર મન સવેદના પૂરતુ મર્યાદિત નથી, પણ તેમા અનેક સાહિત્યિક અનુભવો પણ સ્થાન પામે છે આ બધાને ભાવાત્મક આવરણ આપી તદનુરૂપ પ્રતીક-યોજના કરવી પડે છે આ પ્રકારની બન્ને પ્રક્રિયાઓને એલિયટ 'emotional consiousness તથા 'objective correlative' કહે છે તેમના કાવ્યોમાથી જે અભૂતપૂર્વ નાટ્યા ત્મકતા પ્રગટ થયછે તે ઉપરોક્ત બન્ને પ્રકાર ની પ્રક્રિયાઓ પરની તેમની કસબી હથેટી સાબિત કરે છે

પૂર્વ એલિયટ કરતા ઉત્તર એલિયટ વિશેષ આ મશ્રદ્ધાળુ છે બીજા મહાયુદ્ધે તેમને વ્યાપક દૃષ્ટિકોણ આપ્યો ઉત્તર એલિયટમા ભયાકુલતા સ્વાતભગ ઘૃણા અથવા પૂજ્યતાવિરોધી વૃત્તિ દેખાતી નથી, પર તુ એને બદલે તેમનામા શોધ બુદ્ધિની પ્રેરણા, માનવીય પ્રયત્નવાદના મૂલ્યો સમ્બધી નિશ્ચિત શ્રદ્ધા પ્રગટ થઈ છે—થઈ ગઈ હોય તેમ લાગે છે, અને એટલે તો એક વિવેચકે તેમને 'Poet of Exploration' કહ્યા છે।

આધુનિક યુગનો વનપક' ફાલ એટલે એલિયટના કાવ્યો આજે જ્ઞાન વિજ્ઞાનની ક્ષિતિજોનો એટલો તો વિસ્તાર થયો છે અને થતો જાય છે મનુજ-હૃદયનોને એવી તો વજ્ર જેવી પાખો ઊગી નીકળી છે કે તેની આગળ હવે બ્રહ્માડ પણ દહાડે દી વામણુ બનતુ જતુ હોય તેમ લાગે છે

## ઉશનસ્

### ગ્રીષ્મઘેન

ઊઘડયુ દગ જયા શભુનુ કે ઝનાઈ થયો સમર
ભભૂત ચપટી। ધોળી ધોળી વપતપનો વિશે
ભનૂકતી હવા આધી જેવી ઊડત દશે દિશે,
દગથી છૂટી થૈ ચચપાતી સફેદી ગુબાર શી,
લબકી લબકી અગ્નિજીભે લીલાશ લૂ ચાટતી,
શિવનયનથી છુટ્ટુ થૈ કો વિશેષ લૂ વાદળુ
ગિરિ-સીમ-વનો ઓળગીને પ્રવેશ્યુ પુરે, ઘરે,
કણ વ ારની ઊની રેતી ઊડે ઊભી શેરીએ,
નજર ઊંટની ઊંચી ડોક તિગડથી ડોકતી,
ચખ કચકડે ધોળા ફૂચા,-કીકી ઊપટી જશે?
ચઢતી ચીતરી, કોઈ ક્તુ મહાકદ પીળચટા
લખલખ પટે કાપે ચત્તુ પડયુ પડયુ ખદખદે
નગર અમળાતુ મીણમા ઊંવિકુ હાલે નહીં,
–શિવ દગમીચે માધ્યદિની સમાધિ વિશે ત્યહી

### વસંત સૂર્યોદયે (પાથના)

વપ્રતી પ્રત્યૂષ નવલ ઊગતા સૂરજભણી
અમો રૂહએ ઊભા સૂરજમુખીના મ્લાન ફૂલ શા
પુરાણ। પ્રાચી ના નદીતટ ખડા કોઇ ઋષિશો
રહુ આવાહતો 'સવિતર પ્રભો। ત્વત્સુનુ મને
–અમોને બન્નેને તમનીપજ શા સૌર ગ્રહને–
તમે પ્રેરો, પ્રેરો પિતર પુનકોમા, ભરતીમા,
જવાયુ છે કેવુ અતડુ પડી હે દૌષ્પિતર, કે
ઊભા સામ તો ય વિફલ વરણો સર્વ અમથા,
અમારી માટીથી ખીલવી ય શકે બે'ક ફૂલ ના।
પિતા, આ ર ગે લૈ ગ્રહ મુજ અખિલાશી સજીને
પતગુ એકાદુ રમતુ મૂકી ધા ને ખલકમા
અને 'એને' યે ટયા કઈ શતક પાછી જનમમા,
ફરીથી 'એ' તાજુ મધુ કુસુમ થૈને ખીલી ઊઠે,
અને હુ ખેંચાયા અદીઠ સુરભિથી ઊડુ પૂઠે

## ચિનુ મોદી

### ચાર ક્ષણિકા

૧

કંપ પાણી પ્હાડમાં વ્યાપી ગયો
એક પડછાયો મને માણસ કહે.
તું નથી તો આ નગરના નામ પર
પાણી પડછાયાને ભીંજવતું વહે.
ભીંત ઠેકી શૂન્યતા દોડી ગઈ
એટલો સૂનકાર મારામાં રહે.
જલ્પતું બાળક હવે જંપી ગયું
કોઈ ઇચ્છાથી મને બાળક કહે.

૨

સ્રાવકી લાગી રહી આ ભોંય પણ
શ્વાસ લેવા શોધશું બીજી જગા?
લાગણીના સ્પર્શની ભીનાશથી
કેમ દાઝે છે સતત મારી ત્વચા?
આપણે માગી કે તરત જ સાંપડી
એ ઉદાસીની નથી કોઈ દવા.
ચાલી ચાલીને પહોંચું છું અને
લાગતું કે આ નથી મારી જગા.

૩

દેડકાં પૂરે કૂવાને કેમ કે
અંધ મન બ્હેરી ગણતરીનાં હતાં.
આપણાં સંબંધ જેવી શક્યતા
ઓસમીનાં પાંદડાં તૂટી જતાં.
બંધ દરવાજો થયો તો લાગતું
ભૂલવા જેવું અમે સંભારતાં.
હાથની રેખા બદલવા શું મથે?
આંસુ ઓક્યાં આંખમાં ઓછાં હતાં?

મનુજ-ઇચ્છાઓ ચંદ્ર ને મંગળની ધરતી પર પોતાની સત્તાનું સામ્રાજ્ય સ્થાપવાનાં સોણલાં સેવે છે. આવા સમયે અમુક વિચારનો વિકાસ કે અમુક વિચાર-નિશ્ચિતતા પણ ભારે મુશ્કેલીમા આવી પડે છે ત્યારે એલિયટનાં કાવ્યો 'વિસામાની ઝૂંપડી' જેવાં બની રહેશે તે નિર્વિવાદ વાત છે. કવિએ પોતે ગાયું છે—

'We shall not cease from exploration
And the end of all our exploring
Will be to arrive where we started
And know the place for the first time'!

□

# 'ઓડ' અને ગુજરાતી કવિતા

ચ દ્રશકર ભટ્ટ

અંગ્રેજી શબ્દ ode ગ્રીક શબ્દ oide' જેનો અર્થ Song, એટલે કે ગાવા માટે લખાતી પદરચના થાય છે, તેમાથી ઊતરી આવ્યો છે અંગ્રેજીમા 'ઓડ' શબ્દ ક્યારેક ઊર્મિકવિતાના પર્યાય તરીકે ક્યારેક કોઈક ગભીર પ્રસંગના ઊર્મિપ્રધાન મનનાત્મક, સંબોધન સ્વરૂપની રચના માટે અને ક્યારેક chant–સ્તોત્રના અર્થમા પ્રયોજાયો છે મૂળભૂત રીતે ઓડ શબ્દ ગાવા માટેની કાવ્યરચના માટે વપરાતો હતો પરતુ અર્વાચીન કાળમા તે શબ્દ પ્રાસયુક્ત કે પ્રાસમુક્ત કોઈ વ્યક્તિ કે વસ્તુને પદાર્થ સબોધીને ઉદાત્ત લાગણી અને ગૌરવાન્વિત શૈલીની, ક્વચિત્ સાદા સ્વરૂપ અને શૈલીવાળી, લાબી ઊર્મિકવિતા માટે વપરાતો થયો છે તેની સમજ અગ્રેજીમા આ પ્રમાણે આપવામા આવી છે

In modern use a lyric poem rhymed or unrhymed usually addressed to some person or thing and characterized by lofty feeling elaborate form and dignified style but sometimes simple in form and style

ગુજરાતીમા આ પ્રકારની કવિતા માટેની પર્યાયચર્ચા ઠાકોરે કરી છે 'લિરિક'મા તેમણે ઓડ માટે 'સ્તોત્ર' શબ્દનો ઉપયોગ કર્યો છે, પરતુ પાદટીપમા તેઓ લખે છે "ઓડ'ને માટે ગુજરાતીમા સ્તોત્ર શબ્દ

૪

પહાડમા પડવા પડે એવી રીતે
કોણ પૂછે છે મને કે 'કેમ છો?'
સઘરી રાખી હતી એમ જ અને
શકયતા તો સાપનો ભારો થયો
દૂર હડસેલી દઈ દરિયો તમે
શુ હલેસા હાથમા રાખી મૂકો?
એક તરણું પહાડ પર પહોચી જઈ
ડૂબતા સૂરજને પૂછે 'કેમ છો?'

ક્ષણિક ગઝલન છૂટા ચ ૨ શૅરથી અલગ એક જ રીતે પડે છે પહેલ શરનો ક ક્રિયા છે લા ૨ રમા અહીં પુન આવવો અનુભૂતિનુ વતુળ પૂરુ કરવા, અનિવાય લેખ્યો છે

## શિલ્પિન્ થાનકી 'બેતાબ'

### નકાર

વીરાન મયકદામા ય સાજ કોઈ ના હો,
હો સાજ પણ અગર તો આવાજ કોઈ ના હો
ગુમનામ ઈશ્કની પણ શુ જુસ્તજૂ કરુ હુ?
બેપર્દ આસમાને પરવાજ કોઈ ના હો
અય બેગુનાહ આલમ! તારો કુસૂર શું છે?
લઈ લે કરાર મારો, મોહતાજ કોઈ ના હો
સિજદો કરુ હુ કોને? કોઇ તો મને બતાવો
પરવર દિગાર છું હુ, સરતાજ કોઈ ના હો
મગરૂર છું, હમેશા આબાદ આ બુલન્દી–
હો ખ્વાબનો તસવ્વુર, એતરાજ કોઈ ના હો
હર વસ્લની ઘડીમા બેલબ્ઝ હુ રહુ છુ–
આશિકની ગુફ્તગૂમા અલ્ફાઝ કોઈ ના હો
દિલબર ન કોઇ મારો નાશાદ છે મુકદ્દર,
'બેતાબ' જિન્દગીનો હમરાજ કોઈ ના હો

## હરીન્દ્ર દવે

આંખો ખોલું છું
એનો અર્થ એ તો નથી
કે હું જાગું છું :
ખડખડાટ હસીને
વાતો કરું છું ત્યારે
એમ તો કેમ માની લેવાય
કે હું સુખી છું!
બોલું છું, ચાલું છું, હરું છું, ફરું છું
એટલે જ
માન્યું
કે હું જીવું છું?
સ્વજનોના શીત સમભાવનાં ફૂલો
મારા અસ્થિકુંભ પર ચડ વાઈ રહ્યાં છે :
એને સંબંધોની સૌરભ માનીને
ન એ છેતરાય છે
ને હું.

## રમણ વાઘેલા

### ગઝલ

સર્પો ડસી ગયાનું સ્મરણમાં રહ્યું નથી,
અશ્રો ઢળી ગયાનું કોણ વેણ કહી ગયું?
ચશ્માં વિશેનો ઢંસ ઉધારો પડી ગયો,
'આંખો નથી'નું થોડું મને ઘેન રહી ગયું,
જોઈ શકું ના ફર્શ પર એકેય પ્રતિબિંબ,
પગલાંનું સાવ સૂકું અહીં વ્હેણ વહી ગયું.
કહેવું હતું ઘણું ય, સમંદરને પી ગયો,
મૃગજળ રડી પડયાં ને એક ફ્હેણ રહી ગયું.

લખ્યો છે, પણ 'ઓડ' નામે ઓળખાતાં કાવ્યો અનેક જાતનાં હોય છે. odeને માટે સામાન્ય રીતે સ્તોત્ર કે કોઈ પણ એક શબ્દ ના વપરાય.'[1] આમ સ્તોત્ર પર્યાય યોગ્ય રીતે જ તેમને ઉચિત લાગ્યો નથી. સ્તોત્ર પર્યાયથી મધ્યકાલનાં સ્તુતિ, પ્રાર્થના સ્તવન જેવાં કાવ્યરૂપો સાથે ભેળસેળ પણ થઈ જાય, અને સ્તોત્ર શબ્દમાં રહેલો સ્તુતિનો અર્થ 'ઓડ' કવિતા જાતિનું સ્વરૂપ જોતાં બંધ બેસતો નથી. ઠાકોરે 'ભાવનિક' કે 'વિભાવિકા' એ બે નવા પર્યાય આપ્યા, પણ તેઓ સાશંક બની પ્રશ્ન કરે છે 'આ ઉન્નત ભાવના ફુવારા જેવાં 'ઓડ' કાવ્યોને 'ભાવનિક' કે 'ભાવિકા' એ નવું વિશેષનામ આપિયે તો તે વિવેચનની પરિભાષામાં ઉપાડી લેવાય ખરું?'[2] આપણે જાણીએ છીએ કે આ નવાં નામો વિવેચનની પરિભાષામાં ઉપાડી લેવાયાં નથી. સ્તોત્રકાવ્ય કે 'ઉદ્‌બોધનકાવ્ય' પર્યાયો આપણે ત્યાં વિશેષ જાણીતા છે, તેમાંના સ્તોત્રકાવ્ય પર્યાયની યોગ્યાયોગ્યતાનો વિચાર આપણે કર્યો. વધુ પ્રચલિત બનેલા 'ઉદ્‌બોધન-કાવ્ય' પર્યાયની થોડી ચર્ચા આવશ્યક છે.

### 'ઉદ્‌બોધનકાવ્ય' નહીં, 'સંબોધન-કવિતા' :

'ઓડ' માટે આપણે ત્યાં 'ઉદ્‌બોધન-કાવ્ય' પર્યાય પ્રચલિત બન્યો છે, પરંતુ તેને બદલે હું 'સંબોધનકવિતા' પર્યાય વધારે ઉચિત માનું છું. આ બંને પર્યાયોમાં મૂળ સંસ્કૃત ધાતુ બુધ-બોધ છે, માત્ર ઉપસર્ગ જુદા છે. એકમાં ઉદ્ અને બીજામાં

૧ 'લિરિક' : પૃ પર
૨ નવીન કવિતા વિશે વ્યાખ્યાનો' : પૃ. ૭૦

સમ્ ઉપસર્ગ છે ઉદ્બોધનો અર્થ જગાડવુ થાય છે, અને તે ઉપરથી ઉદ્બોધનનો અર્થ 'જાગ્રત કરવુ તે' એમ થાય આ અર્થસંદર્ભમા ઉદ્બોધન તેને કહેવાય કે જે વક્તવ્ય મુખ્યત્વે સમૂહને ઉદ્દેશીને હોય અને તે કંઈક જ્ઞાન આપવા, જાગ્રત કરવા, વિચારો સંક્રાન્ત કરવા અથવા માહિતગાર કરવા થયુ હોય સંબોધન શબ્દમા પણ ધાતુ સમાન હોઈ લગભગ આવો જ અર્થ રહેલો છે, છતા તેમા થોડી વિશેષ જુદી અર્થછાયા છે 'સંબોધન કરવુ' શબ્દ to address એવો અર્થ આપે છે જે 'ઉદ્બોધન કરવુ' શબ્દ આપતો નથી 'ઓક્સ'મા ઉપર જોયું તેમ 'addressed to' એ લક્ષણ દર્શાવાયું છે, સંબોધન શબ્દ સમૂહ તેમ જ વ્યક્તિ બન્નેને અનુલક્ષીને વપરાય છે જેમ કે કોઈ પત્ર કે અરજી કોઈ વ્યક્તિ કે અધિકારીને સંબોધીને થાય છે તે આપણે જાણીએ છીએ ઉદ્બોધન શબ્દ સામાન્ય રીતે સમૂહને અનુલક્ષીને વપરાય છે જેમ કે, 'ગાંધીજીએ સભાને કરેલુ ઉદ્બોધન પ્રેરક હતું' એમ આપણે કહીએ છીએ જ્યારે સંબોધન શબ્દ સમૂહ તેમ વ્યક્તિને અનુલક્ષીને વપરાય છે જેમ કે 'આજના વક્તા હવે સભાને સંબોધશે' એમ આપણે કહીએ છીએ ત્યારે સમૂહને અનુલક્ષીને તે શબ્દ વપરાય છે વ્યક્તિને અનુલક્ષીને શબ્દ વાપરવો હોય તો આપણે સંબોધન શબ્દ જ વાપરવો પડે છે, ઉદ્બોધન શબ્દ વાપરી ન શકાય જેમ કે, 'ગાંધીજીએ વાઇસરોયને સંબોધીને પત્ર લખ્યો' એમ પ્રયોગ થાય, પણ 'ગાંધીજી મહાદેવભાઈને ઉદ્બોધન કરશે' એવો પ્રયોગ અથવા 'ગાંધીજી વાઇસરોયને ઉદ્

યોસેફ મૅકવાન

## કવિનું મૃત્યુ

આંગણામા
સોનરૂપાની ઝૂકેલી ડાળ પર,
બુલબુલ રહ્યુ રેલાવતુ નિજ સ્વર!
વાતાવરણમા જેમ વ્યાપે ધૂપ
એ રીતે હું ચૂપ
ડૂબ્યા 'તો ગાનમા તલ્લીન—
કે ન'તુ મારુ ય મુજને ભાન,
કેટલા વર્ષો પછી
તબકી ગયુ મુજ નેણમા
આદિમ મારુ ગાન!
વન્ય પ્રકૃતિ બધી
મુજ અંગ પર ફરકી ગઈ
આ શહેરના વાતાવરણની કાંચળી
જાણે હળુ ઊતરી ગઈ .
ત્યા રેડિયોમા ગીત કો' ફૂટ્યુ
પડોશીના ઘરે
એના સ્વરે
મૌન તૂટ્યુ ઓરડાનુ
—ને થયુ મૃત્યુ કવિનુ!

દિલીપ મોદી

## ગઝલ

સ્વપ્નમા મીઠું ઝરણુ જોયુ હતુ,
શૂન્યતાનુ વિસ્મરણ જોયુ હતુ
લે હીના સંવાદમા હળવેકથી,
જિજીવિષાનુ તો વરણ જોયુ હતુ
આંખની ફિક્કાશ શોધે સ્વજનને,
મોસમી વાતાવરણ જોયુ હતુ.
લોહની હીનાશના ચિત્કારમા
સ્થિર પગલાનુ ભ્રમણ જોયુ હતુ
સાંજનો અવકાશ સ્પર્શે ગતને,
ચાંદનીનુ અવતરણ જોયુ હતુ

## રમેશ પારેખ

### ઘઉંમાંથી કાંકરા વીણતા હાથનું ગીત

હાથ ઘઉંમાંથી વીણે છે કાંકરા
પછી ગામલોક છે તે એને ભલે મારે મ્હેણાંઓ આકરાં
પાંપણની પાછળથી આંખ કયાંક છાનીમાની છટકે તો
હાથનો શું વાંક ?
હાથને જરા ય નહીં પોસે કે આમતેમ નવરાથઇ ટહેલે જરાક
ઘઉં છે તે આવીને ઘઉંમાં મ્હોં નાખે છે કોઇ કોઇ વાર
ઢોરઢાંખરાં
પછી ગામલોક છે તે એને ભલે મારે મ્હેણાંઓ આકરાં
હાથ ઘઉંમાંથી વીણે છે કાંકરા

આલ્લે...લે આવી આવીને મૂવાં ઝાડ અહીં ઘર સામે
મોરચાઓ માંડે
હવે નથી ઠેકાણે હાથનું જરા ય, એને માદળિયું પહેરાવો કાંડે
એલફેલ ઝાડનું તો ગજું નહીં પણ આ તો ફાટયા છે
લૂંબઝૂંબ ખાખરા
હાથ ઘઉંમાંથી વીણે છે કાંકરા

## 'સલિલ'

### કાંટિયાવરણનું ગીત !

જેઠનો ઉનાળો બેઠો છે તેઠનાં પાલુબાઈ જીવ્યાં પરમાણ.
લીલવણું ગામ આખું રોયું'ને
પાલુના ચાંદલાએ ઘર કર્યું ખાલી,
માથાની ચૂંદડી ખંભા પર–
ઓઢીને પાલુબાઈ ટેરવટે હાલી !
પૂરવનાં લેણદેણ: મીઠાની કાંકરીમાં ઓગળે છે જીવનાં ઓસાણ !
આંસુનાં પોટલાં બાંધ્યાં રે
પાલુબાઈ ! દાડમ ભાંગીને ડાળ ખેંચી,
ધગધગતા દેવતામાં રોજરોજ–
પડતી'તી જીવતરનો ખાલીપો ખેંચી.
ખોળામાં ખૂંદેલા દીકરા સમ હિયરે પાલુને દીધાં ઓધાન !
જેઠનો ઉનાળો બેઠો છે તેઠનાં પાલુબાઈ જીવ્યાં પરમાણ.

બોધીને બોલ્યા' એવો પ્રયોગ આપણે સામાન્ય રીતે કરતા નથી. કરીએ તો તે અનુચિત અને કઢંગો લાગે છે. આ બતાવે છે કે વ્યક્તિના સંદર્ભમાં તો સંબોધન શબ્દ વપરાય તે જ પૂર્ણ રીતે ઉચિત છે. સંબોધન શબ્દ સામૂહિક ઉપરાંત વૈયક્તિક સંદર્ભમાં વપરાય છે, જ્યારે ઉદ્‌બોધન શબ્દ મુખ્યત્વે સામૂહિક સંદર્ભમાં જ વપરાય છે.

આગળ જોયું તેમ અર્વાચીન યુગમાં ઓડ આપણે એવી કાવ્ય-રચનાને કહીએ છીએ જે કોઈ વ્યક્તિને (જેમ કે ગાંધીજીને સંબોધીને ન્હાનાલાલે લખેલું 'ગુજરાતનો તપસ્વી') કે વસ્તુ-પદાર્થને (જેમ કે મધ્યરાત્રિને સંબોધીને ઉમાશંકરે લખેલું 'નિશીથ') સંબોધીને લખાઈ હોય. વળી 'ઓડ'માં બોધ કે જ્ઞાન આપવામાં આવતાં નથી. ઉદ્‌બોધન શબ્દનો ઉપર જે અર્થ જોયો તે પ્રમાણે તેમાં બોધકતાનો ભાવ છે. આ બધાં કારણોને લીધે 'ઓડ' માટે ઉદ્‌બોધનકાવ્યને બદલે સંબોધનકવિતા પર્યાય તેના સ્વરૂપની વધુમાં વધુ નિકટનો છે. વધુમાં સંબોધન શબ્દમાં ઉદ્‌બોધનનો જાગ્રત થવું તે અર્થ, સમાન ધાતુને કારણે, સમાયેલો છે. એમ કહી શકાય કે આપણે ત્યાં 'ઉદ્‌બોધનકાવ્ય' શબ્દ વપરાશમાં આવી ગયો છે તેથી તે ચાલી શકે પરંતુ આ દલીલ અશાસ્ત્રીય છે, તેથી બરોબર નથી. જ્યારે શુદ્ધ પરિભાષાનો પ્રશ્ન વિચારતા હોઇએ ત્યારે જો નિકટતમ અર્થ બોધ કરાવતો પર્યાય ઉપલબ્ધ થતો હોય તો ગમે તે કારણે ચલણી બની ગયેલો પર્યાય ચલાવી લેવો તે શાસ્ત્રીય અભિગમ નથી. યોગ્ય પર્યાય મળતો ન હોય અને તેમ કરીએ તે જુદી વાત છે.

પશ્ચિમમાં અને આપણે ત્યાં 'ઓડ'નું જે વૈયક્તિક સંબોધનનું લક્ષણ છે તે જોતાં 'સંબોધનકાવ્ય' પર્યાય હું ઉચિત ગણું છું.

## ગુજરાતીમાં 'ઓડ'

ઓડની પર્યાલોચના પછી આપણે ગુજરાતી ઓડ કવિતાનું દર્શન કરીએ.

બાલાશંકરના 'ક્લાન્ત કવિ'માં ભાવોર્મિકથન વિશેષ હોવાથી ઠાકોર તેને ઓડ ગણે છે. તેમાં સંબોધનનું તત્ત્વ પણ છે. આ સ્વીકાર્ય બને તો આ સ્વરૂપનો આરંભ પંડિત યુગમાં બાલાશંકરથી થયો ગણાય. તેની સુદીર્ઘતાને લીધે તેને ખંડકાવ્યના સ્વરૂપનું કાવ્ય ગણવામાં આવે છે પરંતુ પાશ્ચાત્ય ઓડ-કાવ્યો લાંબા કદનાં છે એટલે તેને ઓડ ગણવામાં તેની સુદીર્ઘતા બાધક ન બનવી જોઈએ. નાનાલાલનું 'વસંતોત્સવ' વસંતનું સ્તોત્ર ગણાય તેવું કાવ્ય છે. પાંચ ખંડમાં વહેંચાયેલું આ સુદીર્ઘ કાવ્ય, મંજીવની સમાન વસંતને સંબોધીને છે અને તેમાં વસંતના વધામણાં છે. કવિની જીવનફિલસૂફી પ્રફુલ્લન આનંદ, ઉત્સાહ અને પ્રભુતાની છે, જે તેમણે તેમની વસંતભાવના દ્વારા પ્રગટ કરી છે, અહીં વસંત દ્વારા તેમણે પોતાનું એ જીવનદર્શન વ્યક્ત કર્યું છે. ઉદાત્ત ઊર્મિના ઉછાળાથી તેમણે તેમના ઉપર્યુક્ત જીવનદર્શનને રસી દીધું છે. આમ, 'વસંતોત્સવ' આપણું સંબોધનકાવ્ય ગણી શકાય. ગાંધીજીને સંબોધીને લખાયેલું તેમનું 'ગુજરાતનો તપસ્વી'ને ઓડ કાવ્ય ગણવું કે પ્રશસ્તિકાવ્ય તે પ્રશ્ન છે. ઓડમાં પ્રશસ્તિનું તત્ત્વ નથી જ હોતું એમ કહી શકાય તેમ નથી. સંબોધન રૂપે તે રચાયું છે. પૂજાલાલનું 'પ્રિયા કવિતાને' સળંગ પૃથ્વી છંદમાં

## જશવંત લ. દેસાઈ

### પુનર્જન્મ

પ્રભાતે દીઠું છું અવનવીન રંગોથી છલકતા
રૂપાળા છોડોના દૃગમધુર પ્યાલા, રગરગે
ગહેરા આનંદોતણી શી ઊછળે છાળ! ભરતી
સુગંધોની લ્હેરો ઉપર લહેરો છલછલ થતી!
સ્મરું ત્યારે વીત્યા દિન, ક્ષણ અજંપાની અસહ:
હિયાને જાણે કો વળગી ગયું શું ભૂત મધુર!—
ઊંડાં પાતાળોમાં ગહન અણજાણ્યા અવિરત
મથી રૂડેરું ખોજે ચીલઝડપ સૌંદર્યઝલક,
લઉં માળી કેરા કરથી સહસા વારિનળી હું,
લઉં છોડે છોડે જનની સમ વાત્સલ્ય વરસું,
રહે પોષી બચ્ચું વિહગ ત્યમ હું ખાતરકણ
હણું હસ્તે અર્પું મૃદુલ મૂળના આતુર મુખે.
અને જોઉં જે દિ' નવલ ફૂલ એ છોડ પર જ્યાં,
લહું માળીરૂપ ફરીથી કવિનો જન્મ મુજ ત્યાં!

## મનહરલાલ ચોકસી

### ગઝલ

આંખ સામે એક છળ દેખાય છે,
જિંદગી જાણે સફળ દેખાય છે.
હું સરુવનમાં નથી ભૂલો પડ્યો,
એમની ઝુલ્ફોના વળ દેખાય છે.
અશ્રુઓથી આજ ભીંજાયાં હશે,
કેટલાં સુંદર કમળ દેખાય છે!
મારી આશાઓનો મેરુ ભાંગશે,
હોઠ તારા પણ અચળ દેખાય છે.
ડૂબતાં ને ડૂબતાં હાંફી ગયો,
પ્રેમ પહેલાં તો સરળ દેખાય છે.
એને મૃગજળ ના કહું 'મનહર' કદી
એમની આંખો સજળ દેખાય છે

## ધીરુ પરીખ

### મૂળની તલાશ

ચોતરફનાં આ પર્ણોની જેમ
હું સુરખીલું મરકતું'તું
ને લીલુંલીલું હરખતું'તું.
ત્યારે તો હું માનતું:
મારું સત્ત્વ અને સ્વત્વ
પકડી રાખે છે ડાળને;
જકડી રાખે છે
સ્વયં ડાળને
મારી આ તગતગતી રગરગમાં.
પણ આજે તો
પીળુંપીળું ખખડું છું
ને રખડું છું
જર્જર થઇ તરુ તળે
મૂળની તલાશમાં,
જેણે અદીઠ રહી
ગ્રહી રાખ્યું'તું મને ડાળ પર.

## 'નિરંજન' ભટ્ટ

### નથી

વૃક્ષની ડાળી બધી ડાળી નથી,
આંખમાં લીલાશ ઓગાળી નથી.
તો પછી એ શબ્દનું બસ રણ હશે
લાગણીને પંક્તિમાં ઢાળી નથી.
સૂર્ય જેવું કાંઈ પણ જોયું નથી.
અંધકારે વાટને ગાળી નથી.
આ નજર જાતી ન પાછી કૈં વળે
તો દીવાલો મૌનની ટાળી નથી.
ભાગ્યનું પંખી પછી ઊડી ગયું
એક પણ, ના, રેખ અજવાળી નથી,
એ તરફ શબ્દો 'નિરંજન'તો વળ્યા
ગીતની કેડી ભલે ભાળી નથી!

કવિતાદેવીને સંબોધીને રચાયું છે. ઠાકોર આ કાવ્યની તુલના શેલીના 'હિમ ટુ ઈન્ટેલેક્ચ્યુઅલ બ્યૂટી' સાથે કરી તેનું ઓડકાવ્ય તરીકે મહત્ત્વ કરે છે.

ઉમાશંકરનું 'નિશીથ' ભવ્ય ચિત્રો અને ઉદાત્ત ભાવોથી અને મનન-ચિંતનથી સભર સંબોધનકાવ્ય છે, ૭ અસમાન ખંડોમાં વહેંચાયેલું, ઇન્દ્રિયાતીત કલ્પનોથી ભવ્યતાની અનુભૂતિ કરાવતું, ગૌરવાન્વિત શૈલીમાં રચાયેલું, શિષ્ટતાના ગુણોવાળું, મધ્ય રાત્રિના રમ્ય અને ભવ્ય સ્વરૂપોને નટરાજ, સંન્યાસી જેવાં રૂપકોથી પ્રત્યક્ષ કરાવતું આ કાવ્ય સંબોધન-કવિતા તરીકે આપણાં આ સ્વરૂપનાં કાવ્યોમાં ઉત્કૃષ્ટ છે. આ કાવ્ય વિશે ઠાકોર લખે છે: 'એ આપણને ઋગ્વેદનાં કેટલાંક સ્તોત્રકાવ્યો અથવા પ્રાચીન ગ્રીકસાહિત્યમાંના એપોલો આદિ દેવદેવી ઉપરનાં 'હિમ' (Hymn)નું સ્મરણ કરાવે છે.' વળી, ઠાકોર ઉમાશંકરના 'સીમાડાનો પથ્થર'ને જુદી જાતની ઓડ-રચનાના વિભાગમાં ઉલ્લેખે છે. આ કવિનું બીજું એક સંબોધનકાવ્ય 'અતીત' પણ જીવન-સંસાર વિષયક ચિંતનને રજૂ કરતું આ પ્રકારનું કાવ્ય ગણી શકાય. નાથાલાલ દવેનું 'હિમાદ્રિ' હિમાલયનું સ્તોત્ર છે. હરિશ્ચન્દ્ર ભટ્ટનાં 'અગ્નિને', 'પૃથ્વીને', પવનને' અને 'પ્રથમ નારી' જેવાં સંબોધન કાવ્યો સ્મરણીય છે. તેમનાં સંબોધનકાવ્યો, 'પવનને' બાદ કરતાં, નિયત પંક્તિસંખ્યા કે નિયત ખંડોવાળાં નથી. 'અગ્નિ'ને કાવ્યમાં અગ્નિને સંબોધીને, માનવોને યત્નમાં પ્રેરવાની ઉદાત્ત ભાવના અંતે વ્યક્ત થઈ છે. 'પવનને' કાવ્ય પાંચ પંક્તિઓની એક એવી પાંચ કડીમાં અને દરેક કડીની પ્રથમ

ચાર પંક્તિઓ દ્રુતવિલંબિતમાં અને પાંચમી સ્રગ્ધરામાં રચાયેલી હોઈ તે નિયમિત બંધવાળુ સંબોધનકાવ્ય બને છે ત્રણ ખંડમાં વહેંચાયેલું 'પ્રથમ નારી મા નારીના માતા, પ્રિયા અને કન્યાસ્વરૂપોને ભાવપૂર્ણ સંબોધન છે અને તેને કલ્યાણી કહીને કવિએ નારીનો મહિમા ગાયો છે ઉજ્જ્વલ અને ગભીર, ભાવપૂર્ણ બનેલી, અગતત ના સ્પર્શવાળી આ રચના અનિયમિત બંધનુ આપણુ ઊંચી કોટિનું સંબોધનકાવ્ય છે 'પૃથ્વીને' કાવ્યમાં તેને સૃષ્ટાની અને આશ્રની તારિકા તરીકે સંબોધી તેનો ઉત્કટ મહિમા ગાઈ તેના રમ્ય સ્વરૂપને આલેખી અને તેને બ્રહ્માંડના વૃક્ષનું સૃષ્ટાનું આશ્ચર્ય પુષ્પ તરીકે સંબોધીને તેનુ ગૌરવપૂર્ણ અભિવાદન કર્યું છે હરિશ્ચન્દ્ર ભટ્ટ આપણા એક ઊંચી કોટિના સંબોધનકવિતાના સર્જક છે સુન્દરમ્‌નુ 'મહરૂપિણી' કલ્પના પ્રધાન રોમેન્ટિક સંબોધનકાવ્ય છે વાદળીને સંબોધીને રચાયેલ આ કાવ્યમાં તેના વિવિધ રૂપો રમ્યતાથી વર્ણવાયા છે ચારુ વર્ણનો અને મધુર કલ્પનાથી સમૃદ્ધ બનેલુ આ વિશિષ્ટ પ્રકારનુ સંબોધનકાવ્ય છે તેમનું બીજુ કાવ્ય ઝંઝાનિલને ૧૫ કડીનુ, સ્રગ્ધરા છંદમાં છે તેના રુદ્ર રૂપને ચિંતનાત્મક અભિનિવેશથી તેઓ કલ્યાણકારી ગણે છે, કારણ વિનાશમાંથી જ સર્જન થાય છે ઝંઝાનિલને નવજીવનની પ્રાર્થના કરી કવિ કાવ્ય પૂરું કરે છે ઊંડા ચિંતનથી ઝંઝાનિલના રુદ્ર સ્વરૂપના ચિંતનાત્મક વર્ણનથી અને ભાવસ્પર્શથી કલાત્મકતા સાધતું અને સંબોધનકવિતાના લક્ષણો ધરાવતું આ એક ઉત્કૃષ્ટ સંબોધનકાવ્ય બને છે ઠાકોર જુદી જાતના ઓડ

## હરિકૃષ્ણ પાઠક

### બ્હેનબા

આજ વળી બોલતા શીખ્યા રે બ્હેનબા!  
મમ્મીને મી કહે ને પપ્પ ને પા,  
આજ વળી બોલતા શીખ્યા રે બ્હેનબા!

વાતો તો ભાઈ, એની કેટલીક માંડીએ,  
ગુસ્સો બેઠો છે બધો નાક તણી દાંડીએ  
ખિસ્સાનો ભાગ બધો ખંખેરી ખાય  
પછી ખાલી મૂઠી ધરીને કહેશે કે ખા  
આજ વળી બોલતા શીખ્યા રે બ્હેનબા!

ડગલું ચલાવો તો જોર પડે બાવડે,  
બ્હાના તો કેટલાં યે કેટના યે આવડે,  
આંખો મીંચીને બસ હીંચતા રહે–  
ને સ્હેજ આઘા ખસો તો કહેશે કે ગીત ગા  
આજ વળી બોલતા શીખ્યા રે બ્હેનબા!

આંખો ગગરાવતાક વાક બધા સાંભળે,  
ઝડપાયા આપણે તો નાક કાન આમળે,  
રમતું જો હોય તો કરશે લટૂડિયાં  
ને નહિ તો કહી દેશે કે જા આઘી જા  
આજ વળી બોલતા શીખ્યા રે બ્હેનબા!

## દેવજી રા. મોઢા

### ટિક ટિક

મને ત્યારે પાછી ટિક ટિક તણી ભેટ મળતી.
સવારે ઊઠું ને મુજ સહ અવાજો પણ બધા
ઊઠી જાતા, વાતા વ્હિસલ થઈને કોઈ મિલની,
વળી કો રિક્ષા કે સિટી બસ તણા હૉર્ન સ્વરૂપે
બજી રહેતા ને કો ગલીગલી મહીં લારી ફરતે
ઘરાકોનાં ટોળાં મહીં બસૂર ઘોંઘાટ બનતા.
બપોરે પાછી એ ટિક ટિક જરી સાથ દઈને
ડૂબી જાતી જાણે સમવિષમ કોલાહલ મહીં.
પછી સંધ્યા ટાણે ઝણઝણ થતા ઝાલર-રવે
ઝૂલી રહેતી પાછી સરગમ અવાજોની મહિલ.
ઘડી ગુંજી એના પણ શમી જતા ઘોષ-પડઘા
અને થાતું શાંતિમય સઘળું વાતાવરણ, ને
ગુલાબી ઠંડીમાં મધુરપ બની રેણ ઢળતી.
મને ત્યારે પાછી ટિક ટિક તણી ભેટ મળતી.

## કરશનદાસ લુહાર

### બળીઝળીનું ગીત

બાજી બગડી જીવતરની ને અવળસવળ સોગઠડા,
પંડય મહીં લવકે છે પીળા પીડાના પોપટડા.

ભીતર કે શું બા'ર બધે મા! ભડભડ સળગી આગ્યું,
એક તો આળાં અંગ, ઉપરથી અગન-ઓઢણું દાગ્યું.
ભીંચણ તૂટયાં સપનાંનાં ને ઊંડા ગ્યા પાવઠડા!
પંડય મહીં લવકે છે પીળા પીડાના પોપટડા!

દુર્ભાગી હું કેમ નકર મા! દુર્વાસાને ખટકું?
ચપટી છાયા કાજ હવે હું આખા રણમાં ભટકું!
કોણ પગેરું કાઢે સુજને લાવે જ્યાં મારગડા!
પંડય મહીં લવકે છે પીળા પીડાના પોપટડા!

કાવ્યના નમૂના લેખે રનેહરશ્મિના 'એરો-પ્લેઇનને' ગણાવે છે. આ કાવ્યમાં 'વિચાર-જૂથ અને મનનલીલા ગુજરાતી સાહિત્યમાં આજ લગી નથી સર્જાયો એવા આકારમાં મળે છે.' ઠાકોર મનસુખલાલના 'અદલો' કાવ્યને તેમાંના મનનને કારણે જોડ ગણે છે તે નોંધવું જોઇએ. આ સાથે રાજેન્દ્ર શાહનાં 'હે અંધકાર' અને 'અશ્રુ હે' પણ યાદ કરવાં ઘટે છે.

આપણે ત્યાં છેલ્લા કેટલાક સમયથી ગણનાપાત્ર લેખાય તેવી સંબોધન-કવિતા લખાતી નથી તેની નોંધ લેવા સાથે એટલું ઉમેરવું જોઇએ કે સ્વાતંત્ર્યપ્રાપ્તિ વખતે અને તે પછીના ગાળામાં સ્વતંત્રતાને સંબોધીને કેટલીક નાનીમોટી કૃતિઓ રચાઇ છે જેને આ સ્વરૂપમાં ઉદારતાથી મૂકી શકાય.

(તાજેતરમાં પ્રસિદ્ધ થનાર
ગ્રંથ 'ઊર્મિકવિતા' માંથી)

**૯. વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ**

## પન્ના નાયક

અરીસાઓથી મઢેલા
મારા ઘરમાં
કેમ હું જોઈ શકતી નથી
મારું જ પ્રતિબિંબ?
દરેક અરીસો
કંઈ કહેવા માગે છે
પણ
સાંભળવા ઊભી રહું છું ત્યાં રે
પ્રતિબિંબ હલી જાય છે
અને જોઉં છું માત્ર
આંખોના પડદા પાછળનો
અંધકાર
હું આંખો ચોળું છું
અંધકારના ઓળાઓમાં
જોઉં છું મને
સાવ ઉઘાડી–
અને ત્યારે ય
મારું નગ્ન સ્વરૂપ જોઈ
આંખો
ઉઘાડી રહી શકતી નથી



## વિનોદ જોશી

### પૂનમની રાત્રે નવોઢા પત્ની સાથે

ફોરું વહ્યું કયહીંકથી અણુજાણ્યું હૈયે
કોઈ કશું અનનુભૂત અનુભવાયું
દ્વારો બધાં જરી ખૂલી, બસ, એમનેમ!
અદૃશ્ય ક્યાંક હું નિહિત, ન સ્પષ્ટ કાંઈ
સ્પર્શો ગર્યાં, ગળક્યું નાજુક શું કશુંક
ભાગ્યું બધું હૃદય સ્તબ્ધ, પ્રફુલ્લ આંખો
ક્યાં વિશ્વ? શું સ્થિર નિમગ્ન નભે ગ્રહ્યો
રશ્મિ ગયું સહજ ઓગળી હોવું મારું!
હું ય ભીનો નજર ત્રાંસી કરી વદ્યો, લે
જો, પૂર્ણિમા (નથી ફિલિપ્સતણી!) ફૂલોની–
જો કેટલાં ઉભય આપણ જેમ મ્હોરે!
ફોરું ગયું સ્મિતનું ઓષ્ઠ થકી સખીને
ઝુબાય એ મધુ રસોત્કર ત્યાં જ એણે
દીધી ધરી યવનિકા કરી હસ્ત આજે
'આવા વળી કવિ ન હોય'—
કહ્યું હસી' મેં,
'ગાંડી, તું તો રહી જ ભોળી, છીએ હવે જ
તું શબ્દ, હું કલમ આપણે બેઉ કાવ્ય'

## ફિલિપ ક્લાર્ક

### શોધ ?

ફૂલદાનીમાં ગોઠવેલાં પ્લાસ્ટિકનાં ફૂલોમાં
કોઈ ભ્રમરનો ગુંજારવ શોધે તો?
કૂલરનાં પાણીમાં
કોઈ તાજી માટલીનો ગંધ શોધે તો ?
ગૅસની સગડીમાં
કોઈ ચૂલો ફૂંકતી નવોઢાની આંખ શોધે તો?
વેશ્યાના બાહુપાશમાં
કોઈ પ્રિયતમાનો સ્પર્શ શોધે તો?
હોટલના અંધારિયા ખૂણામાં
ગોઠવાએલ યુગલની આંખમાં
કોઈ કુટુંબ–કબીલાની હૂંફ શોધે તો?
હાથની રેખાઓમાં
કોઈ સમયનો લિસોટો શોધે તો ?
ચકચકતા ટાઈલ્સમાં
કોઈ ઓકળીઓનો કલબલાટ શોધે તો ?
હું
આ સભ્ય (?) નગરમાં
ભૂલો પડેલો
છું એક સંસ્કારી જન ?

ઘ. વિષય ગમે તે હોય, ઉદાર કે હીન, ઉગ્ર વિકૃત કે શાન્ત, તેનું સંપૂર્ણ 'ભાવન' વાચકને થવું જોઈએ. તેના ચિત્તમાં નિરૂપણ વ્યાપી જવું જોઈએ. ત્યારે જ કાવ્યની કૃતાર્થતા છે.

## મદનકુમાર અંજારિયા

### લેતે

પછી પાંપણોમાં પરોવાઇ લેતે!
હવા હોત હું મંદ લ્હેરાઇ લેતે!
કહો થોરની તંગ, તરસી નસોને,
બની ભેજ છાનું અમી પાઇ લેતે!
સમર્પણ તણો હક્ક કાંટો ન પામ્યા,
નહીં તો સુમન! હું ય ચૂંટાઈ લેતે!
ન શ્રોતા મળ્યો મૌનની મોરલીનો
નજરની હલકથી ગઝલ ગાઇ લેતે!
પનારો પડયો જિંદગીથી, નહીં તો,
ઘમંડી મરણ! હું તને જોઇ લેતે!
નથી બેશરમ હું, નહીં તો સબબ વિણ
અનોખી અદા સાથ શરમાઇ લેતે!
અહા! છેવટે હું બન્યો હોત માનવ.
ન કળિયુગથકી 'ખ્યાબ'ભરમાઈ લેતે!

**Kamal Art Printery**
**38 Police Court Lane, Fort**
**Bombay-1**

૧. જે કવિને તાન છે પણ સમ ક્યાય નથી, જેમા કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનુ કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમા સ્થાયી રહી શકે નહીં

## રમેશ આર ભટ્ટ

કાળી ધોળી રાતી ગાય,
કોક વિચારો ચરતી જાય
ઢોળાવે ને ઢાળ
ઊતરતી જાય ચઢતી જાય
આગળ પાછળ આરેબાજુ,
પાછુ વળીને જોતી જાય
યાદોને વાગોળે પલપલ
આખે મોતી ઝલમલ ઝનમલ
ધરતિ પર ઝીનાતા જાય
મારગ એમ કપાતા જાય
અતરિયાળે
કોક વિસામાપાળે
અટકી જાય
કાળી ધોળી રાતી ગાય
કોક બિચારી
આમ વિચારો ચરતી જાય



## બ્રિજુ રામાણી, 'શકુત'

### નજર

છલકી ઊઠી સબાબની પ્યાલી સમી નજર
રૂબરૂ મળ્યાના ભારથી ઢોળાઈ ગઈ નજર
રણ ઝાંઝવા કહી સદા ધિક્કારતો રહ્યો
દરિયાવ મયકદા તણા ચૂકી ગઈ નજર
મહેરિલ પારિજાત પણ ખરખર ખરી ગયા
સગ્તા સમયના તાપણે કરમાઈ ગઈ નજર
કાટાના કોઈ ઝાખરે ચીરી દીધુ કફન
મુડદાની લાજ ઢાકવા સિવાઈ ગઈ નજર
કહેવા વફાની વાત એના પાળિયે ગયા
પથ્થર અડયા જરી અને શરમાઈ ગઈ નજર
ખડેર પાપણો તણુ ભડકે બળી ગયું
આસુ મળ્યા ન ઠારવા સળગી ગઈ નજર
ઊંધી "શકુત" રસમ એવી મહેફિલો તણી
જો કે રડેલ દિલ અને ચર્ચાઈ ગઈ નજર

## રાજેશ વ્યાસ

### ગઈ

ઝાડવા વેચ્યા ગરીબાઈ ગઈ,
પણ બહારો બે જ ઘડીની છ ઈ ગઈ
થઈ રહ્યુ છે શુ? વિચાર્યું મેં ઘડી
જિંદગી આખી વગોવ ઈ ગઈ
ના તૂટે તારા વિચારો એટલે
રાત પણ સમજુ હતી રોકાઈ ગઈ
જોઈને પગલા ઉપાડવા 'તા છતા,
કૈક ઠોકર જિંદગી આ ખાઈ ગઈ
થૈ જશે જગ પણ સુખી, દિલની વ્યથા
જો રૂપાળા હાથથી વ્હેંચાઇ ગઈ
લાગણી જે જે હતી તારી ઉપર,
આજ આખા વિશ્વમા ફેલાઈ ગઈ
કાનને 'મિસ્કીન' કાલે જોઈશુ?
આ જ તો આ આખમા ઘેરાઈ ગઈ

## પ્રકાશ દવે

### ...નથી વ્હેવું

મથુરાને મારગડે નિસરતી ગોપીઓને
માધવનું નામ નથી દેવું,
જમુનાનાં નીર મહીં પગને ઝબોળી હવે,
રાધાનું નામ નથી લેવું.

અટકીશું એકાદા સુક્કા આ વૃક્ષ તળે,
માની કદંબ કેરી છાંય,
માધવની વાંસળીના છેડાતા સૂર હવે,
કોયલના લયમાં ન ગાય,
નીલા આકાશને ઉતારી દીધું અંતરમાં
માધવનું રૂપ નથી કહેવું.

આંખોની નિર્જળ આ પાંપણ પછવાડે હવે,
કોતરાતાં જમુનાનાં વ્હેણ,
રોકવાને કોઈ નથી જવાનું ને મથુરાથી
આવે છે કહેણ પાછી કહેણ,
માધવને કહી દો રથ છૂટા મેલે કે હવે
ગોકુળની વાટે નથી વ્હેવું.

सचन्दनाम्बुव्यजनोद्भवानिलैः
सहारयष्टिस्तनमण्डलार्पणैः ।
सवल्लकीकाकलिगीतनिस्वनै-
र्विबोध्यते सुप्त इवाद्य मन्मथः ॥ ८ ॥
[કવિ કાલિદાસ]

---

પૂઠા પરનું ચિત્ર **ગ્રીષ્મ** વાસુદેવ સ્માર્ત

---

સમીરથી ચન્દનવારિસિક્ત આ
પંખા તણા, હારધર્યા સ્તનાર્પણે,
વીણાશું મીઠા મૃદુ ગાનથી હવે
સુષુપ્ત જાણે જગવાય મન્મથ.
[અનુ૦ ધીરુ પરીખ]

ઉ. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે.

## રવીન્દ્ર પારેખ

### ગઝલ

ભીનું રણ ને કોરું જળ,
કોરી આંખે ભીનું છળ.
પડછાયો ભૂંસે તડકો,
ને વૃક્ષો ધ્રૂજે પળપળ.
શબ્દો મૌન ઉપર ઠરતે,
ફૂલ નહીં ને છે ઝાકળ.
જૂની ભીંતો; ખરતાં પડ,
જાણે હું જ નહીં એ સ્થળ.
'હોવું' ને 'ના હોવું' પણ
ભીનું રણ ને કોરું જળ.

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તુ મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તુ મદ્રાસી' ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામા એક-રૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણુ ખરેખરા સ્વતંત્ર થઇશુ"

—ગાધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વર્ષા • વિક્રમ સંવત ૨૦૩૦ • પરંપરિત અંક ૧૦૦ • દ્વિજ અંક ૨૮

કાવ્ય



ગદ્ય



ચિત્રસૂચિ




'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ ૮, પરદેશમાં રૂ ૧૫ યા પા ૧, અમેરિકામાં રૂ ૨૨ યા ડૉ ૩, વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ ૪, છૂટક નકલનો રૂ ૧ ૫૦ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે. લવાજમ મોકલવાનાં સ્થળ (૧) પિનાકિન શાહ ઍન્ડ કં, ફૂમરી મંઝિલ, બિસ્કિટ ગલી, પાનકોર નાકા, અમદાવાદ ૧ (૨) લિપિની પ્રિન્ટરી, ૨૨ કલ્યાણદાસ બિલ્ડિંગ, ગોવાલિયા ટૅંક રોડ, મુંબઇ ૪૦૦૦૩૬

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
રામસદન ૧લે માળે ભાસ્કર ભાઊ લેન
ગામદેવી મુંબઈ ૭

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

## અમર ઇતિહાસે

:છંદ શિખરિણી:

ભમો ઝંઝાવાતો

ખમો વજ્રાઘાતો: હૃદય પળ ના દુર્બળ કરો;
તમારા માર્ગોમાં અધિક બળિયું પૌરુષ ભરો:
નખશિખ નિરાશા પરહરો.

યુવાનો સત્કર્મે

પ્રજાના આદર્શો પ્રગતિમય ઉદ્ધાર સજશે;
પ્રયાણોના પંથે વિશદ પુનરુત્થાન ભજશે:
શિવસ્વરૂપ સૃષ્ટિ સરજશે.

ઊગેલાં સ્વપ્નાનું

અધૂરા યત્નોનું જતન કરવા જાગ્રત રહો;
નવા સંસ્કારોનું મધુર ગરવું ઓજસ વહો:
પરમ વિભુ-આદેશો ઊચરો.

મહા હેતુ માટે

મહા સિદ્ધિ સાટે અડગ દિલથી અંત મથવું;
ગ્રહીને સંજોગો જગ સકળને શોધી વળવું:
અખૂટ ઉલટે લક્ષ્ય રળવું.

(પાછળ)

દેશળજી પરમારના હસ્તાક્ષરમાં એમનું કાવ્ય

ઊંડા આંતર્નાદે
ઊંચા આશાવાદે યુવકજન હો! રાષ્ટ્ર રચવું;
પુરાતા પાયાના અગતરમહીં પથ્થર થવું:
અમર ઇતિહાસે ભળી જવું

**દેશળજી પરમાર (અનુસંધાન પાછલી પૂર્તિમાંથી)**

જેવી પારદર્શકતા અને નિષ્ઠા એમના બાળકાવ્યો, કુમારકાવ્યો કે ગદ્યનગભીર કાવ્યોમાં કોઈ પણ ભાવક અનુભવી શકશે 'ગૌરીનાં ગીતો' (૧૯૨૯), 'ગલગોટા' (૧૯૩૦), 'દહીંકા' (૧૯૩૧) અને 'ઉત્તરાયન' (૧૯૫૪)માં એમનાં જે કાવ્યો પ્રગટ થયાં છે તે જોતાં એમની વિવિધ ભાવસૃષ્ટિ પ્રશિષ્ટ બાની પ્રાસાદિક ને મધુર શૈલી, વિવિધ વૃત્તો, વિવિધ કાવ્યપ્રકારો આદિથી એમની કાવ્યસાધના અને સમૃદ્ધિનો ક્યાસ મળી રહે છે આ ઉપરાંત એમના અન્ય કિશોરકુમાર કાવ્યોના બીજા બેએક સંગ્રહ થાય તેટલી સામગ્રી હજુ અપ્રગટ જ પડી રહી છે સામયિકોમાં છપાએલાં ભાવનામયતા અને કવિત્વથી ભારોભાર છલકાતાં એમનાં જીવનચરિત્રો ગદ્યલેખો ને અશ્રેષ્ઠ પ્રશિષ્ટ કથાકાવ્યોના વાર્તાંતરો વગેરે પણ અસ્તવ્યસ્ત દશામાં હજી અટવાઈ પડ્યાં છે

આથમતા પંડિતયુગ અને ઉદય પામતા ગાંધીયુગ વચ્ચે કવિતાનો 'ક' ઘૂંટનાર અને સતત સાધના દ્વારા એ 'ક' ને સિદ્ધ કરનાર દેશળજીભાઈના જીવનનો છેલ્લો દશકો દુઃખદ દશામાં વીત્યો હતો. મોરબી છોડીને ગોંડલ ગયા ત્યાર પછી એક આંખે ઝામર અને બીજી આંખે મોતિયો, બિમારી અને ગરીબાઈ, શરદી અને કફની પીડામાં તાવની તવાઈ, ખાટલા પરથી ઊતરતાં પડી પડતાં ઢીંચણ અને કમ્મરમાં થએલી ચોટથી આવેલી પંગુતાને પરિણામે અઢારેક માસ સુધી દૂંટિયુ વાળેલી દશામાં શય્યાશરણ આ બધી યાતનાઓનો અંત આણી અપ્તરંગી કવિ આત્મા નવી રચાતી કાવ્ય ઈમારતના પાયામાં પથ્થર બની પુરાઈ, ૧૯૬૬ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખ ને શનિવારે રાતે એક વાગ્યે ગોંડલમાં દેહત્યાગ કરી પૂર્વકથિત પંક્તિ પ્રમાણે 'અમર ઇતિહાસે' ભળી ગયો ત્યારે ગુજરાતી કાવ્યગગનનો એક તેજસ્વી સિતારો ખરી પડ્યો એવી અતિશયોક્તિમાં સરી પડ્યા વગર કહી શકાય કે એક સાચા અને નીવડેલા કવિની ખોટનો સહુએ અનુભવ કર્યો હશે □

शिरोरुहै श्रोणितटावलम्बिभि
कृतावतंसै कुसुमै सुगन्धिभि ।
…ै महार्हवंदनै ससीधुभि
… रतिं सज्जनयन्ति कामिनाम् ॥ १८ ॥
(કવિ કાલિદાસ)

પૂંઠા પરનું ચિત્ર **વર્ષા** વાસુદેવ સ્માર્ત

સન્ધ્યા સુધી કુસુમે નિતમ્બ પે
ઢળેલ કેશે, વળી હાર-શોભિતા
સ્તનો અને મદભર્યાં મુખો થકી
જગાડતી પ્રીતમ કામ શી સ્ત્રીઓ !
(અનુ૦ ધીરુ પરીખ)



રાગ મલ્હાર (ચિત્રકાર ચન્દ્રવદન ભટ્ટ)

વર્ષ • વિ. સં. ૨૦૩૦ કવિલોક જુલાઇ-ઑગસ્ટ•ઇ. ૧૯૭૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કવિધર્મ

હું કદાચ વધારે પડતો આશાવાદી હોઈશ, પરન્તુ સાહિત્યકારે નાભિમાંથી ઘૂંટાયેલો વાસ્તવિક ભાવ ઉચ્ચાર્યો હોય એ સંભળાયા વિનાનો રહ્યો હોય એવું આપખુદ—બેજવાબદારીભર્યું વાતાવરણ હજી સુધી તો આપણા દેશમાં પૂરું પ્રગટ્યું મને દેખાતું નથી. કંઈક એવો અનુભવ છે ખરો કે બોલવા જેવું હોય ત્યાં પણ સાહિત્યકાર દબાઈચંપાઇને નહીં પણ પ્રમાદથી કે વ્યવહારુ શાણપણથી ચૂપ રહેલો હોય !...... કલાકારો, સાહિત્યકારો, મનીષિઓ આઘે જુએ છે, ઊંડું જુએ છે, ઊંચે જુએ છે અને બીજાઓને ખંડદર્શન થતું હોય ત્યાં વસ્તુનું અખંડ દર્શન કરવા તેઓ મથે છે એવો એમના વિશેનો મારો ખ્યાલ છે. આજ સુધીનું સાહિત્ય તો એ ખ્યાલને ખોટો ઠરાવતું નથી, પણ હવે આ મનસ્વી કલાકાર પોતે જ અસહાય બનીને આર્ત પુકાર કરી રહ્યો છે કે, પોતે હતાશ છે–છિન્ન છે. આવી ઘડી આવી હોય તેને હું તો પ્રજાનું દુર્ભાગ્ય માનું છું. ખરેખર છિન્ન હોઈએ અને કહીએ એનો તો વાંધો કેમ લઈ શકાય, પણ પ્રજાઓનો ઈતિહાસ સાક્ષી પૂરશે કે છિન્ન બનવાનો આ કોઇ પહેલો પ્રસંગ નથી. પણ એવા પ્રસંગોએ ધીર મનીષિઓએ અને સમર્થ કલાકારોએ પોતાનાં શસ્ત્રો પોતે ઘડી લીધેલાં છે, અને પ્રજાસમૂહોને જીવવાની રીત શીખવી છે. એ જ કવિધર્મ છે. હાર્યા વિના સત્ય અને સ્વાતંત્ર્યનાં મૂલ્યો માટે મથી રહેવું, છિન્નતાની વચ્ચે પણ જીવનનો જયધ્વજ રોપવો એ કવિધર્મ વિશેની મારી અપેક્ષા છે. દૃષ્ટાન્તો કદાચ જૂનાં પડશે, પણ છિન્ન અને હતાશ થવાય એવી પરિસ્થિતિની વચ્ચે ગોવર્ધનરામે અને રવીન્દ્રનાથ ઠાકુરે એ કવિધર્મ ચરિતાર્થ કર્યાં નહોતો કર્યો ?

યશવંત શુક્લ

# કાવ્યસર્જનની પ્રક્રિયા

ચન્દ્રકાન્ત શેઠ

કાવ્યસર્જનની પ્રક્રિયા સંકુલ અને નિગૂઢ છે આ પ્રક્રિયા વિશે બોલવાનુ બધા કવિઓને પસંદ ન પણ હોય અને જે કવિઓ કાવ્યસર્જનની પ્રક્રિયા વિશે કહે તે કવિઓ બધા જ કાવ્યસર્જનની પ્રક્રિયા વિશે સ્પષ્ટ ને ચોક્કસ છે એમ પણ ન કહી શકાય પ્રત્યેક કવિને પોતાની સર્જનપ્રક્રિયા વિશે કશુંક એવુ કહેવાનુ હોય છે જે માત્ર તે પોતે જ કહેવાની સ્થિતિમા હોય છે! કાવ્યસર્જનની પ્રક્રિયાને કાવ્યસર્જકના માનસ સાથે સીધો સબધ છે તેના માનસમા અવચેતન અચેતન અંશો સાથે તેની સર્જનપ્રક્રિયાનો સબધ એવો પ્રગાઢ હોય છે કે જ્યા સુધી એના સર્જક માનસનો પૂરો તાગ મેળવી શકાય નહિ ત્યા સુધી સર્જનપ્રક્રિયા વિશે નિઃશેષપણે કહેવુ અશક્ય છે વળી સર્જનપ્રક્રિયામા કવિનુ અગંતપણુ એટલું બધુ મઢાવાયેલુ હોય છે કે એ પ્રક્રિયામાથી એ અગંતપણુ બાદ કરીને વાત કરવી જોખમી બની જાય છે આમ છતા કાવ્યસર્જન વિશે વિવિધ કવિઓએ જે વાતો કરી હોય તેને આધારે કેટલાક સામાન્ય લક્ષણો તારવીને તેની સમર્યાદ સમજૂતી આપી શકાય

મનુષ્યમાત્રમા કશુક સર્જવાની વૃત્તિ અને શક્તિ રહેલા છે આ સર્જનવૃત્તિ–સર્જનશક્તિનો આવિષ્કાર અનેક રીતે–અનેક રૂપે થતો હોય છે જે કઈ પોતાની પ્રતિ+અક્ષ છે, જે પોતાની ભીતર અને બહાર છે તેનુ અનુકરણ કરવાની, તેને સંયોજી વિયોજી સુધારી વધારી વિશુદ્ધ અભિનવ રૂપમા રજૂ કરવાની તેનુ રૂપાન્તર કરવાની–એવી એવી શક્તિઓ મનુષ્યમા સાહજિક રીતે છે તે પોતાની ઇન્દ્રિયો દ્વારા જે કઈ ગ્રહણ કરે છે તેના આધારે તે જ ઇન્દ્રિયાની સહાયથી કશુક એવુ રૂપ પણ સર્જી શકે છે જે ઇન્દ્રિયગ્રાહ્ય હોય–જેનો કોઈક રીતે અપૂર્વ આસ્વાદ શક્ય હોય મનુષ્યની જોવા સાભળવા સ્પર્શવા સૂઘવા ચાખવાની, બોલવાની, હાથ પગને વિવિધ રીતે હલાવવા ચલાવવાની સ્મૃતિ વિચાર કલ્પના લાગણી વગેરે બાબતમા અતઃકરણ દ્વારા કઈક કરવા અનુભવવાની શક્તિઓ છે જ આ બધી શક્તિઓ જાગતિક પદાર્થોના સદર્ભમા વિવિધ રીતે ક્રિયાન્વિત હોય છે અને તેમની આ ક્રિયાન્વિત પરિસ્થિતિ સર્જન વિસર્જન રૂપાન્તર આદિમા પરિણમતી જોવા મળે છે ન કશામાથી કશાયે પેદા થઈ શકતુ નથી કેવળ શૂન્યમાથી કશાય સર્જવાની શક્તિ કમમા કમ મનુષ્યની તો નથી ઇશ્વરની હોય તો ભલે! કશુક હોય છે જ સત્ છે જ, જેના આધારે મનુષ્ય દ્વારા કોઈ ને કોઈ રીતનું–કોઈ ને કોઈ રૂપનું સર્જન શક્ય બને છે મનુષ્યનુ સર્જન 'ડિસ્કવરી (Discovery) છે કે ઇન્વેન્શન' (Invention) તેનો ઉત્તર સર્જનપ્રક્રિયાને કઈ ભૂમિકાએથી તપાસવામા આવે છે તે પર નિર્ભર છે મનુષ્યે જે એક નવી–અપૂર્વ વસ્તુ બ સર્જી તે કશાકને–અ ને આધારે સર્જી આ અ મા અમુક સંજોગોમા બ થવાની ક્ષમતા હતી જ અ ન હોત તો બ ન હોત તેથી અ ને બ સાવ જુદા નથી અ–નુ જ રૂપાતર (આ 'રૂપાતર' કેટલે અંશે એ પ્રશ્ન વળી રહે) તે બ હોય બ ના સર્જનને જોવાનો આ એક અભિગમ છે કોઈ વળી એમ પણ કહે કે અ ને આધારે બ હોય તો પણ બ તે અ નથી જ બ મા કશુક એવુ છે જે બ–નુ સર્જન થયુ તે પૂર્વે ક્યારેય જોવા મળ્યુ નહોતું અને એ છે બ નુ બ પણુ આ બ પણુ તે ઇન્વેન્શન છે, ડિસ્કવરી નહિ આ બીજો અભિગમ છે વળી સર્જક સ ના સંદર્ભે અ અને બ–ના સર્જનમા જે કઈ ભાગ ભજવ્યા હોય અથવા અ અને બ–ના સર્જને સ ના જીવનરૂપમા જે કઈ ભાગ ભજવ્યો હોય તેનો પણ વિચાર કરવાનો રહે એ જ રીતે આ સર્જનપ્રક્રિયા દરમ્યાન દેશકાલાદિએ જે અસરો કરી હોય તે પણ નોધવાની રહે આ બધાનો

સાથેસાથે વિચાર કરવા જતાં જ સર્જનપ્રક્રિયાનું સ્વરૂપ કેવું સંકુલ છે તેની પ્રતીતિ થાય છે

આપણા પ્રાચીન કાવ્ય-મીમાંસકોને સર્જન-પ્રક્રિયાની આ સંકુલતા—નિગૂઢતાનો અંદાજ છે; અને કદાચ તેથી જ કાવ્યસર્જનની પ્રક્રિયાના પ્રશ્નને કાવ્ય-પદાર્થના અન્વયે જ વિચારીને વિરમવાનું ઇષ્ટ માન્યું છે. પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી—એમ ચતુર્વિધ વાક્સ્વરૂપોની વિભાવના, ઋતંભરા પ્રજ્ઞાનો (ऋतम्भरा तत्र प्रज्ञा—૧, ૪૮—યોગસૂત્ર) વિચાર, મહાવાક્ય ને મહારસની કલ્પના, કાવ્યને—કાવ્યના વાક્સ્વરૂપને આત્માનુકૃતિ—આત્મકલારૂપે(अमृताम् आत्मनः कलाम् भवभूति) જોવાનો દૃષ્ટિકોણ, મીમાંસા ન્યાય સાંખ્ય પ્રત્યભિજ્ઞા આદિ વિવિધ દર્શનોની ભૂમિકાઓથી કાવ્યના આત્માને પામવાના ભટ્ટ લોલ્લટ, ભટ્ટ શંકુક, ભટ્ટ નાયક, અભિનવગુપ્ત આદિ કાવ્યાચાર્યોના તાત્ત્વિક ઉપક્રમો, કાવ્ય દ્વારા સત્-ચિત્ આનંદના સાક્ષાત્કારનો પક્ષ—આ બધાંનો વિચાર કરતાં આપણા પ્રાચીન કાવ્યમીમાંસકોએ કાવ્યસર્જનની પ્રક્રિયાનો ઊંડો તાગ મેળવ્યો છે એમ કહેવું રહ્યું. 'કવિ' શબ્દ 'ઈશ્વર'ને લાગુ પડાય એટલો ઉદાત્ત અને વિશાળ અર્થ ધરાવતો માલૂમ પડે છે. (દા. ત. कविर्मनीषी परिभूः स्वयंभूः...૮, ઈશાવાસ્ય ઉપનિષદ) કવિકર્મની 'લોકોત્તર'તા યા 'અલૌકિક'તાનો સાર્વત્રિક સ્વીકાર જોવા મળે છે. જેને કારણે આ કાવ્યસર્જનની પ્રક્રિયા ફલવતી થઈ શકે છે તે પ્રતિભાનું સ્વરૂપ આ પ્રકારનું મનાયું છે:

रसानुगुणशब्दार्थचिन्तास्तिमितचेतस:
क्षणं स्वरूपस्पर्शोत्था प्रज्ञैव प्रतिभा कवे:।
सा हि चक्षुर्भगवतस्तृतीयमिति गीयते
येन साक्षात्करोत्येष भावांस्त्रैलोक्यवर्तिन:॥

અર્થાત્, રસને અનુરૂપ શબ્દાર્થને શોધવામાં લીન (જાણે કે સ્તંભિત) થયેલા ચિત્તવાળા કવિની, સ્વ-રૂપના તત્કાળ સ્પર્શથી જાગ્રત થયેલી પ્રજ્ઞા તે જ પ્રતિભા છે; તે ત્રણે લોકમાં રહેલા ભાવોનો સાક્ષાત્કાર કરે છે. આ પ્રતિભાને ભગવાન શંકરના તૃતીય લોચનરૂપ કહી છે. (સંસ્કૃતિ, ૧૯૬૩, પૃ. ૨૮૮)

આ પ્રતિભાના સહજા, આહાર્યા તથા ઔપદેશિકી એમ ત્રણ પ્રકાર મનાયા છે; જોકે આ ત્રણમાં પ્રથમ સ્થાન તો સહજા પ્રતિભાનું—જન્મજાત પ્રતિભાનું, દંડીના શબ્દોમાં કહીએ તો—પૂર્વવાસના ગુણાનુબન્ધિ પ્રતિભાનમ્'—નૈસર્ગિકી પ્રતિભાનું છે. એ પ્રતિભાએ 'સારસ્વત' કવિ મળે છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓને Poets are born—ની માન્યતા અનુકૂળ રહી છે. કાવ્યસર્જનની પ્રક્રિયા આધ્યાત્મિક દૃષ્ટિએ નિગૂઢ—વિલક્ષણ હોઈ ને એના સર્જકને 'ઋષિ'તુલ્ય—'પ્રજાપતિ'તુલ્ય—'દ્રષ્ટા' (આ પણ ખૂબ મહત્ત્વનો શબ્દ છે.) માનવામાં આવ્યો છે. બ્રહ્માની સૃષ્ટિને આધારે કાવ્યની સૃષ્ટિ સર્જનાર કવિને બિરદાવવામાં આવ્યો છે. કવિનું સર્જન ભટ્ટ તૌત કથિત 'દર્શન' અને 'વર્ણન'ની ભૂમિકાને સમાવિષ્ટ કરે છે કુંતકે આ દર્શન-વર્ણનને આવરી લેતું—કાવ્ય-સર્જનની પ્રક્રિયાનો શક્ય તેટલો તાગ મેળવવા મથતું સુંદર વિધાન કર્યું છે. તે કહે છે: 'कविविवक्षितविशेषाभिधानक्षमत्वमेव वाचकत्वलक्षणं, यस्मात् प्रतिभायां तत्कालोल्लिखितेन केनचित् परिस्पन्देन परिस्फुरन्त: पदार्था: प्रकृतप्रस्तावसमुचितेन केनचिदुत्कर्षेण वा समाच्छादितस्वभावा: सन्तो विवक्षाविधेयत्वेनाभिधेयतापदवीम् अवतरन्त तथाविधविशेषप्रतिपादनसमर्थेन अभिधानेन अभिधीयमानाश्चेतनचमत्कारिताम् आपद्यन्ते।' અર્થાત્, નગીનદાસ પારેખના અનુવાદ અનુસાર કવિને વિવક્ષિત વિશેષ અર્થનું કથન કરવાનું સામર્થ્ય તે જ વાચકત્વનું એટલે શબ્દનું લક્ષણ છે, જેથી તે (કાવ્યરચનાને) સમયે (કવિની) પ્રતિભામાં વિશેષરૂપે પ્રગટ થતા કોઈ એક પરિસ્પંદને લીધે (વાસ્તવિક જગતના) પદાર્થો ભાવોજ્જ્વલ બની જાય છે, અથવા પ્રકૃતિ પ્રસંગને યોગ્ય કોઈ ગૌરવથી તેમના મૂળ સ્વભાવ ઢંકાઈ જાય છે, અને તેઓ કવિની વિવક્ષાને અનુરૂપ વાચ્ય બની જાય છે, તથા તેવા

વિશેષ અર્થનુ પ્રતિપાદન કરવાને સમર્થ શબ્દો દ્વારા કહેવાઇને સહૃદયોના ચિત્તને ચમત્કારક થઈ પડે છે' (અભિનવનો રસવિચાર અને બીજા લેખો પૃ ૨૧૪)

કાવ્યસર્જનની પ્રક્રિયામા કશુક 'અલૌકિક' યા 'દિવ્ય' હોવાની વાત આપણે ત્યા તેમ પશ્ચિમમા સ્વીકારાઈ છે આ 'અલૌકિકતા' યા 'દિવ્યતા' સર્જકચિત્તની અસાધારણતાને સૂચવે છે કેટલાકે કવિઓને 'મ્યુઝ' (Muse) દ્વારા ઇન્સ્પાયર્ડ' થતા વર્ણવ્યા કેટલાકે તેમને ઘેલા' કહ્યા ને તેમની જુદી હરોળ રચી દીધી! વસ્તુત તો 'અલૌકિક' કે 'દિવ્ય' કહીને અટકવુ પડે એવી કાવ્યસર્જનપ્રક્રિયા સંકુલ છે એ જ સૂચવવાનુ હોય છે આ કાવ્યસર્જનની પ્રક્રિયા કઈક વિશિષ્ટ–વિશેષ ભાવવાળી છે કાર્યકારણસબધથી તેનો પૂરો ખુલાસો ન મળી શકે એવી એ અટપટી પ્રક્રિયા છે અનેક પરિબળો આ પ્રક્રિયા સાથે જોડાયેલા છે અને એ રીતે તે કવિમાનસસાપેક્ષ અથવા રવીન્દ્રનાથનો શબ્દ લઈને કહીએ તો વિશ્વમન' સાપેક્ષ પ્રક્રિયા છે ઉષાનુ દર્શન જોતા સામાન્ય મનુષ્ય કદાચ 'અદ્ભુત' કહીને અટકી જાય, પણ કવિ હોય તો કદાચ એ અદ્ભુત અનુભવને કાવ્યમા ને ચિત્રકાર હોય તો કદાચ ચિત્રમા ઉતારવા પ્રેરાય આમ શા માટે બને છે? ઉષાના દર્શનનો અનુભવ કરવાની અને તે પછી તેને પ્રગટ કરવાની વૃત્તિ શક્તિ મનુષ્યે મનુષ્યે સંસ્કારાદિ પરિબળોને કારણે ભિન્ન હોય છે

મનુષ્યના પોતાના સદર્ભમા વૈશ્વિક સત્તાનો સદર્ભ પણ ભળેલો હોય છે મનુષ્યની સર્જનાત્મક વિસર્જનાત્મક વગેરે

## સુન્દરમ્

### કેવળ પ્રેમ

કેવળ પ્રેમ રહ્યો
નહિ હળવુ, નહિ મળવુ,
સગ વિચરતા, વિરહ ઉચરતા,
નહિ હસવુ, નહિ રડવુ.
નહિ પાસે, નહિ દૂરે,
નિજ નિજના પરિભ્રમણે
ભ્રમત ભ્રમત પરિભ્રમવુ.
કેવળ પ્રેમ રહ્યો

કેવળ પ્રેમ બન્યો
નહિ આકૃતિ, નહિ રૂપ રગ કો,
નહિ આલબન, નહિ ઉદ્દીપન,
સ્વયપ્રભવ નિજ,
સ્વય ગ્રહ્યુ આસ્વાદન,
સ્વત ધાર ભીતર પરિદ્રવતી,
છલકત ધાર જગતપટ વહતી,
કેવળ પ્રેમ બની—
બસ વહેતુ,
શત શત ધાર થઈ જઈ જગતે
નિત ઉચ્છલ જલ વહતા
કેવળ પ્રેમ બન્યો
કેવળ પ્રેમ રહ્યો

## રાજેન્દ્ર શાહ

# નિદ્રિત નયને

## ૧

ખજારના ચોગાનમાં વર્તુલ કરીને જામી છે લોકની ઠઠ.
એ માર્ગેથી નીકળતાં જોઉં છું હું
મધ્યના મોકળા ઉઘાડમાં નૃત્ય કરી રહ્યું છે કોઈ.
કુતૂહલના રસે, ઉલ્લાસે,
કોઈ જુએ જીરાફની જેમ ઊંચી કરી કરી ડોક,
કોઈ ભીડમહીં ધસે ગાડરની જેમ માથું મારી,
કોઈ કુર્કુરની જેમ ઊભેલાંનાં પગમાંથી સરંત ભીતર.
ઝાંઝરની સાથે ભળે જનકોલાહલ.

હાટને ત્રિભેટે કોનું નૃત્ય?
કેન્દ્રની નારીને લહું...
મળે પરસ્પરની નજર.
મૃદુ ઋજુ સ્મિત એને કપોલ અંકાય;
સ્મિત મને વીંધી જાય તીક્ષ્ણ શર સમું.

રે એ અહીં?
વાસરગૃહની મારી સંગાથિની અહીં?!
ભાંગી પડયા દેહે–મને જાઉં નિજ ઘરે.

ઘર તો ખુલ્લું છે મારું!
કોણ હશે અત્યારે અંદર?
પ્રવેશતાં જોઉં એ જ ગૃહિણીને
સાયંભોજનને કાર્યે રતઃ
પગરવ ભણી એની વળે જ્યાં નજર
જોઉં એ જ હાટમાંનું સ્મિત શાન્ત આનંદને ભાવ સ્પંદશીલ.

ત્યાં જેને લહી તે અહીં
આવું હું તે મોર?
મારી રગેરગમાંથી કોઈ કંપ–
પ્રવાહિત પ્રાણ–જાય સરીઃ
ઘેરે નિબિડ અંધાર.

સર્વ ક્રિયાઓ, અરવિંદ કહે છે તેમ, અન્તઃ-સત્તા દ્વારા સૂત્ર-સંચારિત થતી હોય છે. (જુઓ श्री अरविन्द अपने विषय में, પૃ. ૨૪૧–૨૭૧,) તેથી મનુષ્ય જેટલા પ્રમાણમાં પેલી અન્તઃસત્તાનું અભિજ્ઞાન પામી ચેતોવિસ્તાર સાધે તેટલા પ્રમાણમાં એની સર્જકતાને વિકાસ માટેનો વધુ અવકાશ મળવાનો. ક્ષેમેન્દ્રે 'કવિકંઠાભરણ'માં કવિત્વપ્રાપ્તિ, શિક્ષા, ચમત્કૃતિ, ગુણદોષ–વિષયક વિવેકશક્તિ, અને પરિચયપ્રાપ્તિ એ પાંચ સંધિઓની વાત કરતાં કવિત્વપ્રાપ્તિના દૈવી અને માનુષી—એમ દ્વિવિધ પ્રયત્નોનો નિર્દેશ કર્યો છે. આ પાંચ સંધિઓની–તબક્કાઓની સાધના કવિની સર્જકચેતનાનો વિકાસ સાધે છે એ સ્પષ્ટ છે.

કવિનું કાવ્યસર્જન એની ચેતનાના વિકાસ સાથે સંબંધ ધરાવે છે. કવિની સર્જકચેતના કુંઠિત ન થાય, બલકે ઉત્તરોત્તર વિકાસ સાધે એ પ્રકારની કવિની જીવનગતિ અપેક્ષિત રહે છે. રાજશેખરે 'કાવ્યમીમાંસા'ના દશમા અધ્યાયમાં 'शुचि शीलनं हि सरस्वत्याः संवनम् आमनन्ति।' એમ કહી કવિની જીવનચર્યાના મહત્ત્વ તરફ અંગુલિનિર્દેશ કર્યો છે. કવિ વધુ ને વધુ ઉત્કૃષ્ટ કાવ્યસર્જનો માટે અભીપ્સા કરે અને એવા કાવ્યસર્જન માટેનાં ઉત્સાહ ને શક્તિ કેમ વધે તે માટે સતત સચિંત અને સાવધાન રહે એ જરૂરી છે. રાજશેખરે કવિત્વની આઠ માતાઓમાં સ્વાસ્થ્ય, પ્રતિભા, અભ્યાસ, ભક્તિ, વિદ્વત્કથા, બહુશ્રુતતા, સ્મૃતિદાર્ઢ્ય અને અનિર્વેદને ગણાવ્યાં છે તે પણ આ સંદર્ભમાં ઉલ્લેખનીય છે. ક્ષેમેન્દ્રે 'કવિકંઠાભરણ'માં કવિને

જે સો સવાલ આપી છે તે પણ ઝીણુ કથી ચક સતા જેવી છે એ સન હમા કા ય સજનની પ્રક્રિયામા કવિપક્ષે કેવી સજ્જતા જરૂરી છે તે પણ સૂચવ તુ છે આ કવિ ચર્ચા એ પણ સૂચવે છ કે કવિના જીવન મા સૌન્દર્યાનુભવની–ક ન્ય નુભવની ભલે ક્ષણો આવતી હોય પરતુ એવી ક્ષણો માટે એણે પોતાની સમસ્ત જીવનશક્તિથી પુરુષાથ કરતા રહેવાનુ છે વિલિયમ ફૉકનરની જેમ Words are my talent (જુઓ Writers at Work P 28) એમ કહેવા જેટની શબ્દ સાથેની તદ્દાત્મતા કવિએ સાધવાની રહે છે ઉમા શકરે એક કલાકાર તરીકે શબ્દ સ થેના પોતાના પ્રગા સજીર મમવની જે વાત કરી છે તે અત્રે ઉલ્લેખનીય છે તેઓ કહે છે મને પૂરો ખ્યાલ પણ આવે તે પહેલા શબ્દ મને મ નવજીવનમા જે કઈ અભિવ્યક્તિ માટે તલસી રહ્યુ છે તે પ્રતિ દોરી ગયે વસ્તુજગત અને પ્રાણીજગત સાથે એણે આ મીયતાનો એક સેતુ રચી દીવા શબ્દ એક એવી કૂચી હતી જન લીધ વસ્તુઓ પોતાનુ અતર મારી સમક્ષ ખોલની અને અતે શબ્દના જ રૂડા પ્રતાપે ભૂતકાળમા જે કઈ અધમપજ હતુ તે એક જીવનવર્તમાન રૂપે પ્રત્યક્ષ થયું અને અણદીઠ ભવિષ્યના મહાર્ણવ ઉપર શબ્દે પયરેખાઓ અ કી ને એ રીતે મારે માટે સુસમૃદ્ધ એવી સીનગ્તા રચી દીધી (કવિની શ્રદ્ધા પૃ ૨૩૮ ૮) તેઓ આગળ ચાલીને શબ્દ પાતે જ કર્મ બની રહે એ જે શકયતા છે તેનો પણ કવિ ક્રતુ શબ્દનુ અર્ધવિવરણ કરતા અગુલિ નિર્દેશ કરે છે (કવિની શ્રદ્ધા પૃ ૨૩૮)

લકરને સ્પર્શે નેત્ર ખૂ
જોઉ એને ભાલ પર ધરત કુકુમ
પૂર્વની ક્ષિતિજે ઉદિત અર્કનો વર્ણ
હોઠ પર એ જ મૃદુ મદ મદ સ્મિત

૨

નેનના ચચલ સ્મિતે
ગમતીલી ચાલે આવી
કને ઊભી રહી કહે
હવે તો છને શી ચાઈ તને છાજે એવી?
વિસ્મયનુ મૌન મારી મીટમહીં ખોટયુ હશે કૈંક
એથી જ ક ાચ એણે કહ્યુ
ઊંચા ઊંચા પહાડની સાકડી ગાળીમા ઘૂમી
કાયાનુ મેં કીધ સકોચન,
શિર પર નાખી નજર ન જાય
એટલુ આકાશ દૂર દૂર–
એનુ યે તે રાખેલ સધાન
કાયાનુ નિર્માણ આ
તે તપનુ જ ફલ
હવે
આપણે સોહીશુ એકમેકને આધાર
લલના!
લાવણ્ય તવ મત્ત
સુમધુર આકર્ષણે અભિપ્સુને સહજે વિવશ કરી
બાહુપાશે બધાઈને બાધી ય લે એવુ
સત્ય તવ કથા
સર્ગમહીં સ્ફુરેલ વિવર્ત
અવ અહીં દિશાહીન વિસ્તીર્ણ મહેરે
જયહીં
વ્યામ આખુ ઝૂકે તવ ચરણે ચપાઈ રહી ધરાને પ્રત્યગ
ત્યહીં
કયે પરિમાણ વિલસી રહેશે, સોહ્યુ, તવ અભિનવ રૂપ!
રાગતગ ભવા!
નીચે કોણ તુ?

તું નહીં જણાય છે તે મોહિની.
મ્હોરું તવ સરી ગયું
લક્ષ્મણને પ્રલોભન દેતી સુર્પણખા!
ધિક્
દૂ...ર
દૂર થા અહીંથી.

અટ્ટહાસ
વનગિરિ અંકાશની કંદરાને ભરીભરી
વળી વળી વાગે એના પડઘા ભીષણ.
વીંટળાઈ રહે મને કોલાહલ કરે દંતશ્વેત અંધકાર.

અંધકાર ધુમ્મસની જેમ જાય ધીરે ધીરે સરી.
લહું તૃણનીલ નિકુંજમાં
વિશ્રંભથી તેજનાં કિરણ ચરી રહેલ હરણ.

## મનહરલાલ ચોકસી

### ગઝલ

દુનિયાના 'વાય' 'વૉટ'ને ઘોળીને પી ગયો,
ત્યારે જ સાચા અર્થમાં જીવન જીવી ગયો.
'ઈનસલ્ટ'નું જ પોઈઝન ગમતું રહ્યું મને,
આજે બધા કહે છે કે શંકર બની ગયો.
આશાઓ ધીમે ધીમે બધી ફ્રીઝ થઈ ગઈ,
જીવનનો પ્રૉબ્લેમ હતો સૉલ્વ થઈ ગયો.
આ તારી નેઈમ પ્લેટમાં હું જોઉં છું મને,
મારી ફીલિંગને હું ફરી ઓળખી ગયો.
ક્યારેક હૅપી બર્થ ડે તમને કહી શકું,
હું મારી બર્થ ડેનો દિવસ પણ ભૂલી ગયો.
એ સ્કાય બ્લુ નિગાહમાં ડ્રીમલૅન્ડ હોય છે,
એનો જરાક સ્પર્શ મને પણ મળી ગયો.
માણસ છું સ્ટ્રેટ લાઈનનો 'મનહર' હું એટલે,
આ નાઈટમેર જેવા સમયમાં મરી ગયો.

શબ્દ સાથેની ઉપર દર્શાવેલી તદાત્મતા સિદ્ધ કરવાના પ્રયત્નરૂપે કવિએ પોતાના અંતઃકરણ અને બહિષ્કરણની કાર્યગતિને કેમ એકાગ્ર અને લક્ષ્યગામી બનાવવી એ પ્રશ્ન રહેવાનો. આંતરજગત અને બહિર્જગતનું દર્શન કેમ ઊંડું ને વ્યાપક થાય–સત્, ચિત્ અને આનંદરૂપ સૃષ્ટિનો કેમ વધુ કાર્યસાધક પરિચય થાય–કેવી રીતે વિશ્વ સમસ્તની ઋતલીલાનો સાક્ષાત્કાર થાય એ દિશામાં કાવ્યસિસૃક્ષુનો પુરુષાર્થ સજાગપણે – સાતત્યપૂર્વક – એકાગ્રતાથી ચાલવાનો. શબ્દસાધના આત્મસાધનાના પ્રતીકરૂપ–આગળ વધીને કહેવું હોય તો પર્યાયરૂપ બની કવિને પોતાને ઋતલીલાના સાક્ષાત્કારનું પ્રબળતમ માધ્યમ બનાવીને રહે એ કાવ્યસર્જનપ્રક્રિયાનું ઉત્કર્ષબિંદુ હશે. એ બિન્દુએ પહોંચવા ઇચ્છનાર કાવ્યસર્જકે રાજશેખર, ક્ષેમેન્દ્ર, હેમચંદ્ર, વિનયચંદ્રસૂરિ વગેરેએ કવિચર્યા અંગે જે કંઈ કહ્યું છે તેનો સૂર તો ગ્રહણ કરવો જ રહ્યો.

કાવ્યસર્જનની પ્રક્રિયાને અવારનવાર માનવજન્મની પ્રક્રિયા સાથે–જાતીય જીવનની અનુભવક્રિયા સાથે સરખાવવામાં આવી છે. આમાં ફ્રૉઇડનો પ્રભાવ પણ કારણભૂત ખરો. આ સર્જનપ્રક્રિયામાં પરિવર્તન, વિકાસ, ઉત્ક્રાન્તિ આદિ અવસ્થાઓ પણ મનાઈ છે. ('The creative process is the process of change, of development, of evolution, in the organization of subjective life.'–The Creative Process, P. 12) વળી સમગ્રતયા જોતાં આ પ્રક્રિયા કાવ્યનો સજીવ–વિકાસ (organic development) કરનારી

પ્રક્રિયા છે. કવિચેતના—વ્યક્તિચેતના શબ્દચેતના—સમષ્ટિચેતનાના સહયોગે—'સહિત'ત્વે કરીને મશ્લેષણની ક્રિયા દ્વારા કાવ્યરૂપ અખંડ પદાર્થને જન્મ આપે છે આ સર્જનપ્રક્રિયાના ઉત્કર્ષબિન્દુએ વ્યષ્ટિ—શબ્દ—સમષ્ટિના ભેદ વિગલિત થઈ જાય છે—કેવળ રવીન્દ્રનાથનિર્દિષ્ટ એક અનિર્વચનીય સ્થિતિનુ નિર્માણ થાય છે. પ્રમાતા—પ્રમેય—પ્રમિતિ આ સર્વ આ સ્થિતિમા (શ્રામદેવનિર્દિષ્ટ 'સમાધિ'મા) એકાકાર બની રહે છે. આ સ્થિતિમા કાવ્યસર્જક પોતે જ કાવ્યસર્જનની પ્રક્રિયા-રૂપે વિશિષ્ટ અર્થમા પ્રતીત થાય છે.

યુંગે, જુદી રીતે, પણ મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ મનુષ્યનો સર્જક તરીકે પરિચય કરાવતા લખ્યું છે:

'Every creative person is a duality or a synthesis of a contradictory aptitudes On the one side he is a human being with a personal life, while on the other side he is an impersonal creative process'

તેમણે આગળ ચાલતા artist—ને 'collective man' તરીકે વર્ણવ્યો છે કલાસર્જક પોતે જ પોતાની અંદરના વ્યષ્ટિ અને સમષ્ટિગત અંશો વચ્ચે સમન્વય સિદ્ધ કરવાની પ્રક્રિયા પોતાને અનુકૂળ એવા શબ્દ યા અન્ય માધ્યમો દ્વારા કરતો હોય છે. સર્જનપ્રક્રિયાના કર્તારૂપે જ નહિ, સર્જનપ્રક્રિયાના વિષયરૂપે પણ તે પોતાનો નવા જ પરિમાણથી પરિચય પામે છે—કહો કે તે પોતાનો આત્મસાક્ષાત્કાર કરે છે આ સંદર્ભમા 'it is not Goethe who creates Faust, but Faust which creates Goethe'

## પ્રિયકાન્ત મણિયાર

# કિયે તે સંઘાડે

કિયે તે સઘાડે હશે ઘડયો આકાશનો વિરાટ આ ગોળ?
એની એજ આર પરે હશે ઘડયો રૂમઝૂમ તારકનો ચગડોળ!
એટલા તે પ્રવેગથી આદિત્યને ઘડયો તહીં ફૂટી ઊઠી જ્વાળા,
હળવાશા હાથે ઘડ્યો એવો ધીરેધીરે શશી
વહી રહી અમૃતની ધારા.

ઘડી ધૂળ ઢગભરી ભોમ
એને રોમે રોમ
વળી ઘડયા ઝૂલતાં આ ઝાડ
કાળમીંઢ પહાડ
વેલની આ ઝૂલ
ફૂટયા ફૂલ, લચ્યા ફળ, સરોવર જળ
લીલપથી લચ્યુ તૃણ
ફાળભર્યું મૃગ
વિસ્તરંત વન
જાણે મન
જેનો પલેપલ ઘડાતો છે ઘાટ એવુ સમુદ્રનુ શિલ્પ
મહી મોતીભરી છાપ
અબ્રભર્યા ગગનમા ઊડી રહ્યા પંખીઓની પાખ
ટહુકાતા ગુલમોરી ગાન,
અમિયલ જનનીના થાન,
સકલ આ જોનારને ઘડી માનવની આંખ!
એની એ જ આર પરે ઘડી ઝીણીઝીણી કીકી
જોઈ રહે જગતને ટીકી ટીકી
તહીં નયનમા શીદ બુંદબુંદ આંસુ ઘડયા?
રહે કદી ન અખંડ—સતત જે તૂટી પડયા.

## જયન્ત પાઠક

### આશ્લેષ: એક અનુભૂતિ

બધાં અંગો જાણે સજલ ઘનના આવરણમાં!
ભીના ભીના રોમાંચિત સજલ વાતાવરણમાં;
કરોમાં બે ફૂણી–કઠણ રમતી ટેકરી-ટૂંકો;
સુગંધી શ્વાસોના અધર ઊછળે કસ્તૂરી મૃગો!

છૂટેલા અશ્વોની ખરીથી ખરતા વીજતણખા;
લહેરાતી રોમાવલિ મહીં તગે સ્વેદ-મણકા;
ગભીરી હેષામાં ચમકી ઊઠતાં ચંચલ તૃણો;
ફિણોટાથી ભીના ક્ષિતિજ ખૂંદતાં નગ્ન ચરણો.

શિલાઓ વચ્ચેથી વહી જતી નદીના પ્રવહમાં
હું કાંઠે મૂકીને વસન પડું આતપ્ત, જલમાં
ઊંડે ઊંડે કોઈ દ્વીપની હરિયાળી લહરમાં
ઠરું, આશ્લેષોમાં ઊતરું જલના કો અતલમાં.

ઉઘાડું આંખો તો સજલ ઘનના આવરણમાં!
બધાં અંગો રંગો થઈ ઊઘડતાં ઇન્દ્રધનુમાં!

## 'રાઝ' નવસારવી

### શું થશે?

મારા વગર જગતના તમાશાનું શું થશે?
બાળક નહીં રહે તો રમકડાનું શું થશે?

ઉત્તેજના પ્રસંગમાં એના થકી તો છે;
આવી જશે તું સામે તો પરદાનું શું થશે?

૨ મારા ગુના કબૂલ કયામતમાં, ઓ ખુદા!
હું ન કરી શકું એ ખુલાસાનું શું થશે?

પ્હોંચી છે મારી આસ્થા શંકાની હદ સુધી,
વર્ષોની મારી 'રાઝ' તપસ્યાનું શું થશે?

એ ઉક્તિનો મર્મ પામી શકાય. કવિ જેવો પટુકરણ સર્જક કશાકનું સર્જન કરતાં છેક તટસ્થ યા અલિપ્ત તો રહી જ કેમ શકે? કાકાસાહેબ સૂચવે છે તેવું તાદાત્મ્યપૂર્ણ તાટસ્થ્ય તેણે બતાવવું જ રહ્યું. તે કશાકનું સર્જન કરતો હોય તે દરમ્યાન પોતાનામાં પણ અનેક વિકાર-વિવર્તો – ચેતનાના વિવિધ આંદોલનો-ગતિ-અવસ્થાઓ અનુભવવાનો. આથી કાવ્ય-કૃતિના સર્જન સાથે અમુક અંશે 'કવિ'નું પણ નવસર્જન થતું રહે છે. કાવ્યાવતાર સાથે કવિનો નૂતનાવતાર પણ થતો હોય છે.

કાવ્યસર્જનની પ્રક્રિયાનો આરંભ પ્રેરણાત્મક આવેગથી, કોઈ આઘાત યા સ્ફુરણ(intuition)થી મહાંશે થાય છે. એ પ્રક્રિયાનો આરંભ ઘણું કરીને આવેગાત્મક હોય છે. અનેક આંતરબાહ્ય પરિબળોના સામૂહિક એકાગ્ર ધક્કાથી સર્જકચેતના શબ્દાદિ ઉપાદાન વિષે સક્રિય થાય છે. એ આવેગાત્મક બળ – ધક્કો જેટલો જોરદાર એટલી એ સર્જકચેતનાની સક્રિયતા–ગતિશીલતા ઉત્કટ. એ ઉત્કટ અવસ્થામાં કવિ પોતાને કુંઠિત કરતા કોચલામાંથી છૂટતો અને ભૂમા સાથે પોતાને એકરૂપ થતો–ચેતોવિસ્તાર સાધતો અનુભવે છે. આમ સર્જનપ્રક્રિયાની આ ઊર્ધ્વ ગતિની અવસ્થામાં કવિ એક બાજુથી આત્મમુક્તિ તો બીજી બાજુથી એ જ કારણે વૈશ્વિક સાયુજ્યનો, અર્થાત્, અખિલાઈની મુક્તિ તથા ભુક્તિનો વિસ્મયાનંદપૂર્ણ સ્વાદ – ચમત્કારનિષ્ઠ અનુભવ–કદાચ 'કિમપિ દ્રવ્ય'નો અનિર્વચનીય અનુભવ પામતો હોય છે, આ

અવસ્થા સર્જનપ્રક્રિયાની પ્રેરણા છે અને આ જ અવસ્થા સર્જનપ્રક્રિયાનું ફળ છે! સ્વ અને સર્વને સાંકળતું અને ઉભયને એકરૂપે દર્શાવતું અખંડચેતના-વર્તુળ પૂરું થતું હોવાની પ્રતીતિ આ સર્જનપ્રક્રિયા દ્વારા થાય છે. આ પ્રકારના લક્ષ્યની શબ્દલીલા દ્વારા ઉપલબ્ધિ – આ રીતનો શબ્દસૌંદર્ય દ્વારા પ્રતીતિબોધ એમાં જ કવિકર્મની – કવિત્વની સાર્થકતા છે.

આ કવિતાની સાર્થકતા સિદ્ધ કરવાની અભીપ્સા સેવતા કવિએ શબ્દનો પોતાની સમસ્ત ચેતના દ્વારા શક્ય તેટલો ઊંડો ને સર્વગ્રાહી પરિચય કેળવવો રહ્યો. કવિને માટે શબ્દ કેવળ સ્વર વ્યંજનયુક્ત ધ્વનિ-સંકેતો – લૌકિક પદાર્થ નથી; એને માટે એ આધ્યાત્મિક વસ્તુ છે. એને મન શબ્દ આત્માભિવ્યક્તિનું માધ્યમ છે. એ શબ્દ આત્મતત્ત્વ ને બ્રહ્મતત્ત્વને પ્રકાશિત કરનાર જ્યોતિ છે. દંડીએ તેથી જ શબ્દનું વર્ણન કરતાં કહ્યું છે કે

इदमन्धं तमः कृत्स्नं जायेत भुवनत्रयम् !
यदि शब्दाह्वयं ज्योतिरासंसारं न दीप्यते ॥

(૪, પ્રથમ પરિચ્છેદ, કાવ્યાદર્શ)

અર્થાત્ જો શબ્દ નામક જ્યોતિ સંસારને વ્યાપીને પ્રકાશની ન હોત તો આ સમસ્ત ત્રિભુવન ગાઢ અંધકારમય બની ગયું હોત. કવિને માટે શબ્દ શબ્દબ્રહ્મ છે; કેમ કે કવિનો શબ્દ કેવળ ભાષાનો જ નથી, તે કવિનો પણ છે! આમજનતાનો શબ્દ કવિચેતનાનો ચમત્કારપૂર્ણ અનુભૂતિસંદર્ભ પામીને 'લોકોત્તર' બન્યો હોય છે. કવિની શબ્દસાધના પણ આત્મસાધનાના પર્યાયરૂપ બની રહેતી હોય છે.

કાવ્યસર્જનની પ્રક્રિયા વૈશ્વિક સર્જનની

## સુરેશ દલાલ

### ગીત

હવે જળમાં મારગ નથી મ્હોરતા!
દરિયાને દરિયો રહ્યાના નથી ઑરતા!
રણની રેતીને જરા જોઈ લઉં જીવીને
હોડીની છોડી દઉં માયા;
ઝાંઝવાની આંખોમાં કેવાં વમળ
કેવાં પંખીના સુક્કા પડછાયા!
ભલે ખારા અહીં વાયરાઓ ઘોરતા!
હવે જળના મારગ નથી મ્હોરતા!

હવે કેવા આ મોજાઓ, કેવી આ માછલીઓ
કેવાં હલેસાં ને શઢ?
મારી તે આસપાસ કોણે બાંધ્યો છે અરે
પાણીનો અડીખમ ગઢ?
દરિયાને ખજૂરીનાં ઝાડ હવે દોરતાઃ
દરિયાને દરિયો રહ્યાના નથી ઑરતા!

## કિસન સોસા

### જાય ક્યાં?

કોઈ કહે છે જાગ, પણ જાગીને જાય ક્યાં?
ઠેકીને ખોળિયું હરણ ભાગીને જાય ક્યાં?
ક્ષિતિજ કાળમીંઢ કો' દીવાલ-શી ખડી,
માથું અફાળી, પ્રાણ પછાડીને જાય ક્યાં?
રેતીભરી હથેળીએ લિસોટા આંકતો,
એ સાપ રોજ ડંખ ઉઘાડીને જાય ક્યાં?
માથે વહી ગયેલ સો સૂરજનો કાફલો,
એક સ્વપ્નનો ય બોજ ઉઠાવીને જાય ક્યાં?
આયુષ્ય બીજું કાંઈ ને મૃગજળનું નામ છે,
મૃત સાગરે એ પ્યાસ ફેલાવીને જાય ક્યાં?
કોઈ ટચૂકી આંગળી કરને જડે નહીં,
છે આંધળો એ આંખ ઉઘાડીને જાય ક્યાં?

## હરીન્દ્ર દવે

### બાળકની જેમ....

બાળકની જેમ મને એક વાર જોવા દે
ઊગતા પરોઢનું આકાશ,
વડલાના મૂળિયાને લાગી છે પાંદડાને
બાઝેલાં ઝાકળની પ્યાસ.

રસ્તામાં ગોઠવાઈ મંડાતાં પગલાંથી
થાકી ગઈ છે મારી આંખ,
જાતી જુવાનીની વેળાએ થાય, હવે
કેમ મને ઊગે ના પાંખ,
સમજુ શાણાઓ ભલે મલકી લે,
ગોઠણિયે ચાલતો ન તેથી ઉદાસ.

માપીને બોલું જે બોલ એની ધાર
મારા કાળજાને વાગે છે ઝાઝી,
આપમેળે અણગમતું લાગે ના કાંઈ
અને આપમેળે થાઉં નહીં રાજી,
કોઈ મને ચાંદલિયો આપવા મિશે ન હવે
જળથી ભરેલ ધરે ત્રાંસ.

ગતિલીલા સાથે તાલમેળ જાળવતી–તેની સાથેનો સંવાદ જારી રાખતી કવિની સર્જક ચેતનાની શબ્દાશ્રયે થતી ગતિક્રિયા છે. કવિ કાવ્યસર્જનની પ્રક્રિયા દ્વારા જે કાવ્ય સર્જે છે એ હોય છે નવું—છંદના નૂતન અવતારરૂપ હોય છે (નૂતનશ્છન્દસામવતારઃ–ભવભૂતિ) પણ એનો સંદર્ભ શાશ્વત યા સનાતન હોય છે! એ કાવ્ય દ્વારા જે પોતાનામાં છે–જે પોતા-મય છે તેને જ આહ્લાદક રીતે ઉપલબ્ધ કરવાનું છે–કદાચ કાવ્યરૂપે પોતાને ઉપલબ્ધ કરવાનો છે. આ કવિસાધનામાં આનંદ શબ્દાર્થલયગત નૂતન રીતિનો છે તો સત્ એ રીતિ દ્વારા સંકેતિત થતા આત્મગત વસ્તુસંદર્ભનું છે. આ સત્-આનંદ અનુભવ-બોધે ચિત્-આનંદ છે અને કાવ્યસર્જનની ઊર્ધ્વતમ ભૂમિકાએ સત્-ચિત્-આનંદરૂપ પુદ્‌ગલવાળી એક એવી સત્ત્વોદ્રેકની અવસ્થા છે જે અખંડ છે, જે કેવળ અનુભૂતિનો જ વિષય છે, ને તેથી અનિર્વચનીય છે. આ સર્જન પ્રક્રિયાને પરિણામે ઉપલબ્ધ કાવ્યપદાર્થમાં એવું તત્ત્વ હોય છે. ભાવકની ભાવયિત્રી પ્રતિભાને સંચારિત કરે છે અને તેથી જ ઉમાશંકરે થોડી વાર માટે પણ કાવ્યની મદદથી માણસ જાણે કે સચ્ચિદાનંદ બની રહે છે એમ કહ્યું છે. (કવિની સાધના, પૃ. ૪૧)

કાવ્યકળાથી આમ સ્વરૂપાનુસંધાનનો અનુભવ ભાવક પામે છે. કાવ્યસર્જકનો પણ એવો અનુભવ હોય છે. એટલે કાવ્યકૃતિના સર્જન યા ભાવના દરમ્યાન થતો આનંદ-સમાધિનો અનુભવ એવો હોય છે કે સર્જક ને સર્જન, આસ્વાદક ને આસ્વાદ્ય વિષય વચ્ચેનો ભેદ અખંડ ચૈતન્યરસના ઉલ્લાસમાં વિલુપ્ત થઈ જાય છે. શબ્દ શબ્દાતીતમાં સર્જક યા ભાવકને ઢંઢોળીને વિરમે છે. શબ્દની આ વિરતિમાં શબ્દની ઉત્તમ શક્તિ પ્રગટ થાય છે. આ અવસ્થાનો શબ્દ કવિનો શબ્દ બની રહે છે. કવિની સર્જકતા શબ્દને શબ્દાતીતના સીમાડા સુધી લઈ જવામાં પ્રગટ થાય છે. બીજી રીતે કહીએ તો મંત્રકવિતાનો શબ્દ કવિને શબ્દાતીતના સીમાડે પહોંચાડીને સર્જનશીલ ચેતનાની ઉલ્લાસલીલાનો ચરમોત્કર્ષ સિદ્ધ કરી રહે છે. શબ્દની આ સિદ્ધિમાં કવિતાના સર્જકત્વ ને ભાવકત્વની સંસિદ્ધિ છે. *

# બે સારસ્વતોનું સર્જનસામ્ય

રજનીકાન્ત જોશી

એક જ ભાષાકુળની બે અલગ અલગ પ્રદેશની બને સાત્ત્વિક સારસ્વત પ્રતિભાઓ હિંદી કવિશ્રી સુમિત્રાનંદન પંત અને ગુજરાતી કવિશ્રી સુન્દરમ્ પોતાના સાહિત્યિક પ્રદાનની દૃષ્ટિએ આગવું વ્યક્તિત્વ ધરાવે છે. બંને ભિન્ન ભિન્ન પ્રદેશના હોવા છતાં તેમના વ્યક્તિત્વ અને સાહિત્યિક દેણગીમાં સામ્ય પણ ઠીક ઠીક તરી આવે છે ગુજરાતી કવિઓમાં જેમ સુન્દરમ્ અને ઉમાશંકરની સરખામણી કરવામાં આવે છે તેમ સુમિત્રાનંદન–સુન્દરમ્ માટે કહી શકાય

સમયની દૃષ્ટિએ જોવામાં આવે તો પંતજીને સુન્દરમ્ની સરખામણીમાં પૂર્વવર્તી ગણી શકાય, કેમ કે પંતજીનો જન્મ ૨૦મી મે, ૧૯૦૦માં અને સુન્દરમ્નો ૨૨ માર્ચ, ૧૯૦૮માં

હિન્દી કવિ પંતજીના જીવનની મોટામાં મોટી કરુણતા એ છે કે તેમના જન્મ પછી માત્ર ૭ જ કલાકમાં એમના માતા સરસ્વતીદેવી અચેતન અવસ્થામાં જ સદાકાળ માટે ચાલી નીકળ્યાં આ અંગે કવિએ પોતાની વ્યથાને કાવ્યરૂપ આપ્યું છે ('વીણા ગ્રંથિ' પૃ ૧૧૯) કાળાંતરે કદાચ આ જ કારણે કવિએ લગ્ન જેવા વિચારની પણ ઉપેક્ષા કરી વીણાપાણિના આ ભાવિ ઉપાસક અને 'સત્યમ્ શિવમ્ સુંદરમ્'ના કવિએ પોતાની જાત પ્રકૃતિને જ સમર્પી તેને જ મા, બહેન, પ્રેયસી કે ઘર માની પોતાની જાતને પ્રકૃતિ સમક્ષ ધરી દીધી આ જ સંદર્ભમાં તેઓ કહે છે. 'બાલે! તેરે બાલ જાલ મેં કૈસે ઉલઝા દૂ લોચન?

સુન્દરમ્ પણ આ રીતે માતાના સુખને થોડુંક જ અને પિતાના સુખને નહિવત્ જ પામેલા પિતા વિશે તેઓ કહે છે પણ ખરા કે 'એમનો અમારી સાથેનો પિતા તરીકેનો વ્યવહાર બહુ ઓછો' ('તપોવન'. સં સુરેશ દલાલ, પૃ ૧૯) ઈ ૧૯૧૭માં કેવળ નવ જ વરસની કિશોર વયે સુન્દરમ્નું લગ્ન મંગળાબહેનની સાથે થયું અહીં એક ઉલ્લેખ કરી લેવો જરૂરી ગણાય કે બંને કવિઓનો જન્મ અને ઉછેર સપન્ન પરિવારમાં થયો હોવા છતાં બંનેને આર્થિક ભીડામણ કે અથડામણમાંથી ઠીક ઠીક સમય સુધી પસાર થવું પડેલું ધાર્મિક વાતાવરણ બંને કવિઓના પરિવારમાં હતું પંતજીના પિતાનો સાધુ સંતો જોડેનો નાતો સારા એવા પ્રમાણમાં બંધાયેલો આનો પ્રભાવ બાળક ગોસાઈ દત્ત એટલે કે સુમિત્રાનંદન પર પડે એ સ્વાભાવિક હતું એક વાર તો તેઓ સાધુમંતો જોડે ચાલી જવા તત્પર પણ બનેલા, પરંતુ તેમના મોટા ભાઈને તેની જાણ થતાં એમને પાછા વળવું પડેલું આ ઉપરાંત કવિને પૌરાણિક વાર્તાઓના સંસ્કાર તેમના કોઈ પાસેથી પણ મળતા રહેલા

સુન્દરમ્ના નાનકડા આમોદ તાલુકાના મિયામાં તર નામના ગામમાં સાધુ મંતો આવતા અને તેમના ગવાતા ભજનોને કારણે એ સંસ્કાર કવિ પર પણ પડેલા આ ઉપરાંત તેમને એમની દાદી પૌરાણિક કથા વાર્તા પણ સંભળાવતી આમ, બંને શીલભદ્ર સારસ્વતો માટે શૈશવાવસ્થાથી જ અધ્યાત્મની ભૂમિકા બંધાતી ગઈ

ગાંધી વિચારધારાનો પ્રભાવ આ બંને કવિઓ પર એમના શિક્ષણકાળથી જ પડેલો પંતજીએ ઈ. ૧૯૨૧માં અસહકારની ચળવળથી તેમજ ગાંધીજીના પ્રવચનથી અત્યંત પ્રભાવિત થઈ કૉલેજ શિક્ષણનો સદંતર ત્યાગ કરેલો પરિણામે, કવિએ કૉલેજના બીજા વર્ષ સુધીનું જ શિક્ષણ મેળવેલું

પરંતુ આ સરસ્વતીપુત્રે સરસ્વતીની આરાધનાની યાત્રા તો અનવરત ચાલુ જ રાખી.

ગુજરાતી કવિ સુન્દરમ્ ઈ. ૧૯૧૦ થી આમોદમાં શાળાકીય શિક્ષણ લેતા હતા, ત્યારથી લગભગ ઈ. ૧૯૩૪ સુધી એઓ અનેક રાષ્ટ્રીય આંદોલનોમાં સક્રિય રસ લેતા રહ્યા. આ રીતે બંને કવિઓ ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિઓથી પ્રભાવિત થયેલા જોવા મળે છે. આ ઉપરાંત કવિ સુન્દરમે તો અમદાવાદમાં આવેલી ગાંધીજી-સ્થાપિત રાષ્ટ્રીય સંસ્થા 'ગૂજરાત વિદ્યાપીઠ'માં દાખલ થઈ સ્નાતકની ઉપાધિ પણ મેળવી.

હિંદી કવિ પંતજી અને ગુજરાતી કવિ સુન્દરમ્ બંને અરવિંદવાદી છે. પંતજી ઈ. ૧૯૪૪માં ઉદય-શંકરની મંડળી સાથે અરવિંદાશ્રમ ગયેલા અને ત્યાં અધ્યાત્મપરક વાતાવરણે કવિને આકર્ષ્યા. કવિ કહે છે: 'ત્યાંના વાતાવરણમાં મને એક અજ્ઞાત આકર્ષણ તથા ત્યાંના જીવનમાં એક વિશિષ્ટ સૌંદર્યગરિમા અને શાંતિ પ્રાપ્ત થઈ' ('સાઠ વર્ષ: એક રેખાંકન'- સુમિત્રાનંદન પંત, પૃ. ૬૫). તે પછી તેઓ અનેક વાર અરવિંદાશ્રમ ગયા. તે દરમિયાન તેમને એક પ્રકારની નવીન ચેતનાનો આભાસ થતો જણાયો. આશ્રમની ગરિમાએ આ હિંદી કવિને નવીન સૌંદર્ય-દૃષ્ટિ બક્ષી. પરિણામે તેનો પ્રભાવ કવિનાં ત્યાર પછીનાં કાવ્યોમાં ઘણા સારા પ્રમાણમાં જોવા મળે છે.

જ્યારે બીજી બાજુ શ્રી સુન્દરમ્ તો સ્વયં અરવિંદ-ગાયક જ બન્યા છે. ઈ. ૧૯૪૫માં એમણે સાધક તરીકે અરવિંદાશ્રમમાં જોડાઈને તેને પોતાનું કાયમી નિવાસ-સ્થાન જ બનાવી દીધું છે. શ્રી અરવિંદના સંપર્કમાં આવ્યા પછી સુન્દરમ્‌ની કવિતામાં સારો એવો અધ્યાત્મવાદ જોવા મળે છે. વિશેષ કરીને તેમના 'યાત્રા' (૧૯૫૧) કાવ્યસંગ્રહને શ્રી અરવિંદ-દર્શનનો પર્યાય જ કહી શકાય. આ બંને કવિઓ અરવિંદ-વાદી તો છે જ, પરંતુ સાથે સાથે એમની વચ્ચે સુન્દર અને મધુર સામ્ય એ પણ છે કે આ બંને 'સુન્દરમ્'ના ઉપાસકોનું સર્વપ્રથમ મિલન મહાકવિ મહર્ષિ અરવિંદના આશ્રમમાં જ થયેલું.

આ રીતે, એક હિંદી, અલ્મોડાવાસી, કુર્માચલ પ્રદેશનો, કૌસાની ગામનો કવિ ને બીજો ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના મિયાંમાતર ગામનો એક ગુજરાતી કવિ, બંનેની વિચારધારાઓ એક જ દિશામાં યુગના બદલાતા પ્રવાહની સાથે સાથે પરિવર્તન પામતી જોવા મળે છે.

હિંદી કવિઓમાં પંતજી એક એવા કવિ છે કે જેમને સમય સમય અને વિચારસરણિઓએ પ્રભાવિત કર્યા છે. તેમના પ્રારંભિક કાવ્યસંગ્રહો 'વીણા', 'ગ્રંથિ', 'પલ્લવ' અને 'ગુંજન' માં વિશુદ્ધ છાયાવાદી વિચારધારાની ભાવ-સૃષ્ટિ કહી શકાય. ત્યાર પછી 'યુગાંત', 'યુગવાણી' અને 'ગ્રામ્યા' વગેરે સંગ્રહોની કવિતામાં કવિ કલ્પનાલોકમાંથી બહાર આવી યથાર્થ ભૂમિ પર વિહરી વાસ્તવિકતાનો સ્વીકાર કરતા જોવા મળે છે. એટલે કે, આ હિંદી કવિની રચનાઓમાં માર્ક્સ અને ગાંધીનો ઠીક ઠીક પ્રભાવ પ્રકટ થતો દેખાય છે. આ યુગને સાહિત્યિક પરિભાષામાં 'પ્રગતિવાદ' અને 'ગાંધીવાદ'ના નામથી ઓળખાવવામાં આવે છે.

પંતજી માનવતાના વિકાસ માટે માર્ક્સ દ્વારા પ્રતિષ્ઠિત દ્વન્દ્વાત્મક ભૌતિકવાદનો સ્વીકાર કરતા સંકોચનો અનુભવ કરતા નથી. 'યુગાંત' અને તે પછીની કવિતામાં માર્ક્સનો પ્રભાવ સારા પ્રમાણમાં પ્રકટ થયેલો છે. નીચેની પંક્તિઓમાં માનવના મંગલ-જીવન માટે કવિ ખૂબ જ આકાંક્ષી છે તે દેખાય છે:

"રચ માનવકે હિત નૂતન મન
વાણી વેશ ભાવ નવશોભન
સ્નેહ સુહૃદતા હો માનસાધન,
કરે મનુજ નવજીવન યાપન!"
('યુગાંત': પૃ. ૧૭)

આ ઉપરાંત 'યુગાન્ત'નો કવિ નવ્ય વિચાર, નવીન સૌંદર્ય, નવીન જીવન તેમજ નવી સંસ્કૃતિની સ્થાપના માટે ખૂબ જ આતુર છે અને પરંપરાના જાળાને તોડી ફોડી નાખવા ઝંખે છે

"દ્રુત ઝરો જગતકે જીર્ણ પત્ર!
હે ત્રસ્ત, ધ્વસ્ત! હે શુષ્ક શીર્ણ,
હિમ તાપ પીત, મધુવાત-ભીત,
તુમ વીત રાગ, જડ પુરાચીન '
('યુગાન્ત' પૃ ૧૫)

'તાજ' નામક કવિતામા કવિ તાજના સૌંદર્યને જોવાને બદલે તાજને 'ગત યુગકે ધર્મ રુઢિ કે તાજ' કહેવાનુ ચૂકતા નથી, જેમા કવિનો માર્ક્સવાદી દૃષ્ટિકોણ છતો થયા વિના રહેતો નથી

તત્પશ્ચાત્ 'યુગવાણી'મા કવિએ સાંપ્રત માનવજીવનની નગ્નતા, મલિનતા જર્જરતા, વિષમતા, કટુતા તેમજ દયનીયતાના ચિત્રોને ચિત્રિત કરવામા બાકી રાખ્યુ નથી

માર્ક્સવાદનો પ્રભાવ પંતજીની જેમ કવિ સુન્દરમ્‌ની રચનાઓમા પણ જોવા મળે છે હિંદી કવિની સરખામણીમા ગુજરાતી કવિ સુન્દરમે પ્રગતિવાદી રચનાઓ આપી છે ઓછી છતા કાવ્ય કૌશલ સહેજે ઊતરે એવુ નથી

સુન્દરમ્‌ની કવિતામા પ્રગતિવાદી રચનાઓ વિશેષ કરીને 'કોયા ભગતની ...ની વાણી અને ગરીબોના ગીતો'મા 'કાવ્યમંગલા' અને 'વસુધા'ના કેટલીક રચનાઓમા જોવા મળે છે 'કડવી વાણી'મા સમાજની જર્જર થઈ ગયેલી માન્યતાઓ અંગે કવિને જે કાંઈ કહેવુ છે તે તેઓ કાલ્પનિક પાત્ર કોયા ભગત દ્વારા

## ઉશનસ્

### કહો, ક્યારે ક્યારે?

કહો, ક્યારે ક્યારે તમ-અમ બિચે આડશ સમા
પડ્યા આ પ્હાડો શા દન સજણ, પૂરા થઈ જશે?
કદા વાશે વ્હાણા અશી વિરહ-સાળી રજનીને
અને સોનાનો એ સજણ, સુખનો સૂર્ય ઊગશે?

તમારા ને મારા બિચ સજણ હે, કોઈ પણ હો
મહામોટી એવી અડચણ યદિ —મારુ મન આ,
તમે સામે ચાલી અગર મુજ અંતઃકરણનો
નહી કબ્જો લો, તો જઈશ રઝળી હો સજનવા!

મને મારી પ્રીતે ગરવ નથી કો તુચ્છ તૃણ છુ,
તમારે તો મોટુ મન કરી બધુ માફ કરી દે
નિભાવી લેવી હા, સજણ, મુજને છેક પડશે
તમારો આજાનુ કર ધરી, પ્રલંબાવી જરી દે,
અમારો દાવો યે નથી જ, કદી યે ટયો સ્મરણમા
ઘણુ યે, રૂહેવા દો સજણ, અમને જો ચરણમા

## યોસેફ મૅકવાન

### એરકન્ડિશન્ડ

રાતનુ જાણે પંખી
હવાને કણકણ કરી ખાતુ
બારીએ બેઠુ
ઓરડામા તાકી રહેતુ—
રાચરચીલા વચ્ચે
—કોટડરૂમે?—
પડેલા માનવોને
આછા અવાજી જીભથી ચાટે
ક્યાંક રડે શ્વાન,
કાલે કદાચ ઊગશે ભાણ
બ્હાર અંધારે તાગ જુએ
એક કવિની આંખડી ચૂવે—

## પિનાકિન્ ઠાકોર

### પરમ વ્યથાનો પ્યાલો

પ્રિય હે પરમ વ્યથાનો પ્યાલો,
ઉર ઓગાળી ભરી દીધ છે ન્યાળો. –પ્રિય હે૦
છલ છલ એને લીધ હૃદયથી ચાંપી.
વહી રાતભર રહી છું પલપલ કાંપી;
એને ઘડી તો કરથી ઝાલો. –પ્રિય હે૦
એને પ્રણય-પીંછીએ ચીતર્યો,
કંઈ કરુણ રસ ઝરી નીતર્યો;
તવ અરુણ અધર પર ઊતર્યો;
એને ક્ષણ તો ગણ ને વ્હાલો
પ્રિય આ પરમ વ્યથાનો પ્યાલો
હે પ્રિય! કર લંબાવી આલ્યો
પરમ વ્યથાનો પ્યાલો.

(રવીન્દ્રનાથ ઠાકુરના 'શોધબોધ'માંના ગીતનો અનુવાદ)

## ગની દહીંવાળા

### મન

મોઘેરી મૂંઝવણને મળ્યું છે મઝાનું મન;
મારોય આજ ભાવ નથી પૂછવાનું, મન.
વાંચ્યું ફરીથી જાણે વીતેલી કથાનું મન;
અમને તજી, જતું'તું કશે છાનુંછાનું મન.
યાચી ક્ષમા ફૂલોની, અને આવતા રહ્યા;
લઈને ગયા'તા બાગમાં દેખાડવાનું મન.
વાહન, જુઓ તો પ્રિયજનોના વિચારનું;
કારણ ગણો તો આમ બધી આપદાનું, મન:
બદલાઇ શું ગયું છે વિચારે વસંતના!
જાણે નવુંનવું હો પરિચય વિનાનું મન.
દેખાડો લાગણી, અને વહોરો ઉપાધિઓ;
વે'વારમાં રહો, અને રાખો બધાનું મન:
એકાંતમાં વિયોગનો વૈભવ જુઓ 'ગની';
મનમાં ભરાઈ બેઠું છે જાણે બીજાનું મન.

કહેવડાવે છે. આલોચ્ય સંગ્રહમાં હરિજનો પ્રતિ માનવોચિત પ્રેમ, પીડિતોની વેદના, પરંપરિત જડ થઈ ગયેલી માન્યતાઓ, વગેરે માર્ક્સ-ગાંધી વિચારધારાની ખાસિયતો જુસ્સાભેર પ્રકટ થતી જોવા મળે છે. કવિ અને 'કડવી વાણી'ના સંદર્ભમાં ગુજરાતીના ખ્યાતનામ વિવેચક વિશ્વનાથ ભટ્ટ કહે છે: 'દીન પીડિતજનો પ્રત્યેનો આવો ઉત્કટ વાત્સલ્યભાવ કે આવી દર્દભરી અનુકંપા ગુજરાતી કવિતાએ પહેલાં કદી સાંભળી નથી, જગતભરનાં વિચારવાન ચિત્તોમાં સામ્યવાદી જુસ્સો આખરે ગુજરાતમાં પણ આવવા માંડયો છે એની આ નિશાનીઓ છે' ('વિવેચન મુકુર': વિશ્વનાથ ભટ્ટ, પૃ ૨૪૩). 'કડવી વાણી'માં કવિએ 'નવું ભજન', 'અવતાર ના લેશો', 'હરિને વિદાય', 'લાડવા ખવાડ', 'ત્રણ પાડોશી', વગેરે રચનાઓમાં પરંપરાથી ચાલી આવતી અન્ધ માન્યતાઓની ઝાટકણી કાઢેલી જોવા મળે છે. 'ત્રણ પાડોશી'માં શોષક અને શોષિત વર્ગનાં દૃશ્યો કવિ આ રીતે ચિત્રાંકિત કરે છે:

'એક ફળિનાં ત્રણ રહેવાસી,
શેઠ ને બીજા રામ,
ત્રીજી માકોર બાઈ રાંડેલી,
કોડી કને ના દામ,
લોકોનાં દળણાં દળતી રે,
પાણીડાં કોકનાં ભરતી રે,
કાઢી ખાય રોટલો કરતી કામ.'

('કડવી વાણી', પૃ. ૩૯)

સમાજ-જીવનની પરમ કરુણતા તો એ છે કે એક બાજુ સમાજ-જીવનને ઉપયોગી હોવા છતાં, એમના જીવન માટે પુરુષાર્થ કરવા છતાં, એમનાં સુખસગવડો સમાવવા માટે તથા પેટનો ખાડો પૂરવા માટે કારમી

યાતનાઓ વેઠવા છતા, 'ત્રણ પાડોશી'ની બિચારી માકોર છેવટે ન સહેવાતા અને ન રહેવાતા મૂર્છા પામે છે તો બીજી બાજુ સમાજના લોકોની અવગણના તથા ઉપેક્ષાવૃત્તિ તો જુઓ! 'ત્રણ પાડોશી' સુન્દરમનુ લોકપ્રિય કાવ્ય છે. આમા એક સિદ્ધહસ્ત કવિના કાવ્યકૌશલનાં દર્શન અચૂક અને નિઃશંકપણે થાય છે. આ કાવ્યમા કવિએ સામાજિક વિષમતા અને આર્થિક વિરોધનું આલેખન કર્યું છે

પતજીની કવિતા 'દ્રુત ઝરો જગત કે જીર્ણ પત્ર!'ની જેમ જ સુન્દરમ્ 'વસુધા'ની 'ઘણ ઉઠાવ' નામની રચનામા જગતને નવો ઘાટ આપવા પ્રયત્નશીલ થતા દેખાય છે:

'અહો યુગયુગાદિનાં પડ પરે પડો જે ચઢ્યાં લગાવ, ઘણ ' ઘા, ત્રુટો તડતડાટ પાતાળ સૌ, ધરા ઉર દટાઈ મૂર્છિત પ્રચડ જ્વાલાવલી બહિર્ગત બની રહો વિલસી રૌદ્ર ફુત્કારથી.'

આગળ કવિ કહે છે:

'તોડીફોડી પુરાણું
તાવી તાવી તૂટેલુ,
ટીપાટીપી બધુ તે અવલનવલ ત્યાં
અપવા ઘાટ એને,
ઝીંકી રૂડે ઘા, ભુજ હે, લઈ ઘણ
જગને ઘ થકી ઘાટ દે ને!'
('વસુધા', પૃ ૭૮)

આમ, પતજીની જેમ સુન્દરમ્ની કવિતામા માર્ક્સની વિચારધારાના પ્રભાવ સ્પષ્ટરૂપે જોવા મળે છે

આગળ ઉપર નિર્દેશ કર્યો છે એ પ્રમાણે આ બને કવિઓમા ગાધીના સિદ્ધાંતોનો પ્રભાવ પણ પ્રકટ થાય છે પતજી શરૂ શરૂમા માર્ક્સ અને ગાધી વચ્ચે ઝોલા ખાતા દેખાય છે:

## ચંદ્રકાન્ત શેઠ

---

## અર્થ છે ખરો?...

અર્થ છે ખરો આ આપણા ગોઠવાયેલા સંબંધોનો?
ગોઠવાયેલા શબ્દ,
ગોઠવાયેલુ હાસ્ય,
ગોઠવાયેલુ આગમન,
ગોઠવાયેલી વિદાય,
ચાની ઑફર પણ ગોઠવાયેલી,
ને ચાનો ઘૂંટ પણ ગોઠવાયેલો!

બરડ વ્યક્તિત્વને
દીવાલોના પૅકિંગમા સાચવી,
એને ફ્લાવરવાઝમા પ્રકટાવી,
ને ચહેરા પર ઢોળમાં ચમકાવી;
પલેપલ ગાદીતકિયાને માફક પોઝિશન બનાવી;
ફાટવાની યા ફૂટવાની બીકે
કોઈ ફ્રીઝમાં વરસોથી પાકી ગએલા નામને સાચવી;
સબધનુ બરફીલુ ચોસલુ
કોઈની ઊતરેલી તરજમા ઢાળી;
બનાવટી લાગણીઓમા સડેલારા મારવાનો કોઈ અર્થ ખરો?

સાથે ચાલવુ
ને આપણું ગમે તે પગલુ સુરંગ બને એ માનવું;
ગમે તે ક્ષણે
એ સુરગ ફાટે ને સંબંધોને વેરવિખેર કરે એ સ્વીકારવું...
ટેઇપ પર ટકાવી રાખેલ મૈત્રીનો સંવાદ સાભળતાં
ગમે ત્યારે સ્વાર્થ માટે અજાણ્યા થઈ જવું...

પરિવારનો પડઘાનો પ્રાસ બનાવટી છે એ જાણવુ
ને પ્રાસનુ સંગીત મોન્ફાટ વખાણવુ...
અર્થ છે ખરો તરડાએલી આ વાસળીઓનો?
મધુવનમા લાગેલી આગ કેમ ઠરશે?—
ખબર નથી!

આ નિર્દોષ દેખાતુ માછલુ મગરમચ્છ થઇને ધસે—ગમે ત્યારે!
ગમે ત્યારે પ્રપંચનુ પેટ ફાટી પડે

ને ડૂબી જાય પિરામિડોની દુનિયા પ્રવાહી આગમાં
રહી જાય માત્ર ધધખતી રાખ
ને એકાદ-બે નાનકડાં આંસુ...

હવે 'નમસ્કાર' શબ્દમાં યોજનોનું છેટું પડે છે।
સાત પગલાંના સખ્યમાં
ચૂંચવે છે ચોર્યાશી લાખનાં ચક્કર!
મોઢા ને કોળિયા વચ્ચે ઝનૂનથી વઢે છે અસંતુષ્ટ માખીઓ!

મેં હવે મારી કાણી હોડીથી
ઇકોતેર પેઢીઓને સામે પાર લઇ જવાની
જવાબદારી છોડી દીધી છે.

તારવાની વાત વદતોવ્યાઘાત છે;
તરવાનો પ્રશ્ન જ સંગત છે મારે માટે,
વિશ્વની અન્નસમસ્યા કે અણુસમસ્યાથી પણ વિશેષ.

## ભગવતીકુમાર શર્મા

## સૂર અને સામીપ્ય

તારું સમીપ મુજ શ્વાસ સમાન હોવું
ને સૂરની જલઝકોર ઊડંત ભીની
ઉત્તાપ ભીતર ભર્યા શમતા ક્ષણાર્ધે;
[આકાશ મધ્ય તપતો રવિ ગ્રીષ્મનો ને
વાતાયને ખસની ટટ્ટી ધરી દીધી હો;
છેડયા કરે સ્વર મૃદુ ખીન વાયુ કેરું...]

ઘેરા જુવાળ સમયે જલધિઉછાળે
મોજાં ચઢે-પડત ભવ્ય સ્વરાવલિ શાં;
ભાવોની યે હળુહળુ રમણા રૂપેરી
તારા મુખે, નયનમાં અવ રોમરોમે
સૂરે સૂરે પ્રગટતી અનિમેષ ન્યાળું;
ને કર્ણ, નેત્ર, ઉર મગ્ન મહોત્સવે કો!
અસ્તિત્વમાં તળ ઝબોળી વહંત સૂરો
મીઠા બને વધુ-વસંતની પૂર્ણિમા શા!

'મનુષ્યત્વકા તત્ત્વ સિખાતા
નિશ્ચય હમકો ગાંધીવાદ,
સામૂહિક જીવન વિકાસકી
સામ્ય યોજના હૈ હૈ અવિવાદ.'
('યુગવાણી', પૃ. ૨૯)

પરંતુ 'યુગવાણી'માં કવિ ગાંધીજીના વ્યક્તિત્વથી અંજાતા પણ જોવા મળે છે:

'બાપૂ! તુમસે સુન આત્માકા તેજ રાશિ આહ્વાન
હંસ ઉઠતે હૈં રોમ હર્ષસે, પુલકિત હોતે પ્રાણ!
નવસંસ્કૃતિકે દૂત! દેવતાઓંકા કરને કાર્ય,
માનવ-આત્માકો ઉબારને આયે તુમ અનિવાર્ય.'
('યુગવાણી,' પૃ. ૧)

ગાંધીજીના વિચારોથી પ્રભાવિત સુંદરમ્-ની અહિંસક યુદ્ધને જુસ્સો પ્રેરતી રચનાઓ સારા પ્રમાણમાં જોવા મળે છે. 'કાવ્યમંગલા'-ની 'અભયદાને,' 'વિદાય,' 'રણગીત,' 'છેલ્લી આશ' વગેરે કૃતિઓ ગાંધીજીના અહિંસક સંગ્રામનાં ચિત્રો રજૂ કરે છે. આ ઉપરાંત કવિની ગાંધીનાસિદ્ધાંત-વિષયક રચનાઓ પ્રાપ્ત થાય છે. આ જ સંદર્ભમાં 'બુદ્ધનાં ચક્ષુ', 'ત્રિમૂર્તિ'ની કવિતા પણ આપણું ધ્યાન ખેંચી રહે છે. કવિ કહે છે:

'પ્રભો તેં બી વાવ્યાં જગપ્રણયનાં ભૂમિકદરે,
ફળ્યાં આજે વૃક્ષો, મરણપથ શું પાપ પળતું?'
('કાવ્યમંગલા', પૃ. ૧૮)

અને 'યાત્રા'ની કવિતા 'અહો ગાંધી!'માં કવિ આ પ્રમાણે કહે છે:

'પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય-આનંદનો ઘટ
અક્ષુણ્ણ, ધરતી તીરે પ્રગટાવ, મહા નટ!'
('યાત્રા', પૃ. ૯૯)

આમ, પંત અને સુંદરમ્ બંને કવિઓના ગાંધીવિષયક વિચારધારાના પ્રવાહમાં પણ સામ્ય-ભાવ જોવા મળે છે. બંને કવિઓએ ગાંધીના સત્ય-અહિંસાના સિદ્ધાંતોનું આસ્થાપૂર્ણ ગાન પણ કર્યું છે.

બંને કવિઓની પરવર્તી રચનાઓમાં

તેઓ અરવિંદ દર્શન તરફ આકર્ષાયેલા છે તે પ્રકટ થાય છે. પંતજીના કવિતા સંગ્રહો 'સ્વર્ણ કિરણ', 'સ્વર્ણ ધૂલિ', 'ઉત્તરા', 'અતિમા' વગેરેની કવિતાઓમા શ્રીઅરવિંદની વિચારસરણીનો પ્રભાવ પ્રકટ થયેલો દેખાય છે. 'સ્વર્ણ' શબ્દ કવિ ચેતનાના પ્રતીકાર્થમા વાપરે છે 'સ્વર્ણકિરણ'ની પહેલી કવિતા 'અભિવાદન'મા કવિનો અરવિંદવાદી દષ્ટિકોણ છતો થાય છે :

'હસી, લો સ્વર્ણ-કિરણ,
શિખર આરોહ વરણ
વિચરતી સ્વર્ણ કિરણ
ધરા પર જ્યોતિ ચરણ!'
('સ્વર્ણ કિરણ' પૃ ૧)

આ સંગ્રહમા કવિની અન્તર્ચેતનાવાદી નવમાનવતાવાદથી માંડીને અધ્યાત્મવાદ સુધીની કવિતા પ્રસ્તુત છે. જ્યારે 'સ્વર્ણધૂલિ' કવિ દર્શનના વ્યાવહારિક પક્ષનુ આકલન કરતા જોવા મળે છે. આ સંગ્રહની કવિતામા કવિ સમગ્ર માનવના આધ્યાત્મિક ઉત્કર્ષને જોવા ખૂબ જ આકાંક્ષા છે 'ઉત્તરા' અને 'અતિમા' અને તે પછીના સંગ્રહોમા શ્રી અરવિંદના અતિચેતનાવાદનુ ચિંતન થયેલુ જણાય છે. આ ઉપરાત 'રજત શિખર'ના 'રજત શિખર', 'ફૂલોકા દેશ', 'ઉત્તરશતી', 'શુભ્રપુરુષ', 'વિદ્યુતવસના' અને 'શરદ ચેતન' નામના કાવ્ય રૂપકોમા અરવિંદ દર્શનના મૂળભૂત સિદ્ધાંતોનુ આલેખન કરવામા આવ્યું છે આ જ પ્રમાણે 'સૌવર્ણ'મા પણ શ્રી અરવિંદની વિચારધારા સમર્થિત જ 'કાવ્યરૂપકો' પ્રસ્તુત છે— 'સૌવર્ણ અને સ્વપ્ન' અને 'સત્ય' આમા કવિ શ્રી અરવિંદના સમન્વયવાદી સિદ્ધાંતનુ સ્થાપન આ પ્રમાણે કરે છે :

## ધીરુ પરીખ

### બસમાં

પૂરપાટ ધસ્યે જતી બસ મહીં
હવે મારા ઉચ્છ્વાસને ઊભવાનુ સ્થાન ક્યાં છે?
અશુ માનવીનુ નૈકટ્ય!
કશુ વાતનુ ય વૈકટ્ય!
આટલા નજીક તો સૌ માનવીઓ
(ભૂલથી યે)
ક્યારે પણ આવ્યા હશે?
એમ તો કૈં ઓછા નથી ભાસતા
આકાશગંગામા બધા તારાઓ નજીક;
તો ય એકમેકની વચાળે પડ્યા અતર જે
તેને અહીં બસ મહીં
આપણે નૈકટ્યમા છુપાવ્યા હશે?
હૈયા અને હૈયા વચ્ચે
આમ તો છે થોડા કૈંક હાડકા
માસ-મજ્જા અને ત્વચા...
નિજના હૈયાનો ધબકાર વળી
નિજને ય સાભળી શકાતો નથી—
કેટલા નજીક છે આ કાન!
કોઈ મારા કાન અને
હૈયા વચ્ચે પડેલા
આ જરીક શા અતરને
ઘટાડવા જેટલી બતાવશે કે સાન?
(બસ મહીં આ બધું હું બબરી ગયો શું
એનુ લેશ નથી ભાન!)
પૂરપાટ ધસ્યે જતી બસ હવે
થોભશે ના.
હાકયે રાખો હાકયે રાખો
નૈકટ્યનુ પોટલુ આ:
કોણ જાણે અટકશે
(કે પછી એ અથડાશે?)
કયે રે નિશાન!

## કરસનદાસ લુહાર

### એક અવગતિયાનું ગીત

આપણાં મુકામ ભલે જોજનવા દૂર,
હવે જોજનવા દૂર
છતાં શ્વાસોની જેટલું જ છેટું;
કોરાકટ આયખાને ઊતરડી આવ્ય તો
આ ખાલી ખંડેરમાં ય ભેટું!
ભોગળે ભીડેલ તો ય અધરાતે ઓચિંતી
ખૂલશે બડાફ્ તારી ડેલી,
કાંઈ ખૂલશે બડાફ્ તારી ડેલી,
'કોઈ નથી તો ય કો'ક હોવું'–ની ત્રાટકશે
તારી બે આંખ્ય થકી હેલી,
ને ભમ્મરિયાં પૂર જશે રેલી.
આવકારો પામું શેં ઓછાયાહિણો હું?
ભડકા જ્યાં અંગથી લપેટું.
—કોરાકટ આયખાને૦

હારોહાર્ય વેળેલાં વખ્ય તણી વાટકડી
રહી રહીને માંજે સંભારણાં,
'હોવા–ન–હોવા'નો પામ્યો હું દેશ
તને રોકી ગ્યાં જીવતરનાં બારણાં;
હો રાજવણ્ય!
રોકી ગ્યાં જીવતરનાં બારણાં.
પગલાં સૂંઘીને તારાં રહરહ રોતો હું
છેવટ તો રાખ મહીં લેટું.
—કોરાકટ આયખાને૦

અવગતિયા ઓરતાના ડાયરામાં
ભેરવ ને ઘુવડના ઘોર હવે પીવા,
લોહીઝાણ આંખ મારી જોઈ જોઈ થાકું ને
પૂછે 'કાં હોલવાયા દીવા?'
મૂંગું મશાણ જરી ગાતું જો થાય તો રાતું જો થાય તો,
બથ્થ ભરી સોન! તને ભેટું
આપણાં મુકામ ભલે જોજનવા દૂર છતાં
શ્વાસોની જેટલું જ છેટું.

'સત્ય એક હૈ–વ્યક્તિ સમાજ, અનેક એક જડ,
ચેતન, બાહર ભીતર સબ જિસ પર અવલંબિત.
આવર્તન ગતિસે વિરોધ જગ કે અનુપ્રાણિત,
વિશ્વ સંચરણ જીવનકા વૈષમ્ય સંતુલિત.'
('સૌવર્ણ', પૃ. ૪૯)

કવિ સુંદરમ્‌માં અધ્યાત્મવાદની લગન પ્રારંભથી જ જોવા મળે છે. 'વસુધા'માં ભક્તિ-ગીતોની સંખ્યા વધારે પ્રમાણમાં છે. આથી જ સુંદરમ્‌ની કવિતાનો પરિચય કરાવતાં શ્રી મેઘાણી કહે છે: 'સુન્દરમ્‌ની કવિતામાં મેથ્યુ આર્નોલ્ડ જેને High truth and high seriousness કહે છે તે છે.' ('પરિભ્રમણ-૨' પૃ. ૨૨૨) 'કવિની ઝંખના', 'કોણ? એક સવારે', 'વિરાટની પગલી' વગેરેમાં જે પરિલક્ષિત થાય છે તેની ઊર્ધ્વઝંખના તેમના પ્રકાશિત થયેલા કાવ્ય-સંગ્રહોમાં છેલ્લા સંગ્રહ 'યાત્રા'ની કવિતામાં જોવા મળે છે. આ સંગ્રહની કવિતા અરવિંદવાદી હોવાને કારણે ગુજરાતી કવિતા-ક્ષેત્રે 'યાત્રા'ની એક નવી જ હવા લાવતા જોવા મળે છે. દિવ્ય-જીવન માટે કવિનું ભાવુક હૃદય કેટલું વ્યાકુળ બન્યું છે તે 'યાત્રા'માં ધ્વનિત થાય છે. આમ, કવિ સુન્દરમ્ પ્રગતિવાદીભાવ-ભૂમિ પછી ગાંધીવાદી એટલે કે માનવતાવાદી વલણ અપનાવતા જોવા મળે છે અને પછી અતિમનસની સાધનામાં લીન થવા પ્રયાસ કરતા દેખાય છે.

'યાત્રા'ની કવિતામાં કવિ અન્તશ્ચેતના અને જનકલ્યાણ, બંને વચ્ચે અંતર જોતા નથી. 'ઊર્ધ્વચેતના', 'પરમતત્ત્વનું અવતરણ', 'કૃપાપ્રસાદ' વગેરેમાં કવિ વધારેમાં વધારે ચૈતન્ય-શક્તિ તરફ ઢળતા જોવા મળે છે. 'પથ–વિભેદ'માં ઉપનિષદોમાં વર્ણિત બે પક્ષી 'આત્મા-પરમાત્મા'ના સ્વરૂપનું

વર્ણન તેમણે કર્યું છે 'અમારી અભીપ્સા' જેવી રચનાઓમાં કવિ સાધકને ઊર્ધ્વ પથ તરફ લઈ જનારી શક્તિનું ચિત્રણ કરે છે

તેવી અમારી ઉરની અભીપ્સા
તે દિવ્યના તું પ્રતિ ઊર્ધ્વ ઊઠતી
અચલ અણુજપ સ્વચ્છ રહ્યા કરે રહ્યા કરે
નમદ દર્પદ ઉન્મદ નહીં નહીં કુંઠિત
(યાત્રા પૃ ૧૫૦)

આ ઉપરાંત અન્ય રચના 'હું ગાન ગાઉં મા' કવિ દિવ્ય શક્તિનું ગાન વિવિધ રૂપાકારે ગાવાની ઇચ્છા પ્રકટ કરે છે અરવિંદવિષયક સૉનેટમાં કવિ એમના જીવન કાર્યોનું સંસ્કૃતમય વાણીમાં ગાન કરતા જોવા મળે છે શ્રી અરવિંદદર્શનની નવીન ને મૌલિક ઉદ્ભાવના એ છે કે સમગ્ર વિશ્વમાં એક નૂતન ચેતનાનું સંચરણ થશે અને માનવ અતિમાનવના રૂપમાં વિચરણ કરશે કવિ સુન્દરમે શ્રી અરવિંદના આ જ અતિમાનવ અને દિવ્ય જીવનના સિદ્ધાંતનું વિશ્લેષણ 'યાત્રા'ની કવિતા દ્વારા કર્યું છે આ રીતે આ કવિના સંગ્રહને ગુજરાતી કવિતાનું એક વિશિષ્ટ સોપાન માની શકાય આ જ સંદર્ભમાં શ્રી રમણલાલ જોશીએ યોગ્ય જ કહ્યું છે 'યાત્રા'ની કવિતા આપણી અર્વાચીન કવિતાનું ઉન્નત શૃંગ છે (સંસ્કૃતિ ઑગ ૧૯૫૩, પૃ ૩૧૭)

સારાંશત પંતજી અને સુન્દરમ બંનેને માટે એ અવશ્ય કહી શકાય કે 'વાદો' કે વિવિધ વિચારધારાઓથી પ્રભાવિત થઈ બંનેની કાવ્યસૃષ્ટિ લગભગ સમાન દિશામાં પ્રયાણ કરતી જોવા મળે છે સુમિત્રાનંદન પંતના અનેક કાવ્યસંગ્રહોની સરખામણીમાં સુન્દરમે કેવળ પાંચ જ કવિતાસંગ્રહો આપ્યા છે, પરંતુ પરિમાણ કે સંખ્યાબળની દૃષ્ટિએ જ કંઈ તેમની સફળતાનો આંક કાઢી ન શકાય હિન્દીની આધુનિક કવિતામાં પંતજીનું અને તે જ રીતે આધુનિક ગુજરાતી કવિતામાં સુન્દરમનું સ્થાન ઊંચા સ્થાને છે એને નકારી નહીં શકાય

## શશિશિવમ્

### એક શબ

પચાસ પચાસ વર્ષોથી જલતી ચિતા પર
બળ્યા કરે એક શબ,
ફેફસાં ખાલી શ્વસના કરે,
એના શ્વાસોચ્છ્વાસને કારણે પ્રજળ્યા કરે અંગો
હાડના પોલાણો કળતા કરે
પચાસ પચાસ વર્ષોથી ધોવાતો જતો નદીકિનારો,
રેતીના કણ સરતા જાય,
ચિતાની નિકટ આવી વહેતો જલપ્રવાહ
ચિતાને ટાઢી કરી શકતો નથી
સૂજતા માંસની ગંધથી
ઉદ્દીપ્ત વાઘવરુ
ડાઘુઓની ગેરહાજરી લાગવા દેતા નથી
શબ મરડાતું મરડાતું
કોકડું વળી બેઠું થઈ જાય,
આંખ મસળી નીરખી રહે ચોપાસ
—ને જલપ્રવાહ
વહે જાય વહે જાય

# સાફો

## નિરંજન ભગત

## પ્રેમ અને મૈત્રીનાં કાવ્યો

[નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૩, અંક ૯૬ના અનુસંધાને]

'કાવ્યખંડ ૩૮'માં સાફોનાં પ્રેમ અને મૈત્રીનાં કાવ્યોનું રહસ્ય જ માત્ર નહીં પણ સાફોનું જીવન-દર્શન પ્રગટ થાય છે. એથી પ્રથમ અહીં એ કાવ્યનો કંઈક વિગતે રસાસ્વાદ કરીએ.

ઈ. સ. ની બીજી સદીના એક 'જીર્ણપત્ર'—પેપીરસ (Papyrus) પર આ કાવ્ય પ્રાપ્ત થયું છે. સાફિક (Sapphic) છંદમાં પાંચ શ્લોકનું, વીસ પંક્તિનું આ કાવ્ય છે. (એડમન્ડ્ઝના સંપાદનમાં આ કાવ્ય 'કાવ્ય-ખંડ ૩૮' રૂપે છે. એમાં છ શ્લોક અને ચોવીસ પંકિત છે. એમાં અંતે એક શ્લોક વિશેષ છે.) એમાં સત્તર પંકિતમાં કોઈ કોઈ શબ્દખંડ, શબ્દ અથવા પંકિત-ખંડ લુપ્ત થયો છે. સંભવ છે કે આ કાવ્ય ખંડિત કાવ્ય હોય, એમાં આરંભે અથવા અંતે એક શ્લોક લુપ્ત થયો હોય અથવા બન્ને સ્થાનેથી એક એક શ્લોક અથવા એકથી વધુ શ્લોકો લુપ્ત થયા હોય. જો કે આમ તો, હવે પછી જોઈશું તેમ, આ કાવ્ય અખંડિત કાવ્ય લાગે છે.

જીર્ણપત્રમાં આ કાવ્યના શીર્ષકનો ઉલ્લેખ નથી. પણ કાવ્યની વાચનામાં 'આનાકતોરિઆ' શબ્દનો ઉલ્લેખ છે. એ પરથી સ્પષ્ટ છે કે સાફોએ આ કાવ્ય એની એક શિષ્યા આનાકતોરિઆને સંબોધન-રૂપે અથવા પત્રરૂપે રચ્યું છે, આ કાવ્યપત્ર છે અથવા પત્રકાવ્ય (Epistle) છે. એથી સંપાદકોએ એને 'આનાકતોરિઆને' એવું શીર્ષક અર્પણ કર્યું છે.

તિરસના માક્સિમસના નિબંધોમાં અને ઓવિડના 'નાયિકાઓના પત્રો'માં સાફોને આનાકતોરિઆ નામે એક શિષ્યા-સખી હતી એવો ઉલ્લેખ છે. આ કાવ્ય પરથી સમજાય છે કે આનાક્તોરિઆ એ સાફોની પ્રિયમાં પ્રિય શિષ્યા હતી, સાફો આનાક્તોરિઆના પ્રેમમાં હતી. આ કાવ્ય પરથી એ પણ સમજાય છે કે આનાક્તોરિઆ એ સાફોની સુન્દરમાં સુન્દર શિષ્યા હતી, આનાક્તોરિઆની ચાલ સુન્દર હતી અને એનું મુખ તેજસ્વી હતું. વળી આ કાવ્ય પરથી એ પણ સમજાય છે કે આ કાવ્યના સર્જનસમયે આનાક્તોરિઆ મિતિલેનેમાં ન હતી, સાર્દિસમાં હતી, સાફો અને આનાક્તોરિઆ વચ્ચે વિરહ હતો. કહે છે કે આનાક્તોરિઆ મિલેસિઆ (Milesia)-માંથી મિતિલેનમાં સાફોની શિક્ષણસંસ્થામાં આવી હતી; અને શિક્ષણને અંતે એણે એશીઆ માઈનર-ના સર્વશ્રેષ્ઠ રાજ્ય લીડિયાના રાજા અલીઆતીસ (Alyattes) અથવા એના પુત્ર ક્રોસસ (Croesus)-ના સૈન્યમાંના એક ગ્રીક સૈનિકની સાથે લગ્ન કર્યું હતું અને લીડિયાના પાટનગર સાર્દિસમાં વસી હતી.

'કાવ્યખંડ ૮૬' એ સાફોનું એની લગભગ આનાક્તોરિઆ જેટલી જ પ્રિય એવી એક અન્ય શિષ્યા આતથિસને સંબોધનરૂપ કાવ્ય છે. એમાં કાવ્યના આદિથી અંત લગી સતત સાફો પોતે આનાકતોરિઆનું સ્મરણ કરે છે અને આતથિસને એનું સ્મરણ કરાવે છે. એમાં આરંભે જ સાફોએ આનાકતોરિઆ અંગે 'આપણી પ્રિય' એવું વ્હાલ-ભર્યું વિશેષણ યોજ્યું છે. અને કાવ્યના રચનાસમયે એ સાર્દિસમાં છે અને એ પણ સાફો અને આતથિસનું સ્મરણ કરે છે એવો ઉલ્લેખ કર્યો છે. એ કાવ્ય પરથી સમજાય છે કે આનાક્તોરિઆ મિતિલેનેમાં સાફોની શિક્ષણસંસ્થામાં હતી ત્યારે આતથિસના પ્રેમમાં હતી અને એથી એની દૃષ્ટિમાં આતથિસ એક દેવી સમાન હતી અને એને આતથિસનું ગીત-સંગીત સૌથી વધુ પ્રિય હતું. હવે સાર્દિસમાં એ

લીડિયાની સ્ત્રીઓની વચ્ચે સૂર્યાસ્ત પછી તારાઓની વચ્ચે ચન્દ્રની જેમ પ્રકાશે છે એ અનેક વાર જ્યારે એકાન્તમા ભ્રમણ કરે છે ત્યારે આતથિસના પ્રેમનું સ્મરણ કરે છે અને ત્યારે એનુ મૃદુ હૃદય આતથિસ અને સાફોને માટે ઝૂરે છે, એમને ઝખે છે, સાર્દિસમા એમનું સાન્નિધ્ય તીવ્રપણે ઇચ્છે છે

સુઇદાસના ચરિત્રકોશમા અને તિરસના માક્સિમસના નિબધોમા સાફોને આતથિસ નામે એક શિષ્યા સખી હતી એવો ઉલ્લેખ છે કહે છે કે આતથિસ આથેનાઇમાથી મિતિલેનેમા સાફોની શિક્ષણસસ્થામા આવી હતી. સાફોના અન્ય ત્રણ કાવ્યો–'કાવ્યખડ ૪૮', 'કાવ્યખડ ૮૧' અને કાવ્યખડ ૮૨'–મા આતથિસનો ઉલ્લેખ છે 'કાવ્યખડ ૮૩'મા કોઈ નામ નો ઉલ્લેખ નથી પણ એ કાવ્યની પ્રથમ પક્તિમાથી પક્તિખંડ લુપ્ત થયો છે એમા સભવ છે કે 'આતથિસ' નામનો ઉલ્લેખ હોય સાફોના એ ચારે કાવ્યો પણ આતથિસને સબોધનરૂપ કાવ્યો છે એ કાવ્યો પરથી સમજાય છે કે આતથિસ સુન્દર ન હતી, પણ સાફો આતથિસના પ્રેમમા હતી અને આતથિસે સાફોનો દ્રોહ અને ત્યાગ કર્યો હતો અને એ મિતિલેનેમા સાફોની પ્રતિસ્પર્ધી આન્દ્રોમેદાની શિક્ષણસસ્થામા હતી એ કાવ્યોના સર્જનસમયે સાફો અને આતથિસ વચ્ચે વિરહ હતો. એથી સભવ છે કે 'કાવ્યખડ ૮૬' સાફોએ આતથિસ પોતાની પાસે પાછી આવે એવી ઇચ્છાથી ચચલ આતથિસમા એને માટેના પોતાના અને આનાકતોરિઆના પ્રેમની સ્મૃતિઓ જાગ્રત કરવા રચ્યુ હોય

'કાવ્યખડ ૩૮' અને 'કાવ્યખડ ૮૬' પરથી સમજાય છે કે આ કાવ્યોના સર્જનસમયે સાફો અને એની પ્રિયતમા પ્રિય બે શિષ્યાઓ સખીઓ વચ્ચે વિરહ હતો શૈશવમા પિતાનુ અવસાન, કિશોરવયમા માતાનુ અવસાન, યુવાનવયમા એકમાત્ર કવિમિત્રની મૈત્રીનુ અવસાન, ભાઈના ભ્રાતૃપ્રેમનુ અવસાન અને પતિનું અવસાન, પોતાના યૌવનનો અત, પુત્રીના લગ્ન પછી પુત્રીની વિદાય અને અને આ બે પ્રિયતમા પ્રિય શિષ્યાઓ સખીઓનો વિરહ–આમ, જીવનના અતિમ વર્ષોમા મધ્યમ વયમા સાફોના જીવનમા ભારે શૂન્યતા હતી, સાફો એકલવાયી હતી ત્યારે કદાચ એની શિક્ષણસસ્થા પણ બધ હોય અથવા તો બધ કરવાનો એના મનમા વિચાર હોય ત્યારે ભૂતકાળની સ્મૃતિઓ ભૂતાવળની જેમ એને ઘેરતી હોય ભવિષ્યની શૂન્યતા આત્મહત્યાનો વિચાર પ્રેરતી હોય અને આ બધુ હોય છતા અથવા આ બધુ હોય એથી જ એણે આ 'કાવ્યખડ ૩૮' જેવુ એનું એક ઉત્તમ કાવ્ય રચ્યું, અસાધારણ આત્મસયમ અને અદ્વિતીય આત્મગૌરવથી રચ્યું (સાફોએ પ્રથમ આનાકતોરિઆને 'કાવ્યખડ ૩૮' કાવ્યપત્ર લખ્યો હોય અને એનો ઉત્તર આવ્યો હોય અને પછી એણે આતથિસને 'કાવ્યખડ ૮૬' કાવ્યપત્ર લખ્યો હોય એવો ક્રમ આ બે કાવ્યોના વિષયવસ્તુને આધારે સમજાય છે) આ સાફોની સર્જકતાની પુનશ્ચ પરાકાષ્ઠા છે અને કવિતાના અનેક આશ્ચર્યોમાનુ એક આશ્ચર્ય છે

કાવ્યના પ્રથમ શ્લોકમા જ સાફોનુ જીવનદર્શન પ્રગટ થાય છે આ વિશિષ્ટ જીવનદર્શન છે આ સાફોનુ પોતાનુ, સ્ત્રીનુ, સ્ત્રી માત્રનુ જીવનદર્શન છે આગળ જોયું તેમ, સાફોને રાજકારણ, મિતિલેનેમા આતરવિગ્રહ અને એને પરિણામે બે વાર નિર્વાસનનો અગત અનુભવ હતો છતા સાફોએ રાજકારણ આતરવિગ્રહ કે નિર્વાસનના આ અગત અનુભવ વિશે એક કાવ્ય રચ્યું નથી સાફોને રાજકારણ કે યુદ્ધમા રસ ન હતો એને રસ હતો એક માત્ર પોતાના પ્રેમના અગત અનુભવમા, પ્રેમમા એણે પ્રેમ સિવાય કદી અન્ય કોઈ વિષય પર કાવ્ય કર્યું નથી મિતિલેનેના સમકાલીન કવિમિત્ર આલ્કાયસને રાજકારણ, મિતિલેનેમા આતરવિગ્રહ અને એને પરિણામે બે વાર નિર્વાસનનો અગત અનુભવ હતો

## સાફો

### કાવ્યખંડ ૩૮
(આનાક્તોરિઆને)

કેટલાક કહે છે જગતમાં સુન્દરમાં સુન્દર વસ્તુ સૈન્ય છે, કેટલાક કહે છે અશ્વસૈન્ય છે, કેટલાક કહે છે નૌકાસૈન્ય છે. પણ હું કહું છું મનુષ્ય જે વસ્તુને ચાહે છે તે વસ્તુ જગતમાં સુન્દરમાં સુન્દર વસ્તુ છે.

પ્રત્યેક મનુષ્યને આ વાત સમજાવવી સાવ સહેલી છે. કારણ કે સુન્દરતામાં જે સૌ મનુષ્યોમાં શ્રેષ્ઠ હતી તે હેલેનેએ એના ઉદાત્ત એવા પતિનો ત્યાગ કર્યો.

અને એની પુત્રીનો અને એનાં માતાપિતાનો સહેજ પણ વિચાર કર્યા વિના એ તોયામાં વસી.

કિપ્રિસે પ્રથમ દૃષ્ટિએ જ એને આકર્ષી હતી. આનાક્તોરિઆ, તું અત્યારે મારાથી દૂર છો, મને તારું સ્મરણ થાય છે.

લીડિયાની પ્રજાના રથો અને એમના સૈન્યથી મને તારી સુન્દર ગતિ અને તારી તેજસ્વી મુખકાંતિ જોવાનું વિશેષ ગમે.

(અનુવાદ: નિરંજન ભગત)

એને રાજકારણ અને યુદ્ધમાં રસ હતો. એણે રાજકારણ સિવાય ભાગ્યે જ અન્ય કોઈ વિષય પર કાવ્ય કર્યું હશે. સ્ત્રાબોની ભૂગોળમાં અને ડાયોનીસિયસના પ્રાચીન સર્જકો પરના વિવેચનમાં એ એનાં 'રાજકીય કાવ્યો'ને કારણે પ્રસિદ્ધ છે એવો ઉલ્લેખ છે. આલ્કાયસનાં કાવ્યોમાં એનું જીવનદર્શન પ્રગટ થાય છે. એ વિશિષ્ટ જીવનદર્શન છે. એ આલ્કાયસનું, પુરુષનું, પુરુષ માત્રનું જીવનદર્શન છે. પુરુષને શૌર્યનો પ્રેમ. સ્ત્રીને પ્રેમનું શૌર્ય. આમ, પ્રથમ શ્લોકમાં જ સાફોએ આલ્કાયસના, પુરુષના, પુરુષ માત્રના જીવનદર્શનની વિરુદ્ધ પોતાનું, સ્ત્રીનું, સ્ત્રી માત્રનું જીવનદર્શન અને યુદ્ધ, શૌર્યની વિરુદ્ધ પ્રેમ પ્રગટ કર્યો છે; દ્વિવિધ સંઘર્ષ પ્રગટ કર્યો છે. કાવ્યના કેન્દ્રમાં આ સંઘર્ષ છે. કાવ્યના આરંભથી જ આ સંઘર્ષ પ્રગટ થાય છે અને સાફોની કવિતાકલા દ્વારા કાવ્યના અંત લગીમાં એની પરાકાષ્ઠા પ્રગટ થાય છે. આ પ્રથમ શ્લોકમાં જ સાફોએ ગ્રીક કવિતામાં પ્રચલિત વાક્યખંડશ્રેણિ (Parataxis)ના અલંકારનો ઉપયોગ કર્યો છે. 'ડેલિઅન મુક્તક' (Delian epigram) તરીકે ઍરિસ્ટોટલ (Aristotle)ને પરિચિત અને થીઓગ્નિસ (Theognis)ને નામે પ્રસિદ્ધ એક યુગ્મ અસ્તિત્વમાં છે, એમાં આ અલંકારનો ઉપયોગ થયો છે: 'ન્યાય એ સુન્દરમાં સુન્દર વસ્તુ છે, સ્વાસ્થ્ય એ શિવમાં શિવ વસ્તુ છે, પણ મનુષ્ય જેને ચાહે છે તે એને માટે મધુરમાં મધુર વસ્તુ છે.' આ યુગ્મમાં નૈતિક અને ભૌતિક સદ્‌ગુણો અને પ્રેમના સદ્‌ગુણ વચ્ચે સમતુલા છે. અને એ ભિન્ન ભિન્ન વિશેષણોના શ્રેષ્ઠતાવાચક રૂપ દ્વારા સિદ્ધ થાય છે. પણ આ રૂપ દ્વારા એમની સમતુલા જ માત્ર આ યુગ્મમાં સિદ્ધ થાય છે. જ્યારે સાફોના કાવ્યમાં સાફોનો નિર્ણય પ્રગટ થાય છે. સાફોના કાવ્યમાં સૈન્ય, અશ્વસૈન્ય, નૌકાસૈન્ય અને પ્રેમ વચ્ચે સમતુલા નથી, પણ ઉચ્ચાવચતાક્રમ સિદ્ધ થાય છે. સાફોને જગતની સૌ સુન્દર વસ્તુઓમાંથી પોતાની દૃષ્ટિએ કઈ સુન્દરમાં સુન્દર વસ્તુ છે એમાં રસ છે, એ વિશેનો પોતાનો નિર્ણય કાવ્યમાં પ્રગટ થાય છે. એમાં અન્ય મનુષ્યોના નિર્ણયની સાથે પોતાના નિર્ણયનો સંઘર્ષ પણ પ્રગટ થાય છે. સોક્રાતેસે આ અલંકારનો સાફોની જેમ આ પ્રકારનો ઉપયોગ કર્યો છે. સોક્રાતેસ એના એક સંવાદ 'લીસિસ ૨૧૧' (Lysis 211)-માં કહે છે, 'કેટલાક તો અશ્વો મેળવવાની

ઇચ્છા કરે છે, કેટલાક તો શ્વાનો મેળવવાની ઇચ્છા કરે છે, કેટલાક તો સુવર્ણ મેળવવાની ઇચ્છા કરે છે, કેટલાક તો પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા કરે છે પણ હું તો મિત્રો મેળવવાની ઇચ્છા કરુ છુ' તિરસના માક્સિમસે એના નિબંધોમા સાફો અને સોક્રાતેસ વચ્ચે સામ્ય છે એવો ઉલ્લેખ સકારણ કર્યો છે પિન્દારસે અને તીર્તીઅસે પણ આ અલંકારનો આ પ્રકારનો ઉપયોગ કર્યો છે. પિન્દારસે એના 'ઑલીમ્પિઅન ૧' (Olympian I)મા આ અલકારનો આ પ્રકારનો ઉપયોગ કર્યો છે એમા એણે કાવ્યના આરભે જ પ્રથમ શ્લોકમા પ્રથમ જલનો ઉલ્લેખ કર્યો છે, પછી સુવર્ણનો ઉલ્લેખ કર્યો છે અને પછી ઑલીમ્પિક રમતો જેવુ આ જગતમા કશુ જ શ્રેષ્ઠ નથી એવો નિર્ણય પ્રગટ કર્યો છે અને પછી આ રમતોની નૌકાઓ અને રથો સાથે તુલના છે સાફોના પુરોગામી ગ્રીક કવિ આલ્કમાનના 'કાવ્યખડ ૧'મા નૌકાઓ અને રથો સાથે આવી તુલના છે તીર્તીઅસે એના 'કાવ્યખડ ૯'મા આ અલકારનો આ પ્રકારનો ઉપયોગ કર્યો છે એમા એણે કાવ્યના આરભે જ પ્રથમ શ્લોકમા પ્રથમ સાયક્લોપ્સ (Cyclops)ની શક્તિનો ઉલ્લેખ કર્યો છે, પછી બોરીઆસ (Boreas)ની ત્વરિત ગતિનો ઉલ્લેખ કર્યો છે પછી તિથોનસ (Tithonus)ના સૌંદર્યનો ઉલ્લેખ કર્યો છે, પછી મિદાસ (Midas)ની સમૃદ્ધિનો ઉલ્લેખ કર્યો છે અને પછી વીર સૈનિક જેવુ આ જગતમા કશુ જ શ્રેષ્ઠ નથી એવો નિર્ણય પ્રગટ કર્યો છે. અને પછી વીરતાના ભિન્ન ભિન્ન ઉદાહરણો

## વિપિન પરીખ

### I hope

પ્રિયજનના મૃત્યુ પછી
એના દેહને વળગીને બેસી રહેવાતુ નથી
કારણ
દેહ કોહવા માંડે છે,
દેહ બદબૂથી ગંધાઈ ઊઠે છે
ને
જેને એક વાર કહ્યુ હતુ 'તમને એકલા કદી નહીં જવા દઉં'
અથવા
'આ તમારો દેહ એ મારો જ દેહ છે'
એ જ દેહને ઊંચકી, તમને પૂછ્યા વિના
લોકો જલ્દી જલ્દી ચાલી જાય છે .
અગ્નિને સોંપી દેવા.
પણ
સ્મૃતિ કોહતી નથી, સ્મૃતિ ગંધાતી નથી, મરતી નથી—
અને
સવારે રોજની જેમ જ ઊઠવુ પડે છે
બૅંકમા જવુ પડે છે, ફોન લેવા પડે છે
કોઈક કહે છે.
'હલો, I hope you have recovered'
નાહક વિષાદના વર્તુળને લંબાવવુ ગમતુ નથી
એટલે હુ કહુ છુ, 'Yes I hope .'
ત્યાં જ
હુ
પાછી એક વાર ફસડાઈ પડુ છુ

## પન્ના નાયક

### ક્ષણો

વાતો
નજીવી વાતોભરી ક્ષણો
આપણી ક્ષુલ્લક, સડેલી. કથળેલી
કહોવાયેલી, સડી ગયેલા કંતાનનાં કાણાં જેવી
તો ય અનિવાર્ય
ઘઉં વીણતાં કાંકરાના રૂપે ઘરમાં આવી ચડેલા
ધરતીના રૂપ જેવી—
છતાં ઉશેટીને બહાર ફેંકી દીધા સમી એ ક્ષણો
જેના ભારથી દિન થાકી ગયો
રાત જંપી નહીં
એ સહુ ક્ષણોને લઇ આવી હું મારા
કવિતાના શબ્દમાં
—જાણે શૂન્ય હવામાં સહુ ફેંકી તો દીધું
પણ હવે હવા કણુસે,
રાત્રિના નિદ્રિતપ્રહરે જ્યારે કોઈ
વૈદ્ય ન મળે એવી વેળાએ,
ઉદરમાં ઊંડા ન સમજાતા દરદની વેદનાથી.

## મહેશ પ્રજાપતિ

### વર્ષારંભે

સરકી ગયું છે આભ ધરાની સુવાસમાં,
કોઈ હસી રહ્યું છે મારી આસપાસમાં.

જંપી ગએલ ફૂલ પર ટૌકી હવા અને
પડઘા તરત ફૂટી ગયા પંખીના શ્વાસમાં.

આતુરતા કોની અહીં ફોરાં બની દ્રવે?
કે સીમ પણ ખેંચાઈને આવી ઉજાશમાં.

લાંબા વિયોગે ઝૂરતી નાજુક નદી હવે
હળવેકથી ભીંસાય કોઈ બાહુપાશમાં.

ભીની ધરાના સ્પર્શથી હું તરબતર થયો,
ફણગી ગયાં મીઠાં સ્મરણ હૃદયના ચાસમાં.

છે. સાફોએ પણ આ કાવ્યના આરંભે જ પ્રથમ શ્લોકમાં પ્રથમ સૈન્યનો ઉલ્લેખ કર્યો છે, પછી અશ્વસૈન્યનો ઉલ્લેખ કર્યો છે, પછી નૌકાસૈન્યનો ઉલ્લેખ કર્યો છે અને પછી પ્રેમ જેવું આ જગતમાં કશું જ સુન્દર નથી એવો નિર્ણય પ્રગટ કર્યો છે. અને પછી પ્રેમનાં ઉદાહરણો છે આમ, આ અલંકાર પ્રાચીન, પરંપરાગત અને પ્રચલિત છે. જો કે સાફોએ આ કાવ્યમાં આલ્કાયસનું, પુરુષનું, પુરુષ માત્રનું જીવનદર્શન વિરુદ્ધ પોતાનું, સ્ત્રીનું, સ્ત્રી માત્રનું જીવનદર્શન તથા શૌર્ય વિરુદ્ધ પ્રેમ એવા દ્વિવિધ સંઘર્ષ દ્વારા સવિશેષ પરિમાણ સાથે અને અંતે આ સંઘર્ષની પરાકાષ્ઠા રૂપ એના પુનરાવર્તન દ્વારા સવિશેષ કવિતાકલા, સુશ્લિષ્ટ એકતા સાથે આ અલંકારનો ઉપયોગ કર્યો છે. એથી ઊર્મિકવિ તરીકે ગ્રીક ઊર્મિકવિઓમાં સાફોની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે.

કાવ્યના બીજા, ત્રીજા અને ચોથા શ્લોકમાં સાફોએ કાવ્યના પ્રથમ શ્લોકમાં જેનું કથન કર્યું છે તે પોતાના જીવનદર્શનનું પ્રતિપાદન કર્યું છે, એક ઉદાહરણ દ્વારા, હેલેનેના ઉદાહરણ દ્વારા. કાવ્યના બીજા શ્લોકને આરંભે જ પ્રથમ પંક્તિમાં પ્રતિપાદનનો આરંભ થાય છે, 'પ્રત્યેક મનુષ્યને આ વાત સમજાવવી સાવ સહેલી છે.' આમ, આ પ્રતિપાદનનો અને આ ઉદાહરણનો હેતુ પોતાની આ વાત પ્રત્યેક મનુષ્યને સમજાવવાનો તો છે જ, પણ એથી યે વિશેષ પોતાને અને એથી યે વિશેષ તો આનાક્તોરિઆને સમજાવવાનો છે.

સાફોના પિતાનું નામ સ્કામાન્દ્રોનિમસ

હતું એથી નાનપણથી સાફોના પિતાના નામથી સ્કામાન્દ્રોસ નદીનુ, અને એથી સ્કામાન્દ્રોસ નદીના તટ પરના લોયા નગરનું અને એથી લોયા નગરની હેલેનેનું જીવનભર સતત સ્મરણ થર્યુ હશે. વળી નાનપણથી સાફોએ હોમેરોસની કવિતાનુ જીવનભર સતન વાચન કર્યુ હતું ઇલિયાદ-ની નાયિકા હેલેનેનો એના ચિત્ત પર પ્રગલ્ભ પ્રભાવ હશે હેલેને એની આદર્શમૂર્તિ હશે એથી નાનપણથા સાફોએ હેલેનેની સાથે જીવનભર સતત પોતાનું સ્વરૂપ-સધાન (identification) કર્યું હશે. હોમેરોસે ઇલિયાદમા હેલેનેનું સર્જન કર્યુ છે એમા કવિની કેવળ કરુણા છે. હોમેરો-સે કાવ્યમા હેલેને પર કદી ક્યાય કોઈ નૈતિક નિર્ણય આપવાનો પ્રયત્ન કર્યો નથી. પણ સાફોના સમકાલીન મિત્રકવિ આલ્કાયસે હેલેને વિશે બે કાવ્યો રચ્યાં છે. આલ્કાયસે આ બન્ને કાવ્યોમા હેલેને પર નૈતિક નિર્ણય આપ્યો છે. હેલેનેના માતાપિતા, પતિ, પુત્રી આદિ પ્રત્યેના દ્રોહને કારણે લોયાનો નાશ થયો હતો. દ્રોહને કારણે નાશ થાય છે આલ્કાયસને દ્રોહ પ્રત્યે તિરસ્કાર હતો એણે જીવન-ભર સતત નિષ્ઠાનો પુરસ્કાર કર્યો હતો. હેલેનેએ લોયાના નગરજનોને નિષ્ઠાની ને શૌર્યની પ્રેરણા આપી હતી પણ હે-લનમા પોતાનામા નિષ્ઠાનો અભાવ હતો અને એને કારણે અંતે લોયાનો નાશ થયો હતો. એથી આલ્કાયસના આ બન્ને કાવ્યોમાં હેલેને એ દ્રોહનું અને દ્રોહને કારણે નાશનુ પ્રતીક છે. અને એથી આલ્કાયસે આ બન્ને કાવ્યોમા હેલેને પર નૈતિક નિર્ણય આપ્યો છે. આલ્કાયસનાં

## યયાતિ

### કવિતા

ફાગણની લાજાલ ઉષાના પ્રથમ કિરણનુ
શિરીષ ફૂલના રેસા
જેવુ
કુમારિકાની આખમહીં અજાણુ,
અવાનરુ ઘરના ભીડેલા કમાડ ખૂલતા
જરઠ ઉબરે
મધુમયી પગપાનીનુ
જેવુ
કોડભર્યું સ ચરણુ ;
જેવુ
દીકરીને સૌભાગ્ય પ્રેરતી શિથિલ આખથી
જીવનનુ નીતરવુ;
હોવુ
હોવાપણું–વસ્તુનુ,–
મારી, તારી, નિખિલાઈની હોવાની
—સૌરભનુ
જેવુ
માલકોશના આરોહી–અવરોહી સૂર આલાપ
ગૂજતા
પવન ઘૂઘરા પહેરી નર્તતી
મીરાની નિર્દોષ પ્રાર્થના સમી
રાતના
ધબકારે ધબકારે ઉરમા–ઉરના યે ઉરમા છલકાતુ
એવુ
કવિતાનુ......
કવિતાનુ તો એવુ.

## પ્રવીણ દરજી

### તણખલું

તણખાય ડુંગર જો તણખે તણખલું
મલકાય જંગલ જો મલકે તણખલું.

કદી આભની ખોજ કરતું તણખલું
કદી તાગતું સારો દરિયો તણખલું.

ઊંચકો તો ઊંચકાય રમતાં તણખલું
ફૂંકો તો ફૂંકાય હસતાં તણખલું.

કિરણોને કણકણમાં વેરે તણખલું
શબનમને બાઝીને ચૂમે તણખલું.

હવામાં ઝકોરે કદી ઠાઠમાઠે
કદી જીર્ણ મંદિરની પાટે તણખલું.

ઝૂમે કણ્વના મૃગચર્મે તણખલું
ઝૂલે રેશમી પાંપણો પર તણખલું.

ભરી મહેફિલોમાં ફૂદતું તણખલું
મૈયતમાં મૂંગું ઝૂરતું તણખલું.

નજર માંડી એને ઉવેખી જુઓ તો
સમજશો તીખું તાતું કેવું તણખલું !

કિનારે રહી પગ પખાળે તણખલું
પડે અગ્નિમાં પણ મઝેથી તણખલું.

કદી સાપનું દર કે જોગીની ગુફા
કદી ચકલીની ચાંચે ફરતું તણખલું.

ભલે તોલ એનો ન કશો લોકને મન
મમતમાં જીતે ડુંગરને તણખલું.

'શાયર' ન એને જવાની કે ઘડપણ
ધબકવું સતત એ લગન છે તણખલું.

કાવ્યોમાં હેલેને પ્રત્યેક મનુષ્યને માટે એક ચેતવણી સમાન છે. જ્યારે સાફોના આ કાવ્યમાં હેલેને પ્રત્યેક મનુષ્યને માટે એક અનુકરણીય આદર્શ સમાન છે. એટલું જ નહીં પણ સાફોએ કાવ્યના ચોથા શ્લોકને આરંભે જ પ્રથમ પંક્તિમાં હેલેનેનાં માતાપિતા, પતિ, પુત્રી આદિ પ્રત્યેના દ્રોહમાં કિપ્રિસની, આફ્રોદિતેસની, દેવીની પ્રેરણા છે એવું સૂચન કર્યું છે. આમ, સાફોએ પણ આ કાવ્યમાં હેલેને પર નૈતિક નિર્ણય આપ્યો છે: હેલેનેના પ્રેમને ધાર્મિક પરિમાણ છે. આલ્કાયસે દ્રોહને કારણે પ્રેમનો તિરસ્કાર કર્યો છે. સાફોએ પ્રેમને કારણે દ્રોહનો પુરસ્કાર કર્યો છે. સાફોએ જાણે કે આલ્કાયસના વિરોધમાં આ કાવ્ય રચ્યું ન હોય ! સાફોએ આ કાવ્ય પ્રથમ રચ્યું હોય અને એના વિરોધમાં આલ્કાયસે એનાં કાવ્યો પછી રચ્યાં હોય અથવા આલ્કાયસે એનાં કાવ્યો પ્રથમ રચ્યાં હોય અને એના વિરોધમાં સાફોએ આ કાવ્ય પછી રચ્યું હોય. ક્રમ જે હોય તે. પણ સાફોના આ કાવ્ય અને આલ્કાયસનાં કાવ્યો વચ્ચે સંપૂર્ણ વિરોધ છે.

કાવ્યના બીજા, ત્રીજા અને ચોથા શ્લોકમાં પ્રતિપાદન અને ઉદાહરણનો હેતુ જે હોય તે. સાફોએ હેલેનેની સાથે આનાકતોરિઆનું સ્વરૂપસંધાન કર્યું છે. સાફોએ આ કાવ્યમાં હેલેનેના ઉદાહરણ દ્વારા, અનુકરણીય આદર્શ દ્વારા આનાકતોરિઆને સૂચન કર્યું છે કે આનાક્તોરિઆએ હેલેનેનું અનુકરણ, અનુસરણ કરવું એટલે કે આનાક્તોરિઆએ માતાપિતા, પતિ, પુત્રી (અથવા પુત્ર અથવા

બને, જો હોય તો) આદિ સર્વસ્વનો ત્યાગ કરવો! જેથી આનાકતોરિઆ પોતાની પાસે પાછી આવે જેથી પોતાને આનાકતો રિઆની પુન પ્રાપ્તિ થાય આ કાવ્યમા સાફોનો ભલે આ સ્વલક્ષી, અંગત, તાત્કાલિક હેતુ હોય, પણ અતે આ કાવ્યમા સાફોનો પરલક્ષી, બિનઅંગત, સર્વકાલીન હેતુ છે અને એથી આ કાવ્ય એક મહાન ઊર્મિકાવ્ય છે સર્વસ્વનો ત્યાગ અને સંપૂર્ણ સાહસની પ્રેરણા પ્રેમ છે એથી આ કાવ્ય એ સાફોનો પ્રેમનો પુરસ્કાર છે અને પ્રેમની પ્રેરણા આફ્રોદિતેસ છે એથી આ કાવ્ય એ આફ્રોદિતેસનુ પૂજન છે સાફોના જીવનમા પ્રેમ કેન્દ્રસ્થાને હતો કારણ? પ્રેમનો આ કે તે ગુણ માત્ર એનુ કારણ નથી એનુ કારણ છે પ્રેમની અનિરુદ્ધ અને અનિર્વચનીય શક્તિ એથી અતે આ કાવ્ય એ પ્રેમના આ કે તે ગુણ માત્રનુ કાવ્ય નથી આ કાવ્ય એ સ્વય પ્રેમનુ કાવ્ય છે

કાવ્યના પાચમા અને અતિમ શ્લોકમા કાવ્યનો મર્મ અને કાવ્યની પરાકાષ્ઠા પ્રગટ થાય છે સાફોને આનાકતોરિઆનુ સ્મરણ થાય છે આનાકતોરિઆના દેહનુ સ્મરણ થાય છે સાફોને આનાકતોરિઆના કોઈ સૂક્ષ્મ, આધ્યાત્મિક, ધાર્મિક ગુણ કે ગુણોનુ સ્મરણ થતુ નથી, આનાકતોરિઆની ગીત સગીત નૃત્યની કલાનુ સ્મરણ થતું નથી કદાચને આનાકતોરિઆમા આ ગુણ કે ગુણો અને કલા હશે જ નહીં પણ સાફોને આનાકતોરિઆના સ્થૂલ ભૌતિક, પાર્થિવ ગુણોનુ સ્મરણ થાય છે આનાકતોરિઆની સુન્દર ગતિ અને એના તેજસ્વી મુખનુ સ્મરણ થાય



## રાજેન્દ્રસિંહ જાડેજા

### ગીત

ટેકો દઈ રજકાની ભારી ચડાવી–
કે ટેકો દઈ રજકાની ભારી ચડાવી
પણ ઊતર્યા નથી ઘેન કાલના,
મને ઘેલી બનાવી છે વાલમા!

ખેતર ગઈ'તી ભાત દેવા સવારમા
તે સીમાડો આખો તપાસ્યો,
હૈડાનો હરખ તો કેમે છુપાવ્યો—
કે હૈડાનો હરખ તો કેમે છુપાવ્યો,
પણ ઝાડા પડે છે રોયા ગાલમા,
મને ઘેલી બનાવી છે વાલમા!

સારસાખ પકડીને આખો દી ઊભી રઉ
પાછી વળુ કે બાર નીસરુ
ફળિયાને છેડે તો કેમે પહોચુ—
કે મુઆ ફળિયાને છેડે તો કેમે પહોચુ
ને પાછી દોડતીક આવુ પરસાળમા,
મને ઘેલી બનાવી છે વાલમા

ઘરમા રહું તો મને ખેતર બોલાવે
ને ગામમાય નીકળવુ કેમ,
ઊભી રહુ છું તમે આવી પ્હોચો—
કે હુ તો ઊભી રહુ છું તમે આવી પ્હોચો
ને ગામ આખુ ઠમકે છે મારી ચાલમા,
મને ઘેલી બનાવી છે વાલમા

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

### ગીત

ભરડો લઇને મારા સપનાના અંગૂઠે
દીધા છે ડંખ કાળી સાપણે;
ફૂંફાડે ફૂંફાડે સળગ્યા સંબંધ;
રહ્યા લીલા અભાવ; સુક્કાં આપણે.

ભરરે બપ્પોર મહીં મારો પડછાયો
હું તો શોધું છતાંય નથી મળતો;
દિવસોને છોડી શકાતા નથી ને વળી
સૂરજ રહ્યો છે સદા ઢળતો.
તમરાંએ પીંજેલાં અંધારાં વેરાયાં
ધોળે તે દા'ડે મારા આંગણે.
ફૂંફાડે ફૂંફાડે સળગ્યા સંબંધ
રહ્યા લીલા અભાવ; સુક્કાં આપણે.

ઘરની વેરાનીમાં વગડો ભર્યો છે છતાં
ટહુકયું ના એકેય પંખી;
હીંચકાનું કિચૂડકુ મનને ગમાડયું અને
લાગ્યું: છે કોઈ રહ્યું ઝંખી.
ભણકારો ઉંબરે વાછંટ થઈ આવ્યો
ને પાંગરતું કૈંક રહ્યું પાંપણે.
ફૂંફાડે ફૂંફાડે સળગ્યા સંબંધ
રહ્યા લીલા અભાવ; સુક્કાં આપણે.

છે. એમાં માત્ર સાફોનો જ નહીં પણ સમગ્ર ગ્રીક પ્રજાનો સૌંદર્ય અને પ્રેમનો આદર્શ પ્રગટ થાય છે. અન્ય કવિઓનાં કાવ્યોમાં આવા અનેક ગુણોનું બહુધા સ્મરણ થાય છે. સાફોના કાવ્યમાં માત્ર બે જ ગુણોનું સ્મરણ થાય છે. અને તે પણ સીધી, સાદી, સરલ, સ્વાભાવિક, અનલંકૃત, અનૌપચારિક વાણીમાં. સાફો ને આનાકતોરિઆની ગતિનું અને એના મુખનું સ્મરણ થાય છે. એમાં આનાકતોરિઆની પદશિર મૂર્તિ, સમગ્ર આકૃતિ, સુન્દર અને ગતિશીલ આકૃતિ પ્રગટ થાય છે. એનું વર્ણન સાફોએ માત્ર બે જ વિશેષણોથી કર્યું છે, 'સુન્દર' અને 'તેજસ્વી'. સાફોની પૂર્વે ઈ. સ. પૂર્વેની આઠમી સદીમાં હેસિયડ (Hesiod)ના એક કાવ્યમાં કોઈ દેવી કે નાયિકાના મુખની કાંતિ માટે અને સાફોની પછી ઈ. સ. પૂર્વેની ત્રીજી સદીમાં ઍપોલોનિયસ (Apollonius)ના એક કાવ્યમાં મીડીઆ (Medea)ના નેત્રની કાંતિ માટે જે શબ્દ યોજાયો છે તે જ શબ્દ સાફોએ આ કાવ્યમાં આનાકતોરિઆના મુખની કાંતિ માટે યોજ્યો છે. અને એમાં 'તેજસ્વી' વિશેષણ ઉમેર્યું છે. લેખિનીના લસરકા માત્રથી કેવું સુન્દર ગતિશીલ ચિત્ર અંકાય છે! આ લાઘવની કળા છે, સંયમની કળા છે. અને એથી પણ આ કાવ્ય એક મહાન ઊર્મિકાવ્ય છે.

કાવ્યના પાંચમા અને અંતિમ શ્લોકમાં સાફોને કાવ્યના પ્રથમ અને આરંભના શ્લોકનું પણ સ્મરણ થાય છે. આમ, કાવ્યના અંતે કાવ્યના આરંભનું પુનરાવર્તન થાય છે. પણ આ માત્ર પુનરાવર્તન નથી. એમાં કાવ્યનો સંઘર્ષ અને કાવ્યની પરાકાષ્ઠા પ્રગટ થાય છે. વચમાં હેલેને અને આનાક્તોરિઆ વિશેનો સાફોનો તીવ્ર ભાવ પ્રગટ થાય છે. કાવ્યનાં પાંચમા અને અંતિમ શ્લોકમાં, કાવ્યના અંતે કાવ્યના પ્રથમ શ્લોકનું, કાવ્યના આરંભનું પુનરાવર્તન અને કાવ્યના બીજા, ત્રીજા અને ચોથા શ્લોકમાંના આ તીવ્ર ભાવનું સંમિશ્રણ થાય છે અને એ દ્વારા કાવ્યનો સંઘર્ષ અને કાવ્યની પરાકાષ્ઠા પ્રગટ થાય છે. આમ, આ કાવ્ય વર્તુલાકારે સંપૂર્ણ કાવ્ય છે. કાવ્યમાં શબ્દખંડો, શબ્દો, પંક્તિખંડોનો લોપ થયો છે. કદાચને કાવ્યના આરંભે અથવા અંતે એક શ્લોક

અથવા બન્ને સ્થાને એક એક અથવા એકથી વધુ શ્લોક લુપ્ત થયો હોય છતા કાવ્ય જે સ્વરૂપે અસ્તિત્વમા છે તે સ્વરૂપે આદિ-મધ્ય-અંત સમેતનુ એક સાદ્યન્તસંપૂર્ણ, સુશ્લિષ્ટ સુગ્રથિત સવાંગ સુન્દર કાવ્ય છે, કલાકૃતિ છે એથી પણ આ કાવ્ય એક મહાન ઊર્મિકાવ્ય છે

આ કાવ્યના સર્જનસમયે આનાક્તોરિઆ મિતિલેનેમા લેસ્બસમા ન હતી, પૂર્વમા સાર્દિસમા, લીડિયામા હતી એનો પતિ લીડિયાના સૈન્યમા સૈનિક હતો આ સંદર્ભને કારણે સ્વાભાવિક જ સાફોને લીડિયાના સૈન્યનુ અને રથોનુ સ્મરણ થાય છે આ કાવ્યના સર્જનસમયે સમગ્ર ગ્રીક જગતમા લીડિયા એ સર્વશ્રેષ્ઠ સૈન્યશક્તિરૂપ હતું એશીઆ માઈનરની ગ્રીક પ્રજા પર એના અશ્વસૈન્યનો પ્રબળ પ્રભાવ હતો કૉલોફોનિઆ (Colophonia)ના કવિ મિમ્નેર્મસ (Mimnermus)ના એક કાવ્યમા એનો અલ્પ સમય પૂર્વે જ ઉલ્લેખ થયો હતો લીડિયાના આ સૈન્ય અને અશ્વસૈન્ય તથા ગ્રીક પ્રજાના સૈન્ય અને અશ્વસૈન્ય વચ્ચે વારવાર યુદ્ધ થતું હતું ઈ સ પૂર્વેની છઠ્ઠી સદીના મધ્ય ભાગના સમયના એક શ્યામવર્ણના ઍટિક પાત્ર પર આવા એક યુદ્ધનું રેખાંકન અસ્તિત્વમા છે લીડિયાના રથો ત્યારે લીડિયાની એક વિશેષતા હતી કીરીની (Kyrene) અને કિપ્રસ (Kupros) સિવાયના લગભગ સમગ્ર ગ્રીક જગતમાથી રથ ત્યારે અદૃશ્ય થયો હતો પર્શિઅન યુદ્ધોના સમય લગી એશીઆના કેટલાક રાજ્યોમા રથ અસ્તિત્વમા હતો આ યુદ્ધોમા લીડિયાના સૈન્યે રથોનો ઉપયોગ કર્યો હતો એવો ઉલ્લેખ ઇસ્કિલસ (Aeschylus)ના 'ધી પર્શિઅન્સ' (The Persians) નાટકમા છે પછીથી ઝીનોફોન (Xenophon)ના લખાણોમા પણ એ અંગેનો ઉલ્લેખ છે એથી, સાફોને લીડિયાની પ્રજાની આ વિશેષતાનું વિશેષભાવે સ્મરણ થાય છે આ પુનરાવર્તનનો અને આ સ્મરણનો હેતુ સ્પષ્ટ છે

નાક્તોરિઆ સાર્દિસમાથી, લીડિયામાથી એના સૈનિક પતિનો (અને અસ્તિત્વમા હોય તો માતાપિતા અને બાળકોનો), હેલેનેએ જેમ આર્ગોસ (Argos)માથી એના માતાપિતા, પતિ, પુત્રી આદિ સર્વસ્વનો ત્યાગ કર્યો હતો તેમ ત્યાગ કરે અને સાફો પ્રત્યેના પોતાના પ્રેમને કારણે લેસ્બસમા મિતિલેનેમા, જેમ હેલેને પૅરિસ (Paris) પ્રત્યેના પોતાના પ્રેમને કારણે ટ્રોયામા આવી હતી તેમ, આવે એવુ એમા સૂચન છે એથી આયુષ્યના અંતિમ વર્ષોમા, એની એકલતામા આનાક્તોરિઆ પોતાની પાસે પાછી આવે, પોતાને આનાક્તોરિઆની પુનઃપ્રાપ્તિ થાય કારણ? કારણ તો કાવ્યના આરંભે જ પ્રથમ શ્લોકમા સાફોએ પ્રગટ કર્યું છે કારણ પ્રેમ

આમ, 'કાવ્યખંડ ૩૮'મા સાફોના પ્રેમ અને મૈત્રીના કાવ્યોનુ રહસ્ય જ માત્ર નહીં પણ સાફોનું સૌન્દર્યનુ દર્શન, સત્યનું દર્શન સાફોનુ જીવનદર્શન પ્રગટ થાય છે (ક્રમશ)

હરીશ મીનાશ્રુ

## વર્ષો પછી વતનમા

ખરી ખરર પાંદડા કનબનાટશે ચોતરે
પડેલ વડ પાદરે સળવળી જશે છાંયડો,
બપોર પળ-ગૂંછળુ સરપ શું વળી ઘોરતી-
જશે પવન ઠેકડે ફરફરી, ધજા દહેરણે
શિવાલય તણી પથે ચરણચિહ્ન મ્હેકી જશે
કશા સ્મરણપુષ્પ થૈ —અજનબી-મને-ભાળતા
જશે તરત ઓળખી સમય પૂર્વના ગોઠિયા!
છનાછન હિય મૂકુ વતન ભોય પે પાય કે
અજાણ પડછ પથી ધૂળ છળી મરે, નીડમા
શમે 'ઘૂઘૂ' કપતનુ, સુસવતી ઢળી સીમમા
લૂ થૈ ફફળતી ઉના ય સુમસામ, કૂવા તળે
ટકોરક ભરેલી શી નિરવતા —બધે ચૂપકિની!
મસાણ સમ બોખલુ ઘર, ભિડાયલા હાંફતા
કમાડ મૂકડા‌ શા—ચરણ ત્યા જ પાછા વળે.

# કાવ્યમાં ભાષાપરકતા

પ્રવીણ દરજી

કાવ્યને કોઈ લક્ષણવિશેષવડે અન્યથી નોખું પાડી બતાવવું કે તારવી બતાવવું અથવા તો એને કોઈ ચોક્કસ પ્રકારની પરિભાષામાં બાંધવું શકય નથી. સતત વિકાસશીલ એવા કાવ્યપદાર્થની ગતિ સૂક્ષ્મ રહી છે. એક રીતે તો એ ભીતર બાહ્ય અને અંત મથામણ છે. એ મથામણ એના રચયિતાની અંતઃશક્તિને, એના સર્જકકર્મને ક્ષણેક્ષણ પડકારતી હોય છે. કાવ્ય અત્યાર સુધી શબ્દ–અર્થની સંપૃક્તિમાં વિવર્તાતું હતું. શબ્દ ત્યાં ઉપાદાન રૂપે આવતો હતો, લક્ષ્ય રૂપે નહીં; લક્ષ્યરૂપ હતો અર્થ. પરિણામે કાવ્ય વિશેનાં તદ્વિદોનાં મોટા ભાગનાં તારણો કેવળ અર્થમ્ પ્રતિ ગચ્છતિ હોય, એ પ્રકારનાં રહ્યાં છે. ત્યાં શબ્દ એ માત્ર અર્થબોજનું પરિવહન કરનાર જડ અને નિસ્તેજ માધ્યમ બની રહેતો. કોશગત અર્થોથી કે સામાજિક–સાંસ્કૃતિક અધ્યાસોથી મુક્ત કરીને શબ્દને શબ્દના સંદર્ભમાં ઉપયોગવાનું કે એની ક્ષમતાઓને તણખાવવાનું વલણ કોઈનું રહ્યું નહોતું. Associated worldમાં world પેખી રાજી થતા વાચકો અને એ પ્રકારની કૃતિઓ રચી કૃતાર્થતા અનુભવતા કવિ-પદવાંછુઓ માટે જાગતિક અનુભવ+ શબ્દ = કાવ્ય, એવું સામાન્ય ગણિત હતું. ચુસાયેલો ગોટલો, જાજરની માંખ, ઈંટાળો કે બામણા ગામની ભંગડી ઉપર કાવ્યો લખનારાઓએ ભાષાનો માત્ર માધ્યમ રૂપે જ ઉપયોગ કર્યો છે, ભાષા પાસે એક કવિએ જે રીતે કામ લેવું જોઈએ તે પ્રકારનું કામ ત્યાં લેવાયું નથી. સમષ્ટિ-નિષ્ઠ થવાના ઉધામામાં કે કોઈકનું મુખ બની કવવાના ધમપછાડામાં કવિ ત્યાં પૂરતો આત્મનિષ્ઠ પણ થઈ શક્યો નથી! એટલે એ તારસ્વરે કશી રજૂઆત કરતો હોય ત્યારે પણ એની રચના એકાદ વિષયનું વર્ણન કે સામાન્ય પ્રકારનું ઉચ્ચારણ બનતી જણાય છે. એની ભાષાને–શબ્દને એ નિજી સ્પર્શથી અંગત બનાવી શક્યો નથી. વિષય-પરકતાને બદલે એની દૃષ્ટિ ભાષાપરકતા તરફની રહી હોત તો એ રચનાઓ આજે ફિક્કી નહીં લાગત. ભાષા-નિષ્ઠ સર્જક માટે અનેક શક્યતાઓ પોતે રાહ જોતી ઊભી હોય છે. કવિનું માધ્યમ જ જીવંત ભાષા છે. ભાષાની જુદી જુદી તરાહો પ્રગટાવવામાં મચ્યો રહેતો કવિ યશનો અધિકારી બને છે.

Poetic Discourseમાં Isabel C. Hungerland લખે છે તેમ, The medium of poetry is living language. The good poet makes his own additions to that language.

ભાષાના સ્થિર અને નિસ્તેજ માધ્યમને ફગાવી દઈ આધુનિક કવિ એનાં નવાં પરિમાણો ઊભાં કરી આપવા તરફ સક્રિય બન્યો જણાય છે. તેણે શબ્દને અધ્યાસ મુક્ત કરી અન્-અર્થ કવિતા આપી કાવ્ય વિશેની પરંપરાગત વિભાવનાને મોટો આઘાત આપ્યો છે. અન્-અર્થ કાવ્ય કવિતાના ઇતિહાસમાં એક નવું પ્રકરણ છે. રૂઢ માધ્યમનાં બધાં જ નિયંત્રણોને બાજુએ મૂકીને આધુનિક કવિ તત્સમ કે તદ્ભવ, તળપદા કે શિષ્ટ, અતિ પરિચિત કે પરિચિત શબ્દોને જુદા જુદા સંદર્ભમાં પ્રયોજી એની અનેકવિધ લીલાઓને મુખર કરી આપે છે. ક્વચિત્ વાક્ય, તો ક્યારેક અવાક્ય, તો વળી ક્યારેક વાક્યવિન્યાસરહિત વાક્ય, ક્યારેક કેવળ એક જ પ્રકારના શબ્દોનું પુનરાવર્તન, ક્યારેક સંબદ્ધતા તો ક્યારેક અસંબદ્ધતા, ક્યારેક નરી લયલીલા જ–આવાં Various Linguistic Unitsના Compositionમાંથી તે આનંદદાયક આકૃતિ-કૃતિ સર્જી આપે છે. આ પ્રકારની અન્-અર્થ

રચના એમાના સભાન ભાષાકર્મથી અધિકૃત ભાવક પર વશીકરણ કરે છે આ પ્રકારની અન્ અર્થરચનાનુ સર્જનકાર્ય પ્રમાણમા દુર્ઘટ બનતુ હોય છે અર્થ તો ઠીક પણ શબ્દનોય ઈન્કાર કરતા રાજેન્દ્ર શુકલ 'સ્વ વાચકની શોધ'ના એક કાવ્યમા લખે છે

અડવડતી આખ
અડકે છે પરસ્પર જો
તે ચળકે છે તરત
અને સરકે છે તરત
દૂર દૂર
પણ અટકે છે તરત
કે ત્યા કશું જ નથી હોતુ
શબ્દો પણ નથી હોતા આમ તો
અર્થો તો કેવી રીતે હોય ત્યા ?
અર્થોથી તો અટકવાનુ હોય
આ બાજુ
શબ્દોથી તે સરકવાનુ હોય
તે બાજુ

(સ્વવાચકની શોધ પૃ ૯)

સામાજિક સંદર્ભમાથી ઊચકાઈ આવી અત્યત અગત બની 'અગત'મા રાવજી ભાષાને પણ નિજત્વથી ભરી ભરી કરી એના એક નવા-તાજા રૂપનો પરિચય આ રીતે કરાવે છે

ખુરશીમા ઝૂલની ડાળીઓ જોઈ શકાય છે
અને
ઘોડ ની નીચે એક બણબણતી બગાઈ સાક્ષી
પ્ર યેક ક્ષણે
મને વિતાડે છે
બગાઈ છે બાપડી ભલે
હું જીવતો છુ અ કઈ એ છુ!
હુંમ રા Boss જીનો Personal telephone
તમાકુના છે ડને ફુછેરીએ એવી કાળજીથી
ને કરીને પાલવુ છુ
હોય બાસ છે બિચારો ભલે
પણ હું જીવતો છુ એ કઈ ઓછુ છે!

(અનુસંધાન પૃ ૧૦૦)

## મહેશ શાહ

### ગીત

કોના વિના મને આવુ લાગે છે કેમ
આવુ લાગે છે આજ આવુ?
કોના વિના કહુ કોને કે કેમ આજ
આવુ લાગે છે આભ આઘુ?
પાલવની કોર એક ચીતરેલા મોરને ન
ગહેકયા વિનાનુ બીજુ કામ
વાયરો નિહાળુ આમ વહેતો ને તો ય
નહી અડકે એ અચનને આમ,
કોના વિના કહુ કોને કે કેમ આજ
જાદુ લાગે છે કયાક જાદુ?
ડુગરની છેક ટોચ ઉપર ચડીએ ને તો ય
અડકે નહીં ટેરવાને આભ
સાત સાત સાગરની પાર પણ જઈએ ને
તો ય તે ઠેલાય રે અમાપ
કોના વિના કહુ કોને કે કેમ આજ
ત્રાગુ લાગે છે કયાક ત્રાગ?

## મનોહર ત્રિવેદી

### સાંજ

દાણા ભરી ઊડી ગયા જયા પખી ચાચમા
ખેતર હવે લચી રહ્યુ છે ખાલી આભમા
ગાડે ચડીને જાય છે લો સીમ ગામમા
શેઢા કહે છે, 'આવજો' લઈ તૃણ હાથમા
ખરીઓ ઉડાડી જાય પછી ધૂળ મારગે
ખટકે છે આખી રાત ગહેરાની આખમા
ઘુટાતી સાજની એ તો રક્તિમ ઝાયમા
ભૂરી હવાઓ ઑકળાતી જાય આભમા

# કરુણતા અને કરુણાનું કાવ્ય

ઈલા પાઠક

એડિથ સિટ્‌વેલનાં કાવ્યોએ પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન અને ત્યાર પછી લંડનના કાવ્યરસિકોનાં મન હરી લીધાં હતાં ત્યારે એલિયટની કવિતા જાણીતી થઈ હતી. એલિયટ એકાંતે કવિતાદેવીની આરાધના કરતો હતો ત્યારે એડિથ સિટ્‌વેલ અને તેના બે કવિ ભાઈઓ–ઓઝબર્ટ અને સાશેવરલ–મળીને કાવ્યને લોકભોગ્ય બનાવવા પ્રયત્નો કરતાં હતાં. ૧૯૨૩માં એડિથે પોતાનાં અને મિત્રોનાં કાવ્યોનું જાહેરમાં વાચન કર્યું. પરદા પાછળ ઊભેલી એડિથના વાદ્યસંગીતના સાથમાં સંભળાયેલા અવાજે વંચાયેલાં કાવ્યો આકર્ષક બની રહ્યાં. ત્યારથી આ બહેન–ભાઈઓનાં કાવ્ય ઈંગ્લૅંડના રહેવાસીઓ માટે અગત્યનાં સર્જન બની ગયાં. જાહેર વાચન જ માત્ર નહિ, પણ કાવ્યનું સામયિક 'Wheels' શરૂ કરવામાં પણ એડિથે ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. એ પહેલાં શરૂ થયેલા અને હવે ડચકાં ખાતા સામયિક 'Georgian Poetry'ને આ સામયિક પડકાર સમું હતું.

આધુનિકતામાં એલિયટની બરોબરી કરે તેવી એડિથ સિટ્‌વેલની કાવ્યનિરૂપણરીતિ છે અને તેની સર્જકશક્તિ તેના યુગમાં ફક્ત એલિયટથી જ કંઈક ઊણી ઊતરે એવી કહી શકાય તેવી છે. સૌંદર્યની આરાધના ગળથૂથીમાંથી કરતી આવેલી એડિથને મન કાવ્યારાધના સહજ હતી. વિશ્વયુદ્ધથી સર્જાયેલી તારાજીથી તેનું મન ઉદ્વિગ્ન થયેલું છે અને પોતાના મનમાં રહેલી હતાશા એ પ્રતીકપ્રચુર શૈલીમાં રજૂ કરે છે. તેનાં આરંભનાં કાવ્યોમાં કટાક્ષ અને પ્રયોગશીલતા છે; પણ બીજા વિશ્વયુદ્ધના અરસામાં લખાયેલાં તેનાં કાવ્યોમાં પ્રગલ્ભ કવયિત્રીનાં દર્શન થાય છે. તેનું દર્શન ઊંડી વેદનાથી ભરેલું છે, પણ કટાક્ષનું સ્થાન હમદર્દીએ લીધું છે અને અનેક પ્રયોગો પછી લાધેલી સામર્થ્યભરી શૈલી અને સહજ થયેલી અટપટી છંદરચના તેનાં કાવ્યોને મનોરમ સૌંદર્ય અર્પે છે.

પ્રસ્તુત કાવ્ય બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન રચાયેલું છે. એડિથ સિટ્‌વેલ યુદ્ધની ભયકરતા નિરૂપતાં ઉન્નત ચિંતનમાં સરે છે અને તેમ કરતાં વિદ્વત્તાભર્યા ચિંતનમાં એલિયટની જેમ ખોવાઈ ન જતાં તે મૂળ ઊર્મિનો દોર તંગ ખેંચેલો જ રાખે છે. યુદ્ધને લીધે હેરાન થતાં માનવીઓનાં દુઃખ સાથે તે તાદાત્મ્ય સાધે છે અને તેમ કરતાં ઊંડી ધાર્મિક વૃત્તિ સતેજ થાય છે. ઈસુના બલિદાનનું સ્મરણ થતાં તેને સાંત્વન મળે છે ને તેથી કંઈક રાહત અનુભવાતી જણાય છે. તેનાં આ સમયનાં બધાં કાવ્યોમાં, 'Terrible beauty'નાં દર્શન થાય છે, કારણ ભયંકરતાનું ચિત્રણ કરતી તેની કાવ્યરીતિ ચિત્તાકર્ષક હોય છે.

'Still falls the Rain' શીર્ષક સાથે જ ૧૯૪૦ની બૉમ્બવર્ષાનો ઉલ્લેખ છે. સમય પણ નોંધ્યો છે : રાત્રી અને પરોઢ. વર્ષા ખરી, પણ કવિ માત્ર માટે વર્ષા પુનર્જીવનનું પ્રતીક રહે છે. વર્ષા કેવી ? માનવની દુનિયા જેવી અંધારભરી અને આપણી ખોટ જેવી ઘેરી, શોકગ્રસ્ત. માનવો વેરભાવના અંધારામાં અથડાય છે, તેમનામાં જ્ઞાનનો ઉદય થયો નથી, નહિ તો આવી ક્રૂરતા આચરવા તે શેનો તત્પર થાય ? જ્ઞાનનો ઉદય થયો નથી તે જ મોટા સંતાપની વાત છે. માનવ જ્ઞાનનો ઉદય થવા દેતો નથી. જ્ઞાન પૃથ્વી પર ફેલાયાને એક હજાર નવસો ચાળીસ વર્ષ થયાં છતાં માનવી જાણી જોઈને અંધારામાં અટવાય છે. આ બૉમ્બવર્ષા ઈસુને ક્રૉસ પર ચઢાવ્યા ત્યારે તેને ભોંકેલા ઓગણીસસો ચાળીસ ખીલાઓની વર્ષા જેવી છે. માનવ માનવને હણે છે એટલું જ નહિ, ઈસુના સંદેશને અને તેના મૃત્યુને

અનુભવે છે. ફરી ફરીને ઈસુનો વધ થતો કવયિત્રી જુએ છે અને તે ઊંડી વેદનાનું કારણ છે.

બે ઉપમાઓ દ્વારા વર્ષાનો પરિચય કરાવ્યા પછી કવયિત્રી વર્ષાનું વર્ણન કરે છે. હજી બૉમ્બમારો ચાલુ જ છે એમ સૂચવવા બીજી કડીને આરંભે છે તેમ દરેક કડીના આરંભમાં 'Still falls the Rain' પંક્તિ મુકાઈ છે. બીજી કડીમાં વર્ષાનો રવ વર્ણવાયો છે. પડતા બૉમ્બનો અવાજ હૃદયના ધબકારા જેવો છે, પણ તે ધબકારા કેવા? પૉટરના ક્ષેત્રમાં વાગતા હથોડાના ઘાના એક સરખા અવાજ જેવા. પૉટરનું ક્ષેત્ર બાઈબલમાં ઉલ્લેખાયું છે. જુડાસે ઈસુને દગો દીધો પછી તરત તેને પસ્તાવો થયો તેથી દગો દેવાની કિંમત તરીકે લીધેલા ચાંદીના ત્રીસ સિક્કા તે પાદરીઓને પાછા વાળે છે. તે પૈસા લોહીની કિંમત હોવાથી પોતાની પાસે રાખવા ઠીક નહિ તેમ માની પાદરીઓ ઉપર્યુક્ત ક્ષેત્રમાં તે સિક્કા દાટી દે છે. અજાણ્યા મૃતદેહો દાટવા માટે આ ક્ષેત્ર ખપમાં લેવામાં આવે છે બૉમ્બવર્ષાનો અવાજ અજાણ્યા મૃતદેહોની શબપેટીઓ પર પડતા હથોડાના ઘા જેવો છે એવો અર્થ ઘટાવી શકાય. બૉમ્બ દ્વારા અજાણ્યા માનવો તેમના અજાણ્યા માનવબાંધવોને મૃત્યુને શરણે પહોંચાડી રહ્યા છે. બૉમ્બના અવાજ મૃત્યુના ઘંટનાદ છે. બૉમ્બમારાના અવાજ માટે બીજી ઉપમા લીધી છે–કબર પર ચાલતાં અપવિત્ર પગલાના અવાજ જેવો. આ અવાજ છે કબર પર ચાલતું ખોટું કામ લેખાતું આવ્યું છે, તે પર ચાલનારો મૃતદેહની પવિત્રતા જાળવતો નથી. બૉમ્બ-ના અવાજ તેવા પગલા સંભારી આપે છે. કબર પર ચાલવા કરતાં અનેકગણું મહાપાપ આ બૉમ્બમારા દ્વારા થાય છે. અનેક જીવતા માનવીઓ કબરમાં સુવાલાયક બની જાય છે હજી પણ વર્ષા ચાલુ જ છે તે સંભારી આપતા કવયિત્રી વળી પૉટરનું ક્ષેત્ર યાદ કરે છે. પૉટરના ક્ષેત્રમાં આ વરસાદ પડે છે–એ ક્ષેત્રનું બીજું નામ છે લોહીનું ક્ષેત્ર! લોહીની કિંમત સમા સિક્કા ત્યાં દટાયા હતા. જુડાસના લોભનું અને નિર્દોષ ઈસુના લોહીનું એ પ્રતીક બને છે તે ક્ષેત્રમાં–અને એ ક્ષેત્ર એટલે કેવું ક્ષેત્ર? કવયિત્રીને મન ત્યાં માનવની ક્ષુદ્ર ઇચ્છાઓ ઊછરે છે, તેની લોભવૃત્તિ વિકસે છે. આવાં માનવમનને સડવાનું એ ઠેકાણું છે. એ માનવમન કોની સાથે સડે છે તે પણ સૂચવાયું છે, કેન—બાઈબલમાં રજૂ થતો પહેલો ખૂની, જે પોતાના ભાઈ એબલનું ખૂન કરે છે—સાથે આવા માનવમન એ લોહીના ક્ષેત્રમાં સડે છે. પોતાના માનવબાંધવોને મારવા ઉત્સુક, લોભી સીમિત આકાંક્ષાવાળા અને હલકી વૃત્તિઓવાળા માનવીઓને બીજા કોની સાથે સરખાવી શકાય?

પોતાના માનવબંધુઓનું મૃત્યુ સર્જતા આ હલકા માનવીઓને ઈસુ કદી જીતી ગયા જ નથી એવું લાગે છે શું? પ્રેમનો સંદેશ તેમણે કદી જાણ્યો જ નથી શું? નિર્દોષજનોને તેઓ વારંવાર બલિ બનાવે છે–ઈસુને ફરી ફરી ક્રૉસ પર ચઢાવવા જેવું તેમનું કાર્ય છે. બૉમ્બવર્ષા હજી ચાલુ જ છે, ઈસુના પગ આગળ બૉમ્બ પડ્યે જાય છે, જાણે કે રોજ દિવસ રાત તેને વધસ્તંભ પર પુનઃ પુનઃ ચડાવવામાં આવે છે! હે ઈસુ, અમારા પર દયા કરો કેમ કે આ બૉમ્બમારામાં તો ગરીબ શું કે તવંગર શું, ડાઈવ્ઝ શું કે લેઝરસ શું, સૌની સ્થિતિ એક સરખી દયાજનક છે. આ કડીથી કાવ્ય ફંટાય છે. બૉમ્બમારાની અસરોનું વર્ણન કરતાં કવયિત્રી દયા પ્રાર્થે છે. અહીં ઈસુ માટે 'Starved Man' એવું નામ વાપર્યું છે. બાઈબલમાં ઉલ્લેખ છે કે ઈસુએ પોતાના અનુયાયીઓ સાથે છેલ્લું જમણ લીધું પછી બીજે દિવસે પકડાયા અને ત્યાર પછી વધસ્તંભ પર ચઢાવાયા ત્યાં સુધી તેમણે ખોરાક લીધો નહોતો, પાણી પણ નહોતું લીધું.

બૉમ્બમારાના વર્ણન દ્વારા તેનાથી નીપજતી અસરો કહેતાં કહેતાં કવયિત્રી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરવા પ્રવૃત્ત થાય છે. ઈસુને માનવજાત પર દયા કરવાની પ્રાર્થના છે, માનવે નોતરેલા આ મૃત્યુમાં સમગ્રતા

છે, દરેકને એકસરખી સજા છે. લેઝરસની વાત બાઈબલમાં એમ કહેવાઈ છે કે લેઝરસ એક ભિખારી છે, જે એક શ્રીમંતના જમવાના ટેબલ પાસે પડેલા ટુકડા માગે છે. તે પણ તેને મળતા નથી. લેઝરસના શરીર પરનાં ચાંદાં કૂતરાં ચાટે છે, શ્રીમંત તેની સામે પણ જોતો નથી. કાળે કરીને લેઝરસ અને શ્રીમંત મૃત્યુ પામે છે ત્યારે લેઝરસ સ્વર્ગમાં ઈશ્વર સમીપે છે અને શ્રીમંત નર્કની જ્વાળામાં શેકાય છે. ત્યારે શ્રીમંત લેઝરસને પાણીનું માત્ર એક ટીપું પોતાની જીભ પર મૂકી આપવા પ્રાર્થે છે કે જેથી નર્કની અનહદ બળતરામાં સહેજ શાંતિ મળે. ઈશ્વર ત્યારે કહે છે કે લેઝરસ માટે તે શક્ય નથી, કેમ કે તે બંનેની વચ્ચે ઘણું મોટું અંતર છે. બાઈબલની આ વાતમાં શ્રીમંતના નામનો ઉલ્લેખ નથી, પણ તેમના નામ પછીની પંક્તિમાંના શબ્દો ‘sore’ અને ‘gold’ લેઝરસ અને શ્રીમંતનો નિર્દેશ કરે છે. sore–ચાંદા–દ્વારા ગરીબ લેઝરસનો અને ‘gold’ દ્વારા શ્રીમંતનો ઉલ્લેખ થયો છે તેથી કવયિત્રીએ શ્રીમંત માટે ડાઈવ્ઝ નામ કલ્પ્યું છે તેમ માનીએ, એમણે આ કાવ્ય રચ્યા પછી છ વર્ષે, ૧૯૪૬માં, ‘The Shadow of Cain’ નામક એક ફિલસૂફીભર્યું કાવ્ય રચ્યું, જેમાં આધુનિક જીવનની કટોકટી અને તેના અર્થનું સૂચન સમાયું છે. વિવેચકોએ તે કાવ્યને ક્રાંતદર્શી ભવિષ્યવાણીવાળું સમર્થ કાવ્ય કહી બિરદાવ્યું છે. એ કાવ્યમાં અણુબૉમ્બથી નીપજતા સર્વનાશ પછી બે માનવાર્ધો રહ્યા છે તેવું નિરૂપણ છે. એક માનવનાં બે અડધિયાંને નામ અપાયાં છે લેઝરસ અને ડાઈવ્ઝ. બંને પાસે સોનાનું પ્રતીક છે, લેઝરસ પાસે સોનું તે જીવાડતા ઘઉંના પ્રતીક રૂપે છે તો ડાઈવ્ઝ પાસે મૃત્યુ અને ભ્રષ્ટતાના પ્રતીકરૂપે સોનું છે. આ બંનેનો વિવાદ ચાલે છે. તેમાંથી છેવટે એક યોગ્ય સમજણ ઊભી થઈ એક નવું એકમ રચાશે જે પૂર્ણ માનવ ઈસુસમું હશે તેની રજૂઆત થઈ છે. ડાઈવ્ઝ, આમ, બાઈબલમાં ઉલ્લેખાયેલું પાત્ર નથી, પણ લોભી ભ્રષ્ટ શ્રીમંત માટે કવયિત્રીએ પસંદ કરેલું નામ છે. આ બૉમ્બમારાને પાપી અને પુણ્યશાળીનો ભેદ નથી, ડાઈવ્ઝ કે લેઝરસ સૌ સરખા છે, કવયિત્રી સૌ માટે લોભીજનો તેમજ પીડિતો માટે ઈસુની દયા પ્રાર્થે છે.

ચોથી કડીમાં કવયિત્રીની શ્રદ્ધાને વાચા મળે છે. હજી વર્ષા ચાલુ છે, તેમ જ અન્યનાં પાપ ધોવા પ્રવૃત્ત થયેલા ઈસુના બલિની અગત્ય નાશ પામી નથી. ઈસુનાં પાસાંમાંથી હજી રક્ત વહેવું ચાલુ છે, વધસ્તંભ પરની તેની વેદનાનો હજી અંત આવ્યો નથી. અનેકો માટે અનુકંપા ધરી રહેલા ઈસુના હૃદયમાં સઘળા ઘા સહેવાનું સામર્થ્ય છે. પાપનો અંત નથી, તો ઈસુના ધૈર્યનો, પ્રેમનો પણ અંત નથી. બધા ઘા હૃદયમાં સમાવે છે. ક્રૂરતાએ દીધેલા કેવા કેવા ઘાવ? કવયિત્રી તેનું વર્ણન કરે છે. પહેલાં સ્મરે છે ઈસુએ પોતે જ પોતા પર પડવા દીધેલા ઘાવ. માનવમાત્રના પાપ માટે આપમેળે વધસ્તંભ પર ચઢી વેદના સહેવા તૈયાર થએલા ઈસુ જેવા જ્ઞાની પર પડેલા ઘાવ કે જે ઘાએ તેની જીવનજ્યોત બુઝાવી નાખી. નિર્દોષ દૈવી પ્રેમ સામે અજ્ઞાન માનવક્રૂરતાના એ ઘા હતા. અજ્ઞાન, અબુધ માનવી પર દુષ્ટોએ કરેલા ઘા, રીંછ પાછળ કૂતરા દોડાવી તેને નિઃસહાય દશામાં મૂકી દઈ આંસુ નીતરતી આંખોવાળા તે રીંછ પર શિકારીના અનુચરોએ કરેલા ઘા કે શિકાર બનતા સસલાનાં આંસુ–બધાંના ઘા પ્રત્યે હમદર્દી બતાવતાં ઈસુ તેમની વેદના સહે છે. નિઃસહાય બનેલું રીંછ અને મરતું સસલું નિઃસહાય માનવીઓ માટે કલ્પેલાં રૂપકો છે તે સહેજે સમજાય તેવું છે. નિરાધાર પોતાનાં દુઃખ રોવામાંથી ઊંચો આવે ત્યારે કોણ કોણ ઘા કરે છે તેનો વિચાર કરે ને? તેણે તો સહ્યે જ છૂટકો! પણ તેની વેદના પોતા પર ખમી લેવાવાળું કોઈ છે તેવો વિશ્વાસ અહીં વ્યક્ત થયો છે. બૉમ્બવર્ષા થયે જ જાય છે, તો ઈસુના બલિનું માહાત્મ્ય પણ હજી ઓસર્યું નથી.

ઈસુને વધસ્તંભ પર ચઢાવ્યા પછી તેમના પડખામાં કોઈએ ભાલો ભોંક્યો અને લોહીની ધારા વહેવી શરૂ થએલી તેવો બાઈબલમાં ઉલ્લેખ છે ઈસુને વધસ્તંભ પર ચડાવવા એ ક્રૂરતા હતી જ પણ નિ સહાય, ક્રૉસ પર ચઢેલા, ઈસુના પડખામાં ઘા કરવો તે તો દુષ્ટતાની પરિસીમા જ લેખાય તે ઘામાથી લોહી હજી વહે છે માનવ દુષ્ટના આચરતો અટક્યો નથી અને ત્યારની જેમ આજે પણ ઈસુ ઔદાર્યથી તે સહે છે

પાચમી કડી આવતા પણ પહેલી પંક્તિમા નોંધ્યું છે હજી બૉમવર્ષા ચાલુ છે—તો—? તો કવયિત્રી પૂછે છે કૂદીને ઈશ્વર પાસે પહોચી જાઉં, પણ—મને નીચે કોણ ખેંચે છે? જુઓ જુઓ, ઉપર આકાશમા ઈસુનુ લોહી વહે છે ઝાડ પર તે મૃત્યુ પામે તેવો ખીલો તેના ભાલે દઈ તેને લટકાવ્યો હતો તે ઘામાથી લોહી વહે છે તે તરસ્યો હતો (બાઈબલમા આ હકીકત ઉલ્લેખાઈ છે કે મૃ યુ પહેલા વધસ્તભ પરથી ઈસુએ કહ્યુ હતું કે 'તરસ લાગી છે') અને તેનુ હૃદય દુનિયાના સઘળા પરિતાપ સંગ્રહે છે તેના ભાલ પર વેદના છે, મરતા સીઝરના લોરેલના તાજમઢ્યા ભાલ પર હતી તેવી મિત્રોની બેવફાઈને લીધે ઉઠી આવેલી કાળી વેદના છે સીઝરના મિત્રોએ બેવફા નીવડી તેને માર્યો હતો, ઈસુને જુડાસની દગાબાજીનો ભોગ બનવુ પડ્યુ હતું બને વચ્ચે દેખીતુ સામ્ય છે

કવયિત્રીની વાણીમા ચિત્કાર છે પ્રભુની પાસે પહોચી જવાની તમન્ના છે પોતાની વાણી ક્યાક ઓછી અધૂરી પડશે તો (?)



# EDITH SITWELL

## STILL FALLS THE RAIN

*The raids 1940 Night and Dawn*

Still falls the Rain–
Dark as the world of man black as our loss–
Blind as the nineteen hundred and forty nails
Upon the Cross

Still falls the Rain
With a sound like the pulse of the heart that is changed to the hammer beat
In the Potter s Field and the sound of the impious feet
On the Tomb
Still falls the Rain
In the Field of Blood where the small hopes breed and the human brain
Nurtures its greed that worm with the brow of Cain

Still falls the Rain
At the feet of the Starved Man hung upon the Cross
Christ that each day each night nails there have mercy on us
On Dives and on Lazarus
Under the Rain the sore and the gold are as one

Still falls the Rain
Still falls the Blood from the Starved Man s wounded Side
He bears in His Heart all wounds– those of the light that died
The last faint spark
In the self murdered heart the wounds of the sad uncomprehending dark
The wounds of the baited bear –
The blind and weeping bear whom the keepers beat
On his helpless flesh the tears of the hunted hare

Still falls the Rain–
Then–O IIe leape up to my God: who pulles me doune–
See, see where Christ's blood streames in the
firmament:
It flows from the Brow we nailed upon the tree
Deep to the dying, to the thirsting heart
That holds the fires of the world,–dark-smirched
with pain
As Caesar's laurel crown.

Then sounds the voice of One who like the heart
of man
Was once a child who among beasts has lain–
'Still do I love, still shed my innocent light, my
Blood, for thee.'

ેમ વિચારીને કવયિત્રીએ આ આખો પદ્યફકરો માર્લોના ૉક્ટર ફૉસ્ટસ' નામક નાટકમાથી લઈ અહીં મૂકી દીધો ે. ફૉસ્ટસને, સેતાનને પોતે આપેલું વચન પાળવાનો સમય ાાવી પહોચ્યો છે, સેતાનને પોતાની જાત તેણે સોંપી વાની છે. તે ઇચ્છે છે કે કૂદીને પ્રભુ પાસે પહોંચી જવાય ા કેવું! પણ, મને નીચે કોણ ખેંચે છે? ફૉસ્ટસની નોવેદના ઊંડી છે, વેધક છે. પોતાની વેદનાનિરૂપવા વયિત્રી તેના જ શબ્દોની મદદ લે છે, પોતાનો શબ્દ-ભવ ઓછો પડ્યો એટલે કદાચ નહીં પણ ઊર્મિના તાર મેવા તંગ ખેંચાયા છે કે તનાવ ટકાવી રાખવા તેવી જ ઊંડી ર્મિ વ્યક્ત કરતા શબ્દો તેને મદદકર્તા થઈ પડે. સાહિત્યના સિયાને કવયિત્રીની વેદના પાછળ ફૉસ્ટસના આર્તનાદના ણકારા સંભળાય છે. ફૉસ્ટસ અને સેતાનનું દ્વન્દ્વ છે તેવું ાનવજાતનું અને તેમાં વેરાયેલા પડેલા થોડા દુષ્ટોનું દ્વન્દ્વ ે. ફૉસ્ટસની અને નિરાધાર માનવને વાચા આપતી વયિત્રીની આકાંક્ષા છે પ્રભુની દયા પામવાની. ઈસુનું ાેહી તેના આત્મબલિદાનનું સૂચક છે, તેણે સર્વનાં પાપ ાેતાને માથે ઓઢી લીધાં છે. તે સાંપ્રતમાં પણ તેમ જ કરે વી ઇચ્છા અહીં વ્યક્ત થઈ છે.

છેલ્લી ત્રણ લીટીમાં આ શ્રદ્ધા નિશ્ચતપણે રજૂ થઈ છે. આ ત્રસ્ત દુનિયામાં ત્યારે એક અવાજ સંભળાય છે, જે એક વાર બાળક હતો અને પશુ વચ્ચે રહ્યો હતો (ઈસુ કોઢમાં જન્મ્યા હતા તેનો ઉલ્લેખ?) તેનો અવાજ સંભળાય છે: "હું હજી ચાહું છું, તારે માટે હજી મારું નિર્દોષ તેજ રેલાવું છું, મારું લોહી પણ." આ શ્રદ્ધાભર્યા વચનથી કાવ્ય પૂરું થાય છે. આ વેરાન મરુભૂમિ બની ગયેલી એલિયટે કલ્પેલી 'wasteland' જેવી દુનિયામાં કવયિત્રીને મીઠી વીરડીનાં દર્શન થાય છે. ઈશ્વરના નિર્દોષ પ્રેમથી માનવ-જાત અજ્ઞાનમાંથી જ્ઞાનના પ્રકાશ તરફ વળશે, અધમતામાંથી માનવતા તરફ વળશે, કંડી ક્રૂરતાનું સ્થાન માનવબંધુભાવ લેશે, માનવોને એકમેક પ્રત્યે સમભાવ થશે. ઈશ્વરના આશીર્વાદ ત્રસ્ત માનવ-જાત પર ઊતરશે.

અવિરત બૉંબવર્ષાની સભાનતા કરાવતો શબ્દ 'Still' છેલ્લી લીટીમાં બે વાર વપરાયો છે, હજી બૉંબવર્ષા ચાલુ છે, તો હજી ઈસુના પ્રેમની વર્ષા પણ ચાલુ જ છે તેનું ત્યારે મોટું આશ્વાસન છે. છેલ્લી લીટીના શબ્દો ચોથી કડીમાંના 'Still falls the Blood' નો પડઘો પાડે છે. ચોથી કડીમાંની પહેલી બે લીટીમાં 'still falls'નું પુનરુચ્ચારણ છે, પણ 'Rain'ની જગ્યા 'Blood' લે છે ત્યાં કવયિત્રીની શ્રદ્ધા સ્ફુટ થતી જણાય છે. આગલી કડીમાં દયા પ્રાર્થી પછી તરત શ્રદ્ધા વ્યક્ત કરતી કવયિત્રીનો વિશ્વાસ છેલ્લી કડીમાં જુસ્સાપૂર્વક અભિ-વ્યક્ત થયો છે. કવયિત્રીએ શીર્ષકમાં સૂચવ્યું છે કે ૧૯૪૦માં થયેલા બૉમ્બમારા વખતે આ કાવ્ય રચાયું છે. તે સાથે સમયનોંધ પણ મૂકી છે–રાત્રિ અને પરોઢ. અજ્ઞાનનું તિમિર અલોપ થઇ જ્ઞાનનો જ્યોતિ પ્રકાશવા માંડશે એવું સૂચન ત્યાંથી જ નથી મળી જતું શું?!

કાવ્યમાં રજૂ થયેલી ઉપમાઓ પ્રસ્તુત ખ્યાલને વધુ ઘેરો બનાવવામાં સફળ થાય છે. વર્ષા માટેની પહેલી

કડીમાની બે ઉપમાઓ બૉમ્બવર્ષાને ઈસુ પર દુષ્ટોએ ગુજારેલા સીતમ સાથે જોડી દેવામા સમર્થ નીવડે છે બીજી ઉપમા–black as our loss–દ્વારા માનવ જીવહાનિ તેમજ ઈસુની હત્યા બનેની ખોટ સૂચવી જાય છે બૉમ્બમારાના અવાજ માટે લીધલી ઉપમા માનવની લોભવૃત્તિ અને દગાબાજી ઈસુને માટે પણ કેવા દુ ખકારી નીવડયા હતા તે તરફ માત્ર અગુલિનિર્દેશ કરે છે જે રજૂઆત કરવાની છે તે જ એટલી વેધક છે કે તે પરથી બીજે ધ્યાન ખસેડવાની કવયિત્રીની વૃત્તિ થતી જ નથી પોતના ચિત્કાર વધુ અસરકારક બનાવવા તે પ્રખ્યાત કવિના શબ્દોનો ઉપયોગ પણ કરી લે છે

કાવ્યમા વપરાયેલો છદ અનિયમિત છે, પણ તેમા એક પ્રકારની સવાદિતા છે મોટા ભાગની પક્તિઓ blank verseના માપની એટલે કે iambic pentameterમા ઢાળેલી છે અર્ધી પક્તિઓ તેમજ ઘણી લબાવેલી પક્તિઓ, સામાન્ય દસ કરતા વધીને સોળ સત્તર પદ વાળી પાચને બદલે છ સાત કે આઠ એકમ–foot—વાળી પક્તિઓ પણ છે, તો કોઈક પક્તિમા પાચ સ્વરભારનુ આયોજન છે, પદ અને એકમ ભલે વધુ હોય પહેલી કડીમા અર્ધી પક્તિઓ ઉપરાત iambic penta meter ના માપની સામાન્ય લબાઈ–દસ પદ અને પાચ એકમવાળી પક્તિઓ છે બીજી કડીમા અર્ધી પક્તિ પછી તરત જ ખૂબ લાબી એક પક્તિ, પછી તેથી કૈક ટૂકાવેલી પણ પાચ કરતા વધુ સ્વરભારવાળી પક્તિઓ છે અને પાછી અર્ધી પક્તિ મુકાઈ છે પહેલી પક્તિના પુનરુચ્ચારણ પછી ફરી લબાવેલી એક પક્તિ અને ત્યાર પછી સામાન્ય લબાઈની પક્તિથી કડી પૂરી થાય છે ા લાબી પક્તિઓમા અત્યાનુપ્રાસ ધ્યાન ખેંચે એવો ીજી અને ચોથી કડીઓમા વચ્ચેની પક્તિઓનો ામ અને છેલ્લી પક્તિનુ સામાન્ય લબાઈનું માપ ાવર્તિત થાય છે ચોથી કડીમા અનુપ્રાસમા લાબી ક્તિ સાથે ટૂકી પક્તિ જોડાઈ છે એવુ કે છઠ્ઠી અને આઠમી પક્તિનો પ્રાસ જોડયો છે એવુ વૈવિધ્ય પણ છે ઉપાન્ત્ય કડી કવિ માર્લોના નાટકમાથી લીધી હોઈ સામાન્ય લબાઈની અને તેમા પ્રાપ્ત વૈવિધ્યવાળી છે તેની શરૂઆતમા પણ શીર્ષકની પુનરુક્તિવાળી અર્ધી કડી કાવ્યમાનુ ભયકરતાના ઓળા પાથરતુ પુનરુચ્ચારણ ચાલુ રાખે છે છેલ્લી કડીમા આ ત્રણે પ્રકાર—પાચ સ્વરભાર–હૉપકિન્સનો 'સ્પ્રગ રીધમ' સભારી આપે એવુ આયોજન–વાળી પક્તિ પછી દસ પદવાળી iambic પક્તિ અને અતે વધુ લબાઈવાળી પક્તિ મૂકી છે છેલ્લી કડીમાની ત્રણમાની પહેલી બે પક્તિઓ પ્રાસબદ્ધ છે પહેલી કડીથી કાવ્યનો છદ નક્કી થાય છે, બીજી કડીઓમા ત્યાથી અન્યત્ર વિહાર થયા પછી ઉપાન્ત્ય કડી મૂળ છદ પર પાછી આવે છે અને ત્રણ પક્તિવાળી કડીમા દરેક પ્રકારનુ સમાપન છે આમ દેખીતા અનિયમિત છદમા કૈક એકરાગ આણવાનો પ્રયત્ન થયો જણાય છે પરિણામે પુનરાવર્તિત પ્રથમ પક્તિ તો ચિરસ્મરણીય બને છે પણ તે ઉપરાત આખા કાવ્યનુ સગીત વાચકના મનમા ઘોળાયા કરે છે

એડિથ સિટ્વેલનુ આ કાવ્ય ઊંડી શ્રદ્ધાનુ કાવ્ય છે તેની પડછે આજની છિન્નભિન્ન થતી દુનિયા છે દુખિયારા માનવો છે અને ક્રૂર વ્યવસ્થાઓ છે આ સમયે રચાયેલા બધા કાવ્યોમા ગહન ચિંતન અને શ્રદ્ધા વ્યક્ત થયા છે કવયિત્રીના હૃદયમા વેદના છે, મન હતાશ છે, વાણીમા ચિત્કાર છે, પણ ક્યાકથી શ્રદ્ધાની સરવાણી ફૂટી સઘળુ સહ્ય બનાવે છે વર્ષા પછી વસત જરૂર આવશે, રાત્રી પછી પરોઢ થશે એવી શ્રદ્ધા જ યુદ્ધપીડિત માનવોમા જીવન સહ્ય બનાવે આપણા પીડાગ્રસ્ત જીવનને પણ કવયિત્રીની શ્રદ્ધા જેવી શ્રદ્ધા સહ્ય બનાવી શકે એવુ આશ્વાસન આ કાવ્યમાથી મળી રહે તેમ છે વાચક કાવ્યમાના ચિંતનને વાગોળતો થઈ જાય તેવુ તેની શબ્દરચનાનું સગીત છે પ્રથમ પક્તિના આવર્તનો, ઉપાન્ત્ય કડીમા વ્યક્ત થયેલો ચિત્કાર અને અન્ત્ય કડીમાનો શ્રદ્ધાનો રણકો અવિસ્મરણીય તેમજ આહ્લાદક છે કાવ્યમા જેટલી ભયકરતા છે તેટલું જ સૌંદર્ય છે, સૌંદર્ય તેમા વ્યક્ત થતી શ્રદ્ધાનુ તેટલું જ કવનરીતિનુ □

(અનુ પૃ ૯૨ પરથી)

ઘરમા મોટેથી તો હસાય જ નહીં
સૅંધામા ખણુજ આવે ને તો ય માણુ
વધુરાય જ નહીં
હોય ત્યારે ઘર છે બચારું ભલે
પણ હું જીવતો છુ એ કઈ ઓછું છે
યદા યદા હિ ધમસ્ય
મૂક કરોતિ વાળો શ્લોક રમરતો હોઉં છું ત્યારે
ડોકરશાસ્ત્રની ચઢી આવૃત્તિ જેવી બ ઘડી
મને રોજ હુસા મારીને રાત બગાડે છે
હોય સાલી એ છે તે ભલે

( અગત' ૫૩)

લય અને પ્રાસમાથી કાવ્યની વિશિષ્ટ ઈબારતો રચતા લાભશકર ઠાકરનો ભાષા યત્ન 'મારા નામને દરવાજે'મા અનેક સ્થળે ધ્યાનાર્હ બની રહ્યો છે

પર્વતની ઊ ચી ઊછળતી
ધારદાર
ખડબચડી કાળી ખડકાળી
તીણી રે ટોચો
આળીને અથડાતી
ઘડઘડ
હૃદયકમળની ખડબચ ખડબચ
પાદડીઓ છૂદાય
અમારા હૃદયકમળની પાદડીઓ

( મારા નામને દરવાજે પૃ ૨૦)

ગુજરાતીમા ઈ ૧૯૫૫ પછીના અનેક આધુનિક કવિઓ આ પ્રકારની સભાનતા સાથે ભાષાને વિશિષ્ટ ઢબે યોજે છે આવી કૃતિમા કવિનો ભાષાયત્ન જ આસ્વાદ્ય બનતો હોય છે જમાને જમાને કાવ્યની વિભાવના બદલાતી રહી છે એના રચના ઘટકો વિશે મતમતાન્તરો રહ્યા છે કવિતાનો ગાડપણ સાથે નાતો જોડનાર અને એને પ્રેરણાનું પરિણામ લેખનાર માનવી જ આજે એને બૌદ્ધિકતાની નીપજ લેખતો થયો છે સમાજ અને સસ્કૃતિ સાથે કાવ્યનુ અભિન્નત્વ જોનાર જ આજે એને છેક અન્ અર્થ કરી એના શુદ્ધતમ રૂપને પ્રગટાવવા મથી રહ્યો છે પણ આ બધી વખતે કવિના પાસેથી જાગરૂક ભાવકની અપેક્ષા એક માત્ર આનદોપલબ્ધિની રહી છે પોતાનુ આખુ અગ સકોચીને પોતાનામાં રત બદ્ધ થઈ ગયેલો આધુનિક કવિ ભાષાને શબ્દને અગત બનીને ઉએળતો જણાય છે પોતાના જમાનાને અનુરૂપ, કાવ્યને ન ન રૂપે અવતારવાનુ એનુ આ કાર્ય એને કરવુ જોઈએ એ રીતે જ એ કરી રહ્યો છે એનો ઉપક્રમ સૌંદર્યપરક હોઈ એક ભાવક તરીકે એની એ પ્રવૃત્તિમા ઈન્વોલ્વ થવુ ગમે છે

જગદીશ ત્રિવેદી

## ભીડભીડની વચ્ચે

હજી મને એકલતા શાની ખટકે?

આ ભર્યાભાદર્યા શ્હેર મહીં
આ ભીડ ભીડ ને ભીડ તણા
મને ભચોભચ છરા વાગતા!—
આશ્ચર્ય!
ના રક્તતણું ઝમતુ એકાદુ બિંદુ—
અરે ચકામુ પણ ના ઊપસે!
હશે આટલી જરઠ ચામડી મારી!

આ ભીડ ભીડ ને ભીડ
છતાય કેમ લાગતી બીક?—
મધ્યરાત્રિએ અડાબીડ વગડામા
કોઈ તરુની ડાળ ઉપર કો યાત્રિક
નિજના સુણી હૃદય તણા ધબકારા ધ્રૂજ—
અને હાથથી જાય સરકતી ડાળ—
—મુજને એવી બીક કશી કઈ ધ્રજવે?
આ ભીડભીડની વચ્ચે
હજી મને એકલતા શાની ખટકે?

વીરુ પુરોહિત

## વર્ષા

બચપણમાં ભેરુઓએ મારેલી ટાપલી શો
પડતો વરસાદ મારે છાપરે!

બેગમ અખ્તરની કોઈ ઠુમરી શો સૂર
મારી ભીંતોમાં ઓચિંતો જાગતો,
પાગલની જેમ હાથ ફેલાવી જીવ
હવે સૌ પાસે કંઈનું કંઈ માગતો,
પાણી અડકયાની જેમ અડકું છું તુજને
ને મારું બે પક્ષી એક કાંકરે!
બચપણમાં ભેરુઓએ મારેલી ટાપલી શો
પડતો વરસાદ મારે છાપરે!

બાળકનું માથું પંપાળતી હો' મા
એમ દૃષ્ટિ ફરે છે લીલા ઘાસ પર,
ખેડૂતની છોકરીનું ચોંટી જાય ચિત્ત
એવાં ખીલે છે ફૂલ આજ ચાસ પર,
નેવાંની ધાર વચ્ચે એવો જણાઉં
જાણે ઘેરાયો મોલ કોઇ ખેતરે!
બચપણમાં ભેરુઓએ મારેલી ટાપલી શો
પડતો વરસાદ મારે છાપરે!

જિતેન્દ્ર કા. વ્યાસ

## ક્ષણો રોમાંચની

રોજ સંસારે ક્ષણો રોમાંચની
પથ્થરો જે મેંદીને વાટી ગયા!

નાગ ડોલ્યો, કિન્તુ મોવર ફૂંકતાં
ગારુડીના ગાલ બે ફાટી ગયા!

એ ઝિલાવા હોંશથી સામે જતાં,
આયનાઓ કેટલા ખાટી ગયા!

સ્વપ્ન મારાં કબ્રમાં યે પાંગર્યાં,
જો મજારે એ મને દાટી ગયા!

## આહમદ મકરાણી

### બે મુક્તક

**બોલાવ મા**

આભને તુ સાવ નીચું લાવ મા;
પાંખને તું આટલા ફેલાવ મા.
પાર મારાથી ગયો છું નીકળી;
સાદ દઈને તું મને બોલાવ મા.

**શું કરું?**

લાગણીને નામ આપી શું કરું?
શક્યતાને ઠામ આપી શું કરું?
હું જ પકડાયો હવે મારા થકી
અન્યને ઈનામ આપી શું કરું?

## મૂળશંકર ત્રિવેદી 'પૂજક'

### છું

ઉપેક્ષા તણા અંધકારે મઢી;
તમારી જ ઇચ્છાની તસવીર છું.

હથેળીની રેખા લીલીછમ છતાં;
કદી બર ન આવે તકદીર છું.

ક્ષિતિજે ઊછળતો કો દરિયો ભલે;
ફક્ત ઝાંઝવાની જ તાસીર છું.

છું તરબોળ કેવળ નિજાનંદમાં;
છતાં લોક માને છે દિલગીર છું.

અપેક્ષા પછી સાથની ક્યાં રહે?
કો શૂન્યાવકાશે છૂટ્યું તીર છું.

## સાગર નવસારવી

### ટ્રેનમાં

વિશ્વ આ લટકી રહ્યું છે ટ્રેનમાં
આમ ક્યાં છટકી રહ્યું છે ટ્રેનમાં?

યુગયુગોથી પંથ નિષ્ફળ કાપતું
આ નગર અટકી રહ્યું છે ટ્રેનમાં.

પર્ણ લીલાં આવિયાં, પીળાં ખરે,
આયખું ખટકી રહ્યું છે ટ્રેનમાં.

ધન ધરમનું, કર્મોનું ભાથું લીધું,
તો ય કંઈ ખટકી રહ્યું છે ટ્રેનમાં.

કંઈ મુસાફરનું પગેરું લઈ મરણ,
શોધમાં ભટકી રહ્યું છે ટ્રેનમાં.

## ગોવિંદભાઈ પટેલ

### તારા છંદો

ભૂમા! તારા મબલખ લહી છંદ, આ ઊર્મિઓનો
હૈયે કેવો લસલસ થતો રાસ આનંદ પ્રેર્યો!

હેમંતે તું ચપળ હરિણી થૈ અરણ્યો ખૂંદે શાં!
મંદાક્રાંતા થઈ શિશિરમાં અંગ સંકોરતી શી!
વાસંતી વા જરી અડકતાં થાતી શી પુષ્પિતાગ્રા!
આર્યા થૈને તપ તપી તપી ગ્રીષ્મમાં સોહતી શી?

ઔરંભામાં ગહન રમણે થાતી તું ઇન્દ્રવજ્રા,
ધીરી ધારે થઇ સુવદના ચારુ હાસ્યે સુહાતી;
સોનું ધારી થતી સુભગ તું શાલિની અન્નપૂર્ણા,
જ્યોત્સ્નાઆંજી નવરજનીમાં વૈશ્વદેવી થતી શી!

પૃથ્વીથી તું અધિક અચલા, તો ય તું પૃથ્વી મારી,
લોકેલોકે વસતી વરદા માલિની ચિત્તહારી.
તારા છંદે બનું શિખરિણી, સ્વાગતા કામ્ય તું શી!
દીપ્તા શું તું નિતનિત રહે, બોલ હે મંજુભાષી!

મ્હેકી ઊઠી તુજ શું ઉરની મારી અભ્યસ્ત પ્રીતિ,
ભૂમા! મારી ભવભવની તું સ્રગ્ધરા તેમ ગીતિ.

## મહેન્દ્ર સમીર

### શું કરું?

માનું છું કોઈ આવી મનાવે છે; શું કરું?
છલનાની કોઈ પ્યાસ બુઝાવે છે; શું કરું?

બ્હેરા સમયની આડશો ઘોંઘાટમાં હવે,
કે કેટલીય ઠેસ લગાવે છે; શું કરું?

એની ફીકર નથી કે હવે શું થઈ જશે,
શું થઈ ગયું છે એ જ સતાવે છે; શું કરું?

ક્યાં લઈ જશે આ કાફલાવાળા ખબર નથી,
ચાલ્યા કરું છું જેમ ચલાવે છે; શું કરું?

જાઉં છું રોજ મસ્જિદેથી મયકદે 'સમીર'
ઝાહિદ ઊઠીને રાહ બતાવે છે; શું કરું?

## ડૉ. કિશોર મોદી

### તમે

યાદનાં હરણાં હવે પાળો તમે,
ફૂંપળો કિસ્મતતણી ભાળો તમે.

કેસૂડાની ઝંખનાના શ્વાસમાં,
પાનખરમાં જે પગે ચાલો તમે.

ઊંટ જે ઉન્માદના વર્તાય તે,
એ અનાગતને રણે ઝાલો તમે.

ઓગળે ડામર વળી અવસાદનો,
જો સડકને આહથી બાળો તમે.

વિસ્મરણ કીડો થઈ કરડે છતાં
નામની કંઈ આકૃતિ પાળો તમે?

¶ 'કવિતા ને કુન્દનને કાટ લાગે નહિ—ને કાટ લાગે તો તે કવિતા નહિ, કુન્દન નહિ.'

## 'આફતાબ' ઠાકોર

### બે હાઇકુ

(૧)
ડુંગરધારે
ચડી સૂર્ય મડદુ
ખીણમાં મૂકે.

(૨)
ખેતરવચ્ચે
જૂનો કોટ દાદાનો
ઉડાડે પંખી!

## યશવંત ત્રિવેદી

### વિષાદ છે મને સંબંધોનો

યુદ્ધો કરતાં ય ઝાઝો વિષાદ છે મને સંબંધોનો—
સંબંધો અને ફૂલોનુ ગણિત બેસાડતા મને આવડતુ નથી
સુખ વિષે નિશાળોમા છોકરાંઓને ભણાવી શકાય
છોકરાઓને સિંડ્રેલાની કાચની સુખી મોજડીઓ દેખાડી શકાય
પણ આદિવૃક્ષની ડાળ પર માથું પછાડી
મરી ગયેલા ક્રૌંચ પક્ષીની કથાના
વ્યાકરણમા બાળકોને ગમ પાડી શકાતો નથી.

ક્યારેક ડાયરેકટરની શરતચૂકને લીધે
પ્રેમના પાત્રની એન્ટ્રી જ બાકી રહી જતી હોય છે
તો ક્યારેક ઓડીઅન્સમાં ઘૂસી જતુ હોય છે દુર્ભાગ્ય!
જો કે આડત્રીસમે વર્ષે છાતીના વાળ ધોળા થઈ ગયેલો
કોઈ પણ નાટચકાર જાણે છે કે
કદાચ અહીં કોઇને ય કોઈના ઉપર પ્રેમ હોતો નથી!

ધર્મગ્રંથોના પાનાઓમાથી 'વફાદારી' શબ્દને
સાત સાત કરોડ મજૂરોએ
ડેઈનોથી નીચે ઉતારવા ફાંફા માર્યાં પછી
સ્ત્રીઓના ચરિત્રની જેમ આપણે શકાઓ સેવતાં થઈ
ગયા છીએ!

અહીં સંબંધનિરપેક્ષ અનાસક્તિ નથી...
અહીં કૃષ્ણ નથી—
મહાભારતની આ યુદ્ધભૂમિ પરથી ઘંટ ઉપાડુ કે ન ઉપાડુ?
ટિટોડીનુ બચ્ચુ નીચે જીવતુ હશે કે—

**ઉ. સાહિત્યકૃતિમાં રહેલું કાવ્ય તત્ત્વ એ જ એક સત્ય છે ને સત્ય અજરામર છે.**

## કનુભાઈ જાની

સખી! આ આવીને ઊભાં
વન! આ ઝાડી-ઝાંખરાં
દૃષ્ટિ આડે ઊભાં સામે!
કૈંક શૂન્યે ભર્યાં ભંઠ
ખરાબા ય હશે મહીં!
એકાકી આપણે પાછાં!
ને આ તો દિવસે ઢળ્યો!

સરી આવી પ્રતીચિ, જો,
સેંથે સિંદૂર ધારતી
દુહિતા આપણી જાણે!

હજી જાણે ગઈ કાલે
સેંથો સિંદૂરથી તવ
પુરાયો'તો, અને આજે!?

વળાવી દુહિતા આજે,
પાછાં શું એક-એકલાં
જાવાનું આપણે ય તે?
રંગ સિંદૂરની પેલે—
પાર રંગ કયો હશે?

યામિનીનો? સખી! જો, આ
ઢળ્યો સૂર; હવે વનો
કરે છે સાદ!
ચાલોને,
છોને સંધ્યા ઢળે
અને યામિનીએ ઢબૂરે છો
બન્નેને સાથ ચાદરે.

## શિલ્પિન્ થાનકી

### અપેક્ષા

મૌન રણમાં શબ્દની વણઝાર હો,
રેતમાં પદચિહ્નના આકાર હો,
આ ક્ષિતિજ ને એ ક્ષિતિજ વચ્ચે હવે
આપણા અસ્તિત્વના વિસ્તાર હો.

● વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ.

## બહેચરભાઈ ર. પટેલ

### ત્રીજું વિશ્વયુદ્ધ

વ્યાસ ઊંચા હાથ કરીને
'ના, ના' કહેતા રહ્યા, અને
'કાલોઽસ્મિ લોકક્ષયકૃત્ પ્રવૃદ્ધ :'
કરતાકને કૃષ્ણ ઘૂમી રહ્યા.
અર્જુનના ચક્ષુમાથી લાચારી
નીતરવા લાગી
'તેઓ શું કરે છે,
તેની તેમને ખબર નથી '
કહેતા ઇસુ ફરી ક્રોસ પર ઠોકાઇ ગયા,
અને
ખેતરની જુવાર વચ્ચે ઊભેલો ચાડિયો
તો આભો જ બની ગયો!
કુરુક્ષેત્રના મેદાનમા શ્રીકૃષ્ણે સાચવેલા
ટીટોડીના ઇંડા ફટાક દઈને ફૂટી ગયા,
અને
ત્રીજુ વિશ્વયુદ્ધ શરૂ થઈ ગયુ

જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાએલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય.



## શંભુપ્રસાદ જોશી

### શોધ

આજે કેદ્ર
મુક્ત
સભર અવકાશસીમમાં
હરણું મારું
હેલેહેલે ચરે
ઘાસ (સૂતરફેણીનું!)
ભીનુભીનુ...
ભમે મોજથી
વનનિર્ઝરશું...
હિમશુભ્ર પાષાણોમાં થૈ
ફાળ ભરંતુ
ઠેકે...ઠેકે...ઠેકે...
પવનવલ્લરી કેરાં
મઘમઘ
ફૂલફૂલને સૂંઘે
ઉન્માદે આનંદગંધની
પગલી પગલી હૂંઢે...
આકુળવ્યાકુળ
દૂરદૂરને નાકે...:
ક્ષિતિજનાં ધુમ્મસની પેલે પાર
ઘેરા ઘેરા ઊંડાણોમા
આછોધૂસર
દરવાજો તોતિંગ...
ઝળહળ ઝળહળ
તિરાડમાથી
ડોકાતો આવાસ
મુલાયમ...
મારું ગભરુ કસ્તુરીમૃગ શોચે:
દ્વાર ખૂલશે?
કદી લાધશે ગંધસ્રોત?

## ઈશ્વરભાઈ પટેલ

### આષાઢ

હું ગ્રીષ્મના પ્રખર ઘોમ થકી ઢળેલી
ઊંચી કરું ત્યાં નજર ત્યાં દલ છાઈ રૂ્હેતાં;
આ શું મધુ લસત પૂર્ણ પ્રફુલ્લ કંજ!
ગુંજારવે ભ્રમરને અવ ધન્ય જન્મ!
ના રામટેક અહીંયાં, નવ કાલિદાસ,
યક્ષો તણી નગરી ના, મમ ગેહ રિક્ત,
રે તો ય કોક ગણતી રહી દિન બેઠી,
ને ચક્ષુથી હૃદયનો અવ દીર્ઘ માર્ગ.
આ વીર્યવંત નવ મેઘ ઝરી રહંત,
મીઠી સુગંધ ધરતી ઋતુદાન મ્હેંકે,
ને બીજનાં વિવિધ પ્રોક્ષણ પૃથ્વીગર્ભે,
ધોરી તણી રણકતી ઘૂઘરી સુમંદ.
રોમાંચ આ મિલનનો તૃણ છાઈ રૂ્હેતાં,
ને દીપ્ત રાગ મિલને વિરહો તણા એ.

## ગિરીશ મકવાણા

### ગીત

આંખ્યુંમાં ઘેરાણી સગપણની વાદળીયું
અડક્યાના મોર સખી ગ્હેકે,
હોવાની યમુનામાં ડોકિયું કર્યું ન્યાં
એક ભીનોકચ પડછાયો મ્હેંકે....
ટેરવામાં સળવળતું નામ મીં તો
ચીતર્યું ન્યાં ભીંત્યું આ મોગરાનું વન્ન,
કાલ્ય સુધી ઝૂરવાના સૂરજ ધખતા'તા
શીળી નજરું વરસ્યાંના સખી દન્ન,
કહેણ આંખ્યુંનાં કેવડિયું મ્હેંકે...
આંગણીયે આવ્યાનો દીવો ધરીને હું તો
અક્ષરિયા અત્તરને બાળતી,
મળવાના માંડવડે, હરખ્યાની વેલ હેઠ
નજરુંના ઢોલિયા હું ઢાળતી,
મોર મળવાના ફળિયામાં ગ્હેંકે...

## રાજેશ વ્યાસ

એક તું ઝરમરતી ઝરમર આભની,
કોઈ કોરી ઠીબનું હું ઠીકરું.
સાંજના ખોળું મને હું યાદમાં,
ને સૂરજ ઊગતા સુધી હું નીતરું.
ભાગ્ય તો જેનું હશે એ ચૂમશે,
લાવ, મ્હેંદી થૈ હથેળી ચીતરું.
છે મને ભૂલી જવાનો હક તને,
આંખને છોડી શકે છે નીંદરું.
તો ય ઢાંકે છે ગરીબી અંગને,
આભમાં એકેક ઊડે ચીંથરું.
એમને જોયા પછીની આ દશા,
ખોળિયું લાગ્યા કરે છે પિંજરું.

**જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉધમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં.**

## શિલ્પિન્ થાનકી

### ઉદ્બોધન

રેતમા પગલા નવા છાપો હવે,
રંગ દુરંગ અસ્તિત્વના માપો હવે
આંખ સામે છો અનાગત ધૂન્ધળો—
છન્દનો ગતમાળના કાપો હવે
મન્દ્ર શબ્દોની તજો આરાધના
તારસપ્તક તાન આલાપો હવે
જીર્ણ જીવન મૂલ્ય કેરા ઝાંખરા
ઠેકેરથી બાળો અને તાપો હવે

વિષય ગમે તે હોય, ઉદાર કે હીન, ઉગ્ર વિકૃત કે શાન્ત, તેનુ સંપૂર્ણ 'ભાવન' વાચકને થવું જોઈએ તેના ચિત્તમા નિરૂપણ વ્યાપી જવું જોઈએ ત્યારે જ કાવ્યની કૃતાર્થતા છે



## કલેન્દ્ર

### શૂન્ય વિચારે

ચાલતા ચાલતા ઘણુ ઊંઘ્યો .
મિલો, કારખાના,
મોટરોના, આગગાડીના, નહી તો છેવટે
મારા સ્કૂટરના ઘૂઘવાટ જેવ ઘોર્યા જ કર્યું
પથારીમાથી ઊભો થાઉં ત્યાથી પથારીમા પાછો પડુ ત્યા સુધી
બસ કામનુ જ ઘેન !
એ ઘેનમા ને ઘેનમા ઘણી પતે કરી,
ઘણુ બબડ્યો, ઘણા પગ પછાડ્યા,
અર્ધ નિદ્રામા સ્વપ્ના ય જોયા,
આમ ને આમ .
હંમેશા ચાલ્યા નથી કરતુ વર્ષો વીતે છતા .
ક્યારેક ચકલીઓ ધૂળમા જેમ ખાડા કરે—
તેમ મારા મગજની ધૂળ ઊડે છે
ચાતકની જેમ મો પહોળુ કરીને
વીતેલ ઊંઘના બગાસા ખાઉં છુ
અષાઢના પ્રથમ દિવસની જેમ
એક દિવસ તો આવે જ છે
વાદળાનો વરઘોડો વર્ષારાણીને વરવા ચાલે—
—તેમ વિચારો ઊમટે છે
વિચારો મળવા આવે ત્યારે નવરાશ નથી મળતી
વિચારો,
વિચારોમાથી સ્ફુરણા
સ્ફુરણામા ઉપમાના રમકડા,
એ રમકડામાથી માગ્યા જેવા બાળકને મળતો આનંદ
શબ્દોના સાથિયા,
સાથિયાને જોવા ઊમટેલા મારા પ્રશસકો,
અને મારી તૃપ્તિનો છેલ્લો રંગ
—આવા સપ્તરંગી મેઘધનુષ જ્યારે જ્યારે
મગજના આકાશમા દેખાય ત્યારે .
ઊંઘમા ને ઊંઘમા ચાલ્યા જ કરુ છુ .

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

# દેશળજી પરમાર

ધીરુ પરીખ

ઊંડા આંતર્નાદે
ઊંચા આશાવાદે યુવકજન હો ! રાષ્ટ્ર રચવું;
પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું:
અમર ઇતિહાસે ભળી જવું.

કેટલીક વ્યક્તિઓ કીર્તિમંદિરના કળશ થવાનું ધારે છે, જ્યારે કેટલીક પાયાના પથ્થર બનવાનું નિર્ધારે છે. 'કુમાર' માસિકના તે આરંભકાળે ત્યાં મળતા સુહૃદો ગાંધીપ્રેર્યા દેશભક્તિના જુવાળે અને રાષ્ટ્રના નવનિર્માણની ભાવનાના ઉછાળે અભિરક્ત હતા ત્યારે રાષ્ટ્રોત્થાનમાં પાયાના પથ્થર બનવાની ઉન્નત ભાવના બચુભાઈ રાવતે એ મિત્રમંડળીમાં વહેતી મૂકેલી તેનું પ્રસ્તુત-રીતે પદ્યાવતરણ કરનાર દેશળજી પરમાર આવા એક નિર્ધારનિષ્ઠ નરવિશેષ હતા. ઉપર્યુક્ત ભાવાવેગ અને ભાવનાવેગથી ધબકતા, જીવન અને કવનને અભિન્ન લેખનાર દેશળજીભાઈનો જન્મ ૧૩-મી જાન્યુઆરી ૧૮૯૪ના રોજ સોરઠના સરદારગઢ ગામે રજપૂત પરિવારમાં થએલો. દાદા જીવાભાઈએ સત્તા સામે બહારવટું ખેડેલું તો પૌત્રે પણ જાણે જીવનમાં—વ્યક્તિજીવનમાં, સમાજ-જીવનમાં, રાષ્ટ્રજીવનમાં—વધી પડેલી ભ્રષ્ટતાની મહત્તા સામે અક્ષર કર્મ દ્વારા બહારવટું ખેડેલું. પિતા કાનજીભાઈ શરૂમાં તો નિરક્ષર; પરંતુ દાદાએ ગોંડલના ભાયાતી ગામ ગણોદના જે દરબારની ડેલીએ ચાકરી સ્વીકારેલી ત્યાંના સીદી કરીને એક શખસે કિશોર કાનજીભાઈને વાર્તાની ચટકી લગાડેલી, જેને પરિણામે ચોપડીઓ વાંચવાને મિષે ભણતર શરૂ કર્યું તે ગુજરાતી સાત ચોપડી પૂરી કરી, રાજકોટની 'હંટર ટ્રેઇનિંગ કૉલેજ ફૉર મેન'માં બે વર્ષ અભ્યાસ કરી, દરબારી ડેલીની ગુલામીને તિલાં-જલિ આપીને સ્વતંત્ર શિક્ષકપદની પ્રાપ્તિ કરી. એ સમયે એઓ શાળાના મેળાવડામાં સ્વાગત-ગીતો પણ રચતા. આમ દેશળજી-ભાઈ પિતા તરફથી સ્વમાન, સ્વાતંત્ર્ય, શિક્ષણ અને સાહિત્યના સંસ્કારો તથા માતા જીવીબાઈ મેઘાજી મકવાણા તરફથી નિષ્કપટ નિખાલસ હૃદયસંપત્તિ અને ઊર્મિ-ઉદ્રેક વારસામાં પામેલા.

પ્રાથમિક કેળવણી હાલારના લોધીકા ગામમાં પૂરી કરી એ-મણે માધ્યમિક શિક્ષણ રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં લીધું ને ઈ. ૧૯૧૨માં ત્યાંથી જ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી ભાવનગરની શામળદાસ કૉલેજમાં જોડાયા અને ઈ. ૧૯૧૬માં અંગ્રેજી તથા સંસ્કૃત વિષયો લઈ બી.એ.માં ઉત્તીર્ણ થયા. પછી તો કાયદા-શાસ્ત્રના અભ્યાસ માટે મુંબઈ ગયા. પણ પ્રથમ એલએલ.બી.માં બે વાર અનુત્તીર્ણ થતાં અભ્યાસમાંથી દિલ ઊઠી ગયું. વળી, પિતાજી પણ આથી નારાજ થયા અને પરિણામે કુટુંબમાં નાણાં-ભીડ ઊભી થતાં એમણે ઈ. ૧૯૧૮માં ગોંડલ હાઈસ્કૂલમાં શિક્ષક બની રજવાડી નોકરી સ્વીકારી. ત્યાં એમને બચુભાઈ રાવતનો આત્મીય સંગ મળી ગયો. ભાવનાથી ભર્યાંભર્યાં ભાવિ સ્વપ્નોનું સૃષ્ટિસર્જન થતું રહ્યું. એમાં ઉમેરાયા કવિશ્રી 'વિહારી', કલાકાર રવિશંકર પંડિત અને 'ધૂમકેતુ'. એમનો સાહિત્યજીવ કેળવા લાગ્યો. ત્યાં જ પ્રથમ બચુભાઈ રાવત અને પછી રવિ-શંકર પંડિત અમદાવાદ આવ્યા. આ મિત્રવિરહ એમને ખૂબ સાલ્યો. એમનો જીવ પણ અમદાવાદ આવવા તળેઉપર થઈ રહ્યો. આખરે અમદાવાદની 'વનિતા વિશ્રામ' શાળામાં શિક્ષક બની એમણે એ ઉધામો પાર પાડ્યો. અમદાવાદમાં રહી 'કુમાર' માસિક દ્વારા ભાવનામંડિત ગદ્યલેખો અને કાવ્યોનો સુભગ પરિપાક ગુર્જર ગિરાને ચરણે ધર્યો. પરંતુ શહેરની જડતામાં એમનો આત્મા પાછો ગૂંગળાવા લાગ્યો. અને નવેક વર્ષ બાદ ફરી ગોંડલ પાછા ફર્યા. ત્યાં રેવન્યુ ખાતાની નોકરી સ્વી-કારી મહાલના મહાલકારી અને નગરપાલિકાના પ્રમુખ તરીકે ભાયાવદર ગયા. આમ, ૧૯૧૮થી '૩૭ લગી ફેરબદલી સાથે પણ સ્થિર કહી શકાય તેવી નોકરી રહી.

પણ હવે એમના જીવનનદનું વહેણ બદલાયું. અંતરાભિ-મુખ બની હવે એઓ આધ્યાત્મિક દિશામાં ગતિ કરવા લાગ્યા. દરમિયાનમાં ૧૯૩૮ના મે માસમાં સૂરતની 'સાર્વજનિક એડ્યુ-કેશન સોસાએટી' સંચાલિત કન્યાશાળામાં ફરી શિક્ષક બન્યા. વળી બે વર્ષ બાદ અમદાવાદના એક બાલમંદિરમાં જોડાયા. બે વર્ષ ત્યાં ગાળી ઈ. ૧૯૪૨માં કપડવણજની રાષ્ટ્રીય શાળામાં શિક્ષક થયા. ત્યાંથી નોકરી છોડી થોડો સમય ગોંડલ રહી આ-ખરે તે કાળે કરાચીની અદ્વિતીય રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા 'શારદા મંદિર'માં એમણે શિક્ષણકાર્ય સ્વીકાર્યું. ત્યાં એમની આધ્યાત્મિક ભૂખ વધુ તીવ્ર બનતી જતી હતી. પોંડિચેરીના પરિચય અને સુન્દરમના પત્રવ્યવહારે એ ક્ષુધાને તોષી તો ખરી, પણ કરાચી-માં એમના દિલને અસુખ લાગવા માંડ્યું, અને ઈ. ૧૯૪૪ના ડિસેમ્બરમાં ફરી સૂરત પહોંચી ત્યાંના વર્તમાનપત્ર 'ગુજરાત મિત્ર'માં પત્રકાર થયા. ત્યાંથી ૧૯૪૬માં પાછા અમદાવાદ આવ્યા અને વિખ્યાત દૈનિક 'ગુજરાત સમાચાર'માં જોડાયા. વળી જીવ ઊડ્યો. એ જ વર્ષની ૧લી એપ્રિલે ફરી કરાચી જઈ 'શારદા મંદિર'માં કામગીરી શરૂ કરી. ત્યાં તો હિંદ-પાકિસ્તાનના ભા-ગલાની વસમી વેળા આવી પહોંચી. ૧૯૪૭ની ૨૧મી સપ્ટેમ્બરે કરાચી છોડી, છએક માસ રાજકોટ રહી, ત્રીજી વાર સૂરત જઈ 'જીવનભારતી'માં શિક્ષક થયા. અહીં પણ સાંસારિક–આધ્યા-ત્મિક મનઃસંઘર્ષ ચાલ્યો. પોતે જ કહે છે: 'આત્મશ્રદ્ધાને વજની અસિ જેવી બનાવી હું ટકી રહ્યો.' એકાદ વર્ષ ત્યાં 'ટકી રહી'

પોરબંદરના 'આર્યકન્યા ગુરુકુળ'માં પાંચેક માસ રહ્યા ત્યાં તો દમનો હુમલો થયો જેને પરિણામે ૧૯૫૦ના જાન્યુઆરીમાં ગોંડલ જવું પડ્યું. જરા સ્વસ્થતા પ્રાપ્ત થતાં મોરબીના 'હટર અધ્યાપન મંદિર'માં શિક્ષક અને ગૃહપતિની બેવડી કામગીરી સ્વીકારી. બેએક વર્ષ ત્યાં કામ કર્યું, પરંતુ ત્યાંનાં હવાપાણી માફક ન આવ્યાં અને અધૂરામાં પૂરું આંખે ઝાંખ વળવા લાગી, એટલે ત્યાંથી ફરી પાછું ગોંડલ પ્રયાણ કર્યું.

દેશળજીભાઈની વ્યવસાય કારકિર્દીનો અત્યંત વાંકોચૂકો પૂર્વોક્ત ભ્રમણ આલેખ એમની અત્યંત સંવેદનશીલ પ્રકૃતિ ઉપરાંત તેમનો સ્વભાવ બાળકસહજ રિસાળ હશે તેમ માનવાને કારણ પૂરું પાડે છે. ભાવનાવાદના ગગનમાં ઉચ્ચે ઉડ્ડયનો કરતો એમનો સ્પંદનશીલ જીવ વ્યવહારજગતમાં મેળ બેસાડી ન શકતાં સતત સંઘર્ષમય પરિસ્થિતિમાં રહેતો. આમાંથી જ એમનો કવિઘાટ ઘડાયો હતો. પરંતુ એનું મૂળ તો છે છ સાત વર્ષની બાળવયે, જ્યારે પિતાની બદલી હાલાર પ્રદેશના લોધીકા ગામે થઈ ત્યારે, ગ્રામપ્રકૃતિનું જે સૌન્દર્યપાન કર્યું તેમાં. પ્રકૃતિમાં સ્વતંત્ર વિહાર, ભરવાડીઓના કંઠેથી વહેતાં ગીતોનું શ્રવણ, ભવાઈના વેશોનું મનોરંજન એ બધું એમના પ્રતિભાબીજને પોષક બન્યું. એ જ પ્રકૃતિપ્રેમ અને નિસર્ગવૈભવ ગળામાં ઘૂંટેલા લોકગીતોના ઢાળ, કુદરતની રહસ્યમયતા અને એમાંથી ઉપલબ્ધ ગૂઢ આનંદ. આ બધી વિવિધ સરવાણીઓથી એમની કાવ્યસરિતા વહેતી થએલી છે.

પણ એમની કાવ્યસિસૃક્ષાનો પ્રથમ સ્ફોટ તો થયો એક મંગલ પ્રસંગથી. ઈ. ૧૯૧૦માં ૧૬ વર્ષની વયે એમનું પ્રથમ લગ્ન મણિબેન સાથે થયું ત્યારથી એઓ પૂર્વસૂરિ કવિઓના ઢાળમાં, મનહર કે દોહરા જેવા છંદમાં, નીતિ, વૈરાગ્ય, પ્રેમ અને જ્ઞાનોપાસના જેવા વિષયો પર જોડકણાં રચી અંતે 'દેશળદાસ' લખી કર્તૃત્વની છાપ મારતા. એમણે યુવાનીમાં ગોંડલમાં હતા ત્યારે 'અશોક' તખલ્લુસ પસંદ કરેલું અને પછી 'રાજહંસ'ના તખલ્લુસથી પણ લખાણો કરેલાં. ઈ. ૧૯૧૧માં આ પ્રથમ પત્નીનું [illegible] ન થતાં એમના ઋજુ હૈયાને ભારે આઘાત લાગ્યો, જેને પરિણામે એમની કાવ્યસૃષ્ટિમાં કરુણ ભાવ ભળ્યો. પછી તો ભાવનગરના કૉલેજકાળ દરમિયાન ઝવેરચંદ મેઘાણી જેવા સહપાઠી વિદ્યાર્થી મળ્યા અને નાનાલાલકૃત 'ન્હાના ન્હાના રાસ'ની પુસ્તિકા મળી ગઈ. બસ, હવે ન્હાનાલાલીય રાસનું ઘેલું લાગ્યું. સૌરાષ્ટ્રના લોકરાસના ઢાળો તો કાનમાં ગુંજતા જ હતા. એમાં નાનાલાલની મોહક પદાવલિ, નવીન ભવ્ય ભાવનાવાદ તથા ઉત્તુંગ કલ્પનાવિહારે યુવાન કવિચિત્તનો કબજો લઈ લીધો. ત્યાં ઈ. ૧૯૧૪માં નાનીબેન સાથે એમનું બીજું લગ્ન થયું. હૃદયને જરા કળ વળી, પણ સદ્ગત પ્રથમ પત્નીની સ્મૃતિ તીવ્ર બની [illegible] ણામે 'મણિમંદિર' નામક પચાસ રાસનો એક લઘુ સંગ્રહ તૈ[illegible] થઈ ગયો. (આ જ સંગ્રહના પાયા પર પછીથી ૧૯૨૯[illegible] 'ગૌરીનાં ગીતો' નામે ગીતસંગ્રહ પ્રસિદ્ધ થયો.)

૧૯૧૬માં બી.એ. થઈ જ્યારે એઓ મુંબાઈમાં એલએલ.બી.નો અભ્યાસ કરવા ગયા ત્યારે નોકરીની શોધ કરતાં [illegible] વખતે ગુજરાતી સામયિકોમાં એની સચિત્ર સામગ્રીથી નવીન[illegible] ભાત પાડતા 'વીસમી સદી' માસિકમાં હંગામી કારકુન [illegible] જોડાયા. ત્યાં બે લાભ થયા. એક, એમનાં કાવ્યોનું સત્ત્વ [illegible] હાજીમહંમદે 'વીસમી સદી'માં એ પ્રગટ કરવા માંડ્યાં. [illegible] શ્રી રવિશંકર રાવળનો મેળાપ. પછી તો એ ગોંડલ થઈને [illegible] અમદાવાદ આવ્યા ત્યારે ગાંધીપ્રેરિત રાષ્ટ્રવાદના રંગે રંગ[illegible] યૌવનસહજ કૌતુકરાગી ઉદ્રેકને બદલે હવે એમની પ્રતિ[illegible] 'પ્રગલ્ભા નાયિકા' બની. મનુષ્ય, પ્રકૃતિ, પ્રભુ આકર્ષણના [illegible] સનાતન વિષયો ઉપરાંત હવે એમની કવિતામાં શૌર્ય, સાહ[illegible] અને મહત્ત્વાકાંક્ષા તથા રાષ્ટ્રભક્તિપ્રેર્યો ભાવનાવાદ પ્રક[illegible] પરંતુ અમદાવાદ જેવા શહેરમાં રહ્યે રહ્યે એમનો પ્રકૃતિ[illegible] ગોદમાં જન્મેલો અને ઊછરેલો આત્મા એ નિસર્ગ-વિરહ [illegible] ઝૂરવા માંડ્યો, જેને પરિણામે એ પ્રકૃતિપ્રેમ દ્વિગુણિત વેગ[illegible] કાવ્યોમાં છલકાવા લાગ્યો.

આ દરમિયાન એઓ અભીરંગહીન ભાવાનુકૂલ પ્રલંબ પદ્[illegible] છંદની તલાશમાં હતા. પરંતુ ત્યાં તો, આગળ જોઈ ગયા તેમ, એઓ નોકરી અર્થે ભાયાવદર ગયા અને ત્યાં એમને સૂઝી આવ્યું કે ઊંચી કવિતા વધુ વિશુદ્ધ અને ઉચ્ચ જીવનની અપેક્ષા રા[illegible] છે, માટે મારે જીવનને જ વધુ સ્વસ્થ, સ્વચ્છ અને ઉન્[illegible] બનાવવું, અને નવો છંદ મળે ત્યાં સુધી કવિતાને ઘેર આવવા '[illegible] પ્રમાણે જીવન અને કવનને એકરસ સમજનાર અને સમજાવનાર એઓ સાચકલા કવિ આદમી હતા. કવિતાની એમણે પૂરી નિષ્ઠાથી આરાધના કરી હતી. એઓ પોતે જ જણાવે છે: 'કવિતા[illegible] મેં એક કાયર escapist તરીકે સેવી નથી. છટકબારી શોધવાને ખ્યાલ મને આવ્યો નથી. કવિતા ખરા અર્થમાં 'આ ત્મન કહે' છે, ને એ અર્થમાં સમજીને ચાલવાનો મારો પુરુષાર્થ રહ્યો છે. હા, કવિતામાં જીવનનું રસાયન છે ખરું. નિરાશા, થાક, કંટાળો, શોક, અણગમો વગેરે મને જ્યારે બાધક અને રોધક થયા છે ત્યારે ત્યારે મેં તેમને કવિતામાં કલાકૃતિ રૂપે અવતારવા પ્રયત્ન કર્યો છે.' આ રીતે એમણે જીવનથી કવનનો છેડો ફાડ્યા વગર કવિતાને કલાઘાટ આપવાનો સભાન પુરુષાર્થ કર્યો છે. અમદાવાદમાં આવ્યા પછી 'કુમાર' અને 'કૌમુદી' દ્વારા એમની કાવ્યોપાસના તીવ્રતર અને કાવ્યસર્જન અભિવ્યક્તતર બનેલાં.

એમની કાવ્યગતિ આરંભમાં પ્રકૃતિપ્રેમ, પછી રાષ્ટ્રપ્રેમ અને અંતે અધ્યાત્મપ્રેમ તરફ થતી રહી હતી. એમના વ્યક્તિત્વ

(અનુસંધાન આગલી પૂર્તિમાં)

પોરબંદરના આર્યકન્યા ગુરુકુળમાં પાંચેક માસ રહ્યા ત્યાં તો દમનો હુમલો થયો જેને પરિણામે ૧૯૫૦ના જાન્યુઆરીમાં ગોંડલ જવું પડ્યું. જરા સ્વસ્થતા પ્રાપ્ત થતાં મોરબીના 'હુન્નર અધ્યાપન મંદિર'માં શિક્ષક અને ગૃહપતિની બેવડી કામગીરી સ્વીકારી. બેએક વર્ષ ત્યાં કામ કર્યું, પરંતુ ત્યાંના હવાપાણી માફક ન આવ્યાં અને અધૂરામાં પૂરું આંખે ઝાંખ વળવા લાગી એટલે ત્યાંથી ફરી પાછું ગોંડલ પ્રયાણ કર્યું.

દેશળજીભાઈની વ્યવસાયકારકિર્દીનો અત્યંત વાંકોચૂકો પૂર્વોક્ત ક્રમાલેખ એમની અત્યંત સંવેદનશીલ પ્રકૃતિ ઉપરાંત તેમનો સ્વભાવ બાળકસહજ રિસાળ હશે તેમ માનવાને કારણ પૂરું પાડે છે. ભાવનાવાદના ગગનમાં ઉડ્ડયનો કરતો એમનો સ્પંદનશીલ જીવ વ્યવહારજગતમાં મેળ બેસાડી ન શકતાં સતત સંઘર્ષમય પરિસ્થિતિમાં રહેતો. આમાંથી જ એમનો કવિઘાટ ઘડાયો હતો. પરંતુ એનું મૂળ તો છે છ સાત વર્ષની બાળવયે, જ્યારે પિતાની બદલી હાલાર પ્રદેશના લોધીકા ગામે થઈ ત્યારે ગ્રામપ્રકૃતિનું જે સૌન્દર્યપાન કર્યું તેમાં. પ્રકૃતિમાં સ્વતંત્ર વિહાર, ભરવાડીઓના કંઠેથી વહેતાં ગીતોનું શ્રવણ, ભવાઈના વેશોનું મનોરંજન એ બધું એમના પ્રતિભાબીજને પોષક બન્યું. એ જ પ્રકૃતિપ્રેમ અને નિસર્ગવૈભવ, ગળામાં પૂરેલા લોકગીતોના ઢાળ, કુદરતની રહસ્યમયતા અને એમાંથી ઉપલબ્ધ ગૂઢ આનંદ — આ બધી વિવિધ સરવાણીઓથી એમની કાવ્યસરિતા વહેતી થયેલી છે.

પણ એમની કાવ્યસિસૃક્ષાનો પ્રથમ સ્ફોટ તો થયો એક મંગલ પ્રસંગથી. ઈ. ૧૯૧૦માં ૧૬ વર્ષની વયે એમનું પ્રથમ લગ્ન મણિબેન સાથે થયું ત્યારથી એઓ પૂર્વશ્રુત ગાયનોના ઢાળમાં, મનહર કે દોહરા જેવા છંદમાં નીતિ, વૈરાગ્ય, પ્રેમ અને જ્ઞાનોપાસના જેવા વિષયો પર જોડકણાં રચી અંતે 'દેશળદાસ' લખી કર્તૃત્વની છાપ મારતા. એમણે પુરાનીમાં ગોંડલમાં હતા ત્યારે 'અશોક' તખલ્લુસ પસંદ કરેલું અને પછી 'રાજહંસ'ના તખલ્લુસથી પણ લખાણો કરેલાં. ઈ. ૧૯૧૧માં આ પ્રથમ પત્નીનું [illegible] ન થતાં એમના ઋજુ હૈયાને ભારે આઘાત લાગ્યો, જેને પરિણામે એમની કાવ્યસૃષ્ટિમાં કરુણ ભાવ ભળ્યો. પછી તો ભાવનગરના કૉલેજકાળ દરમિયાન ઝવેરચંદ મેઘાણી જેવા સહપાઠી વિદ્યાર્થી મળ્યા અને નાનાલાલકૃત 'ન્હાના ન્હાના રાસ'ની [illegible] સૌરાષ્ટ્રના લોકરાસના ઢાળો તો મનમાં ગુંજતા જ હતા. એમાં નાનાલાલની મોહક પદાવલિ, નવીન ભવ્ય ભાવનાવાદ તથા ઉત્તુંગ કલ્પનાવિહારે યુવાન કવિચિત્તનો કબજો લઈ લીધો. ત્યાં ઈ. ૧૯૧૪માં નાનીબેન સાથે એમનું બીજું લગ્ન થયું. હૃદયને જરા કળ વળી, પણ સદ્ગત પ્રથમ પત્નીની સ્મૃતિ તીવ્ર બની. [illegible]ણામે 'મણિમંદિર' નામક પચાસ રાસનો એક લઘુ સંગ્રહ તૈયાર થઈ ગયો. (આ જ સંગ્રહના પાયા પર પછીથી ૧૯૨૨[illegible] 'ગોરીનાં ગીતો' નામે ગીતસંગ્રહ પ્રસિદ્ધ થયેલ.)

૧૯૧૬માં બી. એ. થઈ જાય કે એઓ મુંબઈમાં એલએલ. બી.નો અભ્યાસ કરવા ગયા ત્યારે નોકરીની શોધ કરતાં કે વખતે ગુજરાતી સામયિકોમાં એની સચિત્ર સામગ્રીથી નવીનતા [illegible]ભાત પાડતાં 'વીસમી સદી' માસિકમાં હાજી મહંમદ [illegible] જોડાયા. ત્યાં બે લાભ થયા. એક, એમનાં કાવ્યોનું સત્ત્વ પારખી હાજી મહંમદે 'વીસમી સદી'માં એ પ્રગટ કરવા માંડ્યાં. બે, શ્રી રવિશંકર રાવળનો મેળાપ. પછી તો એ ગોંડલ થઈને જ્યારે અમદાવાદ આવ્યા ત્યારે ગાંધીપ્રેરિત રાષ્ટ્રવાદના રંગે રંગા[illegible] યૌવનસહજ કૌતુકરાગી ઉદ્રેકને બદલે હવે એમની કૃતિ 'પ્રગલ્ભા નાયિકા' બની. પ્રણય, પ્રકૃતિ, પ્રભુ — આ ત્રણના [illegible] સનાતન વિષયો ઉપરાંત હવે એમની કવિતામાં શૌર્ય, સંઘર્ષ અને મહત્ત્વાકાંક્ષા તથા રાષ્ટ્રભક્તિપ્રેર્યો ભાવનવાદ [illegible]. પરંતુ અમદાવાદ જેવા શહેરમાં રહે રહે એમનો પ્રકૃતિ[illegible] ગોંદમાં જન્મેલો અને ઊછરેલો આત્મા એ નિસર્ગ-વિચ્છેદન ઝૂરવા માંડ્યો, જેને પરિણામે એ પ્રકૃતિપ્રેમ દ્વિગુણિત વેગે [illegible] કાવ્યોમાં છલકાવા લાગ્યો.

આ દરમિયાન એઓ ગભીરગહન ભાવાનુકૂલ પ્રલંબ પ્રવાહ છંદની તલાશમાં હતા. પરંતુ ત્યાં તો આમળ જોઈ ગયા તેમ એઓ નોકરી અર્થે ભાયાવદર ગયા અને ત્યાં એમને સૂઝી આવ્યું કે ઊંચી કવિતા વધુ વિશુદ્ધ અને ઉચ્ચ જીવનની અપેક્ષા રાખે છે, માટે મારે જીવનને જ વધુ સ્વસ્થ, સ્વચ્છ અને શુદ્ધ બનાવવું, અને નવો છંદ મળે ત્યાં સુધી કવિતાને થોભ વચ્ચે.' આ પ્રમાણે જીવન અને કવનને એકરસ સમજનાર અને સમજાવનાર એઓ સાચકલા કવિ આદમી હતા. કવિતાની એમણે પૂરી નિષ્ઠાથી આરાધના કરી હતી. એઓ પોતે જ જણાવે છે: 'કવિતાને મેં એક કપરા escapist તરીકે સેવી નથી. છટકબારી શોધવાને ખયાલ મને આવ્યો નથી. કવિતા ખરા અર્થમાં આત્મનિવેદન છે, ને એ અર્થમાં સમજીને ચાલવાનો મારો પુરુષાર્થ રહ્યો છે. હા, કવિતામાં જીવનનું રસાયન છે ખરું. નિરાશા, થાક, ત્રાસ, શોક, આક્રમો વગેરે મને જ્યારે બાધક અને રોધક થયાં છે ત્યારે ત્યારે મેં તેમને કવિતામાં કલાકૃતિ રૂપે અવતારવા પ્રયત્ન કર્યો છે.' આ રીતે એમણે જીવનથી કવનનો છેડો ફાડ્યા વગર કવિતાને કલાઘાટ આપવાનો સભાન પુરુષાર્થ કર્યો છે. અમદાવાદમાં આવ્યા પછી 'કુમાર' અને 'કૌમુદી' દ્વારા એમની કવિતા [illegible]પ્રસના તીવ્રતર અને કાવ્યસર્જન અધિકતર બનેલાં.

એમની કાવ્યગતિ આરંભમાં પ્રકૃતિપ્રેમ, પછી રાષ્ટ્રપ્રેમ અને અંતે અધ્યાત્મપ્રેમ તરફ થતી રહી હતી. એમના વ્યક્તિત્વ

(અનુસંધાન આગલી પૂર્તિમાં)

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તુ મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તુ મદ્રાસી' ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામા એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશુ"

—ગાધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

અંક ૧૦૧

શરદ · ૨૦૩૦

**સપ્ટેમ્બર–ઑક્ટોબર**
**૧૯૭૪**



# ડાહ્યાભાઇ દેરાસરી

## ધીરુ પરીખ

આજથી લગભગ એક સદી પૂર્વે પોતાની કાવ્યપ્રવૃત્તિનો આરંભ કરનાર અને પછી 'ચમેલી' તથા 'બુલબુલ' નામની ગદ્ય પુસ્તિકાઓ થી પ્રસિદ્ધ થનાર ડાહ્યાભાઈ દેરાસરીને કદાચ અદ્યતન પેઢી ન પણ ઓળખતી હોય. એમનો જન્મ ઈ. ૧૮૫૭ના ઇતિહાસ પ્રસિદ્ધ વર્ષની ૧૧મી ઑક્ટોબરના રોજ વીસનગરા નાગર કુટુંબમાં સૂરત ખાતે પોતાને મોસાળ થયેલો. એમના પ્રપિતામહ મૂળ કપડવણજના, પણ અમદાવાદમાં આવીને સ્થિર થયેલા. સરકારી પિતા પીતામ્બરદાસને ત્યાં જન્મી મગનલાલ મહેતાની ગામઠી નિશાળ માસ્તરની ગુજરાતી શાળામાં ભણી ઈ. ૧૮૭૬માં એમણે સૂરતમાં વધુ અભ્યાસ કર્યો અને આખરે અમદાવાદમાંથી મૅટ્રિક થયા. ઈ. ૧૮૭૭ દરમિયાન મુંબઈમાં ફોટોગ્રાફી શીખ્યા અને એક દાયકો ફોટોગ્રાફર તરીકે વ્યવસાય પણ કર્યો. આ ઉપરાંત એ અરસામાં પત્રકારત્વના વ્યવસાયમાં ઝંપલાવી એમણે વૃત્તપત્ર પણ કાઢેલું. પછીથી પૂનાની કૉલેજ ઑવ સાયન્સમાં ૧૮૮૭માં એઓ જોડાયા અને વિજ્ઞાનનો અભ્યાસ કર્યો. પરિણામે એમની નિમણૂક રાજકોટની કાઠિયાવાડ ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષક તરીકે થયેલી. જ્યાં એઓ પોતાની શિક્ષણપદ્ધતિ અને જ્ઞાનને લીધે વિદ્યાર્થીવર્ગમાં પ્રિય થઈ પડેલા. એમના આ વિષયના વિશદ જ્ઞાનની ગવાહી પૂરતા 'વનસ્પતિશાસ્ત્ર', 'સરળ રસાયણશાસ્ત્ર', 'સરળ પદાર્થવિજ્ઞાન' આદિ એકાદ ગુજરાતીમાં રચાયેલા પુસ્તકો એમના પુરુષાર્થનું પ્રશસ્ય પરિણામ છે.

રાજકોટમાં સરકારી નોકરી સાથે સાથે લોકહિતના જાહેર કાર્યોમાં પણ એમણે સક્રિય રસ લેવા માંડયો હતો. ત્યાં અંગ્રેજી લૅંગ્લે લાયબ્રેરી તથા વૉટ્સન મ્યૂઝિયમના ઘણાં વર્ષો સુધી મંત્રી રહ્યા હતા. આ બન્ને સંસ્થાઓને સમૃદ્ધ કરવામાં એમણે દિલ રેડેલું. પોતાની ધગશ, વ્યવહારપટુતા, કાર્યદક્ષતા અને જનસેવાની વૃત્તિથી રાજકોટમાં એમણે સારો યશ પ્રાપ્ત કરેલો. અંગ્રેજ અધિકારીઓ અને પોલિટિકલ એજન્ટ વગેરેને એઓ પ્રેમપૂર્વક ગુજરાતી શીખવતા. એમના આ શ્રમ અને હેતાળ વૃત્તિએ એમને અંગ્રેજ મિત્રો મેળવી આપ્યા હતા. આ ઉપરાંત રાજકોટમાં એમને જે મોટો લાભ થયો તે તો વિવેચક નવલરામ પંડ્યાનું સાન્નિધ્ય. ટ્રેનિંગ કૉલેજના આચાર્ય નવલરામ પંડ્યાના હાથ નીચે એક મદદનીશ શિક્ષકમાંથી ઉપાચાર્યના પદ સુધી એઓ પહોંચેલા. પરંતુ આ સાન્નિધ્યે જે મહત્ત્વનો લાભ આપ્યો તે તો એમનામાં સાહિત્ય સંસ્કારો દૃઢ કરવાનો. નવલરામ જેવા સન્નિષ્ઠ સાક્ષરના હાથ નીચે એઓ ઘડાયા.

આ અરસામાં એમના સ્નેહાળ સ્વભાવે અને બુદ્ધિની તેજસ્વિતાએ વળી એક સીમાસ્તંભ જેવો લાભ એમને આપ્યો. એમના અંગ્રેજ મિત્રોની સૂચનાને લક્ષમાં લઈ કાઠિયાવાડના કેટલાક રાજવીઓએ એમને બૅરિસ્ટરના અભ્યાસાર્થે વિલાયત મોકલવાનો નિર્ધાર કર્યો. તદનુસાર ૧૮૯૧ના મેની પાંચમીએ મુંબઈથી લંડન જવા જળમાર્ગે રવાના થયા. ત્યાં ચાર વર્ષ રહી બૅરિસ્ટરવિદ્યાનો અભ્યાસ કર્યો. વળી, એફ. આર. એસ. (ફેલો ઑવ ધ રૉયલ સોસાયટી)માં ફ્રેલ સોસાયટી) પ્રભાશંકર અને મહિપતરામ પછી પરદેશ જનાર કદાચ એઓ ત્રીજા ગુજરાતી હતા. ત્યાંથી એમણે બાર ઍટ લૉની ઉપાધિ લઈ મે ૧૮૯૫માં હિંદ પાછા ફર્યા. પછી સરકારી નોકરીનું રાજીનામું આપી અમદાવાદમાં બૅરિસ્ટરની કારકિર્દી અપનાવી અને એમાં સિદ્ધ તેમજ પ્રસિદ્ધ થયા.

આ દરમિયાન એમણે પોતાની જાહેર સેવાની વૃત્તિને વિકસાવી અને પ્રવૃત્તિને વધારી. છેક ઈ. ૧૮૪૫માં અઢાર વર્ષની યુવાન વયે જ એમણે અમદાવાદમાં આવેલી જળરેલના સંકટ સમય અનેક ટુકડીઓ કરી અગ્રેસર બની સારંગપુરમાં પ્રવેશતા પાણીને રોકવા ખાઈઓ ખોદી પોતાની સેવાવૃત્તિનો પરિચય કરાવી આપેલો. રાજકોટના વસવાટ દરમિયાન પણ લાયબ્રેરી અને મ્યૂઝિયમ જેવા જાહેર કામોમાં સક્રિય રસ લીધેલો તેઓ આગળ લઈ જ ગયા. હવે એમણે બીજી બેત્રણ પ્રવૃત્તિ વધારી. એક હતી મુક્ત બંદીવાન સહાયક મંડળ (Released Prisoners Aid Society) અને બીજી હતી 'મૂંગાં પ્રાણીઓ પ્રત્યે થતી ક્રૂરતા નિવારક મંડળ' (Society for Prevention of Cruelty of Animals) અમદાવાદ ખાતે માધવપુરમાં આવેલું ઢોરનું દવાખાનું અને અરદેશર દલાલનું આર. પી. એ. એસ. 'પ્રિઝનર્સ હોમ' એમની ઉક્ત પ્રવૃત્તિઓના સ્મારકો છે. આ ઉપરાંત જેલસુધારણામાં પણ એમણે ૧૫-૨૦ વર્ષ ખંતથી શ્રમ લીધેલો. એઓ ત્યાંના કેદીઓ સમક્ષ દર રવિવારે નિયમિત પ્રાર્થના પ્રવચન કરતા. એમના ઊંડા ચિંતન અને વિલક્ષણ વાક્છટાનો ત્યારે શ્રોતાઓને પરિચય થતો હશે. આ ઉપરાંત ગુજરાત સરકારની પુસ્તક સમિતિ તેમજ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (હાલની ગુજરાત વિદ્યાસભા)ના કાર્ય

(અનુસંધાન પાછલી પૂંઠિમાં)



**યેવતુશેન્કો**
કાવ્યપઠન કરતા



**ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી**

જન્મ : ૧૧-૧૦-૧૮૫૭ અવસાન : ૧૪-૩-૧૯૩૮



પાછળનું ત્રિરંગી ચિત્ર
**વજવાણી** (ચિત્રકાર: સોમાલાલ શાહ)
('કચ્છનું સંસ્કૃતિદર્શન'માંથી—શ્રી રામસિંહજી રાઠોડના સૌજન્યથી

શરદ • વિ. સં. ૨૦૩૦ કવિલોક સપ્ટે.-ઑક્ટો. • ઇ. ૧૯૭૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કવિ, કવિતા અને વાદ

કવિને એક મનુષ્ય તરીકે કોઈ વાદ અથવા અનેક વાદો હોય અને એ વાદ અથવા અનેક વાદોમાંથી કવિતાનું સર્જન સિદ્ધ થાય ત્યારે કવિને એ વાદ અથવા અનેક વાદોનો પ્રચાર કે બોધ સહેજ પણ અભિપ્રેત નથી. કવિતા એ કોઈ વાદ કે વાદોનું કથન કે પ્રતિપાદન નથી. કવિતા એ કોઈ તર્કલીલા કે દલીલ-બાજી નથી. કવિતા એ કોઈ ઇતિ સિદ્ધમ્ નથી. કવિતા એ કોઈ નિર્ણયો કે નિશ્ચયોની, કોઈ આદેશો કે નિષેધો–do's and don'ts–ની યાદી નથી. કવિતા એ કવિની આંતરસૂઝ છે, સમજ છે, કવિનું આંતરદર્શન છે, સહજ જ્ઞાન છે. પણ કવિતાનું ઉપાદાન શબ્દ છે અને શબ્દ એ સમસ્ત મનુષ્યજાતિની સરજત છે. એથી કવિતા એ સમસ્ત મનુષ્યજાતિનું—સમગ્ર જીવનનું રહસ્યોદ્‌ઘાટન પણ છે. કવિતા એ કોઈ આગાહી કે ભવિષ્યવાણી–prophesy, pridiction નથી. કવિતા એ કોઈ ઇલાજો કે ઔષધોની યાદી – prescription નથી. કવિતા એ નિદાન–diagnosis છે, કવિતા એ સમસ્ત મનુષ્યજાતિના અતીતનાં મનનચિંતનદર્શન અને અનુભવને તથા મનુષ્યજીવનની સમગ્રતા અને પૂર્ણતાને આધારે કવિનું ભવિષ્યસૂચન–prognosis છે. કવિતા સ્વયં ઇલાજ કે ઔષધ છે. કવિ એના સમગ્ર ચૈતન્યથી, સમગ્ર સંવિતથી, એના આત્માથી સમગ્ર કવિતાનું સર્જન કરે છે અને વાચક–ભાવક એના સમગ્ર ચૈતન્યથી, સમગ્ર સંવિતથી, એના આત્માથી સમગ્ર કવિતાનો આસ્વાદ કરે છે, અનુભવ કરે છે. વાદ તો એમાં એક અંશ માત્ર છે. કવિતાનો આરંભ કવિની ઊર્મિમાં છે અને એનો અંત વાચક–ભાવકની ઊર્મિમાં છે. એ બે ઊર્મિઓની વચ્ચે અંતરાલે વાદ છે. કવિતાનો આરંભ સત્યમાં છે, એનું અસ્તિત્વ સુંદરમાં છે, એનો અંત શિવમાં છે.

નિરંજન ભગત

# યેવતુશેન્કો :
## સત્યાગ્રહી સર્જક
## અને
## પ્રત્યાગ્રહી પુરુષ

ધીરુ પરીખ

પાંચમી માર્ચ ઓગણીસસો ત્રેપન રશિયા માટે અત્યાઘાતક દિન સ્તાલિનનુ તે દિવસે અવસાન એમના મૃતદેહના દર્શનાર્થે માનવમહેરામણ ઊમટેલો શોક ઘેલા લોકોએ ધમસાણ મચાવેલુ કઈક કચગાયા કઈક કરમાયા! એ દર્શનાર્થી ઓની હૈયેહૈયું દળાય તેવી ભીડમા એક ઊચો યુવાન મહા પૂગને ખાળતો ખાળતો કોઈ તરવૈયો જતો હોય તેમ, આગળ ધપી રહ્યો હતો સ્તાલિન અને તેના વિચારોની એના પર ભારે અસર પોતાની આત્મકથામા એ યુવાન લખે છે 'After all I had myself worshipped Stalin since my early child hood' પરતુ આવો ભક્તિભાવ આ દિવસે ૫મી માર્ચ ૧૯૫૩ ઓસરીને અદશ્ય થઈ ગયો અધશ્રદ્ધાળુ સ્તાલિન-ભક્તોની ભીડમા જે જાનહાનિ એણે જોઈ તેથી એનો સ્પદનશીલ આત્મા અકળાઈ ઊઠ્યો સ્તાલિનના મૃતદેહના દર્શન કર્યા વગર જ એ પાછો ફરી ગયો એ દિવસ એને માટે મહત્ત્વનો બની ગયો ત્યારનો પોતાનો પ્રતિભાવ જણાવતા એ લખે છે 'That day was a turning point in my life and therefore in my poetry as well

આ યુવાન એટલે તે વખતે વીસ વર્ષનો

રાજેન્દ્ર શાહ

## લીલી તે પાદડીની લાલી

કોણ જાણે કેમ મને આટલી છે વ્હાલી એક લીલી તે
પાદડીની લાલી!

બોલતી નહિ કશુ ય
તો ય રે જાણે કે
વાણી સાભળી રહુ છુ કાલીકાલી
જાણું ન કેમ આવી તે લાગતી વ્હાલી!

સાવ રે સુવાળુ એનુ અડવુ ને
અગ મારુ જલના તરગ સમુ કપે,
ઊછળેલી છાળ ચારે મેરની પલાળી રહે
અકાશી પાળને ઉમગે
આખું યે આભ એને ભીને તે રાગ મ્હોર્યું, કયાય રે
જણાય નહિ ખાલી!
જાણું ન કેમ૦

આ રે સસાર મહીં એવી સોહાય કે
મોરના માથાની જેવી કલગી,
આઘી મેલાય નહિ, આયખાની સગ
એ તો વળગી તે અત લગી વળગી·
ફાગણે ફૂલી ને ઝૂલી શ્રાવણે, અખડ એમ ગ્હીએ બધી ય
ઋતુ મ્હાલી!
જાણું ન કેમ૦

## ખેતરને પંથ

ખેતરને પથ લીલા તરણાને મુડ ઝીણા બુદ બની ઝાકળ છાયુ
ઊગતે પહોર લહુ દેવતાઈ રગની (ઢેર્યુંને ન્હોણુ વરે વાયુ
આભના નિવાસી અહીં ધરણીના ઘાસે,
અગથી અડાય અગ એવુ બધુ પાસે,
તેજને તરગ ભલુ વણજોયુ ભાસે,
ખાખરાને ફૂલધજા કોઈની ને કોઈએ કોકિલનો કઠભરી ગાયુ

કામના વિનાની કઈ નયનોમા આશા?
આવરે ન એવી હોઠ ઓચરે શી ભાષા!

કોઈ રમે મારે તન, જોઉં હું તમાશા!
પાવડી કે પાંખ નહિ તો ય રે શી પેર ઊંચા આભની
લટાર લેઈ આવું!

આવી તે વાતની પિટાય નહિ દાંડી.
પાગલને વેણુ પડે થોક થોક કાંડી,
એકલા ખૂણે તે ભલી એકલે જ માંડી,
ઊંઘતી વાગોળની આંખ ના જુએ તે નર્યું હુંસને તો સ્હેજમાં
જણાયું.

## ખળખળિયે

વગડાને ખળખળિયે
એકલી બેઠી ખેલતી મને જોઈ લીધી કલકલિયે.
અમથી અમથી જેમ.આવે તેમ
ટહુકારે મન રેલું,
ગોળ ઘાટીલો કાંકરો
તીરે મ્હાદેવ કરી મેલું.
આટલી યે વાત પળમાં પૂગી ગામના મારા ફળિયે...
કેડીએ ને વણકેડીએ
મિષે કેટલાં મનેખ આવે!
નીરના ચણીબોરને ખણે
માછલાં હજાર ભાવે!
સોણલે દીધો સાજ રોળાતાં જાત રહી જાય ઠળિયે...
દેવળની વેકુર વેકુરે,
કંકર ઊંડે પાણી;
ચોગમ નજર ફેરવું
બની હું જ મને અણજાણી,
કાળજાં હોરાય અબોલ એવી વેદનાએ ટળવળિયે...

## ગોવિન્દભાઈ પટેલ

---

## સમષ્ટિ સાથે

સમષ્ટિ સાથે મેં સગપણ કર્યું સ્નેહ થકી ને
છૂટા પાના જેવો ગ્રથિત હું થયો ગ્રંથની મહીં.

કવિ યેવતુશેન્કો. યુક્રેનિયન, રશિયન અને તાર્તર એમ ત્રણ જાતિઓનું મિશ્ર લોહી એની નસોમાં ધબકે છે. ટ્રાન્સ-સાઇબેરિયન રેલ્વે પર ઝિમા નામક નાના ગામમાં કૃષિકાર વડવાઓના કુળમાં ભૂસ્તરશાસ્ત્રી પિતાને ત્યાં ૧૮મી જુલાઈ ૧૯૩૩ના રોજ યેવગની એલેક્ઝાન્ડ્રોવિચ યેવતુશેન્કોનો જન્મ યેવતુશેન્કોના પિતાએ એને શિશુકાળમાં જ પુસ્તકો પ્રતિ અભિમુખ કરેલો. અનેક કવિઓનાં કાવ્યો એની સમક્ષ વાંચેલાં. એમાં વળી કુળના ક્રાંતિકારી વિચારો એને વારસામાં મળેલા. એ કહે છે: 'Revolution was the religion of our family.' (ક્રાંતિ અમારો કુળધર્મ હતો.) આમ, ક્રાંતિના વારસા અને કાવ્યના સંસ્કારો સાથે એનું બાળપણ સાઇબેરિયામાં પૂરું થયું. શિક્ષણ મૉસ્કોમાં, કારણ કે પિતાથી લગ્ન-વિચ્છેદ કરી માતા ત્યાં રહેવા ગઈ અને યેવતુશેન્કો માતા સાથે રહ્યો મૉસ્કોમાં એ ગયો તે વર્ષ ૧૯૪૧નું. બીજા વિશ્વયુદ્ધને લઈને એને યૌદ્ધિક અનુભૂતિઓ થઈ. એ અરસામાં જ એણે ગદ્ય પર કલમ ચલાવવી શરૂ કરી. પરંતુ સાથે સાથે એનો આંતરિક રસ તો કવિતા તરફ જ વળતો થયો હતો. હજુ એણે કાવ્યલેખન આરંભ્યું નહોતું, પણ લોકગીતો અને કહેતીઓને એણે ગામડે ગામડેથી એકઠી કરવા માંડી હતી. આ સામગ્રીએ જ કિશોરચિત્ત પર રશિયન ભાષાની ભૂરકી નાખી અને એ ભૂરકીએ કાવ્ય-સિસૃક્ષા જાગ્રત કરી: 'Almost unconsciously I slipped into the habit of writing verses in the folklore manner...My

first teacher was the *taiga*' સાઇબેરિયાના વન્ય પ્રદેશ 'taiga'ની તાજગી અને ફોરમ એની કવિતામાં–*આગમની કવિતામાં અનાયાસ ભળી ગઈ!* પણ એનું પ્રથમ કાવ્ય તો સચવૃત્તિની વિજયેષણામાંથી પ્રગટ્યું હતું. નાનપણમાં કોઈ 'Red' તખલ્લુસથી ઓળખાતા વિશાળકાય છોકરાથી એ ગભરાતો. એ ભય નિવારવા એણે પ્રથમ કાવ્ય રચ્યું પણ આમાં કવિતાનો સ્પર્શ ભાગ્યે જ હતો. ત્યાર પછી એનું પ્રથમ કાવ્ય 'Two Kinds of Sport' ત્યાંના ખેલકૂદના સામયિક 'Soviet Sport' ના ૧૯૪૯ના જૂન અંકમાં પ્રકટ થયું. ૩૫૦ રૂબલનો પુરસ્કાર મળ્યો.' કવિ તરીકે હવે એ પ્રગટ થયો. એ કાળે એના મિત્રો તારાસોવ અને બાર્લસે યેવતુશેન્કોના જીવન-ઘડતર અને કવિઘડતરમાં મહત્ત્વનો ફાળો આપેલો. બાર્લસે આધુનિક તત્ત્વજ્ઞાન તરફ એને અભિમુખ કર્યો એટલું જ નહિ, પણ હેમિંગ્વેની કૃતિઓના પરિચયમાં લાવી મૂક્યો. પછી તો હેમિંગ્વેના 'ફૉર હુમ ધ બેલ ટૉલ્સ'ની એના પર પ્રગાઢ અસર પડી. (પોતાના એ પ્રિય લેખકના વ્યક્તિત્વનો તાદૃશ્ય ચિતાર એણે ૧૯૬૦માં પ્રગટ કરેલા કાવ્ય 'Encounter'માં સુપેરે આલેખ્યો છે.) પછી બર્લસે બ્લેયસ, પ્રાઉસ્ત, સ્તેઈનબેક, ફૉકનર આદિ સુખ્યાત સર્જકોના સાહિત્ય-પરિચયમાં યેવતુશેન્કોને લાવી મૂક્યો. ટૉમસ માન, વૉલ્ટ વિટ્મન, રિમ્બો, બોદલેર, વર્લેઇન, રિલ્કે, એલિયટ, રૉબર્ટ-ફ્રૉસ્ટ આદિના પ્રભાવ નીચે પણ એ આવ્યા વગર રહ્યો નહિ. કોઈ પણ નવ-

## દેવજી રા. મોઢા

## ચાર સૉનેટ

[૧]

ઉઠાવીને સ્કંધે જનક-તનયાને દશમુખ
ઊડયો જ્યાં આકાશી પથ પકડી લંકા તરફનો,
થયા ત્યાં આઘાતો ત્રણ ભુવનના દેહ પર, ને
વનોની સૃષ્ટિ યે કલરવ ભરી સ્તબ્ધ થઈ ગૈ!
ઘવાઈ માયાવી મૃગ જવ ઢળ્યો ભોય ઉપરે;
સુણ્યું ત્યારે રામે અઘટિત કશું એની ચીસમાં;
અને ભાળ્યું ખાલીખમ ઝૂંપડું સીતા વગુનું, તો
લહ્યું રામે તેમાં ખીનપ-હીણું સુકુંભઠ રણ!
વળ્યા ત્યાંથી પાછા, કુટિર મહીં પેઠા ય નહિ, ને
પળ્યા સીતા-શોધે, વનવન ઘૂમ્યા ભ્રાત ઉભય;
મળી સીતા તો ના, પણ પથ પડયાં 'ભૂષણ જડયાં,
લીધાં વર્તી જેમાં નૂપુર અનુજે જાનકી તણાં!
પછી તો ચંદ્રાર્થે પણ નવ હશે બાળપણમાં
કદી રોયા, એવુ રઘુવર રડયા આજ પ્રથમ!

[૨

હતું જોકે એનુ ભીતર હજી એવું જ રડતું,
રહ્યા તોયે છાના, દગજળ લૂછયાં, સ્વસ્થ બનિયા
અને સૃષ્ટિ-તત્ત્વો મહીં દુઃખ બધું વ્હેંચી દઈને
વધ્યા આગે, હૈયુ હળવું કરીને દક્ષિણ પથે.
પથે જાતાં જાતાં રઘુપતિ અને લક્ષ્મણ જતિ
ઉરે આશંકાઓ વિધવિધ ધરે–કેમ બન્યુ આ
હશે તેની ચર્ચા પણ કરી રહે, તો ય કંઈ યે
થતુ ના નક્કી ને નવ કશુ સમાધાન મળતું.
પડયો ત્યાં તો ધીમો શ્રવણ પર ચિત્કાર દુઃખનો,
જઈને જોયુ તો ગીધ કણસતો એક તહીં, ને
'કર્યું લંકેશે આ હરણ' કરી એ જાણ પ્રભુને
લીધા છેલ્લા શ્વાસો ઉર પરમ તુષ્ટિ અનુભવી.
પિતાને યે જેનો સ્પરશ ન મળ્યો અંત-સમયે,
જટાયુને ભૂમિ-દહન ફળ્યું એ રામ-કરનું!

[૩]

બધોયે આટોપી ગૃધ શરીરનો અંતિમ વિધિ
પળ્યા અંતે, સર્વે હકીકત થકી સજ્જ થઈ ને
પહોંચ્યા કિષ્કિંધા નજીક વનમાં, સુગ્રીવ જહીં
વસ્યો સાથી સાથે હનુમત અને અંગદ સમ.

પછી તો વાલીની કનડગતની સર્વ કથની
પ્રભુ–કાને આવી, અવશ બનીને યુદ્ધ કરવા
કહાવ્યું વાલીને, સમર ગયું ખેલાઈ તુમુલ,
અને વાલી એમાં છણુંવણું થઈ ભોમ ઢળિયો.

પછી કિષ્કિંધાની સઘળી સુવિધા પ્રાપ્ત થઈ તે
સમર્પી સુગ્રીવે રઘુપતિ-કરે મુક્ત મનથી;
બધા સેનાનીઓ, કપિગણ બધાં, કૂચ કરતા
ધસ્યા લંકા પ્રત્યે–જલનિધિતટે સ્હેજ અટક્યા.

રચી દીધો સિંધુ ઉપર સહુએ સેતુ મળીને
અને એ સૌ વચ્ચે લઘુ શી ખિસકોલીય ઘૂમતી!

[૪]

પહોંચી પ્હેલેથી વીર હનુમતે જાનકીજીને
મળી તો લીધું'તું હૃદય મહીં સંચારિત કરી
દીધી'તી આશા યે: રઘુપતિ અહીં મુક્ત કરવા
પધારે પોતાને અતિ વિપુલ કો સૈન્ય લઇને!

પ્રવેશી લંકામાં હુપહૂપ અવાજે કપિ–ચમૂ,
કરી સામે સેના ખડી દશ-શિરે રાક્ષસી મહા;
પછી રામે છોડયાં શર પર શરો, રાવણ હણ્યો,
ઢળ્યા બીજા યોદ્ધા, રણની મહીં ભંગાણ પડિયું.

તહીં આકાશેથી કુસુમ વરસ્યાં, દુંદુભિ તણા
ધ્વનિ ગાજી ઊઠયા, રઘુપતિ અને મૈથિલી મળ્યાં
અને જેની મૂર્ચ્છા વળી ગઈ'તી તે લક્ષ્મણ પણ
કુટીને છોડયાનું દુ:ખ વીસરી ત્યાં હાજર થયો!

કશું કો ના બોલ્યું: ઉર ઉપની કો હર્ષ-કણિકા
બની અશ્રુ-ધારા ત્રિપુટી-નયનોમાંથી વહી રૂડું!

સર્જક પુરોગામીના પ્રભાવથી બચીને ભાગ્યે જ ચાલી શકે. બલ્કે એ પ્રભાવથી જ પોતે નવા વળાંકો પ્રતિ ગતિ કરી શકતો હોય છે. એ રીતે પુરોગામીઓની અસરોથી એનો કવિપિંડ રંગાયો તો ખરો. પરંતુ એની સ્વકીય મુદ્રા ઊપસી આવી ૧૯૫૨માં પ્રગટ થએલા એના પ્રથમ જ કાવ્યસંગ્રહ 'The Prospectors of the Future'માં. વર્તમાનપત્રોએ સંગ્રહને નવાજ્યો તો ખરો, પણ વાચકોને એ અનુપયોગી જણાયો. કારણ? એ લખે છે:

'My pretty rhymes and striking images were curlicues decorating a void. In my search for form the means had become an end."

(મારાં સુંદર પ્રાસ અને પ્રભાવક કલ્પનો શૂન્યાવકાશને જ શણગારતાં અલંકારો હતાં, આકાર માટેની મારી શોધમાં સાધન જ સાધ્ય બની ગયું હતું) શરૂઆતનું આ ઉત્કટ ઊર્મિતત્ત્વ, પ્રાસાનુપ્રાસની નજાકત, કલ્પનોનો ઠાઠ વગેરે મુગ્ધ સર્જકચિત્તને આકર્ષી જાય તે સ્વાભાવિક હતું. પરંતુ ધીમે ધીમે એને વાસ્તવિક જગતનું ભાન થતું ગયું. એ વાસ્તવિકતાના સ્પર્શવાળાં કાવ્યો જ રચવાં જોઈએ એની પ્રતીતિ થઈ ગઈ. એ કબૂલે છે:

'..It occurred to me that no illusory world, however brilliantly imagined, could be more beautiful than the world of real people, building, struggling, weeping and kissing. I felt ashamed and sad at having failed it.'

આવા વિચારમાં અને વિચારમાં એ ચાલતો ચાલતો મોસ્કવા નદીના પુલ

પર જઈ પહેંચ્યો રાત અંધારી હતી એણે સિગારેટ માટે ખિસ્સામાં હાથ નાખ્યો ચલણી નેટોનો થોકડો એના આંગળાંને અડકાતો ગયો તે જ દિવસે પેલા કાવ્યસંગ્રહના પુરસ્કાર તરીકે મળેલી એ રકમ હતી એણે એ નેટોને તરત જ બહાર ખેંચી કાઢી અને અંધકારમાં વેરી દીધી એની વિચારણા અને વેદના વ્યક્ત કરતા એ લખે છે 'But I wanted to be rid of the money paid me for untruth આમ, હવે એ સત્યનો સાથી બન્યો

એના આ પ્રકાશિત કાવ્યસંગ્રહથી પ્રભાવિત થઈ એની પાસે શાળાનું પ્રમાણપત્ર નહોતું તેજ્જાય, એને લિટરરી ઇન્સ્ટિટ્યૂટમાં પ્રવેશ અપાયો અને 'યુનિયન ઑાવ રાઈટર્સ'ના સભ્ય પણ બનાવાયો દરમિયાનમાં એની જીવનદૃષ્ટિ અને કાવ્યવિભાવનામાં પરિવર્તન આવી ગયું હતું એની હવે પછીની કૃતિઓમાં શોક, ખિન્નતા ઊતરી આવ્યાં એ પરિવર્તન અભિવ્યક્ત કરાયું છે આ શબ્દોમાં

(Whereas) a clean honest unsentimental sadness for all its helpless airs does urge us forward creating with its fragile hands the greatest treasures of mankind

(જ્યારે) સ્વચ્છ પ્રામાણિક અને વિવેકપૂત ખિન્નતા એની અશેષ અસહાયતાને લઈ એના દુર્બળ કર વડે માનવજાતનો મહાન ખજાનો સર્જવા આપણને આગળ ધકેલે છે વળી યવતુશેન્કો ઉમેરે છે

A superficial optimism often has a much more depressing

## ઉશનસ્

### થાકની એક દોહ્યલી પળે

જવાયું છે થાકી અતિશય જ ચાલી સમયમાં,
હવે આ પાટે—જે મણમણતણા, માડ ઊપડે
હું આવ્યા હરતો લૈ ઢસડી પ્રતખાઈ વયમાં,
અમસ્તી જે પોલી જીરણ ટિન ખોલી શી ખખડે,
ગયો છું થાકી હું અખિલ તન, અંગાગ અણુ'ણુ,
થયું આળું આખું શરીર ગૂમડું પાકયું, દુખણું;
ગઈ થાકી બુદ્ધિ જનમભર જાગ્યા જ કરતી,
મને થાકયું, માગ્યા કરી કરી વૃથા લાગણી વતી;
અને વાણીતંત્રે લથડી ગયું આખું જ ખખડી
ગયા થકી છંદોલય શબ્દ ટીના ઢસડી,
હું આવી પ્હોંચ્યા છું લગભગ મહારા મરણમાં,
પૂરો થાકયો, ઇચ્છા-કશીય વણનો ત્વચ્ચરણમાં
ક્ષણ આ, કાયાથી મુજ અલગ છું,
આ દોહ્યલી પળે
અરે કો આ મારું શબ ફૂકી દિયે
કો આટલું કરે

## અમૃત ઘાયલ

### તળાવ તરસી તરસ

ઓજલમાં એકમેકને સાચે જ રસ નથી,
એ સોડ પણ નથી કે હવે સતનસ નથી
દેવા સમું જ દિલ હતું, આપી દીધું અમે,
આ દુ ખ છે પણ આપવા જેવી જણસ નથી
સાકી તું પાશે લાખ છતાં છીપશે નહી
આ તો તળાવ તરસી તરસ છે હવસ નથી
સબધ અઢી છે ઘણુ પણ નામ પૂરતા,
એથી વિશેષ કોઈને કોઇમાં રસ નથી
આવે નહી બગાસાં કદાપી પીધા પછી
'ઘાયલ' ઊઠો કે આજ કસુબામાં કસ નથી

## હરીન્દ્ર દવે

### નથી

આ તરસપ્યાલીઓ સામે કોઈ મુકામ નથી.
મીટ માંડે છે એ જ્યાં જ્યાં, ત્યાં એનું ધામ નથી.
છે દિલાસા વિના બરબાદ થવાનો મોકો
કઈ ઘડી છે આ જીવનની કે જે બદનામ નથી?
જેના દરવાજા ઉપર હોય વિરહની ચોકી
એ મિલનદ્વારનું ભગવાન મને કામ નથી!
કોઈ આરામથી પોઢીને જુએ છે શમણાં?
ભાંગતી રાતે મને આજ કાં આરામ નથી!
સૌ કહે તો ય હું માનીશ નહીં એ હરગિઝ,
એ કહે છે કે અહીં જીવવું ઇલ્ઝામ નથી!
આંખ ખોલો, હજી જીવનની સફર બાકી છે,
યાતનાનો કોઈ સહેલો અહીં અંજામ નથી.

## દુર્ગેશ ભટ્ટ

### ગઝલ

પથ્થરના મૌનની ગલીમાં ચાલવું પડે,
આંખોમાં અંધકાર ને નિહાળવું પડે.
કોઈકની વ્યથા અને કોઈકનું હૃદય
સૂનકારને આખર સુધી સંભાળવું પડે.
વેરાન રણ વિશે ય ઊગી જાય જો ધુમાશ
આંખોનું વ્યર્થ ઝાંઝવું જ માનવું પડે
સૂને પરોઢ આંખથી જલકણ ખરી પડે.
ઝાકળનું રૂડું નામ એને આપવું પડે.
ઉત્સવ મચેલ રંગભરી મેદનીનું મુખ
જલતી શમાએ રાતભર ઉજાળવું પડે.
મુક્તિનું આસમાન ઝંખતા આ જીવને
શ્વાસોની દીવાલોમાં રહી મ્હાલવું પડે.

influence than the blackest pessimism, and conversely, the tragic subject of a work of art, which many make it seem desolate, can lead to optimism.'

(ઘેરા નિરાશાવાદ કરતાં ઉપરછલ્લા આશાવાદની અસર અનેક ગણી રીતે વધુ ખિન્નતા પ્રગટાવનારી હોય છે, જ્યારે એથી ઊલટું, ઘણા સર્જકો દ્વારા કલાકૃતિમાં એકલી અટૂલી નિરૂપાએલી કરુણતા આશાવાદ તરફ દોરી જઈ શકે છે.) યેવતુશેન્કોમાં હવે આ ઉપરછલ્લા આશાવાદને સ્થાને ઘેરો નિરાશાવાદ ભળ્યો. પરંતુ આખરે તો એ આશાવાદ તરફ જ દોરી જનારો છે. આથી જ, મનુષ્ય કરતાં કામ પર વધુ ભાર મૂકતો સ્તાલિનનો 'કાર્યવાદ' હવે આ કવિને સ્વીકાર્ય નહોતો. એને મન માણસ જ હવે મહત્ત્વનો નિરૂપ્ય વિષય બની ગયો. 'People' નામની એની કવિતાનો ઉપાડ જ જુઓ:

No people are uninteresting.'

પછી એ જ કાવ્યમાં કહે છે:

'And if a man lived in obscurity
making his friends in that obscurity
obscurity is not uninteresting.'

એ જ માણસ વિષેનું આપણું જ્ઞાન કેટલું પોકળ છે તે નીચેના પ્રશ્નમાં પ્રસ્તુત કાવ્યમાં જ ઉઘાડું પાડે છે:

'whom we knew as faulty,
the earth's creatures.
of whom, essentially,
what did we know ?'

આ રીતે, અગાઉ જોયું તેમ, સ્તાલિનના મૃત્યુ પછી એનો કાવ્યવિભાવનામાં પલટો આવ્યો અને તે નિજી ભાવોક્તિમાંથી

પર તરફ, સ્વમાંથી નીકળી સમષ્ટિ તરફ વળી એ સ્વીકારે છે:

'I became convinced that I had not the right to cultivate my private Japanese garden poetry And the great Russian poets came to my help, their example making me believe that civic poetry can be more intimately lyrical than any other if it is written with single-minded generosity. To write only of nature or women or world sorrow at a time of hardship for your countrymen is almost immoral'

પૂર્વસૂરિઓમાંથી પ્રેરણા પામી એણે લોકાપત્તિના કાળે માનવલક્ષી કવિતા સર્જી સાચો નાગરિક ધર્મ–અને કવિધર્મ પણ–બજાવ્યો. જ્યોર્જિયાની રાજધાનીના પ્રસિદ્ધ દેવળ 'Koshueti' પર એણે એ જ શીર્ષકનું ૧૯૫૯માં એક કાવ્ય રચ્યું છે. એ આધુનિક દેવળમાં ત્યારના ચિત્રકાર Lado Gudiashvili એ સાધુમતોના નવીન ઢબે ચિત્રાંકનો કર્યાં છે. આ કૃતિમાં પણ એણે માનવનો જ મહિમા ગાયો છે:

'and whatever the risk and whatever the suffering we painted faithfully the godlike humans and the human gods'

અને લોકોને હવે મોજુંક ઊર્મિકાવ્યોની જરૂર નથી, પણ ક્રાન્ત વીરકાવ્યોની જરૂર છે. એ કહે છે: 'We had flutes in plenty. What we needed now was the bugle'. ક્રાંતિના ભ્રામક પ્રચારોમાંથી, સત્તાધિકારીઓની સર્વેદિનના

## સુરેશ દલાલ

### ગીત

અમે શ્યામનો હાથ ગ્રહીને
અમે શ્યામને સૂંઘ્યા,
પારિજાતની અડખેપડખે
અમે નિરાતે ઊંઘ્યા!

ભવસવનુ અવ ભાગ્યુ મોણું,
સપનામા પણ સાંભળી વેણુ;
ઉજાગરાના વનવગડાઓ
અમે નીંદમા ખૂંદ્યા! –અમે૦

રાધાનુ એક ગીત લઈને,
મીરાનુ એક ગીત લઈને,
અને અમારી પ્રીત લઈને
અમે શ્યામને ચૂમ્યા! –અમે૦

## અસદ

### ગઝલ

સમય નો રગ બદલે છે ક્ષણે ક્ષણ
તમારી ચાલ કયા નોખી જરા પણ?
હવે તો આવશે 'એ', શ્વાસ બોલે
નહીં તો કેમ ધડકે દિલ અકારણ?
ભલા મૃત્યુનો એમા દોષ કેવો?
હતી જીવનની પોતાની ભલામણ
હૃદયની નાવ રેતીમા ખૂંપી છે,
તમે આવો તો દરિયો થાય આ રણ.
ઘણીયે ના કહી તું પ્રેમ ના કર
મળી ગઈ દિલ, તને એની સજા પણ!
હશે કારણ તમારી 'ના'માં કિંતુ,
હમેશા જગ કરે નિંદા અકારણ!
હસવા દો નજરથી સ્મિત-વર્ષા
હજુ છે સાવ કોરું મુજ આંગણું.

## ભગવતીકુમાર શર્મા

### કેદ છું

ઝાકળનું શહેર ઓઢી હું તડકામાં કેદ છું;
દરિયામાં કેદ છું કે હું સહરામાં કેદ છું?
તારું દઈને નામ જે દીધો'તો સાદ મેં,
પડઘામાં, એના પડઘામાં, પડઘામાં કેદ છું.
પથ્થર સમો પડયો છું હું તળિયે ઝરણ તણા;
હલમલતા કો' પ્રવાહી અરીસામાં કેદ છું.
ઊડી ગયો છે મોર ને પીંછું પડી રહ્યું;
ગુંજી શકી જે હોત એ ગહેકામાં કેદ છું.
છું કાચબાની પીઠ કે ટાપુનો અંશ છું?
દરિયો જ છું પરંતુ હું નકશામાં કેદ છું.
કેડીઓ હસ્તરેખા સમી ફૂટતી હતી;
કિન્તુ હું ધૂળઢાંકયાં આ પગલાંમાં કેદ છું.
મારી કબર પે ઊધઈ ધોળી નહીં શકે;
શૂળોની સેજ જેવા અજંપામાં કેદ છું.

## હરીશ મીનાશ્રુ

### આ વૃક્ષને પણ યાદ છે....

શ્યામલ વાદળીઓ
મન ભરીને વરસી ગઈ–
આકાશ તો હળવું હળવું ફૂલ બની ગયું,
પેલી કોર હજુ હમણાં જ
ડોકાયો ભીંજાઈ ગયેલો ચાંદો!
શી ખબર કે
આ ઘટાદાર વૃક્ષમાં
મેઘરાજા હજીય સંતાઈને બેઠા હશે?!
પવન મલકયો
કે પાંદડે પાંદડેથી વરસવા લાગ્યું
મારી બધી જ લાગણીઓના અપભ્રંશ જેવું
ભીનું ભીનું તમારું નામ...
ઓહ સૈ!
આ વૃક્ષને પણ યાદ છે કે...

બહુાના નીચે સર્વસત્તાશોખના પેધણની દંભી વૃત્તિને એણે ઉઘાડી પાડવા માંડી:

'I wrote the first of a series of civic poems on cleansing the ideals of the Revolution.'

એના આ સ્પષ્ટભાષિત્વથી કેટલાય સત્તાશોખીનો અને ભ્રામક ક્રાંતિવાદીઓ કે અધૂરા યા વિકૃત સામ્યવાદીઓ અકળાઈ ઊઠયા. સ્વદોષોને પ્રગટ કરી દુશ્મનોને રાજી ન કરવા એને ઠપકામાં આવ્યું. પરંતુ યેવતુશેન્કો તો સ્વભાવે કવિ. એ દંભને કેમ સહી લે? એનું તો હૃદય નિખાલસ. એણે તરત જ રોકડું પરખાવ્યું:

'A strong men is not afraid of showing his weaknesses. I believed then and I believe now in the spiritual strength of our people, and I therefore think it my duty to speak openly about whatever I think our shortcomings are. This is precisely my way of showing my love for the people and my boundless trust in them.'

આથી જ બીજા વિશ્વયુદ્ધ વખતે કીવ પાસે આવેલા 'બાબી યાર' નામક કોતરમાં હજારો યહૂદીઓની કત્લેઆમ થઈ તેથી આ કવિ-આત્મા કકળી ઊઠ્યો હતો. રશિયાના પૂર્વક્રાંતિ કાળમાં 'રશિયન લોકસમાજ' નામની યહૂદીઓ વિરુદ્ધ પ્રવૃત્તિ કરનાર સંસ્થા પ્રત્યે એને આથી જ નફરત હતી. એક કવિનો, એક માનવતાવાદીનો, એક આધ્યાત્મિક વ્યક્તિનો અવાજ એની ૧૯૬૧માં રચાયેલી પ્રસિદ્ધ કાવ્યકૃતિ 'Babiy yar'માં સ્પષ્ટ રીતે સાંભળવા મળે છે. કાવ્યની

પ્રથમ ચાર પંક્તિ પછી એ તરત જ કહે છે:

'Today I am as old as the Jewish race.
I *seem to myself* a *Jew at this moment.'*

ત્યાંની અમાનુષી કત્લેઆમની દુઃખદ સ્મૃતિ એને કેવાં સ્પંદનો જગાડે છે!

'Taking my hat off
I feel myself slowly going grey.
And I am one silent cry
over the many thousands of the burried,
am every old man killed here,
every child killed here.'

પછી એ જ કાવ્યમાં પોતાનું દુઃખ પોતાની પ્રજા પ્રત્યેનો પ્રેમ અભિવ્યક્ત કરતાં એ કહે છે:

'O my Russian people, I know you.
Your nature is international.
Foul hands rattle your clean name.'

આવું કડવું સત્ય ભાખનાર કઈ રીતે કોઈને ગમે? પોતાની જ પ્રજા પોતાને ધિક્કારે છે. પણ એથી સત્યનું મોં બંધ થતું નથી. અસીમ વેદના જ કાવ્યાંતે નીતરી રહે છે:

'No Jewish blood runs among my blood,
but I am as bitterly and hardly hated
by every anti-semite
as if I were a Jew. By this
I am a Russian.'

એની આવી સચ્ચાઈ તો આ અગાઉનાં એનાં કાવ્યોમાં પણ ઉચ્ચરિત થઈ હતી. આથી જ યુવા પેઢીનો એ માનીતો કવિ

શશિશિવમ્

## મૂંઝવણ

આષાઢી પરોઢનું આભડું
ઊંડે કૂવે રે પડઘાય,
ઘડો રે ભરીને જળ કાઢવું
ઘડો કેમે ના ખેંચાય;
સૈયર, શું રે કરું તરસ્યો સાજણો!

શ્રાવણી અમાસના તારલા
ઝૂંડે ઝૂંડે રે મલકાય,
વીણવા ગઈ તો ઊડ્યા અગિયા
કૂંડાં આભલે દેખાય;
કેમ રે જમાડું સૈયર સાજણો!

ભર્યો રે ભાદરવે બપોરના
તડકા વગડે વીંજાય,
કંચવો કાઢીને ક્યારે મૂકવું?
શેઢે આંખ ના મંડાય;
કેમ રે બોલાવું સૈયર સાજણો!

આસોમાસોની પૂનમ ચાંદની
પોયણે ફૂટી એની પાંખ,
મૂઈ રે હું દોડી લેવા પોયણાં
અડતાં તૂટી એની પાંખ;
કેમ રે રિઝાવું સૈયર સાજણો!

## વીરુ પુરોહિત

### શિશુમૃત્યુ....

કોણ હવે માટીના ઘરમાં
જ્યાંત્યાં બેસી
ચાંદરણાંની સાથે રમશે સંતાકૂકડી ?
હવે બપોરે
કોઈ મને ના જમીન ઉપર હાથ રખાવી
''આકા ડાકા
હૈના ડાકા
હૈ દૂજે દરબાર;
વાડી માઇલો વેલો ફૂટયો
ઊર, મૂર, ધત્તૂરાનું ધોળું પૂર''
કરી
સુંવાળા હાથે હાથ ઉઠાવી કહેશે,
''ખાઈ જા છોકરા ખાંડ–ખજૂર...''
કોણ હવે
આ ખંધોલે વળગીને મારા
'ગોળ-મીઠું'ના દાવ માંડશે ?
કોઈ હવે ના
કાલીકાલી
–ઢીંગલિયુંનાં લગ્ન કર્યાની–
વાત કરીને
રાતે આખા ફળિયાને કલબલતું રાખે..

બધા અવાજો
ન હોવાની દીવાલ પર
અથડાઈ પડીને
નીચે પડતા સુક્કે સુક્કા...

હવે અમારે ફરી યુગોલગ
'ખોળાનો ખૂંદનાર દિયોને રન્ના દે રે !'
કહી કહીને
રહી માંગવી ભીખ...!

થઈ ગયો. ૧૯૫૫માં પ્રથમ વાર જ ઊજવવામાં આવેલા 'Poetry day' વખતે યુનિવર્સિટીના પ્રાંગણમાં પગથિયા પર ઊભા રહી એણે જે કાવ્યો વાંચ્યાં તેથી લોકોએ એને વધાવી લીધો. બાવીસ વર્ષનો આ ઊછરતો યુવાન કેટલો સજાગ અને સભાન થઈ ગયો હતો ! બુઝુર્ગોએ એને વાર્યો. જડ સિદ્ધાંતવાદીઓએ એને ધુત્કાર્યો ! આમ, સામેના પલ્લામાં આખી યુવાન પેઢીનો સ્નેહ છલકાતો હતો. એનાથી જ પ્રોત્સાહિત થઈ હિમ્મતપૂર્વક એ યુગનો અવાજ બની રહ્યો :

'What mattered to me was all those young eyes turned to me and waiting for something that was important to them.'

આ જ પ્રોત્સાહન અને આત્માના અવાજથી એણે પોતાનો કવિધર્મ નક્કી કરી લીધો: 'So I chose the tribune as my battleground'. એ સમયે જાહેર કાવ્યવાચનની છૂટ નહોતી ત્યારે પણ યેવતુશેન્કોએ કારખાનાંમાં, કૉલેજોમાં, કાર્યાલયોમાં પોતાનાં કાવ્યો વાંચવા માંડયાં. મોસ્કો સ્ટેડિયમમાં એનું કાવ્યપઠન સાંભળવા ૧૪,૦૦૦ની મેદની જમા થએલી. ૧૯૬૦ પછી એણે ફ્રાન્સ, આફ્રિકા, અમેરિકા, કયુબા, ગ્રેટ બ્રિટન વગેરે દેશોની મુલાકાત લીધી અને પોતાની લાક્ષણિક કાવ્યપઠનરીતિથી તથા વૈવિધ્યપૂર્ણ અને આકર્ષક કાવ્યશૈલીથી ત્યાંની પ્રજાનું પણ ધ્યાન ખેંચ્યું.

યેવતુશેન્કો સમૃદ્ધ—સત્ત્વ અને સંખ્યા બન્ને દૃષ્ટિએ–કવિ છે. એનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૫૨માં, પછી 'થર્ડ સ્નો'

નામનો બીજો કાવ્યસંગ્રહ ૧૯૫૫માં અને '૫૬ તથા '૫૭માં બીજા બે સંગ્રહો બહાર પડ્યા. ૧૯૫૮માં 'લૅાગબો ઍન્ડ લાયર' તેમજ 'પોએમ્સ ઑવ સેવરલ ડિવર્સ' એમ બીજા બે સંગ્રહો પ્રસિદ્ધ થયા. પછી નવો સંગ્રહ 'ધી ઍપલ' પ્રકટ થયો. '૫૫થી '૫૭ એની સર્જકશક્તિનો ઉત્તમ કાળ છે. આ ઉપરાંત એણે ગદ્યમાં પણ સફળતાથી કલમ ચલાવી છે. 'અ પ્રિકોસિયસ ઑટૉબાયોગ્રાફી'માં એની ધારદાર છતાંય રમતિયાળ, કટાક્ષયુક્ત છતાંય સમભાવી શૈલીનો પરિચય મળી રહે છે ઉપરાંત એણે ફિલ્મનિર્માણમાં પણ ઝંપલાવ્યું.

એની આવી કોઈ પણ પ્રવૃત્તિમાં એનું નિખાલસ કવિહૃદય ધડક્યા વગર રહેતું નથી. અનિષ્ટ, અસત્ય અને અન્યાય સામે એનો પુણ્યપ્રકોપ વારે વારે ઊછળી ઊઠે છે. પ્રેમ, જન્મદિન, પ્રતીક્ષા જેવા નાજુક સંવેદનના પ્રસંગોને એ જેટલી મુલાયમતાથી નિરૂપી શકે છે તેટલી જ જરઠતાથી એ માનવસમાજના જટિલ પ્રશ્નોને પણ વાચા આપી શકે છે. એની કાવ્ય શૈલી પર રશિયન લોકગીત, લોકસંગીત, પુરોગામી કવિઓ અને રોમેન્ટિક ઊર્મિતત્ત્વની અસર છે. પરંતુ આ સર્વની અસર ઝીલીને ય એક સારા કવિની જેમ એ પોતાના વ્યક્તિત્વની મુદ્રા પોતાના સર્જનમાં સફળરીતે ઊપસાવી શક્યો છે.

એની કવિપ્રતિભા એના સકલ વિશેષો સાથે એની પ્રલંબ રચના 'ઝિમા જંક્શન'માં ખીલી ઊઠી છે. એમાં બોલચાલની ભાષા અને લય લહેકા, પ્રકૃતિના ચિત્રો નિરૂપવાની સચોટ શક્તિ, સ્ફૂર્તિલી

## મેઘનાદ હ. ભટ્ટ

### કંકોતરી

કાગડાની કોટે અમીં બાંધી કંકોતરી
ને વગડે રેલાતી વાત મેલી
આભને આંગણિયે જે વધી 'તી હેલી
એ તો ધરતીના પાલવડે રેલ.

કે કાગડાની કોટે...

વૈયાએ વેણુમાં ગહેકાળી કાયા
ને છૈયાએ રેળી ત્યાં છાયા
વંધ્યાના હૈયાની કુંવારી માયાએ
ઝંખી ત્યાં સૈયાની શય્યા.

કે કાગડાની કોટે...

કોકિલના કંઠ ભલે ભૂલ્યા વસંત
આજ, અંકાશી છલકયું દિગંત
પંખીએ સંભારી કલરવની વાત
ઊગી સૈયર સંગ સૂવાની રાત.

કે કાગડાની કોટે...

કાગડાની કોટે અમીં બાંધી કંકોતરી
ને હૈયાની વાત આજ છેડી.
ચોમાસુ ચાર માસ ગહેકે, અહીં તો સખી
બાર બાર માસ બધુ મ્હેકે.

કે કાગડાની કોટે...

## રમેશ ત્રિવેદી

### દિવસનું મૃત્યુ

મોંસૂઝણાના સોવરજળે
તરતી અંધકારની લાશને
કાગડાઓ પહેલી વહેલી ચાંચ મારે
ત્યારે
દરમાંથી નીકળતા સાપોલિયાની જેમ
ટૂથપેસ્ટની ટ્યૂબમાંથી નીકળીને
વોસબસીનમાં ખળખળ થતો
કપની ચામાંથી સીપ થઈને
શાવરમાંથી દ્રુત ગતિએ વરસતો
છૂરી, કાંટા, પ્લેટે ખડીંગાતો ખડીંગાતો
ને પછી
બસ, સ્કૂટર કે બાયસિકલે ચઢી
દોડતો હાંફતો હડકાયા શ્વાન શો
દિવસ,
જ્યારે ધૂંધળા ક્ષિતિજે
ટ્રકના પૈંડા જેવો સૂરજ ખૂંપી જાય
ત્યારે
કોલાહલના અરણ્યમાં હિંસ્ર પશુની બીકથી
મુઠ્ઠી વાળી દોડતો દોડતો
અંતે શરીર પરથી ઊતરીને
હૅન્ગર પર ખીંટાઈ જઇને
(રોજ રોજ) ક્રૉસ પર ચઢેલા ઈસુની ગતિને પામે...

સંવાદકલા, હળવી કટાક્ષવૃત્તિ, વતનપ્રેમ, હાવકું દર્શન, સમુચિત અલંકારસમૃદ્ધિ અને મનોહારી કલ્પનાવૈભવનાં સુપેરે દર્શન થાય છે ઉમ્મરના વધવા સાથે વિકસતી હૃદયસચ્ચાઈને એણે 'ઝિમા જંક્શન'ના આરંભમાં સૂત્રાત્મક રીતે મૂકી છે:

'As we get older we get honester,
that's something.'

વળી, એનો માનવપ્રેમ અને સામાજિક સભાનતા પણ એવી જ સૂત્રાત્મક રીતે આમ રજૂઆત પામ્યાં છે:

'There's truth enough where
there's enough bread,
see to the bread and truth sees
to itself.'

આ આખા ય કાવ્યમાં સરળતાનો સંવેદનશીલતાનો અનુભવ કોઈ પણ સુજ્ઞ ભાવક કરી શકશે. આ જ કાવ્યમાં આવતો પંક્તિખંડ 'જૉય ઑવ સિમ્પ્લિસિટી' એની આ સમગ્ર કલા-કૃતિને લાગુ પાડી શકાય તેવો છે. અને એનો જીવનાદર્શ તેમજ કાવ્યવિભાવના પણ આ જ કાવ્યમાંની 'I'm off. I'm for the truth;' પંક્તિમાં જોઈ શકાય છે. સત્યને માટે અપાર આગ્રહ અને તેની અભિવ્યક્તિ માટે અમાપ હિમ્મત એનામાં હતાં. જો કે આ બાબતને તો તે પોતાનો સ્વભાવ-ધર્મ સમજી અતિ વિનમ્રતાથી હિમ્મતભરી રીતે કહેતાં પણ સંકોચ પામે છે. 'Talk' નામક કાવ્યમાં એ કહે છે:

'You're a brave man they tell me.
I'm not.
Courage has never been my
quality.'

પછી પોતે તો માત્ર શું કરે છે તેની જ વાત કરે છે

my voice
no more than laughed at pompous falsity
I did no more than write never denounced
I left out nothing I had thought about
defended who deserved it put a brand
on the untalented the ersatz writers

આમ ઉપરોક્ત પંક્તિઓ ઉત્તર યેવતુશેન્કોની સકલ કાવ્યપ્રવૃત્તિનું વિચાર કેન્દ્ર છે એની આ 'Talk' એક કવિની ભાવકો સાથેની રહસ્યગોષ્ઠિ છે એક સત્યનિષ્ઠ વ્યક્તિનું આત્મ-સંભાષણ છે એના આ નિરાડંબરપણાએ—અને સત્ય હમેશા નિરાડંબર જ હોય છે!—એને લોકહૃદયમા રશિયાની નવી યુવાન પેઢીના કવિ તરીકે પ્રસ્થાપિત કરી દીધા છે □

## કેશુભાઈ જી પટેલ

### સૂના સૂના ઓરડામા

સૂના સૂના ઓરડામા રહેવાનું એકલું ને
આભલાના ગણવાના માપ
અંધારી આંખો ને પાંપણની વચમાં શા
ભગ્વાના સૂરજના તાપ!

અંધારો ઓરડો અંધારી રાત તો યે
ઉંદર કરે છે એક દર
ફરતો ગુમાનમહીં માલિક હું ઘરનો
મારા ઘરમા છે એક એનુ ઘર
ધબ્બ ધબ્બ પગલાઓ પાડીને ચાલતો
ક્યા યે પડી ન કોઈ છાપ
સૂનાસૂના ઓરડામા રહેવાનું એકલું ને
આભલાના ગણવાના માપ

ડુંગરિયા જોવાના કોડ મને ઓરડામા
લાવી કો' અહીંયા બતાવે
જંગલના ઝાડવા ઓરડે ઉગાડીને
નાહકની આંખો સતાવે
સૂરજ ઊગ્યો ને ખોલ્યુ વાયરાએ દ્વાર
તો યે અંધારું જોવાના શાપ
સૂના સૂના ઓરડામા રહેવાનું એકલું ને
આભલાના ગણવાના માપ

## જિતેન્દ્ર કા. વ્યાસ

### મેંદીભીના કરો...

મેંદીભીના કરો મને ઢંઢોળતા ગયા,
આયુષ્યને અન્તરમહીં ઝબોળતા ગયા!

રગ રગ મહીં ભભૂકી ઊઠી આગ શી, જહીં
વાળાના વીંઝણે એ પવન ઢોળતાં ગયાં!?

વિખરાયલી લટો હતી કે મારી લાગણી?
ચંદનની કાંસકી લઈ એ ઓળતાં ગયાં!

હોઠે અડયાની મોર્યે કેફ કૈં ચડી ગયા,
તાંબાને તાંસળે એ અમલ ઘોળતાં ગયાં!

છાતી પે એમની હું છપાયેલ મોરલો!
ખૂણે ખૂણા મહીં એ મને ખોળતાં ગયાં!

સોનેરી સોણલું થઈ સૌરભ શો હું ઊડયો,
નાજુક હથેળીથી એ નયન ચોળતાં ગયાં.

ચંચુમાં લાલ લાલ, કમલ નીલ લૈ ઊડયા
સોનેરી હંસલાને સોન, ખોળતાં ગયાં!

ઘૂંઘટના ચંદ્રમાનું થયું રૂપ કૈં વધુ,
જયારે અમે નભચંદ્રમાંથી તોળતા ગયા!

## કરસનદાસ લુહાર

### દાઝી ગયાં!

એક લીલા આળથી દાઝી ગયાં,
શીત ઝાકળ-જ્વાળથી દાઝી ગયાં.

બા'ર ને ભીતર બધું ભડકે બળ્યું,
કેટલી સંભાળથી દાઝી ગયાં!

શૂન્યતાના છાંયડે સૂતાં હતાં,
ને ટહુકન્ત ડાળથી દાઝી ગયાં!

આજની કે કાલની કયાં વાત છે?
કેટલાયે કાળથી દાઝી ગયાં.

**પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિ-ને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે.**

## શિલ્પિન્ થાનકી

### સાયુજ્ય

મીણ જેડા થઈ વિયા પથર ડિને
સ્પર્શ-જે ગુલમોરજો અવસર ડિસે.

આગણેમેં લાગણી રેલાઈ વઈ
અંકુરિત હાણે સઘન ઉમ્બર ડિસે

ભાલમેં સિન્દૂર હી સૂરજ સમો
આભલેં-મઢ્યો અસાંજો ઘર ડિસે

મઘમઘેતી મેંડિયું મધરાતજી
સાસમેં સાયુજ્યજો અતર ડિસે

ઓયડેજી શૂન્યતા ખંડિત હુઈ
રુનઝુનિત આશ્લેષજા ઝાંઝર ડિસે

એકતારો હી વજે અદ્વૈતજો
સત સાગર સામટા ભીતર ડિસે

## મણિલાલ હ. પટેલ

### કવિતા

આ
જરઠ શહેરની સૂકી ડાળથી
અબધ વિનાનો ખરી પડું બસ એવું તેવું થાય!
હાંય, ઊંઘનું શમણું ..
યારીને લલકારું
કુળ ફાકું ફળ ફાકું મનમાં થાય
કો ચચુગલના ટહુકા જેવું પોચું ભીનું
માટીનું મન મન માટીનું આભો થઈને લૂમેઝૂમે,
હાવ, અમસ્તો મૂઉં!
કોક અજાણ્યા ઓકળિયાળા આગણ વચ્ચે
લગ્નગીતની ધ્રુવપંક્તિ સમ સ્વરવતો લાગું!
ટીકીને શણગારું...ક્ષણમાં
સીમ મહીં અડવડતા મારા શૈશવ-મનને
સાદ પાડતો,
ગામ ગોંદરે ખાખી-સ્કંધે હાથ મૂકી
કે પૂછુંગાછું:
ત્યાં અચાનક
પીઠ ઉપર આ પીઠ ઉપર આ
ખરડ ખરડ આ કોણ આરડે?
કેમ કરી આ જરઠ શહેરની સૂકી ડાળથી...



### ગ્રાહકોને

'કવિલોક'નું આપનું લવાજમ પૂરું થતા નવા વર્ષનું લવાજમ મોકલવા માટે તેમજ અંક ન મળ્યાની કે અન્ય કોઈ ફરિયાદ માટે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપક: 'કવિલોક' પિનાકિન્ શાહ ઍન્ડ કં.
ફખરી મંઝિલ • બિસ્કિટગલી • પાનકોરનાકા • અમદાવાદ ૧

## હળપતિ માનવ....

### ગીત

આજ મને એટલું જ યાદ છે તારું
મને વર્ષો ને વર્ષોથી ચાહવું!

વર્ષોથી ચાલું તે રસ્તો તો રોજ
મારાં પગલાંમાં વસતો થૈ સંત,
ખોળિયાં મેં લીધાં છે ચોરાસી લાખ
લાખ તો ય મારો આવે ના અંત;
તેમાંથી એટલું જ યાદ છે તારું
મારાં આંસુને વારંવાર લોહવું.

ભૂંડી તો ભૂખ જેવી લાગે આ જગતી
પણ ખૂટે ના જીવતરની ભૂખ,
ડૂબે છે દરિયામાં કેટલી ય કિશ્તી
પણ શોધે તોફાંન મહીં સુખ;
નાવ ભલે ભુક્કો થૈ જાય તોય તારું
મારા અંતરમાં કાયમનું સોહવું.

માનવીની વસ્તીની હસ્તી તો લાગ્યા
કરે છે મને કેટલીય સસ્તી.
ચાહવાનું મૂક્યું તેં એમાં પણ, રાખ
બને ત્યારે તો લાગે અમસ્તી
તો ય મને એટલું જ ગમતું કે
તારું એ મારા પર કાયમનું મોહવું.

. . .

## આહમદ મકરાણી

### પડઘો નથી

ઝંખનાની ખીણમાં પડઘો નથી:
મૌન હોઠે શબ્દ નીકળતો નથી.

લાખ યુગોથી ભલે બળતો રહે;
રાવ સૂરજ કોઈને કરતો નથી.

છે અપેક્ષા ગાઢ જંગલ ચોતરફ;
શક્યતાની જ્યોતને થડકો નથી.

આયનામાં રોજ શોધું છું મને;
કોઈ ઘરમાં તે છતાં મળતો નથી,

**U. જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં.**

## નિરંજન યાજ્ઞિક

### ગઝલ

હોઠની ભીનાશ પાછી ના વળે,
શ્વાસમાં એવુ કશુ જે ના ફળે.
ડૂબતા સૂરજ વિષેની વારતા,
આભ આખ્ખું એકચિત્તે સાંભળે.
દોડવા માંડે હરણ પાછા વળી,
ઝાંઝવાની આશ કેવી ટળવળે :
આમ તો બે-ચાર શ્વાસોની કથા,
આમ પાછું વાતમાં કૈં ના મળે :
સાત અક્ષર જેટલું ચાલ્યા પછી,
આપણે ઝીલ્યા હતા એ ઘા કળે.

ઘ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાએલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય.

**Kamal Art Printery**
**38 Police Court Lane, Fort**
**Bombay-1**

## હસમુખ કે. રાવલ

### ખેતરમાં

(મે. ૨૦૩૦)

અંગાર પીતા શ્વાસ,
બળ બળ થતા પેટાળમાં
આ હાથ જઈ શકતો નથી
ને એટલે
પાણી તને હું ટોઈ પણ શકતો નથી
ચંદન નથી કે લેપ થઈ લેપાઈ જઉં
બસ, ફૂંક ઝીણી પાથરું તારી ઉપર
ને શ્વાસ,
તારા હોઠને ગુલાબવા
શેકાઈ જાતી કાયના ટીપાં
હળુ ટોયા કરું...
પણ શ્વાસ, શ્વાસ,
દાઝતી આંખે વિનવતો તું મને
હળવે રહી ચૂમી ભરી
છાય ફૂટ્યા વૃક્ષના
થડમાં ઝબોળી દે મને
ને ખુદ ભડભડતો રહે...
શ્વાસ, શેં અળગો કરું?
કે શ્વાસ શેં અળગો રહું?
ને આગમાં કૂદી પડું છું.
પણ હાય!
અંગેઅંગમાં પ્રગટી રહે પ્રહ્લાદ!
તારી સોડમાં
ને તો ય હું
બળતો નથી
ખરતો નથી.

અનુસંધાન] ડાહ્યાભાઈ દેરાસરી [આગલા પૂર્તિમાંથી

બારીના સભ્ય તરીકે પણ એમણે ખૂબ જ ઉપયોગી સેવાઓ આપેલી. જ્ઞાતિમંડળો અને સંમેલનોમાં આગળ પડતો ભાગ લઈ જ્ઞાતિબંધુઓની સેવા કરવાનું પણ એઓ ચૂક્યા નહોતા.

આમ, જાહેરક્ષેત્રે યશસ્વી કામગીરી બજાવનાર ડાહ્યાભાઈ દેરાસરીની સાહિત્યોપાસના પણ નોંધપાત્ર છે. એ કાળે ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને ભૂસ્તરશાસ્ત્ર પર વિદ્યાર્થીભોગ્ય રીતે ગુજરાતીમાં પુસ્તકો લખનાર એઓ પહેલા જ ગુજરાતી હતા. ભૂસ્તરશાસ્ત્રપર તો ગુજરાતીમાં એમણે લખેલું પુસ્તક તદ્‌વિષયક પ્રથમ અધિકૃત પુસ્તક ગણી શકાય તેવું છે. પરંતુ આ પુસ્તકો ઉપરાંત એમને ખરી કીર્તિ રળાવી આપનાર ગ્રંથો તો છે ઈ. ૧૯૦૮ પહેલાંના સાઠ વર્ષના ગાળાનાં પુસ્તકોનું વિવેચન અને તત્કાલીન સમાજનું નિરીક્ષણ-નિરૂપણ કરતું ઈ. ૧૯૧૧માં પ્રગટ થએલું ૩૨૬ પાનાંનું કીમતી પુસ્તક 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન', પદ્મનાભકૃત 'કહાનડદે પ્રબંધ' જેવા ઐતિહાસિક કથાકાવ્યનું શ્રમપૂર્વક કરેલું સંશોધન-સંપાદન (૧૯૧૩) અને તેનો ગુજરાતી ભાષાનુવાદ (૧૯૩૪), લૉર્ડ લિટનના જાણીતા પુસ્તક 'રણજિતસિંહ'નો અનુવાદ (૧૮૯૫), પુરાણોના વાચકો અને પ્રાચીન ઈતિહાસના અભ્યાસીઓને ઉપયોગી એવો ૧૦૦૦ પાનાંનો મૂળ મરાઠી ઉપરથી ઉતારેલો 'પૌરાણિક કથાકોશ'.

કવિ તરીકે એમની સર્જન-પ્રવૃત્તિનો આરંભ, એમનાં કાવ્યોની હસ્તપ્રતો જોતાં લાગે છે કે ઈ. ૧૮૭૨થી થયો. ચૌદ પંક્તિમાં લખાએલી પ્રથમ કૃતિ 'કક્કો' નીચે રચના સાલ ૧૮૭૨ દર્શાવાઈ છે તે પરથી આ અનુમાન તારવી શકાય. એમના આ કાવ્યસંસ્કારો પોષાયા હશે એમના સહાધ્યાયીઓ બાલાશંકર કંથારિયા અને નરસિંહરાવ દીવેટિયાના સાન્નિધ્યથી. પછી તો હરિલાલ હર્ષદરાય ધ્રુવ, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, નર્મદાશંકર દેવશંકર મહેતા, નવલરામ લક્ષ્મીરામ પંડ્યા આદિ સાહિત્યકારોનો સંપર્ક અને એમાંય ખાસ કરીને નવલરામનો તો નિકટનો સહવાસ સાંપડ્યો. એનાથી એમની સિસૃક્ષા પક્વ થવા લાગી.

પરંતુ કવિ તરીકે એમની પ્રસિદ્ધિ મુખ્યત્વે બે કાવ્ય પુસ્તિકાને આભારી છે: 'ચમેલી' અને 'બુલબુલ'. 'ચમેલી' ત્રણસો અને 'બુલબુલ' ચારસો પંક્તિનાં સળંગ કાવ્યો છે. (આ કૃતિઓને એઓ 'સંગીત કાવ્યો' ગણતા, કારણ કે એમાંના ખંડોને એમણે વિવિધ રાગરાગિણીઓમાં મૂકેલા છે.) આ બન્નેમાં બાલાશંકર કંથારિયા અને મણિલાલ દ્વિવેદીની પ્રણયમસ્તીની સ્પષ્ટ અસર જોઈ શકાય છે. 'ચમેલી' આખુંય કાવ્ય હરિગીતમાં લખાએલું છે; જ્યારે 'બુલબુલ'માં શેર અને સાખીનું મિશ્રણ કરી સુભગ નાવીન્ય પ્રગટાવાયું છે. પ્રેમમસ્તીના નિર્મળ ભાવોદ્‌ગારો આ કૃતિઓને ઊર્મિપ્રધાનતા બક્ષે છે. ભાવની અભિવ્યક્તિ સરળ ને સાહજિક છે, પરંતુ રસનિષ્પત્તિની કોટિ સુધી પહોંચી શકે તેટલી તીવ્રતા અને કલામયતાની ઓછપ ખટક્યા કરે છે. સંસ્કૃત અને ફારસી શબ્દાવલિની અતિશયતામાં સરી પડ્યા વગર લોકવ્યવહારની સાદી ભાષામાં થએલું ભાવનું નિરૂપણ આ કૃતિઓની–કવિની સમગ્ર કાવ્યપ્રવૃત્તિની–નોંધપાત્ર વિશેષતા છે. પ્રિય–વિરહથી તડપતા હૈયાનો વિષાદ અને મિલનમાધુરીના સ્મરણમાં રાચી પ્રિય માટે સર્વસ્વ ન્યોચ્છાવર કરવાની અને તન્મય બની રહેવાની તીવ્ર તમન્ના આ કૃતિઓમાં સારી રીતે નિરૂપાયાં છે. આમ છતાંય એકના એક ભાવનું સુગ્રથિત રીતે નિર્વહન થયું નથી અને ચંદ્ર-ચકોર તથા ચાતક-મેઘ જેવાં એકનાં એક રૂપકોની આસપાસ કલ્પના વિહર્યા કરે છે તેથી લાગણી કૃત્રિમ બની જાય છે અને અભિવ્યક્તિ ફિક્કી પડી જાય છે. એમનો વિપ્રલંભ શૃંગાર શિષ્ટતાના સ્તર પર રહ્યો છે અને પ્રિયમાં પ્રભુનું દર્શન કરી સંતોષ અનુભવે છે. 'બુલબુલ'ના સાતમા ખંડમાં કવિ કહે છે:

'સ્તવું તુજને પ્રભુ ધારી, દયા કરી વ્હાલિ કેહ નહિ ના.'

તો પ્રેમની સચ્ચાઈ અને વફાદારી આ રીતે પ્રગટ કરે છે:

'ચાતક તરસ્યું મેઘનું, વ્હાલી ગ્રાઝું હોય;
કદી તરશ છીપવે નહીં, જોઈ ગમે ત્યાં તોય.'

જ્યારે 'ચમેલી'માં પ્રેમની ઉચ્ચતા અને મહત્તા આ રીતે રજૂ કરે છે:

'આ જિંદગી ફાની જગત તોફાનનું છે આ ભર્યું
પણ માત્ર મળવું સ્નેહિનું સાચું ઠર્યું સાચું ઠર્યું.'

એમના 'બુલબુલ' કાવ્યની લોકપ્રિયતા એની ત્રણ વાર (૧૮૮૩, '૮૪ અને '૯૦) થએલી આવૃત્તિ જ સૂચવી આપે છે. એ કાવ્યનો આરંભ એમણે ઈ. ૧૮૭૮માં કરેલો અને ૮૩માં એ પૂરું કરેલું. આ ઉપરાંત ૨૦૦ લીટીના 'હરિ-ધર્મશતક' નામક નાનકડા કાવ્યમાં એમણે વિવિધ ધાર્મિકપંથોમાં પ્રવેશેલાં અનિષ્ટ તત્ત્વોનો ઉપહાસ કરેલો છે. 'વર્ષાદ વર્ણન' નામક ૨૦ શ્લોકના અને 'તાપીમાં રેલ' નામક ૨૪ પંક્તિના કાવ્યમાં એમનાં અછડતાં પ્રકૃતિ-નિરીક્ષણ અને નિરૂપણનાં દર્શન થયા વગર નહિ રહે. 'રિપન જયંતી' કે 'એક દેશીની અરજ' જેવાં પ્રાસંગિક પ્રશસ્તિ કાવ્યો અને 'સ્નેહી ભાઈશ્રી નરસિંહરાવને લખેલો પત્ર'ની ૧૪ લીટીઓમાં પત્ર-કાવ્યનો નમૂનો પણ એમના અપ્રગટ સંગ્રહમાં જોવા મળે છે. સ્વદેશભક્તિ અને પરમેશ સ્તુતિ પણ કેટલીક કૃતિઓમાં છે. દ્રુત-વિલંબિત, શાર્દૂલ અને મિશ્ર જેવા અક્ષરમેળ છંદો સાથે સાથે હરિગીત, દોહરો, દિંડી જેવા માત્રામેળ છંદો

એમણે મધ્યે ગયા છે 'રસ રસા ગુણ વાલા નાકે રે એ ઘરેજ દ્દરથ' થી શરૂ થતુ હાસ્ય એમણે કરેલા વિનોદ કાવ્યના પ્રયોગ લેખે ઉલ્લેખનીય છે એમના અપ્રગટ સંગ્રહમાથી ચૂટીને બીજા ૩૦–૩૫ કાવ્યોની એક નાનકડી પુસ્તિકા પ્રગટ કરી શકાય એટલા એ આસ્વાદ્ય જરૂર છે

આમ, મ ન દ્વિ અને ખબરદાર કવિયોની સાથે પંડિત યુગમા રહીને પણ લોકભોગ્ય બાનીમા કાવ્યસર્જન કરનાર તરીકે ઉલ્લેખનીય કવિ ડાહ્યાભાઈ દેરાસરીનું એમના પરમ મિત્ર કેશવ હર્ષદ ધ્રુવના અવસાનના આઘાતથી બીજે જ દિવસે એટલે કે ઈ ૧૯૩૮ના માર્ચની ૧૪મીએ અવસાન થયેલુ

नेत्रोत्सवो हृदयहारिमरीचिमाल
प्रह्लादक शिशिरसीकरवारिवर्षी ।
पत्युर्वियोगविषदग्धशरक्षताना
चन्द्रो दहत्यतितरा तनुमङ्गनानाम् ॥ १ ॥

(કવિ કાલિદાસ)

---

પૃષ્ઠ પરનું ચિત્ર **શરદ** વાસુદેવ સ્માર્ત

---

જે નેત્રનંદન વળી રમણીય છે તે
આ ચંદ્રમા મન હરે કિરણાવલીથી,
વર્ષે શીળા જલકણો, અતિ દેહ દાહે
સ્ત્રીના—વિયોગવિષતીર થકી ઘવાયા.

(અનુ૦ ધીરુ પરીખ)

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali Badal

N. L. Mehta Cinema Enterprises Private Limited
BOMBAY

એમણે પ્રયોજ્યા છે 'રા રા ગુણવંતા નાર રે ઓ હરજી હરજી' થી શરૂ થતુ કાવ્ય એમણે કરેલા વિનોદ કાવ્યના પ્રયોગ લેખે ઉલ્લેખનીય છે એમના અપ્રગટ સંગ્રહમાથી ચૂટીને બીજા ૩૦-૩૫ કાવ્યોની એક નાનકડી પુસ્તિકા પ્રગટ કરી શકાય એટલાં એ આસ્વાદ્ય જરૂર છે

આમ, મ ન દ્વિ અને બાલાશંકર કંથારિયાની સાથે પંડિત યુગમા રહીને પણ લોકભોગ્ય બાનીમા કાવ્યસર્જન કરનાર તરીકે ઉલ્લેખનીય કવિ ડાહ્યાભાઈ દેરાસરીનું એમના પરમ મિત્ર કેશવ હર્ષદ ધ્રુવના અવસાનના આઘાતથી બીજે જ દિવસે એટલે કે ઈ ૧૯૩૮ના માર્ચની ૧૩મીએ અવસાન થયેલુ

नेत्रोत्सवो हृदयहारिमरीचिमालः
प्रह्लादक शिशिरसीकरवारिवर्षी ।
पत्युर्वियोगविषदग्धशरक्षताना
चन्द्रो दहत्यतितरां तनुमङ्गनानाम् ॥ १ ॥
(કવિ કાલિદાસ)

---

પૂરા પરનુ ચિત્ર **શરદ** વાસુદેવ સ્માર્ત

---

જે નેનનંદન વળી રમણીય છે તે
આ ચંદ્રમા મન હરે કિરણાવલીથી,
વર્ષે શીળા જલકણો, અતિ દેહ દાહે
ઓના—વિયોગવિષતીર થકી ઘવાયા.
(અનુ૦ ધીરુ પરીખ)

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali

Badal

N. L. Mehta Cinema Enterprises Private Limited
BOMBAY

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર હેમંત વિક્રમ સંવત ૨૦૩૧ • પરંપરિત અંક ૧૦૨ દ્વિજ અંક ૩૦
નવેમ્બર-ડિસેમ્બર ઈ. ૧૯૭૪

□

કાવ્ય



ગદ્ય



ચિત્રસૂચિ

પૂંઠા પર હેમંત (વાસુદેવ સ્માર્ત) રેખાંકન કવિ પુશ્કિન તેના પિતા માતા ને પત્ની ભાનુશંકર વ્યાસ હેમંતની ગોદ (છગનલાલ જાદવ)

□ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે મહિને — ફેબ્રુઆરી એપ્રિલ જૂન ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે □ વાર્ષિક દેશમાં રૂ ૯ પરદેશમાં રૂ ૨૦ શા ૧૦ અમેરિકામાં રૂ ૩૦ ચા ડૉ ૪ છૂટક નકલનો રૂ ૧.૭૫ □ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે □ લવાજમ મોકલવાનાં સ્થળ (૧) પિન કિન શાહ એન્ડ કં કુબેરી મજિલ બિ રિલીફ ગલી પાનકોર નાકા અમદાવાદ ૧ (૨) લિપિની પ્રિ ટરી ૨૨ કલ્યાણદાસ બિલ્ડિંગ ગોવાલિયા ટૅક રોડ મુબઇ ૪૦૦૦૩૬

તંત્રીઓ રાજેન્દ્ર શાહ અને અનુભાઈ રાવત
સહયોગ જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાના અન્ય સ્થળ
ત્રિપાઠી મા લિ પ્રિ સેસ સ્ટ્રીટ મુબઈ ૨
□
વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
રામસદન ૧લે મજલે બ સ્ક્રુ બાઝાર લેન
ગામદેવી મુબઈ ૭

મુદ્રક અને પ્રકાશક અનુભાઈ રાવત
કુમાર પ્રિ ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

## નવું લવાજમ

❀ આવતા વર્ષની શરૂઆત—જાન્યુઆરી ૧૯૭૫થી 'કવિલોક'નું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૯, પરદેશમાં રૂ. ૨૦ યા પાઉન્ડ ૧, અમેરિકામાં રૂ. ૩૦ યા ડૉલર ૪ રહેશે. છૂટક નકલ રૂ. ૧–૭૫.

❀ જાન્યુઆરીથી ગ્રાહક થવું આવશ્યક છે. અધવચથી ગ્રાહક થનારને શરૂઆતથી ગ્રાહક ગણી પાછળના અંકો રવાના કરવામાં આવશે.

❀ આપનામાંના મોટા ભાગના ગ્રાહકોનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે. જો આપનું લવાજમ પણ પૂરું થતું હોય તો તે રૂ. ૯ લેખે જાન્યુઆરી ૧૯૭૫ના અંત પહેલાં મોકલી આપવા વિનંતી છે. જો આપના તરફથી કોઈ સૂચના નહિ મળે તો જાન્યુ-ફેબ્રુ. '૭૫નો પ્રથમ અંક આપને **વી. પી.**થી મોકલી આપીશું જે છોડાવી લેવા વિનંતી છે.

❀ લવાજમ મોકલવાનું સરનામું:

**પિનાકિન શાહ ઍન્ડ કંપની**
ફખરી મંઝિલ, ખિસ્કિટ ગલી,
પાનકોરનાકા, અમદાવાદ-૧

---

अन्या प्रकामसुरतश्रमखिन्नदेहा
रात्रिप्रजागरविपाटल नेत्रपद्मा ।
स्रस्तांसदेशलुलिताकुलकेशपाशा
निद्रां प्रयाति मृदुसूर्यकराभितप्ता ॥ ९५ ॥
(કવિ કાલિદાસ)

---

પૂઠા પરનું ચિત્ર **હેમંત** વાસુદેવ સ્માર્ત

---

છે ખિન્ન દેહ વધુ કામ તણા શ્રમે ને
રાત્રે ન નીંદ : અતિ રક્તિમ નેત્રપદ્મો;
વેરાયલા અલક કેશ ઢળેલ સ્કંધે
તે નાર નીંદ સરતી મૃદુ સૂર્યતાપે.
(અનુ૦ ધીરુ પરીખ)



પુશ્કિનના પિતા



પુશ્કિનનાં માતા



ભાનુશંકર વ્યાસ
'બાદરાયણ'
જન્મ : ૨૨-૫-૧૯૦૫
અવસાન : ૧૪-૧૧-૧૯૬૩







ક: શ્રી ભાગવત વિદ્યાપીઠ કૃષ્ણધામ, (સોલા) અમદાવાદ-૫૪.



પુશ્કિનના પિતા



પુશ્કિનનાં માતા



ભાનુશંકર વ્યાસ
'બાદરાયણ'
જન્મ: ૨૨-૫-૧૯૦૫
અવસાન: ૧૪-૧૧-૧૯૬૩





ક: શ્રી ભાગવત વિદ્યાપીઠ કૃષ્ણધામ, (સોલા) અમદાવાદ-૫૪.

હેમંત • વિ. સં. ૨૦૩૧ **કવિલોક** નવે.–ડિસે. • ઇ. ૧૯૭૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કાવ્યનો આસ્વાદ

ઘડીભર આપણે કાવ્યમીમાંસામાં વપરાતી બધી પારિભાષિક સંજ્ઞાઓને ભૂલી જઈએ. એ સંજ્ઞાઓ કાવ્યને વર્ણવવાને આપણે યોજીએ છીએ. એ સંજ્ઞાઓ કાવ્યના વર્ણનમાં બને તેટલી એકવાક્યતા આણવામાં મદદ કરે છે. અમુક કાવ્યમાં અમુક પંક્તિમાં કયો અલંકાર છે એ વિશે કે અમુક કાવ્યનો છન્દ કયો છે એ વિશે મતભેદ સંભવે નહિ. પણ એ અલંકાર કે એ છન્દ કાવ્યના કાવ્યત્વમાં શો ભાગ ભજવે છે, કાવ્યનું કાવ્યત્વ શેમાં રહેલું છે એ પરત્વે મતભેદ રહેવાનો. કાવ્ય જેમ વધારે સમૃદ્ધ, સત્ત્વવાળું, તેમ આવા મતભેદને અવકાશ ઓછો રહે એમ પણ બને. બાહ્ય દૃષ્ટિએ સરળ રચનાવાળું લાગતું કાવ્ય, એના સંવિધાનને તપાસીએ ત્યારે, એ દેખીતી સરળતા પાછળ સંકુલ સમૃદ્ધિ છુપાવી બેઠેલું દેખાય છે. આ સમૃદ્ધિ કવિએ વાપરેલા અલંકાર કે છન્દનું નામ દઈ દેવાથી આપણા હાથમાં આવતી નથી. કવિએ આ પ્રતીક યોજ્યું છે એમ કહેવાથી પણ કશો ફેર પડતો નથી. આવી સંજ્ઞાઓનો ઉપયોગ કાવ્યના આસ્વાદને માટેના સાચા પ્રયત્નમાંથી આપણને ઉગારી લે છે. પણ આવી કોઈ સંજ્ઞાઓને વચમાં લાવ્યા વિના, કાવ્યમાં શું બને છે, કવિકર્મનો શો વિશેષ છે, તે જાણવું કાવ્યના આસ્વાદ માટે જરૂરી છે. કાવ્ય આપણી પકડમાં આવે તે માટે એને સંકોચવું, હ્રસ્વ કરવું, એના કરતાં કાવ્યની સાથે આપણે વિસ્તરીએ તે વધારે ઇષ્ટ છે. શાસ્ત્રીયતા કે એકવાક્યતાને નામે કાવ્યના આસ્વાદને જતો કરીને આપણને અભિમત લાગણીઓ કે ભાવનાઓ જોડે તાળો મેળવવાનો, અમુક નિયમો કાવ્યમાં પળાયા છે કે તૂટ્યા છે તેની તપાસ કરવાનો, કે કાવ્યને પહેલો બીજો નંબર આપવાનો વ્યવસાય આપણા અહંને પોષક ભલે હોય, કાવ્યાસ્વાદને માટે તો અપ્રસ્તુત જ છે એ હકીકતનો સ્વીકાર થવો જોઈએ.

સુરેશ જોષી

ક: શ્રી ભાગવત વિદ્યાપીઠ કૃષ્ણધામ, (સોલા) અમદાવાદ-૫૪.

# પુશ્કિન-એક પરિચય

### રતિદેવ ત્રિવેદી

ફક્ત ૩૮ વર્ષની કાચી વયે એક દુર્ઘટનામાં અવસાન પામનાર કવિ પુશ્કિનના મૃત્યુને ૨૫ વર્ષ થયાં તે સમયે એક રશિયન વિવેચકે જણાવ્યું હતું, 'Pushkin is our all'–પુશ્કિન અમારું સર્વસ્વ છે. રશિયાના ૧૯મી સદીના Nihilists–ક્રાંતિકારી વિચારસરણી ધરાવનારાઓ કે જેમને પ્રચલિત સમાજવ્યવસ્થામાં કશું જ સારું દેખાતું નહિ તે અરાજકતાવાદીઓ–સિવાય સહુ કોઈનો એ જ અભિપ્રાય હતો કે રશિયાની રાષ્ટ્રિય પ્રતિભાનું ઉચ્ચતમ મૂર્તસ્વરૂપ પુશ્કિન હતો. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ રશિયાવાસીઓ માટે પશ્ચિમના શેક્સપિયર, માઈકેલ ઍન્જેલો, બિથોવન જેવા અગ્રણી કલાવિદોમાંના એક તરીકે પુશ્કિનની ગણના કરવાનું સહજ બનતું ગયું. અને હવે તો વિશ્વસમસ્તે પુશ્કિનનો એક ન અવગણી શકાય તેવી સાહિત્યપ્રતિભા તરીકે સ્વીકાર કર્યો છે.

પુશ્કિનની સાહિત્યસાધનાનું મુખ્ય સાધન verse–પદ્ય–હતું, અને તે પણ એવા પ્રકારનું કે જે અનુવાદકના સાહસને જબરો પડકાર કરે તેવું કઠિન. અ[illegible] તેમાં અભાવ હોવા ઉપરાંત તેનું પદ્ય બૌદ્ધિક કસરતથી પર છે. તે પોતાની જાદુઈ અસર માટે ચોકસાઈ, સ્પષ્ટતા તથા શાબ્દિક પટુતા (કે જે નરી આંખે જોઈ શકાય તેટલી સ્પષ્ટ છે તેમજ અનુવાદ દ્વારા સમજાવી ના શકાય તેટલી કઠિન છે!) ઉપર આધારિત છે પુશ્કિનની

## ઉશનસ્

### એ ઉર્વર સર્જક ક્ષણોમાં

સામસામી ઘડીનું મળવું જે બેસવું આપણું આ
એ તો મારે શિશિર રતનું રાતનું તાપણું સ્તો,
બોલ્યાચાલ્યા વગર વચમાં જે પડી તે ક્ષણોની
ભારેલી આ તણખ સગડી ફૂંકી સંકોરવી, ને
સંકોરાઈ તણખ–ઝીની–આભા મહીં હાથ શેકી
શેક્યા હાથે ફરી ફરી તને ગાલસ્પર્શોનું ફહાનું;
પાસે પાસે ઘડીનું અરીને આપણું બેસવું આ
એ તો જાણે લગન ઘડિયા આપણા છે લીધેલાં:
ચોરી-મધ્યે કૃપણ સમયે ચોરી લૈને ક્ષણો બે
હોતાં રે અદીઠ ધ્રુવ એકાન્તની આત્મ સાખે,
સર્ગાત્મા આ ક્ષણ ચગુતી લ્યો, આપણો શેનખડ
ઘી-દીવી તો હતી જ: તવ આ અસ્પની આ અખંડ,
પ્રેમે-આજી તવ દગનું જે બે ક્ષણો જોવું-ટોવું
એ દષ્ટિની દ્યુતિ મહીં લહું એટલું મારું 'હોવું'.

## દિલીપ મોદી

### ઉમ્રભર

એક પડછાયો છવાયો ઉમ્રભર,
સ્વપ્નના દરિયે તણાયો ઉમ્રભર.

મ્હેકી ઊઠ્યાં યાદનાં બેચાર ફૂલ,
ને વસન્તી સ્વર ઝિલાયો ઉમ્રભર.

અપસરોની સીત સૌ ટોળે વળી,
મૌન પડઘો જ્યાં ઘવાયો ઉમ્રભર.

શ્હેરની પાળેથી ફફડે જે સમય,
શૂન્ય રસ્તા પર રિબાયો ઉમ્રભર.

પથ્થરોની વેદનાના આંગણે,
મીણનો ટહુકો છુપાયો ઉમ્રભર.

## ભગવતીકુમાર શર્મા

### રાજપાટ

આ નિરર્થક, એકધારો તરફડાટ;
રિક્ત આવાસે ઝૂલે હિંડોળાખાટ.
હરપળે ચોકી ઊઠું છું પગરવે;
શ્વાસ: સૂકાં પાંદડાંનો ખડખડાટ.
સાંજના અશ્વોના શ્યામલ ડાબલે
સૂર્યનો પીંખાઈ જાશે ઝળહળાટ.
આંગણું, કેડી, ઝરૂખો—હું જ છું;
હું હવે જોયા કરું છું મારી વાટ.
વાઘ તો જંપી ગયું છે ક્યારનું;
ટેરવાંમાં છે હજી યે રણઝણાટ.
કોઈ મારે ઉંબરે આવ્યું નહીં;
વ્હેલ થંભ્યાનો સુણ્યો'તો કિચૂડાટ.
હું મને છોડીને ચાલ્યો જાઉં પણ,
ક્યાં જશે સ્મરણોનાં મારાં રાજપાટ?

## જોઇતારામ પટેલ

### શુકર

અમસ્તા ઘેનમાં આવ્યા સપનને પામવા માટે
અમે તો આંગણું છોડી અગમ આશા કરી બેઠા;
જમીં ને આભનાં છેટાં ખબર ના એ અમોને, ને
ઉછીની પાંખ લઈ ઊડવું અમે તો આદરી બેઠા.
ગગનનો રાહ સૂઝે ના ધરા રહી વેગળી નીચે;
અમારે ક્યાં જવાનું છે સરાસર વીસરી બેઠા.
પળે પળના હિસાબે તો જમા થઈ કેટલી રાતો!
ઊગે ને આથમે સૂરજ; અમે તો આળસી બેઠા.
હૃદયનો મેલ ધોવાશે? અહં આ ઓગળી જાશે?
થશે શું રાહબર બેલી? અમે આરત ધરી બેઠા.
અમોને ના પડી માલમ પછી શું શું થયું તે તે!
શુકર ખાવિંદ! તારાં કે, અમે આંગણ ભરી બેઠા.



કવિતામાં 'કશુંક' એવું છે કે જે આત્માના ઘેરા ઊંડાણમાં ઊતરવાની તેને શક્તિ બક્ષે છે. Tschaikovsky જણાવે છે તેમ તે 'કશુંક' છે તેનું દિવ્ય સંગીત!

પણ પુશ્કિન પ્રત્યેના અભિગમને બદલવાની પ્રક્રિયા શરૂ થઈ રશિયન ક્રાંતિના સમયે. ક્રાંતિને કારણે કે જૂનાં મૂલ્યોની ફેર-વિચારણા આરંભાઈ અને એથી તો પુશ્કિનની પ્રતિષ્ઠા તથા લોકચાહનામાં ભરતી આવી. તેની મૃત્યુશતાબ્દીના સમયે એ હકીકત છતી થઈ કે નવો સોવિયેત સમાજ તેમજ ક્રાંતિને કારણે સ્વદેશ ત્યજી દેનાર વર્ગ એ બન્નેએ પુશ્કિનને પોતાનો સ્થાપિત કરવા આતુરતા બતાવી. સ્વદેશ ત્યજનાર માટે પુશ્કિન એક આશ્રયસ્થાન બની રહ્યો. રાષ્ટ્રિય સાંસ્કૃતિક પ્રણાલી કે જે તત્કાલતો ઊગતા સામ્યવાદના ઓછાયામાં ઘેરાએલી હતી તેનું તે પ્રતીક ગણાયો અને તે પ્રણાલીના પુનઃસ્થાપનનો આદર્શ પ્રેરણાસ્રોત બની ગયો. રશિયામાં વસવાટ કરી રહેલાઓ માટે તો પુશ્કિન રાષ્ટ્રિય વ્યક્તિ બની રહ્યો.

સન ૧૮૯૯માં પુશ્કિનના જન્મની પ્રથમ શતાબ્દી ઊજવાઈ તે પ્રસંગે એક ભૂગર્ભ ક્રાંતિવાદી સંસ્થાએ ચોપાનિયું બહાર પાડી પુશ્કિનનો એ ભૂમિકાએ અસ્વીકાર કરેલો કે પુશ્કિન કદીય આમ-જનતાનો મિત્ર ન હતો. તેના મત મુજબ તો પુશ્કિન મિત્ર હતો ઝારનો, ઉમરાવ તથા બૂર્ઝ્વા વર્ગનો. હવે તો આવા દૃષ્ટિકોણથી પુશ્કિનને નિહાળવાનું અને મૂલવવાનું શક્ય જ નથી. નવી પેઢીએ તો કવિ પુશ્કિનનો પોતાને મળેલા અખૂટ તથા અમૂલ્ય વારસામાંના એક આદર્શ નમૂના તરીકે સ્વીકાર કર્યો છે. પુશ્કિનની મૃત્યુશતાબ્દીની ઉજવણીના સંદર્ભમાં કવિની પ્રતિભાને પ્રજા સમક્ષ આણવા માટે સઘન પ્રયત્નો આદરવામાં આવ્યા હતા. રાજ્યકર્તા વર્ગે યુવા પેઢી માટે પુશ્કિનની રચનાઓની, જરૂરી માનસિક ખોરાક તરીકે મુલવણી કરી હતી અને તે સમયે 'Pushkin-hour' નામક કાર્યક્રમ રેડિયો માટે એક આવશ્યક અંગ બની ગયો હતો. પુશ્કિનનો આવો આદર થવાને કારણે તેની રચનાઓ ઇત્યાદિ અંગેના સંશોધન તથા વિવરણકાર્યને વેગ મળ્યો ને તે અંગેના સાહિત્ય ખજાનામાં સતત વૃદ્ધિ થતી ગઈ અને થતી જાય છે.

ક્રાંતિકાળ પછીના રશિયાએ પહેલાંના ઝારના સમયના રશિયાની જેમ જ પુશ્કિન-માંના રાષ્ટ્રના અતિ મહાન કવિને પૂજવાનું ચાલુ રાખ્યું છે. તેને માટે પુશ્કિન એક એવો માનવી બની રહ્યો છે કે જેણે રશિયાની સાહિત્યભાષાનું ઘડતર કર્યું તેમજ તેના સાહિત્યનું કાળજીપૂર્વક જતન કર્યું છે. ઝારના સમયના રશિયન સમાજ

## પિનાકિન્ ઠાકોર

### ડૉ. વિક્રમ સારાભાઈને

સીધાસાદાં શુભ્ર શ્વેત પરિધાન,
કાળા રૂપાળા વાળમાં યે શુભ્રનાં શુભ્રસત્યની લકીર
ધવલ રાખમાં એનું કેવું દુઃખકર પરિવર્તન.
મુખ પર શી રક્તિમ ઝાંય ભરી ગૌરવમયી ગૌરતા.
(રુધિરનાં આંસુએ ભીના સ્વજન
સકલ જન)
શ્વેત નયનપટમાં નીલિમવર્ણી અગાધ ઊંડાણ
શુભ્ર ચહનીમાં વાદળવરણાં ઉત્પલ અર્ધ નિમીલિત
(ઝંઝાવાત તાડવે શા અઘોર ઉન્મૂલન)
અવકાશોનાં રહસ્યોના ચિંતન ને દર્શન
(અહમા આ કેવું મર્મભેદી આઘાતક દારુણ
શૂન્ય અવકાશે અચાનક નિગૂઢ ગમન!)
નિર્મલ નિખાલસ મધુર સ્મિતના સ્વાભાવિક
ગોપન
(આજ તો કેવલ શૂન્ય સ્મૃતિશેષ વેદનાનું
ભરપૂર સાંભરણું!)
અણુપરમાણુનાં બલના પ્રચંડ બલના
પરમ સાધનાએ નિયોજન
(હવે અહીં નામ વિજોગનાં જોજન
જોજન દૂર વિસાજન વિશૃંખલન!)
યશોજ્જવલ ભારત માતાના કીર્તિમંત
હે સપુત્ર! વિગત હે વિજયંત!
વિજ્ઞાની હે!
(આનંદને પર્વે આ શો આતંકનો
અવસાદ વ્યથાંત!)
હે વૈશ્વિક સંદર્ભે મહા મનીષી
અર્વાચીન ઋષિજન
માનવ હે મૂર્તિમંત!

## હરિકૃષ્ણ પાઠક

### જળમાં લખવાં

ઊણાં અધૂરાં મેલી કામ
ભાઈ મારે જળમાં લખવાં નામ,
ભાઈ મારે જળમાં લખવાં નામ.
આગમની એંધાણી મળે ન તો યે
રાખવા દોર ને દમામ,
ઝંખવાતી નજરુંના દીવડે
આંજવાં તેજને તમામ
ભાઈ મારે જળમાં લખવાં નામ.
ઉબડ-ખાબડ પંથ પડયા છે તો યે
ભીડવી ભવની હામ,
રથ અરથના અડધે તૂટે
ઠરવા નહીં કોઈ ઠામ
તો ય મારે જળમાં લખવાં નામ,
ભાઈ મારે જળમાં લખવાં નામ.

## જગદીશ જોષી

### ઝંખના

કયારેક એમ થાય છે
કે આકાશમાં પથરાયેલી સાંજની છાયામાં
તારા ભૂતકાળની હરિયાળીનો
એકાદ પરિચય તો આપ.
તારા આકાશમાં
કયારેક તો મેઘધનુષનું સરોવર રચાયું હશે,
કયારેક તો આનંદની અવધિ
અશબ્દ થઈને અવતરી હશે,
તો મુલાયમ મૌનની એ રેશમી રાતને કયારેક તો
મારી આંગળીઓમાં અંગુઠીની જેમ સરકાવી દે.
નિદ્રાની કેડીએ આવતાં સ્વપ્નની જેમ
સાંજની પાછળ પાછળ અંધકાર આવે છે
અને આ અંધકારમાં
ગુલમહોરના અસ્તિત્વમાં લપાયેલી વસંતને
મારે તો નિર્વસ્ત્ર જોવી છે.

સાથે પુશ્કિન જેમ અનુકૂળ થયો હતો તેવી રીતે જ આશ્ચર્ય પમાડે તેમ વર્તમાન સમાજવ્યવસ્થા સાથે પણ તે અનુકૂળ રહ્યો છે. પુશ્કિન પ્રત્યેના અહોભાવને કારણે તેની આસપાસ અસંખ્ય દંતકથાઓ વીંટળાયેલી છે. એક પ્રણાલી પ્રમાણે પુશ્કિન એવો rebel poet (બળવાખોર કવિ) હતો કે જેની પરાક્રમી કવિપ્રતિભાએ અત્યાચાર સામે જેહાદ જગવતાં કદી ય પાછી પાની કરી નહોતી. પરિણામે પ્રત્યાઘાતી ટોળકીના હાથા બની ગયેલા એક હત્યારાએ તેનો વધ કર્યો હતો. વધુ ગંભીર વિચારસરણી ધરાવતા એક વર્ગે પુશ્કિનની એવા માનવી તરીકે રજૂઆત કરી છે કે જે પોતે આમવર્ગનો પ્રતિનિધિ ના હોવા છતાં પણ પોતાના ઊંડેરા માનવીય ગુણોને કારણે તેના પ્રત્યે હમદર્દી ધરાવતો હતો. પુશ્કિનની ગણના એવા લેખક તરીકે કરવામાં આવે છે કે જેની કૃતિઓ ઉદય પામતા સામાજિક વર્ગની મનોદશાને તથા તેની કાર્યપદ્ધતિ વગેરેને વાચા આપે છે. તેમાં ઉમંગ છે તેમજ જીવન પ્રત્યે આસ્થા પણ છે. પુશ્કિનની એક એવા લેખક તરીકે મુલવણી કરવામાં આવી છે કે જે આત્મલક્ષી ઊર્મિતત્ત્વમાંથી ઉત્તરોત્તર વિકાસ સાધી, અંગત ભાવના, અભિપ્રાય વગેરેથી મુક્તિ પામી પરલક્ષી વાસ્તવવાદી કલા ભણી પ્રયાણ કરે છે. એ એક એવો માનવી રહ્યો છે કે જે રહસ્યવાદ અને સંશયવાદની શૃંખલાઓથી અબાધિત છે તથા જે વિચારશક્તિના ઉજ્જ્વલ પ્રકાશમાં આનંદે વિહરે છે તેમજ અંધકારનાં પરિબળોનો સહિંમત સામનો કરે છે.

પુશ્કિનની કૃતિઓને માણવાનો પ્રયત્ન કરનાર ઇતર વાચકોને રશિયાવાસીઓની સરખામણીમાં એક ખાસ લાભ છે, પૂર્વગ્રહ કે અન્ય વિધાનક પરિબળોથી વિમુક્ત નિર્દોષ દૃષ્ટિકોણનો. એ હકીકતનો જો કે સ્વીકાર કરવો જ રહ્યો કે આ નિર્મળ દૃષ્ટિકોણને જે સાંપડે છે તે તો છે પુશ્કિનની મૂળ કૃતિઓનું એક આછેરું પ્રતિબિંબ જ. તેમ છતાં ય મૂળ કૃતિઓએ રશિયન વાચકવર્ગ ઉપર જે કામણ કર્યું હશે તેનો ખયાલ તો વિચક્ષણ વાચકને અવશ્ય આવી જાય તેમ છે જ.

એલેક્ઝાંડર સર્ગેયેવિચ પુશ્કિનનો જન્મ થયો હતો મોસ્કોમાં ઈ. ૧૭૯૯ની ૬ઠ્ઠી જૂને—જૂની પરંપરા પ્રમાણે મે માસની ૨૬મી તારીખે. 'Six-hundred-year-old nobility' કે જેનું પુશ્કિનને ગૌરવ હતું તે પુરાણા boyar કુટુંબનો પોતે પિતૃપક્ષે વારસ હતો. Abraham Hannibal કે જેનો 'Negro of Peter the Great' તરીકે તેણે ઉલ્લેખ કર્યો છે તેની પૌત્રી હતી પુશ્કિનની માતા. કુટુંબમાં જે માન્યતા સ્વીકૃત હતી તે મુજબ અબ્રાહમ હેનીબાલ એક એબિસિનિયન રાજવંશી હતો અને એનું લગ્ન એક બાલ્ટો-જર્મન ઉમરાવ સ્ત્રી સાથે થયું હતું. એના અગિયાર સંતાનોમાંનું એક તે પુશ્કિનના માતામહ હતા. પુશ્કિનને પોતાની 'Six hundred year old' વંશાવળિ અંગે તેમજ પોતાના આફ્રિકી રક્ત અંગે ઉલ્લેખ કરવાનું ખાસ પસંદ હતું અને તેનું તેને ગૌરવ પણ હતું.

મે ટાભાગના ઉમરાવ વર્ગના કુટુંબોની પ્રણાલી મુજબ પુશ્કિન કુટુંબ પણ રશિયન

## જશવંત લ. દેસાઈ

### દયાનિધિ

આવતી હેમંત જ્યાં–
એ હાંફતી કો ઘર અવાવરુની ગંદી ખોલી મોરીએ શ
વા કો હોટ રાધારી,
કદાચિત્ ના મળે એ પે, કહીં કો વાડ બાવળ થોર કેરી,
વા ઉકરડા પાસ કહોતું ઘાસ
ને એ મૂકતી નિરાંતનો ઘડી શ્વાસ,
દિન જે તો કદાચિત્ સાવ ભૂખી
ભૂખમાં દેતી શિશુ એકાદ તો જડબે મૂકી
ને પછી તો ઘરઘરે
ક્યારેક સુક્કો રોટલો, પૂંઠે તરત 'હડે હડે',
રવડતાં બચ્ચાં મહીંથી એક બે પૈંડા તળે કૂચ્યાં,
એક બે શિર વેદના દુર્ગંધ
ને પ્રેત શા રુદને ગલીશેરીફળે
રાતભર ભયકંપ;
મૃત્યુમાંથી અમૃતપથપે વાળવ
પૃથ્વી ઉપર શું હે અપાર્થિવ! રૂપ તે શાં અવનવાં!

## પન્ના નાયક

### જાગીને જોઉં તો

અધારનો સમુદ્ર
આંકળના ફીણથી ધુવે છે
મારી બારીના રજમેલા કાચ
દીધને ય આવરણ હતું
કોણ જાણે કેટલાં ય
સ્વપ્નના વેરવિખેર ભંગારનું–
પણ
જાગીને જોઉં છું તો
શરદના આકાશ સમા
નિર્મળ કાચમાંથી આવે છે
ને આલિંગન દઈ મારી સાથે રમે છે
સોનલ તેજ

## શિલ્પિન્ થાનકી

### યશ : બોધ

અનુભૂતિ અને અભિવ્યક્તિગત
તાઝગી અને નવીનતાની તલાશમાં ભટકતાં-ભટકતાં
રાતોરાત લામ્બી થઈ ગઈ છે મારી દાઢી,
અને મેં ઓઢી લીધી છે એક પાશ્ચાત્ય ચાદર,
પ્હેરી લીધું છે એક એબ્સર્ડિયું મ્હોરું.

ટોડલાનો દીપ બુઝાવીને
મેં ફિટ કરાવી છે
એક બલ્બુઈશ ફિલિપ્સ ફ્લોરેસન્ટ ટી. એલ.,
જર્જર આભલું ફગાવી દઈને
વસાવ્યો છે એક ફુલસાઈઝ અલ્ટ્રામૉડર્ન મિરર,
હવે હું મને સાંગોપાંગ નિહાળી શકું છું.

આજે મેં
કાપી કાઢયાં છે આસ્થાનાં લંગર,
તોડી પાડયો છે શ્રદ્ધાનો કૂવાથમ્ભ,
ફાડી નાખ્યા છે ભાવુકતાના સઢ,
મારા અસ્તિત્વની જીર્ણ મનુ-નૌકામાં
નખાવ્યું છે નવું જેટ-બ્રાન્ડ મરીન-એન્જિન.
હવે મારા કમ્પાસનો કાંટો
અચળ છે માત્ર પશ્ચિમ દિશા પર,
સામ્પ્રત્યના જુવાળમાં ઓતપ્રોતાઇને
પલાયિત થાઉં છું હું.

મારી નસેનસમાં ગળથૂથીથી જ ભળેલા
લોકસાહિત્યના અક્ષય સરવાણને
સ્પન્દહીન બનાવ્યા છે
મેં જાતે જ આધુનિકતાનું ક્લૉરોફૉર્મ સૂંઘીને.
હવે મારી કવિતાના ફલક પર
આકારિત થાય છે.
પરિવેશનાં પોલાણ,
ધાણ-પ્રાણ રહિત ઋણાત્મક આધુનિક ચેતનાગત
મારી ધૂમિલ સંકુલ મનઃસ્થિતિ.

હોવા છતાં સંસ્કારમાં વધુ Gallic–ફ્રેન્ચ–હતું. કુટુંબમાં ફ્રેન્ચ ભાષાનું ચલણ વધુ હતું તથા બાળકોને વિદ્યાભ્યાસ કરાવવા આવતા શિક્ષકો પણ મુખ્યત્વે ફ્રેન્ચો જ રહેતા. લાયબ્રેરીમાં પણ ફ્રેન્ચ ભાષામાં લખાયેલાં પુસ્તકો વધુ પ્રમાણમાં રહેતાં. અદ્‌ભુત સ્મરણશક્તિવાળા તથા અતિશય લાગણીપ્રધાન અને અકાલપકવ એવા એલેક્ઝાન્ડર પુશ્કિનને માટે એ પુસ્તકો લાભદાયી બૌદ્ધિક પથ્ય બની ગયાં. ઘરમાં આવતાં–જતાં મહેમાનો એ કાળના અગ્રણી સાક્ષરો હતા, અને એમણે સાહિત્યસર્જન અંગે પુશ્કિનને પ્રેરણા પાઈ. પુશ્કિનના પિતાએ પણ ફ્રેન્ચ ભાષામાં કાવ્યરચના અંગે પ્રયત્નો કરેલા અને એના કાકા Vasili Pushkin તો કવિ તરીકે ઠીકઠીક જાણીતા પણ હતા. મુલાકાતી મહેમાનોમાં પ્રવર્તમાન ફ્રેન્ચ પ્રશિષ્ટતાનો વિરોધ કરનારા I. I. Dmitriev, N. M. Karamzin, Vasili Zhukovski તથા K. N. Batyushkov વગેરે મુખ્ય હતા. પુશ્કિન તથા તેનાં ભાંડુઓને વધુ સમય દાદીમા પાસે રહેવાનું થતું. તેમણે ખાસ કરીને એલેક્ઝાન્ડરને રશિયન ભાષામાં તેના પૂર્વજો અંગે કહાણીઓ કહેલી. Arina Rodionovna નામની વૃદ્ધ આયા–જેને પુશ્કિને 'Evgeni Onegin'માં તાત્યાના (Tatyana)ની આયા તરીકે અમર કરી છે–પાસે તેણે રશિયાની લોકકથાઓ સાંભળી હતી. ગ્રીષ્મ ઋતુની રજાઓમાં મોસ્કો શહેર નજીક આવેલી દાદીમાની જાગીરમાં રહી ત્યાંના ખેડૂતો સાથે પુશ્કિન ગોષ્ઠિ કરતો અને અકાલપકવ કલ્પનાશીલ

બાળક તરીકે તે કેટલોય સમય એકાન્તમા પસાર કરતો અને સ્વપ્નલોકમા ખોવાઈ જતો પુશ્કિનની માતા તથા તેના પિતાએ પોતાના ચાર સંતાનો પૈકી કોઈનામા પણ ખાસ રસ લીધો હોય તેવુ જણાતું નથી એથી જ તો એ બન્ને સાથે લાગણીના સેતુથી આ બાળક કદી જોડાઈ શક્યો ન હતો. જીવનપર્યંત પુશ્કિન ઉંધે તો એક મુક્ત એકાકી આત્મા તરીકે જ રહ્યો હતો

Tsarskoe Selo ખાતે આવેલ Lyceum વિદ્યાપીઠમા ૧૨ વર્ષની વયે ઈ. ૧૮૧૧મા પુશ્કિન અભ્યાસાર્થે દાખલ થયો. ઈ. ૧૯૩૭મા એ સંસ્થાનુ નામ Pushkin સાથે એના માનમા જોડવામા આવ્યું છે રશિયન વર્સેલ્સ (Russian Versailles) તરીકે જાણીતી આ શાળા ઝારના ભવ્ય મહાલયના એક ભાગમા આવી હતી અને તેના તરફથી તેને રક્ષણ અપાતું હતું શાળામા કેટલાક સાચા વિદ્વાનો શિક્ષકપદે હતા અહીં અપાતા શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ તો સદ્‌ગૃહસ્થો તૈયાર કરવાનો જ હતો નહિ કે વિદ્વાનો! સળંગ ૭ વર્ષ સુધી પુશ્કિન અહીં રહ્યો. ત્યાંનું ઉષ્માભર્યું વાતાવરણ એને અનુકૂળ આવ્યું અહીં તેને એવા મિત્રો સાંપડ્યા કે જેમની મૈત્રી જીવનપર્યંત ટકી રહી કુટુંબીજનો તરફથી મળતા નહોતા પ્રેમ અને મમતા તેને સહવિદ્યાર્થીઓ પાસેથી પ્રાપ્ત થયા તેઓ જ પુશ્કિનના સાચા કુટુંબીજનો બની રહ્યા વિદ્યાર્થી તરીકે બેફાળજી ધરાવતો પુશ્કિન અહીં Voltaire તથા અન્ય લેખકોની કૃતિઓનો આસ્વાદ માણી શક્યો લૅટિન ભાષામા રચાયેલા પ્રશિષ્ટ ગ્રંથો સાથે એનો ગાઢ

મારા સન્નિકટ અતીતને ભૂલવા
મેં લીધો છે
દારૂગોળાથી લદાયેલા એલ એસ ડી નો
એક લિમિટેડ ડોઝ,
હવે મારી લેખન શક્તિ કુન્ઠિત નથી

મારા સન્ત્રાસગ્રસ્ત ચિત્તતન્ત્રમા આવ્યાપ્ત છે
તનાવ, બેચૈની, ઘૂટન ટૂટન
તેમ જ
છટપટાતી માનવ મનીષાનો ઉચ્ચન્ડ આક્રોશ,
હવે હું બન્યો છુ
વિસંવાદિતાઓનુ અજાયબ ઘર

સંક્રમગ્રસ્ત સંસ્કૃતિનુ ઉત્ક્લેશકર ક્રન્દન
મારા વજ્રબધિર કર્ણપટ પર ટકરાઇને
પાછું વળે છે,
મારા દાયિત્વ-બોધને
મેં કિંગસાઈઝ ફિલ્ટર મેન્થૉલના ટોપકાની રાખ માફક
ખંખેરી નાખ્યો છે એશ-ટ્રેમા

મારા વ્યક્તિત્વ ઉન્મેષની પુરાચીન આધારશિલા
ગર્ક થઈ ગઈ છે
વિરાટ લાઈફ-વૉલ્કેનોના
ઉત્પ્લવિત રક્તાભ લાવા પ્રવાહમા

પરમ્પરિત દેવી દેવતાઓના
ઉપાસના-અનુષ્ઠાનનો મેં પરિત્યાગ કર્યો છે,
હવે મને પસંદ આવે છે
ટી એસ. એલિયટ, ઑડેનબર્ગ, સ્ટીફન સ્પેન્ડર,
એઝરા પાઉન્ડ, માલાર્મે, રોઝેનબર્ગ, પાબ્લો પિકાસો,
ઈ ઈ કમિગ્ઝ નિત્શે, હર્મન હેસ,
સાર્ત્ર, આલ્બર્ટ કામૂ, કાફ્કા ઇત્યાદિ ઇત્યાદિ જીવન્મૃત
આધુનિક ભૂત પલીત-જિનાત-ખવીસ.
વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, ભવભૂતિ,
બાણ, માઘ, જયદેવ, તુલસી, વિદ્યાપતિ,
નરસિંહ, મીરાં, ગાલિબ કે રવીન્દ્રનાથના
સાતમી પેઢીના પૂર્વજો

ડાકલાં વગાડતાં-વગાડતાં
થાકીને આત્મહત્યા કરે તો પણ
એનો ઉતાર હવે અસમ્ભવ છે.
જનશ્રુતિઓ કહે છે,
હું જન્મ્યો ત્યારે
મારી આંખોમાં કંકુના સૂરજ ત્રબકતા'તા.
શક્ય છે, કદાચ હોય પણ,
પણ હાલમાં હું પ્હેરું છું
લેસર કિરણોના કૉન્ટેક્ટ લેન્સ
એમ પણ કહેવાય છે,
કે મારા આંગણામાં
લીલોછમ્મ તુલસી-ક્યારો પણ હતો.
પણ હવે મારા સિમેન્ટેડ ટેરેસમાં
હું યત્નપૂર્વક ઉછેરું છું
ઇમ્પોર્ટેડ ડેકોરેટિવ ક્રેફ્ટસનાં અડધો ડઝન ફૂંડાં,
અને મારી જાતને માનું છું
આવતી કાલના સાહિત્યનો યશસ્વી ઇતિહાસ-નિયન્તા.

## નયન હ. દેસાઈ

### આણે વળાવો

રહે બંધ ડેલીની સાંકળ હમેશાં
સૂનાં ઘરમાં ફરતું રહે છળ હમેશાં.
ભીંજાઈ હતી ચૂંદડી ઢોલિયામાં
રહેશે મને યાદ એ પળ હમેશાં.
નથી શ્વાસમાં કૈં જ ભીનાશ જેવું
છલકતું રહે છાતીનું તળ હમેશાં.
અરીસામાં સેંથીનું સિંદૂર જોઉં
ને વરસે વ્હાલપનું ઝાકળ હમેશાં.
આ કંકુના થાપાને આણે વળાવો
ઠરું આરતી ખાંભી આગળ હમેશાં!

સમાગમ પણ અહીં જ થયો.

ઉક્ત વિદ્યાપીઠમાં તે સમયે સાહિત્ય-સર્જન તરફ વધુ ઝોક આપવામાં આવતો હતો. પહેલાં ફ્રેન્ચમાં અને ત્યાર બાદ રશિયન ભાષામાં પદ્ય-રચના કરવાનું પુશ્કિને શરૂ કર્યું અને આમ પોતાની સાહિત્યિક કારકિર્દીનો એણે પ્રારંભ કર્યો 'To My Friend, the Poet' નામક પત્રકાવ્યથી. પુશ્કિનની રશિયન ભાષામાં લખાયેલી સૌથી પહેલી કૃતિ એક દીર્ઘ કાવ્ય હતું કે જે 'La Pucelled Orleans'ની શૈલી પર આધારિત હતું. શરૂઆતનાં પોતાનાં પદ્યોમાં પોતાના વડીલ સમકાલીનો, રોમૅન્ટિક કવિઓ Batyushkov તથા Zhukovski તેમજ ૧૭મી તથા ૧૮મી સદીઓના ફ્રેન્ચ કવિઓની શૈલીને પુશ્કિન અનુસર્યો. તે સમયે વિદ્યાપીઠમાં હસ્તલિખિત તથા વિદ્યાર્થીઓ દ્વારા સંપાદિત સામયિક બહાર પડતું હતું. પુશ્કિન સ્વાભાવિક રીતે જ તેમાં ફાળો આપતો હતો. ગંભીર વિષયને રજૂ કરતાં સંબોધન કાવ્યોની ક્વચિત્ એ જરૂર રચના કરતો હતો પરંતુ બહુધા તો છટાદાર શૈલીમાં ઢંકાયેલી તથા અસ્ખલિત રીતે વહેતી એવી સાધિત રચનાઓનું જ તે સર્જન કરતો હતો. ઊર્મિકાવ્યો, પત્રકાવ્યો, ઊંડા વિચારમાં લીન કરી દે તેવી કરુણ પ્રશસ્તિઓ તેમજ ગોપકાવ્યોની તેણે રચના કરી હતી. 'Wicked wit' તરીકે એને નામના મળી એની ટૂંકી મનોરંજક કવિતાઓથી. ૧૫મા વર્ષના આરંભે જ એનું એક કાવ્ય સર્વપ્રથમ છપાયું. વિદ્યાર્થી અવસ્થા દરમ્યાન જ પુશ્કિન રશિયન સાહિત્યના તેજસ્વી

તારલા તરીકે ઓળખવાનું અમણી યુવાન લેખકોના મંડળે શરૂ કર્યું આટલી નાની વયે તથા આવી સહજતાથી કોઈ પણ અન્ય સાહિત્યકારને ત્યાં માન્યતા મળી હોય એવું જાણવામાં નથી

પુશ્કિનના આરંભકાળના પદ્યમાં શૃંગારિક વલણ એક સાહિત્યિક તરેહ કે રીત હોવા કરતાં કાંઈક વધુ છે લેખન તેમજ પ્રેમ બન્ને બાબતમાં એક સરખો પુશ્કિન અપરિપક્વ જ હતો

ઈ ૧૮૧૭માં પુશ્કિને વિદ્યાભ્યાસ પૂરો કર્યો અને વિદ્યાપીઠ છોડી સેન્ટ પિટર્સબર્ગ ખાતે વિદેશવિભાગમાં નામની નોકરી સ્વીકારી થનગનતા આ યુવાને સામાજિક વર્તુળમાં ઝંપલાવ્યું મોજમજા કરવામાં પોતાની તંદુરસ્તીને હાનિ પહોંચાડી તેમજ આર્થિક મુશ્કેલી પણ વેઠી જો કે ઇતર પ્રવૃત્તિઓ કરતો હોવા છતાં પણ પુશ્કિનને કાવ્યરચનાના કાર્યમાં આંચ ન આવી પોતાની કાવ્યસાધનાના અન્ય પરિબળોને બાધારૂપ બનવા દેવા પુશ્કિન તૈયાર ન હતો પોતે પ્રાપ્ત કરેલા અનુભવજ્ઞાનને આધારે તેણે કાવ્યરચના કરવા માંડી એની કાવ્યશૈલીએ હવે ચોક્કસ સ્વરૂપ ધારણ કરવા માંડ્યું એના કાકાના મિત્રોએ નિર્માણ કરેલ સાહિત્યવર્તુળ Arzramasમાં તે ચૂંટાઈ આવ્યો ઈ ૧૮૧૨ના નેપોલિયનના આક્રમણ બાદ દેશાભિમાનની લાગણીની ભરતી આવી હતી અને તેને લીધે 'Freedom movement'ની શરૂઆત ઉમરાવ કુટુંબોના પ્રગતિશીલ સભ્યોએ કરી હતી પુશ્કિન તે સંસ્થાનો સક્રિય સભ્ય બન્યો ૧૮૧૯માં રચાયેલી સંસ્થા 'Green Lamp



## કિશોરસિંહ સોલંકી

### તમને

અહીં આ વાસંતી ઉપવનતણા પથ પર જતા
ભરીને આંખોમાં મઘમઘ થતી સોડમ—વળી
ઉનાળો આંખોથી તરબતરતો લૂછી સઘળો—
જતા'તા ધીમેથી તરસ લઈ કંઠે ઊભળતી,

નમેલા વૃક્ષોની (પરબડી કને) છાંય મળતા
વિસામો લેવાને ઘડીક લલચાયા પણ તહીં
તમે ગ્રીષ્મ કેથી અરવ તડકો એક ખળગા
ઊડયા એવા જાણે (પરબ જ પીતા) પંખી તરસ્યું

અહીં આ ગ્રસ્ત મા
અમોને લીધેલી તરસ સઘળી પાનખરના
ખરેલા પર્ણો શી ખરખરી રહી આ જનમ ને
તમારી છાયા તો પમરતી હશે ક્યાંક હળવે
બીડેલા દ્વારોમા, ગગન ઊગતી પૂનમ બની

શક્યા ના ચાહી—નો નથી વસવસો કાંઈ જ મને
હવે તો શબ્દોના વન—ઉપવને શોધું તમને

## મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

### આ

કંઠમા હાંફ્યા કરે છે પ્યાસ આ .
ને ગતાંકે સળવળે ભીનાશ આ .

આશનું કામણ હશે કે શ્વાસનું ?
જીવતી લઈ ફર્યા કરું છું લાશ આ

દષ્ટિ રંધાયા તણું કારણ હતી,
સ્પષ્ટ દેખું છું હવે કાળાશ આ

ચાંદ પર માનવ ન પામ્યો ચાંદની,
ત્યાં ધરા છે ને અહીં આકાશ આ .

જિંદગી છે તૂર્ત યા મન મૂર્ખ છે,
ઉર હકીકત પર હસે છે 'ખ્વાબ' આ

## કરસનદાસ લુહાર

---

### કલ્પના

કોઈ નથી. ન કોઈના હોવ.ની કલ્પના,
ને તોય પણ અહીં તને જોવાની કલ્પના.
હમણાં હસી પડયો હતો હું એ જ કારણે,
હમણાં જ આવી'તી મને રોવાની કલ્પના.
વૈભવ વસંતનો ને ફૂલોનો અભાવ છે;
મનને પીડે છે માળાઓ પ્રોવાની કલ્પના.
બસ એ પળે બધું ય મને પ્રાપ્ત થૈ ગયું;
કીધી'તી જે પળે બધું ખોવાની કલ્પના.
આંખોમાં રિક્ત રેતના દરિયાઓ ઘૂઘવે;
એમાં ડૂબી ગૈ અશ્રુઓ લ્હોવાની કલ્પના.
એકાંત એરુ જેમ પળેપળ ડસે પછી–
કરતો રહું હું ભીડમાં ખોવાની કલ્પના.

## લાભશંકર પી. દવે

---

### ચાલ

ચાલ કેવી પાનખર ચાલી હતી,
શક્યતાઓ કેટલી ફાલી હતી?
કેટલી આંખોનું આકર્ષણ બની,
ને ખરેખર મુઠ્ઠીઓ ખાલી હતી?
અવનવા રંગો બતાવ્યા આંખને,
મેં સમયની આંગળી ઝાલી હતી?
તો ય એની મહેક એમાં રહી ગઈ,
ફૂલદાની આમ તો ઠાલી હતી!
રાતના અંધારાને પીવા છતાં,
સૂર્યના ચહેરા ઉપર લાલી હતી!
શૂળ ભોંકાયા કરે છે ફૂલને,
તે છતાં પણ એમને વ્હાલી હતી!
ફક્ત એને જોઈ ત્યાં આવ્યો નશો,
એમની આંખો સુરા-પ્યાલી હતી!

Association'નો પણ પુશ્કિન સભ્ય બન્યો. આ મંડળની રચના સાહિત્યચર્ચાઓ તથા નાટ્યપ્રયોગો અંગે વિચારણા કરવા થઈ હતી. થોડા જ સમયમાં એક છૂપી સંસ્થા 'The Union of Welfare' ની છૂપી શાખા તરીકે તેનું રૂપાંતર થયું. પુશ્કિનની રાજકીય-પદ્ય રચનાઓ તથા પત્ર-કાવ્યોમાં તેણે પોતાની જાતને ભાવિમાં જેઓ Decembrists તરીકે ઓળખાનાર હતા અને જેઓ ૧૮૨૫-ના ડિસેમ્બરમાં થનાર બળવામાં ભાગ લેનાર હતા તેમના આદર્શો તથા આકાંક્ષાઓને વાચા આપનાર તરીકે રજૂ કરી છે. એ કાવ્યોમાં ૧૮મી સદીના ક્રાંતિકારી વિચારક તથા લેખક N. Radishchevની અસર સ્પષ્ટ રીતે વર્તાઈ આવે છે.

સેન્ટ પિટ્સબર્ગમાં પસાર કરેલાં વર્ષોમાં (૧૮૧૭-૨૦) રચાયેલું અતિ મહત્ત્વનું કાવ્ય હતું 'Ruslan and Ludmila'. તે કૃતિનો આરંભ પુશ્કિન વિદ્યાપીઠમાં વિદ્યાર્થી તરીકે રહ્યો હતો ત્યારે જ હતો. અપૂર્ણ રહેલા આ કાવ્યને પુશ્કિને માર્ચ ૧૮૨૦માં સંપૂર્ણ કર્યું અને ત્રણ મહિના બાદ–જૂન ૧૮૨૦ માં–પ્રકાશિત કર્યું. આ કાવ્ય Ariosto તથા Voltaire ના mock-heroic epics ની શૈલી તથા તેના સ્વરૂપને અનુસરે છે. આમ હોવા છતાં પણ તેની પાર્શ્વભૂમિ રશિયન છે. Kievan Rus ના મહાકાવ્યનાં તેમજ લોકકથાઓનાં તત્ત્વો તેમાં અવશ્ય હાજર છે. શરૂઆતના Folk epicના પરંપરાગત આદર્શ નાયકને લક્ષમાં રાખી Ruslanનું નિર્માણ

કરવામાં આવ્યું છે Ludmila કે જેનું લગ્ન કાવ્યની શરૂઆતમાં થતું બતાવવામાં આવ્યું છે તે Vladimir–kiew's grand Princess–ની પુત્રી છે. લગ્નની રાત્રિએ જ Chernomor નામનો એક દુષ્ટ જાદુગર તેનું અપહરણ કરી જાય છે. કેટલીય કસોટીઓ બાદ—અદ્ભુત તથા જુદા જુદા પ્રકારના સાહસો બાદ–Ariostoના Orlandoની જેમ જ Ruslan પોતાની પ્રિયતમાને બચાવી લાવે છે–છોડાવે છે. Ariostoના Orlandoની યાદ અપાવે તેવા પરાક્રમો કરનાર Ruslanની આ કથાએ તે સમયે સ્વીકારાયેલા કવિતાના નિયમોનો છડેચોક ભંગ કર્યો હોવાને લીધે પ્રવર્તમાન યુગની Classicism તેમજ Sentimentalismની સાહિત્યિક વિચારસરણીઓ ધરાવનારાઓએ કાવ્યની ઉગ્રપણે ટીકા કરી; પરંતુ રૂઢિચુસ્તોની આવી ટીકાઓ સામે યુવાન અને વધુ સુંદર કવિત્વશક્તિ ધરાવનાર નવાગંતુકોએ પુશ્કિનના આ કાવ્યને ઉમળકાભેર સત્કાર્યું. આ કાવ્યે પુશ્કિનને ઘણા સમય સુધી 'the singer of Ruslan and Ludmila' તરીકે નામના અપાવી. Glinkaના સંગીતનાટકે (opera) આ કાવ્યની લોકપ્રિયતામાં ઓર બઢતી આણી. વડીલ તથા સન્માન્ય કવિ Zhukovskiએ પણ કાવ્યને ઉમળકાભેર આવકાર્યું અને પોતાના ચિત્રની પુશ્કિનને ભેટ ધરી, જેના ઉપર લખાણ હતું: 'To the Victorious pupil from the defeated master' આ કાવ્ય નવા કાવ્યશાસ્ત્રનું જ્વલંત ઉદા-

## શ્યામ સાધુ

### લોલેલોલ

ગજવેથી ગંગા ફૂટ્યાનું લોલેલોલ,
પડછાયે પથ્થર તૂટ્યાનું લોલેલોલ.
વાદળ ચાદરમાં વીંટયાનું લોલેલોલ,
કાજળ સૂરજને લીંપ્યાનું લોલેલોલ.
જુઈ ઉપર હાથી ઝૂલ્યાનું લોલેલોલ,
પતંગિયા ફૂલો ભૂલ્યાનું લોલેલોલ.
ખિસકોલીએ ખત બીડયાનું લોલેલોલ,
ગમણદીવડે ઘઉં વીણ્યાનું લોલેલોલ.
મેઘધનુષ્ય કાંડે બાંધ્યાનું લોલેલોલ,
પહેરણ બીજે જઈ ટાંગ્યાનું લોલેલોલ.

## ધીરુભાઈ મોદી

### શબ્દો મારા

શબ્દો મારા, મુકુલ જયમ, ધીર રહી શર્વરીમાં
ખોલે હૈયાં દલ દલતણાં ઉત્પલો વલ્લિઓમાં
ધીમે ધીમે, અતલ ત્યમ ખોલે અનેરાં રહસ્યો.
શબ્દો મારા, પૃથુલ પટ પે શાંત વાગોળતા, સૌ
પાળ્યા ગૌ શા, અલસ ગતિ; તો શબ્દ એકાદ એવો
છાયે બેઠા, પુરુષ પશુ શો! લાળથી ભૂમિ ભીંજી,
જિહ્વા રાતી લસ લસ થતી, કારમા ચક્ષુ મીંચી;
છંછેડુ તો, ચપલ ચપલા શો છળી, દે ઉછાળો,
આંકડ ભૂંડા નખ ઉઝરડો લોહિયાળો વિષાળો.
શબ્દો મારા, ક્વચિત્ શુ લગો! ઝૂકતી આમ્રકુંજે,
જ્યૂં ડોલે સુગંધિ દ્રવણે મંજરીગુચ્છ ઝૂલે,
સૌથી વ્હાલી ગતિ શબદની લક્ષ્યવેધી શું છૂટે!
એકાદો શો શબદ ચમકે સૌ અહા! બંધ તૂટે!
અગ્નિને ઊર્ધ્વશિખ શર શા, જેમ કો વંશ ફૂટે!

## ગોવિન્દભાઈ પટેલ

### આ વરસી ગયું ચોમાસું

આ વરસી ગયું ચોમાસું.
તો યે મારાં લોચન-નભનાં અટક્યાં રે નહિ આંસુ?
આ વરસી ગયું ચોમાસું.
જંપ તણા એ તરસ્યા ચાતક ને માણી મયૂરે મસ્તી,
કૂણા અંકુર શી સ્ફુરતી તે મ્હોરી ઊઠી હસ્તી;
સ્ફૂર્તિ લેના વિરાટ તત્ત્વે જાગે ખાધું બગાસું.
આ વરસી ગયું ચોમાસું.
સાગરથી નીકળી લક્ષ્મી શી ધરાતલે રહી લ્હેરી!
ચન્દ્ર છૂપ્યો તેથી ધરતી શું થઈ અભીમાણ અનેરી!
રાગરાગિણી હસી હસી કે રમી રહ્યાં શમણાં શું?
આ વરસી ગયું ચોમાસું.
કૃષ્ણજન્મ થયો ના. મારી જન્માષ્ટમી શેં આઘી?
દિને દિને રત મારી શાને આરત જેવી લાંબી?
રોમ રોમ નીતરતાં તો યે પ્રાણે કશા પિપાસુ!
આ વરસી ગયું ચોમાસું.

## 'નિરંજન' ભટ્ટ

### નજર મળે

ચાહી રહ્યો છું આપની કોઇ નજર મળે,
કોઈ મળે કે ના મળે તું હમસફર મળે!
ના સૂર્યને માગ્યો નથી આખો કદીય તે
અંધારના ઓળા પછી એની ટશર મળે.
ગાઇ રહ્યો છું ગીત હું, સુણીને મૌનનું,
અમથું જરા સામું જુઓ તો કૈં અસર મળે.
તારું સ્મરણ છે સાથ તો કોઇ ફિકર નથી
આની ઉદાસી છો પછી મુજને અગર મળે!
કાં આ હવા યે શું ભલા બેઠી રિસાઈને
છોને વહે ધીરે લહર તો યે ખબર મળે!
મૂકી ગયું છે કોણ મારા નામને અહીં
કોને કહું કે ના અહીં કોઇ નગર મળે?

હરણ છે અને તેણે જ પ્રગતિવાદીઓની વિજયકૂચમાં મુખ્ય ફાળો આપ્યો હતો.

સન ૧૮૨૦ના મે મહિનામાં રાજકીય બાબતો અંગે કાવ્યરચના બદલ પુશ્કિનની સેન્ટ પિટ્સબર્ગમાંથી હકાલપટ્ટી કરવામાં આવી અને એને જવું પડ્યું દૂરના એક દક્ષિણ પ્રાંતમાં—મોલ્ડેવીઆમાં. સૌથી પ્રથમ તો તેને Dnepropetrovsk (Yekaterinoslav) ખાતે મોકલવામાં આવ્યો; પરંતુ ત્યાં તે માંદગીમાં સપડાયો. માંદગીની રજાઓમાં સાજો થતો હતો એ દરમ્યાન તેણે ઉત્તર કોકેસનનો પ્રવાસ કર્યો, અને તે બાદ ૧૮૧૨ના યુદ્ધના વીર પુરુષ જનરલ રેયેવસ્કી તથા તેનાં કુટુંબીજનો સાથે ક્રિમિયાનો પ્રવાસ કર્યો. પુનઃ નોકરીએ જોડાતાં તેને Kishinev ખાતે મોકલી આપવામાં આવ્યો કે જ્યાં તે ૧૮૨૩ સુધી રહ્યો. ત્યાર પછી એક વર્ષ માટે (૧૮૨૩–૨૪) તેની બદલી Odessa ખાતે કરવામાં આવી. આ સમયગાળામાં પોતાની હકાલપટ્ટી અંગે કડવાશ અને મનઃદુખ વ્યક્ત કરતા પત્રો તેણે પોતાના મિત્રોને લખ્યા. જ્યારે આ પત્રોનો સંગ્રહ કરી પ્રકાશિત કરવામાં આવ્યો ત્યારે રશિયન ગદ્યના એક આગળ પડતા તથા ચિરંજીવ સ્મારક તરીકે તેણે સ્થાન પ્રાપ્ત કર્યું.

Caucasus તથા Crimea તેમજ Moldavia ખાતે પુશ્કિને જે કંઈ અનુભવ્યું તેણે તેને 'Southern Cycle' અંગે જરૂરી સામગ્રી પૂરી પાડી. આ રંગદર્શી વૃત્તાંતકથાઓ રજૂ કરતાં કાવ્યો એના પર કવિ બાયરનની કવિતાની અસર કેટલી પ્રગાઢ હતી તે દર્શાવે છે. પશ્ચિમ

## હરીશ મીનાશ્રુ

### ભજન

આરસની કાળમીંઢ ઝંખનાઓ લૈને
હવે ગોતું છું હીરો સલાટ!
બાળકના મ્હોંમાંથી પ્હેલવાર નીકળેલી
ગાળ સમો હું તો નિર્દોષ,
ભગતો રહું છું આમ બાહુ ફેલાવી
જાણે કરુણાળુ ઈસુનો ક્રૉસ;
પાંદડાનો દીવો છું, તરતો મેલો ને
મને હરકી પેડીને પુણ્યઘાટ!
આરસની કાળમીંઢ ઝંખનાઓ લૈને
હવે ગોતું છું હીરો સલાટ!
આજ મને એવું શેં થાતું કે કોઈ
મને માણસ કહે તો કેવું સારું?
પીપળના પાન સમા હૈયામાં
આકળ શું કોતરેલું નામ હોય તારું;
મારગ સીધો રે, વટેમારગુ છું, ભાઈ;
મારે ઘરથી જાવું છે રાજઘાટ!
આરસની કાળમીંઢ ઝંખનાઓ લૈને
હવે ગોતું છું હીરો સલાટ!

## ડૉ. કિશોર મોદી

### આવકાર

એક ટહુકો ખીણમાં ડૂબી ગયો,
સ્તબ્ધતા પ્હાડોની દે ક્યાં આવકાર?
માહી મર્મર ઝલમલે છે નિર્ઝરે,
મત્સ્યની ગુસપુસમાં છે ક્યાં આવકાર?
કેડી તો ખેતરને ખૂણે થાકી ગઈ,
ચાડિયાનો સાદ દે ક્યાં આવકાર?
બે ચહેરા વાવીએ ખેતર વચાળ,
સીમનાં દર્પણમાં છે ક્યાં આવકાર?
દૃષ્ટિના શેઢા હજી લ્હેરાય છે,
વાડ સ્થિર પાંપણની દે ક્યાં આવકાર?

## ચન્દ્રા રાવળ

### બે હાઈકુ

પ્રાતઃ સમયે
તૃણે રોકાઈ રાત
ભીના સ્મરણે.

*

રજનીરાણી
રમે ગગન ચોકે
ફૂલઝરીથી.

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં.

## ફિલિપ ક્લાર્ક

### રાતો

ખેતર શેઢે ફરતી રાતો;
ફૂંકે ફૂંકે ઠરતી રાતો
અજવાળું લૈ સૂરજ સૂતો,
અધારે આથડતો રાતો.
અજવાળા આજીનેફરતો;
દિવસમાં ટમટમતી રાતો.
અંધારાના ઓઢણું ઓઢી,
વૃક્ષે વૃક્ષ ઘૂંટાતી ગતો.
રમતા ભમતા સૂતો જેવી;
જુઓ કેવી ઢળતી રાતો.
પીછાના જેવું ફરફરતી,
વાયુમાં ખરખરતો રાતો.

## ચીમન પુરોહિત

### શામણું પારાવાર

સીમને કેડે ખેતર શેઢે ભર ચોમાસે
આપણી વચ્ચે હેતની હેલી વરસે અનરાધાર!
ભર ઉનાળે કાળજું કોરી છાતીયે ત્રોફ્યા
મોર કળાયલ ગાળિયુ વીંધી ગળકે મેઘ મલ્હાર!

ઊતરી આવી આભથી પેલી નેણના મોલે લેલાં ટોળી
લીલપલીપ્યા સંભારણાંના ઝાટકે ઓલ્યાં પૂર!
આટલે ભીતર દદડે ઝરણું ફૂટતા તરણું
શ્વાસના પેલા જોડિયા પાવા રેલતા એના સૂર!
દૂરથી કોઈ વગડો વીંધી ભીંજવી જાતો
સાવ અચાનક સરવા સાદે સારસનો લલકાર!
०સીમને કેડે-

આટલે ઓલ્યો દોડતો પવન દેય ધુબ્બાકા
પોપટી વાડે ઊડતી એની મધુરી ઝીણી મ્હેક!
ઓય મા! આ તો ટેરવા વીંધી રોમ વનોમાં
દોડતા હરણું વાગતી એની કાળજે કૂણી ઠેક!
હે...ય તે મૂંગી વાતના ઓલ્યા શ્રાવણી-મેળે
આકડા ભીડી ઘૂમતા એમાં શામણું લીલા હુલવે પારાવાર!
०સીમને કેડે-

## સારસ્વત

### સાંભરે

છાકે છકેલ ઓલ્યા કેસરિયા
ઉનાળે દીધેલી આંચ સઈ સાંભરે !
લેલૂમ આંબલિયાની સાખ પરે
સૂડલાએ મારેલી ચાંચ સઈ સાંભરે !

આપણે તો ઠીબ કેરાં પાણી પીધેલ
અહીં ઊછળતા દરિયા ફીણાળા,
સીંચણિયે ચૂમેલી રાતી હથેળિયુંને
લાગી જ્યાં ટાંકાંનાં તાળાં;
પથ્થરિયા પાંજરાની બા'ર જરી ડોકાઉં–
સીમાડો ગાય થઈ ભાંભરે ! –છાકે છકેલ૦

ધૂળને ય થાતું ત્યાં પગલાં લઉં
બાથમાં ને વનરાયું વ્હાલ ભરી નીતરે,
ઘડિયાળી દુનિયાની રેશમિયા
જાળથી તો પંખી રૂંધાય મારી ભીતરે;
છત્રીશા રાગ અને બત્રીશા થાળ તો યે
પાવો ને છાશ સઈ સાંભરે ! –છાકે છકેલ૦

રતરતના ફેર ફેરી વાત કરું હોઠે શું ?
દંન અને રાતમાં ય ફેર નંઈ,
લીલેરાં ભાત બધાં લટકે છે ઝાડવે જ
છોડનારી આંગળિયું ઘેર નંઈ;
આયખું ય ઊલે નંઈ,–ઝાઝી ના હોંશ–
એક આપણાં મશાણ સઈ સાંભરે !
–છાકે છકેલ૦

## રવીન્દ્ર પારેખ

### આવશે

કૈંક તો કારણ બનીને આવશે,
એક સ્વપ્નું રણ બનીને આવશે.

રેત વચ્ચે ઘર બન્યાની વાતમાં,
ઝાંઝવાં આંગણ બનીને આવશે.

ખિબના આભાસ જેવું તો રચો,
શક્યતા દર્પણ બનીને આવશે.

ટોડલાને ટેરવાં સ્પર્શે અગર,
અવસરો તોરણ બનીને આવશે.

વિસ્મયોના ધૂંધળા આકારમાં,
સંશયો કારણ બનીને આવશે.

❡ જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાએલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય.

## જયંત વસોયા

### વ્હેમ છે

શ્વાસ ખાલી ને નશાનો વ્હેમ છે
હોઠને જાણે કશાનો વ્હેમ છે.
ભીંતનાં પંખી ટહુકશે યા નહીં
ટોડલાને ગહેકવાનો વ્હેમ છે.
નીડ ખાલી વૃક્ષ તો ઝૂર્યા કરે
પાંદડાંને ઊડવાનો વ્હેમ છે.
કાચબાની પીઠ જેવો છે સમય
કોણ જાણે શું થવાનો વ્હેમ છે!
આપણે છીએ કશાની શોધમાં
સૌ કહે કેવો મજાનો વ્હેમ છે!

જે સાહિત્ય અધ્યયન માટે સરળ લાગે છે એની રચના પાછળ સખત પરિશ્રમ કરવો પડ્યો હોય છે.



## દલપતસિંહ પઢિયાર

### ચાલો સૈયર...!

ચાલો સૈયર
સાતેક ડગલાં સાથે જૈએ!
છેક સીમાડે આવ્યાં ત્યાં લગ
એકબીજાથી છેટાં છેટાં,
આગળ-આગળ
પાછળ-પાછળ
આગળ-પાછળ
ખોડ્ડ ખોડ્ડ અટવાતાં ફંટાતાં ચાલ્યાં!
કોરું કોરું અભડાતાં ચંપાતા ચાલ્યા!
હમણાં પેલી ડુંગરીએથી
ઉગમણા આથમણા આપણ
મારગ પડશે નોખા,
હવે તો બોલ ઉછીના આલો!
વાટનું તમરું પૂછશે તમને
માન મૂકી ક્યાં આવ્યા સૈયર?
ગામનું કૂતરું પગલાં સૂંઘશે
ક્યાં દઈ આવ્યાં દાણ, સૈયર?
ફળિયું પૂછશે,
નળિયું પૂછશે,
પૂછશે પૂછશે સૂના ચોક,
અધરાતે મધરાતે ઊઠી
ઢોલિયા ફરતે કાન માંડીને
ચરશે જૂના ગોખ,
કઈ ઘડીની લણશું લીલી જાર, સૈયર?
કઈ છબીની ભરશું જૂઠી સાખ?
હવે તો આવું પગલું આંકો!

# બાદરાયણ

## ધીરુ પરીખ

કાવ્યચાહકોમાં 'બાદરાયણ' અને મિત્રોમાં ભાનુભાઈ તરીકે પરિચય અને પ્રતિષ્ઠિત થનાર કવિ એટલે ભાનુશંકર વ્યાસ. એમનો જન્મ ઈ. ૧૯૦૫ના મે મહિનાની બાવીસમી તારીખે ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ જ્ઞાતિમાં પિતાશ્રી બાબરશંકર અને માતા ગૌરીબહેનને ત્યાં કચ્છના આધોઈ ગામમાં થએલો. એમનું વતન મૂળ નડિયાદ.

એમણે પ્રાથમિક શિક્ષણનો આરંભ મોરબીમાં કરેલો અને ત્યાંની જ વી. સી. હાઈસ્કૂલમાં થોડાં વર્ષો માધ્યમિક શિક્ષણ પણ લીધું. અહીંથી જ એમને રમતગમતનો શોખ લાગેલો. એ પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લઈ કેટલાંક પારિતોષિકો પણ પ્રાપ્ત કરેલાં. ત્યાર બાદ માધ્યમિક શિક્ષણનાં આગળનાં વર્ષો માટે એઓ રાજકોટની પ્રસિદ્ધ આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં જોડાયા. ત્યાંથી એમણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી અને ઉચ્ચ શિક્ષણ માટે મુંબાઈ પ્રતિ પ્રયાણ કર્યું. ત્યાંની એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાઈ સાક્ષરવર્ય નરસિંહરાવ દિવેટિયાના વિદ્યાર્થી બનવાનો લહાવો મેળવ્યો અને પોતાની બુદ્ધિપ્રતિભાને બળે એમના પટ્ટશિષ્ય બની ગયા. ચાર વર્ષ ત્યાં ગાળી ઈ. ૧૯૨૭માં સંસ્કૃત અને ગુજરાતી વિષય સાથે બી.એ. (ઑનર્સ)ની ઉપાધિ મેળવી. એ જ વિષયો સાથે આગળ અભ્યાસ કરી ૧૯૩૦માં એમ.એ.-ની ઉપાધિ બીજા વર્ગમાં પ્રાપ્ત કરી. આ દરમિયાન ઈ. ૧૯૨૫માં એમનું લગ્ન સુશીલાબહેન સાથે થઈ ગયું હતું. સંતતિમાં હર્ષપ્રભા નામે એક દીકરી જ, જેમને સારું શિક્ષણ આપી એમણે એડવોકેટ બનાવ્યાં.

અભ્યાસ પૂરો કરી એઓ આરંભમાં મુંબાઈની કબીબાઈ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. વર્ષો સુધી ત્યાં શિક્ષણકાર્ય કર્યા બાદ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા. આ દરમિયાન એમની સાહિત્યિક દૃષ્ટિનો લાભ અનેક હોંશીલા વિદ્યાર્થીઓને મળ્યો. ઈ. ૧૯૪૧માં મુંબાઈની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાંથી એઓ એલએલ.બી. થયા અને અધ્યાપનકાર્ય કર્યા બાદ વકીલાતનો વ્યવસાય પણ કર્યો. આખરે મુંબાઈના આકાશવાણી કેન્દ્રમાં ગુજરાતી નાટ્યવિભાગના વડા તરીકે નિયુક્ત થયા ને પોતાની નાટ્યશક્તિનો પરિચય કરાવી આપ્યો.

એમનો ઊંચો પડછંદ દેહ જેટલો પ્રભાવશાળી હતો તેટલો એમનો ખરજનો અવાજ પણ. રંગભૂમિનાં તથા આકાશવાણી-નાટકોમાં—ખાસ કરીને કરુણ ભૂમિકામાં—અને જાહેર મુશાયરાઓમાં એમનું આ વ્યક્તિત્વ અને કંઠ એમને અચ્છી યારી આપતાં. એમનો હસમુખો ગુલાબીસ્વભાવ સૌ મિત્રોને આકર્ષતો. આમ છતાંય એમની આંતરવૃત્તિ તો ઉદાસીનતા તરફ ઢળતી! સંતોષ અને સમાધાન એમના સ્વભાવનાં આગળ તરી આવતાં લક્ષણો. સાહિત્ય, શિક્ષણ અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ એમનાં પ્રિય રસક્ષેત્રો.

સર્જક તરીકે એમણે લેખનપ્રવૃત્તિનો આરંભ એઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં હતા ત્યારથી કરેલો. નરસિંહરાવ એમના સન્માન્ય સંસ્કાર અને સાહિત્યગુરુ હતા. એમ તો સંસ્કૃતના શિક્ષક મૂળવંતરાય બક્ષીએ પણ એમનાં રસરુચિ ઘડવામાં ફાળો આપેલો. ભવભૂતિનું 'ઉત્તરરામચરિતમ્' એમનું પ્રિયતમ પુસ્તક. ઉપરાંત ઉપનિષદોનાં વાચન-મનન પણ એમને આત્મપોષક નીવડેલાં. નાનાલાલના ભાવનાવાદે અને ગાંધીજીના વાસ્તવવાદે એમની સાહિત્યવિભાવના ઘડવામાં ફાળો આપેલો.

બાદરાયણનાં કાવ્યોનાં પ્રકાશનમાં રા. વિ. પાઠકનાં 'પ્રસ્થાન' માસિકે મહત્ત્વનો ફાળો આપેલો. ઈ. ૧૯૩૦થી '૪૦-ના દાયકામાં એમનાં કાવ્યોનો ફાલ સારો ઊતર્યો. એ કાવ્યો ૧૯૪૧માં પ્રગટ થએલા એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'કેડી'માં મુકાએલાં છે. પોતાની વ્યાસ અટક પરથી 'બાદરાયણ' તખલ્લુસ ધારણ કરી એમણે કાવ્યો પ્રગટ કરવા માંડેલાં ત્યારે વચ્ચે એ ઉપનામ વિશે જે કલ્પના વહેતી થએલી તે એમણે 'કેડી'ની પ્રસ્તાવનામાં આ પ્રમાણે જણાવી છે: 'મિત્રો બાદરાયણ એટલે જે નામમાંથી કાંઈક બાદ કરતાં રાયણ બાકી રહે તે એટલે કે રામનારાયણ એવો અર્થ કરે છે'. આમ, 'બાદરાયણ' પાછળ રહેલા ભાનુશંકર વ્યાસનાં કાવ્યો એ કાળે 'પ્રસ્થાન', 'કૌમુદી', 'ગુજરાત', 'નવચેતન', 'માનસી', 'માધુરી' વગેરે સામયિકોમાં કાવ્યરસિકોનું ધ્યાન ખેંચતાં હતાં. વળી, એલ્ફિન્સ્ટન કૉલેજના પોતાના સહાધ્યાયી મિત્ર અને પછીથી અદકેરા સ્વજન કવિશ્રી સુંદરજી બેટાઈ સાથે 'મિત્રાવરુણો' ઉપનામથી પણ બંને કાવ્યો રચતા.

એમનાં કાવ્યસંગ્રહ 'કેડી'નું વાચન કરતાં એમ લાગ્યા વગર રહેતું નથી કે એમણે યુગની અસરો—કાવ્યવિભાવના, કાવ્યવિષય, કાવ્યાભિવ્યક્તિ પરત્વે—ઝીલી બતાવી છે. 'કેડી'માંનાં કુલ ૧૦૧ કાવ્યોમાંથી બેએક મુક્તકો અને 'શિક્ષકનું સ્વપ્ન' (પંક્તિઓ ૭૮), 'મંથન' (પંક્તિઓ ૮૧) અને 'જાહેરખબરને' (પંક્તિઓ ૯૪) જેવી ત્રણેક લાંબી રચનાઓ બાદ કરતાં અન્ય રચનાઓમાં મુખ્યત્વે આગળ તરી આવે છે ગીતો અને સૉનેટ.

એમનાં ગીતોમાં પ્રાચીન ભજનના ઢાળો તેમજ લોકઢાળોનું સફળ અનુરણન અને અનુસરણ જોવા મળે છે. એમાં ભાવના અને ભાષાશૈલી પરત્વે કેટલીક કૃતિઓમાં નાનાલાલની અસર વર્તાયા વગર રહેશે નહિ. જો કે નાનાલાલ જેવાં કલ્પનોદયનો કે ભાવનાવિહાર એમાં ક્વચિત્ જ સાંપડશે. એમાં શ્રમજીવી

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

Bijali

Badal

N. L. Mehta Cinema Enterprises Private Limited
BOMBAY

# સ્વપ્નસ્થ
## ધીરુ પરીખ

ગાંધીયુગની અસર ઝીલી જે કવિઓએ તે કાળે નોંધપાત્ર કાવ્યસર્જન કર્યું છે તેમાં 'સ્વપ્નસ્થ'નું નામ પણ ગણાવી શકાય તેવું છે. પ્રશ્નોરા નાગર પરિવારમાં ઈ. ૧૯૧૩ના નવેમ્બરની ૧૩મી તારીખે પોતાના મોસાળ રાજકોટ ખાતે એમનો જન્મ થએલો. પિતાનું નામ રણછોડલાલ વ્યાસ અને માતાનું નામ રુક્મિણીબેન. પ્રપિતામહ આદિત્યરામ જામનગરના અચ્છા સંગીતજ્ઞ. કલા, આમ, એમના લોહીમાં ઊતરી આવી હતી. સાહિત્ય, સંગીત અને ચિત્ર એમ ત્રણેય કલાના શોખમાંથી એમણે સાધના તો કરી સાહિત્યની જ.

૭ વર્ષની નાની ઉંમરે જ માતાનું અવસાન થતાં રાજકોટમાં એમના નાના વૈદ્યરાજ પાર્વતીપ્રસાદને ત્યાં જ એમનો ઉછેર અને અભ્યાસ થયાં. રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં એમણે મૅટ્રિક સુધીનો અભ્યાસ કર્યો હતો. એમનું મૂળ નામ લક્ષ્મીનારાયણ. પણ મોસાળમાં સૌ ભાણેજને ભનુભાઈ કહે તે રાહે એમને ય ભનુભાઈ કહી સહુ બોલાવતા, અને એમણે પણ મોસાળનું એ લાડકું નામ ચાલુ જ રાખેલું. ૧૯-૨૦ વર્ષના યુવાન થયા ત્યાં જ દોઢેક વર્ષના ટૂંકા ગાળામાં નાના, નાની ને મામાનાં આઘાતક અવસાન થયાં. સંવેદનશીલ હૃદય હચમચી ઊઠયું. એ વખતે એઓ ઈશ્વરમાં શ્રદ્ધા રાખતા અને હવેલીમાં જતા. આ શ્રદ્ધાએ એમના આળા હૈયાને કળ વાળી હશે! ત્યાં તો ત્રેવીસ વર્ષની વયે ઈ. ૧૯૩૬માં સ્વ. કવિ કાન્તનાં પુત્રી ડોલરબેન સાથે એમનું લગ્ન થયું. અને એ જ વર્ષે નવેમ્બર માસમાં એઓ 'ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ'માં કારકુન તરીકે જોડાયા તે છેક ૧૯૪૪ સુધી ત્યાં જ રહ્યા.

દરમિયાનમાં એમને સામ્યવાદ તરફી મિત્રો મળી ગયા. પરિણામે એમનાં વિચાર-વલણો સામ્યવાદ તરફ ઢળી ગયાં. નોકરી પરથી છૂટી દરરોજ સાંજે ટ્રેડ યુનિયનમાં કામ કરવા લાગ્યા. શરીરશ્રમ વધ્યો અને સ્વાસ્થ્ય પ્રત્યે બેદરકાર રહેવા લાગ્યા તેથી વારંવાર બીમાર પડી જતા. ૧૯૪૪ના અંતમાં ઝંડુની નોકરી છોડી શ્રી સામળદાસ ગાંધીના પત્ર 'વંદેમાતરમ્'માં જોડાયા. ત્યાં તો એ જ અરસામાં સામ્યવાદી પક્ષે એક ગુજરાતી માસિક કાઢવાનો નિર્ણય કર્યો. ભનુભાઈ 'વંદેમાતરમ્' છોડી સામ્યવાદી પત્ર 'સંસ્કાર'માં જોડાયા. ત્યાંથી એઓ માત્ર માંડમાંડ ઘર ચાલે એટલું જ વેતન લેતા. વધુમાં આખો દિવસ સંપાદન ઉપરાંત જાહેરખબરો મેળવવા સતત દોડાદોડી. રાતોના પણ ઉજાગરા. તબિયત ભાંગતી ચાલી. એકાદ વર્ષમાં તો ખૂબ માંદા પડયા. ઝીણો તાવ લાગુ પડયો. એમને વહેમ પડયો ક્ષયનો. ડૉક્ટરોએ છ માસ આરામ લેવાની સલાહ આપી. પણ પૈસાની ખેંચ. એમના બનેવી ડૉ. રમણિક વૈદ્યને ત્યાં થોડો સમય રહ્યા. વળી, એક મિત્રે ચારસોએક રૂપિયાની મદદ કરી. એઓ જામનગર જઈને થોડો સમય આરામ માટે રહ્યા. છએક મહિના બાદ ફરી મુંબાઈ ગયા. પણ નોકરી નહોતી. ૧૯૪૮ના 'સાંજવર્તમાન'ના દિવાળી અંકનું સંપાદન સંભાળ્યું અને ફરી વર્તમાનપત્રોમાં કામ શરૂ કર્યું. એ અરસામાં સામળદાસ ગાંધીએ 'આસોપાલવ' સામયિક શરૂ કર્યું તેમાં એઓ જોડાયા. પરંતુ થોડા મહિનામાં એ બંધ પડતાં વળી બેકારી આવી. એક-બે માસ પછી 'જન્મભૂમિ' સંચાલિત 'નૂતન ગુજરાત'માં જોડાયા. ત્યાં તો એ પણ બંધ પડયું. વળી પાછી બેકારી! થોડા વખતમાં જ 'હિંદુસ્તાન'માં જોડાયા. રોજ રાતપાળી જ કરવાની. પગારની પણ અનિયમિતતા. એમાં વળી માંદગીનો ઉથલો. રગશિયું ગાડું ખેંચાયે જતું હતું. એવામાં યુ. એસ. એસ. આર.ના પબ્લિસિટી વિભાગમાં સારા ગુજરાતી ભાષાંતરકારની જરૂર ઊભી થતાં એમનું નામ સુચવાયું. ૧૯૫૭ના ઑક્ટોબરમાં એ સ્થાન પર એઓ નિમાયા ત્યારથી સાત વર્ષ દિલ્હી રહ્યા. સખત પરિશ્રમને લઈને તબિયત તો લથડતી જ જતી હતી. ૧૯૭૦ના ઑક્ટોબરની ૨૩મીએ એમનું અવસાન થયું ત્યારે એમના સંઘર્ષમય જીવનપટ પર દૃષ્ટિપાત કરતાં કોઈને પણ એમની જ રચેલી પંક્તિ 'દુઃખની-ધરતીના અમે છોડવા'-ની સાર્થકતા પ્રતીત કરાવી ગયા વગર રહેશે નહિ.

કવિ તરીકે 'સ્વપ્નસ્થ'ને ઘડનારાં પરિબળોમાં પરિવારનું સાહિત્યિક વાતાવરણ, માતા, નાના, નાની, મામાનાં મૃત્યુના આઘાતક પ્રસંગો અને જીવનની વિષમતાને મુખ્ય ગણાવી શકાશે. નાના-નાની અને બંને મામાઓ પદ્યો રચતાં. વળી, ઘરમાં ગુજરાતી-અંગ્રેજી કાવ્યપુસ્તકો પણ વડીલોએ વસાવેલાં. આમ, એ કાવ્યપ્રીતિનું વાતાવરણ કિશોરકુમાર માનસ અને ચિત્તને સર્જન માટે કોળાવી ગએલું. ચૌદ પંદરની વયે એમણે કાવ્યસર્જનનો આરંભ કરેલો, અને પહેલું કાવ્ય સોળ વર્ષની ઉંમરે પ્રસિદ્ધ કરેલું. એમના સર્જનરાશિમાં છે પ્રણયકથાકાવ્ય 'અચલા', 'વિનાશના અંશો' અને 'માયા' બે લાંબાં કાવ્યો, 'અર્જપાની માધુરી' કાવ્યસંચય, 'રાવણહથ્થો', 'ધરતીને', 'ગીતોત્સવ', ચિરવિરહ' વગેરે કાવ્યપુસ્તકો; 'મોહન શુક્લ'ને નામે લખેલી 'શોધ' નામક લાંબી વાર્તા, 'દિનરાત' અને 'ધૂણીનાં પાન' નામક બે વાર્તાસંગ્રહો; ગૉર્કીની કેટલીક ટૂંકી વાર્તાઓનો 'પૂનમનાં પોયણાં' નામે અનુવાદસંગ્રહ તથા તુર્ગનેવની કૃતિ 'ફાધર ઍન્ડ સન્સ'નો 'પલટાતો જમાનો' નામે અનુવાદ. આ ઉપરાંત એમણે 'વારતા' માસિકનું થોડો સમય વિનાવેતન સંપાદન પણ કરેલું, જે એમની નિર્વ્યાજ સાહિત્યપ્રીતિનું દ્યોતક છે. એઓ

(અનુસંધાન પાછલી પૂર્તિમાં)



પુશ્કિન



લક્ષ્મીનારાયણ રણછોડલાલ વ્યાસ

'સ્વપ્નસ્થ'

૧૩-૧૧-૧૯૧૩]  [૨૩-૧૦-૧૯૭૦



પુશ્કિન



કલાપી

# ગઝલકાર કલાપી

ચંદ્રકાન્ત શેઠ

કલાપીનો કેકારવ બે ગઝલોની બેવડામાં છે. 'કેકારવ'નું પહેલું કાવ્ય 'ફકીરી હાલ' ગઝલ છે; છેલ્લું કાવ્ય 'આપની યાદી' પણ ગઝલ છે. કલાપીએ પચાસ ઉપરાંત ગઝલો લખી છે કલાપીના વ્યક્તિત્વનો અસલ રંગ આ બે ગઝલોમાંથી પણ પામી શકાય. કલાપીના આંતરજીવનનો—એમના વ્યક્તિત્વનો રંગ ગઝલમાં પ્રબળ રીતે પ્રગટ થયો છે

કલાપીના જીવન-કવનના કેન્દ્રમાં પ્રેમ છે. પ્રેમની સાથે છે આંસુ. કલાપી પોતે જ એમની કવિતાનો મુખ્ય વિષય છે—એમની ગઝલના આવિર્ભાવનું પોતે જ એક મહત્ત્વનું કારણ છે. 'હું'ને ટાળીને કલાપી કવિતામાં કશું યે બચાવી શક્યા હોત? કલાપીની કવિતા હુંથી શરૂ થઈ છે ને 'તું' સુધી વિસ્તરી છે—એવી રીતે, એટલી હદે કે 'તે'—સ્વતઃ વ્યંજિત થઈને રહે, હું-તુંના સંબંધની ભાષા કલાપીની ગઝલમાં નીપજી આવી છે. કલાપીની સતત મથામણ આ સંબંધના સારસ્વરૂપને સમજવાની છે. એ મથામણે કલાપીને રડાવ્યા વધારે છે; હસાવ્યા છે ઓછા. એ મથામણે કલાપીને હતાશા-નિરાશાના કાંટાળા અનુભવોમાં ઉતાર્યા છે. એથી તેઓ ઉઝરડાયા છે ને તેથી વેદનાના અવાજમાં પ્રગટ્યા છે એમની ગઝલ વેદનાના બોજાથી થયેલી રૂંધામણની અને એ બોજમાંથી ક્ષણ વાર પણ મોકળા થવા સાથે અનુભવેલી હળવાશની વાત રજૂ કરે છે. ગઝલ એમના પ્રેમની અનિવાર્ય અભિવ્યક્તિ બની છે કલાપીની સમગ્ર કવિતામાં જાણે ગઝલના આત્માની કોઈ ધમક છે એ ગઝલના આત્માનું રૂપ કયું? 'ફકીરી હાલ' ને 'આપની યાદી' વાચના ભાવકના અંતરમાં જે અનુરણે છે એ રૂપ! કલાપીની ગઝલો એમની વિશિષ્ટ ભાવદશાના—એમના ધરખી, કવિતાઈ મિજાજના સહજ આવિર્ભાવરૂપ છે. એમાં કલાપીની મુગ્ધતા-આશિકતા-દીવાનગી તો દેખાય છે જ; તો સાથે સાથે એમાંથી નિખાલસતા ને સચ્ચાઈનો તાજગીભર્યો સ્વાદ પણ મળે છે. એમાં ભાષાની શિથિલતા છતાં કલાપીની ભાવગત સચ્ચાઈ ઊતરી છે. એમાં ભાવાવેગ ભરપૂર છે, તો ભાવાવેગ પછીની રાહતનો દમ પણ છે. કલાપીની જહાંગીરી તથા ફકીરી ખ્યાલ-છટાઓની આમાં ખોટ નથી. એમની આ ગઝલોમાં શરાબ ને સાકી, ચમન ને ગુલ, ખાર ને પંજર, સજા ને કજા, લાલી ને પાની—આ બધું મગલખ છે. ગઝલ માટેનો તૈયાર મસાલો—એ માટેનો મિજાજ—નાટકિયો લાગે એ હદનો મિજાજ—એ પણ ગઝલકાર કલાપી પાસે હાજર છે. કલાપી ગઝલના આમ-રસ્તે, સરિયામ રસ્તે ચાલે છે. એમાં ખૂબી કલાપીની અવારનવાર પ્રગટ થતી નિજી ચાલની છે એમની આ ચાલમાં વ્યક્તિત્વના રાગ-ત્યાગમિશ્રિત અંશો ઠીક ઠીક સફળતાથી પ્રગટ થયા છે. 'ફકીરી હાલ'માં 'પરેશાની જ છે રાહતઃ ફકીરી હાલ મારો છે!' એમ તેઓ કહે છે. આ ઉદ્ગારોમાં ઝિંદાદિલીનો અવાજ છે જ.

કલાપીની ગઝલોમાં એમની હૃદયકળાના તંતુઓ ગાઢ રીતે વણાઈ રહેલા છે પ્રસંગે પ્રસંગે લાગણીએ કલાપીનો (અલબત્ત, કલમવાળો) હાથ ઝાલ્યો હોય ને કલાપીને દોર્યા હોય એવું બન્યું છે. ગઝલની ભાષા સાકી-શરાબની હોય કે પુષ્પ-ભમરાની, કલાપીએ એ અંગે ખાસ કંઈ ફિકરચિંતા સેવી હોય એમ જણાતું નથી. હૃદયની વાત કહેવી એ જ એક મકસદ એમની રહી છે; ને તેથી જ એમની કહેવાની રીતમાં સંબોધનાત્મક રીતિ—નાટ્યાત્મક રીતિ વધુ પસંદગી પામી છે. કલાપીની આત્મલક્ષી ગઝલોમાં

કહેનાર 'હું'ની સામે સાંભળનાર 'તું'ની કલ્પના સ-હૃદયે કરી લેવાની રહે છે અને તેથી એમની ગઝલના ઉદ્દગારોમાં આપણી બોલચાલની ભાષાનાં લહેકા–લઢણો સહજ રીતે સમાવેશ પામેલાં જોઈ શકાય છે. કલાપીની ગઝલોમાં—ભાષા-સ્વરૂપાદિમાં અણ-ઘડતા રહી જવા પામી છે; પરંતુ કલાપીના હમદર્દ તરીકે ઉદારતાથી કહેવું હોય તો કહી શકાય કે કલાપીની અણઘડતાની પણ એક લિજ્જત છે!

કલાપીને પ્રેમની સાથે જ માનવજીવન–મરણાદિ-ના કેટલાક બુનિયાદી પ્રશ્નો થયા છે માનવસંબંધો-માં સ્વાર્થ અને વફાદારી, દુનિયાદારી અને ખુદાઈના કોયડા એમને સતત મૂંઝવતા રહ્યા છે. જીવન સ્વપ્ન જેવું ટૂંકું હોવાનું એમને ઠીક ઠીક વહેલું સમજાયું છે. તેઓ મધુકરના મુખે પુષ્પને કહે છે. 'હું ગુંજી લઉં', તું ખીલી લે!' કલાપીને 'આખિર'ની ગતિનો ખ્યાલ સતત રહ્યા કર્યો છે. મનુની ઝાકળમોતી જેવી પ્રીતિ સત્વરે માણી લેવાની જિકર એ કરે છે. કલા-પીએ પ્રાણપ્યારીને જીવનનું સુકાન દઈ એની ઇચ્છા હોય તો ડૂબવાનીયે તૈયારી બતાવી છે. પ્રેમની ઇજ્જત કરતાં ખુવારીને વહાલી ગણી છે. તેઓ ખુમારીથી ને સરળતાથી કહી દે છે:

અજાયબ સ્નેહના રસ્તા! અજાયબ ગાંઠ પ્રેમીની!
ખુમારી ને ખુવારી છે! અજાયબ પ્રેમની મસ્તી! (પૃ. ૯)

આ અજાયબ પ્રેમનું સ્મરણ–ચિંતન–મનન–રટણ કરતાં કલાપીને થાક કે કંટાળો આવ્યાં નથી. કલાપી-એ આપણા જેવા ભાવકોનીયે ગઝલ લખતાં પરવા કરી હશે કે કેમ એ પ્રશ્ન છે. એમને તો એ લાગ્યું છે કે 'પરિવાર મારો હું જ છું, મસ્તાન છું મને.' અહીં ગઝલની ભાષા ગઝલકારની લહેરને અનુ-સરે છે. ભાષા અર્થનાં પારકાએ દીધેલ ચોકઠાં કે વ્યાકરણી માળખાંની ઉપરવટ જવા મથે છે. એમ થતાં ભાષામાંનો અર્થ ક્યારેક ખોવાય, ઘવાય એમ બને ને ક્યારેક એ જ એમના ભાવનો અભિવ્યક્ત અર્થ પણ બની રહે! આમ છતાં કલાપીની ગઝલમાં ભાષાની કચાશનો બચાવ કરવાનો હમેશ પ્રયત્ન કરવો જરૂરી નથી. કલાપીનો કથનવેગ ભાષા–લયને વિલ-ક્ષણ રૂપ દેતો પણ દેખાય છે. 'કમળ ભોળું, કુમુદ ભોળું, ભ્રમર ભોળો દીવાનો છે'.—આમાં ભાષા જાણે ગોઠવાઈને આવી ન હોય પણ ભાવ-લય દ્વારા આકારિત થતી હોય એવું લાગે છે.

કલાપીને પ્રેમની ખુમારીનો અવાજ આપવાનો પ્રયત્ન ગઝલોમાં કેટલાંક મજાનાં પરિણામ લાવે છે. ૧૮૯૨માં યુવાન કલાપી 'હવે બ્રહ્માંડમાં હું છું, હવે બ્રહ્માંડમાં તું છે' એમ કહેવા માંડે છે. આ કલાપી — કવિ-શાયર કલાપી—પોતાના રાહના આગવાપણાને ઝડપથી પામી શક્યા છે અને તેથી તો ગુલામીના કાયદાઓ સામે પોતાની બંડખોરી ધરી દે છે. મસ્તીનો અવાજ કલાપીના આ પરિચયમાં છે:

હમો મનસૂરના ચેલા ખુદાથી ખેલ કરનારા! (પૃ. ૩૮)

કવિ પોતાનું સરનામું આમ આપે છે:

કુરંગો જ્યાં કૂદે ભોળાં પરિન્દાંનાં ઊડે ટોળાં,
કબૂતર ઘૂઘવે છે જ્યાં હમારા મ્હેલ ઊભા ત્યાં!
લવે છે બીત નદીઓ જ્યાં, ગઝલ દરખત રહ્યાં ગાતાં,
હમે ત્યાં નાચતા નાગા હમારા રાહ છે ન્યારા! (પૃ. ૩૮)

—અહીં 'નાગા' શબ્દ સર્વથા સુભગ છે કે નહિ એ પ્રશ્ન કલાપીને થયો હશે? આ પ્રશ્ન આપણને થાય તોય ડુબાવી દેવો ઠીક લાગે છે. કેમ કે કવિની ભાવમસ્તીમાં વિક્ષેપ કરવાની રુચી થતી નથી. (આ અંગે વધુ ચર્ચા માટે જુઓ 'અર્વાચીન કાવ્ય-સાહિત્ય-નાં વહેણો', ત્રીજી આવૃત્તિ, ૧૯૬૨, પૃ. ૨૦૪)

કલાપીએ સ્પષ્ટતા–નિખાલસતાને, સ્પષ્ટભાષિતા–સચ્ચાઈને આ રીતે અવાજ આપ્યો છે:

તમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા;
મતલબની મુરવ્વત ત્યાં, ખુશામદના ખજાના જ્યાં! (પૃ. ૩૮)

કોણ કહે છે ગુજરાતી ભાષા ગઝલના મિજાજને

(અનુસંધાન પૃષ્ઠ ૧૯ પર)

# પુશ્કિન-એક પરિચય

રતિદેવ ત્રિવેદી

(ગતાંકથી પૂરું)

'Southern Cycle'નું દ્વિતીય કાવ્ય છે 'Bratya Razboiniki' આ કાવ્યમાં રજૂ થાય છે મુક્તિ માટેની–સ્વતંત્ર્ય માટેની–તીવ્ર ઝંખના Yekaterinoslav ખાતે પુશ્કિને વસવાટ કર્યો તે સમયે બનેલી એક સત્ય ઘટના પર તે આધારિત છે તેમાં કવિ વર્ણવે છે જેલમાંથી હિંમત ભેર ભાગી છૂટેલા બે ભાઈઓની સાહસ કથા કે જેમણે શૃંખલાઓમાં જકડાયેલા હોવા છતાં Dnieper તરી જઈ મુક્તિ મેળવી પોતાની મનોકામના સિદ્ધ કરી

સમૂહનું ત્રીજું કાવ્ય Bakhchisaraiski Fontan એક દંતકથા પર આધારિત છે Girei નામનો ક્રિમિયાનો તાતાર વંશનો એક લ્યુંટારો Khan (ખાન) પોતાની એક ગુલામ સ્ત્રી–જે પૉલેન્ડની રાજકુમારી છે અને જેનું નામ Maria Potocka છે તેના પ્રત્યે ઊંડા તથા વિશુદ્ધ પ્રેમની લાગણી ધરાવે છે પરંતુ એની પત્નીઓમાંની એક દ્વેષભાવને કારણે એ નિર્દોષ સ્ત્રીની હત્યા કરે છે મૃત્યુ પામેલી પોતાની પ્રિયતમાની યાદમાં ખાન એક ફુવારાનું નિર્માણ કરાવે છે કે જેની ચોતરફ છે રત્નોજડિત થાળું જેમાં જલબિંદુઓ જેવા અશ્રુબિંદુઓ સંગીત ધ્વનિ સર્જતા પડે છે

આવા લોકપ્રિય પુશ્કિનને અગ્રણી રશિયન કવિ તથા ૧૮૨૦ના ગાળાની મુક્તિ ચાહક રૉમેન્ટિક પેઢીના નેતા તરીકે વધાવી લેવામાં આવ્યો તેમ છતાં પુશ્કિન-ને પોતાને પ્રસ્તુત કૃતિથી પૂરતો સંતોષ



સુન્દરમ્

## મોગરો મહેકયો

મોગરો મ્હેકયો મધરાત
આડી તેડી વતે અમે
મૂકી દીધી, બધા
બોલી ઊઠયા. મોગરો
મ્હેકય મધરાત મો૦ રો૦

મેં તો તારી આંખ જોઈ,
કાજળથી એ તો આંજી કંઈ,
અને આંખને અઢેલી બેઠી
ભમ્મર ભમરાળી
ઊંચી અગાસિયે ચાંદલિયો ટહુકયો મોગરો૦

સોળે શણગાર સજી તું તો આવી
અને ડોલી ઊઠયા સૌ દિગ્પાળ,
ચડતા આ પૂર, અરે સાચવજો સાચવજો
પણી પડેલા બાંધી જેણે પાળ
કોક ગેબમાંથી નોરતો ગડેકયો મોગરો૦

મોગરાની મ્હેક મારે બાંધવી'તી બાથ ભરી,
સીંચવા'તા સૂકાં મેદાન,
તેં યે બગીચો કીધ, મોગરો પહેર્યો તેં ભવે,
લે બોલ તરે મુખ, વે રા પાન
કોક મોગરાં પે મોગરો મહેકયો મોગરો૦

## રાજેન્દ્ર શાહ

### ગૃહિણીને (કન્યાવિદાય સમયે)

જે આંસુ તારી જનનીની દગે નિહાળ્યું,
જ્યારે અલક્તકપદે મધુપર્ક-મીઠી
તેં એ નિકેતનથી આંહિની લીધ કેડી;
આજે ન એ નયનથી તવ જાય ખાળ્યું.

તેં આવી સ્વસ્તિકથી ઉંબર, દીપ તેજે
આ સદ્મ ભીતરથી ઉજ્જ્વલ કીધ, ગાને
રેલ્યો સદૈવ ધ્વનિ મંગલ, પ્રીતિપાને
નાનેરું વિશ્વ પ્રગટાવ્યું અહીં સહેજે.

ને તું અનેક વદનાળ પરંતુ ખાલી
ખાલી થઈ જતી નહિ? શરણાઈ સૂરે-
જે સત્ત્વ સ્ફૂર્યું ઘરમાં, ઉર એનું ઝૂરે
આ શાશ્વતીમહીં તું-રૂપ થવા નિરાળી.

આ જાય પિંડ, પ્રણને ઉભરાવ સ્રાવ:
કારી વ્યથા, પણ ધરંત કૃતાર્થભાવ,

## શિલ્પિન્ થાનકી

### નભસ્મરણે

એક પળ ઠહરું, હરીતિમ ઘાસમાં-
થી ભરી લૌં તાઝગી, ઉચ્છવાસમાં
છે હજી યે ગ્રીષ્મની પીળી-પચક
જીર્ણ ધૂસરતર હવા, મધુમાસમાં
સ્વપ્ન જે ખિલ્યાં હતાં કિંશુક બની
ને, પુનઃ ગન્ધી જશે, વાતાસમાં
આર્દ્ર મિટ્ટીની સઘન સૌરભ વહી
આવતી, ભળતી જતી મુજ શ્વાસમાં.

થયો ન હતો. ૧૮૨૩ના મે માસમાં તેણે પોતાની ઉત્તમ કૃતિની રચનાનું કાર્ય આરંભ્યું. પદ્યમાં લખાયેલી એ એક નવલ-કથા છે 'Evgeni Onegin'. તે પ્રકાશિત તો થઈ છેક ઈ. ૧૮૩૩માં, પણ તેણે ૧૮૩૧માં એ સંપૂર્ણ કરી હતી. 'The Prisoner of the Caucasus'માં જે ખ્યાલને તેણે પ્રથમ શબ્દદેહ આપ્યો હતો તેની તેણે પુનઃ રજૂઆત કરી. પોતાના યુગની એક લાક્ષણિક વ્યક્તિને ફરી તેણે રજૂ કરી; પરંતુ તે રજૂઆત એક વિશાળ ફલક પર હતી અને તે માટે નવી ટેક્નિક, નવી પ્રક્રિયા તથા નવી કલાત્મક રીતિનો તેણે લાભ લીધો.

Evgeni Onegin રશિયન જીવન-ના એક બૃહદ્ ચિત્રને તેના વાસ્તવિક સ્વરૂપમાં રજૂ કરે છે. એ જે પાત્રોને વર્ણવે છે તથા અમરત્વ બક્ષે છે તે સઘળાં નખશિખ રશિયન છે. તેમને દર્શાવવામાં આવ્યાં છે તેમનાં સામાજિક તથા પ્રાદેશિક પરિબળોના સંદર્ભમાં કે જેના થકી તેમના ચરિત્ર તથા વિચારો-નું ઘડતર થયું છે. એનાં પાત્રોમાં છે સંશયવાદી નાયક ઓનેજિન, ઊર્મિ-પ્રધાન, મુક્તિચાહક કવિ Lenski (લેન્સ્કી) તથા વાર્તાનાયિકા Tatyana કે જેના પાત્ર દ્વારા રશિયન સ્ત્રીસમાજનો સહાનુભૂતિભર્યો તેમજ અતિ લાગણી-ભર્યો અભ્યાસ કરવામાં આવ્યો છે તે સ્પષ્ટપણે જણાઈ આવે છે. કવિના પો-તાના જ શબ્દોમાં આ અભ્યાસ એક 'Precious ideal (અમૂલ્ય આદર્શ) રહ્યો છે. બાયરનની કૃતિ 'Don Juan'

સાથે બંધ રજુમાં ઉપરછલ્લી સમાનતા ને ધરાવે છે તેમ છતાં પુશ્કિને બાયરનની આત્મલક્ષી ભાવનાપ્રધાન રીતિને સ્થાને વસ્તુલક્ષી વર્ણનને તેમાં સ્થાન આપ્યું છે તથા નાયકને રશિયન સમાજમાં વસતો બતાવ્યો છે, અને નહિ કે રૉમેન્ટિક પ્રણાલી મુજબ વિશિષ્ટ તથા કલ્પિત વાતાવરણના મધ્યમાં. આમ, સેન્ટ પીટર્સબર્ગમાંથી* આકાર લેતી કથા જઈ પહોંચે છે એક પ્રાચ્યપ્રદેશની અગત માલિકીની ભોમમાં; અને ત્યાંથી મૉસ્કોની મુલાકાત લઈ વળી પાછી સેન્ટ પીટર્સબર્ગમા આવી પહોંચે છે. સાંપ્રત સમાજને પોતાના વિષયવસ્તુ તરીકે લેતી આ નવલકથા રશિયન સાહિત્યમાં સૌથી પ્રથમ કૃતિ છે અને તે ૧૯મી સદીની વાસ્તવવાદી નવલકથા તરફ પ્રયાણ કરવા અંગુલિનિર્દેશ કરે છે.

Kishinev તથા Odessaમાં રહીને પુશ્કિને પોતાનો મોટા ભાગનો સમય સાહિત્ય સર્જનમા જ વિતાવ્યો હતો તેમ છતાં તે ત્યા પણ સાંપ્રત યુગને અનુરૂપ થવા માટે પ્રયત્નશીલ રહ્યો હતો તથા તેણે જિંદગી ભરપેટ માણી હતી. રાજકારણમાં એને ખાસ રસ હતો અને દક્ષિણના Decembristsના જૂથ સાથે તે ગાઢ સંપર્કમા પણ રહ્યો હતો. એકાકી 'Frontier'—સરહદી—સમાજના આનંદનો એ સહભાગી પણ બન્યો હતો. મદ્યપાન, જુગાર, દ્વંદ્વ તેમજ છૂપા પ્રેમસંબંધો કેળવવા ઈત્યાદિ પ્રવૃત્તિઓમાં એ મગ્ન રહ્યો હતો ૧૮૨૪માં આ બધી પ્રવૃત્તિઓના

*પ્રથમ હપ્તામાં પિટ્સબર્ગ ને સ્થાને પીટર્સબર્ગ વાંચવું.

## વિપિન પરીખ

## પોતાનો ફોટોગ્રાફ જોઈને

વિપિનભાઈ, ફોટોગ્રાફરે તમને ત્રણ ત્રણ વાર હસાવવા
પ્રયત્ન કર્યા—
તમે ન હસ્યા તે ન જ હસ્યા!
આટલા બધા ગંભીર શા માટે રહેતા હશો તમે, વિપિનભાઈ?
તમે માનો છો એટલું જીવન ઉદાસ નથી.
જુઓ...આ બાળકો, આ રંગીન ફુગ્ગાઓ, ફૂલો...આ
પ્રેમીઓ...

છતા હરહમેશ બધે તમને હિરોશીમા અને વિયેટનામના
ઉઝરડાયેલા ચહેરા જ શા માટે દેખાતા હશે?
અને હા, તમને આમ ફોટા છપાવવા ખાસ ગમતા નહીં,
તો પછી...?

આ 'કવિતા'ના અંકની કેટલી કોપી છપાતી હશે?
એ બધામા જ તમારો ફોટો?

You feel uncomfortable, no?
Sorry. આવો અંગત સવાલ નહીં પૂછવો જોઈએ, નહીં?
હશે, પણ એક વાત કહો—
પાઈપ ફીટિંગ વેચતા વેચતા આ ખોટના ધંધામાં કેવી રીતે
પડ્યા?

શોખ?
ના, તો પણ...? વાણિયાનો દીકરો લાભ વગર ખાસ...
નામ? ચાર માણસ પૂછે:
'આપણા વિપિનની કવિતા...જોઈ...?...'...હુંઅ...
અને ક્યારેક ક્યારેક Windfallની જેમ પારિતોષિક પણ
મળી જાય, નહીં?

પણ તમે તો કહેતા હતા ને
આ પારિતોષિકોથી કવિતાને મૂલવવાનું તમને ઠીક નથી
લાગતું.
છતાં, તમને જો અર્પણ થાય તો નમ્રતાથી તમે સ્વીકારી
લો ખરા, નહીં?
હું ભૂલતો ન હોઉં તો તમને સંમેલનો ખાસ પસંદ નહીં.

તમે કહેતા કે લોકોને રીઝવવા બહુ નીચું ઊતરવું પડે છે.
શરૂશરૂમાં તો માઇક પણ તમને ધ્રૂજતું લાગેલું,
ને સ્ટેજ છોડી ભાગી જવાનું મન થતું હતું, નહીં?
કોણે તમને તે દિવસે પકડીને બેસાડી રાખ્યા હતા સ્ટેજ ઉપર?

પણ પછી
આ તાળીઓના ગડગડાટની પણ એક આદત પડી જાય છે, નહીં?
એ કૉફીના કપ જેટલી જ ઉત્તેજક હશે ખરી, વિપિનભાઈ?
પણ મેં સાંભળ્યું છે
તમે કૉફી છોડી દીધી છે–સાચી વાત?

## કનુ મહેતા (વ્યોમ)

### હું જ

હું જ રેતી, પ્યાસ, રણ ને ધોમ ધખતો તાપ હું;
ઝાંઝવાં ઊભાં કરીને હું મને બાળ્યા કરું.

અવાવરો કૂવો, હું છું ને હું જ છું ભેંકારતા;
માળો કબૂતર થઇને ભેડે જોખમી બાંધ્યા કરું.

હું નગર ને હું જ રસ્તો, વાહનોની ભીડ હું;
વીજળીના તાર હું પંખી થઈ ઝાલ્યા કરું.

હું જ સર્કસ, હું જ તંબૂ, હું જ પોતે ખેલ છું;
જીવ લઈને મુઠ્ઠીમાં હું દોરડે ચાલ્યા કરું...

ઇશ્વર, જગત ને જીવ હું ને હું જ પરદો ગેબનો;
કાળની ડાળી ય હું ને હું જ ઝુલાવ્યા કરું.

કલમ, કાગળ, ભાવ, શબ્દો, કલ્પનાઓ હું જ છું;
ગઝલને દરિયે ડૂબવતો 'વ્યોમ' હું ગાયા કરું.

અતિરેકને લીધે જ એને સ્થાનફેર કરીને જવું પડયું તેની માતાના રહેઠાણમાં, જે Mikhailovskoe ખાતે દૂરના વાયવ્ય પ્રદેશમાં આવેલું હતું. Odessaમાંના તેના ઉપરી Count Vorontsovને પુશ્કિનને અન્ય પ્રદેશમાં મોકલી આપવા ભલામણ કરવી પડેલી, કારણ કે તેની જ પત્ની સાથે પુશ્કિન પ્રેમમાં પડયો હતો. તેને માટે પુશ્કિન એક દુશ્મન સમાન હતો અને એ જ રાતે એની સાથે તેણે વર્તાવ કર્યો હતો. તેના આવા વર્તનને કારણે પુશ્કિને તેની આકરી ટીકા કરતાં મનોરંજક કાવ્યો રચી કાઢેલાં. એક મિત્રને લખેલા પત્રમાં તેણે જણાવ્યું હતું કે પોતે 'lessons in pure atheism'–*નિર્ભેળ નાસ્તિકવાદના પાઠો–શીખતો* હતો. આ પત્રને છૂપી પોલીસે ઝડપી લીધો અને તેમાંના લખાણના બહાના હેઠળ દૂરના પ્રદેશમાં તેને મોકલી આપવામાં આવ્યો, જ્યાં તે અનિચ્છનીય રાજકીય તથા સામાજિક સંપર્કથી શક્ય એટલો દૂર રહી શકે. અહીં પસાર કરેલાં બે વર્ષો જો કે દુઃખદ હતાં તેમ છતાં આ સમયગાળો પુશ્કિન માટે અતિ ફળદાયી નીવડયો હતો. એકલો અને અટૂલો પુશ્કિન રશિયન ઇતિહાસના ઘનિષ્ઠ અભ્યાસ તરફ વળ્યો. ગ્રામ પ્રદેશના ખેડૂતોને તે સાચી રીતે ઓળખી શકયો. તેમની પાસેથી જાણવા મળેલી લોકકથાઓ તથા લોકગીતોની તેણે વ્યવસ્થિત નોંધ કરી. આ સમય દરમ્યાન તેની કવિતામાં ચોક્કસ પ્રકારની રશિયન લાક્ષણિકતાઓ ક્રમશઃ વધુ પ્રમાણમાં સ્ફુટ થવા લાગી. 'Zhenikh' શીર્ષક ધરાવતું તેનું ballad-કથાકાવ્ય-રશિયન

લોકકથા ઉપર આધારિત છે. એની રચના ૧૮૨૫માં થઈ હતી. 'The Bridegroom' જેનો અર્થ છે તેવા આ કથાકાવ્યની સરળ તથા ત્વરિત ગતિએ આગળ ધપતી શૈલી 'Ruslan & Ludmila' કે 'The Southern Cycle'-ની શૈલી કરતાં તદ્દન નિરાળી છે. ૧૮૨૪માં, પુશ્કિને Tsyganyની રચના પૂર્ણ કરી. આ કાવ્ય-રચનાની શરૂઆત તેણે Odessaમાં વસતો હતો ત્યારે કરેલી. તેના રંગદર્શી વર્ણનાત્મક કાવ્યોમાં આ કાવ્ય સૌથી વધુ પરિપક્વ છે. એક વૃદ્ધ જિપ્સીના મુખમાં પુશ્કિને જે ફક્ત પોતાને કાજે જ સ્વાતંત્ર્ય ઝંખે છે તેવા નમૂનેદાર વ્યક્તિવાદી રૅમેન્ટિક નાયકને લગતા ધિક્કારવચનો મૂક્યા છે. આ વૃદ્ધ જિપ્સી લોકસમુદાયનો સાચો પ્રતિનિધિ છે અને એમની લાગણીને વાચા આપે છે. શૈલી નાટ્યાત્મકરીતે કઠોર, કરકસરયુક્ત અને સ્પષ્ટ કથનથી આવૃત્ત છે. વર્ણનાત્મક ફકરાઓ તથા સંવાદો વાસ્તવિક, જુસ્સાદાર અને ચોટદાર છે. Mikhailovskoe ખાતે જ 'Evgeni Onegin'ના એ પ્રકરણો તેણે લખેલાં કે જેમાં ગ્રામવિસ્તારની વાત આવે છે. 'Count Nulin' નામક કાવ્ય જે ગ્રામવિસ્તારના ઉમરાવ વર્ગની જીવનપદ્ધતિ ઉપર આધારિત છે તે તથા 'Boris Godunov' એ નામની અગત્યની ઐતિહાસિક કરુણાંતિકાની પણ આજ સ્થળે રહી પુશ્કિને રચના કરી હતી.

'Boris Godunov' એ કરુણાંતિકા ૧૭મી તથા ૧૮મી સદીના ફ્રેન્ચ નાટકોના neo-classicismથી પુશ્કિને

## ઉશનસ્

### કરોળિયો

યાત્રા છે આ; સ્હેજ અડીને ઊભા રહ્યા કે માર્યા,
ક્યાંક લપી કો કરોળિયો તાકીને બેઠો
સદાય સક્રિય,
બને એમ કે મને ગણી લે જંતુ,
તરત પછી તો તંતુ તંતુ
ચીકણી ચીકણી લાળ, લાળના વીંટા
મુજને ફરતા ઉપરાઉપરી
સમજી લ્યો કે વાળ્યા...કે માર્યા.

અગર મને જો ગણી લિયે કો થંભ,
કે તરત પછી તો તંત,
તંતના ચીકણા ચીકણા તાર,
તાંતનો છેડો બાંધે
મારા કોઈ અંગતણે નાજુક આધાર
અને એક કો પવનપાતળી જાળ
તરત પૂર્ણ તૈયાર!
જરાક પણ જો ઊભા, અને ના હાલ્યા કે માર્યા.

કે પછી આ હું જ
ઊભો રહીને જોઈ રહું જો હું જ
કો વસ્તુ કે કોઈક વિષયે લીન
કે તરત જ કોઈ કરોળિયો મુજ આંખ
આંખ થકી સરકે ને-ને એ 'માખ'
માખ-ની આજુબાજુ ઉપરાઉપરી
મલમલ સૂક્ષ્મ મહીન
ચીકણા ચીકણા લાળ-તારના
વીંટા ગોળાકાર...
એ...ઈ વીંટાતા એ...ઈ વીંટાતા
ચાલ્યા...કે માર્યા

## ધીરુ પરીખ

# ખીલાની પ્રાર્થના

પૂરાં થયાં
ઓગણીસ્સો ચુંમોતેર વર્ષ;
પરોવાયા પ્રાર્થનામાં
અગણિત હાથ મહીં કેટલો છે હર્ષ !

સામે ઈસુ ક્રૉસચઢયા;
ખીલા તો એમ ને એમ ઈસુમઢયા
વલવલે :
પેલા હાથે ગ્રહી ગ્રહી અમને ખીલાઓને રે
ઓલિયાને વધસ્તંભે જડી દીધા,
પછી થયા ઢીલા.

ત્યારથી તો કરગરી કરગરી
કરુણાર્દ્ર ભાવે
સદીઓ પહેલાંના એ
પાતકની ક્ષમા રહ્યા ચહી :
ઈસુ તણા વપુની શી યાતનાને
અમે રહ્યા સહી !

અમને ક્યાં હતાં ત્યારે હાથ જેવાં અંગ
કે મારાઓની સંગ ખેલે વિરોધનો જંગ ?
અમને ઊગ્યા ન હજુ હાથ !
કેમ આજ ક્ષમા કાજ
જોડીએ બે સાથ !

કારગતી લીધી તે સૂચવે છે. તે શેક્સપિયરનાં નાટકો–ખાસ કરીને ઐતિહાસિક તથા કરુણાંતિકાઓ–માં રજૂ થતા 'folk principles' પર આધાર રાખી રચાયેલાં છે. આ નાટકો અતિ વિશાળ અર્થમાં જણાવીએ તો 'for the people'–જનસમુદાય માટે–રચાયેલાં હતાં અને તે જ કારણે તેમની અસર વ્યાપક રહી છે. Decembrist Rising–ડિસેમ્બરના બળવા–ના સમયથી થોડાક દિવસો અગાઉ રચાયેલી પુશ્કિનની આ કરુણાંતિકા ઝાર જેનો વડો છે તે રાજ્યકર્તા વર્ગ તથા આમજનતા વચ્ચેના સંઘર્ષના પ્રશ્નને ચર્ચે છે. એ દ્વારા પુશ્કિન 'the judgement of the people'–લોકન્યાય–ઉપર વધુ ભાર મૂકે છે. રશિયાના ૧૫૯૫ થી ૧૬૦૫નાં રાજકીય તેમજ સામાજિક અંધાધૂંધીને કેન્દ્રમાં રાખી રચાયેલી આ કૃતિનું કથાવસ્તુ છે મહાન નાયક Boris Gudunovનું દારુણ પાપ તથા પાપને અનુરૂપ તેનું ભાવિ. Boris Gudunov, Ivan the Terrible ના પ્રિયપાત્ર Malyuta Skuratov નો જમાઈ છે, જેને આ કૃતિમાં ઈવાનના બાળક પુત્ર Dmitri ના ખૂની તરીકે રજૂ કરવામાં આવ્યો છે. એક તરફ રાજકીય તેમજ ઐતિહાસિક તથા બીજે પક્ષે મનોવૈજ્ઞાનિક એમ બેવડી સપાટીએ વિકાસ પામતી આ કથાનું નિર્માણ અતિ સુંદરરીતે થયું છે. પ્રક્ષુબ્ધ બનાવો તથા દયાવિહીન આકાંક્ષાની પાર્શ્વભૂમિકામાં તે રજૂ થાય છે. રશિયાના ઇતિહાસના વાચનને લીધે તથા શેક્સપિયરની

કૃતિઓ સાથેના સંપર્કને કારણે જ આ નાટક રચી શકાયું છે તેમ કહીએ તો તે અયોગ્ય વિધાન ગણી ન શકાય પુશ્કિને જણાવ્યું છે તેમ પાત્રની મુક્ત પણે હિંમતભરી રીતે રચના કરવામાં તથા સાદાઈમાં અને વાસ્તવિકતાને પ્રામાણિકરીતે વળગી રહેવાની બાબત મા શેક્સપિયર તેનો આદર્શ હતો Boris Godunov પુશ્કિને જેને પોતાનું લક્ષ્યબિંદુ માન્યું હતું તે પરિસ્થિતિની સ્પષ્ટતા તથા સંવાદોની અકૃત્રિમ તા ની બાબતમાં ઝળકી ઊઠે છે કેટલીક વખત વાતચીતની ભાષાના ગદ્ય નો તથા કેટલીક વખત 5 foot iambic line નો તેણે ઉપયોગ કર્યો છે The False Dmitriના પાત્રનું સર્જન આકર્ષક રીતે તેમજ ઋજુભાવથી કરવામાં આવ્યું છે એમાં રજૂ કરેલો જનસમુદાય કે જે અંતે પોતાની તાકાત થી તેને સત્તાસ્થાને બેસાડે છે તેની એવી નક્કર રીતે રજૂઆત કરવામાં આવી છે કે તેને કારણે આ નાટ્યકૃતિનું પ્રકાશન સેન્સરબોર્ડે વિલંબમાં નાખ્યું હતું માનસશાસ્ત્રીય તથા નાટ્યાત્મક એકતા સર્જવાની પુશ્કિનની દક્ષતા તથા ભાષા, માહિતી, રજૂઆત તથા ચરિત્રચિત્રણની બાબતમાં કરકસરતાના સહારે નાટ્યાત્મક તનાવ વધારવાની પુશ્કિનની આવડતને કારણે આ કૃતિ તેની એક નોંધપાત્ર સિદ્ધિ તરીકે નોંધાઈ છે તેમજ રશિયન નાટ્યના ઇતિહાસમાં એક ક્રાંતિકારી બનાવ તરીકે પણ તેની નોંધ લેવાઈ છે

ઈ ૧૮૨૫ના ૨૪મી ડિસેમ્બરના બળવાને દબાવી દેવામાં આવ્યો તે પછી

## મફત ઓઝા

### આપણુ

સીમ બધીને ચાચમા ભરી ઊડતુ પખી
નીલમછાયુ એની આપણા ઝીલશું છાયા

લાવ હથેળી આગળી પાડે ચાસ હવે તો
મન ભરીને વાવીએ મૂકી કણની મિરાત
કાલ સવારે ઊગશુ આપણુ છોડ બનીને
ડોલતો પવન તેની તે શી હે ય રે વિસાત!

આ અધાડી આભની એરી વાગતી ઝીણી ઠેસ કે
મારા ઉરમા ઊગ્યા ઘાસની કૂણી મહેકી ઊડી માયા
સીમ બધીને ચાચમા ભરી ઊડતુ પખી
નીલમછાયુ એની આપણુ ઝીલશુ છાયા

ઊડતી જતી કો'ક પરીની પાખ ખરી ને
એક પીંછાની પમરી આવી મેઘધનની વાસ
અવકાશને અમથુ આથી આમણુ જાણે
સામસામેના શેઢા તણું કોઈએ લીલુ ઘાસ,

એકબીજાને મળવા ટાંગે હાથ લબાવી
સૂરજ એનુ પાદડા પડખે હોય રે માય
સીમ બધીને ચાચમા ભરી ઊડતુ પખી
નીલમછાયુ એની આપણુ ઝીલશું છાયા

## મનોહર ત્રિવેદી

### છોડી શકાશે ના

ખીલાની જેમ મારા શ્વાસને ખોડી શકાશે ના
હવે એ માર્ગ પરના ક્રૉસથી દોડી શકાશે ના

રડે ક્યાંથીપછીસહવાસ તારા પગનો ઉમ્બરને
હવાને શૂન્યતા સાથે કદી જોડી શકાશે ના

અને એ હાથ મારો હાથ છોડી જાય તો. કિન્તુ
હથેળીમાં સૂતેલા સ્પર્શને છોડી શકાશે ના

ભલે આ ગામ ઘર ને આ ગલીથી મુખ મોડી લો
છતાં ભીનાં સ્મરણથી આંખને મોડી શકાશે ના

પ્રયાસી લો ફરી ઓઢી તિમિરને ઊંઘવા માટે
અરે, ઉજાગરાઓ તો ય તરછોડી શકાશે ના

અહીં પથ્થર વડે તો બિમ્બ દર્પણના તૂટે છે પણ
મનોહર, આંસુમાંથી બિમ્બને ફોડી શકાશે ? ના

## આહમદ મકરાણી

### આછોપાતળો

મેડીએ વાતાસ આછોપાતળો;
દીવડામાં શ્વાસ આછોપાતળો.

રિક્તતા છો મોગરે ખરતી રહી;
યાદનો અજવાસ આછોપાતળો.

ઓરડામાં કોઈ પણ હોતું નથી;
આયને આભાસ આછોપાતળો

ટેરવાં ફોરી ગયાં ગતકાળનાં
સ્પર્શનો સહવાસ આછોપાતળો

આગમન સંબંધનાં ભીનાં હશે;
છે પ્રતીક્ષા-ચાસ આછોપાતળો.

મૌન વાચા થૈ જશે અદ્વૈતની–
અંતરે ઉલ્લાસ આછોપાતળો

નવા ઝાર નિકોલસ પહેલાએ પુશ્કિનની ખ્યાતિથી માહિતગાર હોઈને તેમજ ડિસેમ્બરના કાવતરામાં તેણે ભાગ લીધેલો ન હોવાને કારણે ૧૮૨૬ની પાનખર ઋતુમાં પુશ્કિનને મોસ્કો પાછા ફરવાની અનુમતિ આપી. બન્ને વચ્ચે લાંબી ચર્ચાવિચારણા થઈ જેમાં 'સેન્સરશિપ' અંગેની પુશ્કિનની ફરિયાદો વિષે જાણકારી મેળવી ઝારે વચન આપ્યું કે ભવિષ્યમાં તેની કૃતિઓ માટે ઝાર પોતે જ censor બનશે. વધુમાં પોતે જે અતિઆવશ્યક સુધારાઓ રજૂ કરનાર હતો તે અંગે તેને માહિતી આપી–ખાસ કરીને ગુલામવર્ગની મુક્તિ અંગે યોગ્ય ભૂમિકા તૈયાર કરવાની તેની યોજના. પુશ્કિનને માટે બળવાની નિષ્ફળતા એક અતિ દુઃખદ અનુભવ હતો. તે દિલથી 'guilty' Decembrists (જેમાંના પાંચની કરુણ હત્યા કરવામાં આવી હતી અને બીજાઓને સાઈબેરિયામાં વેઠ કરવા મોકલી આપવામાં આવ્યા હતા.) તરફ સંપૂર્ણ હમદર્દી દાખવતો હતો. એ બળવાખોરોમાં Lyceum વિદ્યાપીઠ ખાતેના I.I. Pushchin તથા કવિ V.K. Kyuchel beker જેવા તેના કેટલાક ઘનિષ્ઠ મિત્રો પણ હતા. એમના પ્રત્યેની એની હમદર્દીને વાચા આપતી બે પદ્યકૃતિઓ 'Arion' તથા 'Vo glubine Si. birskikh rud' ('In the Depths of Siberia's Mines') જે બન્ને ૧૮૨૭માં રચાઈ હતી તે, નોંધપાત્ર છે. જ્યારે ઝારે એને પૂછ્યું કે તે સેન્ટ પીટર્સબર્ગમાં ૧૪મી ડિસેમ્બરના રોજ હાજર હોત તો શું

કૃતિઓ સાથેના સંપર્કને કારણે જ આ નાટક રચી શકાયું છે તેમ કહીએ તો તે અયોગ્ય વિધાન ગણી ન શકાય. પુશ્કિને જણાવ્યું છે તેમ પાત્રની મુક્તપણે હિંમતભરી રીતે રચના કરવામાં તથા સાદાઈમાં અને વાસ્તવિકતાને પ્રામાણિકરીતે વળગી રહેવાની બાબતમાં શેક્સપિયર તેનો આદર્શ હતો. Boris Godunov પુશ્કિને જેને પોતાનું લક્ષ્યબિંદુ માન્યું હતું તે પરિસ્થિતિની યથાર્થતા તથા સંવાદોની અકૃત્રિમતા ની બાબતમાં ઝળકી ઊઠે છે. કેટલીક વખત વાતચીતની ભાષાના ગદ્યનો તથા કેટલીક વખત 5 foot iambic line નો તેણે ઉપયોગ કર્યો છે The False Dmitriનાં પાત્રનું સર્જન આકર્ષક રીતે તેમજ ગજુઆવથી કરવામાં આવ્યું છે. એમાં રજૂ કરેલો જનસમુદાય કે જે અંતે પોતાની તાકાતથી તેને સત્તાસ્થાને બેસાડે છે તેની એવી નક્કર રીતે રજૂઆત કરવામાં આવી છે કે તેને કારણે આ નાટ્યકૃતિનું પ્રકાશન સેન્સરબોર્ડે વિલંબમાં નાખ્યું હતું. માનસશાસ્ત્રીય તથા નાટ્યાત્મક એકતા સર્જવાની પુશ્કિનની દક્ષતા તથા ભાષા, માહિતી, રજૂઆત તથા ચરિત્રચિત્રણની બાબતમાં કરકસરતાના સહારે નાટ્યાત્મક તનાવ વધારવાની પુશ્કિનની આવડતને કારણે આ કૃતિ તેની એક નોંધપાત્ર સિદ્ધિ તરીકે નોંધાઈ છે તેમજ રશિયન નાટ્યના ઇતિહાસમાં એક ક્રાંતિકારી બનાવ તરીકે પણ તેની નોંધ લેવાઈ છે.

ઈ. ૧૮૨૫ના ૧૪મી ડિસેમ્બરના બળવાને દબાવી દેવામાં આવ્યો તે પછી



મફત ઓઝા

## આપણું

સીમ બધીને ચાંચમાં ભરી ઊડતું પંખી
નીલમછાયું એની આપણે ઝીલશું છાયા.

રૂપ હથેળી આંગળી પાડે ચાસ હવે તો
મન ભરીને વાવીએ મૂકી કણની મિરાત;
કાલ સવારે ઊગશું આપણ છોડ બનીને
ડોલતો પવન તેની તે શી હેલ્ય રે વિસાત!

આ સવારની આભની એવી વાગતી ઝીણી ઠેસ કે
મારા ઉરમાં ઊગ્યા ઘાસની ફૂટી મહેકી ઊડી માયા;
સીમ બધીને ચાંચમાં ભરી ઊડતું પંખી
નીલમછાયું એની આપણે ઝીલશું છાયા.

ઊડની જતી કો'ક પરીની પાંખ ભરી ને
એક પીંછાની પમરી આવી મેઘધનુની પાસ;
અવકાશને અમથું ઝાલી આપણે બાંધે
સામસામેના રોઢા તણું કોઈએ લીધું ઘાસ,

એકબીજાને મળવા હાથે હાથ લંબાવી...
ઝૂરશું એવું પાંદડા પડખે હોય રે કાયા;
સીમ બધીને ચાંચમાં ભરી ઊડતું પંખી
નીલમછાયું એની આપણે ઝીલશું છાયા.

## મનોહર ત્રિવેદી

### છોડી શકાશે ના

ખીલાની જેમ મારા શ્વાસને ખોડી શકાશે ના
હવે એ માર્ગ પરના ક્રૉસથી દોડી શકાશે ના

રહે ક્યાંથીપછીસહવાસ તારા પગનો ઉમ્બરને
હવાને શૂન્યતા સાથે કદી જોડી શકાશે ના

અને એ હાથ મારો હાથ છોડી જાય તો. કિન્તુ
હથેળીમાં સૂતેલા સ્પર્શને છોડી શકાશે ના

ભલે આ ગામ ઘર ને આ ગલીથી મુખ મોડી લો
છતાં ભીનાં સ્મરણથી આંખને મોડી શકાશે ના

પ્રયાસી લો ફરી ઓઢી તિમિરને ઊંઘવા માટે
અરે, ઉજાગરાઓ તો ય તરછોડી શકાશે ના

અહીં પથ્થર વડે તો બિમ્બ દર્પણના તૂટે છે પણ
મનોહર, આંસુમાંથી બિમ્બને ફોડી શકાશે? ના

## આહમદ મકરાણી

### આછોપાતળો

મેડીએ વાતાસ આછોપાતળો;
દીવડામાં શ્વાસ આછોપાતળો.

રિક્તતા છો મોગરે ખરતી રહી;
યાદનો અજવાસ આછોપાતળો.

ઓરડામાં કોઈ પણ હોતું નથી;
આયને આભાસ આછોપાતળો

ટેરવાં ફોરી ગયાં ગતકાળનાં
સ્પર્શનો સહવાસ આછોપાતળો

આગમન સંબંધનાં ભીનાં હશે;
છે પ્રતીક્ષા-ચાસ આછોપાતળો.

મૌન વાચા થૈ જશે અદ્વૈતની–
અંતરે ઉલ્લાસ આછોપાતળો

નવા ઝાર નિકોલસ પહેલાએ પુશ્કિનની ખ્યાતિથી માહિતગાર હોઈને તેમજ ડિસેમ્બરના કાવતરામાં તેણે ભાગ લીધેલો ન હોવાને કારણે ૧૮૨૬ની પાનખર ઋતુમાં પુશ્કિનને મોસ્કો પાછા ફરવાની અનુમતિ આપી. બન્ને વચ્ચે લાંબી ચર્ચાવિચારણા થઈ જેમાં 'સેન્સરશિપ' અંગેની પુશ્કિનની ફરિયાદો વિષે જાણકારી મેળવી ઝારે વચન આપ્યું કે ભવિષ્યમાં તેની કૃતિઓ માટે ઝાર પોતે જ censor બનશે. વધુમાં પોતે જે અતિ-આવશ્યક સુધારાઓ રજૂ કરનાર હતો તે અંગે તેને માહિતી આપી–ખાસ કરીને ગુલામવર્ગની મુક્તિ અંગે યોગ્ય ભૂમિકા તૈયાર કરવાની તેની યોજના. પુશ્કિનને માટે બળવાની નિષ્ફળતા એક અતિ દુઃખદ અનુભવ હતો. તે દિલથી 'guilty' Decembrists (જેમાંના પાંચની કરુણ હત્યા કરવામાં આવી હતી અને બીજાઓને સાઈબેરિયામાં વેઠ કરવા મોકલી આપવામાં આવ્યા હતા.) તરફ સંપૂર્ણ હમદર્દી દાખવતો હતો. એ બળવાખોરોમાં Lyceum વિદ્યાપીઠ ખાતેના I.I. Pushchin તથા કવિ V.K. Kyuchel beker જેવા તેના કેટલાક ઘનિષ્ઠ મિત્રો પણ હતા. એમના પ્રત્યેની એની હમદર્દીને વાચા આપતી બે પદ્યકૃતિઓ 'Arion' તથા 'Vo glubine Si. birskikh rud' ('In the Depths of Siberia's Mines') જે બન્ને ૧૮૨૭માં રચાઈ હતી તે, નોંધપાત્ર છે. જ્યારે ઝારે એને પૂછ્યું કે તે સેન્ટ પીટર્સબર્ગમાં ૧૪મી ડિસેમ્બરના રોજ હાજર હોત તો શું

કૃતિઓ સાથેના સંપર્કને કારણે જ આ નાટક રચી શકાયું છે તેમ કહીએ તો તે અયોગ્ય વિધાન ગણી ન શકાય પુશ્કિને જણાવ્યું છે તેમ પાત્રની મુક્ત પણે હિંમતભરી રીતે રચના કરવામા તથા આદર્શમા અને વાસ્તવિકતાને પ્રામાણિકરીતે વળગી રહેવાની બાબત માં શેક્સપિયર તેનો આદર્શ હતો Boris Godunov પુશ્કિને જેને પોતાનું લક્ષ્યબિંદુ માન્યું હતું તે પરિસ્થિતિની યથાર્થતા તથા સંવાદોની અકૃત્રિમતા ની બાબતમા ઝળકી ઊઠે છે કેટલીક વખત વાતચીતની ભાષાના ગદ્ય નો તથા કેટલીક વખત 5 foot iambic line નો તેણે ઉપયોગ કર્યો છે The False Dmitriના પાત્રનુ સર્જન આકર્ષક રીતે તેમજ ઋજુભાવથી કરવામા આવ્યું છે એમા રજૂ કરેલો જનસમુદાય કે જે અંતે પોતાની તાકાત થી તેને સત્તાસ્થાને બેસાડે છે તેની એવી નક્કર રીતે રજૂઆત કરવામાં આવી છે કે તેને કારણે આ નાટ્યકૃતિનું પ્રકાશન સેન્સરબોર્ડે વિલંબમા નાખ્યું હતું માનસશાસ્ત્રીય તથા નાટ્યાત્મક એકતા સર્જવાની પુશ્કિનની દક્ષતા તથા ભાવ, માહિતી, રજૂઆત તથા ચરિત્રચિત્રણની બાબતમા કરકસરતાના સહારે નાટ્યાત્મક તનાવ વધારવાની પુશ્કિનની આવડતને કારણે આ કૃતિ તેની એક નોંધપાત્ર સિદ્ધિ તરીકે નોંધાઈ છે તેમજ રશિયન નાટ્યના ઇતિહાસમા એક ક્રાંતિકારી બનાવ તરીકે પણ તેની નોંધ લેવાઈ છે

ઈ ૧૮૨૫ના ૧૪મી ડિસેમ્બરના બળવાને દબાવી દેવામા આવ્યો તે પછી

## મફત ઓઝા

### આપણુ

સીમ બધીને ચાચમા ભરી ઊડતુ પખી
નીલમછાયુ એની આપણા ઝીલશુ છાયા

નાવ હથેળી આગળી પાડે ચાસ હવે તો
મન ભરીને વાવીએ મૂકી કણુ ની મિરાત
કાલ સવારે ઊગશુ આપણ છોડ બનીને
ડોલતો પવન તેની તે શી હૈય રે વિસાત।

આ અષાઢી આભની એની વાગતી ઝીણી ઠેસ કે
મારે ઉરમા ઊગ્યા ઘાસની કૂણી મહેક ઊડી માયા,
સીમ બધીને ચાચમા ભરી ઊડતુ પખી
નીલમછાયુ એની આપણ ઝીલશુ છાયા

ઊડતી જતી કો'ક પરીની પાખ ખરી ને
એક પીંછાની પમરી આવી મેઘધનુની વાસ
અવકાશને ખમણુ ઝાલી આપણુ જાણે
સામસામેના શેઢા તણું કોઈએ લીધુ ધામ,

એક મીનાને મળવા ટાણે હાથ લબાવી
સૂરજ એનુ પાદડા પડખે હોય રે માયા
સીમ બધીને ચાચમા ભરી ઊડતુ પખી
નીલમછાયુ એની આપણુ ઝીલશુ છાયા

## મનોહર ત્રિવેદી

### છોડી શકાશે ના

ખીલાની જેમ મારા શ્વાસને ખોડી શકાશે ના
હવે એ માર્ગ પરના ક્રૉસથી દોડી શકાશે ના

રહે ક્યાંથીપછીસહવાસ તારા પગનો ઉમ્બરને
હવાને શૂન્યતા સાથે કદી જોડી શકાશે ના

અને એ હાથ મારો હાથ છોડી જાય છો. કિન્તુ
હથેળીમાં સૂતેલા સ્પર્શને છોડી શકાશે ના

ભલે આ ગામ ઘર ને આ ગલીથી મુખ મોડી લો
છતાં ભીનાં સ્મરણથી આંખને મોડી શકાશે ના

પ્રયાસી લો ફરી ઓઢી તિમિરને ઊંઘવા માટે
અરે, ઉજાગરાઓ તો ય તરછોડી શકાશે ના

અહીં પથ્થર વડે તો બિમ્બ દર્પણના તૂટે છે પણ
મનોહર, આંસુમાંથી બિમ્બને ફોડી શકાશે? ના

## આહમદ મકરાણી

### આછોપાતળો

મેડીએ વાતાસ આછોપાતળો;
દીવડામાં શ્વાસ આછોપાતળો.

રિક્તતા છો મોગરે ખરતી રહી;
યાદનો અજવાસ આછોપાતળો.

ઓરડામાં કોઈ પણ હોતું નથી;
આયને આભાસ આછોપાતળો

ટેરવાં ફોરી ગયાં ગતકાળનાં
સ્પર્શનો સહવાસ આછોપાતળો

આગમન સંબંધનાં ભીનાં હશે;
છે પ્રતીક્ષા-ચાસ આછોપાતળો.

મૌન વાચા થૈ જશે અદ્વૈતની–
અંતરે ઉલ્લાસ આછોપાતળો

નવા ઝાર નિકોલસ પહેલાએ પુશ્કિનની ખ્યાતિથી માહિતગાર હોઈને તેમજ ડિસેમ્બરના કાવતરામાં તેણે ભાગ લીધેલો ન હોવાને કારણે ૧૮૨૬ની પાનખર ઋતુમાં પુશ્કિનને મોસ્કો પાછા ફરવાની અનુમતિ આપી. બન્ને વચ્ચે લાંબી ચર્ચાવિચારણા થઈ જેમાં 'સેન્સરશિપ' અંગેની પુશ્કિનની ફરિયાદો વિષે જાણ-કારી મેળવી ઝારે વચન આપ્યું કે ભવિ-ષ્યમાં તેની કૃતિઓ માટે ઝાર પોતે જ censor બનશે. વધુમાં પોતે જે અતિ-આવશ્યક સુધારાઓ રજૂ કરનાર હતો તે અંગે તેને માહિતી આપી–ખાસ કરી-ને ગુલામવર્ગની મુક્તિ અંગે યોગ્ય ભૂમિકા તૈયાર કરવાની તેની યોજના. પુશ્કિનને માટે બળવાની નિષ્ફળતા એક અતિ દુઃખદ અનુભવ હતો. તે દિલથી 'gui-lty' Decembrists (જેમાંના પાંચની કરુણ હત્યા કરવામાં આવી હતી અને બીજાઓને સાઈબેરિયામાં વેઠ કરવા મોકલી આપવામાં આવ્યા હતા.) તરફ સંપૂર્ણ હમદર્દી દાખવતો હતો. એ બળવાખોરોમાં Lyceum વિદ્યાપીઠ ખાતેના I.I. Pushchin તથા કવિ V.K. Kyuchel beker જેવા તેના કેટલાક ઘનિષ્ઠ મિત્રો પણ હતા. એમના પ્રત્યેની એની હમદર્દીને વાચા આપતી બે પદ્યકૃતિઓ 'Arion' તથા 'Vo glubine Si. birskikh rud' ('In the Depths of Siberia's Mines') જે બન્ને ૧૮૨૭માં રચાઈ હતી તે, નોંધપાત્ર છે. જ્યારે ઝારે એને પૂછ્યું કે તે સેન્ટ પીટર્સબર્ગમાં ૧૪મી ડિસેમ્બરના રોજ હાજર હોત તો શું

કરત ત્યારે એણે જવાબ વાળ્યો હતો કે પોતે બળવાખોરોને પક્ષે અવશ્ય જોડાયો હોત

તેમ છતા પુશ્કિન એટલું તો પામી શક્યો કે સરમુખત્યારશાહી સામેના સંઘર્ષનો કરુણ અંત જનતાના સાથને અભાવે જ આ-યો હતો 'Derevnya'-મા તેણે લખ્યુ હતું તેમ તેની માન્યતા મુજબ જરૂરી સુધારણાઓ ઝારની પોતાની ઇચ્છાશક્તિ તેમજ નિર્ણયશક્તિથી જ આણવી શકય હતી ૧૮મી સદીની શરૂઆતના 'age of reforms'મા એને સતત રસ લેવાનું કારણ આ જ છે, અને એથી જ તો ઝાર નિકોલસ સમક્ષ 'the tsar educator' Peter the Great નો આદર્શ પુશ્કિને 'Stansy' (૧૮૨૬, 'stanzas ) દ્વારા રજૂ કર્યો હતો એ જ વિભૂતિ પુશ્કિનની કૃતિઓ 'Negro of Peter the Great', ઐતિહાસિક કાવ્ય 'Poltava' તથા 'Medny Vsadnik' મા મુખ્ય પાત્ર તરીકે ફરી ફરીને રજૂઆત પામે છે છેલ્લે ઉલ્લિખિત થયેલા કાવ્યમા પુશ્કિન 'little man'-અદના માનવી-ની સમસ્યા રજૂ કરે છે કે જેની સુખશાન્તિનો 'great leader'- મહાન નેતા એ ધ્વંસ કર્યો છે આ વ્યથા રજૂ થઈ છે ૧૮૨૪ના પૂરમા ફસાયેલા સેન્ટ પીટર્સબર્ગની કથા દ્વારા એ સમયે Peter Iની શહેરના નિર્માણની ગૌરવભરી સિદ્ધિનો સખત બદલો લેવા માટે નદીએ માઝા મૂકી હતી આ કાવ્યમા વર્ણવ્યું છે કે 'little hero' Evgeni કે જે પોતાની પ્રિયતમા ડૂબી જવાને કારણે શાણપણ

## યોસેફ મૅકવાન

### છલકું છું

તારા સ્મરણમા અગ અગે એમ સળગુ છુ,
હુ તો નથી ને તારી હુ છાયાને વળગુ છું
એકાતમા-અધારમા ઝબકી ન જા પ્રિયે।
એ તો હુ તારા ખ્યાલમા હળવેક ફરકુ છુ
કેવી દશામા મેં જીવનની ચાલ જોઈ કે-
ફૂલો નથી ને ડાળ પર હુ તો ય અડકુ છુ
દુ ખો વિનાની જિંદગી તો સ્વપ્ન છે દોસ્તો।
પાછળ જવુ એની—સજાનુ રૂપ સમજુ છુ
મારી હયાતીમા મને સમજી શકયા ના જે
હુ પાપણે એની હવે હળવેક છલકુ છુ

## મનહરલાલ ચોકસી

### આમ પણ

જિંદગી વિશ્વાસ રાખે આમ પણ,
ને મરણનુ ઝેર ચાખે આમ પણ
એક ટહુકો ઝૂરતો બેઠો હતો,
પાપણોની બારસાખે આમ પણ
બેવફાઈના બધા ફેરા ફરી,
હાથ ઝાલ્યો અગ્નિશાખે આમ પણ
શબ્દમાં ટહુકા નથી-ની લાગણી
લાગણી તરતી જ રાખે-આમ પણ
શબ્દ કરતા આખ બોલે છે ઘણું,
શુક્લ ઃની બારસાખે આમ પણ

## જગદીશ જોષી

### નિવેદન

માફ કરજે દોસ્ત,
તું પાસે છે છતાં ય હું મારામાં સંકોચાઈ જાઉં છું.
આ ઢળતી સાંજની વસમીનીના પડછાયાનાં વૃક્ષો
મારા રસ્તા પર ઝૂક્યાં છે.
આ વૃક્ષની નીચે
તું મંદિર થઈને મ્હોરી શકે એમ છે,–
છતાંય મારે નીકળી પડવું છે ક્યાંક એકલા
–સાવ એકલવાયા.
હૉટેલના ખૂણાના સૂનકારમાં
ખાલી ગ્લાસની સાથે
આજની સાંજનો સંબંધ બાંધીશ.
માફ કરજે દોસ્ત,
I'd rather be alone......

વેદનાને જ્યારે શબ્દો જડતા નથી
ત્યારે હું એને પી જાઉં છું.
મારા નશામાં
કેટલીયે મ્હેફિલો લાંગી પડી છે–
એ હકીકત તું જ જાણે છે;
એટલે જ
બીજા પાસે બોલબોલ કરતો
તારી પાસે મૂંગ ઉદાસ થઈને બેઠો છું.
મારા એકાન્તની ઇજ્જત કરનાર, દોસ્ત !
એક તને જ કહી શકું છું:
I'd rather be alone...

ગુમાવી બેઠો છે તે કેવી હાલતમાં નગરની શેરીઓમાં ભટકે છે અને અશ્વ ઉપર આરુઢ થયેલા Peter Iની કાંસાની મૂર્તિને જોતાં જ ખ્યાલ મેળવે છે કે પોતાનાં સર્વ દુઃખો માટે ઝાર જ જવાબદાર છે. અને તેથી તેને ધમકી આપે છે. ભડકતી જતી ભયાનકતાની ચરમ સીમાના સમયે કાંસાની મૂર્તિના બનેલા ઘોડેસવાર દ્વારા શેરીમાં તેનો કેવી રીતે પીછો કરાય છે તે એમાં સુંદર રીતે વર્ણવાયું છે. તથા ભાવના-લાગણી–શક્તિ કૃતિને અવિસ્મરણીય બનાવે છે અને તેને રશિયન સાહિત્યનાં શ્રેષ્ઠ કાવ્યોમાંનાં એક તરીકે સ્થાન અપાવે છે.

મોસ્કોમાં પાછા ફર્યા બાદ પુશ્કિને પોતાને મુશ્કેલીભરી પરિસ્થિતિમાં મુકાયેલો નિહાળ્યો. ઝારની Censorship તો અગાઉ કરતાં વધુ કડક હતી. એથી પોતાની સ્વતંત્રતા પર પણ નિયંત્રણ આવ્યું. ૧૮૨૯ની સાલમાં–જ્યારે રશિયા અને તુર્કસ્તાન વચ્ચે યુદ્ધ ચાલતું હતું ત્યારે–કેટલીય વાર Transcaucasia જવા દેવા માટે તેણે કરેલી વિનંતી ફગાવી દેવામાં આવી. છેવટે અનુમતિ પ્રાપ્ત કર્યા વગર જ એ યુદ્ધમોરચે પહોંચી ગયો. પરિણામે Count Benkendorff નામના પોલીસવડાએ તેને આકરા શબ્દોમાં ઠપકો આપ્યો. આ મુલાકાત દરમિયાન જે કેટલાક નિષ્કાસીત Decembristsને તે મળ્યો હતો તેમના અંગેનું વર્ણન 'Puteshestvie V Arzrum'માં કરવામાં આવ્યું છે.

આ સમયે રચાયેલી કૃતિઓને વિવેચકો યોગ્ય રીતે મૂલવી ન શક્યા અને તેના

કેટલાક મિત્રોએ પુશ્કિનને સ્વધર્મ ત્યજનાર તરીકે નિંદ્યો એ કારણે જ તેને 'Druzyam' (To My Friends) નામના કાવ્યનું સર્જન કરી પોતાની રાજકીય વિચાર સરણીને વાજબી ઠરાવવાની ફરજ પડી કવિ તથા લોકટોળા–The Poet & the Mob–બાબત ઈ ૧૮૨૭થી ૧૮૩૦મા રચાયેલા તેના કેટલાક કાવ્યોની હારમાળામા પોતાનું spiritual isolation (આધ્યાત્મિક એકલવાયાપણું) પ્રતિબિંબિત થાય છે એવી જ રીતે તેની અપૂર્ણ રહેલી નવલકથા 'Egi Petskie nochi'મા પણ કવિની મનોદશાનો સ્પષ્ટ ચિતાર મળે છે

આમ હોવા છતા આ કાળમા જ પુશ્કિનની સાહિત્યપ્રતિભા સંપૂર્ણપણે વિકસિત થઈ તેની કલાએ નવા પરિમાણો પ્રાપ્ત કર્યાં અને તેની લગભગ દરેક કૃતિએ રશિયન સાહિત્યમા નવું પ્રકરણ ઉમેર્યું ઈ ૧૮૩૦ની પાનખર ઋતુ તેણે Boldino ખાતે આવેલી કુટુંબની જાગીરમા વિતાવી આ મહિનાઓ પુશ્કિનની સમગ્ર કારકિર્દીમા ખાસ નોંધપાત્ર છે એ દરમ્યાન તેણે ચાર 'Malenkie Tragedii' (Little Tragedies)ની રચના કરી એ ચાર કૃતિઓ છે

(૧) 'Mozart and Salieri' (૧૮૩૧)

(૨) 'Pir Vo Vrema Chumy' (૧૮૩૨, 'Feast in Time of Plague') અને

(૩) Skupoi rytsar (૧૮૩૬, The courteous Knight')

(૪) Kamenny gost )૧૮૩ ,

પન્ના નાયક

## પ્રતિબિંબ

ચારે બાજુ અરીસાઓથી મઢેલા ખંડમા
કેટકેટલા પ્રતિબિંબ!
કેટકેટલા મારા સ્વરૂપ!
કઈ બાજુથી કોને જોઉં?
કયામા મોઢું?
આમથી આમ
આમ
ફરતી ફરું છુ,
મને
મને
મને જોઉં છુ–
ને
રોપ પામું છું
ધુમરાતા
અંધકારમા
પડી જાઉં છુ .
કોઇ મને પકડી લો .

જયંત વસોયા

## નથી

ભીંત પરનો સૂર્ય છુ બળતો નથી
મૌનના ઘરબ્હ ર નીકળતો નથી
સેંકડો આવી બહારો ને ગઈ–
ફૂલદાનીમા કદી ફળતો નથી
નીડ મારો પાનખરની ડાળ પર
ભર વસતે કોઇને છળતો નથી
શક્યત ને બાગણે કે ઈક હજી
છુ નથી તેથી હવે મળતો નથી

## 'મોમિન'

### 'અંદર જગા નથી'

એ મયકદામાં જેઓ કદાપિ ગયા નથી,
તેઓ કહે છે સાકીના દિલમાં દયા નથી.
ઉપહાસ સ્મિતમાં એ હશે કે હશે સ્વીકાર.
ખુશ્બૂ પરખવી દૃષ્ટિથી સહેલી કળા નથી.
એ તર્ક હો કે કલ્પના 'જયાં ધુમ્ર છે ત્યાં આગ'
અશ્રુ નયનમાં છે ને હ્રદયમાં વ્યથા નથી.
સાકી કહે છે એવા શરાબીને સો સલામ,
આંસુ ભરે છે જામમાં જયારે સુરા નથી.
નિષ્ફળ જીવનમાં કોને ગણું કોને કામયાબ,
નૌકા ડૂબે છે ત્યાં બધે કારણ હવા નથી.
સમજાવું શી રીતે હું પ્રણયના બધા પ્રસંગ,
આ દિલ બળી રહ્યું છે ને બળતી હવા નથી.
'મોમિન' ઊભું છે દ્વાર પર આ કોણ કયારનું,
'આવો' કહ્યું તો કહે છે એ 'અંદર જગા નથી'.

## 'અસદ' સૈયદ

### જાય છે

કોણ જાણે કેમ મુજને કયારનું શું થાય છે,
શું કહું? કોને કહું? એ રોજ વધતું જાય છે.
જ્યારથી આલાપ તારો સ્વરમાં ઘૂંટે છે હ્રદય,
સૂરમાં તો રહી શકે છે, તાલ ચૂકતું જાય છે.
જોઈ લીધું છે શું એવું, શોધવા તુજને હજુ,
દર-બદરની ખાઈ ઠોકર મન ભટકતું જાય છે.
એ જ આંખો, એ નજર છે, એ જ સર્વે છે છતાં.
ઋતુ ફરે છે તેમ તારું મન બદલતું જાય છે.
એ સમયની વાત છે કે, ના થયાં મારાં તમે,
નહિ તો દુનિયામાં ઘણું એ ના થવાનું થાય છે.
પાત્ર સૌનું છે ભરેલું, માત્ર મારું અર્ધ છે,
ને 'અસદ' કિસ્મત જુઓ કે એ છલકતું જાય છે.

'The stone Guest')

આ ઉપરાંત 'Povesti Belkina' શીર્ષક ધરાવતો ટૂંકી વાર્તાનો સંગ્રહ ૧૮૩૧માં અને Domik V Kolomne' (૧૮૩૨, 'The Little House at Kolomna') જે:નિમ્ન સ્તરનાં લોકોનાં દૈનિક જીવનને લગતું રમૂજી કાવ્ય છે તે બે કૃતિઓ પ્રગટ થઈ હતી. વળી, જુદી જુદી શૈલીમાં રચાયેલાં અનેક ઊર્મિ-કાવ્યો તથા વિવેચન લેખો પણ આ જ ગાળામાં પ્રકાશિત થયાં.

પુશ્કિનનું એક નોંધપાત્ર લક્ષણ હતું વિશ્વસાહિત્યનું તેનું વિશાળ જ્ઞાન. શેક્સપિયરથી માંડીને બાયરન, સ્કૉટ તથા રૉમેન્ટિક યુગના અન્ય કવિઓમાં તેણે જે રસ દાખવ્યો હતો તે એની પ્રતીતિ છે. દોસ્તોવ્સ્કીના શબ્દપ્રયોગનો ઉલ્લેખ કરીએ તો પુશ્કિનની 'Universal Sensibility', ઇતિહાસના જુદા જુદા કાળની જુદી જુદી જાતિઓની ખાસિયતને પુનઃ મૂર્ત કરવાનું તેનું કૌશલ વગેરે અદ્‌ભુત છે. એ નોંધવા જેવું છે કે આવી સિદ્ધિ હાંસલ કરી હોવા છતાં પુશ્કિને પોતાના સ્વત્વનો ભોગ કદી આપ્યો ન હતો. 'Little Tragedies'માં આ સ્પષ્ટરીતે નિહાળી શકાય છે. એ કરુણાંતિકાઓ 'evil passions'નું અવલોકન તથા વિશ્લેષણ કરેછે તથા તેમણે'Pikovaya dama' (૧૮૩૪, 'Queen of Spades')ની જેમ જ દોસ્તોવ્સ્કીની નવલકથાઓની ટેક્નિક તથા તેના વિષયવસ્તુ પર પ્રત્યક્ષ અસર પહોંચાડી છે. પુશ્કિનની ગદ્યશૈલીએ તુર્ગેનેવ, (Turgenev) ગૉન્ચૅરૉવ

(Goncharov) તથા ટોલ્સ્ટોય (Tolstoy)ની સાહિત્ય રચનાઓ માટે માર્ગ ચીંધી આપ્યો.

પુશ્કિને ૧૮૩૧માં વિક્ષેપસભર સંવનન બાદ તથા તેની માતાના ઉગ્ર વિરોધ છતાં ય Natalya Nikolaevna Goncharova સાથે લગ્ન કર્યું. સેન્ટ પીટર્સબર્ગમાં તેણે સ્થાયી વસવાટ કર્યો. ફરી એકવાર સરકારી નોકરીમાં તે જોડાયો. Peter the Greatની જીવનકથા લખવાનું કાર્ય તેને સોંપવામાં આવ્યું. ત્રણ વર્ષ બાદ તેને 'Kammer junker-Gentleman of the Emperorsbedchamber નો હોદ્દો મળ્યો. ઝારની ઈચ્છા સ્વરૂપવાન નાતાલ્યા દરબારમાં યોજાતી પાર્ટીઓમાં હાજરી આપી શકે તે હતી. તે જ કારણે દરબારની કૃત્રિમ જિંદગી—કે જે તેની પત્નીને ખૂબ પસંદ હતી—કવિ માટે તો બિલકુલ બંધ બેસતી ન હતી. સર્જનાત્મક કાર્ય માટે વિઘાતક એવી દરબારી જિંદગી હોવા છતાં પુશ્કિને મક્કમપણે લખવાનું કાર્ય જારી રાખ્યું. કાવ્યરચનાને સંપૂર્ણપણે ત્યજી દીધા વિના તેણે ગદ્યલેખન તરફ વધુ ધ્યાન આપવા માંડ્યું. Peter the Greatના વસ્તુવિષય ઉપરાંત તેની રચનામાં બૌદ્ધિકવર્ગની જાગૃતિએ તેમજ પ્રવર્તમાન પ્રણાલીનો પ્રતિકાર કરવાની હિલચાલે વધતા જતા પ્રમાણમાં અગત્ય મેળવવા માંડી. પુશ્કિનની અપૂર્ણ રહેલી કથાલિકા 'Istoriya Sela Gory Khina' (રચના ૧૮૩૦, પ્રકા. ૧૮૩૭, 'History of the Village of Gory Khiho') એની નોંધપાત્ર

## મહેશ પ્રજાપતિ

### વ્હાલમ

ઓઝરીયાળી ભીંત અમારી
હથેળીએ સળવળતી વ્હાલમ
ઉજાગરે ન કંકુ છાપી
ગત્યું પાછી વળતી વ્હાલમ
પાદરની શીળી છાયાને
ફરફર હવે ના મળતી વ્હાલમ,
ભણકારાનો ઢેલ પિરાતો
પડઘે છાતી ફળતી વ્હાલમ
જીવતર જાણે ધીંગ પાળિયે
ચૂંદડીય ઓગળતી વ્હાલમ
સૂરજ લાગે મસાણિયો દવ
ભીતર ભડકે બળતી વ્હાલમ

## જયદેવ શુક્લ

### યજુર્વેદી દિશા

અષાઢી આભથી તૂટ્યા કરું છું
ઝરૂખે કોઈ હું ફૂટ્યા કરું છું।
સમયનો ટોડલો ગૂંજ મૂકીને
ફરી હો બંધ, હું છૂટ્યા કરું છું।
તને તેને મને કોને કહું શું?
તને તેને ધી બસ તૂટ્યા કરું છું।
થરકતા શ્વાસની ત્રિજ્યા ય દૂકી
મરણને ટેરવે ઝૂટ્યા કરું છું।
યજુર્વેદી દિશા એ ઢીને બેઠો
અરણી રગને ઘૂંટ્યા કરું છું।

## મૂકેશ વૈદ્ય

### એક કાવ્ય

આંગળીના ટેરવે એકાદ તારો ચીંધી શકાય
આખું આકાશ ઓછું વીંધી શકાય ?
સાબુનાં ફીણમાં
પોલી નળી વાટે ફૂંક મારતાં ફૂટેલાં સ્વપ્નો તો
ઉચ્છવાસથી જ પરપોટાઇને તૂટતાં રહે છે.
સવારે નદીમાં ન્હાતા છોકરાઓએ
પુલ પર મેલ ટ્રેનનાં પૈડાં નીચે
સૂરજને કચડાતો જોયો હતો.
લોહી નીંગળતા દિવસનો ચહેરો જોયા વગર,
મારા રાતા પડછાયે ચાલી તળિયા બાળ્યા કરું છું...
ચોમાસે છલકાઈ ઊઠેલા ખાબોચિયા જેવા
સંબંધોની યાદમાં
જીભ ટૂંપાતી જ રહે છે.
મધરાતે બારી ખોલતાં પુલ પર જોઉં છું તો
સૂરજને બદલે કૂદતા છોકરાઓ જ દેખાય છે.
આવતી-કાલ થઈ ધસી આવનારી મેલ-ટ્રેનનું ચિત્ર
ખડું થાય
તે પહેલાં
નજર ફેરવી લઈ આકાશને તાકયા કરું છું–
માત્ર તાકયા–!
દૃઢ નિશ્ચયના પ્રતીક રૂપે વાળેલી મુઠ્ઠી ખોલી
આકાશ તો શું
એક તારા સામે પણ આંગળી ચીંધી શકતો નથી.

નવલકથા 'Dubrovski' (રચના ૧૮-૩૨-૩૩, પ્રકાશન ૧૮૪૧) Pugachev Rebellion'ને વર્ણવતી એની અગ્રણી ઐતિહાસિક નવલકથા Kapitanskaya dochka' (રચના ૧૮૩૩-૩૬, 'The Captain's Daughter') 'Stseny is rytsarskikh Vermen' (પ્રકાશન ૧૮૩૫, 'The Dramatic scenes from the Age of Chivalry') તથા 'Pugachev Rebellion'નો ઐતિહાસિક દૃષ્ટિએ 'Istoriya Pugacheva' એ નામે ૧૮૩૫માં પ્રકાશિત થયેલી રચના દ્વારા અભ્યાસ કરવામાં આવેલો. તે બધી કૃતિઓ પુશ્કિને ગદ્યક્ષેત્રે અર્પેલા કીમતી ફાળાની સાક્ષી આપે છે.

બીજી તરફ, ઘરમોરચે તેમજ રાજ્ય તરફથી સોંપાયેલી જવાબદારીના ક્ષેત્રે પુશ્કિનનું જીવન ઉત્તરોત્તર અસહ્ય થતું જતું હતું. દરબારી વર્તુળોમાં તેના પ્રત્યે વધતી જતી શંકાની નજરે તથા ઘૃણાથી જોવાતું હતું. કાર્યબોજમાંથી નિવૃત્ત થવાની એની અરજીઓ તથા ગ્રામવિસ્તારમાં વસવાટ કરી સાહિત્યસેવા કરવા દેવા માટેની એની વિનવણીઓનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો. અંતે ફેબ્રુઆરી ૧૮૩૭ની ૮મી તારીખે (જૂની પરંપરા મુજબ ૨૭ જાન્યુઆરી) એના દુશ્મનોએ એને દ્વંદ્વ લડવાની ફરજ પાડી–એની પત્નીની ઈજ્જતના રક્ષણાર્થે–અને તેમાં Georges d' Athens નામના એક સૈનિકના હાથે પુશ્કિન ઘવાયો. ઘા જીવલેણ હતો અને તેથી બે દિવસ બાદ કવિ પુશ્કિનનું સેન્ટ પીટર્સબર્ગમાં ફેબ્રુ-

આરોની ૧૦મી તારીખે (જૂની પરંપરા પ્રમાણે જાન્યુઆરી ૨૯ના રોજ) અવસાન થયું.

જીવનકાળ દરમ્યાન જ પુશ્કિનનો 'a great national poet' તરીકે–પુશ્કિનના શિષ્ય તથા વારસદાર Gogol વગેરે દ્વારા–સ્વીકાર કરવામાં આવ્યો જ હતો. Vissarion Belinskiએ–જે પુશ્કિનનો એક સમકાલીન તથા મહાન રશિયન વિવેચક, લોકશાહીવાદી તેમજ ક્રાન્તિકારી હતો તેણે–પુશ્કિનની સઘળી કૃતિઓનું ટીકાટિપ્પણ સાથે પ્રકાશન કર્યું. એ કૃતિ આજદિન સુધી આધારગ્રંથ રહી છે. ૧૯મી સદીના પાછલા સમયના શિષ્ટ સર્જકો માટે પુશ્કિન રશિયન સાહિત્યભાષાનો સર્જક, રશિયન સાહિત્યના 'પ્રમાણગ્રંથો'નો રચયિતા, રશિયન સાહિત્યની આધારશિલારૂપ, ગૉર્કીના શબ્દોમાં જણાવીએ તો 'the beginning of beginning' બની રહ્યો!

પુશ્કિન રશિયન પ્રજાના તથા ઝારના રાજ્યસમયમાં વસતી અન્ય પ્રજાઓના સાંસ્કૃતિક તેમજ આધ્યાત્મિક જીવનનું એક અવિભાજ્ય અંગ બની ગયો છે. 'Ya Pamyatnik Vozdrig' ના મુક્ત કાવ્યની તેણે તેમને અદ્વિતીય ભેટ ધરી છે. રશિયન સંસ્કૃતિના અન્ય પાસા–ખાસ નોંધપાત્ર રીતે Opera સંગીત-ચિત્ર–પર પણ તેણે પ્રગાઢ અસર પહોંચાડી છે

આજે એના વિચારના ઉમદાપણા તથા નાગરિક જવાબદારી ઉપર તેણે મૂકેલા ખાસ ભારને અને તેની જીવન પોષક શક્તિને કારણે તેના પૂર્વગ્રહ ઉપર

## ચન્દ્રા રાવળ

### પ્રિય હે!

પ્રિય હે!
આપણી એવી સગાઈ!
વિરહવને જાનકીમને ઝૂલત રે રઘુરાઈ
આપણી એવી સગાઈ!
પ્રિય હે!

ફૂલમાળાની દોર સરીખું પ્રણયતનુ અહીં જોર.
સંગ સદાયે રૂહેવુ છતા યે પરશનો નહિ શોર.
સુતરની સુતરાઈ!
ગંધની વાણી ભરતી રહે નીરવની અમરાઈ!
આપણી એવી સગાઈ!
પ્રિય હે!

મૂક વીણાના તાર સરીખું આતુર રૂહેતુ મન.
વિવિધ સૂરે છેડગો તોયે એકજ ગુંજન કંપ.
હૃદયની અધીરાઈ!
ગીતની હેલી રતતી રહે અંગુલથી ઉસરાઈ!
આપણી એવી સગાઈ!
પ્રિય હે!

## હનિફ સાહિલ

### કોઈ

ક્ષણોમાં મને સંઘરે છે કોઈ
હથેળીમાં મેંદી ભરે છે કોઈ

સમેટું છુ મુજને હુ મારા મહીં
અને ભીતરે વિસ્તરે છે કોઈ

ડગે રિક્તતા ઓરડાની મને
અને આંગણામા ફરે છે કોઈ

હશે ચેતનાનો અનુભવ નથી
અને રોજ જન્મે મરે છે કોઈ

હવે શુષ્ક સંબંધની ડાળથી
સતત પીળું પીળું ખરે છે કોઈ.

અનુસંધાન) **કલાપી** (પૃષ્ઠ ૩નાથી

(અનુસંધાન) (પૃષ્ઠ ૩નાથી

અનુકૂળ નથી? ઊણપ તો ગઝલકારના એક વિશિષ્ટ–'શાયરી' મિજાજની છે. 'શાયરી' મિજાજ હોય તો કેટલીક નાની ખામીઓને ચલાવી લેવા જેટલું મનને તૈયાર કરી શકાય કદાચ. 'ખુમારીમાં જ મસ્તી છે' એ અનુભવ કલાપીએ કર્યો ને તેથી 'અમોને તો જગત ખારું થઈ ચૂક્યું થઈ ચૂક્યું' એ પંક્તિમાં બે વાર 'થઈ ચૂક્યું' ક્રિયાપદ વાપરીને કવિએ જગતનું ખારાપણું ભારપૂર્વક સૂચવ્યું. કલાપીની ગઝલની દુનિયામાં મયખાનાની આબોહવા વ્યાપેલી છે. આ વિશાળ દુનિયામાંની હું–તું સિવાયની અનેક વસ્તુઓ એમાંથી બાકાત રહી ગઈ છે. તેનો અફસોસ કવિને હોય એવું જણાતું નથી; ને આપણે તેનો અફસોસ કરીએ તેનો અર્થ પણ શું છે?

કવિ કલાપી ગઝલની દેખીતી રીતે નાનકડી એવી દુનિયામાં અનેક વાર અનેક રીતે આકર્ષક દેખાયા છે. કેટલીક વાર કલ્પનારસિત સુંદર ચિત્રો એમની ગઝલમાં પ્રગટ થયાં છે, તો કેટલીક વાર ભાવનાં મસ્ત–મધુર રૂપ એમાંથી સૂચિત થયાં છે :

આ દરબાર દરવાજે ડંકા પ્રેમના બાજે
પરંતુ બેવફાઈનાં ઉપર નિશાન ફરકે છે.
(કલાપીનો કેકારવ, પૃ. ૧૧)

હિનાના રંગથી પાની સનમની રંગતો 'તો હું,
ઝૂકીને બાલમાં તેના ગુલોને ગૂંથતો 'તો હું.
મગર એ દાંતની મિસ્સી સનમના હાથમાં દેતાં,
અરેરે! કોઈ વા વાયો. સનમ, બો, રંગ સૌ ફીટ્યાં!
મને એ ખ્વાબની ખુશબો મને એ સોબતી મારો,
મને એ હાથનો પ્યાલો ફરી કો એક દિન આપો.
(પૃ. ૨૨૭–૨૨૮)

જહીં સ્પર્ધા તણી જગની દખલ ના પહોંચતી ત્યાં ત્યાં
જમીં ને આસમાનોના દડા ઉડાવનારાઓ!
(પૃ. ૪૫૩)

ના શેરાની ગાલે ચઢી, જરી ના લબે સુરખી પડી;
ઘેરી બની ના આંખડી, દિલ યારનું જામ્યું નહીં!
(પૃ. ૫૦૩)

ત્હારી સવારી ફૂલની ક્યાં ક્યાં ફરે?
તો બનું ભ્રમરો બની શું શું? સનમ! (પૃ. ૫૦૪)

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!

વિચારશક્તિના, ગુલામી પ્રથા તથા અત્યાચાર ઉપર માનવીય ઉદારતાના તેમજ અંધકાર ઉપર પ્રકાશના નિશ્ચિત વિજય અંગેના દૃઢ, આત્મવિશ્વ

લીધે તેનો વિશ્વવ્યાપી પડઘો પડેલો છે. તેની કૃતિઓ પ્રમુખ ભાષાઓમાં અનુવાદિત થયેલી છે અને તેમની ગદ્યના રશિયન રાષ્ટ્રીય ચેતનાની સંપૂર્ણ અભિવ્યક્તિ તરીકે તથા રાષ્ટ્રના સીમાડાઓને તેમનામાં રહેલાં પોત અને પ્રેરણાતત્ત્વને કારણે ઓળંગી જનાર તરીકે થાય છે. રશિયાના આ રાષ્ટ્રકવિએ પ્રશિષ્ટ રશિયન પદ્યરચના (Classical Russian Verstfication)નાં નિયમો રચ્યા તેમજ ૧૯મી સદીના રશિયન ગદ્યના વિકાસાર્થે ઘણું પ્રાથમિક ખેડાણ કર્યું. એની રચનાઓ સમગ્રરીતે જોઈએ તો ભાષાની છટા, સુસંબદ્ધતા, લાઘવભરી તથા જુસ્સાદાર શૈલીના તેમજ વસ્તુલક્ષિતાથી આગળ તરી આવે છે. Pushkinની મૂલવણી વિષયવસ્તુમાં રૉમેન્ટિક અને શૈલી તથા સ્વરૂપમાં પ્રશિષ્ટ સર્જક તરીકે કરવામાં આવે તો તે યથાર્થ છે. (અનુસંધાન પાછળ)

પુશ્કિનની કૃતિઓમાં જોવા મળે છે ભવિષ્યના વિશ્વ અંગેનું સતત ચિંતન, અને તેથી જ તેની કાવ્યકૃતિઓ દીર્ઘજીવી બની ગઈ છે પુશ્કિને એક એવા જગતની કલ્પના કરી હતી, એક એવા સમયની અગાઉથી કરી હતી

'And when the people ven
geance can forget
And in one mighty family
are united'

સર્વ મનુષ્યો બદલાની ભાવના ભૂલી જઈ એક શક્તિસંપન્ન વિશ્વ કુટુંબના સભ્યો બનશે આશા રાખીએ કે આ આર્ષદ્રષ્ટાનું ભવિષ્યકથન મૂર્તિમંત થાય! માનવજાતના સુખદ ભાવિની તેની કલ્પના સાકાર થાય!! □



આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં
આ દમ બ દમ ખોવી રહી ઝીણી સિતારી આપની'

(પૃ ૫૧૧)

ઉપરના દૃષ્ટાંતમાં 'દરિયાવ', 'લહર', 'નાજુક', 'ઝૂમી રહ્યા', 'દમ બ દમ' વગેરે શબ્દો ભાવચિત્રને અનુકૂળ રમણીય આબોહવા સર્જવામાં શ્રવણીય તત્ત્વથી પણ કેવો ફાળો આપે છે તે સહૃદયોએ નોંધ્યું જ હશે! કલાપીના સ્મરણીય ગતિચિત્રોમાં 'નાજુક સવારી'ના ચિત્રને નિર્દેશવું પડે આ દૃષ્ટાંત જુઓ એમાં ભાવની ઉત્કટતા કેવી પ્રગટ થઈ છે—

પાણી બની ટોળાઉં છું, હું દમ બ દમ ગમને કૂવે
અંધાર છે, ઉચ્ચર છું સિંચો, હવે સિંચો, સનમ

(પરિશિષ્ટમાં પૃ ૧૭૪)

કલાપીએ એમના વિશુદ્ધ સૌન્દર્યદૃષ્ટિનો, સંવેદનની સૂક્ષ્મ ગતિવિધિનો, કલ્પનાની અપૂર્વતા આદિનો ઘણો પરિચય ગઝલમાં અત્નન આપ્યો છે —

મરી હસાયે તો મને આ ખાર કાં લાગ્યો ખુદા!
વળી શી રહી ખૂબસૂરતી તેની અણી ઉપર અહો!

(પૃ ૮૨)

અહો એ ખ્વાબના ગુલની ગઈ બો ખ્વાબની સાથે,
મગર એ ખ્વાબના કાંટા કહીં છુપા રહી સોંકે!

(પૃ ૨૨૭)

હૃદયનું તોડવા તારું મજા તો ખૂબ થઈ છે,
મગર ભંડારુમાં તુંને લઈ જતાં ડરું કાંઈ'

(પૃ ૪૦૮)

માશૂક કે જુલ્મી નહીં સુદાં મહીં પામે મજા
સેવક મજા એ જુલ્મની આરામ તો દેવો ધરે

(પૃ ૪૬૮)

ખંજર ચલાવી લાલ હાથેથી કરી તુજ હાથની!
મારી નહીં, તેની મગર કાંઈ દયા ખાવી ઘટે!

(પૃ ૪૯૮)

આ ચશ્મની તુંને ચહેર ખૂંચે નહીં,
કોને બિછાને તું સદા પોઢે! સનમ!

(પૃ ૫૦૪)

માશૂકોના ગાલની લાલી મહીં લાલી અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની

(પૃ ૫૧૧)

હમે આત્મા બગાડ્યા છે બુરાઈ ને સદા છાની,
મગર છૂપી જિગર માંહી ભલાઈનો રહ્યો વાળો'

(પરિશિષ્ટમાં પૃ ૧૬૮)

મેંદી બનાવી આપ માટે—તે લગાવો છો મને!
શાને જબરદસ્તી કરે આ પેર ધોવાને રહમ!
(પરિશિષ્ટમાં પૃ. ૧૭૪)

નીરની સાથે ચટે છે નીરનાં ખાલી ફૂલો;
ના ઊતરાતું નીર સાથે નીરને છાજે રહમ!
(પરિશિષ્ટમાં પૃ. ૧૭૫)

પહાડો હતા, રેતી બન્યા: રેતી બની પહાડો; અને—
આવી કબર સામે ઊભી: જાગી—ઊઠો ના કાં? સનમ!

સહૃદયોને આ દૃષ્ટાંતોમાં કલાપીના ગઝલકાર તરીકેના સામર્થ્યની પ્રતીતિ થશે જ. કલાપીએ ઇશ્કે મિજાજી સાથે ઇશ્કે હકીકીનું ગાન કર્યું છે એ તો સુવિદિત છે. ઇશ્કે મિજાજીના રાહમાં સચ્ચાઈપૂર્વકનો અભિગમ સ્વીકારતાં આ જ પરિણામ આવી રહે એ સમજાય તેવું છે. કવિ 'હું બાવરો' નામની ગઝલમાં કહે છે:

આ આતશે તાપે તપેલો હું બળેલો બાવરો!
ઝાંખી થએલી નૂરની તે નૂરનો હું બાવરો!
એ નૂર ના આફતાબ કે, એ નૂર ના હા! વીજળી!
એ કોણ? શું? કે એ નહીં! હું તોય તેનો બાવરો! (પૃ.૨૦૫)

આ બાવરાપણું—ઇશ્કે હકીકી તરફ લઈ જતું બાવરાપણું સુંદર ગઝલો અપાવીને રહ્યું છે. 'સાકીને ઠપકો', 'સનમને', 'સનમની યારી', 'સનમની શોધ', 'આપની યાદી' જેવી ગઝલો આ સંદર્ભમાં તુરત યાદ આવે. 'ત્યાગ'માં કવિનું ઉન્નતીકરણ જુઓ:

આ ચશ્મ ખુરજે રે ચડયું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં!
(પૃ. ૧૯૨)

આ કવિ 'આપની યાદી'માં કહે છે:

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની. (પૃ.૫૧૧)

પ્રેમીને જ સૂઝે-સૂઝી શકે તેવા કેટલાક રસપ્રદ પ્રશ્નો 'સનમની યારી'માં કવિએ રજૂ કર્યા છે. 'સનમને' ગઝલમાં તો આરંભે જ કવિ પૂછે છે:

યારી ગુલામી શું કરું તારી? સનમ!
ગાલે ચૂમું કે પાનીએ તુંને? સનમ! (પૃ. ૫૦૩)

ને એનો ઉત્તર કવિએ નહિ આપી રસિકોની ને શાયરીની અદબ રાખી છે એમ કહેવું રહ્યું. દીદારની ઘડી લૂંટાઈ જાય એ કવિની ગમતી વાત નથી. કવિએ ખુદાનું નૂર પાનાર જામને—પ્યાલાને સલામ ભરી છે. પોતાનાં આંસુડાંની લાયકી પામવા બેચાર દિન તો શું, બેચાર યુગનીયે રજા દેવાની માશૂકને કવિએ વિનંતી કરી છે. કલાપીએ સૂફી શૈલીએ અવારનવાર પ્રેમની

## ચતુર પટેલ

---

### લોહીમાં

ગુલમહોરી પ્યાસ તડપે લોહીમાં
શ્વાસ ભેગું કોઈ સરકે લોહીમાં
ઓરડાની આંખમાં પગરવ ખૂંચે
ભીંતનું એકાંત ખટકે લોહીમાં.

જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાએલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય.

## કમલ વોરા

### ગઝલ

કોઈ દ્વારે દે ટકોરો
ને હું બેઠો ભીંત જોતો.
તોય ક્યાં ઊઠયા તરંગો?
જળ હતું એ કાચ ન્હોતો
સાપ થઈ ભીંસે અચાનક
ક્યાંક કદી દોર્યો લિસોટો
પર્ણ ખરવાના અવાજે
રસ્તામાં પડી જાય સોપો
શબ્દ આવ્યો શબ્દ આવ્યો
દોડો દોડો દોડો દોડો.

**વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ.**



ભાષામાં ભાવક સાથે વાત માંડી છે. એમ વાત માંડવી એ એમનો આનંદ છે એ રીતના સ્નેહસંવાદમાં કલાપીને ભાષા માત્ર દૃષ્ટિએ વધુમાં વધુ અનુકૂળતા લાગે છે

કલાપીની ગઝલોમાં શેરની સંખ્યા કેટલી, ગઝલના છંદની—સ્વરૂપની દૃષ્ટિએ કેવી ક્ષતિઓ છે, રદીફ કાફિયાની મેળવણીનું શું—આવા આવા પ્રશ્નો થવાના 'કુમુદ'નું 'કુમુદું' કરે કે 'માટે'-ના અર્થમાં 'ઠુકેસે' વાપરે તો એમાં ઔચિત્ય કેટલું તેવ પ્રશ્ન મનમાં ઊગવાનો. કલાપીને સ્વીકારો તો કલાપીની ખૂબીઓ સાથે ખામીઓ પણ સ્વીકારી પડવાની. 'ચિરવનો' પડદાના અર્થમાં આવે તો તે સહેવાનું. સીસાના ચૂર્ણ થવાની વાત પણ વેઠી લેવાની કલાપીએ ગઝલનું સ્વરૂપ સાચવ્યું નથી, એનો મિજાજ સાચવ્યો છે એ જ આપણી વાત છે. ગઝલ કલાપી માટે કેવળ સાહિત્યિક સ્વરૂપ રહી નથી, ભાવક સાથેના ખુદા સાથેના સંવાદનું માધ્યમ પણ રહી છે ગઝલ એમના સ્નેહસંવાદની માતૃભાષા છે; એમના સ્નેહાત્માની માતૃભાષા છે કલાપીનું ધ્યાન ભાષામાં પોતાને પ્રગટ કરવામાં, ભાષા દ્વારા બીજાના હૃદય સુધી સત્વરે પહોંચવામાં વધારે રોકાયેલું રહે છે સ્નેહને કારણે ભાષા તરફ મમતાવશ્યા હશે? ન જાને. ભાષા ભાવ પાછળ જાણે ઘસડાય છે, તેને ઈજાય થાય છે, છતાંય કલાપીની પ્રીતિની ભાષા તરીકેનું એનું રૂપ આકર્ષક તો છે જ. કલાપીની ગઝલો એમની સ્નેહલીલાના કરુણ મધુર ઘટનાદૃશ્યરૂપ, ભાવચિત્રરૂપ છે અને તેથી એમની ગઝલ છૂટક શેરોની માળા કરતાં અનુભૂતિના એક સ્વતંત્ર એકમરૂપ પિંડરૂપ પ્રતીત થાય છે એમની ગઝલમાં છકે મિજાજથી છકે ઉડીકી સુધીનો સ્થૂલથી સૂક્ષ્મ તરફનો ઉત્ક્રાંતિક્રમ પણ જોઈ શકાય. કલાપીએ ગોવર્ધનરામ–મણિલાલ બાલાશંકરની ગઝલપરંપરામાં પોતાને પણ જોડ્યા છે, ને છતાં કેવળ એ પરંપરામાં જ એમની ગઝલની ઓળખાણ પૂરી થતી નથી હાફિજની કવિતાની કે સૂફીવાદની હવાએ, એમની ગઝલને પોષી છે, પણ કલાપીનું સદ્ભાગ્ય એમને સ્નેહની અનુભૂતિની સાથે રોમાન્ટક કવિવૃત્તિ 'એમ જ' સાંપડી એ ઘટનામાં છે. ગઝલસ્વરૂપમાં ખાસ પ્રયોગો કર્યા વિના, પરંપરાગત રીતે ગઝલ લખીને કલાપીએ ગઝલનો રસ વ્યાપક રીતે ગુજરાતને લગાડ્યો એ ઘટના કલાપીની ગઝલની વિલક્ષણતાના નિર્દેશરૂપ છે. કલાપીની ગઝલો આસ્વાદ્ય છે કારણ કે તે કલાપીની છે! □

## શશિકાન્ત ભટ્ટ 'શૈશવ'

### ગઝલ

સતત એષણાઓનું રણ વિસ્તરે છે,
મને કોઈ મૃગજળ બની છેતરે છે.
હરણ-ફાળ મંઝિલ તરફ હું ભરું છું,
ને મારો જ રસ્તો મને આંતરે છે.
હથેળીમાં વિસ્તાર રેતીનો કાયમ,
હથેળીમાં ઈચ્છાનાં હરણાં મરે છે.
નસીબે ફકત ઝાંઝવાં છે લખાયાં,
છતાં પ્યાસ મારી બધે કરગરે છે.
નજર સામે ધુમ્મસ ને ધુમ્મસની પાછળ
નગર સ્વપ્ન કેરું યુગોથી સરે છે.

અગરદાસ ગોડલિયા

## પાસપાસ આપણું રહેવું

કેટલોયે દૂર દૂર આપણો આ વાસ
તોય પાસપાસ આપણું રહેવું
સૂરજની જેમ આ ઊગતા અળઘેથી
કલરવનું અજવાળું નીકળે,
ઝાકળના દરિયામાં ક્ષણ ક્ષણ થઈને આ
પરભાતી ઝરણાંઓ પીગળે;
આ જીવતરના વ્હેણમહીં ખેંચાતા તાણ
જેવું લાગે સમયનું અહીં વહેવું
પાસળીની વાંસળીમાં રેલાતા શ્વાસમાં
એવ તે જાય સૂર સરી
અડાબીડ ઘર આખું લાગે ઉજ્જડ ને
એકલી અટૂલી સાવ ટેકરી,
શમણાંને દેશ એક પડખું ફરીએ ત્યાં
ક્યાંનું ક્યાં આપણું વહેવું

(અનુસંધાન આગલી પૂર્તિથી)

દિલ્હીમાં હતા તે દરમિયાન ત્યાં સાહિત્યની સભાઓ યોજતા તેમજ 'રંગલીલા' નામની નાટ્યસંસ્થા પણ શરૂ કરેલી, જે એકાદ પ્રયોગ પછી બંધ પડી ગએલી.

એમણે સૉનેટ, ગીતો, ગઝલ, કથાકાવ્ય, સંગીતરૂપકો વગેરે કાવ્યકારો ખેડયાં છે. પૃથ્વી, રથોદ્ધતા, ઉપજાતિ, પરંપરિત હરિગીત અને કટાવ તથા લાવણીની ચાલનું છંદોવૈવિધ્ય દાખવ્યું છે. આમાંથી એમને રથોદ્ધતા અને મિશ્રમાં સારી સફળતા પ્રાપ્ત થઈ છે. ગીતોમાં તેમજ છંદોબદ્ધ રચનાઓમાં એમણે લય અને પ્રાસાનુપ્રાસની સંતર્પક સિદ્ધિ દાખવી નથી એ કદાચ એમના કવિકર્મની બેકાળજીનું પરિણામ પણ હોઈ શકે.

એમનાં કાવ્યોનો પ્રધાન સૂર માનવપ્રેમ છે. દલિતો-પીડિતો પ્રત્યેની અનુકમ્પા અને શોષણખોરો પ્રત્યેનો આક્રોશ ઘણી વાર તો કલાકારની અદબ ચૂકી જાય છે. માનવસમાજ અને જીવનની સામે આવતા અંતરાયોને હટાવી દેવા એ જહાલખરી જેહાદ જગાવવા કહે છે :

'સ્મિત નહિ, નહિ આંસુ ય; સાંભળ—
લાવાના ઘુઘવાટ'.

ક્ષણભંગુર, ક્ષુદ્ર ગણાતી માનવજિંદગીનાં મહાન સ્વપ્નો એમનામાં આનંદ ને આદર જન્માવે છે. એઓ કવે છે : 'છોને રે નાની માનવ જિંદગી / એનાં સપનાં મહાન.' એમને મંગલમાં આસ્થા છે, પરંતુ એ કેવળ નિષ્ક્રિય નથી. સર્જકોને પણ એમણે 'ગાઈ ઊઠ જગ ગાયકો' નામક કૃતિમાં શ્રમજીવીઓની વહારે ધાવાની વાત કરી લોકશક્તિમાં શ્રદ્ધા વ્યક્ત કરી છે. એમને 'ધર્મ'માં 'રાષ્ટ્રવાદ'માં શ્રદ્ધા નથી. લાલ ક્રાંતિનો તીખો મિજાજ એમની કાવ્યવાણીમાં વારંવાર ડોકાયા કરે છે :

'પથ્થર પણ ઊકળે ત્યારે તું સડતો ચૂપ રહીશ?'

પણ જ્યાં એઓ આ લાલ રંગની ભભકથી દૂર રહ્યા છે ત્યાં પ્રેમ અને પ્રકૃતિનાં કલાત્મક કાવ્યોદ્ગારો સાધી શક્યા છે. ત્યાં ત્યાં એમના સંવેદનતંત્રની ઋજુતા અને કાવ્યબાનીનો કલાસંયમ જોવા મળે છે :

'ત્રાંબાવરણી સાંજને છીંડે
ઘેરના મૂગા હાથે
'આવજો' કહેવું કોઈ સહાયે
લોપાય સીમની સાથે.'

આમ છતાંય એમની કાવ્યવિશેષતા તો ગાંધીયુગીન જહાલ જબાનમાં જ છે. તા. ૨૨–૫–'૬૮ના રોજ હૉસ્પિટલમાં રહ્યે રહ્યે લખેલા 'વિદાય' નામક ગીતમાં અંતે એઓ લખે છે :

"સુખદુઃખોથી રૂંધિત કંઠના
છેલ્લા આ ઉદ્ગાર :
'સ્નેહીઓ થોડો શોક કરી ફરી
ઝુકાવજો મજધાર!' "

ખરેખર અનેક લીલીસૂકી અનુભવ્યા પછી અંતિમ સોડ તાણનાર 'સ્વપ્નસ્થ' 'ઝુકાવજો મજધાર'માં જીવનસ્થ ખુલંદી સૂર પોતાની પાછળ પડઘાતો મૂકી ગયા છે.

नखपदचितभागान्वीक्षमाणाः स्तनान्ता–
नधरकिसलयाग्रं दन्तभिन्नंस्पृशन्त्यः ।
अभिमतरतवेषं नन्दयन्त्यस्तरुण्यः
सवितुरुदयकाले भूषयन्त्याननानि ॥ १५ ॥
(કવિ કાલિદાસ)

પૂઠા પરનું ચિત્ર **શિશિર** વાસુદેવ સ્માર્ત

સ્તનપટ નખચિહ્નોથી ભરેલાં વિલોકી
કિસલયસમ ઓષ્ઠો દન્તદંશ્યા જ સ્પર્શી
મનહર રતિવસ્ત્રો જોઈને નન્દતી આ
રમણી સહુ સજાવે- આનનો પ્રાત:કાલે.
(અનુ૦ ધીરુ પરીખ)

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે પરિવાર સંપર્ક સાધો

THE sound is the gold in the ore. Then we will have the sound out alone and dispense with the inessential. We do till we make the discovery that the object in writing poetry is to make all poems sound as different as possible from each other, and the resources for that of vowels, consonants, punctuation, syntax, words, sentences, meter are not enough. We need the help of context—meaning—subject matter...And we are back in poetry as merely one more art of having something to say, sound or unsound. Probably better if sound, because deeper and from wider experience. [A poem] begins in delight and ends in wisdom...a clarification of life—not necessarily a great clarification such as sects and cults are founded on, but in a momentary stay against confusion.

Robert Frost



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · અંક ૧૦૪ · વસંત · વિ.સં. ૨૦૩૧ · માર્ચ-એપ્રિલ ૧૯૭૫

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

THE sound is the gold in the ore. Then we will have the sound out alone and dispense with the inessential. We do till we make the discovery that the object in writing poetry is to make all poems sound as different as possible from each other, and the resources for that of vowels, consonants, punctuation, syntax, words, sentences, meter are not enough. We need the help of context—meaning—subject matter...And we are back in poetry as merely one more art of having something to say, sound or unsound. Probably better if sound, because deeper and from wider experience. [A poem] begins in delight and ends in wisdom...a clarification of life—not necessarily a great clarification such as sects and cults are founded on, but in a momentary stay against confusion.

Robert Frost



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · અંક ૧૦૪ · વસંત · વિ.સં. ૨૦૩૧ · માર્ચ-એપ્રિલ ૧૯૭૫

Away

Now I out walking
The world desert,
And my shoe and my stocking
Do me no hurt.

I leave behind
Good friends in town.
Let them get well wined
And go lie down

Don't think I leave
For the outer dark
Like Adam and Eve
Put out of the Park

Forget the myth
There's no one I
Am put out with
Or put out by.

Unless I'm wrong
I but obey
The urge of a song
I'm bound away!

And I may return
If dissatisfied
With what I learn
From having died

Robert Frost

### Away

Now I out walking
The world desert,
And my shoe and my stocking
Do me no hurt

I leave behind
Good friends in town.
Let them get well wined
And go lie down

Don't think I leave
For the outer dark
Like Adam and Eve
Put out of the Park

Forget the myth
There is no one I
Am put out with
Or put out by

Unless I am wrong
I but obey
The urge of a song
I'm-bound-away!

And I may return
If dissatisfied
With what I learn
From having died

*—Robert Frost*



કવિ રૉબર્ટ ફ્રૉસ્ટ

## નિરંજન ભગત

### પચાસ વર્ષોએ જે કહ્યું

હું યુવાન હતો ત્યારે મારા ગુરુજનો વૃદ્ધ હતા.
મેં ઘાટ ઘડવામાં મારા અંગેઅંગને હોમ્યો હતો, હું ઠંડો થયો ત્યાં લગી.
હું ઊકળતી-ઓગળતી ધાતુની જેમ બળ્યો-ઝળ્યો હતો.
ભૂતકાળ વિશે ભણવા માટે હું વૃદ્ધત્વને ચરણે બેઠો હતો.

હવે હું વૃદ્ધ છું ત્યારે મારા ગુરુજનો યુવાન છે.
જે ઘડી ન શકાય તે તોડવું રહ્યું, ફોડવું રહ્યું.
સાંધો મેળવવાનો ને રેણ કેળવવાનો પાઠ ભણવાને મથું છું.
ભવિષ્ય વિશે ભણવા માટે હું યૌવનને ચરણે બેઠો છું.

('વૉટ ફિફ્ટી સેઈડ'નો અનુવાદ)

### ભક્તિ

અનંત આવર્તનો ગણ્યા કરવામાં
એક જ સ્થિતિની વક્રતામાં વસ્યા કરવામાં
સમુદ્રના તટ થવામાં જે ભક્તિ છે
એથી વિશેષ ઉત્કટ ભક્તિ હૃદય વિચારી શકે નહીં.

('ડિવોશન'નો અનુવાદ)

## ઈન્દુકુમાર ત્રિવેદી

### ઉદ્યાનમાં આગિયા

ઊંચેરા આ ગગનને ભરી દેવા
આવે અહીં સાચુકલા તારલા
ને ધરા પર અહીયાં આ
આવે, જુઓ પ્રતિસ્પર્ધી આગિયા
(જોકે કદમાં ના ખરેખાત તેઓ કદી તારકોના સમા)
કોક વાર અદ્દલ તે લાગે તારલા ઝબૂકતા
બસ એટલું કે તેઓ નવ થઈ શકે તારલા.

('ફાયરફ્લાઈઝ ઇન ધ ગાર્ડન'નો અનુવાદ)

## નગીનદાસ પારેખ

### પહાડી વધૂ
આવેશ

ત્યાં તેને ખૂબ એકલું એકલું લાગતું.
વનની નિર્જનતા સાલતી;
એ બે જ હતાં,
બાળક નહોતું.
અને ઘરમાં કામ ઝાઝું નહિ
એટલે એ નવરી રહેતી,
અને પેલો જ્યાં ખેતર ખેડતો
કે ઝાડ કાપતો ત્યાં પૂંઠે પૂંઠે જતી
ચડિયાં ઉપર બેઠી બેઠી આમ તેમ ફરતી,
તાળ કોડિયાં આમ તેમ ફગોળતી,
મનમાં મનમાં
ગીત ગણગણતી
એક વાર એ દેવદારુની ડાળ ભાગવા ગઈ,
એટલી તો દૂર નીકળી ગઈ
કે પેલાએ બૂમ પાડી
તે ભાગ્યે જ સાંભળી,
ન જવાબ આપ્યો, ન બોલી
કે ન પાછી ફરી;
ઘડીકને ઊભા રહી, પછી દોડતી
ફર્નની ઝાડીમાં સંતાઈ ગઈ
પેલાએ બધબધ શોધી
પણ જડી નહિ;
એની માને ઘેર પૂછ્યું,
ત્યાં ય નહોતી.
આમ, અચાનક, જોતજોતામાં
ખબર ન પડે એ રીતે, બંધન તૂટી ગયાં;
અને પેલાને અંતિમ સત્યો સમજાઈ ગયાં
કબરની ધારે.

('ધ હિલ વાઈફ': રૉબર્ટ ફ્રૉસ્ટનો અનુવાદ)

## રામપ્રસાદ શુક્લ

### છેડાયેલો માર્ગ

પીતવર્ણા કાનને
બે માર્ગ છે જુદા પડયા
હું મુસાફર એક દિલગીર
શેં જાઉં શકું પણ બે?
લાંબો સમય ત્યાં સ્થિત
નિહાળું એક દૂર-સુદૂર
જે લેતો વળાંક ઝાંખરમાં.
માર્ગ લીધો અન્ય
તે પણ છે ખરે સુંદર
અને તેનો કદાપિ અધિક છે હક
તૃણસભર એ તો ઘસારો માગતો
જો કે અવરજવરે ઘસાયા
બેઉ તે લગભગ સરખા દીસે.
સુપ્રભાતે વિઘ્નરેખા ઉભય
પર્ણોથી સભર જ્યાં શ્યામ
પદપંક્તિ પડી ના
અન્ય દિન કાજે (અનામત)
મેં પ્રથમ રાખી લીધો
જાણું યદ્યપિ કે ફૂટે છે માર્ગથી
માર્ગો નવા, સાશંક તેથી કે
ફરીથી આ વાટનું કો દિને આવવા બને,
યુગયુગો પર્યંત એ નિઃશ્વાસભર
વદતો રહું કે માર્ગ બે
જુદા પડયા'તા કાનને
અલ્પખેડાયો ગ્રહ્યો મેં—
એણે રચી દીધ કેવડો
રે! શો પડ્યો (શો આ પડ્યો ભરતી જેવડો!)
મોટો ફરક.

('ધ રોડ નૉટ ટેકન'નો અનુવાદ)

## નલિન રાવળ

# અર્ચવૃક્ષો

સીધાં શ્યામ વૃક્ષોની હારોની હારના
આ છેડાથી લઈ તે છેડા લગ ડાબે અને જમણે નમેલાં
અર્ચવૃક્ષો હું જ્યારે જોઉં છું ત્યારે
એ વિમાસવું મને ગમે છે કે
કોઈ કિશોર હીંચકાવી રહ્યો છે તેઓને.
પણ આમ હીંચકાવાએલાં વૃક્ષો તો થાય છે પાછાં ટટાર.
બરફનાં તોફાનો કરે છે આ.
તમે ઘણીય વાર શિશિરની હૂંફાળી સવારે,
વરસાદ પડી ગયા પછી,
તેઓને નર્યા બરફથી છવાયેલાં જોયાં જ હશે.
પવનની લહર જેવી ઊઠી કે ખડાક કરતાકને થાય
તેઓ સીધાં
ને રંગરંગની ઝાકમઝોળ છવરાય
તડતડ શ્વેત પડમાં ફુલ્જારી જેવી ફેલાય કે તરત જ.
તરત જ સૂર્યની ઉષ્મા અડી કે
સ્ફટિકકણોનો ખરખરાટ કરતો ધોધ વરસે
બરફના થર ઉપર—
કાચના ખંડિત ટુકડાઓના મોટા ઢેરના ઢેર
વહેવા માંડે. તમને થાય કે
આખા સ્વર્ગ-ઘુમ્મટનો અંતર્ભાગ જ તૂટી પડયો છે.
ભારે લદાએલા તેઓ ઢસડાય
ઘાસિયા વનસ્પતિની લગોલગ પણ
એવું ન લાગે કે તેઓ ભાંગશે,
હા, જો બહુલગ વાંકાં વળ્યાં રહ્યાં તો પાછાં
તેઓ સીધાં તો કયારે ય ન થાય:
વર્ષો બાદ તમે જોઈ શકો ખરા જંગલમાં
તેઓનાં વાંકાં વળેલાં થડિયાં ભોંય પર જે
પાંદડાં પ્રસરાવી રહ્યાં હોય જેમ
કન્યાઓ સૂર્યની સામે ચરણ પર હાથ અને માથાં ઢાળી

ભીના ફેલાવેલા કેશને સૂકવી રહી હોય
પણ હું તમને કહેવ તો જઈ રહ્યો હતો કે
બરફના તોફાન વિશેનુ સત્ય
સરોશે યથાર્થપણે સ્ફોટ પામે ત્યારે
મને તો કોઈ કિશોર
વૃક્ષોને નમવે તે જ પડે પસદ
કિશોર કે જે છેક ઊડે ચાલી ગયેલી તેની ગાયોને
પાછી વાળવા ગયા હોય
બેઝબોલ રમાય તેવા ગામથી ય દૂર વસતો કિશોર
કે જેની એક માત્ર રમત ગમતુ જે મળે
ગ્રીષ્મ કે શિશિરમા ખેલવુ એકાકી.
તેણે એક પછી એક નમવ્યા પિતાના વૃક્ષો
ફરી ફરી એક એક પર ચડી વૃક્ષોને એવા નમાવ્યા કે
તેણે તેઓની માથાની અક્કડતા કાઢી નાખી દરેકને
જીતી લીધુ નમવીને
મુકાવે તે પહેલા જે શીખવાનુ હતુ તે બધુ ય
તે જાણી ચૂક્યો હતો અને એટલે વૃક્ષને
તે ધરતી સરસુ નોતો લઈ જતો
જઈ છેક ઉપલી ડાળીઓ પર તે સમતુલા જાળવી રહેતો
ચડતો તે ધીરે ધીરે
જેમ તમે એટલા જ કષ્ટથી ધીરે ધીરે
કપને કાઠા સુધી અને તે ઉપર પણ ભરતા હો તેમ
પછી તે પગ બરાબર તોળી; પાછળ લાત દઈ;
સોકી લઈ ફંગોળાતો આગળ અને હવામા
ઠેક લેતો આવતા ભોય પર
આમ હું ય એક દિવસ
બર્ચવૃક્ષો પર હીંચતો અને ફરી ત્યા જવાનુ સેવુ છુ સ્વપ્ન--
ધારણાઓ કરી કરી કંટાળુ છું ત્યારે,
જીવન પથ વિનાના વન જેવુ લાગે
જ્યા તમારો ચહેરો દાઝતા લાગે સામે આવતા
કરોળિયાના જાળામા મ્હોં ભરાતુ જાય અને એક આખમા
ડાળની ફાસ ખૂપી જતા દડવા માડે છે આસુ ત્યારે

આ, પૃથ્વી પરથી થોડો સમય ચાલ્યા જવાનું
મન થાય છે અને ફરી પાછા આવી
ફરી નવેસરથી શરૂ કરવાનું મન થાય છે.
મારે વિશે કોઈ દૈવ હઠે ચડી ન તો ગેરસમજ સેવે
કે જે હું વાંછું ન તે આપે અર્ધ
કે ન ખૂંચવી લે પાછું જો ન આપવાનું હોય.
પ્રેમ કાજ પૃથ્વી જ યથાર્થ સ્થળ.
સ્થળ અન્ય કોઈ અદકું જો હોય નથી જાણ મને તેની
મને
ભર્ચવૃક્ષ દ્વારા જવું ગમે,
શ્યામ ડાળીઓ વળોટી; ચડી શ્વેત હિમછાયી થડટોચે
સ્વર્ગભણી
જાય વૃક્ષ ધસ્યું; ભાર જ્યારે નહીં સહી શકે ત્યારે
ઝબકોળી ટોચ
મને ફરી નીચે લાવે ધરા પરે
આમ જવું અને આવવું બંને ય તે ઉત્કૃષ્ટ.
કિંતુ નિકૃષ્ટતર ઘણું યદિ કોઈ માત્ર
ભર્ચવૃક્ષો પર રહી ઝૂલ્યા કરે માત્ર.

('બર્ચિઝ'નો અનુવાદ)

ઉશનસ્

## સુવર્ણ કશું ના ટકી શકે

નિસર્ગની પ્રથમ લીલૂડીશ્રી સુવર્ણ.
તેનો સુરક્ષ્ય અઘરો સહુથી ય વર્ણ,
પ્હેલ્વ્હેલ્લું તેનું કની પાંદડું પુષ્પ થાય
કિન્તુ કલાક ટક્યું ના ટક્યું ને વિલાય.
એકેક એમ ખરતું પછી પર્ણપર્ણ,
સ્વર્ગીય બાગ પછી એમ વિષણ્ણ વર્ણ;
ને એમ હા! ઉષસ વાસર થૈ પરિપક્વ,
ના સ્વર્ણ એવું કશું યે કશું યે ટકી શકે.

('નથિંગ ગોલ્ડ કેન સ્ટે'નો અનુવાદ)

ઉશનસ્

## પાંદડાં ફૂલની તુલનામાં

કોઈ એક વૃક્ષનાં પાન સદાય સારાં હોઈ શકે,
તે જ પ્રમાણે તેની છાલ, તે જ પ્રમાણે તેનું કાષ્ઠ,
પરંતુ જો તમે તેના મૂળિયે યોગ્ય પદાર્થ ન ધરબો
તો તે કદી ય અધિક ફૂલ કે ફળ ધારણ નહીં કરે;
પરંતુ હું એક એવો હોઈ શકું જે કદી ય પરવા ન કરે
કે વૃક્ષ પાંગરે છે કે અપર્ણ બોડું જ રહે છે,
પાંદડાં એટલે મસૃણતા અને છાલ એટલે ખરછટતા,
પાંદડાં અને છાલ બન્ને મળીને થાય એક પૂરું વૃક્ષ;
કેટલાંક જૂની વૃક્ષો ઓછામાં ઓછાં પાંગરે છે,
અરે, તેમને પાંદડું નામે ન બેઠું હોય એમ પણ બને,
જીવનમાં મોડામોડા હું ફર્ન* તરફ વળ્યો છું
અને હવે લિચન્સનો* વારો આવવાનો સમય પાકી ગયો છે.
મને લોકોને ટૂંકમાં કહેવાનું જણાવ્યું છે કે
શું વધુ રૂપાળું છે: ફૂલ કે પાંદડું?
તેમને તો તરત કહેતાં આવડતું જ નથી ને
કે તે રાતે પાંદડાં અને દિવસના ફૂલ;
પાંદડાં અને છાલ, પાંદડાં અને છાલ,
તેમને અડીઅડીને અંધારામાં સાંભળ્યા કર્યું;
ફૂલ-પાંખડીઓ પાછળ કોક વાર હું પડ્યો હોઈશ
(પણ) પાંદડાં તો છે તમામ મારો તમોમય મનોભાવ.

('લીવ્ઝ કંપેર્ડ વિથ ફ્લાવર્સ'નો અનુવાદ)

* છોડનાં વિશેષ નામ

## હિમધૂલિ

હેમલૉકના તરુથી જે રીત કાગડાએ
મારા પરે હિમતણી રજ ખેરવી દીધી
તેણે મદીય ઉરની પલટી મનોદશા,
ને આજ-આજ અફસોસથી દીધ વિતાવિયો
તેનો કંઈક પણ અંશ ઉગારી લીધો.

('ડસ્ટ ઑફ સ્નો'નો અનુવાદ)

## ધીરુ પરીખ

### રેતીના ઢગલા

સાગરનાં મોજાં લીલાં અને ભેજવાળાં,
કિન્તુ જ્યાંથી ઓસર્યો તો ત્યાંથી ખડાં થાય,
બીજાં વળી ઊછળે છે એથી યે વિશાળાં
ભૂખરાં ને સૂકાં એ જણાય.

એ તો બધા સાગરે કરેલા ભોમવાસા
માછીમાર તણા ગામે પ્હોંચી જવા મહીં
નક્કર એ રેતી મહીં દાટી દે છે ખાસા
માણસોને ડુબાડી જે શક્યો નહિ.

ખાડી અને ભૂશિરને કદાચિત જાણતો એ હોય,
માનવજાતને કિન્તુ ઓળખે ન એ તો
જે આકારનો પલટો એ ધારી રહે કોય,
વિચારના વિચ્છેદની આશા રાખી રહેતો.

માણસોએ નાવ ધરી ડુબાડવા કાજ ખરે:
ઝૂંપડું ય એમ એ તો આપવાને ચહે;
અને વળી ફેંકાએલા વધુ એક છીપલાની પરે
વિચારવા માણસો તો વધુ મુક્ત બની રહે.

('સૅન્ડ ડયુન્સ'નો અનુવાદ)

## રાજેન્દ્ર શાહ

### તું કોણ ત્યાં...

સ્વચ્છંદ શોર કરતાં તરુપત્ર ઊંચે,
તારો અવાજ ત્યહીં વ્યર્થ નિસાસ જેવો.
તું કોણ ત્યાં નિબિડ છાંય નીચે દ્રુમોની
જે તેજ વાયુલહરીશું કરંત ક્રીડા?

જે માત્ર ભૂમિતલ સંધિપ્રકાશ, તુષ્ટ
જેનાં લચે કુસુમ વર્ણની ભિન્ન ઝાંયે,
તો યે સ્વકીય નહિ પર્ણની કોઇ શોભા
મંદારમૂલ થકી તે ય, તું ક્ષુદ્ર; જાણ.

તુ બાહુની બથમહીં ધરી વૃક્ષ ઊભો
ને એમ કાનન કને લઘુકાય લાગે,
જે પર્ણ ત્યાંથી ખર્યું તે જતુ દૂર દૂર;
રે એની એક ગણુ મેર ન નામ તારું.

જે કે મળ્યો સમય કિંચિત થંભી ચાલ્યો
એકાદ પુષ્પ ગ્રહી સંસ્મૃતિરૂપ: કિંતુ
એની ન લેશ અહીં ઊણપ, આંહીં તો આ
લેહૂર પલ્લવથી રંજિત વન્ય કુંજ.

('ઑન ગોઇંગ અનનોટિસ્ડ'નો અનુવાદ)

માફ કરજે હે પ્રભો! મારી મજાકો જે કરી તારા ઉપર
હું પણ કરીશ આ એકને તેં જે કરી મારા ઉપર

**Forgive O Lord my little jokes on Thee,**
**And I ll forgive Thy great big one on me**
**Robert Frost**

## સ્વાત્મપ્રતિ

એક એષણા મુજ એવી કે આ ઘેરા જે વૃક્ષા
જર્જર ને જે સખ્ત એટલા–જયા લહર કદીકે ફરકે,
તે ના ખાલી રહે ધારીને માત્ર વિષાદનુ મ્હોરુ
પણ રહે વિસ્તરી છેક છેક તે વિશ્વ અતની ધારે

કોઈ વળી ત્યા પથ વચાળે મને ન રોકે, કોક દિવસ પણ
વૃક્ષ વૃક્ષની અનતતામા મારે તો જાઉં લસરી
અને ન કેયે ફડક રાખવી વરાન આવશે
વા ધોરી રસ્તે પૈડા દળતા રેતી

મને તો ચોખ્ખુ–મુજ રસ્તેથી શીદને મારે ફરવુ પાછા
ને એ થોડાએ મુજ રસ્તાથી શીદને જાઉં આગળ થાવા
મને આખવા–રહે મને જે ગોતી અહીંયા
ને ઝખે કે તેઓને શુ હજી ય તે હુ ચાહુ?

મને ઓળખે—
મને ઓળખ્યો તે દિનો હુ તેનો તે છુ
અદકી થાશે ખાતરી ખરો હતો હુ
(ઇનટુ માઇ ઓન નો અનુવાદ)

# અમેરિકન કવિતા અને રૉબર્ટ ફ્રૉસ્ટ

નલિન રાવળ

અમેરિકન કવિતા એટલે જ આધુનિક કવિતા. હજી થોડા સમય પહેલાં એક વિવેચકે કહેલું કે અમેરિકન કવિતા વિશે બોલવું સહેલું છે કેમ કે અમેરિકન કવિતાનું અસ્તિત્વ જ નથી. આ કથનને ખોટું પાડ્યું અમેરિકન કવિજનોના ભવ્ય પુરુષાર્થે. આ છ-સાત દસકામાં આ કવિતાએ એટલું મોટું ગજું કાઢ્યું કે આજે વિશ્વસાહિત્યમાં તેની ગણના અગ્રતાક્રમમાં થાય છે. (જોકે એક અંગ્રેજ વિવેચક અમેરિકન નવલકથાની સરખામણીમાં અમેરિકન કવિતાના અસ્તિત્વને નહીંવત ગણે છે—હજીય.)

વીસમી સદીની અમેરિકન કવિતાએ વિશ્વ-કાવ્ય-સાહિત્યમાં ચમત્કારો સર્જી આધુનિક કવિતા–modern poetry–નાં ઘણાં લક્ષણો બાંધી આપ્યાં. અમેરિકન કવિતાનું ઘટ્ટ પોત વણાઈ આવે છે પૂરેપૂરું વીસમી સદીમાં અને આ સદીનો મહાન અમેરિકન કવિ છે રૉબર્ટ ફ્રૉસ્ટ. ઍઝ્રા પાઉન્ડ અને એલિયટ આ બન્ને જન્મે અમેરિકન કવિઓ આવે છે ફ્રૉસ્ટ પહેલા, પણ આ બંન્નેનું કાર્યક્ષેત્ર સ્થિર થઈ વિકસે છે ઈંગ્લૅંડમાં અને બન્નેની કવિતા ઊછરે છે સમગ્ર યુરોપની કાવ્યપરંપરા પર. પ્રુફ્રોક અને મૉબરલી યુરોપીય માનસના સંસ્કાર વિશેષ તો ઝીલે છે. 'કૅન્ટોઝ' અને 'વેસ્ટલૅન્ડ'માં સૈકાઓ પર પથરાયેલી યુરોપની સંસ્કૃતિયાત્રાનું દર્શન સંગોપાયેલું છે. વિલક્ષણ રીતે અમેરિકન કહી શકાય તેવી કવિતા આ બન્નેની ગણાય કે નહીં? તેના વાદ-પ્રતિવાદ ચાલતા રહે છે. વિલિયમ કાર્લૉસ વિલિયમ્સ જેવા કવિ-વિવેચક એલિયટ-પાઉન્ડની કવિતાથી વિમુખ કાવ્યપ્રવાસ ખેડવામાં જ અમેરિકન કવિનો પુરુષાર્થ જુએ છે. અલ્વારેઝ ઍઝ્રા પાઉન્ડમાં અમેરિકન કવિતનો સૌ પ્રથમ પ્રામાણ્ય અવાજ સાંભળે છે અને 'પ્રથમ અમેરિકન કવિ' કહી પાઉન્ડને નવાજે છે. અલ્વારેઝ અહીં વધુ પડતો મોટો મેગ્નિફાઈંગ ગ્લાસ વાપરતા જણાય છે. વળી તે અંગ્રેજ છે તે પણ લક્ષમાં લેવું ઘટે. વિલિયમ કાર્લૉસ વિલિયમ્સનું નિરીક્ષણ વધુ તથ્યવાળું છે. તે ભાર મૂકવા માગે છે Americanness ઉપર, જેનો સીધો સંબંધ છે તળ અમેરિકન સંસ્કારો અને તળ અમેરિકન શબ્દભંડોળ અને ભાષા સાથે. એલિયટે કાવ્યભાષામાં પ્રયોજેલ શબ્દ પર અંગ્રેજ મેટાફિઝિકલ કવિજનોએ વાપરેલી ભાષાની સીધી અસર વાંચવામાં આવે છે. પાઉન્ડની કાવ્યભાષાના મૂળમાં યુરોપની અને સંસ્કાર દૃષ્ટિએ અમેરિકન કવિતા રૉબર્ટ ફ્રૉસ્ટે લખી છે—અમેરિકન કાવ્યભાષાના સંસ્કાર તળે અને અમેરિકન કાવ્ય-ભાષાનો સંસ્કાર એટલે વૉલ્ટ વ્હિટમૅન–એડગર ઍલન પૉ-એમિલી ડિકિન્સનનો કાવ્યવારસો. (અલ્વારેઝનો પ્રયત્ન ફ્રૉસ્ટની કવિતાને હેરિક ક્રૅબ્ફ્રેર-હાર્ડી-એડવર્ડ ટૉમ્સન આદિ અંગ્રેજ કવિઓ સાથે સાંકળવાનો છે, જે ચર્ચાસ્પદ ગણાય)

૧૯મી સદીના ઉત્તરાર્ધથી લઈ ૨૦મી સદીની અમેરિકન કવિતાએ વ્હિટમૅન આંકી કે ડિકિન્સન-પૉ-આંકી કાવ્ય પ્રણાલીને અનુસરીને વિકાસ કર્યો છે. ફ્રૉસ્ટ આ કાવ્યપ્રણાલીને આગળ લઈ જઈ પોતાની કવિતાનું એક આગવું કલેવર ઘડે છે. આ કલેવર ઘડાયું છે ન્યૂ ઈંગ્લૅંડની લોકબોલીથી. અહીં લોકબોલી-dialect-નો શાસ્ત્રરૂઢ અર્થ ફ્રૉસ્ટને ખપનો નથી, બલકે 'ડાયલેક્ટ' ને કાવ્યમાં સીધી પ્રયોજવા પ્રત્યે તે અણગમો પણ દાખવતા. એમને રસ હતો જીવાતી ઘરગથ્થુ ભાષામાં. સહજ વાક્વ્યવહાર ટાણે વ્યક્તિના અંતરનો રણકો જે 'બોલછા'

લઈ આવતો તેમાં ફ્રૉસ્ટને ઊંડો રસ હતો શબ્દો સાદા, સામાન્ય, ઘરેળુ પણ તે દ્વારા પ્રકટ થતો અનુભવ અસાધારણ-અસામાન્ય એમની કેડીના અને ન્યૂ ઇંગ્લૅંડમાંથી જ આવતા કવિ એડ્વિન આર્લિંગ્ટન રૉબિન્સનમાં તે પ્રદેશના રંગોને કાવ્યમાં વર્ણવવાની વૃત્તિ વિશેષ છે, તો ફ્રૉસ્ટને ઊંડો રસ છે આ પ્રદેશના પાત્રોમાં તેમના એક સંગ્રહ-'નૉર્થ ઑફ બોસ્ટન'નું ઉપશીર્ષક સૂચક છે-જનલોકનો ગ્રંથ A Book of People ન્યૂ ઇંગ્લૅંડના કવિજનો-એમિલી ડિકિન્સન, એમર્સન, વ્હિટિઅર, લૉંગફેલો, રૉબિન્સન, ફ્રૉસ્ટ-ની કવિતા અમેરિકન કવિતાનું હાર્દ છે અહીં જ આ પ્રદેશમાં અમેરિકન પ્રજાના ધર્મસંરક્ષક પૂર્વજો-પવિત્ર યાત્રિકો-એ સૌપ્રથમ વસાહત સ્થાપેલી આમ, ન્યૂ ઇંગ્લૅંડ અમેરિકન કવિતા સાથે ત્રિવિધ સંસ્કારો-ઐતિહાસિક, સાંસ્કૃતિક, સાહિત્યિક-થી જોડાયેલું છે અને રૉબર્ટ ફ્રૉસ્ટ દ્વારા ન્યૂ ઇંગ્લૅંડની ઉક્ત ઇતિહાસગત-સંસ્કૃતિગત-સાહિત્યગત સઘળી લાક્ષણિકતાઓ કાવ્યમૂર્ત થઈ રહી છે

કવિ ફિલસૂફ એમર્સનની વિચારસરણી પ્રત્યે ફ્રૉસ્ટને આદર છે ફ્રૉસ્ટ એમર્સન અને થૉરો બન્નેના ચાહક અને પ્રશંસક એમર્સનના હાથે આરંભની કવિતાનો ઉછેર સુંદર રીતે થયો છે અમેરિકન કવિતા સંબંધે તેમણે ઉચ્ચારેલા આ વાક્યો ફ્રૉસ્ટના હૃદયસોંસરા ગયા હશે તે નિઃશંક- 'આપણે ઘણો લાંબો સમય યુરોપના દરબારોમાં ગુંજતી કવિતા સાંભળી છે આપણે હવે આપણા પગ પર ચાલીશું, આપણા બાવડાના જોરે કામ કરીશું આપણા પોતાના ચિત્તને વાચા આપીશું'

ફ્રૉસ્ટની કવિતા એક અર્થમાં આખી અમેરિકન [illegible] બાવડાના બળે ઊભી છે ફ્રૉસ્ટની કવિતા [illegible] પ્રજાના જ ચિત્તની માત્ર નહીં, પણ મનુષ્યજનના ચિત્તની વાચા બની રહી છે તેમની કવિતા દેશ કાળને વળોટી એક એવા સ્તર પર ઊભી છે જ્યાંથી એના ગૉસ્ટ પહેલી અસર કરે છે વિશ્વકવિ તરીકે અને પછી અસર કરે છે અમેરિકન કવિ તરીકે વિશ્વ કવિ તરીકે ફ્રૉસ્ટને સમજવા કદાચ સહેલા છે, અમેરિકન કવિ તરીકે પહેચાનવામાં ખાસ અભ્યાસ અનિવાર્ય છે

ફ્રૉસ્ટની કવિતાને જુદી જુદી રીતે ઓળખાવાઈ છે-નિસર્ગલક્ષી, વાસ્તવલક્ષી, જનલક્ષી ફ્રૉસ્ટ પોતાના વિશે આમ કહે છે 'If I must be classified I might be called a Synecdochist, for I prefer the Synecdoche in poetry that figure of speech in which a part is used for the whole (જો મને ઓળખાવવો જ હોય તો લક્ષણા પ્રયોજક તરીકે મને સંબોધી શકાય કેમ કે હું કવિતામાં લક્ષણા અલંકારને પસંદ કરું છું જેમાં આખી વસ્તુનું સૂચન એકાદ અંશ કે લક્ષણ દ્વારા કરવામાં આવ્યું હોય) ફ્રૉસ્ટની કવિતામાં સૌંદર્યનું દર્શન છે—શબ્દ અને છંદે સિદ્ધ કરેલું સૌંદર્ય તથા સત્યનું સમારાધન છે—સત્ય કે જેમાં મનુષ્ય સ્વભાવની પરમ ઉદાત્ત ક્ષણો અને નિમ્નતમ ક્ષણોનો આલેખ રહ્યો હોય માનવીને ખરા જિગરથી ચાહતા અને 'દુનિયા સાથે મારે પ્રેમીજનનો ઝઘડો છે' એમ કહેતા આ કવિએ 'ફાયર ઍન્ડ આઇસ'માં માનવસ્વભાવની બે નિમ્ન વૃત્તિઓ-કામના અને દ્વેષ-ને જે યથાર્થ પરિપ્રેક્ષ્યમાં મૂકી છે તે પરથી આ કવિ કાવ્યમાં કેવા તો તાતા સત્યને કેવા તો ભવ્ય તાટસ્થ્યથી નિરૂપે છે તે સમજાશે

> કોઈ કહે જગતનો લય અગ્નિથી, વળી
> કોઈ કહે હિમ થકી, પણ કામનાનો
> જે કંઈ મને સ્વાદ મળ્યો છે એથી
> લાગે જ સાચા સહુ અગ્નિ પક્ષના
> બે વાર જો જગતનો લય હોય થાવો
> મેં દ્વેષ કંઈ અનુભવ્યો બસ એટલો કે

કહી શકું હું હિમ પણ સમર્થ
વિનાશને કાજ, હશે જ પૂરતું.
(અનુ. નિરંજન ભગત)

મનુષ્યપ્રકૃતિ કેટલી વિધ્વંસક બની રહે તે દર્શાવતી આ રચના ગતિ, લય, સ્વરૂપ અને અર્થગાંભીર્યની દૃષ્ટિએ અપૂર્વ છે.

ફ્રૉસ્ટ જબરા આત્મચિકિત્સક કવિ છે. આધુનિક મનુષ્યનું, જગતમાં તેના સ્થાન અંગેનું, તેની વૈજ્ઞાનિક સિદ્ધિનું તેમજ તેની વ્યક્તિતાનું જે નિદાન તેમણે 'ધ બેર' નામના કાવ્યમાં કાતિલ કટાક્ષની ભાષા દ્વારા કર્યું છે તે અનન્ય છે. વૈજ્ઞાનિક સિદ્ધિઓથી છકી ગએલા મનુષ્યનું વામણાપણું કવિ પદે પદે ઉઘાડું પાડતા આવે છે તે નોંધપાત્ર છેઃ જગતમાં રીંછને માટે મનમોજથી ફરવા જગા છે, જંગલમાં તે યથેચ્છ વિહરી શકે છે, વૃક્ષને પ્રેમ કરી શકે છે, ધીંગામસ્તી કરી શકે છે, જેમ ફાવે તેમ તે કરી શકે છે, તે મુક્ત છે–સ્વતંત્ર છે, પણ મનુષ્ય...વિશ્વ ભીંસી રહ્યું છે તેને 'પણ આ વિશ્વ જાણે ભીંસતું તમને મને'. મનુષ્ય મુક્ત નથી, એ સ્વતંત્ર નથી. પાંજરે પુરાયેલા રીંછ જેવો છે મનુષ્ય. પાંજરે પુરાયેલું રીંછ જેમ આખો દિવસ ક્રોધથી ધૂંધવાઈ જાત સાથે ઝઘડે, પડે, આખડે તેમ આ પિંજર-પૂર્યો બાપડો માનવી જાત સાથે ક્રોધથી ધૂંધવાઈ ઝઘડે છે, પડે છે, આખડે છે, પણ તેની શેખી તેનો તોર તો એનો એ જ. તેની એક બાજુ ટેલિસ્કોપ પડયું છે તો બીજી બાજુ માઈક્રોસ્કોપ પડયું છે–આશા ટકાવી રાખવા બેય સાધનો સરખાં છે. ટેલિસ્કોપથી તેને ભેદ તાગવા છે અવકાશના—જોવું છે દૂર દૂર. માઈક્રોસ્કોપથી જોવું છે ઝીણામાં ઝીણું–પદાર્થના નાનામાં નાના અણુનીય ભીતર. મનુષ્યને જોવું છે વિજ્ઞાનની આંખે, પોતાની આંખે નહીં. એક જાત સિવાય તે બધે જ જુએ છે—કયારેક વૈજ્ઞાનિક ચિંતનને સહારે, કયારેક જુદા જુદા તત્ત્વ-ચિંતનને સહારે, કયારેક આ ફિલસૂફની બાંય ઝાલે છે કયારેક તે ફિલસૂફની બાંય ઝાલે છે. આખરે હારી થાકી ઉપહસનીય રીતે બેસી પડે છે. એ ડોળ તો રાખે છે પૂરા ધર્મિષ્ઠનો, પણ તે ધર્મિષ્ઠ નથી. (ફ્રૉસ્ટ અહીં કાવ્યમાં સૌપ્રથમ મનુષ્યે ધર્મમાંથી ગુમાવેલી સાચી આસ્થા પ્રત્યે ધ્યાન દોરે છે) માનવ-ઇતિહાસના જુદા જુદા તબક્કે મનુષ્યે તત્ત્વજ્ઞાન, શાસ્ત્રજ્ઞાન, અને ધર્મના–મિથ્યા ધર્મના—માધ્યમથી જે જાણવાનો પ્રયત્ન કર્યો તે તો બાહ્ય જગતમાં પોતાના સ્થાન અંગેનો. વિજ્ઞાનને પણ મનુષ્યે પ્રયોજ્યું તો બહારનું તત્ત્વ–પછી તે અવકાશ પારનું હોય કે પદાર્થ ભીતરનું–હસ્તગત કરવા. મનુષ્યની આ અંદર–બહાર જોવાની વિજ્ઞાન-દીધી સ્થૂળ દૃષ્ટિ એને કયાંય ન લઈ ગઈ. અંતે એ હારી થાકી બેઠો પાંજરામાં–એક બાજુ રાખી ટેલિસ્કોપ અને બીજી બાજુ રાખી માઈક્રોસ્કોપ. ફ્રૉસ્ટ મનુષ્યની દયનીય સ્થિતિ (આટઆટલી સિદ્ધિઓની વચ્ચે પણ) આલેખતું છેલ્લું ચિત્ર આપે છેઃ

A baggy figure, equally pathetic
When sedentary and when paripatetic.

(આખરે દયનીય છે આ એક સરખી
મૂર્તિ ગાભાની ઢળેલી હોય કે તે હોય ફરતી.)

દરેક કવિ પોતાના સમયની સંસ્કૃતિનો પ્રતિનિધિ અને વિશ્લેષક હોય છે. 'ફાયર ઍન્ડ આઈસ'માં માનવ-સ્વભાવની ફ્રૉસ્ટે સૂક્ષ્મ વિશ્લેષણા કરી છે. સાંપ્રત વિશ્વ-રાષ્ટ્રોની વિઘાતક પ્રવૃત્તિના સંદર્ભમાં તો તે કેટલી સાચી પડી રહેલી જણાય છે! 'ધ બેર'માં ફ્રૉસ્ટે આધુનિક વિશ્વસમાજ વૈજ્ઞાનિક સંસ્કૃતિનું જે મિથ્યા ગૌરવ કરે છે તેની આલોચના કરી છે.

ફ્રૉસ્ટ નિસર્ગ-કવિ તરીકે ઓળખાવાય છે. કયારેક વર્ડ્ઝવર્થની નિસર્ગ-કવિતા અને ફ્રૉસ્ટની નિસર્ગ-કવિતા વચ્ચે શો ભેદ તેનો વિચાર પણ થઈ શકે. વર્ડ્ઝવર્થ જે અર્થમાં નિસર્ગ-કવિ છે તે અર્થમાં ફ્રૉસ્ટ નિસર્ગ-

કવિ નથી ફ્રૉસ્ટમાં જે નિસર્ગ છે તે ન્યૂ ઇંગ્લૅન્ડની અને ન્યૂ ઇંગ્લૅન્ડ એટલે કાળમીંઢ પાણાઓનો, પહાડોનો ખેડવાલાયક ઓછા એવા સૂકા ભડ ખેતરોનો, કાતિલ ટાઢા ફૂંકાતા પવનોનો, હાડથી ધગતીને બાળી નાખે એવી શિયાળુ રાત્રિઓનો, બરફની ધોધમાર વર્ષાનો પ્રદેશ આ નિસર્ગ છે ફ્રૉસ્ટે અનુભવેલી (ભાવડા ખડી પડે તેવી હાડતોડ મજૂરી એક ખેડુ તરીકે ફ્રૉસ્ટે લાગટ વર્ષો સુધી કરી છે)

ઑડને ગણતરી આપી છે તે મુજબ ફ્રૉસ્ટના 'કલેક્ટેડ પોએમ્સ' સંગ્રહમા ૨૧ કાવ્યો એવા છે જેમા ઋતુ શિશિર છે. પાંચ જ કાવ્યો એવા નીકળે છે જેમા વસંત ઋતુ છે—અને આમાના બે કાવ્યો તો વળી એવા છે જેમા હજી ભોંય પર બરફ છવાયેલો છે ૨૭ કાવ્યો એવા છે જેમા સમય રાત્રિનો છે અને ૧૭ એવા કાવ્યો છે જેમા પ્રકૃતિ તોફાને ચડેલી છે. મોટા ભાગના દૃશ્યો છે આવા: ઉજ્જડ તજી દેવાયેલું ખોરડુ, બરફછાયા વગડાની પડખેના ગામડાના ઘરમા રહેતો એકલવાયો માણસ ભૂતિયું ઘર–તેમા રહેતા મા, દીકરો અને રાતવાસો ગાળવા આવી ચડેલો વટેમાર્ગુ, બરફ વર્ષામા હચમચી ઊઠેલું ખોરડુ અને અંદર ઠૂંઠવાતા ત્રણ જણ–પતિ, પત્ની અને બાળક ન્યૂ ઇંગ્લૅન્ડમા પ્રકૃતિ સ્વયં એક મોટુ અવરોધક બળ છે એમિલી ડિકિન્સનમા એક સ્તરે આ અવરોધક પ્રકૃતિને આધ્યાત્મિક સંદર્ભમા જોવામા આવી છે ફ્રૉસ્ટ પણ આ પ્રતિકૂળ પ્રકૃતિ સામે અંત ચેતનાનો ઊંડો સ્પર્શ અનુભવી રહે છે:

Let chaos storm!
Let cloud shapes swarm!
I wait for form
(વેરાળ ખાબકે ભલે
ભલે રચે તૂફાન અભ્ર
હું સ્વરૂપ કાજ રાહ જોઈ રહીશ)

કવિ તો, આમ, નિશ્ચલ આત્મપ્રતીતિ સાથે ઊભો છે નરી અઝા સામે–સ્વરૂપને પામવા અર્થે

અવરોધક બળો સામે ઝીંક ઝીલતી, છેક છેક આવીને ઝૂઝવે જતુ એક એવી ક્ષણની રાહ જોતા જેમા વસંતનો પ્રથમ ટહુકાર ઊઠ્યો હોય અને પર્ણોની પહેલી કૂંપળ ફૂટતી હોય ફ્રૉસ્ટના કેટલાક વિલક્ષણ પાત્રો આ ક્ષણની રાહ જોતા ઊભા હોય છે. પેલા જીર્ણ ખોરડાઓનુ પણ એક આગવુ અસ્તિત્વ છે ઇંગ્લૅન્ડ કે યુરોપના કોઈ પણ ગ્રામ-પ્રદેશમા ઊભેલો એકલવાયો કિલ્લો કે મહોલાત કે ખાલી રહેણાકની પાછળ રાજકીય સામાજિક કારણ રહ્યુ હોય છે, જેને લઈ તે સ્થળ મનુષ્યના દર્પની કે ઈર્ષ્યાની કે લોભની ગવાહી રૂપ વિશેષ બની રહે છે જ્યારે અમેરિકામા તજી દેવાયેલું સ્થળ મનુષ્યના અદમ્ય ખમીરની નિશાની રૂપ છે ફ્રૉસ્ટ જ્યારે આવા ઉજ્જડ ખોરડાની વાત કરે છે ત્યારે માણસની હામ ભાંગી નાખે તેવા કુદરતના અવરોધો ઝૂઝતા અને છેક સુધી હારી ન ખાતા ખડતલ મનુષ્યોની વીરતાનુ જ સ્મરણ જાગી ઊઠે છે ફ્રૉસ્ટ પોતે માતાપિતા અને ભાઈભાંડુ સાથે પહાડ માથે ખોરડુ ખોડી કેવુ રહેલા તેનુ સ્મરણ એક કાવ્યમા કરે છે નવા પ્રદેશો જડતા આવ્યા તેમ તેમ પ્રજા વધુ રસકસવાળી જમીન ઉપર વસાહતો વિસ્તારતી આવી પહાડી રહેણાક પાછળ મૂકી કુટુંબ સમથળ ધરતી પર ખસતુ આવ્યું તેને લગતું ચિત્ર વિલક્ષણ અન પાસે પૂરુ થાય છે

The mountain pushed us off her knees,
And now her lap is full of trees

(પહાડે તેના ઢીંચણ પરથી હડસેલ્યા અમને તળે
અને હવે તેનો ખોળો વૃક્ષોથી ભરાઈ ગયો છે.)

સ્વરક્ષણ અર્થે અસહ્ય વિપરિત પરિસ્થિતિઓ સામે ઝૂઝતા મનુષ્યની દૃઢ મનોવૃત્તિઓ પ્રત્યેનો સંકેત ધારી રહેતુ માનવ રહેણાકનુ સ્થળ વળાંકણાને અહીં આવે છે

રાહ જોવી–To wait–એ ફ્રૉસ્ટે મનુષ્યને આપેલો કવિમંત્ર છે. આ વિશ્વસંરચનામાં સ્વલ્પ તો ય મનુષ્યના અસ્તિત્વનું પ્રયોજન છે. આ પ્રયોજન–purpose–સિદ્ધ કરવું તે પુરુષાર્થને લક્ષ કરતી કવિદૃષ્ટિ ફ્રૉસ્ટની છે. ક્ષણભંગુર જીવનમાં–સ્વલ્પકાળ પૂરતું અસ્તિત્વ ધરાવતા માનવજીવનમાં પુનઃ પુનઃ એવી ક્ષણો આવે છે જે નવજીવન પ્રત્યેનું પ્રયાણ બની રહે. આ વર્તમાનની એક ક્ષણનું પુનરાવર્ત થઈ રહે છે–જેવી તે હાથમાં આવી કે એક નવી જ દિશા ઊઘડી આવે છે, એક નવું જ પ્રસ્થાન આરંભાય છે. આ નવી દિશા કઈ? આ નૂતન પ્રસ્થાન કયું? ફ્રૉસ્ટની પાસે બે ચોખ્ખા ઉત્તર છે. આ નવ્ય પ્રસ્થાન શુદ્ધ કર્મ–સ્વકર્મ તરફનું છે. 'ધ ટફ્ટ ઑફ ફ્લાવર્સ'માં ફ્રૉસ્ટે કર્મદ મનુષ્યનું ગૌરવ કર્યું છે. એક મનુષ્ય તરીકે એક સર્જક તરીકે કર્મમાં ફ્રૉસ્ટને અપૂર્વ શ્રદ્ધા છે : ફ્રૉસ્ટની વિશ્વકુટુમ્બની ભાવનાના મૂળમાં તેમનો આ વિચાર છે. 'વિશ્વના કોઈ પણ છેડામાં રહેલો મનુષ્ય સ્વકર્મ દ્વારા અન્ય મનુષ્ય સાથે સંકળાયેલો છે. વ્યક્તિ સમૂહમાં હોય કે એકાકી હોય, પણ તે સ્વકર્મ દ્વારા વિશ્વમાનવસમાજ સાથે એક તારે જોડાયેલી છે—શુદ્ધ કર્મના તારે. ફ્રૉસ્ટે આપેલો બીજો ઉત્તર માત્ર અંતર્લીન વ્યક્તિ પામી શકે છે. અહીં ફ્રૉસ્ટ જે દિશા તરફ જવાની વાત કરે છે તે છે અંતર્દિશા :

We dance in a ring and suppose
But the Secret sits in the middle and knows.

(આપણે નર્તતા વર્તુળે ને રહ્યા કલ્પતા
કિંતુ રહે મધ્યમાં સ્થિત તે જાણતી ગૂઢતા.)

આ અંતઃ કર્મ અને અંતઃ જ્ઞાન પ્રત્યે લઈ જતી દિશા ઊઘડી આવે છે તે ક્ષણે જે ક્ષણે ફરી ફરી આવતી વર્તમાનની ક્ષણ હાથ આવી જાય છે. ફ્રૉસ્ટ આ ક્ષણની પુનઃ પુનઃ પ્રતીક્ષા કરવાનું કહે છે :

One of the lies would make it out th
nothir
Ever presents itself before us twice
Where would we be at last if that were so
Our very life depends on Everything's
Recurring till we answer from within.
The thousandth time may prove the charn

(જૂઠાણાંઓમાંનું એક છે આ કે આપણી સંમુ
એકની એક વસ્
કયારેય બીજી વાર આવતી નથી.
જો આમ હોત તો અંતે આપણે હોત ક્યાં?
અંતરથી જવાબન વાળીયે ત્યાં લગી ફરી ફ
આવ્યા જ કરતી
પ્રત્યેક વસ્તુ પર તો આપણું જીવન ટકી રહ્યું છે
હજારમી વારે વાત બની પણ આવે.)

ફ્રૉસ્ટની આ સમજ છે—હજારમી વારે વાત બન પણ આવે. તે એક એવી સમજ–understanding- નો આદર કરે છે કાવ્યમાં જે દ્વારા જીવનનો મર્ કૈંક ઊઘડી આવે. તેમની સમજ પ્રસ્ફુટ થઈ છે અ મંત્રમાં–To wait–પ્રતીક્ષામાં. મિલ્ટને પણ તેમન પ્રસિદ્ધ સૉનેટ–ઓન હિઝ બ્લાઇન્ડનેસ–માં આ સત –To wait–પર ભાર મૂક્યો છે :

'They also serve who only stand and wai

ફ્રૉસ્ટે જીવનને અર્થપ્રદ બનાવતું જે તત્ત્વ પ્રમાણ્ છે તેનું મૂળ છે મનુષ્યનું અંતર–answer from within. પ્રતીક્ષા કરી રહેતા જે પળે અંતરનો અવાજ સાંપડ્યો કે કામ બની જાય છે. અંતરની ઓળખ જ્યાં લગી થઈ નથી ત્યાં લગી ભય–ભીતિ છે. અંતરને સાદ સાંપડ્યો કે રાત્રિ વીંખાવા માંડે છે અને સૂ ઊગતો આવે છે. ઝંઝાભીતિ–'StormFear'–મ પણ એ જ ઝંઝાવાતભરી રાત્રિ, બરફવર્ષા અને ખોરડું–જેમાં છે પતિ, પત્ની અને બાળક. ભીંતો હલબલી રહી છે, બરફ બારીના કાચ પર છવાતો

આવ્યો છે, બારણાંનાં સાલપાંખિયાં છૂટાં થઈ રહે છે, ગરમાવો આપતો અગ્નિ કજળી જવામાં છે, શિયાળુ રાત્રિનો હાર ટૂંકાવાતા ત્રણ જીવોને ભરડામાં લઈ ઓરડે પ્રસરી રહ્યો છે, બહાર ઘરના આશ્રયથી લઈ દૂરના ખેતર લગી બરફ થર પાથરતો આવે છે તેમ નહીં પણ ઘરમાં વસતા ત્રણ જીવોના મનમાં ય ભય અને આશંકનો બરફ થર જામી રહ્યો છે ત્યાં જ અંતરનો અગ્નિ પ્રજ્વળી ઊઠે છે હૃદયમાં પ્રશ્ન ઊઠે છે અને પ્રશ્નના અજવાળામાં કશુંક ઊકલતું આવે છે:

And my heart ows I doubt
Whether 'tis in us to arise with day
And save outselves unaided?

(ને મારા હૃદયમાં જાગતો સંશય
રહ્યું શું જાગવું નિજમાં દિવસની સાથ ને
જાતે સ્વયં શું અમારી જાતને ઉગારવાની રૂડે?)

અહીં માત્ર જાગવાની વાત કરે છે—ઊગતા દિવસની સાથ પણ જાગવાનું છે નિજમાં 'tis in us to arise ફ્રૉસ્ટ અહીં પુનઃ માનવીના અંતર ભણી તર્જની-ચીંધ કરે છે. એ બીજી સ્પષ્ટતા પણ કરે છે. વ્યક્તિનો ઉગાર વ્યક્તિમાં જ છે. જાતે જ જાતને ઉગારવાની છે. Save ourselves unaided

ફ્રૉસ્ટની કવિતા આમ આત્મશક્તિના પ્રબલ આવિષ્કારની કવિતા છે. એમના પ્રથમ કાવ્યસંગ્રહના શીર્ષક—'અ બૉયઝ વિલ'—ની સાર્થકતા એમની સમગ્ર કવિતા પ્રવૃત્તિના સંદર્ભમાં એનાં ઓર જણાઈ આવશે. કવિતા કવિની આત્મશક્તિ—will—નું પ્રમાણ છે તે અહીં ફ્રૉસ્ટને કદાચ અભિપ્રેત હોય. કવિતા દ્વારા આત્મા તરફ જવાય છે તેવી ફ્રૉસ્ટને પ્રતીતિ છે તેમના ઉક્ત પહેલા સંગ્રહનું પહેલું કાવ્ય છે 'Into My Own'—સ્વાત્મ પ્રતિ કવિતા. ફ્રૉસ્ટને મન સ્વાત્મ પ્રતિ—Into My Own—જવાની ક્રિયા છે. પહેલો જ સંગ્રહ લઈ આવતો કવિ પહેલા જ કાવ્યમાં કેવી તો દૃઢ આત્મપ્રતીતિનાં દર્શન કરાવી રહે છે:

*They would not find me changed from*
*him they knew.*
only more sure of all I thought was true.

(લોકચિત્તમાં મારી છવિ એવી ને એવી અક્ષુણ્ણ રહેશે
એટલું કે હું જે જે વસ્તુ સત્ય માનતો હતો
તે વિશે તેઓ વિશેષ દૃઢ બનશે)

આજે તેમની જન્મશતાબ્દીને ટાણે તેમની કવિતાના વાચકનો આ જ પ્રતિભાવ હશે—કવિ તમારી છવિ મારા મનમાં અક્ષુણ્ણ છે અને તમે જે જે વસ્તુ સત્ય માનતા હતા તે વિશે હું વિશેષ દૃઢ બન્યો છું. □

# કવિતા જે ઘાટ લે છે

રૉબર્ટ ફ્રૉસ્ટ

(અનુ. દિગીશ મહેતા)

તારવી અને જુદું કરવું એ ફિલસૂફો માટે તો જૂની વાત થઈ ગઈ છે, પણ આપણા સમયના કલાકારોના હાથમાં એ નવા જડેલા રમકડા જેવી બની રહી છે. કાવ્યનું કોઈ પણ એક લક્ષણ લઈએ તો આપણને તે તેના એકલા છૂટા સ્વરૂપમાં કેમ ન મળી શકે? વિચારના સ્તરે તેમ મળી શકે છે, તો વ્યવહારના સ્તરે ન મળે તે તો કઠિનાઈ કહેવાય. તે માટે તો જીવ આપી દઈએ.

એક વાર કવિતામાં એક સ્વર રણક્યો પછી તે કેટલી કાચી-પાકી છે તે જાણવાની-રડ્યા ખડ્યા માનવતાવાદી સિવાય–કોઈને ય પડી નથી. એનો સ્વર એ માટીના ઢેફામાંની સોનાની રેખ છે. તો આપણે એ સ્વરને એકલો જુદો તારવી લેવો, અને અન્ય જંજાળને જુદી રાખવી... વળી, તેની એક રીતની બહેકી છટાની પણ વાત થાય છે... જો પહેલું રહસ્ય એ છે કે કવિતાના છંદ જેવા ચુસ્ત માળખામાં આવો સૂર ક્યાંથી ઝિલાઈ રહ્યો તો બીજું એ કે કવિતામાં આ બહેકી છટા ક્યાંથી આવી, અને સાથે તેને એ વિષય ક્યાંથી છે જે છેવટ સુધી સચવાઈ રહ્યો છે.

કેમ કરીને આ બન્યું તે કહેવાની ખુશનસીબી જો કોઈની ય હોય તો તે કવિતાની પોતાની જ. કવિતા જે ઘાટ લે છે. એ આરંભાય છે આનંદમાં અને પરિણમે છે પ્રજ્ઞામાં. આ ઘાટ તે પ્રેમ માટેનો પણ. કોઈ એમ કહેનાર ભાગ્યે જ હશે કે આ ઉત્કટતા સ્થગિત હોવી જોઈએ, કે તે એક જ જગ્યાએ ખૂંપી રહે. એનો આરંભ થાય છે આનંદમાં, ઊર્મિવશ એ પ્રસરતી ચાલે છે, પ્રથમ પંક્તિના મંડાણ સાથે એ ચોક્કસ દિશા પકડે છે, સદ્‌ભાગી એવી ઘટનાઓની એક ચોક્કસ પરંપરામાંથી એ પસાર થાય છે, અને જીવનને વિશદ બનાવી અંતે વિરમે છે–આ વિશદતા એ અનિવાર્ય રીતે જ કોઈ મહાન એવી વિશદતા નથી હોતી, જેની આધાર-શિલા પર પંથો કે ધર્મો રચાય; એ હોય છે સંક્ષોભ સામે ક્ષણભરનો પ્રતિકાર. એને નક્કી એવો અંત હોય છે. એનો નતીજો હોય છે જે પહેલેથી ભાખી નહોતો શકાયો અને છતાં ય મૂળની ભાવસ્થિતિના પહેલા કલ્પનથી માંડીને જ નિર્મિત હતો–અને આમ તો એ ભાવસ્થિતિ વડે જ. જો કવિતામાં શ્રેષ્ઠ અંશ પહેલો વિચારાઈ ગયો હોય, અને છેલ્લે લાવવા મંઘરી મુકાયો હોય, તો તો તે યુક્તિસંગત કવિતા ય શું, કવિતા જ ન કહેવાય. કવિતા તો વિસ્તરતી જાય તેમ તેનું નામ આપમેળે પામતી જાય છે, અને તેનું શ્રેષ્ઠ તો છેવટના ઊંડી સૂઝવાળા અને શોકભર્યા એકાદ શબ્દમાં તેની રાહ જોતું ઊભું હોય છે–સુરાપાન સમયના ગીતની સુખ-શોકની મિશ્ર-ધ્વનિ.

લેખકમાં જો આંસુ નહિ, તો વાચકમાં નહિ, લેખક માટે જો વિસ્મય નહિ, તો વાચક માટે નહિ. મારી વાત કહું તો મારે માટે આરંભનો પેલો આનંદ તે એવું કશુંક યાદ આવી ગયાનો વિસ્મય, જે હું જાણતો નહોતો કે હું જાણતો'તો. હું જાણે ઉપર વાદળમાંથી ઊતરી આવ્યો હોઉં, કે ધરતીમાંથી પાંગરી ઊઠ્યો હોઉં, એમ કોઈ એક જગ્યાએ, એક સ્થિતિમાં છું. છેલ્લા કેટલાય લાંબા સમયથી જે ખોયું છે તેને પામ્યાની ખુશીનો અનુભવ, અને પછી બાકીનું આવી મળે છે. એક પછી એક એમ પગલે પગલે કદી નહિ કલ્પેલા એવા પુરવઠાનું આશ્ચર્ય વિસ્તરતું જાય છે. મારા ઉદ્દેશ્યને ખપ લાગે તેવા સ્મૃતિસંસ્કારો લગ-

(અનુસંધાન પૃ. ૪૪)

# રૉબર્ટ ફ્રૉસ્ટ —જન્મશતાબ્દી વર્ષમાં

નિરંજન ભગત

૧૯૬૩માં અમેરિકન કવિ રૉબર્ટ ફ્રૉસ્ટનું મૃત્યુ થયું અને વિશ્વકવિ રૉબર્ટ ફ્રૉસ્ટનો જન્મ થયો. ૧૯૬૩ લગી વિશ્વકવિ રૉબર્ટ ફ્રૉસ્ટનો જન્મ ન થાય એ માટે વાચકોએ, વિવેચકોએ અને સ્વયં રૉબર્ટ ફ્રૉસ્ટે—સૌએ પોતપોતાથી બનતું બધું જ કર્યું છે. ૧૯૬૩ લગી રૉબર્ટ ફ્રૉસ્ટ એ માત્ર અમેરિકન કવિ—અલબત્ત ૨૦મી સદીના સર્વશ્રેષ્ઠ અમેરિકન કવિ, પણ માત્ર અમેરિકન કવિ છે—એવી રૉબર્ટ ફ્રૉસ્ટની કવિમૂર્તિની પ્રતિષ્ઠા હતી. એમાં સ્વયં રૉબર્ટ ફ્રૉસ્ટનું પણ—અલબત્ત સકારણ—અર્પણ હતું. પણ ૧૯૬૩માં રૉબર્ટ ફ્રૉસ્ટનું મૃત્યુ થયું તે જ ક્ષણે વિશ્વકવિ રૉબર્ટ ફ્રૉસ્ટનો જન્મ થયો છે. રૉબર્ટ ફ્રૉસ્ટની કવિતામાં માત્ર અમેરિકનત્વ જ નહીં પણ સમગ્ર મનુષ્ય જાતિના સંદર્ભમાં દર્શન છે, વૈશ્વિક દર્શન છે તે સમજવું હવે—રૉબર્ટ ફ્રૉસ્ટના મૃત્યુ પછી—વાચકો અને વિવેચકો માટે શક્ય છે. હવેનાં વરસોમાં રૉબર્ટ ફ્રૉસ્ટની કવિતાને આપણે સુધારવાની રહેશે. એટલે કે રૉબર્ટ ફ્રૉસ્ટની કવિતાની આપણી સમજને સુધારવાની રહેશે. ૧૯૭૫નું વર્ષ રૉબર્ટ ફ્રૉસ્ટની જન્મ-શતાબ્દીનું વર્ષ છે એ વિશ્વકવિ રૉબર્ટ ફ્રૉસ્ટની શોધનું વર્ષ હજો!

રૉબર્ટ ફ્રૉસ્ટે કહ્યું છે કે પોતે ક્યાંક ક્યારેક કોઈ કોઈ વિરલ વ્યક્તિ પાસેથી જીવનનું કેટલુંક રહસ્ય પામ્યા હતા. એમાંનું એક રહસ્ય એક ખડતલ ખેડૂત પાસેથી એના આ વાક્ય દ્વારા પામ્યા હતા : 'There is always something more to everything'. પ્રત્યેક વસ્તુમાં હમેશાં આપણે માનીએ છીએ એથી કશુંક વિશેષ હોય છે. રૉબર્ટ ફ્રૉસ્ટ અને એમની કવિતા વિશે આપણે માનીએ છીએ કે એ ૨૦મી સદીના સર્વશ્રેષ્ઠ અમેરિકન કવિ છે અને એમની કવિતામાં માત્ર અમેરિકનત્વ જ છે, પણ એમનામાં અને એમની કવિતામાં એથી કશુંક વિશેષ છે. અને એ 'કશુંક વિશેષ' તે આ : રૉબર્ટ ફ્રૉસ્ટ વિશ્વકવિ છે અને એમની કવિતામાં વૈશ્વિક દર્શન છે.

ફ્રૉસ્ટના પ્યુરિટન પૂર્વજો ૧૭મી સદીમાં ઇંગ્લૅંડમાંથી ખસ્યા, ન્યૂ ઇંગ્લૅંડમાં વસ્યા. ફ્રૉસ્ટના પિતા ડેમોક્રેટ હતા. એમને રિપબ્લિકન ન્યૂ ઇંગ્લૅંડ અનુકૂળ ન હતું એથી એ કૅલિફૉર્નિયામાં વસ્યા. પ્રથમ શિક્ષક અને પછી રાજનીતિજ્ઞ અને ડેમોક્રેટિક પત્રના તંત્રી થયા. ફ્રૉસ્ટનો જન્મ સાન ફ્રાન્સિસ્કોમાં. દક્ષિણના સાક્ષર સૈનિક રૉબર્ટ લીના નામ પરથી ફ્રૉસ્ટનું નામ પડ્યું રૉબર્ટ લી ફ્રૉસ્ટ. જીવનભર ફ્રૉસ્ટ વ્યક્તિવાદી સ્વાતંત્ર્યપ્રિય ડેમોક્રેટ રહ્યા. રખડુ જીવન એ કૅલિફૉર્નિયાની ફ્રૉસ્ટને અમૂલ્ય ભેટ.

પિતાના મૃત્યુ પછી બે સંતાનો સાથે ફ્રૉસ્ટનાં માતા ન્યૂ ઇંગ્લૅંડમાં વસ્યાં. સસરાની દયાનો અસ્વીકાર કર્યો અને શિક્ષિકાના સ્વતંત્ર વ્યવસાયનો સ્વીકાર કર્યો. આજીવન શિક્ષકપદ એ ફ્રૉસ્ટને માતાનો વહાલસોયો વારસો. માતાને સહાયભૂત થવા અભ્યાસની સાથે સાથે ફ્રૉસ્ટે મોચી, લુહાર, મજૂર, ખેડૂત, પત્રકાર તરીકે કાર્ય કર્યું. કવિતામાં અને ફ્રૉસ્ટના કવિ તરીકેના ભાવિ વ્યવસાયમાં કુટુંબને કેવળ અશ્રદ્ધા હતી. માતાને સંપૂર્ણ શ્રદ્ધા હતી. માતાને સહાયભૂત થવા અભ્યાસનો ત્યાગ કર્યો અને શિક્ષક તરીકે કાર્ય કર્યું. ફ્રૉસ્ટે શાળાની સહાધ્યાયિની એલિનર સાથે પ્રેમલગ્ન કર્યું. ઉચ્ચ શિક્ષણ માટે હાર્વર્ડમાં પ્રવેશ કર્યો. પણ પોતાનામાં જે કવિ હતો તેને સહાયભૂત થવા ફરી અભ્યાસનો ત્યાગ કર્યો. માતાનું મૃત્યુ થયું. પછી દાદાએ દસ વરસ માટે ખેતર આપ્યું. ખેડૂત થયા. પછીથી સાથે સાથે શિક્ષક તરીકે પણ કાર્ય કર્યું. આ સમયમાં

ફ્રૉસ્ટને છ સંતાનો. એમાંથી બેનું મૃત્યુ. અલ્પ અકિંચનતા અને અસહ્ય એકલતાનો અનુભવ. ૧૯૧૨ લગીમાં આયુષ્યનાં અડત્રીસ વર્ષોમાં ફ્રૉસ્ટનાં માત્ર ચૌદ જ કાવ્યો સામયિકોમાં અત્રતત્ર ક્વચિત પ્રગટ થયાં હતાં. એટલી જ ફ્રૉસ્ટની અમેરિકામાં કવિપ્રતિષ્ઠા. ૧૯૧૨માં પત્ની, ચાર સંતાનો, બારસો ડૉલર અને અપ્રગટ કાવ્યોની હસ્તપ્રત સાથે ફ્રૉસ્ટ ઇંગ્લૅંડ ગયા.

ફ્રૉસ્ટ અમેરિકામાં હતા ત્યારે એમને એક પણ સાહિત્યિક મિત્ર ન હતો. તેમ ઇંગ્લૅંડમાં પણ એક વરસ લગી એમને એક પણ સાહિત્યિક મિત્ર તો ન હતો એટલું જ નહીં પણ કોઈ બિનસાહિત્યિક મિત્ર પણ ન હતો. બકિંગહમશાયરમાં બેકન્સફીલ્ડમાં એક ખેતરમાં એ માત્ર ખેડૂત હતા. અવારનવાર લંડન જાય તેમાં એક મિત્ર થયો, જે પૂર્વે પોલીસમૅન હતો અને ત્યારે કટારલેખક હતો. એક સાંજે ૧૮૯૨થી ૧૯૧૨ લગીનાં બે દાયકાનાં કાવ્યો અગ્નિને અર્પણ થયાં, માત્ર ત્રીસ કાવ્યો બચી ગયાં. બીજે દિવસે એક માત્ર મિત્ર પાસે કોઈ સામાન્ય પ્રકાશકનું નામ માગ્યું. મળ્યું: ડેવિડ નટ. ગયા ડેવિડ નટની ઑફિસે. નટ સદ્ગત થયા હતા એ ખબર નહીં. એમનો પુત્ર ડેવિડ પણ મૃત્યુ પામ્યો હતો એ પણ ખબર નહીં. શ્રીમતી નટને હસ્તપ્રત સોંપી આવ્યા. ત્રણ દિવસ પછી સંદેશો આવ્યો. ગયા. ને જાણ્યું કે હસ્તપ્રતનો સ્વીકાર થયો હતો. આ જ દિવસોમાં હેરલ્ડ મનરોના પોએટ્રી બુકશૉપના ઉદ્ઘાટન પ્રસંગે અચાનક વગર આમંત્રણે ગયા હતા ત્યાં લંડનનિવાસી અમેરિકન કવિ ફ્લિન્ટનો પરિચય થયો. એમની દ્વારા ઍઝ્રા પાઉન્ડનું આમંત્રણ આવ્યું. પછી ત્રણેક માસ બાદ અચાનક કેન્સિન્ગટનમાં ચર્ચવૉકમાં પાઉન્ડના ઘરમાં પાઉન્ડનું મિલન થયું. ત્રણ મહિને મળવા આવ્યા એ માટે પાઉન્ડે ધમકાવ્યા અને ધીરેકથી પાઉન્ડ ફ્રૉસ્ટનું પેટ પામી ગયા કે ડેવિડ નટ ફ્રૉસ્ટનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કરે છે. પાઉન્ડે કહ્યું, 'ચાલો, પ્રેસ પર; એક નકલ લઈ આવીએ.' બન્ને ગયા પ્રેસ પર. કાવ્યસંગ્રહની નકલ સાથે બન્ને ઘેર પાછા ફર્યા. ત્યારે ફ્રૉસ્ટના પ્રથમ કાવ્યસંગ્રહની પ્રથમ નકલ ફ્રૉસ્ટના હાથમાં ન હતી, પાઉન્ડના હાથમાં હતી. ઘરે આવીને પાઉન્ડે તરત કાવ્યો વાંચવાનો આરંભ કર્યો. ફ્રૉસ્ટને વહેમ આવ્યો: 'આ તો પાઉન્ડને કાવ્યો ગમતાં લાગે છે.' પાઉન્ડે કહ્યું, 'ગમે છે. તમને વાંધો તો નથી ને?' ફ્રૉસ્ટે કહ્યું, 'ના, ભલે ગમે. વધુ વાંચો!' પાઉન્ડે કહ્યું, 'તો તમે ત્યાં લગી અહીંથી કોઈ બીજું પુસ્તક લઈને વાંચો!' પછી તરત કહ્યું, 'ના, એમ કરોને, તમે હમણાં જ ઘરે જાઓ તો! મારે તમારા કાવ્યસંગ્રહનો રિવ્યૂ કરવો છે.'

૧૯૧૩ના એપ્રિલની ૫મીએ લંડનમાં ડેવિડ નટ કંપની દ્વારા દોઢ શિલિંગની કિંમતે રૉબર્ટ ફ્રૉસ્ટના પ્રથમ કાવ્યસંગ્રહ 'A Boy's Will'નું પ્રકાશન. એ જ અઠવાડિયામાં 'ઍન્થેનિયમ'માં અંગ્રેજ કવિવિવેચક એડવર્ડ ટૉમસનું અવલોકન. પછી સપ્ટેમ્બરમાં 'ધ ન્યૂ વુમન'માં ઍઝ્રા પાઉન્ડનું અવલોકન અને શિકાગોમાં હૅરિયટ મનરોના 'પોએટ્રી'માં પાઉન્ડના અવલોકનનું પુનર્મુદ્રણ અને પછી એક પછી એક અનેક અવલોકનો—આ માત્ર ફ્રૉસ્ટના જીવનની જ નહીં પણ અમેરિકન કવિતા અને સંસ્કૃતિના ઇતિહાસની એક મહાન ઘટના હતી. એક જ વર્ષમાં ૧૯૧૪ના એપ્રિલની ૧૮મીએ ડેવિડ નટ કંપની દ્વારા ફ્રૉસ્ટના બીજા—અને સર્વશ્રેષ્ઠ—કાવ્યસંગ્રહ 'North of Boston' નું પ્રકાશન થયું. ઍઝ્રા પાઉન્ડ, એડવર્ડ ટૉમસ ઍમી લોવેલ આદિ કવિવિવેચકોએ એનું પણ અવલોકન કર્યું. અને રૉબર્ટ ફ્રૉસ્ટનું કવિપદ સદાયને માટે સિદ્ધ અને સ્થિર થયું. ફ્રૉસ્ટ બકિંગહમશાયરમાંથી ખસ્યા. ગ્લોસ્ટરશાયરમાં વસ્યા. ત્યાં અંગ્રેજ જ્યોર્જિયન કવિઓએ પ્રેમ અને મૈત્રી દ્વારા ફ્રૉસ્ટનો સત્કાર અને સ્વીકાર કર્યો. આમ, ઇંગ્લૅંડમાં ફ્રૉસ્ટની પ્રતિષ્ઠા ન થાય ત્યાં

તો પ્રથમ વિશ્વયુદ્ધના આરંભથી ફ્રૉસ્ટના ઈંગ્લૅન્ડનિવાસનો અંત આવ્યો ૧૯૧૫ના ફેબ્રુઆરીની ૧૫મીએ 'સેઈન્ટ પૉલ' જહાજમાં પાંચ જીવ સાથે ફ્રૉસ્ટે અમેરિકા પ્રતિ પ્રયાણ કર્યું ત્યારે એમની સાથે અપ્રસિદ્ધ કાવ્યોની હસ્તપ્રત ન હતી, બે પ્રસિદ્ધ કાવ્યસંગ્રહોની નકલો હતી.

૧૯૧૫થી ફ્રૉસ્ટ અમેરિકામાં પ્રસિદ્ધ કવિ હતા. ૧૯૧૫માં જ અમેરિકાના પ્રસિદ્ધ પ્રકાશનગૃહ 'હેન્રી હૉલ્ટ ઍન્ડ કંપની'એ ફ્રૉસ્ટના બન્ને કાવ્યસંગ્રહોનું અમેરિકન પ્રકાશન કર્યું ત્યારથી આ જ પ્રકાશનગૃહે ૧૯૬૨ સુધીમાં ફ્રૉસ્ટના અન્ય નવ—એટલે કે કુલ અગિયાર—કાવ્યસંગ્રહોનું પ્રકાશન કર્યું અનેક યુનિવર્સિટીઓમાં અધ્યાપક પદ ('an idle fellow'), અને કવિપદ (poet in residence, 'a sort of poetic radiator'), અનેક યુનિવર્સિટીઓની માનદ ઉપાધિઓ, અનેક સાહિત્યિક અને સાંસ્કૃતિક સંસ્થાઓનું સભ્યપદ, અનેક યુનિવર્સિટીઓમાં વ્યાખ્યાનો, અનેક શ્રોતાવૃન્દો—હજારોની સંખ્યાના શ્રોતાવૃન્દો—સમક્ષ કાવ્યવાચનો (barding around before town and gown audiences), દેશવિદેશમાં અનેક સાહિત્યિક સમારંભોમાં પ્રતિનિધિત્વ, ચાર વાર પુલિટ્ઝર પ્રાઈઝ, એક વાર બૉલિન્ગન પ્રાઈઝ, અનેક ચન્દ્રકો અને પુરસ્કારો, ૫૦મી, ૭૫મી, ૮૦મી અને ૮૫મી જન્મજયંતીના ઉત્સવો, ૭૫મી અને ૮૫મી જન્મજયંતી પ્રસંગે અમેરિકન સેનેટના સન્માન અને અભિનંદનના ખાસ ઠરાવો, કૅનેડીના પ્રમુખપદે અમેરિકન સેનેટનું ઉદ્ઘાટન, પૅલેસ્ટાઈન અને રશિયા ખાતેના અમેરિકન સાંસ્કૃતિક એલચી, બિનસત્તાવાર એલચી તરીકેના પ્રવાસો આદિ આદિ દ્વારા રૉબર્ટ ફ્રૉસ્ટ અમેરિકન પ્રજાના જીવનમાં અને અમેરિકન કવિતાના ઇતિહાસમાં સુપ્રતિષ્ઠિત થયા. આયુષ્યનાં પ્રથમ આડત્રીસ વર્ષોની અકલ્પ્ય અકિંચનતા અને અસહ્ય એકલતા અને પછી અરધી સદીની અસાધારણ પ્રસિદ્ધિ અને અનન્ય પ્રતિષ્ઠા આ છે ફ્રૉસ્ટના જીવનનો કટુમધુર ઇતિહાસ પેલી અકિંચનતા અને એકલતાને કારણે આ પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા એ મનુષ્ય ફ્રૉસ્ટની અનિવાર્ય અને આંતરિક જરૂરિયાત હતી કવિ ફ્રૉસ્ટમાં જે અમેરિકનત્વ હતું એના અતિરેક અને અતિચાર દ્વારા મનુષ્ય ફ્રૉસ્ટે આ જરૂરિયાત સંપૂર્ણ સફળતાપૂર્વક સંતોષી હતી. આમ, ફ્રૉસ્ટની કવિતામાં કંઈક વૈશ્વિકતાને ભોગે અમેરિકનત્વનો અભિનિવેશ થયો એમાં મનુષ્ય ફ્રૉસ્ટનો ફાળો નાનોસૂનો નથી. મનુષ્ય ફ્રૉસ્ટ હવે આપણી વચમાં નથી. એથી કવિ ફ્રૉસ્ટમાં જે વૈશ્વિકતા છે એનું દર્શન કરવું હવે સરલ અને સુશક્ય છે. રૉબર્ટ ફ્રૉસ્ટની જન્મશતાબ્દીનું વર્ષ વિશ્વકવિ રૉબર્ટ ફ્રૉસ્ટની શોધના આરંભનું વર્ષ હજો!

*

અનુસન્ધાન] કવિતા જે ઘાટ લે છે [પૃ ૪૧થી ચાલુ

ભાગ દરવખત એ જ નીવડ્યા છે જેને વિશે હું અભાન હતો કે પછી ઝીલતા સમયે મેં જેની નોંધ નહોતી લીધી; એટલે એ અનુમાન પર આવી શકાય કે લિઇ રાક્ષસોની જેમ સતત અનુભવને આપણે પણ થી આગળ ફેંકતા જઈએ છીએ કે જેથી ભવિષ્ય ચરાતું રહે, આ બધું એ દિવસની તૈયારી રૂપે જે દિવસે એને ઓળખીને કોઈક કંઈક ચોક્કસ સ્થાને જવા આપણને ઉદ્દિષ્ટ રેખા તે પર આંકવાની કદાચ ઇચ્છા થઈ આવે આ રેખા યંત્રવત્ સીધી ન હોવાથી તેનું આકર્ષણ વધારે એક સરસ મજાની હાથમાં ઝાલવાની લાકડીની સીધી વકાઈ આપણને ગમી જાય છે ..
(રૉબર્ટ ફ્રૉસ્ટના 'ધ ફિગર એ પોએમ મેક્સ'નો અનુ)

# ફ્રૉસ્ટની કાવ્યવિભાવના—લગરીક

ધીરુ પરીખ

કોઈ પણ યુગમાં કોઈ પણ મહાન કવિ પોતાની મૌલિક કાવ્યવિભાવના લઈ ને સિસૃક્ષાતોષ માણતો હોય છે. એની એ વિભાવના પોતાના લેખોમાં, વાર્તાલાપોમાં, કાવ્યોમાં, પત્રોમાં, આત્મકથામાં પોતે પ્રકટ કરતો હોય છે. કવિ રૉબર્ટ ફ્રૉસ્ટની કાવ્યવિભાવના પણ આ રીતે એમનાં સ્ફુટક લખાણોમાં, પત્રોમાં અને ક્યારેક કાવ્યોમાં પ્રકટ થએલી છે. બહુધા તો એ વિભાવનાનો વ્યવહારુ વિનિયોગ એમની કાવ્ય-પ્રવૃત્તિમાં જ દૃષ્ટિગોચર થાય છે. એમની કાવ્યવિભાવના અને કાવ્યવ્યવહારમાં અસામંજસ્ય નથી. બલકે એમાં વિભાવના અને વિનિયોગનું અદ્‌ભુત અદ્વૈત છે.

ફ્રૉસ્ટની કાવ્ય-કારકિર્દીના ઉગમકાળમાં પરંપરાની સામે પ્રતિકારરૂપ નવીનતાએ દેખા દીધો હતો. પરંતુ એ નૂતન પ્રવાહથી પર રહી ફ્રૉસ્ટે પરંપરાપરસ્તીમાં ય નાવીન્ય પ્રકટાવ્યું. એમની કવિતા એમનો અવાજ બની રહી. પરંપરામાં પણ જબરો પ્રયોગ કરી બતાવ્યો—ભાષામાં, વિષયમાં, નિરૂપણમાં, અભિવ્યક્તિમાં. આમ છતાં ય એમણે કદી પ્રયોગવીર હોવાનો ઝંડો ફરકાવ્યો નથી. 'Precaution' નામના મુક્તકમાં તો એઓ કહે છે :

'I never dared be radical when young
For fear it would make me conservative when old.'

(યુવાનીમાં ઉદ્દામવાદી થવાની હિમ્મત કદી ન મેં દાખવી
એ ભયથકી કે વૃદ્ધ બનતા રૂઢિચુસ્તતા સાંખવી.)

અને તો ય એ કેટલા ઉદ્દામવાદી હતા! કાવ્યભાષામાં એક નવું પરિમાણ ઉમેર્યું, નવો પ્રયોગ કર્યો. આમ, એમની પ્રથમ વિભાવના છે કાવ્યના બહિરંગ પરત્વે. બોલચાલની ભાષાના લયલહેકાને એમણે કાવ્યકોટિએ પહોંચાડ્યા છે. એમની કાવ્યભાની સાદી અને સરળ છે. એમની વિભાવનામાં પણ એ જ બાની અભિપ્રેત છે. એ ભાષાની પાછળ સચ્ચાઈનો સૂર અને એક પ્રકારની ઉદાત્તતા છે. લોકભાષાના સંગીતને એમણે પરંપરાગત છંદોવિધાનમાં આબાદ રીતે ઝીલી બતાવ્યું છે. પાંડિત્યપૂર્ણ ભાષા કે નરી વાગ્મિતાથી કાવ્ય સિદ્ધ થઈ શકે એવી માન્યતાની સામે સાદી–સરળ ભાષા અને વાક્છટાઓના ઉત્તમ નમૂનારૂપ કાવ્યો સિદ્ધ કરી બતાવ્યાં છે. 'ફાયર ઍન્ડ આઈસ' કે 'સ્ટૉપિંગ બાઈ વુડ્‌ઝ ઑન અ સ્નોયી ઇવનિંગ' જેવાં અનેક કાવ્યો સાદી–સરળ ભાષા પ્રત્યેના એમના દૃઢાગ્રહી વલણની પ્રતીતિ કરાવી આપે છે.

એમની કાવ્યભાષાનું ઉદાત્ત તત્ત્વ એટલે નરી સરળતા પાછળની વ્યંજના. ઉપરછલ્લી સાદાઈમાં ઘણી ગૂઢતા, ઘણી ગહનતા ગોપિત હોય છે. ભાષાકીય સાદા સ્તરને ભેદીને આગળ જનારને વિશ્વકવિ ફ્રૉસ્ટની ભવ્યતાના દર્શન થયા વગર રહેતા નથી.

કાવ્યના બહિરંગની સંરચનામાં એમણે છંદ અને પ્રાસ પર ખૂબ ભાર મૂક્યો છે. Verse Libre–છંદમુક્ત પદ્ય–નો પ્રયોગ જ્યારે પ્રચારમાં આવી રહ્યો હતો ત્યારે ફ્રૉસ્ટે છંદના બંધન પર, પ્રાસની અનિવાર્યતા પર ખૂબ ભાર મૂક્યો છંદોલય કાવ્યસિદ્ધિમાં બાધક નહિ પણ કેવો ઉપકારક છે તે તેમની અનેક રચનાઓમાં જોઈ શકાય છે. છંદ અને લય કેવળ આકાર સૌંદર્ય જ નહિ, પરંતુ અર્થસૌંદર્ય સર્જવામાં ય સહાયભૂત છે એ એમણે પ્રયોગો દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. એમનાં એકોક્તિ કાવ્યોમાં પણ ભાવાવેગ અનુસાર છંદોનાં સંકોચન અને વિસ્તાર એમના છંદ-

તો પ્રથમ વિશ્વયુદ્ધના આરંભથી ફ્રૉસ્ટના ઇંગ્લૅંડનિવાસનો અંત આવ્યો ૧૯૧૫ના ફેબ્રુઆરીની ૧૫મીએ 'સેઇન્ટ પૉલ' જહાજમાં પાંચ જીવ સાથે ફ્રૉસ્ટે અમેરિકા પ્રતિ પ્રયાણ કર્યું ત્યારે એમની સાથે અપ્રસિદ્ધ કાવ્યોની હસ્તપ્રત ન હતી, બે પ્રસિદ્ધ કાવ્યસંગ્રહોની નકલો હતી

૧૯૧૫થી ફ્રૉસ્ટ અમેરિકામાં પ્રસિદ્ધ કવિ હતા ૧૯૧૫માં જ અમેરિકાના પ્રસિદ્ધ પ્રકાશનગૃહ 'હેન્રી હૉલ્ટ ઍન્ડ કંપની'એ ફ્રૉસ્ટના બન્ને કાવ્યસંગ્રહોનું અમેરિકન પ્રકાશન કર્યું ત્યારથી આ જ પ્રકાશનગૃહે ૧૯૬૨ લગીમાં ફ્રૉસ્ટના અન્ય નવ–એટલે કે કુલ અગિયાર–કાવ્યસંગ્રહોનું પ્રકાશન કર્યું અનેક યુનિવર્સિટીઓમાં અધ્યાપક પદ ('an idle fellow'), અને કવિપદ (poet in residence, 'a sort of poetic radiator'), અનેક યુનિવર્સિટીઓની માનદ ઉપાધિઓ, અનેક સાહિત્યિક અને સાંસ્કૃતિક સંસ્થાઓનું સભ્યપદ, અનેક યુનિવર્સિટીઓમાં વ્યાખ્યાનો, અનેક શ્રોતાવૃન્દો–હજારોની સંખ્યાના શ્રોતાવૃન્દો–સમક્ષ કાવ્યવાચનો (barding around before town and gown audiences), દેશવિદેશમાં અનેક સાહિત્યિક સમારંભોમાં પ્રતિનિધિત્વ, ચાર વાર પુલિટ્ઝર પ્રાઇઝ, એક વાર બૉલિન્ગન પ્રાઇઝ, અનેક ચન્દ્રકો અને પુરસ્કારો, ૫૦મી, ૭૫મી, ૮૦મી અને ૮૫મી જન્મજયંતીના ઉત્સવો, ૭૫મી અને ૮૫મી જન્મજયંતી પ્રસંગે અમેરિકન સેનેટના સન્માન અને અભિનંદનના ખાસ ઠરાવો, કેનેડીના પ્રમુખપદે અમેરિકન સેનેટનું ઉદ્ઘાટન, પેલેસ્ટાઇન અને રશિયા ખાતેના અમેરિકન સાંસ્કૃતિક એલચી, ભિન્નસત્તાવાર એલચી તરીકેના પ્રવાસો આદિ આદિ દ્વારા રૉબર્ટ ફ્રૉસ્ટ અમેરિકન પ્રજાના જીવનમાં અને અમેરિકન કવિતાના ઇતિહાસમાં સુપ્રતિષ્ઠિત થયા આયુષ્યના પ્રથમ આડત્રીસ વર્ષોની અકલ્પ્ય અકિંચનતા અને અસહ્ય એકલતા અને પછી અરધી સદીની અસાધારણ પ્રસિદ્ધિ અને અનન્ય પ્રતિષ્ઠા આ છે ફ્રૉસ્ટના જીવનનો કટુમધુર ઇતિહાસ પેલી અકિંચનતા અને એકલતાને કારણે આ પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા એ મનુષ્ય ફ્રૉસ્ટની અનિવાર્ય અને આંતરિક જરૂરિયાત હતી કવિ ફ્રૉસ્ટમાં જે અમેરિકનત્વ હતું એના અતિરેક અને અતિચાર દ્વારા મનુષ્ય ફ્રૉસ્ટે આ જરૂરિયાત સંપૂર્ણ સફળતાપૂર્વક સંતોષી હતી આમ, ફ્રૉસ્ટની કવિતામાં કંઈક વૈશ્વિકતાને ભોગે અમેરિકનત્વનો અભિનિવેશ થયો એમાં મનુષ્ય ફ્રૉસ્ટનો ફાળો નાનોસૂનો નથી મનુષ્ય ફ્રૉસ્ટ હવે આપણી વચમાં નથી એથી કવિ ફ્રૉસ્ટમાં જે વૈશ્વિકતા છે એનું દર્શન કરવું હવે સરલ અને સુશક્ય છે રૉબર્ટ ફ્રૉસ્ટની જન્મશતાબ્દીનું વર્ષ વિશ્વકવિ રૉબર્ટ ફ્રૉસ્ટની શોધના આરંભનું વર્ષ હજો '

*

અનુસંધાન] કવિતા જે ઘાટ લે છે [પૃ ૪૧થી ચાલુ

ભ્રમ દરવખત એ જ નીવડ્યા છે જેને વિશે હું અભાન હતો કે પછી ઝોલના સમયે મેં જેની નોંધ નહોતી લીધી, એટલે એ અનુમાન પર આવી શકાય કે અલિપ્ત રાક્ષસોની જેમ સતત અનુભવને આપણે

પણ થી આગળ ફેંકતા જઈએ છીએ કે જેથી ભવિષ્ય પથરાતું રહે: આ બધું એ દિવસની તૈયારી રૂપે જે દિવસે એને ઓળંગીને કોઈક કાંઈક ચોક્કસ સ્થાને જવા આપણને ઉદ્દિષ્ટ રેખા તે પર આંકવાની કદાચ ઇચ્છા થઈ આવે આ રેખા યંત્રવત્ સીધી ન હોવાથી તેનું આકર્ષણ વધારે એક સરસ મજાની હાથમાં ઝાલવાની લાકડીની સીધી વક્રાઈ આપણને ગમી જાય છે

(રૉબર્ટ ફ્રૉસ્ટના 'ધ ફિગર એ પોએમ મેક્સ'નો અંશ)

# ફ્રૉસ્ટની કાવ્યવિભાવના—લગરીક

ધીરુ પરીખ

કોઈ પણ યુગમાં કોઈ પણ મહાન કવિ પોતાની મૌલિક કાવ્યવિભાવના લઈને સિસૃક્ષાતોષ માણતો હોય છે. એની એ વિભાવના પોતાના લેખોમાં, વાર્તાલાપોમાં, કાવ્યોમાં, પત્રોમાં, આત્મકથામાં પોતે પ્રકટ કરતો હોય છે. કવિ રૉબર્ટ ફ્રૉસ્ટની કાવ્યવિભાવના પણ આ રીતે એમનાં છૂટક લખાણોમાં, પત્રોમાં અને ક્યારેક કાવ્યોમાં પ્રકટ થએલી છે. બહુધા તો એ વિભાવનાનો વ્યવહારુ વિનિયોગ એમની કાવ્ય-પ્રવૃત્તિમાં જ દૃષ્ટિગોચર થાય છે. એમની કાવ્યવિભાવના અને કાવ્યવ્યવહારમાં અસામંજસ્ય નથી. બલકે એમાં વિભાવના અને વિનિયોગનું અદ્ભુત અદ્વૈત છે.

ફ્રૉસ્ટની કાવ્ય-કારકિર્દીના ઉગમકાળમાં પરંપરાની સામે પ્રતિકારરૂપ નવીનતાએ દેખા દીધો હતો. પરંતુ એ નૂતન પ્રવાહથી પર રહી ફ્રૉસ્ટે પરંપરાપરસ્તીમાં ય નાવીન્ય પ્રકટાવ્યું. એમની કવિતા એમનો અવાજ બની રહી. પરંપરામાં પણ જબરો પ્રયોગ કરી બતાવ્યો—ભાષામાં, વિષયમાં, નિરૂપણમાં, અભિવ્યક્તિમાં. આમ છતાં ય એમણે કદી પ્રયોગવીર હોવાનો ઝંડો ફરકાવ્યો નથી. 'Precaution' નામના મુક્તકમાં તો એઓ કહે છે:

'I never dared be radical when young
For fear it would make me conservative when old.'

(યુવાનીમાં ઉદ્દામવાદી થવાની હિમ્મત કદી ન મેં દાખવી
એ ભયથકી કે વૃદ્ધ બનતા રૂઢિચુસ્તતા સાંખવી.)

અને તો ય એ કેટલા ઉદ્દામવાદી હતા! કાવ્યભાષામાં એક નવું પરિમાણ ઉમેર્યું, નવો પ્રયોગ કર્યો. આમ, એમની પ્રથમ વિભાવના છે કાવ્યના બહિરંગ પરત્વે. બોલચાલની ભાષાના લયલહેકાને એમણે કાવ્યકોટિએ પહોંચાડ્યા છે. એમની કાવ્યબાની સાદી અને સરળ છે. એમની વિભાવનામાં પણ એ જ બાની અભિપ્રેત છે. એ ભાષાની પાછળ સચ્ચાઈનો સૂર અને એક પ્રકારની ઉદાત્તતા છે. લોકભાષાના સંગીતને એમણે પરંપરાગત છંદોવિધાનમાં આબાદ રીતે ઝીલી બતાવ્યું છે. પાંડિત્યપૂર્ણ ભાષા કે નરી વાગ્મિતાથી કાવ્ય સિદ્ધ થઈ શકે એવી માન્યતાની સામે સાદી–સરળ ભાષા અને વાક્છટાઓના ઉત્તમ નમૂનારૂપ કાવ્યો સિદ્ધ કરી બતાવ્યાં છે. 'ફાયર ઍન્ડ આઈસ' કે 'સ્ટૉપિંગ બાઈ વુડ્ઝ ઑન અ સ્નોયી ઇવનિંગ' જેવાં અનેક કાવ્યો સાદી–સરળ ભાષા પ્રત્યેના એમના દઢાગ્રહી વલણની પ્રતીતિ કરાવી આપે છે.

એમની કાવ્યભાષાનું ઉદાત્ત તત્ત્વ એટલે નરી સરળતા પાછળની વ્યંજના. ઉપરછલ્લી સાદાઈમાં ઘણી ગૂઢતા, ઘણી ગહનતા ગોપિત હોય છે. ભાષાકીય સાદા સ્તરને ભેદીને આગળ જનારને વિશ્વકવિ ફ્રૉસ્ટની ભવ્યતાના દર્શન થયા વગર રહેતા નથી.

કાવ્યના બહિરંગની સંરચનામાં એમણે છંદ અને પ્રાસ પર ખૂબ ભાર મૂક્યો છે. Verse Libre–છંદમુક્ત પદ્ય–નો પ્રયોગ જ્યારે પ્રચારમાં આવી રહ્યો હતો ત્યારે ફ્રૉસ્ટે છંદના બંધન પર, પ્રાસની અનિવાર્યતા પર ખૂબ ભાર મૂક્યો છંદોલય કાવ્યસિદ્ધિમાં બાધક નહિ પણ કેવો ઉપકારક છે તે તેમની અનેક રચનાઓમાં જોઈ શકાય છે. છંદ અને લય કેવળ આકાર સૌંદર્ય જ નહિ, પરંતુ અર્થસૌંદર્ય સર્જવામાં ય સહાયભૂત છે એ એમણે પ્રયોગો દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. એમનાં એકોક્તિ કાવ્યોમાં પણ ભાવાવેગ અનુસાર છંદોનાં સંકોચન અને વિસ્તાર એમના છંદ-

પ્રયોગ વિશેની સૂઝ અને સભાનતા સૂચવે છે. છંદો-લયને, આમ, વિવિધ સ્તરે સમ્યક્તયા ઉપયોગમાં લઈ કાવ્યચમત્કૃતિ સર્જી શકાય છે એનાં ફ્રૉસ્ટે વ્યવહારુ ઉદાહરણો પૂરાં પાડી પોતાની એ વિભાવનાને ચરિતાર્થ કરી બતાવી છે.

કાવ્યના બહિરંગ પરત્વે ફ્રૉસ્ટના આ વિચારો જાણ્યા પછી તેના અંતરંગ પ્રત્યેની એમની વિભાવના જાણવી એથી પણ વધુ જરૂરી છે. શબ્દસંગીત અને છંદોલયથી આગળ વધી એ વધુ ભાર તો મૂકે છે વિષયવસ્તુ પર. 'ધ ફિગર અ પોએમ મેક્સ'માં એઓ લખે છે: 'We need the help of-context–meaning–subject matter. That is the greatest help towards variety.' (આપણને સંદર્ભ–અર્થ–વિષયવસ્તુની સહાયની જરૂર પડે છે. વૈવિધ્યપ્રાપ્તિ માટે એ મોટામાં મોટી સહાય છે.) ફ્રૉસ્ટની કાવ્યસૃષ્ટિ પર નજર નાખતાં જણાશે કે એમણે પસંદ કરેલા કાવ્યવિષયોનો વ્યાપ ઘણો વિશાળ છે. સામાન્યને વીંધી અસામાન્યને છતું કરવું એ કવિકર્મ અને કવિધર્મ છે. આથી જ સામાન્ય વિષય પરનાં એમનાં કાવ્યો–'ધ સૅન્ડ ડ્યુન્સ', 'હાઇલા બ્રૂક', 'અ પૅચ ઑવ ઑલ્ડ સ્નો' વગેરે અસામાન્ય સ્તરનાં બની રહ્યાં છે. એમનો કાવ્યપ્રયોગ સૂચવે છે કે પ્રતિભાશાળી કવિને વિષયની ખોજ કરવી પડતી નથી, વિષયમાં ખોજ કરવી પડે છે.

વળી, કાવ્યના નિર્વહણ માટે એ જણાવે છે કે પ્રેરણાની એક પળે કાવ્ય આરંભાઈ જાય છે; પછી તો એ આપોઆપ ઘાટ લેતું થઈ જાય છે. કાવ્યારંભે કંઈક ભવ્યોદાત્ત સૂઝી આવે અને એને કાવ્યાંત માટે સંઘરી રાખવામાં આવે તો તો એ કૃતક રચના બની જાય. અતિ સહજ રીતે અંત તરફ પહોંચી જવામાં જ કાવ્યસર્જનની સફળતા છે. આથી જ એમને મતે કાવ્ય આરંભાય છે આનંદથી અને એનું પર્યવસાન છે પ્રજ્ઞામાં–It (a poem) begins in delight and ends in wisdom.

આવું સત્ત્વશાળી કાવ્ય બની આવે ત્યારે એ કેવું શક્તિશાળી હોય છે! જીવનનાં રહસ્યોને ખુલ્લાં કરતાં આવાં ઉત્તમ કાવ્યો આ સંસારના સંઘર્ષની સામે થોડો સમય પણ ટકી રહેવાની અદ્ભુત શક્તિ આપે છે. એ કાવ્યપ્રવૃત્તિનું પ્રયોજન બની રહે છે આથી જ એમને કહેવું પડ્યું છે કે 'it (a poem) ends in a momentary stay against confusion. અને આવું કાવ્ય ક્યારે નીપજી આવે? જ્યારે સ્વાનુભવમાંથી એ પાંગર્યું હોય ત્યારે.

આવી નૈસર્ગિક કાવ્યપ્રવૃત્તિ પાછળ પણ એક કસબી સતત અને સભાનપણે પ્રવૃત્ત હોય છે એ પણ ફ્રૉસ્ટે પોતાનાં કાવ્યોની બહિરંગી પરિપૂર્ણતા દ્વારા પ્રતીત કરાવી આપ્યું છે. આમ, કવિમાં સ્વાનુભવ પ્રેરિત ભાવાવેશની સચ્ચાઈ સાથે તેના શિલ્પ પ્રત્યેની વફાદારી પૂર્વકની સભાનતા પણ એટલી જ અનિવાર્ય બની રહે છે

કવિ ફ્રૉસ્ટને મન કાવ્યપ્રવૃત્તિ એક ગંભીર અને પવિત્ર પ્રવૃત્તિ છે, એક જવાબદારીભરી અને જોખમી પ્રવૃત્તિ છે. એમનાં સકલ કાવ્યો જ એમની કાવ્યવિભાવનાની વાચા બની આપણી સામે કશું જ બોલ્યા વગર ઘણું બધું પ્રકટાવી ગયાં છે. □

## કનુભાઈ જાની

# એક પુષ્પ-ગુચ્છ

એકદા ઝાકળટાણે પ્રાગડ ફૂટયા મૉર વઢાયું ઘાસ!
હશે એ કોણ? ખોજતો ફરું ફેરવું ઘાસ.

દાતરડાને પાણી પાતું ઝાકળ પણ ઊડેલ
મજાની સમથળતા આ નિહાળવા હું પહોંચું તેની પ્હેલ.

ઝાડના ઝુંડતણા ટાપુ પછવાડે એનાં ઢૂંઢું નિશાન
વાયુની લ્હેરખડી પર સરાણ એની સુણવા માંડું કાન;
પરંતુ એ તો એને પંથ, વાઢીને સઘળું યે તે, ગયો,
અને હું હતો અહીં એ તેમ હશે ને સાવ એકલો થયો!

"અરે હ્યાં સહુ ય એવા"–એમ મેં વળી મારા મનને કહ્યું
"સંગમાં સહુયે કીધું કાજ કે પછી એકલ એકલ થયું."

કહ્યું–ના–કહ્યું ત્યહીં તો એક વેગથી મુજ પાસેથી સર્યું
પતંગું નીરવતાની પાંખ પરે કો વ્યાકુળતાથી ભર્યું.

ખોજતું રાતતણે અંધાર જેહની યાદ થઈ'તી ડૂલ
ગયેલી કાલતણા આનંદતણું જે ધામ હતું તે ફૂલ.

અને મેં જોયું બરાબર, ચક્કર ચક્કર ફરતું એ ત્યાં ફરે
જ્યાં પડ્યું મૂરઝાઈને કોક ફૂલ કો ધરણીની ઉપરે.

અને તે ત્યાંથી ઊપડી ક્યાંય વહી ગયું નજર તણી યે પાર,
અને તે નજીક પાછું મારી આવ્યું પાંખે કંપ અપાર.

પ્રશ્ન કંઈ ઊઠે અંતરમાંહ્ય જે તણા ઉત્તર ન મળે ક્યાંય,
અને ઊછળતું બધું ય ઘાસ લંઠ સૂકેલું સાવ જ થાય,

પરંતુ તે પહેલાં તો ફર્યું પાછું એ નજરો તાણી જ્યાંહ,
ઝરણને કાંઠે ઊભો ગુચ્છ પુષ્પનો એક હતો જે ત્યાંહ.

પ્રફુલ્લતાની ચાડી ખાતી ઊછળતી એ જીભ છોડી દાતરડું ચાલ્યું,
ખરુ–આળાં ઝરણાંને તીરે એ છાંડી દાતરડું મ્હાલ્યું.

નીકળું હું ય છોડી મુજ સ્થાન જાણવા એ ફૂલોનાં નામ,
જાણ્યું એ–પતંગિયાનું ખડ–તેનાં રે ફૂલ; ફર્યો પાછો હું મારે ધામ.

ઝૂકળટાણે વાટનારનાં હૈયાં કેરું હેજ,
ફાલવા દીધાં ફૂલો તે કૈં આપણુ કારણુ નહીં સહેજ,
નહીં રે પોતા પ્રત્યે જરા ખેંચવા ધ્યાન આપણું કોઈ,
પરંતુ પ્રભાત કેરી પ્રફુલ્લતા આ કેવળ કાઢે જોઈ.
પતંગિયુ ને મેં બન્ને યે પ્રગટયો અહીં નિહાળ્યે.
સંદેશો આ પરોઢમાંથી ફેલાતો ઘાં ભાળ્યો.
અહીં દૈવાપાખે કલરવ કરતાં સુણું જાગતા પંખી,
અને સાસણું લબાયેલું આ દાતરડુ ધરતી સાથ કરે ગોઠડી મંકી,
અનુભવ આ પ્રાણુ અહીં તો જાણે મારા જેવે.!
પછી કામ એકત્ર કરવાનો ભાવ હવે ઘા કેવો!
પણુ હૂ રાજી મને મળ્યો એ, સ્હાય મળી જાણુ અવિરામ;
અને થાકતા, ભરબપોરે, શીળે છાંયડે, કરીએ સાથ વિરામ
સ્વપ્ન સેવુ કે મીઠી ગોઠડી ભાઈબંધની સાથ હવે તો થાતી,
જેને વિચારમાં ય મળ્યાની આશા કયા સહેવાતી?
"સાથ સૌ રહીને કરતા કામ" હૈયુ ખોલીને એને કહ્યુ,
"સંગમાં સહુ યે કીધુ કાજ કે પછી એકલ એકલ વધુ."
('ધ ટફ્ટ ઑફ ફ્લાવર્સ'નો અનુવાદ)

દિનેશ કોઠારી

---

## નાનકડું પંખી

મને એમ થાય:
જો આ પંખી ઊડી જાય!
આખો યે દિવસ મારા ઘર સામે ગીત નવ ગાય.
લાગ્યુ જ્યારે એમ હવે વધુ ન રહેવાય,
બારણુધી તાળી પાડી: પંખી ઊડી જાય!
મારો ય તે હશે કૈંક દોષ,
ટહુકાર માટે ખોટો પંખી સામે રોષ.
ગુંગળાવી દેવુ ગમે કોઇ એક ગીત
ખરેખર એ જ ખોટી રીત.
('એ મ િનર બર્ડ'નો અનુવાદ)

## પિનાકિન્ ઠાકોર

### દક્ષિણાનિલને

દક્ષિણના સૂસવતા વાયરા તું આવ
વાદળ લઈ આવ, એઈ વર્ષાને લાવ.
ટહુકા ગજાવ તું માળા વસાવ.
મુરઝાયાં હિમઠાર્યાં ફૂલને તું દઇ જાને શમણાં,
થીજ્યા બરફ-તટ પેટવી જા તું વરાળનાં ઝરણાં.
ઉઘાડી જાને બદામી વર્ણું આવરણ શ્વેત સરી જાતે,
જે કાંઇ થાઓ તે થાવ આજની બસ આજની આ રાતે.
બારી તરબોળ મારી આવી એને યે તું દેને વહાવી,
ઓગાળી નાખ બરફ એને ઓગાળીને દેને હઠાવી.
ઓગાળી નાખ કાચ ભલે રહી જાતું લાકડાનું ખોખું
શૂળીએ વીંધાયેલા એ જ એ જ યોગી ઈસુ રોખું;
છાપરીમાં નાની મારી તોડી ધસમસતો તું આવ.
ભીંતે ઝૂલન્ત ચિત્ર ઝંઝાની ઝાપટે તું થરથર ધ્રુજાવ.
હેબે ચઢાવ બધાં ગ્રંથપાનિયાં ને ખડખડતાં
કાવ્યોને વેરી દે ભમ્મર વંટોળિયે ભોંયે રખડતાં
ને કવિને હકી કાઢ ઘરની બહાર.

('ટુ ધ થૉઈંગ વિન્ડ'નો અનુવાદ)

### વસંતપ્રાર્થના

હજો ખીલ્યાં પુષ્પો થકી પ્રગટ આનંદ અમને
અનિશ્ચિત્ આઘેનું તલસવું ય ના ભાવિ ફલને
અમે રૂહેયે માણી નરદમ પરાગે પમરતું
વસંતી રૂહેતું આ વરસ. વસી રૂહેયે મધુ ઋતુ
હિમચ્છાયાં વાડી-વન-ઉપવને નંદ મલકે
દિને ને ઓછાયા સમ રજનીનો હાસ છલકે
સુખો જે ચોમેરે અગણ મધમાખો તરુવરે
ભરી દે વિસ્તારે મધુરતમ ગુંજો અમ ઉરે
અને પક્ષી પેલું શર શું નભથી સોંસરું અહીં
અચિંત્યું ટહૌકંતુ સુણવું મધમાખી સૂસવતાં
ખરંતો તારો ત્યાં સૂચિ શું નિજ ચંચુ ખૂંપવતાં
હવામાં થંભી જ્યાં, મધુઋતુય સંગે સ્થિર રહી.
અહો આ સૌ તે તો પ્રણય પ્રભુનો કેવલ પ્રણય
રહો નિત્યે વ્હેતો વિભુચરણ, તે પાવન કરો.
બધા આધા અંતો અમ સકલ કર્મે જ ઊતરો
અમારા યત્નોમાં પરમ બલ દો પુણ્ય પ્રણય.

('એ પ્રેયર ઈન સ્પ્રિંગ'નો અનુવાદ)

તારા જેવાં પ્રબલ ગતિનાં જો મળે બે જણાં તો
ખેંચી દૂરે પરસપરથી કોઇ પાડી શકે ના
છૂટાં, બન્ને સહમત બનો એટલા એક વાર
સાધી રહી સકલ રીત થકી સહિત્વ
કે જિન્દગી ફકત જિન્દગી છે હમેશાં.

('ધ માસ્ટર સ્પીડ'નો અનુવાદ)

## અવાવરા કબ્રસ્તાનમાં

ધારે જનો જીવિત તે હજુ પાય ટેકરે
જે ત્યાં બધા કબરલેખ જ વાંચવાને;
ખેંચી રહે જીવિતને નિજ પાસ કબ્રો,
ના કિન્તુ એક વધુ ખેંચી રહે મૃતાત્મને.
પથ્થરો બધાં કબરનાં જ કહે ફરી ફરી:
"જે આવતાં જીવિત માનવ આજ વાંચવા
કબ્રો પરે કર્યું લખાણ અને ફરી જવા
રહેવા જ કાલ મૃતરૂપ જરૂર આવશે."
ગાતા નકી મરણનું ગીત પથ્થરો તે
ને તો ય તે અવશ્ય શે નીત નોંધવાનું
કે જે નથી મૃત થએલ હમેશ આવશે.
પાછો હઠે મનુજ જ્યાં થકી તે ય શું છે?
શાણા બની પથરને કહી દેતું સ્હેજું:
ધિક્કારતા મનુજ મૃત્યુ અને હવેથી
હંમેશ કાજ કર્યું બંધ મરી જવાનું.
ધારું છ કે પથર તે જૂઠને જ માનશે.

('ઈન અ ડિસયુઝ્ડ ગ્રેવયાર્ડ'નો અનુવાદ)

## ચિંતુ મોદી

### પ્રાર્થના

પ્રાર્થના
હું પ્રાર્થના કરવા જાઉં છું
–મને એમ લાગે છે કે હું જાઉં છું
હું પ્રાર્થના કરવા જાઉં છું
શોકના ગભીર છાયાપથ પર ચાલું છું
અને ઊતરું છું નિસરણી
પ્રત્યેક પગથિયે
હું સ્થાનચ્યુત થાઉં છું.
હું મૂકું છું માથે
પાદરી જેવી કાનટોપી
કમરે વીંટું છું રજ્જુપાશ
ઉતાવળે બૂઝવી નાખેલી
મીણબત્તીનો છેડો મારા હાથમાં છે
હું પ્રાર્થના કરવા જાઉં છું.

(તા. ૭ જુલાઈ ૧૯૨૧ના રોજ
લૂઈ અન્ટરમેયરને લખેલ પત્રમાંથી)

**ℭ જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાએલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય.**

## ધીરુ પરીખ

### દૃષ્ટાંત

આ રહ્યો દાખલો
એક પતંગિયા, તોયે;
કે સખત અને બરછટ શિલા પરે
ઝુક ખાઈ શકે પોરો;
તદ્દન અટૂલ અને મિત્રવિણ
અહીંયા પ' રે જે મીઠપભીનું.

હવે કઠણ ભલેને મારી શય્યા બનો,
હું તો. ચિંતા ન ધરીશ;
નાનકડા પતંગાની જેમ
હું તો સાનંદ કરીશ,
જેના સુખી હૈયે એવી તાકાત જ ભરી
પથ્થરને ફૂલ ફૂલ રહી કરી.

('ધી એક્ઝામ્પલ'નો અનુવાદ)

**વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ.**



## હેમન્ત દેસાઈ

### વૃક્ષોનો સાદ

વિસ્મય મુજને વૃક્ષો વિશે
કશા આપણે સહેવા તત્પર
અન્ય અવાજોથી ય અધિકતર
સદા એમના સાદ
આવ નિકટ અમ નિવાસસ્થાનથી?
સહી લેતા શા દિવસે એમને
જ્યાં લગ ખોતા સર્વ આપણી ગતિ દોટની
ને નિશ્ચિતિ યે આનંદોની,
અને લાભતા સ્થિતિ ધ્યાનની.
જવા વિશે જે કહ્યા કરે પણ
કદી છોડે ના એવા એ તો;
વળી એવા જે ઓછું વદે ના કશુંક જાણવા
જ્યમ પામે વય શાણાં-પીઢાં,
અવ જાણ્યા કે રહેવા માગે
ભોંય ઉપર મુજ પાય ચોટતા
અને ખભા પર મસ્તક ડોલે
બારી અગર મુજ દ્વાર થકી હું
જોઉં કદી જ્યાં વૃક્ષ ડોલતાં.
નીકળી પડીશ હું ક્યાંક જવાને,
સાહસ કોક પલાણી બેસીશ
કોઈ દિવસ જ્યારે એ બોલતા
ઝૂમે-ડોલતા વળી એવા કે
ભડકી જશે વાદળ ધોળાં જે છતાં
માટે કશું ના હશે કહેવું,
પણ હું. ચાલ્યો ગયો હઈશ હું.

('ધ સાઉન્ડ ઑફ ટ્રીઝ'નો અનુવાદ)

II. જે કવિને તાન છે પણ સમ કળાય નથી, જેમા કેવળ ઉદ્યમ છે, અભ્યાસ નથી, તેનુ કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમા સ્થાયી રહી શકે નહીં.



## યોસેફ મૅકવાન

### આંખોમાં ધૂળ

તેઓ કહે છે એમ,
જો
કોઈ એ હોય નાખી ધૂળ મારી આંખમા
તો દોડ કદી મારી વાત કરી દઈશ બંધ,
સાબિતીને ટાણે અમાનો તો હું નથી
પ્રતિકાર તેનો કરવો—જવા દે
છાપરેથી ખૂણા ફરતે
હિમવર્ષની રજા
આ ભેળ જવા બંધ કરે મને—
—જો એ હોય જરૂરી તો

('ડર્ટ ઈન ધી આઈઝ'નો અનુવાદ)

### અવાજના રસ્તાઓ

કેટલુંક કદી યે ન સ્પષ્ટ હોય
કિન્તુ આજ રાતે
નિરભ્ર હવ માન
વેરાઈ જતી વર્ષનો ઘણો બ ભાર
પહાડો તો ઊપરવા પાસે-
ઝળમળ તારલાઓ દેખાવા લાગ્યા
તારું એ જ પુરાણું મધુર—નીકટ ગાણું
તારી જેમ આવશે તો સ્પડી
'તેથી કંઈ જ સ્પષ્ટ નથી'
એવું અમે નહીં કહેવાના

( વૉઈસ રોડ્ઝ'નો અનુવાદ)

# રૉબર્ટ ફ્રૉસ્ટ

ધીરુ પરીખ

**અ**મેરિકન આંતર વિગ્રહની પડખે ઊભવા બદલ ન્યૂ ઇંગ્લૅંડને ધિક્કારનાર અને ત્યજી જનાર ડેમૉક્રેટિક પિતાના પુત્રે જ એ ભોમકાને પોતાની કવિતામાં અમરત્વ બક્ષી કેવો વિરોધ સર્જ્યો છે! આ પુત્ર તે જ અમેરિકન કવિ રૉબર્ટ લી ફ્રૉસ્ટ. ૧૮૭૪ના માર્ચની ૨૬મીએ સાન ફ્રાન્સિસ્કોમાં એમનો જન્મ. એની અગિયાર વર્ષની ઉમ્મરે પિતા વિલિયમ પ્રેસ્કૉટ ફ્રૉસ્ટનું ક્ષયની બીમારીથી અવસાન થયું ત્યારે પતિના મૃતદેહને ન્યૂ ઇંગ્લૅંડમાં દફનાવવા રૉબર્ટની માતા સપરિવાર ૩૦૦૦ માઈલનો લાંબો પ્રવાસ ખેડી ત્યાં ગઈ; પણ પૈસા ખૂટી પડતાં મેસેચ્યુસેટના સેલમ ગામમાં તેને શિક્ષિકા તરીકે રોકાઈ જવું પડ્યું. રૉબર્ટ ત્યાં માતાની એક ઓરડાવાળી નાની શાળામાં દાખલ થયો. આ એના નિયમિત શાળાજીવનનો પ્રારંભ. બાકી કૅલિફૉર્નિયામાં જીવનનો પ્રથમ દસકો તો એણે મુક્તિ અને સાહસમાં જ ગાળેલો. અહીં ૧૨ વર્ષની ઉંમરે જ એ જીવનની જવાબદારી પ્રતિ સભાન થઈ ગયો. માતાની આછીપાતળી આવકમાં ઉમેરો કરવા એ મોચીની દુકાનમાં અને રજાઓ દરમિયાન ખેતરમાં દાડિયા તરીકે કામ કરવા લાગ્યો. લાકડાની મિલમાં બૉબિનના વેગનને ધક્કા મારવાનું કામ પણ એ તરુણે કર્યું. આમ, કપરા સંજોગોમાં પરિશ્રમ કરતાં કરતાં એણે ૧૮૯૨માં લૉરેન્સ હાઈસ્કૂલમાંથી પોતાનો અભ્યાસ પૂરો કર્યો. ત્રણ વર્ષ બાદ એ ડાર્ટમથ કૉલેજમાં જોડાયો તો ખરો, પણ પૂરા બે મહિનાય ન થયા ત્યાં તો કૉલેજને રામ રામ કર્યા. મન તો કવિતા પ્રત્યે જ ઢળવા માંડ્યું હતું, પણ આર્થિક રીતે કુટુંબને સહાયભૂત થવા એક શાળામાં શિક્ષક તરીકે નોકરી સ્વીકારી. એ જ વખતે લૉરેન્સના એક વર્તમાનપત્ર માટે ખબરપત્રીની કામગીરી પણ સ્વીકારેલી. આ જ અરસામાં પોતાની શાળાજીવનની હોશિયાર સહાધ્યાયિની અને પ્રેમિકા એલિનર મિરિયમ વ્હાઈટ સાથે લગ્ન કર્યું.

લગ્નને બેએક વર્ષ વીત્યાં હશે ત્યારે રૉબર્ટે પોતાનો અભ્યાસ પૂરો કરી પરિવારને રીઝવવાનો પ્રયાસ કર્યો, અને બાવીસમે વર્ષે હાર્વર્ડમાં દાખલ થયો. ઇચ્છા તો હતી અધ્યાપક બનવાની.- પણ બે વર્ષ અભ્યાસ છોડી ૧૮૯૯માં હાર્વર્ડને પણ અલવિદા આપી દીધી. ત્યારે ફિલસૂફીનો અભ્યાસ અને કાવ્યસર્જન પ્રિય પ્રવૃત્તિઓ. પ્રશિષ્ટ કૃતિઓનું આકર્ષણ પણ વધ્યું અને ગ્રીક તથા લૅટિન વાચનનો આનંદ પણ વધ્યો. જો કે દાદાએ એની આવી ધૂની પ્રવૃત્તિ અને પ્રકૃતિથી વ્યવહારક્ષેત્રે નિષ્ફળતા અનુમાની, એને આજીવિકા-અર્થે ન્યૂ હૅમ્પશાયરના ડેરી ગામમાં એક ખેતર ખેડવા આપ્યું. શરત હતી દસ વર્ષ સુધી એ ખેતર નિભાવવાની. પણ ઊપજે જોઈએ તેવી યારી આપી નહિ એથી ખેતી સાથે સાથે રૉબર્ટ ફ્રૉસ્ટને ડેરીની જ 'પિંકર્ટન અકાદમી'માં ને પ્લીમથની 'ન્યૂ હૅમ્પશાયર સ્ટેટ નૅશનલ સ્કૂલ'માં શિક્ષક તરીકેનો વ્યવસાય પણ કરવો પડ્યો. આમ, દસ વર્ષ પસાર થઈ ગયાં અને ૧૯૧૨માં દાદાદીધું ખેતર વેચીસાટી રૉબર્ટ સપરિવાર ઇંગ્લૅંડ ઊપડ્યા. ત્યાં બકિંગહમશાયરના બીકન્સફિલ્ડ નામક નાનકડા ગામમાં વાસો કર્યો. એક વર્ષ સુધી તો એઓ કોઈને મળ્યા-હળ્યા નહિ. ગ્લોસ્ટરશાયરમાં ખેતીકામ કર્યું. પછી ત્રણ વર્ષ પ્રથમ વિશ્વયુદ્ધના આરંભ પછી સાત મહિના બાદ ૧૯૧૫માં એઓ અમેરિકા પાછા ફર્યા તે દરમ્યાન બે મહત્ત્વની ઘટનાઓ બની ગઈ: એક, એમના પ્રથમ બે કાવ્યસંગ્રહનું ત્યાંથી પ્રકાશન; બે, એઝ્રા પાઉંડ, ડબ્લ્યુ. ડબ્લ્યુ ગિબ્સન અને કવિ-નાટ્યકાર ઍબરક્રૉમ્બી સાથેની મૈત્રી.

અમેરિકા પાછા ફર્યા પછી કાવ્યપ્રવૃત્તિને જ જીવનનું ચરમ અને પરમ લક્ષ્ય બનાવ્યું. ન્યૂ હૅમ્પશાયરના વ્હાઇટ માઉન્ટન્સ ખાતે ફ્રૅન્કોનિયામાં ખેતર ખરીદી ખેતી શરૂ કરી. પાંચ વર્ષ આમ ગાળ્યાં ત્યાં 'ધ સેવન આર્ટ્સ' નામના માસિકના સલાહકાર મંડળમાં જોડાવાનું એમને આમંત્રણ મળ્યું. ૧૯૧૫ અને '૧૬માં અનુક્રમે 'ટફ્ટ્સ કૉલેજ' અને 'હાર્વર્ડ'માં 'ફી બીટા કૅપા' (Phi Beta Kappa) કવિપદ આપવામાં આવ્યું, ૧૯૧૭માં 'પોએટ-ઇન-રેસિડન્સ' બનાવાયા, અને ૧૯૧૭થી '૨૦ સુધી ઍમહર્સ્ટમાં અધ્યાપન કરાવ્યું. દરમિયાનમાં ૧૯૧૮માં એમને 'માસ્ટર ઑવ આર્ટ્સ' બનાવાયા. ૧૯૨૧થી '૨૩ સુધી એઓ મિશિગન યુનિવર્સિટીમાં 'પોએટ-ઇન-રેસિડન્સ' રહ્યા. પછી ઍમહર્સ્ટ પાછા ફર્યા અને ૧૯૨૫ સુધી ત્યાં રહ્યા બાદ વળી ૧૯૨૬માં પાછા મિશિગન યુનવર્સિટીમાં જોડાયા. ઈ. ૧૯૨૮માં એમણે ઈંગ્લૅંડ અને પારિસની મુલાકાત લીધી અને ૧૯૩૬મા હાર્વર્ડ પાછા ફર્યા. પણ એમનાં નબળાં ફેફસાંને લીધે એમને દક્ષિણમાં જવાની ડૉક્ટરે સલાહ આપી, અને તદનુસાર એઓ પ્રત્યેક શિયાળામાં ફ્લોરિડામાં જઈને રહેવા લાગ્યા. ૧૯૩૭ સુધી હાર્વર્ડમાં રહ્યા, અને

૧૯૩૮માં વહાલસોયી પત્ની એલિનરનું હૃદયરોગના હુમલાથી અવસાન થયા પછી એમણે ઍમહર્સ્ટમાંથી રાજીનામું આપી દીધું તથા ઘર ફટકારી માર્યું. અગાઉ બહેન અને પુત્ર-પુત્રીનાં થયેલાં અવસાનના આઘાતો હૃદય કોરી ખાતા હતા તેમાં પત્નીના મૃત્યુના આ આઘાતે એમની એકલતાની વેદનાને ઉત્કટતમ બનાવી મૂકી. ૧૯૩૮માં બોસ્ટનમાં ગયા અને ત્રણ વર્ષ બાદ કેમ્બ્રિજમાં ઘર લીધું, વર્મોન્ટમાં ખેતરો. ૧૯૬૩ના જાન્યુઆરીની ૨૯મીએ બોસ્ટનમાં એમનું અવસાન થયું ત્યારે જાણે 'જગત સાથે'નો એમનો 'પ્રેમીજનનો ઝઘડો' પૂરો થયો!

આવા ખમીરવંતા માનવીની કવિતા કાળની અનેક થપાટો સામે અડીખમ ઊભી રહી શકે તેવી ખમીરવંતી છે. એમના કાવ્યસર્જનનો આરંભ તો શાળાજીવન દરમિયાન જ થઈ ગયેલો. એ કાળે ઍડગર પૉની સંગીતમયતા અને એમર્સનની ચિંતનમયતાએ ફ્રોસ્ટના ચિત્ત પર પ્રબલ અસર કરેલી. આમ છતાં ય એ કંઈક પોતીકો અવાજ પ્રગટ કરવા ઝંખી રહ્યા હતા. આવી માનસિક ચૈતસિક તેમજ સજ્જતા અને સ્થિતિમાં એમણે કાવ્યો રચવા માંડેલાં. એમની પ્રથમ રચના એક ઉમરાવને લગતું લાંબું કથાકાવ્ય હતું, જે ત્યારે એમની લૉરેન્સ હાઈસ્કૂલના મુખપત્રમાં પ્રગટ થયેલું. ત્યાર પછી તો એક વાર હિમવર્ષા ટાણે જંગલોમાંથી એઓ પસાર થતા હતા ત્યારે એક મૃત પતંગિયાની પાંખ એમણે જોઈ અને તરત જ એક કાવ્ય લખી નાખ્યું: 'માય બટરફ્લાયઃ એન એલિજિ'. ન્યૂ યૉર્કના જાણીતા સામયિક 'ધી ઇન્ડિપેન્ડન્ટે' પહેલા પાને જ એને પ્રસિદ્ધ કર્યું અને ફ્રૉસ્ટને પુરસ્કારના ડૉલર પંદર મળ્યા, વીસ વર્ષનો કવિ રાજી રાજી. સર્જનમાં વેગ આવ્યો. 'ધી ઇન્ડિપેન્ડન્ટે' એક પછી એક કાવ્યો પ્રગટ તો કરવા માંડ્યાં, પરંતુ હજુ અમેરિકામાં ફ્રૉસ્ટની કવિતાનો સ્વીકાર-સત્કાર ન થયો તે ન જ થયો! આખરે ઇંગ્લૅંડ જઈ ત્યાંથી પોતાનો પ્રથમ કાવ્યસંગ્રહ 'અ બૉયઝ વિલ' ઈ. ૧૯૧૩ના એપ્રિલમાં પ્રગટ કર્યો. વિવેચકોમાં વખણાયો. બીજે જ વર્ષે ૧૯૧૪ના મેમાં બીજો કાવ્યસંગ્રહ 'નૉર્થ ઑવ બોસ્ટન' પ્રગટ થયો, ચાળીસમે વર્ષે રોબર્ટ ફ્રૉસ્ટનો કવિ તરીકે સ્વીકાર થયો! ૧૯૧૨માં એઓ અમેરિકાથી ઇંગ્લૅંડ આવ્યા ત્યારે કવિ તરીકે અજ્ઞાત-અસ્વીકૃત. ૧૯૧૫માં અમેરિકા પાછા ફર્યા ત્યારે કવિ તરીકે સુજ્ઞાત-સુસ્વીકૃત. ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં 'નૉર્થ ઑવ બોસ્ટન'ની અમેરિકન આવૃત્તિ પ્રગટ થઈ. એ જ વર્ષે બે મહિના પછી એ જ પ્રકાશન સંસ્થાએ 'અ બૉયઝ વિલ'ની અમેરિકન આવૃત્તિ પ્રગટ કરી. પછી તો ૧૯૧૬માં 'માઉન્ટન ઇન્ટરવલ', ૧૯૨૩માં 'ન્યૂ હૅમ્પશાયર', ૧૯૨૮માં 'વેસ્ટ-રનિંગ બ્રૂક', ૧૯૩૦માં 'કલેક્ટેડ પોએમ્સ', ૧૯૩૬માં 'અ ફર્ધર રેઇન્જ,' ૧૯૩૯માં સંવર્ધિત 'કલેક્ટેડ પોએમ્સ', ૧૯૪૨માં 'અ વિટ્નેસ ટ્રી', ૧૯૪૫માં 'અ માસ્ક ઑવ રીઝન,' ૧૯૪૭ના મેમાં 'સ્ટીપલ બુશ', એ જ વર્ષે સપ્ટેમ્બરમાં બ્લૅંક વર્સમાં લખાયેલ નાટક 'અ માસ્ક ઑવ મર્સી', ૧૯૪૯માં કવિને પોતાને સંઘરવાલાયક જણાયેલાં ૩૦૪ કાવ્યોનો સંગ્રહ 'કમ્પ્લીટ પોએમ્સ ઑવ રોબર્ટ ફ્રોસ્ટ ૧૯૪૯' અને ૧૯૬૨માં છેલ્લો કાવ્યસંગ્રહ 'ઇન ધ ક્લીઅરિંગ' પ્રગટ થયા. આ ઉપરાંત એમના બે પત્ર-સંચયો પણ પ્રગટ થયેલા છે. ફ્રૉસ્ટની આ સર્જન-સમૃદ્ધિ અને સર્જન-સિદ્ધિએ એમને એક સાચા અમેરિકન અને શિષ્ટમાન્ય કવિ તરીકે પ્રસ્થાપિત કરી દીધા.

ખૂબ મોડેથી સ્વીકૃતિ પામનાર કવિ ફ્રૉસ્ટની સિદ્ધિએ જ એમને પ્રસિદ્ધ કર્યા. ચાર વાર પુલિત્ઝર પારિતોષિક પ્રાપ્ત કરનાર એઓ એક અને અદ્વિતીય કવિ છે. પ્રથમ ૧૯૨૪માં એમના સંગ્રહ 'ન્યૂ હૅમ્પશાયર'ને પછી ૧૯૩૧માં 'કલેક્ટેડ પોએમ્સ'ને, ૧૯૩૭માં 'અ ફર્ધર રેઇન્જ'ને અને ૧૯૪૩માં 'અ વિટ્નેસ ટ્રી'ને આ પારિતોષિક પ્રાપ્ત થયેલું. 'નૅશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑવ આર્ટ્સ ઍન્ડ લેટર્સ' તરફથી સુવર્ણ ચંદ્રક એનાયત થયેલો. તો ૧૯૫૮માં 'પોએટ્રી સોસાયટી ઑવ અમેરિકા' તરફથી પણ સુવર્ણ ચંદ્રક એનાયત થયેલો. ૧૯૬૩ની ૫મી જાન્યુઆરીએ, તેમના મૃત્યુ પહેલાં થોડા જ દિવસે તેમને 'પેન્સિલ્વાનિયા' યુનિવર્સિટી તરફથી 'બોલિંગન' પારિતોષિક આપ્યાની જાહેરાત થયેલી-અને 'સૌથી મહાન વિદ્યમાન અમેરિકન કવિ' તરીકે બિરદાવાયેલા. કોલમ્બિયા, ડાર્ટમથ, યેલ, હાર્વર્ડ, કેમ્બ્રિજ ઑક્સફર્ડ વગેરે કૉલેજો-યુનિવર્સિટીઓ દ્વારા એમને ઘણી માનાર્હ ઉપાધિઓ પ્રાપ્ત થયેલી.

પોતાની કવિતામાં ન્યૂ ઇંગ્લૅંડની પ્રકૃતિ અને માણસને ધબકતાં કરનાર, સરલતામાં ગહનતા પ્રગટાવી જનાર, કાવ્યમાં વસ્તુગત અને આકૃતિગત સૌંદર્ય દાખવનાર, વિષય-વૈવિધ્યના નિરૂપણ અને નિર્વહણમાં આગવી સૂઝ પ્રતીત કરાવનાર પ્રજ્ઞાના કવિ રોબર્ટ ફ્રોસ્ટની કાવ્યસંપત્તિ વિશ્વ સમક્ષ અમેરિકન સાહિત્યનો અમર વારસો બની રહેશે. એમની જન્મશતાબ્દીની સંધ્યાએ એટલું જ કહેવાનું રહે છે કે એમનો કવિતા-સૂર્ય અનેકાબ્દી સુધી અનસ્ત રહેશે!

# સ્વ. મહેન્દ્ર ભગત

'કવિલોક'ના સ્વ-જન મહેન્દ્ર ભગતની પૂર્વે 'સ્વ.' મૂકવા મન ના તો પાડે છે, પણ બુદ્ધિએ તે કટુ વાસ્તવિકતાનો ગ્લાનિભર્યો સ્વીકાર કરવો જ રહ્યો. 'કવિલોક'ના જન્મ-કાળથી એની સાથે અવિનાભાવે સંકળાએલા અને પાંચ વર્ષ પહેલાં આ દ્વિમાસિકને દ્વિજ સ્વરૂપ આપવામાં મહત્ત્વનો સક્રિય રસ લેનાર મહેન્દ્ર ભગત કવિ નહોતા પણ કવિ અને કવિતાના ચરમ ચાહક અને પરમ ભાવક હતા. કાવ્યપાઠ કરવામાં એમની જે સૂઝ વર્તાઈ આવતી તે જ તેમની કાવ્યપ્રીતિની દ્યોતક! અંગત રીતે અને આર્થિક રીતે 'કવિલોક'માં અંગભૂત બની જનારાઓમાંના એ એકની ખોટ સવિશેષ સાલશે. નિસ્વાર્થ બુદ્ધિ, નિરાડંબરી મિજાજ, નીડર વક્તવ્ય, નિખાલસ સ્વભાવ, ઉત્કટ ઉત્સાહ અને પરમોચ્ચ પ્રસન્નતા: મહેન્દ્ર ભગતની આ લાક્ષણિકતાઓ એમના સંસર્ગમાં આવેલી કોઈ પણ વ્યક્તિ ભૂલી શકશે નહિ. મહેન્દ્ર ભગત એટલે જીવંત કાવ્ય-રસ. એ ભલે દિવંગત થયા હો પણ એમનો જીવંત કાવ્ય-રસ કાવ્યરસિકોને પ્રોત્સાહિત કર્યા જ કરો એ જ એમને અમારી સાચી શ્રદ્ધાંજલિ હો!

## કવિ ન્હાનાલાલ પારિતોષિક

પ્રતિ વર્ષ અપાતું રૂ. ૨૫૧નું આ પારિતોષિક ઈ. ૧૯૭૪ના વર્ષમાં પ્રકટ થએલા કાવ્યસંગ્રહો પૈકી શ્રેષ્ઠ ઠરેલા શ્રી સિતાંશુ યશશ્ચંદ્રના 'ઑડિસ્યુસનું હલેસું' સંગ્રહને એનાયત કરવામાં આવ્યું છે.


## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

**[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]**

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૫ સંપાદકોનાં નામ: (૧) રાજેન્દ્ર શાહ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૦૬/૪ મણિભવન ભુલેશ્વર, મુંબાઈ-૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧
(૩) નિરંજન ભગત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ટાઉનહૉલ પાછળ, એલિસબ્રિજ અમદાવાદ-૬
(૪) ધીરુભાઈ પરીખ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

૬ માલિક કે માલિકોનાં નામ સરનામાં: જગન્નાથ ડૉક્ટર, મનસુખભાઈ પરીખ, ગુલાબદાસ બ્રોકર, શાન્તિલાલ મહેતા, રાજેન્દ્ર શાહ, અજિત શેઠ, મહેન્દ્ર ભગત, સુરેન્દ્ર વકીલ, ૧૦૬/૪ મણિભવન, ભુલેશ્વર, મુંબાઈ-૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • ગ્રીષ્મ • વિક્રમ સંવત ૨૦૩૧ • પરંપરિત અંક ૧૦૫ • દ્વિજ અંક ૩૩

મે–જૂન ઈ. ૧૯૭૫

□

કાવ્ય



અનુવાદ



ગદ્ય



આસ્વાદ



ચિત્રસૂચિ



◘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષના છ અંકમાં દરેક બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રગટ થાય છે ◘ વાર્ષિક દેશમાં રૂ ૯, પરદેશમાં રૂ ૨૦ યા પા ૧, અમેરિકામાં રૂ ૩૦ યા ડૉ ૪, છૂટક નકલનો રૂ ૧.૭૫ ◘ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે ◘ લવાજમ મોકલવાનાં સ્થળ (૧) પિનાકિન શાહ ઍન્ડ કં., ફુવારી મસ્જિદ, પિકેટ ગલી, પાનકોર નાકા, અમદાવાદ ૧ (૨) લિપિની પ્રિન્ટરી, ૨૨ કલ્યાણદાસ બિલ્ડિંગ, ગોવાલિયા ટૅંક રોડ, મુંબઈ ૪૦૦૦૩૬

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ બચુભાઈ રાવત
નિરંજન ભગત • ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી મા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શ્યામસદન ૧લે માળે ભાસ્કર ભાઉ લેન
ગામદેવી મુંબઈ ૭

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

# શ્રીમન્ નૃસિંહાચાર્ય

ભારતના રાજકીય ઈતિહાસમાં મોગલાઈના અંતના અને અંગ્રેજ સરકારના ઉદયના એ દિવસો હતા ત્યારે ઇ. સ. ૧૮૫૩માં એટલે કે વિ. સં. ૧૯૧૯ની કાર્તિક વદ ચૌદસના રોજ બ્રાહ્મમુહૂર્તમાં સૂરત જિલ્લાના બારડોલી તાલુકાના કડોદ નામક નાનકડા ગામમાં વિસનગરા નાગર દંપતી દુર્લભરામ અને મહાલક્ષ્મીને ત્યાં શ્રીમન્ નૃસિંહાચાર્યનો જન્મ થએલો. પરિવારનું વાતાવરણ પરંપરાગત ભક્તિ સંસ્કારોથી ભર્યું હતું તેથી વાતાવરણદીધી અને વંશદીધી ધર્મબીજ પ્રકૃતિ બાળક નરસીરામમાં કોળવા લાગેલી આઠ વર્ષની ઉંમરે તો એમણે પિતાજીનાં સઘળાં હસ્તલિખિત પુસ્તકો વાંચી કાઢેલાં અને ભજન-કીર્તનો મોઢે કરી લીધેલાં. બાલ્ય કાળથી જ એમને પાઠશાળાનાં બંધનો ગમતાં નહોતાં.આથીએમની હાજરી હમેશાંઅનિયમિત રહેતી. પરંતુ એમની સ્મરણશક્તિ અને સમજશક્તિ અદ્ભુત હતી. થોડો ગુજરાતી અભ્યાસ કડોદની શાળામાં કર્યા પછી મૅટ્રિક સુધીનો બાકીનો અભ્યાસ એમણે સૂરતની મિશનરી શાળામાં કર્યો. એમના ઉપનયન સંસ્કાર પછી એમણે ત્યાંના ગંગા દત્ત શુકલ પાસે યજુઃસંહિતા, ભૂમાનંદ સ્વામી પાસે ઉપનિષદો અને મધુસૂદન સ્વામી પાસે મંત્ર વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. આ બધા જ અભ્યાસમાં એમણે સિદ્ધિ પ્રાપ્ત કરી એટલું જ નહિ, પણ ૧૪ વર્ષની નાની વયે મૅટ્રિક સુધી પહોંચી ગયા. ત્યાં જ કુટુંબના પોષણ માટે આર્થિક જવાબદારી ઉઠાવવાની ઘડી આવી પહોંચી. બે એક માસના સખત પુરુષાર્થ પછી ઈ. ૧૮૭૦માં પબ્લિક સર્વિસની પરીક્ષા ૬૦% ગુણ મેળવી ઉત્તીર્ણ કરીને પોતાની અદ્ભુત બુદ્ધિશક્તિનો પરિચય એમણે કરાવી આપ્યો.

આ પરીક્ષા ઉત્તીર્ણ કર્યા પછી સૂરતમાં તરત તો નોકરી ન મળી એટલે એમને અંકલેશ્વરની એક શાળામાં શિક્ષક તરીકે જોડાઈ જઈ પોતાની વ્યાવસાયિક કારકિર્દીનો આરંભ કર્યો. પૂરો મહિનો પણ ત્યાં ન રહ્યા અને સૂરત ગયા તો ત્યાં પોલિસ ખાતામાં કારકુની કરતા પોતાના મોટા ભાઈ જમિયતરામ ત્રણ મહિનાની રજા પર ગયા હતા તેમની જગ્યા પર એ રહી ગયા. પછી ઈજનેરી વિભાગમાં માસિક રૂ. ૧૫ ના પગારથી જોડાયા અને પોતાની કાર્યદક્ષતાથી દક્ષતાથી ઈ. ૧૮૭૫માં સૂરતથી વડોદરા જવાનું થયું, જ્યાં પછીથી એમની અધ્યાત્મવિદ્યાના પ્રસારનું કેન્દ્ર સ્થપાયું.

એમની શાસ્ત્રસૂઝ ઘણી ઊંડી હતી. આથી જ સૂરતમાં એમના આચાર્યપદે ઈ. ૧૮૭૩માં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ, અને આમ નરસીરામ–નૃસિંહરામ નૃસિંહાચાર્ય બન્યા. એમનું પ્રથમ લગ્ન એમની બાળવયે નર્મદાગૌરી સાથે થઈ ગએલું, પરંતુ પ્રથમ પત્ની ગુજરી જતાં થોડા જ સમયમાં મંગલાદેવી સાથે સૂરત ખાતે એમનું બીજું લગ્ન થએલું. અને ફરી વિધુર થતાં ૨૬-૨૭ વર્ષની ઉમ્મરે વિસનગરની કન્યા રુક્મિણીદેવી સાથે ત્રીજું લગ્ન કર્યું.

વડોદરામાં નિઝામપુરા ખાતે નિવાસ કરી સુખી દામ્પત્ય છતાં વિરક્ત રહી અધ્યાત્મવિદ્યાપ્રચારનું એમણે એકધારું કાર્ય કર્યું. પછી ભૂતડી ઝાંપે નવા નિવાસમાં યુવાન-પ્રૌઢ શિષ્યો–સત્સંગીઓના આગ્રહથી 'શ્રીનૃસિંહાશ્રમ'ની સ્થાપના થઈ અને ઈ. ૧૮૮૨માં લોકહિતની ઉન્નત ભાવના સાથે 'શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'ની સ્થાપના કરી. પંદર વર્ષ સુધી એકધારું અધ્યાત્મવિદ્યાના પ્રસારનું કાર્ય કર્યું. માનવજીવનમાં શ્રેયસની સાધના માટે પવિત્ર, વિનયી, સદાચારી જીવન-રીતિના પ્રચાર દ્વારા શ્રીમન્ નૃસિંહાચાર્યે એ કાળે અદ્વિતીય કામ કરી બતાવ્યું હતું. એમની સાત-આઠ વર્ષની વયે એક સાધુએ ભવિષ્ય ભાખેલું : 'આ કોઈ મહાપુરુષ બનશે. આયુષ્ય ટૂંકું હશે પણ એટલામાં ય એ વિશ્વમાં વિખ્યાત બની જશે.' આમ, ઈ. ૧૮૯૭ના ઑગસ્ટની ત્રીજી તારીખ ને વિ. સં. ૧૯૫૩ના શ્રાવણ સુદ પાંચમ ને મંગળવારે એમણે ખેચરી મુદ્રામાં દેહત્યાગ કર્યો ત્યારે પ્રસ્તુત ભવિષ્ય કથનાનુસાર ૪૪ વર્ષના ટૂંકા આયુમાં અપૂર્વ કીર્તિ પ્રાપ્ત કરી લીધી હતી.

આવા સંત પુરુષે વ્યક્તિજીવન અને સમાજજીવનને ઘડવામાં જ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. એમને મન સાહિત્યસર્જન પણ આ હેતુ સિદ્ધ કરવા માટેનું એક સાધન-માત્ર જ હતું. પોતાના સત્ત્વપ્રધાન સાહિત્યમાં એમણે ગદ્ય અને પદ્ય બન્નેમાં કલમ ચલાવી હતી. સ્ત્રીજીવનના સર્વક્ષેત્રીય ઉત્કર્ષ માટે અને તે દ્વારા સુખી દામ્પત્ય-સંસાર માટે સરળ સુબોધ શૈલીમાં એમણે 'શ્રીભામિનીભૂષણ'ના પાંચ અલં-

જન્મ : ઈ. સ. ૧૮૫૩
અવસાન : ઈ. સ. ૧૮૯૭





શ્રીમન્ નૃસિંહાચાર્ય

જૉહ્ન રસ્કિન
જન્મ : ૧૮૧૯
અવસાન : ૧૯૦૦







રસ્કિન અડતાલીસની વયે

# વૃત્તિમય ભાવાભાસ વિશે

લેખક : જૉન રસ્કિન • અનુવાદ : ઈલા પાઠક

તત્ત્વમીમાંસકોની ત્રાસદાયક પ્રવૃત્તિને પરિણામે પ્રોબ્લેમ, ત્રાસદાયક એવા બે શબ્દો—આત્મલક્ષી અને પરલક્ષી—નો ઉપયોગ જર્મનોની મંદબુદ્ધિ અને અંગ્રેજોની દંભવૃત્તિને કારણે હમણાં હમણાં આપણી વચ્ચે અતિશય વધી પડ્યો છે.

બીજા કોઈ શબ્દો દરેક રીતે આ બે શબ્દોથી વધુ નકામા નહીં હોય. હું તેમનો ઉલ્લેખ કરું છું, કારણ કે મારે તેમને મારા અને મારા વાચકોના માર્ગમાંથી હમેશ માટે હટાવી દેવા છે. પણ તેમ કરવા માટે પહેલાં તે સમજવા જોઈએ.

કેટલાક ફિલસૂફો એમ કહે છે કે 'ભૂરું' એટલે માનવીય આંખ નિરભ્ર આકાશ કે જેન્શન[1] ફૂલને જોતાં રંગનું જે સંવેદન અનુભવે તે.

આ ઉપરથી તેઓ આગળ એવું વિધાન કરે છે કે આવું સંવેદન વસ્તુ જોઈએ ત્યારે થાય છે અને જ્યારે તે વસ્તુ સામે કોઈ જોતું ન હોય ત્યારે એવું કોઈ સંવેદન જન્મતું નથી. એટલે જ્યારે તે વસ્તુ સામે કોઈ જોતું નથી ત્યારે તે વસ્તુ ભૂરી નથી. આમ વસ્તુઓનાં અનેક લક્ષણો છે, જેનો આધાર તેમની ઉપર છે તેટલો જ બીજા પર છે. મધુર હોવા માટે કોઈ વસ્તુને ચાખનારો હોવો જોઈએ, જ્યારે ચખાય ત્યારે જ તે મધુર હોય છે, અને જો જીભમાં ચાખવાની શક્તિ ન હોત તો સાકરમાં મધુરપણું લક્ષણ ન હોત.

આથી તેઓ સહમત થાય છે કે આપણા માનવસ્વભાવ પર જે અસર પડે તેના પર અને આપણી સમજશક્તિ પર વસ્તુના જે લક્ષણોનો આધાર છે તે આત્મલક્ષી કહેવાય અને બીજા કશા પર આધારિત નહીં પણ શાશ્વતપણે જે લક્ષણો વસ્તુનાં છે જ, જેવા કે વર્તુળાકાર કે સમચોરસ આકાર, તે વસ્તુલક્ષી.

આ ચતુરાઈભરેલા અવલોકનોથી તર્કને એક કદમ આગળ લઈ જઈએ તો એમ પણ કહેવાય કે વસ્તુઓ પોતે શું છે તે અગત્યનું નથી, પણ આપણે માટે તે કેવી છે તે જ અગત્યનું છે. તે વિશેનું સાચું સત્ય તે આપણને દેખાતો દેખાવ અથવા તો તેની આપણા પરની અસર છે. ઘણું ગૂંચવવાની અભિલાષા રાખતો અને ખૂબ આપવડાઈ, સ્વાર્થ ઉપરચોટિયાપણું અને ઉદ્ધતાઈથી ભરેલો ફિલસૂફ આ તર્કથી સહેજ આગળ વધીને એમ પણ માની શકે અને કહી શકે કે આ દુનિયાની દરેક વસ્તુ તેના જોવા અને વિચારવા પર આધારિત છે અને તેથી જ્યાં સુધી તે જોતો વિચારતો નથી ત્યાં સુધી કશાયનું અસ્તિત્વ નથી.

આવા સંદિગ્ધ અને ત્રાસદાયક શબ્દોમાંથી એકદમ મુક્ત થવા માટે એટલો ખ્યાલ રાખી લઈએ કે 'ભૂરું' એટલે જેન્શન ફૂલને જોતાં જે સંવેદન અનુભવીએ છે તે નહીં પણ તે સંવેદન ઉત્પન્ન કરવાની શક્તિ અને આ શક્તિ આપણે અનુભવીએ કે નહીં તો પણ તે વસ્તુમાં નિરંતરપણે છે જ અને આ પૃથ્વી પર એક પણ માનવ નહીં રહ્યો હોય તો પણ રહેશે જ. બરાબર આ જ પ્રમાણે દારૂગોળામાં ધડાકા સાથે ફૂટવાની શક્તિ છે. તમે તેને દીવાસળી ચાંપો નહીં ત્યાં સુધી તે ફૂટશે નહીં, પણ તેમ ફૂટવાની શક્તિ તેમાં નિરંતરપણે છે જ તેથી તે સ્ફોટક પદાર્થ કહેવાય છે; ફિલસૂફી તે વિશે વિરોધ કરે તો પણ ચોકસપણે અને હકીકતે તે સ્ફોટક પદાર્થ છે.

આ પ્રમાણે તમે જેન્શન સામે ન જુઓ તો તમારામાં ભૂરા રંગનું સંવેદન જન્મે નહીં. પણ તેનામાં તેવું સંવેદન જન્માવવાની શક્તિ છે, કારણ કે જેન્-

[1] ડુંગરાળ પ્રદેશમાં થતાં આ ફૂલ બહુધા ભૂરા રંગનાં હોય છે

હારે તેના કણુ શાશ્વતપણે તે રીતે ગોઠવ્યા છે. તેથી ફિલસૂફો વિરોધ કરે તે છતાં જેન્શન અને આકાશ નિરંતરપણે બેશક ભૂરાં છે અને તમને જો તે ભૂરાં ન લાગે તો તે વાંક વસ્તુનો નહીં પણ તમારો છે. આથી હું આ ફિલસૂફોને કહું: "જો તમે મધુર રણકાવાળા શબ્દો 'આ વસ્તુલક્ષીપણે આમ છે' (આ વાસ્તવિકપણે આમ છે) વાપરવાને બદલે સીધા સાદા શબ્દોમાં એમ કહો કે 'આ આમ છે' અને જો મધુર રણકાવાળા શબ્દો 'આ આત્મલક્ષીપણે આમ છે' (આ વ્યક્તિગતપણે આમ છે) ને બદલે સીધીસાદી ભાષામાં એમ કહો કે 'મને આવું લાગે છે' તો તમારા માનવબંધુઓ તમારી વાત સારી રીતે સમજી શકશે. તદુપરાંત જો તમને એવો અનુભવ થાય કે સામાન્ય રીતે બીજાઓને એક વસ્તુ અમુક લક્ષણવાળી લાગે (જેમ કે જેન્શન ઘણાને ભૂરું લાગે છે) અને તમને તેવાં લક્ષણવાળી ન લાગે તો તમારે 'આ વસ્તુ આવી નથી' કે 'આવી લાગતી નથી' એવું કહેવાની ઉદ્ધતાઈ ન બતાવતાં સીધીસાદી રીતે એમ કહેવું જોઈએ કે તમારા પોતામાં જ કંઈક વાંધો છે (જે જલદી જડી જાય તો તમારે માટે વધુ સારું છે). જો તમને એમ લાગે કે તમે દારૂગોળાને ધડાકાસહ ફોડી શકતા નથી તો દારૂગોળો આત્મલક્ષી છે અને ફૂટવાની ક્રિયા કાલ્પનિક છે એમ તમારે જાહેર કરવું જોઈએ નહીં, પણ તમારે એવી શંકા લાવવી જોઈએ કે તમે પોતે ખરાબ રીતે બનેલી દીવાસળી છો. વધુ પ્રયોગ કરતાં આવી શંકા કદાચ ખોટી લાગે પણ સમગ્રતયા એ જ સૌથી વધુ અક્કલવાળુ અનુમાન હશે.

આથી આ ત્રાસદાયક અને વાહિયાત શબ્દોને દૂર કરીને આપણે મુખ્ય મુદ્દા પર આવીએ. હવે આપણે વસ્તુઓના સામાન્ય, યોગ્ય અને સત્ય દેખાવથી અસામાન્ય ખોટો આભાસ કેવી રીતે જુદો પડે છે તે જોઈએ. કયારેક આપણે તીવ્ર લાગણીઓ અથવા તો ચિંતનભર્યા તરંગની અસર હેઠળ હોઇએ છીએ ત્યારે વસ્તુમાં રહેલાં શક્તિ કે લક્ષણથી પર જઇને તે વસ્તુ પર ખોટા દેખાવનું–આભાસનું–આરોપણ કરીએ છીએ.

દાખલા તરીકે–

સોનાની પ્યાલીવાળું પેલું ઉડાઉ ક્રૉકસ નવસ્રું અને ગૂંજતું માટીમાંથી ફૂટી આવતું.[૧]

આ પંક્તિઓ ઘણી સુંદર છે પણ સાવ અસત્યથી ભરેલી. ક્રૉકસ કદી ઉડાઉ નથી હોતું તે તો ખડતલ છોડ છે, તેનો પીળો રંગ સોનેરી નથી પણ કેસરી છે. છતાં સીધુંસાદું ક્રૉકસ જે છે તે નથી તેવું માણવું શાથી ગમે છે?

આ એક અગત્યનો સવાલ છે. આજ સુધીમાં કલાની ચર્ચા કરતાં આપણે એવા નિષ્કર્ષ પર આવ્યા છીએ કે જે અસત્ય છે તે કદી સારું ઉપયોગી કે આનંદદાયક હોઇ શકે નહીં. પણ અહીં આ કાવ્યમાં કૈંક આનંદદાયક તત્ત્વ એવું છે કે જે અસત્ય છે. ઉપરાંત આપણે જો આપણી માનીતી કાવ્યકડીઓનો વિચાર કરીએ તો પણ જણાશે કે તેમાં આ દોષ ભારોભાર ભરેલો છે અને આપણને તેવા દોષને કારણે જ તે રુચિકર લાગી છે.

વધુ વિચારતાં જણાય છે કે આ દોષના બે મુખ્ય પ્રકાર છે. એક પ્રકાર હેતુપૂર્વક કરેલા તરંગના દોષનો–તેમાં વાચક તે વાત માની લેશે એવી અપેક્ષા નથી. બીજો પ્રકાર ઉશ્કેરાયેલી લાગણીને પરિણામે ઉદ્ભવે છે, જે વાચકને પણ ઓછેવત્તે અંશે ઉશ્કેરી મૂકે છે. તરંગની છેતરામણીની વાત આપણે પછી કરીશું. આ પ્રકરણમાં તો મારે બીજા પ્રકારના દોષની જ વાત કરવી છે, લાગણીની તીવ્ર અસર હેઠળ આવેલું મન જે આભાસ સ્વીકારે છે તેની વાત અહીં કરીશું. જેમકે 'આલ્ટન લોક' (Alton Locke)માં:

They rowed her in across the rolling foam–The cruel, crawling

૧. બહુધા પીળાં કે જાંબુડાં રંગનાં ફૂલોનો નાનો છોડ.

foam. (ક્રૂર સળવળતાં ફીણ, ડોલતાં ફીણ પર થઈને હલેસાં મારીને સૌ તેને લઈ આવ્યા.)

ફીણ ક્રૂર કે સળવળતાં હોતાં નથી. વેદનાને લીધે આળુ બનેલું મન જીવંત પ્રાણીને લાગુ પાડી શકાય એવા ભાવોનું આરોપણ તેના પર કરે છે, અને તે સમયે સત્યાસત્યનો વિવેક રાખતું નથી. સર્વ તીવ્ર લાગણીઓની અસર આવી જ હોય છે. સર્વ બાહ્ય વસ્તુઓની લાગણીના ઉગ્ર આવેશ દરમ્યાન આપણા મન પર આભાસી અસરો જન્મતી હોય છે જેને હું સામાન્ય રીતે 'કૃત્રિમ ભાવાભાસ' કે 'અસત્ય ભાવારોપણ' એવું નામ આપું

આપણે એવું માનવાને ટેવાયેલા છીએ કે ભાવાભાસ એ કાવ્યમય વર્ણનનું આગવું લક્ષણ છે અને આવી માનસસ્થિતિ–જેમાં આવો આભાસ સહજ ગણાય–ને ઉત્કટ આવેશવાળી હોવાને લીધે કાવ્યમય માનીએ છીએ. પણ હું માનું છું કે જો આપણે આ વિષયમાં ઊંડા ઊતરીશું તો જણાશે કે મહાન કવિઓ આવા ભાવાભાસ કે અસત્ય આરોપણવાળાં વર્ણન કરતા નથી, કનિષ્ઠ કોટિના કવિઓ જ આવું અસત્ય ભાવારોપણ માણે છે.

જ્યારે દાન્તે એકેરોનના કિનારેથી પડતા પ્રેતાત્માઓનું વર્ણન કરે છે 'as dead leaves flutter from a bough'' (ઝાડની ડાળી પરથી ફફડતાં ખરતાં પાકાં પાન જેવા) ત્યારે તેમના હલકાપણાનું, નબળાઈનું, નિષ્ક્રિયતાનું અને વિખરાઈને પડતાં થતી નિરાશાની વ્યથાનું સર્વાંગસુંદર કલ્પન રજૂ કરે છે, છતાં ક્ષણ માટે પણ તે ભૂલતો જણાતો

રાજેન્દ્ર શાહ

## પૃથાની વરપ્રાપ્તિ

મુનિ દુર્વાસા તુષ્ટોઽહમ્, બાલિકે! તારી સેવાથી અતિશય આ-
શુમન્યુ સ્વભાવે હું, કયારે યે પરિતોષ ના
પામું; કિંચિત્ અવજ્ઞાયે દઉં હું અભિશાપથી,
તેને તે રીઝવ્યો; તારું કરું કલ્યાણ શું કહે?
પૃથા ભગવન્! મારું તો જેવુંતેવું આજ્ઞાનુવર્તન.
એથી બીજું ન જાણું હું. આપનું તપ સાધન
વિલોકું બાલભાવે કે કૌતુકે, કર્યું કંઈ.
પ્રસન્ન આપ તો એથી ધન્ય ધન્ય, કૃતાર્થ હું.
મુનિ ઉગ્રથી ઉગ્ર તું તારી પરિચર્યા વિશે રહી
જાગતી દિવસે રાત્રે...
પૃથા સાન્નિધ્યે આપના ન મેં
જાણ્યો કાલ વહ્યો કહીં.
મુનિ કાલ!–વિચ્છિન્ન ના, વત્સ, ગત ને ભવિતવ્યથી.
કર્મનિભૃત છે ફલ.
તારે યોગ્ય દઉં વર.
ધ્યાનથી ગ્રહી લે મંત્ર ગોપનીય: 'ૐ...
.................................'યથા મને
એથી જે દેવતાને તું નિમંત્રે શાન્ત ચિત્તથી
એના સત્ત્વસમા શક્તિમંત પામીશ પુત્રને
શુભમ્ ભવતુ...
પૃથા વદું હું...
(મુનિનું સત્વર પ્રસ્થાન)

*

પૃથા ધાત્રી!
ધાત્રી સ્વામિની, શી આજ્ઞા?
પૃથા કૈં નહીં, કૈં નહીં, જા.
ધાત્રી બોલાવીને પછી, બા, શું ગોપને ઇચ્છ્યું રાખવું?
પૃથા ફરી ટોકો કરું ત્યારે આવજે, હમણાં નહીં.
(ધાત્રીનું પ્રસ્થાન)

મારો બોલ ઝીલે દાસીવૃંદ. ને મુનિવર્યનો
પિતાજી, મંત્રનો એમ ઝીલશે દેવતાગણ?
વૃક્ષનું ખરતું કોઈ પાંદું બોલાવ્યું ના'વતું
એ જ તે શબ્દને છંદે, સુગંધે, અંતરીક્ષથી
ઊતરી આવશે દેવ, કને મારી પ્રસન્ન થૈ!
એમ કૈં બનતું હશે?

ઊં...હું...

બ્રહ્મર્ષિની વાણી મિથ્યા તો હોય ના કદી.
તો પછી?

તો પછી એના કેમ જાણું પ્રભાવને?
'ૐ...'ના, ના.

અરે એમાં 'ના' કશે? જોઉં તો ખરી.
'ૐ...ૐ' નિમંત્રું હું કોને?

ને આવે કોઈ તો...હશે
કેવું તેજસ્વી ને ચારુ રૂપલાવણ્ય? કલ્પના
મારે શી કરવી?–જો હું પામું પ્રત્યક્ષ દર્શન.
'ૐ' હું કોનું ધરું ધ્યાન?

આમ ને આમ શોચતાં
સાયંકાલ થયો, સોહે સૂર્ય સ્વર્ણિમ રશ્મિથી.
વ્યોમથી પ્રતિચી અંકે જાય તે પૂર્વે એમને
કેમ ના પ્રાર્થું?

ને આવે યદિ તો...

હમણાં નહીં
ફરીને સંસ્મરું ત્યારે આવજો' કહેશ લાડથી,
શાન્ત હો મન આ નેત્રે ઝીલેલાં અંશુને રૂપ.
'ૐ આવાહયામિ ત્વં પૂષન્

એદર્ષે...સૂર્ય...ભાસ્કર...'

એક નિર્વાત જ્યોતને
આશ્લેષે તેજનો ઓઘ!

'નહીં દેવ, નહીં, નહીં.'
વ્યર્થ ના આવવું મારું, બાલે!

બાલા હું અપરાધિની.
આવ્યા એમ પધારો આ વેળ, લે મારી વંદના.
પાછી ગતિ નહીં, કુંતી, ક્યારે યે આ અનંતમાં,

નથી કે ઝાડનાં પાન અને પ્રેતાત્મા જુદાં છે. તે બેને તે ગૂંચવતો નથી પણ જ્યારે કોલરિજ વર્ણવે છે

> The one red leaf,
> the last of its clan,
> That dances as often
> as dance it can,

(પોતાના જૂથનું પેલું છેલ્લું લાલ થઈ ગએલું પાન શક્ય એટલું વારંવાર નાચી લેતું.) ત્યારે તેની કલ્પના વિકારી–રોગી-છે, એટલે કે પાન પૂરતી અસત્ય છે; કેમ કે પાનમાં તે જીવંતતા અને ઇચ્છાશક્તિ કલ્પે છે એટલું જ નહીં, પણ તેની લાચારીને પસંદગી સાથે અને ધીમે ધીમે આવતા મૃત્યુને ગંમત સાથે તેમજ તેને ધ્રુજાવતા પવનને સંગીત સાથે ગૂંચવે છે આ વિકારી પંક્તિઓમાં તો યે કૈંક સૌંદર્ય છે. પણ એક દાખલો હોમર અને પોપમાંથી લઈ એ. યુલીસીસ સર્સીના મહેલમાંથી ઉતાવળે બહાર નીકળી જાય છે ત્યારે તેને કે તેના સાથીઓને ખબર પડતી નથી કે તેનો એક સૌથી નાનો અનુયાયી એલ્વેનર સર્સીના મહાલયમાં ઊંચે આવેલી ઓરડીમાંથી પડીને મૃત્યુ પામ્યો છે. દરિયો ઓળંગીને તેઓ સીમેરિયન પ્રદેશમાં પહોંચે છે અને યુલીસીસ ટારટારસમાંથી પ્રેતાત્માઓનું આવાહન કરે છે. પહેલો જ પ્રેતાત્મા ખોવાયેલા એલ્પેનરનો આવે છે. યુલીસીસ આશ્ચર્યથી દંગ થઈ જાય છે અને હેમ્લેટની જેમ કડવાશ અને ભયમિશ્રિત ત્વરાથી પૂછે છે, 'Elpenar? How cometh thou under the shadowy darkness, hast thau come faster on foot than I in my black ship?' (એલ્પેનર? તું

આ એળાજાર્યાં અંધાગ મુલકમાં ક્યાંથી? હું મારા કાળા વડાણમાં આવ્યો તે કરતા તું પગે ચાલીને વહેલો પહોંચી ગયો?)

પોપ તે પંક્તિઓને આમ નિરૂપે છે.

O, say, what angry power
Elpenar led
To glide in shades and wander
with the dead?
How could thy soul by realms
and seas disjoined
Outfly the nimble soil and
leave the lagging wind?

(એલ્પેનર, કહે, તને અહીં અધારામાં સરકવા અને મૃતાત્માઓ સાથે રખડવા કઈ કોપવતી શક્તિ લઈ આવી? તારો આત્મા અમારા ચપળ સઢને કેવી રીતે આંબી ગયો? વિલંબતા પવનનો આધાર છોડી તું દેશ અને દરિયા ઓળંગી કેવી રીતે આવી શક્યો?)

હું નિખાલસપણે માનું છું કે કોઈ પણ વાચકને આ વર્ણન વાંચવામાં આનંદ આવતો નથી. સઢની ચપળતા કે પવનનો વિલંબ તેને સ્પર્શતાં નથી. બીજા દાખલા ઓમાં આવાં કલ્પનો આનંદદાયક બની રહે છે તો અહીં શાથી વ્યથિત કરતાં હશે?

એક સીધાસાદા કારણને લીધે જ. અહીં અસત્ય ભાવારોપણ છે જ નહિ. ખોટી તીવ્ર લાગણીના મુખમાં આ પ્રસ્તુત કરાયું છે. વ્યથિત કુતૂહલની તીવ્ર લાગણી અહીં રજૂ કરવાની છે તેને આ સુસંગત લાગતું નથી. યુલીસીસને હકીકત જાણવી છે. તેનું મન તેથી આવેશમાં આવી

પૃથા — રાજનંદિની હું, મારા ક્ષાત્રગૌરવને, પ્રભુ,
આપની કરુણા દ્વારા લાગશે કેવું લાંછન!
પુત્રને પામું ને પામુ મૃત્યુને, અજરામર!

સૂર્ય — તીર છૂટ્યું વીંધે લક્ષ્ય, તેમ મન્ત્રાભિચારની
સંસિદ્ધિ...
કિંતુ હે ભીરુ! માતૃત્વે ય તું કન્યકા
રહેશે; કુલ ને કર્મ નહીં તારું કલંકિત.

પૃથા — ગાત્રમાં આ કશો કંપ સંમુદાનો?

સૂર્ય — સીમંતિની
તારે ખોળે હશે બાળ તપ્ત સ્વર્ણની કાન્તિનો
મારા કવચ ને મારાં ભૂષણે અદ્વિતીય, ને
તે છતાં...
દિગંતે હું જતો ઝાંખા પથે તે ઘટિકા તણી
એને દે લાગશે છાયા અભ્રથી આવર્યા સમી.

પૃથા — અભ્ર આ દૃષ્ટિની આડે! અંતર્ધાન થયા રવિ?
વૃક્ષને નીડ આવેલાં પંખીને પાંખ શર્વરી
ઊતરે; શમતો વ્હેતો યામઝાલરનો રવ.
સ્વપ્નથી તો ન હું જાગી રહી!
ધાત્રી!

ધાત્રી — જી, હાં.

પૃથા — અહીં
કોણ આવી ગયું?

ધાત્રી — કોઇ નહીં છે સર્વ સાવધ.
ભ્રાન્તિ કૈં થઈ, ના સ્વસ્થ તમે...
લ્યો લેઉં વારણાં.

પૃથા — સ્વસ્થ છું. મંદિરે સજ્જા કરો, આવુ છું સદ્ય હું.
(ધાત્રીનું પ્રસ્થાન)
સ્વસ્થ છું. અંકમાં મારા સ્ફુરે છે બિંબ સૂર્યનું.

*

પૃથા — કંદને-પ્રાણને પ્હેલો સ્પંદ-હુંકાર-નિસ્વન!
મુખની કાન્તિએ સોહે આભાવર્તુલ અદ્ભુત!
દિવ્યાલંકાર કર્ણનાં!
વક્ષની લાલિમા દીપ્તિમંત વજ્ર સમી...

અરે
આવેગે સ્તનથી મારા, ધારે પાનો જતો વહી!
એને હોઠ ધરું?
નાનેરા હોઠને સ્પર્શે અંગાંગે રોમહર્ષની
વ્યાપી રે' લહરી...ચૂમી લઉં...
...મારા સ્વયંવરે–
માતૃત્વમંડિત
શૂરસેનસુતા, કુંતીભોજની કન્યકાતણા
ઉદ્ગારે—
આવશે કોણ યશસ્વી નરશાર્દૂલ?
'જનેતા વીર પુત્રોની થૈશ?
રે વિધિ વક્રતા!
હાય, આ કારમી પીડા શી કિંકર્તવ્ય મૂઢની?
કુલની કીર્તિ, ભાવિના પથે મંડાણ પાયના
શોચું, ને હું વિલોકું આ લાલને દગનિર્મિલ.
...દુર્વાસાને ન આશ્રમ:
–તો ગાઢા વનનાં વૃક્ષોને જ કેવલ આશ્રય
પણ? ત્યાં યે નહીં દૃષ્ટિ બ્હાર હું તાતની...
તો...શું...
કહેવી એમને આની પૂર્ણ વિશ્રંભથી કથા?
આઘાતે ક્રુદ્ધ થૈ હત્યા કરે તો...
એમને મારે કહેવું કૈં નથી, નહીં.
તો ...એકાકી ત્યજું એને?
એટલી ક્રૂર હું?–

પણ
એના રક્ષણનો એથી અન્ય શો માર્ગ?...
ક્રૌંચનો
સૂર આ મધ્યરાત્રિની કરે શાન્તિ વિકંપિત.
કોઈ અન્ય ઉપાય ના.
કાષ્ઠની હંકછિદ્રાળુ મંજૂષા પેલી, એ મહીં
ફૂલકોમલ શય્યામાં પોઢાડું ભૂષણે સજી
ને એને સરિતાનીરે...

અંગૂઠો મુખમાં લઈ
રમે એને?...

જઈને પૂછે એ શક્ય છે. થોભીને જે હકીકત બની ન હોય તેવી વિગતો સૂચવે એવું શક્ય નથી. પહેલી ત્રણ લીટીમાં અકારણ વિલંબ અને છેલ્લી લીટીમાં કલ્પન આપણને સંગીતમાં એકાએક વાગી ઊઠતા કર્કશ સૂર જેવાં વિસંવાદી લાગે છે. સાચી કલ્પનાશક્તિવાળા કોઈ કવિએ આવી પંક્તિઓ લખી ન હોય.

આપણા વૃત્તિમય ભાવાભાસમાંથી મળતા આનંદને માટે પણ સત્ય માર્ગદર્શક થઈ પડે છે. કોલરિજના ભાવાભાસમાં બસૂરાપણું નથી. પણ પોપનો ભાવાભાસ આપણને અકળાવી મૂકે છે. વધુ વિસ્તાર કર્યા વગર હું હવે આ વિષયના મુખ્ય મુદ્દાઓ રજૂ કરીશ.

ઉપર કહ્યું તેમ સામે આવી પડેલાને સંપૂર્ણપણે ન્યાય ન આપી શકનાર અથવા તો આવેગમાં તણાઈ જનાર કે તેની નીચે દબાઈ જનાર કે તેથી અંજાઈ જનાર નબળી પ્રકૃતિવાળો કવિ વૃત્તિમય ભાવાભાસ (અસત્ય ભાવારોપણ) પ્રયોજે છે. એક રીતે જોઈએ તો આ સ્થિતિ ઉમદા છે, લાગણીના આવેગનું તે પ્રમાણ બની રહે છે. તીવ્ર લાગણીઓ અનુભવતાં બુદ્ધિ નબળી પડે અને નિરીક્ષણમાં ચોકસાઈનો અભાવ વરતાય તે તો ઊંચા પ્રકારની શક્તિઓનું સૂચન કરે છે કે આ વ્યક્તિનો ભાવાવેગ એટલો તીવ્ર છે કે બુદ્ધિ હણીને કે દબાવીને જે મનાવવું હોય તે મનાવી શકે છે. તે છતાં કહેવું જોઈએ કે બુદ્ધિ પણ ભાવાવેગમાં દબાયા વગર ઊર્ધ્વગામી થાય, આવેગ સાથે ટક્કર ઝીલે અથવા તેના ઉચ્ચતમ પ્રયત્નો સાથે સમકક્ષ બને, જેથી કવિનું આખું વ્યક્તિત્વ

## પ્રિયકાન્ત મણિયાર

### ઝણુકે

તેજ તેજમાં તરતી તરતી ઝાંય તમારી ઝણુકે
અહીં, તહીં ને અડે આંગળી રૂપ તમારું રણુકે!
મધ્ય રાત્રિ આ મૌન ઠરેલી,
જાત જંપતી ઘેન ભરેલી;
કોક તારવ્યા તારલિયા ત્યાં શબ્દ કરીને ખણુકે!
સૂર્ય કિરણને સ્હેજ અડીને
કમળ-પત્રથી ક્યાંક પડીને
અશ્રુ સરીખા બુંદબુંદ આ સરતાં સ્મરણો સણુકે!
ગહન ઊંઘડે દ્વાર બંધ છો,
પ્રીત-પ્રબંધે શાંત સ્પંદ હો;
એક નામની રસ રટણા શી મન-માળાના મણકે!

## મનહર તળપદા

### મારું ગામ!

વહેલી પરોઢની ગાડીના પાવામાં પડઘાતું જાય મારું ગામ
ડુંગરના ડચકારે ભાંભરતી સીમમાં આખું ઘુમરાય મારું ગામ.
ડાંગરના ચાસમાં પગલાં ઘૂમે ને
ઉપર તડકાનાં માથોડું નીર!
આંબલી ને પીપળીના બપોરી દાવમાં
મોરપીંછ આંખોનાં અથડાતાં તીર!
પથ્થરની કોર પર મ્હેંદી ભરેલું કોક ટહુકાતું આજ રૂડું નામ
વહેલી પરોઢની ગાડીના પાવામાં પડઘાતું જાય મારું ગામ.
ધૂણીની આસપાસ દાદાની વાતમાં
રાજા ને રાણીનો જામે શો ડાયરો!
નીંદર ભરેલી પછી આંખમાં ઊગી તે જાય
પરીઓના દેશનો ફરફરતો વાયરો!
લાખલાખ અસવારો ઊતરે અંધારના ને શમણાતું જાય
મારું ગામ
વહેલી પરોઢની ગાડીનાં પાવામાં પડઘાતું જાય મારું ગામ

પ્રયોજેલી ભાષા જેવી બની રહે છે.

આમ, સર્વગ્રાહી રીતે જોતાં ચાર વર્ગો પાડી શકાય; જે કશી લાગણી અનુભવતા નથી અને તેથી સાચું જુએ છે, જે ઉત્કટ લાગણી અનુભવે છે, નબળું વિચારે છે અને અસત્ય જુએ છે (નિમ્ન કક્ષાના કવિ), જે ઉત્કટ લાગણી અનુભવે છે, વિચાર શક્તિ દૃઢ રાખે છે અને સાચું જુએ છે (ઉત્તમ કક્ષાના કવિ) અને માનવ-પ્રાણીઓ થઈ શકે તેટલા શક્તિશાળી છે તે છતાં તેમના કરતાં વધુ શક્તિશાળી અસર નીચે આવતાં એક પ્રકારે અસત્ય જુએ છે, કારણ કે તેઓ જે જુએ છે તે કલ્પનાતીતપણે તેમનાથી અતિ ઊંચે છે. છેલ્લી જણાવી તે સામાન્ય રીતે પેગંબરોની પ્રેરણાની સ્થિતિ છે.

દરેક વર્ગનાં લક્ષણ સમજી લેવા માટે હું આ વર્ગીકરણ કરું તો છું પણ તે દરેક અગોચર સંક્રાંતિ કરતાં એકબીજા સાથે સંકળાયેલા છે. એક જ માનસ જુદી જુદી અસર તળે આવતાં જુદી જુદી સ્થિતિમાં મુકાય છે. છતાં યે મહાન અને નિમ્ન વચ્ચેનો ફેર મુખ્યત્વે આ સંક્રાંતિની શક્તિ જ છે. તેનું જ્ઞાન ઊંડું છે, ભૂત અને ભવિષ્ય તે જુએ છે અને લાગણીથી અનુભવે છે, તે ઉપરાંત પોતાની આસપાસ-ચોપાસથી બધા બનાવોનાં સંવેદનો ઝીલે છે, પણ તેથી ડોલી ઊઠતો નથી. તેનું મન સ્વસ્થ છે, તેના વિચારોનો વિશિષ્ટ પ્રવાહ છે. તેની કાર્યપદ્ધતિ સ્થિર નિશ્ચયવાળી છે, આ કે પેલું નવું દૃશ્ય તેને એક-દમ ચળાવી શકતું નથી. ઉપર લીલ જામી હોય તેવા ખડક જેવો તે છે. તેની ઉપલી સપાટી અસર ઝીલવા કૂણી છે;

તો અંદરનો નક્કર ખડક સહેલાઈથી ચળે તેવો નથી. નિમ્ન કક્ષાનો માણસ તેના જેટલી જ સંવેદનક્ષમતા ધરાવતો હોય તો તરત જ ડોલી ઊઠે છે; તેને ઠેક કરી નાખવાનો, પહેલાં ન હતો એવો, જુસ્સો ચડી આવે છે; પોતાનાં આંસુમાંથી તે વિશ્વને નવા જ પ્રકાશમાં નીરખે છે, તે બદલાતા અનુભવ પ્રમાણે વારાફરતી આનંદી કે ઉત્સાહી, ખિન્ન કે ઉત્કટ આવેગવાળો બને છે. તેથી ઉત્તમ સર્જનાત્મક કવિ મહદંશે શાંત કે અક્ષુબ્ધ લાગે (જેમ કેટલાક ડાન્ટીને કઠોર માને છે); કારણ કે તે બધી લાગણીઓને સંપૂર્ણપણે આવકારતો હોવા છતાં તેનામાં જ્ઞાન અને ચિંતનનું કેન્દ્ર હોઈ તે સ્વસ્થ રહે છે અને લાગણીને પણ જાણે કે દૂરથી નીરખે છે.

ડાન્ટી તેના અત્યંત ઉગ્ર આવેગવાળી મનઃસ્થિતિમાં હોય ત્યારે પણ પોતાની જાત પર સંપૂર્ણપણે કાબૂ ધરાવે છે તેથી હમેશા પોતાના દર્શનને અનુરૂપ એવાં કલ્પન કે શબ્દ શાંતિથી ચોતરફ દૃષ્ટિ કરી મેળવી લઈ શકે છે. પણ કીટ્સ અને ટેનિસન અને નિમ્ન કક્ષાના કવિઓ સામાન્યતઃ લાગણીથી દોરાઈ જઈને લખે છે અથવા તો તેમ હોય ત્યારે લખવું પસંદ કરે છે; પરિણામે તેઓ એવી ઉક્તિઓ અને વિચારની ઢબ સ્વીકારે છે કે તે થોડાં વિકારી (રોગી) કે અસત્ય લાગે છે.

હવે જ્યાં સુધી લાગણી સાચી લાગે ત્યાં સુધી આપણે ક્ષમ્ય ગણવા તૈયાર થઈએ, અરે ક્યારેક તો દૃષ્ટિ દોષનો એકરાર સાંભળીને આનંદ પણ આવે. દાખલા તરીકે ઉપર ટાંકેલી કિંગ્સ્લેની પંક્તિઓ વાંચતા આનંદ આવે છે તે

## હસિત બૂચ

### અટક્યા વગર

અટક્યા વગર,
કડક કડૂકો કાવો કોઈ
ઢળે-ટળે રૂ ભીતર.
અગર ચહું, તો ખાળું; પણ રે,
એમ કર્યે કયાં ચેન?
સહુ જાણું ના: અડી-અડીને
સરકી જાતું હેન!-
કેમ કરી સમજાય?-
અહીં તો, લીલીછમ છે કતલ.
સૂરજ છાતીએ ચડતો, કે
ફરે ચાંદનીવેન?
ક્ષિતિજ અંતે મુઠ્ઠીમાં, કે
તળિયે ડૂબે કે?-
કશું ય કયાં વરતાય?-
હવે કાવાનો ગાડો રાગલ!

**ભાનુપ્રસાદ પંડ્યા**

### રાખજો સાચવી

સ્ફુરી પુલક શી ડોલે-લીલમ શિરિષ મેં જે સૂરી
વનોની મુજ ડાળીએ, વિપુલ પલ્લવથી હવે
ખરે પીળચટી બની. બધી ય વાત મેં કાલની
સુખાળવી મળે પૂગે, ખખડતી ઊડે વાયરે.
થઈ વિવશ દેખવું-સ્થવિર કો શિલાની સમા
અપંગ તનથી યથા સમસમી રહી આખરી
વિદાય શિશુની જુએ અરવ એમ હું ઝાડવું
ખડું, વિજન ગાનમાં ધરબિયા વધસ્તંભ શું!
હલાતું યદિ હોત તો ઝરશ પ્હાડ ને કંગા
બધે ગઝળી કયાંકથી વરતી વેત તેડી જણ્યા
પમારી મુજ હાથ સૌ. ઊચરી બે શકું-ચીમથી
વહાવું મદમત્ત પાનખરને દગે રાંસુડાં.
કશું ય નહિ તો હિપુ ખગ શું લેત કે હાલવી
ભલામણ સમીરને કરત: રાખજો સાચવી!

## વીરુ પુરોહિત

### ખેડૂતકન્યાનું ગીત...

હે લઇ લો લઇ લો જુવાર લઇ લો બાજરો...
અમે ભ્રમણાના ખેતરમાં જોયો છે ધોધમાર આમતેમ ફરતો
ઉજાગરો...

હે લઇ લો લઈ લો જુવાર લઇ લો બાજરો...
સૂપડે સોવાઈ ગયા આવડી જુદાઈથી
ને ઘરમાં સમાય નહીં કાયા,
ત્રોફાવ્યું નામ તારું દર્પણ શું લોહીમાં
ને પાંચ-સાત પડયા પડછાયા,
વડલે અટવાઈ ગયું ચૈતરનું વ્યોમ પછી વાયો વાયુ આ બહુ
આકરો...

હે લઇ લો લઇ લો જુવાર લઇ લો બાજરો...
એકાદી ડાળે ચડે ડમરી તો ઠીક
આ તો ડમરાતું જીવતરનું વંન,
ધોરિયામાં ખળખળતું વહી જાય કોઇક
અહીં કાંઠે ઊગે છે એનું મંન,
મારું જીવવું તે સરોવરનું પોઢેલું નીર તારું આવવું તે ફેંકેલો
કાંકરો...

હે લઇ લો લઇ લો જુવાર લઈ લો બાજરો...

## ચિનુ મોદી

### વારતા

તમને કહું છું માંડીને ઝાકળની વારતા
મેં સાચવેલા આંધળા કાગળની વારતા.
રેખા પડેલી હોય છે બન્ને ય હાથમાં
માથે પડી છે ત્યારથી અટકળની વારતા.
માગીભીખીને લાવતો નિદ્રા પરોઢમાં
ત્યારે કરો છો સૂર્યના ઝળહળની વારતા?
મારી વ્યથાનો કોઈ પણ પર્યાય મેળવી
પામી શકાશે ભીંતની પળપળની વારતા.
વાવી દીધા છે મોરના ટૌકા જમીનમાં
પૂરી કરોને ઝટ હવે અંજળની વારતા.

વર્ણન દોષયુક્ત ને આભાસી છે માટે નહીં, પણ તે દ્વારા વ્યથાનું વર્ણન વફાદારીપૂર્વક થયેલું છે તેથી. પણ જે ક્ષણે કવિનું મન શુષ્ક બની જાય તે જ ક્ષણે આવી ઉક્તિ અસત્ય બની જાય છે. કારણ બીજી બાહ્ય વિગતોમાં તો તે અસત્યપૂર્ણ છે જ. ઠંડે કલેજે આવાં રૂપકોવાળી ઉક્તિઓ વાપરવાની ટેવ જેવું સાહિત્યમાં બીજું કોઇ અધમપણું નથી. કોઈ પ્રેરણામત્ત કવિ ઉત્કટ ભાવાવેગમાં સાચી રીતે સમજીને 'ક્રોધાવેશમાં મત્ત સાગરનાં મોજાં પોતાની શરમનાં ફીણ ઉડાડતાં હતાં' એવું કહે તે સમજાય, પણ અધમ લેખક સાગરનો ઉલ્લેખ કરતી વખતે 'ક્રોધાવેશમાં મત્ત મોજાં,' 'નિર્દય ભરતી' અને 'ભૂખાળવાં મોજાં' વગેરે વાપર્યા વગર રહી શકતો જ નથી. આવી વિચારની ટેવોને કાબૂમાં રાખે તે લેખકની ઉત્તમ શક્તિની નિશાની છે અને તેવો લેખક પોતાની નજર ફક્ત હકીકત પર જ માંડેલી રાખે. તેમ કરતાં જે લાગણી તે કે તેનો વાચક અનુભવી શકે તે ચોકસપણે સાચી જ હોય.

મોજાંની વાત ફરી કરું તો એક વર્ણન યાદ આવે છે—કોણે લખ્યું છે તે આજે ભૂલી ગયો છું[1] નિરાશાની ગર્તામાં ધકેલાયલો એક માણસ પોતાનું શરીર સાગરમાં નાખી દેવામાં આવે તેવું ઇચ્છે છે.

Whose changing mound, and
foam that passed away.
Might mock the eyes that
quetioned where I lay.

(જેની બદલાતી ટેકરીઓ અને પસાર થઈ ગયેલાં ફીણ 'હું ક્યાં સૂતો છું' એમ

૧ હજી સુધી કવિ કોણ તે જાણી શકાયું નથી.

પૂછતી આખોની મજાક ઉડાવરો.)

પહેલુ નોધીએ કે અહીં એકે અસત્ય કે અતિશયોક્તિભરેલી ઉક્તિ નથી. સાગરના મોજાની ટેકરીઓ 'Mound' સપૂર્ણપણે સાદુ અને સાચુ વર્ણન છે 'બદલાતી' પણ રોજિદુ છે પસાર થઈ ગયેલા ત્રીણ શબ્દશ વર્ણન છે આખી લીટી વાસ્તવિકતાને, હકીકતને, એની ચોકસાઈથી રજૂ કરે છે કે કાવ્યસાહિત્યમા તેની જોડ મળે તેમ નથી ઘણા લોકોને મોજાના કદનો કે કદગાપણાનો સ્પષ્ટ ખ્યાલ હોતો નથી 'મોજુ' શબ્દ ઘણી વાર લહેર કે તરગ માટે કે કપડામા પડતા સળ કે ઘાસના ડોલવા માટે વપરાય છે તેથી તે શબ્દ સપૂર્ણ કલ્પન રજૂ કરી શકતો નથી. પણ mound–ટેકરી–શબ્દના પ્રયોગને લીધે મોજાની વિશાળતા, તેનુ ભારે, ઘેરુ ચોક્કસ સ્વરૂપ સમજાય છે અને માનસપટ પર આકાર લે છે 'Changing'–બદલાતી–શબ્દનો પણ ખાસ ઉપયોગ છે ઘણા લોકો મોજા ઊછળે છે અને પટકાય છે તેમ માને છે. પણ દરિયા સામે બરાબર જોતા જણાશે કે મોજા ઊછળતા અને પટકાતા નથી, તે બદલાય છે સ્વરૂપ અને જગ્યા બને બદલે છે, પણ પડતા નથી એક મોજુ આગળ અને આગળ વધ્યા કરે છે, આગળ જતા ક્યારેક ઊચુ તો ક્યારેક નીચુ થાય છે, ક્યારેક અધની જેમ ડેશવાળી ઊછળતુ, ક્યારેક દીવાલની જેમ સીધુ ઊચુ આવતુ, ક્યારેક ડામાડોળ થતુ, ક્યારેક સ્થિર, પણ તેનું તે જ મોજુ ઊતરે ક્યાક ભટકાયું એવુ લાગે ત્યારે કોણ જાણે કેવી રીતે સ્વરૂપ બદલીને બીજુ મોજુ બની જાય છે.

## જયન્ત પાઠક

### હદપાર

ઊગતા સૂરજના દેશમાથી
હદપાર થયેલો હુ
તારાઓના અધકારમા વહુ છુ–
આ વહ્યા કરવાની લાગણી અને હુ .
પૃથ્વી અને આકાશ વચ્ચે
મારી અગતિમા
હુ મોજા ઉપર મોજા કાપુ છુ–
આ કાપ્યા કરવાની લાગણી અને હુ ..
આખો મારીને
ભૂલયોનિમા ભળી ગયેલો હુ
અવળે પગે ચાલ્યા કરુ છુ–
આ ચાલ્યા કરવાની લાગણી અને હુ...
ઊગતા સૂરજના દેશમાથી
આકાશ અને પૃથ્વી અને પ્રકાશ અને
અધારુ અને બીજુ અને ત્રીજુ...
એટલે
ઊગતા સૂરજના દેશ ભણી
હદપાર થયેલો હુ

## મુકુલ ચોકસી

સૂરજમુખી પેલા વાદળોને પૂછે કે આ તે દિવસ છે કે રાત છે?
અરે એ તે કઈ પૂછવાની વાત છે?
એકનો એકલો હુ દોડી ગયો પછી પૂછે તુ વાયરાનો સાથ છે!
અરે એ તે કઈ પૂછવાની વાત છે?
સાજના રગને એવુ લાગ્યુ કે
હુ તો હમણા જ ડૂબી જવાનો
કાળી ભમ્મરિયા ચાદરની ઓથેથી
ચાદલિયો મલકી જવાનો
તેણે વાદળના કાનમા હળવેથી ફૂકીને પૂછયુ કે આજે અમાસ છે?
અરે એ તે કઇ પૂછવાની વાત છે?
રસ્તા પર આભ આ વરસ્યુ નહુ પછી વૃક્ષો પૂછે કે ક્યા ઘાસ છે?
અરે એ તે કઇ પૂછવાની વાત છે?

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

### આવો આવો

જૂની ભીંતો પડ ઊખડતી, આંગણું કોરું મોરું,
તૂટી બારી, સમય ખણતો આગળાનો નકૂચો.
ઊભી સાખે ગત સમયને બારણાંમાં જડીને
વંટોળાતો ગભીર પગલે સૂર્ય મોભે ચડે છે.
હીંડોળાની વિહ્વળ પળો શોધતો કિચૂડાટ
એકાંતોના ફલક પર કો' ગાનને ચીતરે છે.
પીંછા જેવી મૂંઝવણ હવે આંખને ખોતરે છે.
ઘીના દીવા જયમ પ્રજળતાં ચોક ને પાણિયારું,
ઘંટી, ચૂલો વળી વળગણી આગળો ને પલંગ,
સાંબેલું ને લહલહ થતી ઓકળીના વળાંક.
ભીંસે ભીંતો તરડઘરની.........................
તોયે ઊડયા અબુધ હળવા મોરલાના ટહુકા
બે આંખોના તટ ઉપર જે પાડતા બૂમ એવી:
'આવો, આવો, મઘમઘ થઈ ઢોલિયે આવનારાં.'

## જિતેન્દ્ર કા. વ્યાસ

### અધવાટે

આપણ તરભેટા લગ ચાલ્યાં, આખર તૂટી પડયાં, રે રામ!
આપણ સંબંધોના છેડા, આખર છૂટી પડયા, રે રામ!
ડમરી આભ લગી ચકરાઈ
પગલાં ઊડી ગયાં રે,
સો સો સૂરજ સોનું ઝરતા
સહસા બૂડી ગયા રે!
જળ કયાં? મૃગજળ પણ અધવાટે આપણ ખૂટી પડયાં, રે રામ!
આપણ સંબંધોના છેડા, આખર છૂટી પડયા, રે રામ!
કોના ગોઝારા ઓછાયા
દિલને અડી ગયા રે?
નયને મ્હોરેલાં ફૂલ, ઝાકળ
થઈને દડી ગયાં રે!
છબીયું ખોઈ છબીલી, દર્પણ બેઉ ફૂટી ગયાં, રે રામ!
આપણા સંબંધોના છેડા, આખર છૂટી પડયા, રે રામ!

પંક્તિનો અંત આ જ કલ્પનને પૂર્ણતા અર્પે છે: foam that passed away–પસાર થઈ ગએલાં ફીણ—ફક્ત ઓગળતાં કે અદ્રશ્ય થતાં નહીં, પણ પસાર થઈ મોજાંની સાથે નજરથી દૂર થતાં ફીણ. સાગરની હકીકત જેટલી શકય તેટલી આપણી સમક્ષ રજૂ કરીને કવિ આપણી ઇચ્છા પ્રમાણે તેમાંથી તારણ કાઢવા દે છે. આપણી મેળે આપણે વિરુદ્ધ વાસ્તવિકતા સંભારીને સરખાવીએ છીએ. લીલા ઘાસથી આચ્છાદિત કબરની ટેકરીઓ બદલાતી નથી. સફેદ, કોરેલી પથ્થરની તકિતઓ પસાર થઈ જતી નથી. આપણી કલ્પના આગળ ચાલીને શાંત, સ્વસ્થ જિંદગી ને નિશ્ચલ, સ્તબ્ધ કબર એક તરફ, તો બીજી તરફ નિરાશામય જિંદગી અને આંખથી ઓઝલ થતાં ફીણ કલ્પે છે.

(અહીં બે ઉદાહરણની પંકિતઓ લીધી નથી)

પણ આમાંનું કશું કહેવાયું નથી કે નિર્દેશાયું નથી. ઉકિત સંપૂર્ણપણે અનલંકૃત અને ચોકસાઈવાળી છે. લેખકની દૃઢપણે કાબૂમાં રખાયેલી લાગણીની તેની પર અસર વરતાતી નથી. 'mock'—'મજાક'–શબ્દ પણ અપવાદ નથી, કેમ કે તેનો અર્થ છેતરવું કે પરાજિત કરવું એવો ઘટાવી શકાય. મોજાં માટે સજીવારોપણ થયું છે તેમ માનવાની જરૂર રહે નહીં.

જે વર્ણનો આમ ફક્ત હકીકત જ રજૂ કરે છે અને વાચકને પોતાના પ્રતિભાવોમાં રાચવા દે છે તેમાં વિશિષ્ટ ગૌરવ વરતાય છે, તે બતાવવા હું એક બે દાખલા આપીશ. આ એક 'ઈલિયડ'માંથી ઉદ્ધૃત કરેલો છે. ટ્રૉયના કિલ્લા પરથી ગ્રીક

સૈન્યને જોતા અને પ્રાયમને સરદારોના નામ જણાવતા હેલન ઊંચરે ઉમેરે છેઃ

હું બીજા બધા કાળા નેત્રોવાળા એક સરદારોને જોઉં છુ. પણ મારા માજણ્યા ભાઈઓ કેસ્ટર અને પોલક્સને જોઈ શકી નથી. રૂડા લેસીડીમનથી તેઓ આવ્યા જ નથી કે સાગરમા ફરતા વહાણે ચઢીને આવ્યા છતા મારે લીધે લોકોના ફિટકારથી બચવા શરમાઈને યુદ્ધે ચઢવાના નથી?

પછી હોમર કહે છેઃ

તેણે આમ કહ્યું જીવન દાત્રી ધરતી મા, લેસીડીવમમા, પ્રિય માતૃભૂમિમા તે એ ક્યારના પોઢી ગયા હતા

ઊંચી કોટિનુ કાવ્યમય સત્ય અહીં એકાંતિકપણે રજૂ કરાયેલુ નોંધો કવિને ધરતીની દિલગીરીની વાત કહેવી છે, પણ તે દિલગીરીને લીધે ધરતી વિષેના ખ્યાલ બદલાવા નથી ના, કેસ્ટર અને પોલક્સ મૃત્યુ પામ્યા તો યે ધરતી તો આપણી ફળવતી જીવનદાત્રી માતા જ છે, આ ફક્ત હકીકત છે હું તે સિવાય બીજુ કાંઈ જોતો નથી તમારે તેમાંથી જે તારવવું હોય તે તારવો

બીજુ એક ઉદાહરણ વિનેના ભયંકર બેલડમાથી લઈએ 'કોન્સ્ટન્સના શણગાર'-નો અંત જુઓ હકીકતનુ જ નિરૂપણ સારૂં કે માઠું તે કવિ કહેતા નથી તમે તે વિશે શુ કહેશો તે જાણતા નથી તે સાથે તેને કશી નિસ્બત નથી મૃત યુવતીની રાખ તેની ઓરડીમા પડી છે ફ્રાંસના રાજદૂતના નિવાસે સવાર સુધી નૃત્ય ચાલુ રહ્યુ છે તમારે તે પરથી સમજવુ હોય તે સમજી લો

## મહેશ યાજ્ઞિક

### ઠરી જતી તાપણીએ

ઠરી જતી તાપણીએ હાલે અલક મલકની વાતો,
પીળા પાદે ફરી મહેકતી ગુલમ્હોરી કઈ રાતો!

કરચલીઓની વચ્ચે ઝબકે
ફરકેલા ફાગણના ફાગ
તલવાર્યુંની વાતે મલકે
યે શમણા જીવતરના તાગ

ધોળા વાળ ઝરે ઝબકારે હોંકો મીઠું મલકાતો,
ઠરી જતી તાપણીએ હાલે અલક-મલકની વાતો!

વાત કરીને કાલ વિશેની
ડાળ સૂકી અંગારે મેલી
હરિનામની વાત હવે તો
વરસે ને ગીતોની હેલી

ટચો ઊઠો આ પરોઢ આવ્યુ લઇને સૂરજ રાતો,
પીળા પાદે ફરી મહેકતી ગુલમ્હોરી કઈ રાતો!

## હરીશ દામાણી

### કોણ આવશે?

વાદળ વિનાનુ આભ, હવે કોણ આવશે?
ફેલાઈ ગઈ છે રાત, હવે કોણ આવશે?
વાતાવરણની કોઈ અસર શેષ રહી નથી,
પૂરી થઈ છે વાત, હવે કોણ આવશે?
આખીયે રાત બારણું ખુલ્લુ રહ્યુ અને
જાગી ગઈ સવાર, હવે કોણ આવશે?
પંખીની જેમ ક્યાંય સુધી ઊડતી રહી,
ઝૂકી ગઈ છે આંખ, હવે કોણ આવશે!

## રમેશ પારેખ

### એક અનુભવ તને કહું....

એક અનુભવ તને કહું. લે, સાંભળ...સોનલ...
એક વખત આ હું ને મારી આંખ ગયાં'તાં દરિયે
ત્યારે કોઈ પગલું પાડી ગયું હતું ઓસરીએ
ઘેર આવતાં ઘરના મ્હોં પર નરી તાજગી ભાળી
અને અડપલું બોલી ઊઠયું : જડી ગયું, દે તાળી..
અમે પૂછયું : શું જડી ગયું તો કહે–નથી જે તે જ
અને ઓસરી પર ઝગમગતું પગલું ચીંધ્યું સ્હેજ
ચિઠ્ઠી હોય તો વાંચે કોઈ પગલું વાંચે કેમ
એક જ પગલે કેટકેટલા પગના આવ્યા વ્હેમ.
પગલા ઉપર અમે ચડાવ્યાં પાંપણનાં બે ફૂલ
ટીપે ટીપે સપના સુધી બાંધ્યો ભીનો પુલ
તો ય અમે હાર્યા ને પગલું જીતી ગયું'તું અમને
અમે જરીકે ધાર્યાં ન્હોતાં છાના પગલે તમને
ઘર આખ્ખું ને અમે ય આખ્ખા ઝલમલ ઝલમલ
ઓસરીએ અફળાતો દરિયો કલબલ કલબલ
એક અનુભવ તને કહું, લે સાંભળ, સોનલ...

## રમણિક સોમેશ્વર

### થતો જાઉં છું

સમંદર હતો હું એ સપનું રહ્યું,
બચાવો હું મૃગજળ થતો જાઉં છું.
દર્પણ હતો આમ તો જન્મથી,
હવે હું તિરાડો થતો જાઉં છું.
રમ્યો'તો સૂરજને લઈ બાથમાં,
ઠરેલો તિખારો થતો જાઉં છું.
હવે પાંખ ફફડે નહીં કાં જરી?
હું પથ્થરનું પંખી થતો જાઉં છું.
બચાવો મને માનવીથી અરે!
વધુપડતો માણસ થતો જાઉં છું.

જો વાચક આખી બેલડ પર દષ્ટિ ફેરવી જશે તો જણાશે કે તેમાં પહેલેથી છેલ્લે સુધી એક કડી બાદ કરતાં એક પણ (કહેવાતી) કાવ્યમય ઉક્તિ નથી. યુવતી સીધુંસાદું ગદ્ય બોલે છે. શણગાર સમયે સામાન્ય રીતે ન બોલે એવું કંઈ જ તેના મુખમાં મુકાયું નથી. પૂતળાની પેરે કવિ બાજુમાં નિષ્ક્રિય ઊભો છે, બોલાતા શબ્દો નોંધે છે. છેવટે દૈવ તેને ભરખી લે છે ત્યારે મૃત્યુના સામીપ્યમાં કવિની લાગણીઓ કવિ પર વિજય મેળવે છે. હવે તે ફક્ત હકીકતો નોંધતો નથી, પણ પોતાને હકીકત જેવી લાગે છે તેવી નિરૂપે છે. વિલાસી અગ્નિઝાળ તેના શરીરને ધીમે ધીમે નિર્દયપણે આવરી લે છે. જોતજોતામાં આ બની જાય છે. ૈવ-નિર્મિત થઈ ચૂકયું, કવિ સત્યના આછા પારદર્શક વાતાવરણમાં પાછો સરે છે. શાંતિથી સત્યનું નિરૂપણ કરીને તે કાવ્ય પૂરું કરે છે:

'They said, Poor Constance!'
'સૌએ કહ્યું : બિચારી કોન્સ્ટન્સ!'

અહીં પરિપૂર્ણ કવિ–પ્રકૃતિનું ઉદાત્ત ઉદાહરણ આપણે જોઈએ છીએ. લાગણીની તીવ્રતા અને તે પરનો કાબૂ–એ બે પર કવિની મહત્તા નિર્ભર છે તેમ આપણે હમેશાં વિશદપણે યાદ રાખવું જોઈએ. કવિની મહત્તા તેની તીવ્ર લાગણીની પ્રબળતાના પ્રમાણમાં અને તે પ્રબળતા સ્વીકારાયા પછી તેની પર રાખેલા કાબૂના પ્રમાણમાં જોઈ શકાય. પણ કયારેક એવું બને કે તેની લાગણી પર તે સવિશેષ કાબૂ રાખવા જાય તો અમાનવીય કે રાક્ષસી લાગે ત્યારે તે સમયે ત્યાં

## રમેશ પારેખ

### એક અનુભવ તને કહું....

એક અનુભવ તને કહું, લે, સાંભળ...સોનલ...
એક વખત આ હું ને મારી આંખ ગયાં'તાં દરિયે
ત્યારે કોઈ પગલું પાડી ગયું હતું ઓસરીએ
ઘેર આવતાં ઘરના મ્હોં પર નરી તાજગી ભાળી
અને અડપલું બોલી ઊઠ્યું : જડી ગયું, દે તાળી..
અમે પૂછ્યું : શું જડી ગયું તો કહે–નથી જે તે જ
અને ઓસરી પર ઝગમગતું પગલું ચીંધ્યું સ્હેજ
ચિઠ્ઠી હોય તો વાંચે કોઈ પગલું વાંચે કેમ
એક જ પગલે કેટકેટલા પગના આવ્યા વ્હેમ.
પગલા ઉપર અમે ચડાવ્યાં પાંપણનાં બે ફૂલ
ટીપે ટીપે સપના સુધી બાંધ્યો ભીનો પુલ
તો ય અમે હાર્યાં ને પગલું જીતી ગયું'તું અમને
અમે જરીકે ધાર્યાં ન્હોતાં છાના પગલે તમને
ઘર આખ્ખું ને અમે ય આખ્ખા ઝલમલ ઝલમલ
ઓસરીએ અફળાતો દરિયો કલબલ કલબલ
એક અનુભવ તને કહું, લે સાંભળ, સોનલ...

## રમણિક સોમેશ્વર

### થતો જાઉં છું

સમંદર હતો હું એ સપનું રહ્યું,
બચાવો હું મૃગજળ થતો જાઉં છું.
દર્પણ હતો આમ તો જન્મથી,
હવે હું તિરાડો થતો જાઉં છું.
રમ્યો'તો સૂરજને લઈ બાથમાં,
ઠરેલો તિખારો થતો જાઉં છું.
હવે પાંખ ફફડે નહીં કાં જરી ?
હું પથ્થરનું પંખી થતો જાઉં છું.
બચાવો મને માનવીથી અરે !
વધુપડતો માણસ થતો જાઉં છું.

જો વાચક આખી બેલડ પર દૃષ્ટિ ફેરવી જશે તો જણાશે કે તેમાં પહેલેથી છેલ્લે સુધી એક કડી બાદ કરતાં એક પણ (કહેવાતી) કાવ્યમય ઉક્તિ નથી. યુવતી સીધુંસાદું ગદ્ય બોલે છે. શણગાર સમયે સામાન્ય રીતે ન બોલે એવું કંઈ જ તેના મુખમાં મુકાયું નથી. પૂતળાની પેરે કવિ બાજુમાં નિષ્ક્રિય ઊભો છે, બોલાતા શબ્દો નોંધે છે. છેવટે દૈવ તેને ભરખી લે છે ત્યારે મૃત્યુના સામીપ્યમાં કવિની લાગણીઓ કવિ પર વિજય મેળવે છે. હવે તે ફક્ત હકીકતો નોંધતો નથી, પણ પોતાને હકીકત જેવી લાગે છે તેવી નિરૂપે છે. વિલાસી અગ્નિઝાળ તેના શરીરને ધીમે ધીમે નિર્દયપણે આવરી લે છે. જોતજોતામાં આ બની જાય છે. દૈવ-નિર્મિત થઈ ચૂક્યું, કવિ સત્યના આછા પારદર્શક વાતાવરણમાં પાછો સરે છે. શાંતિથી સત્યનું નિરૂપણ કરીને તે કાવ્ય પૂરું કરે છે:

'They said, Poor Constance!'
'સૌએ કહ્યું : બિચારી કૉન્સ્ટન્સ !'

અહીં પરિપૂર્ણ કવિ–પ્રકૃતિનું ઉદાત્ત ઉદાહરણ આપણે જોઈએ છીએ. લાગણીની તીવ્રતા અને તે પરનો કાબૂ–એ બે પર કવિની મહત્તા નિર્ભર છે તેમ આપણે હમેશાં વિશદપણે યાદ રાખવું જોઈએ. કવિની મહત્તા તેની તીવ્ર લાગણીની પ્રબળતાના પ્રમાણમાં અને તે પ્રબળતા સ્વીકારાયા પછી તેની પર રાખેલા કાબૂના પ્રમાણમાં જોઈ શકાય. પણ ક્યારેક એવું બને કે તેની લાગણી પર તે સવિશેષ કાબૂ રાખવા જાય તો અમાનવીય કે રાક્ષસી લાગે ત્યારે તે સમયે ત્યાં

સૅમ્યને જોતાં અને પ્રાયમને સરદારોના નામ જણાવતાં હેલન ઉત્તરે ઉમેરે છે:

હું બીજા બધા કાળા નેત્રોવાળા એક સરદારોને જોઉં છું. પણ મારા માજણ્યા ભાઈઓ કેસ્ટર અને પોલક્સને જોઈ શકી નથી. રૂપા લેસીડીમનથી તેઓ આવ્યા જ નથી કે સાગરમા ફરતા વહાણે ચઢીને આવ્યા છતા મારે લીધે લોકોના ધિક્કારથી બચવા શરમાઈને યુદ્ધે ચઢવાના નથી?

પછી હોમર કહે છે:

તેણે આમ કહ્યું જીવન-દાત્રી ધરતીમાં, લેસીડીમનમા, પ્રિય માતૃભૂમિમા તે બે ક્યારના પોઢી ગયા હતા

ધરતી કવિનુ કાવ્યમય સત્ય અહીં એકાંતિકપણે રજૂ કરાયેલ નોંધો કવિને ધરતીની દિલગીરીની વાત કહેવી છે, પણ તે દિલગીરીને લીધે ધરતી વિષેના ખ્યાલ બદલાવા નથી ના, કેસ્ટર અને પોલક્સ મૃત્યુ પામ્યા તો યે ધરતી તો આપણી ફળવતી જીવનદાત્રી માતા જ છે, આ ફક્ત હકીકત છે. હું તે સિવાય બીજુ કાંઈ જોતા નથી. તમારે તેમાથી જે તારવવું હોય તે તારવો.

બીજું એક ઉદાહરણ વિનેના ભવ્યકર બેલડમાથી લઈએ. 'ફોન્ટ-સના ફણગાર'-નો અંત જુઓ. હકીકતનુ જ નિરૂપણ. સારૂ કે માઠું તે કવિ કહેતા નથી. તમે તે વિશે શુ કહેશો તે જાણતા નથી તે સાથે તેને કશી નિસ્બત નથી. મૃત યુવતીની રાખ તેની ઓરડીમા પડી છે. ફ્રાંસના રાજદૂતના નિવાસે સવાર સુધી નૃત્ય ચાલુ રહ્યું છે. તમારે તે પરથી સમજવુ હોય તે સમજી લો.

## મહેશ યાજ્ઞિક

### ઠરી જતી તાપણીએ

ઠરી જતી તાપણીએ હવે અલક મલકની વાતો,
પીળા પાદે ફરી મહેકતી ગુલમ્હોરી કંઈ રાતો!

કરચલીઓની વચ્ચે ગબકે
ફરકેલા ફાગણના ફાગ
તલવાયુંની વાતે મલકે
થૈ શમણા જીવતરના તાગ

ધોળા વાળ ઝીં ઝમકારે કોકો મીઠું મલકાતો,
ઠરી જતી તાપણીએ હાલે અલક-મલકની વાતો!

વાત કરીને કાલ વિશેની
ડાળ સૂકી અંગારે મેલી
હરિનામની વાત હવે તો
વરસે નૈ ગીતોની હેલી

દયો ઊઠો આ પરોઢ આવ્યુ લઇને સૂરજ રાતો,
પીળા પાદે ફરી મહેકતી ગુલમ્હોરી કંઈ રાતો!

## હરીશ દાસાણી

### કોણ આવશે?

વાદળ વિનાનુ આભ, હવે કોણ આવશે!
ફેલાઈ ગઈ છે રાત, હવે કોણ આવશે?
વાતાવરણની કોઈ અસર શેષ રહી નથી;
પૂરી થઈ છે વાત, હવે કોણ આવશે?
આખીયે રાત બારણુ ખુલ્લું રહ્યુ અને
જાગી ગઈ સવાર, હવે કોણ આવશે?
પંખીની જેમ ક્યાંય સુધી ઊડતી રહી,
ઝૂકી ગઈ છે આંખ, હવે કોણ આવશે!

## રમેશ પારેખ

### એક અનુભવ તને કહું....

એક અનુભવ તને કહું. લે, સાંભળ...સોનલ...
એક વખત આ હું ને મારી આંખ ગયાં'તાં દરિયે
ત્યારે કોઈ પગલું પાડી ગયું હતું ઓસરીએ
ઘેર આવતાં ઘરના ફરો પર નરી તાજગી ભાળી!
અને અડપલું બોલી ઊઠ્યું : જડી ગયું, દે તાળી..
અમે પૂછ્યું : શું જડી ગયું તો કહે–નથી જે તે જ
અને ઓસરી પર ઝગમગતું પગલું ચીંધ્યું સહેજ
ચિઠ્ઠી હોય તો વાંચે કોઈ પગલું વાંચે કેમ
એક જ પગલે કેટકેટલા પગના આવ્યા વ્હેમ.
પગલા ઉપર અમે ચડાવ્યાં પાંપણનાં બે ફૂલ
ટીપે ટીપે સપના સુધી બાંધ્યો ભીનો પુલ
તો ય અમે હાર્યાં ને પગલું જીતી ગયું'તું આમને
અમે જરીકે ધાર્યાં ન્હોતાં છાના પગલે તમને
ઘર આખ્ખું ને અમે ય આખ્ખા ઝલમલ ઝલમલ
ઓસરીએ અફળાતો દરિયો કલબલ કલબલ
એક અનુભવ તને કહું, લે સાંભળ, સોનલ...

## રમણિક સોમેશ્વર

### થતો જાઉં છું

સમંદર હતો હું એ સપનું રહ્યું,
બચાવો હું મૃગજળ થતો જાઉં છું.
દર્પણ હતો આમ તો જન્મથી,
હવે હું તિરાડો થતો જાઉં છું.
રમ્યો'તો સૂરજને લઈ બાથમાં,
ઠરેલો તિખારો થતો જાઉં છું.
હવે પાંખ ફફડે નહીં કાં જરી?
હું પથ્થરનું પંખી થતો જાઉં છું.
બચાવો મને માનવીથી અરે!
વાદુપડતો માણસ થતો જાઉં છું.

જો વાચક આખી બેલડ પર દષ્ટિ ફેરવી જશે તો જણાશે કે તેમાં પહેલેથી છેલ્લે સુધી એક કડી બાદ કરતાં એક પણ (કહેવાતી) કાવ્યમય ઉક્તિ નથી. યુવતી સીધુંસાદું ગદ્ય બોલે છે. શણગાર સમયે સામાન્ય રીતે ન બોલે એવું કંઈ જ તેના મુખમાં મુકાયું નથી. પૂતળાની પેરે કવિ બાજુમાં નિષ્ક્રિય ઊભો છે, બોલાતા શબ્દો નોંધે છે. છેવટે દેવ તેને ભરખી લે છે ત્યારે મૃત્યુના સામીપ્યમાં કવિની લાગણીઓ કવિ પર વિજય મેળવે છે. હવે તે ફક્ત હકીકતો નોંધતો નથી, પણ પોતાને હકીકત જેવી લાગે છે તેવી નિરૂપે છે. વિલાસી અગ્નિઝાળ તેના શરીરને ધીમે ધીમે નિર્દયપણે આવરી લે છે. જોતજોતામાં આ બની જાય છે. 'વ-નિર્મિત થઈ ચૂક્યું, કવિ સત્યના આછા પારદર્શક વાતાવરણમાં પાછો સરે છે. શાંતિથી સત્યનું નિરૂપણ કરીને તે કાવ્ય પૂરું કરે છે:

'They said, Poor Constance!'
'સૌએ કહ્યું : બિચારી કોન્સ્ટન્સ!'

અહીં પરિપૂર્ણ કવિ–પ્રકૃતિનું ઉદાત્ત ઉદાહરણ આપણે જોઈએ છીએ. લાગણીની તીવ્રતા અને તે પરનો કાબૂ–એ બે પર કવિની મહત્તા નિર્ભર છે તેમ આપણે હમેશા વિશદપણે યાદ રાખવું જોઈએ. કવિની મહત્તા તેની તીવ્ર લાગણીની પ્રબળતાના પ્રમાણમાં અને તે પ્રબળતા સ્વીકારાયા પછી તેની પર રાખેલા કાબૂના પ્રમાણમાં જોઈ શકાય. પણ ક્યારેક એવું બને કે તેની લાગણી પર તે સવિશેષ કાબૂ રાખવા જાય તો અમાનવીય કે રાક્ષસી લાગે ત્યારે તે સમયે ત્યાં

સૈન્યને નેતા અને પ્રાયમને સરદારોના નામ જણાવતા હેલન ઊંચેરે ઉમેરે છે

હું બીજા બધા કાળા નેત્રોવાળા ગ્રીક સરદારોને જોઉં છુ પણ મારા માજણ્યા ભાઈઓ કેસ્ટર અને પોલક્સને જોઈ શકી નથી રૂડા લેસીડીમનથો તેઓ આવ્યા જ નથી કે સાગરમા ફરતા વહાણે ચઢીને આવ્યા છતા મારે લીધે લોકોના ફિટકારથી બચવા શરમાઈને યુદ્ધ ચઢવાના નથી?

પછી હોમર કહે છે

તેણે આમ કહ્યું જીવન દાત્રી ધરતી મા, લેસીડીવમમા, પ્રિય માતૃભૂમિમા તે બે ક્યારના પોઢી ગયા હતા

ઉચ્ચો કવિનુ કાવ્યમય સત્ય અહીં એકાતિકપણે રજૂ કરાયેલુ નોંધો કવિને ધરતીની દિલગીરીની વાત કહેવી છે, પણ તે દિલગીરીને લીધે ધરતી વિશેના ખ્યાલ બદલાવા નથી ના, કેસ્ટર અને પોલક્સ મૃત્યુ પામ્યા તો યે ધરતી તો આપણી ફળવતી જીવનદાત્રી માતા જ છે, આ ફક્ત હકીકત છે હું તે સિવાય બીજુ કાઈ કહેતો નથી તમારે તેમાથી જે તારવવું હોય તે તારવો

બીજુ એક ઉદાહરણ વિનેના ભયકર ખેલકમાથી લઈએ ડોન્સન્સના શણગાર' નો અંત જુઓ હકીકતનુ જ નિરૂપણ સારું કે માઠુ તે કવિ કહેતા નથી તમે તે વિશે શુ કહેશો તે જાણતા નથી તે સાથે તેને કશી નિસ્બત નથી મૃત યુવતીની રાખ તેની એરડીમા પડી છે ફાસના રાજદૂતના નિવાસે સવાર સુધી નૃત્ય ચાલુ રહ્યું છે તમારે તે પરથી સમજવુ હોય તે સમજી લો

## મહેશ યાજ્ઞિક

### ઠરી જતી તાપણીએ

ઠરી જતી તાપણીએ હવે આ ડક મલકની વાતો,
પીળા પાદે ફરી મહેકતી ગુલમ્હોરી કઈ રાતો!

કરચલીઓની વચ્ચે ઝબકે
ફરકેલા ફાગણના ફાગ
તલસાટુંની વાતે મનડે
ચૈ શમણા જીવતરના તાગ

ધોળા વાળ ઓ ઝમમરે ડોકો મીઠું મલમાતો,
ઠરી જતી તાપણીએ હાલે અલક મલકની વાતો!

વાત કરીને કાલ વિશેની
ડળ સૂકી અગારે મેલી
હરિન મનો વાત હવે તો
વરસે નૈ ગીતોની હેલી

ટયા ઊંડો આ પરોઢ આવ્યુ લઇને સૂરજ રાતો,
પળા પાદે ફરી મહેકતી ગુલમ્હોરી કાઈ રાતો!

## હરીશ દાસાણી

### કોણ આવશે?

વાદળ વિન નુ આભ હવે કોણ આવશે?
ફેલાઈ ગઈ છે રાત, હવે કોણ આવશે?
વાતાવરણની કોઈ અસર શેષ રહી નથી;
પૂરી થઈ છે વાત, હવે કોણ આવશે?
આખીયે રાત બારણુ ખુલ્લુ રહ્યુ અને
જાગી ગઈ સવાર, હવે કોણ આવશે?
પખીની જેમ ક્યાય સુધી ઊડતી રહી,
ઝૂકી ગઈ છે આમ, હવે કોણ આવશે?

## રમેશ પારેખ

### એક અનુભવ તને કહું....

એક અનુભવ તને કહું. લે, સાંભળ...સોનલ...
એક વખત આ હું ને મારી આંખ ગયાં'તાં દરિયે
ત્યારે કોઈ પગલું પાડી ગયું હતું ઓસરીએ
ઘેર આવતાં ઘરના મ્હોં પર નરી તાજગી ભાળી
અને અડપલું બોલી ઊઠ્યું : જડી ગયું, દે તાળી..
અમે પૂછ્યું : શું જડી ગયું તો કહે–નથી જે તે જ
અને ઓસરી પર ઝગમગતું પગલું ચીંધ્યું સ્હેજ
ચિઠ્ઠી હોય તો વાંચે કોઈ પગલું વાંચે કેમ
એક જ પગલે કેટકેટલા પગના આવ્યા વ્હેમ.
પગલા ઉપર અમે ચડાવ્યાં પાંપણનાં બે ફૂલ
ટીપે ટીપે સપના સુધી બાંધ્યો ભીનો પુલ
તો ય અમે હાર્યાં ને પગલું જીતી ગયું'તું અમને
અમે જરીક ધાર્યાં ન્હોતાં છાના પગલે તમને
ઘર આખ્ખું ને અમે ય આખ્ખા ઝલમલ ઝલમલ
ઓસરીએ અફળાતો દરિયો કલબલ કલબલ
એક અનુભવ તને કહું, લે સાંભળ, સોનલ...

## રમણિક સોમેશ્વર

### થતો જાઉં છું

સમંદર હતો હું એ સપનું રહ્યું,
બચાવો હું મૃગજળ થતો જાઉં છું.
દર્પણ હતો આમ તો જન્મથી,
હવે હું તિરાડો થતો જાઉં છું.
રાખ્યો'તો સૂરજને લઈ બાથમાં,
ઠરેલો તિખારો થતો જાઉં છું.
હવે પાંખ ફફડે નહીં કાં જરી?
હું પથ્થરનું પંખી થતો જાઉં છું.
બચાવો મને માનવીથી અરે!
વધુપડતો માણસ થતો જાઉં છું.

જો વાચક આખી બેલડ પર દૃષ્ટિ ફેરવી જશે તો જણાશે કે તેમાં પહેલેથી છેલ્લે સુધી એક કડી બાદ કરતાં એક પણ (કહેવાતી) કાવ્યમય ઉક્તિ નથી. યુવતી સીધુંસાદું ગદ્ય બોલે છે. શણગાર સમયે સામાન્ય રીતે ન બોલે એવું કંઈ જ તેના મુખમાં મુકાયું નથી. પૂતળાની પેરે કવિ બાજુમાં નિષ્ક્રિય ઊભો છે, બોલાતા શબ્દો નોંધે છે. છેવટે દેવ તેને ભરખી લે છે ત્યારે મૃત્યુના સામીપ્યમાં કવિની લાગણીઓ કવિ પર વિજય મેળવે છે. હવે તે ફક્ત હકીકતો નોંધતો નથી, પણ પોતાને હકીકત જેવી લાગે છે તેની નિરૂપે છે. વિલાસી અગ્નિઝાળ તેના શરીરને ધીમે ધીમે નિર્દયપણે આવરી લે છે. જોતજોતામાં આ બની જાય છે. 'સ્વ-નિર્મિત થઈ ચૂક્યું, કવિ સત્યના આછા પારદર્શક વાતાવરણમાં પાછો સરે છે. શાંતિથી સત્યનું નિરૂપણ કરીને તે કાવ્ય પૂરું કરે છે:

'They said, Poor Constance!'
'સૌએ કહ્યું : બિચારી કોન્સ્ટન્સ!'

અહીં પરિપૂર્ણ કવિ–પ્રકૃતિનું ઉદાત્ત ઉદાહરણ આપણે જોઈએ છીએ. લાગણીની તીવ્રતા અને તે પરનો કાબૂ–એ બે પર કવિની મહત્તા નિર્ભર છે તેમ આપણે હમેશા વિશદપણે યાદ રાખવું જોઈએ. કવિની મહત્તા તેની તીવ્ર લાગણીની પ્રબળતાના પ્રમાણમાં અને તે પ્રબળતા સ્વીકારાયા પછી તેની પર રાખેલા કાબૂના પ્રમાણમાં જોઈ શકાય. પણ ક્યારેક એવું બને કે તેની લાગણી પર તે સવિશેષ કાબૂ રાખવા જાય તો અમાનવીય કે રાક્ષસી લાગે ત્યારે તે સમયે ત્યાં

સૈન્યને જોતા અને પ્રાયમને સરદારોના નામ જણાવતા હેલન છેવટે ઉમેરે છે

હું બીજા બધા કાળા નેત્રોવાળા એક સરદારોને જોઉં છુ પણ મારા માજણ્યા ભાઈઓ કેસ્ટર અને પોલક્સને જોઈ શકી નથી શું લેસીડીમનથી તેઓ આવ્યા જ નથી કે સાગરમા ફરતા વહાણે ચઢીને આવ્યા છતા મારે લીધે લોકોના ફિટકારથી બચવા શરમાઈને યુદ્ધ ચઢવાના નથી?

પછી હોમર કહે છે

તેણે આમ કહ્યુ જીવન દાત્રી ધરતી મા, લેસીડીમનમા પ્રિય માતૃભૂમિમા તે બે ક્યારના પોઢી ગયા હતા

ઊંચી કોટિનુ કાવ્યમય સત્ય અહીં એકાતિકપણે રજૂ કરાયેલુ નોંધો કવિને ધરતીની દિલગીરીની વાત કહેવી છે, પણ તે દિલગીરીને લીધે ધરતી ચિત્તેના ખ્યાલ બદલાવા નથી ના, કેસ્ટર અને પોલક્સ મૃત્યુ પામ્યા તો યે ધરતી તો આપણી ફળવતી જીવનદાત્રી માતા જ છે, આ ફક્ત હકીકત છે હું તે સિવાય બીજુ કાઈ જોતો નથી તમારે તેમાથી જે તારવવુ હોય તે તારવો

બીજુ એક ઉદાહરણ વિનેના ભયકર બેલડમાથી લઈએ 'કોન્સ્ટન્સના શણગાર' નો અંત જુઓ હકીકતનુ જ નિરૂપણ સારું કે માઠુ તે કવિ કહેતા નથી તમે તે વિશે શુ કહેશો તે જાણતા નથી તે સાથે તેને કશી નિસ્બત નથી મૃત યુવતીની રાખ તેની એ રડીમા પડી છે ફ્રાંસના રાજદૂતના નિવાસે સવાર સુધી નૃત્ય ચાલુ રહ્યુ છે તમારે તે પરથી સમજવુ હોય તે સમજી લો

## મહેશ યાજ્ઞિક

### ઠરી જતી તાપણીએ

ઠરી જતી તાપણીએ હું ને અનેક મલકની વાતો,
પીળા પાંદે ફરી મહેકતી ગુલમ્હોરી કંઈ રાતો!

ઠગચલીઓની વચ્ચે ગબકે
ફરકેલા ફાગણના ફાગ
તલવાયુંની વાતે મલકે
થૈ શમણાં જીવતરના તાગ

ધોળા વાળ ઓ ઝમ્મર ઠોકો મીઠું મલકાતો
ઠરી જતી તપણીએ હાલ અલક મલકની વાતો!

વાત કરીને કાલ વિશેની
ડાળ સૂકી અંગારે મેલી
હરિનમની વાત હવે તો
વરસે નૈ ગીતોની હેલી

ઢળ્યા ઊંઘે આ પરોઢ આવ્યુ લઈને સૂરજ રાતો,
પીળા પાંદે ફરી મહેકતી ગુલમ્હોરી કંઈ રાતો!

## હરીશ દાસાણી

### કોણ આવશે?

વાદળ વિનાનુ આભ હવે કોણ આવશે?
ફેલાઈ ગઈ છે રાત, હવે કોણ આવશે?
વાતાવરણની કોઈ અસર શેષ રહી નથી;
પૂરી થઈ છે વાત, હવે કોણ આવશે?
આખીયે રાત બારણું ખુલ્લુ રહ્યુ અને
જાગી ગઈ સવાર, હવે કોણ આવશે?
પખીની જેમ ક્યાય સુધી ઊડતી રહી,
ઝૂકી ગઈ છે આંખ, હવે કોણ આવશે?

પ્રબુદ્ધ ને અસ્વસ્થ કલ્પના સાચી અને ઉચિત બની રહે છે. એસીરીઆના રાજ્ય-વિનાશનું ચિંતન ઈઝરાએલનો પેગંબર દંભપણે કરી શકે નહીં. તેમ કરવા માટે તે હકીકત ઘણી મહાન અને વિસ્મય-પ્રેરક છે. આ હકીકત તેને મહાત કરે છે, સ્વપ્નવત્ મૂઝવણમાં ધકેલે છે. તેના દિગ્મૂઢ થયેલા મનને દુનિયા આખી અદ્ભુત અવાજોથી ગૂંજતી લાગે છે. Yea the fir-trees rejoice at thee, and the cedars of Lebanon, saying, 'since thou art gone down to the grave, no feller is come up against us' (હા, ફરનાં વૃક્ષો આનંદે છે, સીડરનાં વૃક્ષો પણ આનંદમાં કહે છે : 'તું કબરમાં સૂતો ત્યારથી અમને કાપી નાખવા કોઈ આવ્યું નથી.') એથી પણ વધુ, દેવની હાજરીના વિચારે કવિને અત્યંત આશ્ચર્યવિમૂઢ બનાવી દે છે. 'પર્વતો અને ટેકરીઓ તમારી સામે આનંદના ગીત ગાઈ ઊઠશે અને ક્ષેત્રમાંના વૃક્ષો તાળી દઈ ઊઠશે.'

કારણની પ્રબળતાને લીધે ઉચિત લાગતી લાગણી ઉમદા લાગે છે, પણ જ્યાં પૂરતું કારણ ન હોય ત્યાં લાગણીનું પ્રદર્શન અધમ લાગે છે. બીજી બધી અધમતામાં હૃદયની કઠોરતાને લીધે નીપજતો લાગણીનો દંભ અત્યંત અધમ છે.

ઉપર જોયું તેમ તરંગથી ભરેલી રૂપકમય ઉક્તિઓને ચલણી સિક્કાની જેમ વાપરનારનું લખાણ તરત જ ખરાબ છે તેમ વરતાઈ આવે છે. આમ અજ્ઞાતપણે અને લાગણીહીનતાથી ઉક્તિઓ વાપરનાર કરતા કૌશલવાળા

## ગોવિન્દભાઈ પટેલ

### પછી

પછી જગતનાં રહસ્ય જગ જેમ ખુલ્લાં થયાં,
ગયેલ સમયો અને સ્મરણ સર્વ ખૂંદી રહ્યા.

તૃષા થકી હું તાત વ્યોમ ભણી ભાળી તાતા સ્વરે
પુકાર કરતો હતો જલદને, મીઠું વર્ષવા.
ઘણા દિન સુધી રહ્યો રટી, પરંતુ ના બુંદ રે
મને મળ્યું, પુકારવાનીય હિયે રહી હોંશ ના.

વહ્યાં દિવસરાત, આંખ જરી બંધ તંદ્રાથી થૈ,
તૃષા તણી વ્યથાય વિદ્ધ સસલા શી જંપી ગઈ.
વ્યથાનું વિસરાયું ભાન, ફરી છંદની પ્રાપ્તિ થૈ,
હવે નહિ વ્યથાની, કિંતુ રમણાની વાણી વહી.

છતા દગ ઊંચે ઊંચે નીસરી મેઘને શોધવા
વિના તડિત એ હતો સરકતો હવે ઉત્તરે.
સુરમ્ય અલકા મહીં વિરહિણી કને પ્હોંચવા
કૃતાર્થ બની સોહવા પ્રણયનો મહાદૂત થૈ.

રહસ્ય અલકા તણાં સ્ફુટ થયાં, હું દ્રવ્યે નવાં
રહ્યો પળપળે ભીજી, રહી ન કંઠમાં કૈં તૃષા.

## 'બાદલ'

### પ્યાસ છું

પ્યાસ છું ને ચોતરફ છે ઝાંઝવાં,
મારી હાલત પૂછવા જેવી નથી.
ચાબરીના બોલ પડઘાયા કરે,
આશ પંચમની કદી સેવી નથી.
ડૂસકે ગડશે જ આ વેરાન પણ,
એટલે મારી કથા કે'વી નથી.
જિંદગાની દર્દનો પર્યાય છે,
તે છતાં તે હારવા જેવી નથી.
મોતને પણ બાંધી રાખું આંગણે,
કિંતુ 'બાદલ' આબરૂ લેવી નથી.

## જગદીશ ત્રિવેદી

### વિમુક્ત યદિ હોત–

થયું ઠીક જ: એક આત્મ ખગ–પિંજરે પૂરિયો.
પુરાઇ દઢ પિંજરેય હજી જંપી ક્યાં બેસતો—
રહે દિવસ-રાત કેવી બસ માધુરી રેલતો!
વિમુક્ત યદિ આત્મ એ: સ-કલ માધુરી તાહરી
રહેત ઠલવી,–કશાં ઘન પરે ઘનો સામટી!

અને થયું જ ઠીક કે—અવર એક કો આત્મને
પતંગ–પિંજરે પૂર્યો—નખ સરીખડો દેહ ને
કશી હ્રદય-કૂણી પાંખ–પણ તોય જંપે ક્યહીં?–
સવાર વળી સાંજ પુષ્પરસ–ઝંખના એકલી–
વિમુક્ત યદિ આત્મ એહ–રસરાજ! તારા મહીં
ન સ્વલ્પ રસબિંદુયે ઝમત સાવ નિચોવતાં!

વિશેષ ઠીક: આત્મ એક કવિપિંજરે પૂરિયો–
વિમુક્ત યદિ હોત તો: અજબ વિશ્વનાં વિશ્વ એ
રચ્યા કરત કેટલાં: કરત બંદી અંતે તને!

## મહેશ જોષી

### એક મૃત્યુની અનુભૂતિ

સમદર છોળ છલી આંગણિયે
સૂરજ ડૂબ્યો ઘરને તળિયે
ગાજ્યા સાજન નભમાં એવું
પાણી ઉભરાયાં ઓકળિયે
ઊછળે અંધકારનાં મોજાં
ઘરનો દીવો તરતો પડિયે
પાકી ઉજાગરામાં આંખ્યું
સાજન કેમ કરીને કળિયે?
સહુને છોડીને કંઠારે
જઈને જીવ ઊભો નાવડિયે
અમને સમદર લઇને ચાલ્યા
આખું ગામ ભરાયું ફળિયે.

પણ નિષ્ઠા વિનાના, ઠંડે કલેજે, અભ્યાસ-પૂર્વક તરંગને બહેલાવતા કવિનું લખાણું જાણે કે ઠરી ગયેલા લાવારસને ધગધગતો લાલ બતાવવા ખરી ગયેલાં લાલ પાંદડાંથી છાવર્યો હોય કે તેજસ્વી શ્વેત બતાવવા માટે હિમથી આચ્છાદિત કર્યો હોય તેવું બેહૂદું લાગે છે અને હાનિકારક નીવડે છે.

આદરભાવયુક્ત યંગ સારા અને પવિત્ર માણસના ચારિત્ર્યનું વર્ણન કરે છે ત્યારે લાગણીવશ બની જઈને ઉદ્ગાર કાઢે છે:

Where Shall I find him?
angels tell 'me where.
You know him; he is near you;
point him out.
Shall I see glories,
beaming from his brow,
Or trace his footsteps
by the rising flowers?

(ફિરસ્તાઓ, મને કહો, હું તેને ક્યાં ખોળું? તમે તેને ઓળખો છો, તે તમારી પાસે છે, મને બતાવો. તેના ચહેરા પર હું તેજપુંજ લહેરાતો જોઈશ? કે પાછાં ટટાર થતાં ફૂલમાં તેના સગડ શોધું?)

આ લાગણી સકારણ છે તેથી સાચી અને ઉચિત લાગે છે. પણ હવે પોપ ઠંડે કલેજે ભરવાડકન્યાને કહે છે તે સાંભળો:

Where'er you walk,
cool gales shall fan the glade;
Trees, where you sit,
shall crowd into a shade;
Your praise the birds
shall chant in every grove,
And winds shall waft it
to the powers alone.
But would you sing,

and rival Orpheus strain
The wondering forests soon
should dance again
The moving mountains
hear the powerful call
And headlong streams hang
listening in their fall

(તારે પગલે પગલે વનરાજિમાં પવનની લહરી લહેરાશે તું બેસશે ત્યાં વૃક્ષો છાયા આપવા ટોળે વળશે દરેક કુંજમાં પક્ષી મધુ ભરી પ્રશંસાના ગીતો ગાશે અને પવન તેને ઉપર સ્વર્ગમાં પહોંચાડશે તું ગાવા માંડે તો ઓરફીઅસના સંગીતને પણ ભુલાવી દે આશ્ચર્ય પામેલાં વન ફરીથી નાચવા મંડી પડે સમર્થ આવાહન સાંભળીને પર્વતો હાલી ઊઠે અને ઊછળતાં ઝરણાં સંગીત સાંભળતાં જ નીચે પડતાં અટકી જાય )

આ તીવ્ર લાગણીની ભાષા નથી જ, ક્ષણેક માટે પણ તેવું માની શકાય જ નહીં આ તો સીધું જૂઠાણું છે ચોખ્ખો દંભ છે સ્પષ્ટ બેવકૂફી છે કૃત્રિમતામાં તેના મૂળ છે અને કુદરત અને હકીકતની વિરુદ્ધ જઈને હઠે કલેજે કહેવાયેલું છે તીવ્ર લાગણી ઉતરનારી હોય પણ તે માટે તે સબળ હોવી જોઈએ પ્રેમીની પ્રણયિનીને ગાવા માટે આકર્ષવાની સાદી પંક્તિઓમાં તેવું બળ નથી વર્ડ્ઝવર્થનું એક કાવ્ય, જેમાં એક પ્રણયી પોતાની પ્રણયિનીને ખોઈ બેઠો છે તે આ સાથે સરખાવીએ

Three years had Barbara in her
grave been hid
When thus
his moan he made

## શ્રીકાન્ત માહુલીકર

### કે

નિઃશબ્દ ગહન
અગાધ આકાશ મૂક પવન
અસીમ નીરવતાના કાળમીંઢ ખડકને
(બની શકે તો)
ભેદવા મથતી
એકમાત્ર
આ
ઘડિયાળની ટિકટિક,
એ
અસ્તિત્વહીન શૂન્યમાંથી
કશુંક કંડારવા
વ્યર્થ મથતા
કો અનામ સ્વપ્નશિલ્પીના
ટાંકણાનો ધ્વનિ
કે
કોઈના ય મૃત્યુ પામેલા
જીવનના શબને દફનાવવા
કબરને ખોદતી
કોદાળીના ઘાનું
એકધારું
ભીષણ
તાલબદ્ધ સંગીત?

## ગિરીશ મકવાણા

### ગઝલ

લાગણીને કળ જેવું ના મળે,
તો બધા શ્વાસો બરફના પહાડ શા.
છાયડાની ગોદમાં રખડ્યા કરું,
ને મળ્યા સંબંધ કેવા તડકા શા
હાથ લંબાવીને ભેટશું નહિ,
હું અને છાયા અલગ બે ઝાડ શા

## ભાનુપ્રસાદ ત્રિવેદી

### હું જાગું છું!

પછી કૂણા પગલે
દાદા પાસે લીલું લીલું દાતણ લઈ ધસી આવશે...
આ આપણા મોટાને
તું જેમ ખોળામાં રાખી રોટલી વણતી હતી
તેમ હું એને ખોળામાં લઈ
સામેના ગુલમહોરને બોખાં પોપચાંથી મમળાવ્યા કરીશ.
'બાપુજી, હવે ન્હાઇલોને!' કહેશે ત્યારે
તારા ફોટા પરથી ચકલીને આજે તો
ઉડાડતો જઇશ.
બપોરે
કફ થૂંકી નાખવા દબાતે પગલે
ઉંબર ઓળંગતો હોઈશ
ત્યારે પાસેના બારણામાંથી વહુવારુ
એક ભારઝલી નજર મારા માર્ગે વચ્ચે મૂકી
પડખું ફરી જશે.
વ્યસ્ત સાંજ જ્યારે કોલાહલમાં થાક હાલનતી હશે
ત્યારે
'ભૂખ નથી' કહી દઇ
સીઝેલા એકલવાયા ઓટલે
હું પાઠાને શેકતો
ક્યાંક બેસી રહીશ.
ચાંદનીના ઘેઘૂર પરસેવાની જેમ પથરાયેલી
જૂઈ ને રાતરાણીની ઉચ્છલ ગંધ,
આસોપાલવનાં લપ્પટ પર્ણોમાં ભિડાયેલો
અવાચક વાયુ,
ઝમ ઝમ ઝમ વહેતા સૂનકારને
અંધકારનો ચોતરફનો સ્પર્શ,
ઉષ્ણ ભેજથી
વડવાઇની જેમ સાવ નીચે નમી પડેલી હવા...
તેં કઇ પૂછ્યું મને?
હું જાગું છું!

'Oh, move, then cottage, from
behind yon oak,
Or let the ancient tree uprooted lie,'
That in some other way yon
smoke
May mount into the sky.
If still behind yon pine-tree's
ragged bough,
Headlong, the waterfall must
come,
Oh, let it, then, be dumb—
Be anything, sweet stream, but
that which then art now.'

(ત્રણ વર્ષ પહેલાં બાર્બરાને કબરમાં સુવાડી હતી તેનો તેણે આમ વિલાપ કર્યો: 'હે ઝૂંપડી, પેલા ઓકના વૃક્ષ પાછળથી ખસી જા, અથવા તો તે પુરાણા વૃક્ષને ઊખડી પડવા દે કે કોઈ પણ રીતે પેલી ધૂમ્રસેર આકાશે ચઢે. પેલા પાઈન વૃક્ષની ખરબચડી ડાળ પાછળ પડતાં ધોધનાં પાણી ભલે પછડાય પણ ઇચ્છું કે નીરવ રહે. હે, મધુર ઝરણા, તું અત્યારે છે તે સિવાય ગમે તે બની જા.')

અહીં પર્વત નહીં તો ઝૂંપડી હટાવવાની છે, પાણીના ધોધને પડતો અટકવાનું નથી કહ્યું તો નીરવ રહેવા વીનવ્યો છે, પણ આ ચિંતવતું મન વર્ણન સાથે કેવો જુદો સંબંધ ધરાવે છે! શોકમગ્ન આત્મા અત્યંત દુઃખમાં બાવરો બની રાહત મેળવવા વલખાં મારે છે. તે કંઈક અંશે જાણે છે કે આવી રાહત મળવી શકય નથી, પણ કંઈક અંશે શકય છે તેમ માનવા પ્રેરાય છે. પોતાથી ઓછા શોકાન્વિતને પણ રાહત મળે તે માટે ચમત્કારો થયા છે એવો તેનો ખ્યાલ છે અને તે માને છે કે

## નવીન જોશી

### ભીનો સહવાસ

નાચું થૈ ઢેલ ભીની આંખ્યુંના ઘાસમાં!
આંગળીની ભીંત્યુંમાં ચીતરેલી વાતુંને
ટેરવાં બનીને મારે કહેવી,
પગલાંમાં એક એક મોતી ખર્યાની વાત
ચાકળા બનીને મારે સ્હેવી,
હું તો ખેંચાતો જાઉં ઓલ્યા લૂખા આભાસમાં.
દરિયાઇ પંખીનાં સામટાં ઉડાણ
કોઈ આકાશી પરીઓ થૈ લાગે,
તારા વિનાના મારા ઓરડેથી છટકેલા
ટોડલાઓ હરણાં થૈ ભાગે.
આભલામાં જોયાથી લાગું સહવાસમાં.
ઝાડને ફૂટેલ કૂણી કૂંપળની લીલપમાં
થડકાતાં ગીત મારે થાવું,
આથમતા સૂરજના આછા અજવાસમાં,
ફળિયાને કોયલ થૈ ગાવું.
હું તો પડઘું થઈ પ્રીત તારા શ્વાસમાં.
નાચું થૈ ઢેલ ભીની આંખ્યુંના ઘાસમાં!

## શિલ્પિન્ થાનકી

### ઢોલિયો

ઘેન કેરાં ફૂલને ચૂંટી ગયો,
ગન્ધ-તર્શ્યો ઢોલિયો ઊંઘી ગયો.
લહલહે ક્યાં બે મનખનો ડાયરો?
ચાન્દલો પરસાળને સૂંઘી ગયો.

### રિક્ત

ચિત્રનો દરિયો નિચોવી જોઉં છું,
રેતમાં ખુદને ભિગોવી જોઉં છું.
સીપીઓ ખાલી બધી અસ્તિત્વની,
શંખલાં ધાગે પિરોવી જોઉં છું.

થાઉં છું ત્યારે એક વાર મનોહર લાગતાં આ ફૂલ કહે છે 'જેસી અમે નિષ્કલંક છીએ, પવિત્ર છીએ, અમને જોઇને હવે તને આનંદ આવશે નહીં.') આ ઉક્તિને હવે એલનના શબ્દો સાથે સરખાવો:

'Ah, why' said Ellen, sighing to herself,
why do not words, and kiss, and solemn pledge,
And nature, that is kind in woman's breast,
and reason, that in man is wire and good,
And fear of Him who is a righteous Judge–
why do not these prevail for human life,
To keep two hearts together, that began
Their springtime ails one love, and that have need
Of mutul pity and forgiveness, sweet
To grant, or be received; while that poor bird–
O, come and hear him! Thou who hast to me
Been faithless, hear him;–though a lowly creature,
One of God's simple children, that yet know not
The universal Parent, how he sings!
As if he wished the firmament of heaven
Should listen, and give back to him the voice
Of his triumphant constancy and love.

The proclamation that he makes,
how far
His darkness doth transcend
our ficl le light

(નિશાસસભર એલન બોલી - 'માનવના જીવનમાં જેમણે પ્રભુની વમત સાથે મથવી શરૂ કરી છે અને જેમને એક બીજા પ્રત્યે આપવી કે મેળવવી મધુરી લાગે તેવી દયા અને ક્ષમા બતાવવાની છે તેવા બે હૃદયને, શબ્દો, સુમન, ગભીર પણ આપેલું વચન કે સ્ત્રીના હૃદયમાં રહેલો દયાળુ સ્વભાવ કે પુરુષમાં રહેલી સારી અને શાણી વિવેકબુદ્ધિ કે નેક ન્યાયાધીશ પરમેશ્વરનો ભય કેમ જોડાયેલા રાખતો નથી? મને બેવફા નીવડનાર! અહીં આવીને આ બિચારા પક્ષીને ગાતું સાંભળ! પરમેશ્વરનું સીધુસાદું સંતાન વિશ્વના પિતાને જે ઓળખતું પણ નથી તેને હલકું માનીએ છીએ તેનું આ પક્ષી કેવું ગાય છે! જાણે કે પોતાનો વિજય વન, નિષ્ઠા અને પ્રેમથી સભર અવાજ સ્વર્ગના ગુંબજ સુધી સંભળાવવા ન ઇચ્છતું હોય! તેની અજ્ઞાનના અંધકારથી ભરેલી આ ઘોષણા આપણા અસ્થિર જ્ઞાન પ્રકાશને આંબી જતી જણાય છે')

આ બન્ને કાવ્યખંડો સત્યને અને કવિ કલ્પનાની નજાકતને સર્વાંગસુંદર રીતે વ્યક્ત કરે છે બેઉ કલ્પિત પાત્રોમાં એલન કરતા જેસી વધુ નમણી લાગે છે, કેમ કે તે

## નંદુ પટેલ

### અચાનક

આજ અચાનક એમ થયું કે
સમય વગર આ
ખૂલી ગૈ છે બારી
આમ ફેંક ને તેમ ફેંકું કે નજર
ઊભીને બારી .
ત્યાં તો નાની નાની ટેકરીઓ પર
નાના નાના જાળાં
પગ વચ્ચે અટવાયાના કંઈ
સમરણ કે નરમાળા
લહલહ તો મોલ હજુ તો
લળી લળીને ટહુક
દૂધમલ દાણા અનાજ થઈને
કૂણું કૂણું પગરી
ધૂંધવાયેલ તાપણું મારું
સળગી જવી શાને હજુ તો પ્રગટે
જાણું પગનું મડાયું ડો માડ
એનું અજવાળું થાતા તો
અડું ય બારી બહાર
જાણે અંધારાના પૂર
ઊમટ્યા દગની હોડી ક્યાં અટવઈ?
દોરી મગી ક્યાં મોટવઈ?

Kamal Art Printery
38 Police Court Lane Fort
Bombay-1

## જગદીશ જોષી

### જાણ છે!

કોઈના અણસારે તમે દૂર જઇ બેઠાં
        હવે પાસે આવો તો મારી આણ છે:
તમને તો ઠીક, જાણે છબછબિયાં વ્હેણમાં,
        પણ ઊંડાં વમળાય તે આ પ્રાણ છે.
કોઈનાં હલેસાંથી વ્હેણ ના કપાય, નહીં
        માપ્યાં મપાય વેણ પ્યારનાં:
દરિયાને નાથવાની લ્હાયમાં ને લ્હાયમાં
        કાંઠા તણાઈ ગયા ક્યારના.
સઢના લીરાથી હવે બાંધો છો નાવ, એની
        વાયરાને થોડી તો જાણ છે!
લીલીચ્છમ વાડીમાં ગોફણના ઘાવ હવે
        ઠાલા, હોંકારા હવે ઠાલા,
પંખી તો ટાઢકથી ચૂગે છે, આમતેમ
        ઊડે છે ચાડિયા નમાલા:
વેલાને તાણો તો સમજીને તાણજો, કે
        આસપાસ થડની યે તાણ છે!

કુદરતમાં જે નથી તે જુએ છે. ફૂલો તેને ખરેખર ઠપકો દેતાં નથી. ઈશ્વરે તેમને દિલાસો દેવા સર્જ્યાં છે, મ્હેણાં મારવા નહીં; અને જેસી જો તેમને સાચી રીતે જુએ તો તેમની અનુકંપા અનુભવે. સામે પક્ષે એલન આવી લાગણીની ભૂલ કરતી નથી. તેના એક પણ વિચારમાં વૃત્તિમય ભાવાભાસનો દોષ નથી. તેનો તર્ક તેને જાણે કે કશું લાગતું ન હોય તેમ સીધો રજૂ થાય છે. પક્ષીનું ગાન તેની સ્વર્ગમાં સંભળાવાની ઇચ્છા હશે તેમ સૂચવે છે ખરું, પણ તે વાત એલનને સાચી લાગે એમ મૂકી છે. 'જાણે કે' નો ઉપયોગ કરીને તે સૂચવે છે કે 'પક્ષીની એવી કોઇ ઇચ્છા નહીં હોય, પણ એવું લાગે છે કે જાણે કે એવી ઇચ્છા હોય! શેષ કાવ્યના વાંચનારને ખાતરી થશે કે એલનનું પાત્ર આખા કાવ્યમાં આવી ઉત્કટ આવેગવાળી પણ વિશદ સબળતા સુસંગતપણે જાળવી રાખે છે.

હવે જણાયું હશે કે અસત્ય ભાવારોપણ અથવા વૃત્તિમય ભાવાભાસ જેટલે અંશે વિષાદની રજૂઆત કરે છે તેટલે અંશે સબળ લાગે છે. અને જેટલે અંશે અસત્યછે આભાસ ઉત્પન્ન કરનારો છે તેટલે અંશે નબળો લાગે છે. સત્યનું સામ્રાજ્ય જેમ કુદરતમાં અને યોગ્ય મનઃસ્થિતિમાં સંપૂર્ણ હોય છે તેમ અહીં પણ છે.

## આસ્વાદ

### "અતિજ્ઞાન"ની સાથે સાથે / કનુભાઈ જાની

'ઉદ્ગ્રીવ દૃષ્ટિ કરતાં' — ડોક લંબાવીને, ભાવિમાં, ક્ષિતિજ પારનું જોવા મથનારને શું દેખાય છે? ચક્રવાકમિથુન એ રીતે જુએ છે:

'પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્ગ્રીવ જોય.'

'શશીની નિશા'માં દોડતી મિલનોત્સુકા મુગ્ધા દેવયાની પણ કહે છે: 'રજનીથી ડરું'. ફેલાતું અંધારું જોનાર ચક્રવાકને તો પહાડો જ ફેલાતા લાગે છે:

'પ્રસરી રહી ચોપાસે શાખાઓ શૈલરાજની.'

પથ્થરો પર સ્નેહ વધેરાય છે. અંધ નિયતિના આતંક પર જ્ઞાન-કર્તવ્ય વધેરાય છે. હાથ બહારના આવા બળ આગળ નથી કામ લાગતું જ્ઞાન, નથી ખપ આવતાં બળ કે સ્નેહ. માણસ જાણે નિઃસહાય છે. 'દેવયાની'ને બાદ કરતા 'કાન્ત'ના બાકીના છયે ખંડકાવ્યોનો આ કરુણ-ગંભીર-શોકલીનો 'ટ્રેજિક' સૂર છે.

આ સૂર કાવ્યમાંથી આપોઆપ ફોરે—એમ થયેલું કાન્તનું કલાવિધાન અનન્ય છે. આપણી કવિતાને ખંડકાવ્યનું એક આગવું સ્વરૂપ કાન્તે આપ્યું ને એના ઉત્કૃષ્ટતમ નમૂના પણ—'વસન્તવિજય', 'ચક્રવાકમિથુન', 'દેવયાની' અને 'અતિજ્ઞાન.' તેમાંય અત્યંત લાઘવથી ચોટ ઊભી કરવાની એમની વિશિષ્ટ કળાના એક ઉત્તમ ઉદાહરણ તરીકે 'અતિજ્ઞાન' લઈ શકાય. એમના ખંડકાવ્યોમાં ફલકદૃષ્ટિએ સૌથી નાનું આ, માત્ર ૧૯ જ કડીનું. છતાં એનો આંતરવ્યાપ ઘણો છે. વાચકના ચિત્તને વ્યાપક નભ વચ્ચે મૂકીને કવિ આરંભ કરે છે:

'ઉદ્ગ્રીવ દૃષ્ટિ કરતાં નભ શૂન્ય ભાસે,
ઝાંખી દિશા પણ જણાય......'

કોને? ત્યાં વાચક નગરજનોની વચ્ચે-સાથે પોતાને અનુભવે છે! 'નભ', 'દિશા', 'નગર'—વાસ્તવિકતાની વચ્ચે એ આવે છે.

એ વાસ્તવિકતા એ છે કે કોઈક દૂત રાજગૃહ તરફ ગયો! શું હશે? સંદેહ-શંકા-ઔત્સુક્ય, નગરજનોની સાથે સાથે વાચકમાં પણ, ઉદ્ભવે. કવિ આવનાર આપત્તિના સૂચક ઉદ્ગાર જેવો 'હા' નિસાસો મેળવીને—એ શંકા 'જરાય નિષ્કારણ તો નહોતી હા' કહીને—વાતને આગળ વધારે છે. 'પેલો કોણ? શા માટે આવેલો?' એ રહસ્યને કૃત્રિમ રીતે લંબાવવાની જાણીતી કરામતમાં કવિ ફસાતા નથી. ચોખ્ખટ કરી દે છે. પ્રસંગરસને બહેલાવીને વાર્તા પીરસવાનો કવિનો આશય નથી. પેલો દૂત તો ધર્મરાજાને દ્યૂતનું આમંત્રણ આપવા અનિષ્ટના પાત્ર જેવા દુર્યોધને મોકલેલો. એ વિગત પછી તરત જ બીજી વિગત:

'હા કહીને રજા આપી યશસ્વી જ્યેષ્ઠ પાંડવે...'

એ પંક્તિમાંનો આરંભનો 'હા' પેલા કાન્ત કથનમાંના 'હા' સાથે કેવો કલાત્મક વિરોધ રચી ભાવને આગળ ધકેલે છે! આ 'હા'માં કેટલા વાચ્યાર્થ છે! પેલો ભાવિ આશંકાનો દ્યોતક હતો. બન્ને પરસ્પર મળે છે ત્યારે ભાવિ આતંકનું સૂચન આગળ વધે છે. તેમાં આ પંક્તિમાંનો 'જ્યેષ્ઠ પાંડવ' ઉદ્ગાર અને પછીની કડીમાં સહદેવની ઓળખ માટેનો 'શિશુ સમાન' પ્રયોગ કલાત્મક વિરોધ રચે છે.

આને ન બોલાવ્યો; બાકીના ત્રણને બોલાવ્યા.

પણ તે પહેલાં જ, 'હા' તો કહી દીધી છે. એટલે આ ત્રણ પણ 'પરમ દુ:ખિત' થતા ત્યાં ગયા.

સહદેવ ત્યારે દ્રૌપદી આવાસમાં હતો. જે થવાનું છે તે એને સ્પષ્ટ દેખાતું હતું કવિ અહીં પણ, એ થનાર ભાવિનો રહસ્યસ્ફોટ કરી દે છે: 'સ્વ-પક્ષનો દ્યૂત વિષે પરાજય, વળી દિસે દ્રૌપદીમાનનો ક્ષય!' કારણ કે અહીં સુધીનું આલેખન તો સહદેવના મંથનની જાણે ભૂમિકા બની જાય છે. વાચકની ચિત્તયાત્રા કેવી થઈ? નભ, એમાં ફેલાતું અંધારું; નગર, એમાં ફેલાતી શંકા; દૂતનું આગમન, દ્યૂતનું ધર્મરાજને મળેલું નિમંત્રણ; એમણે આ વાત ત્રણ ભાઈઓને બોલાવીને કહી, ન બોલાવ્યો માત્ર સહ-દેવને! પણ એ તો જાણતો હતો શું બનવાનું છે તે!! એ તો એનું દુઃખ હતું, શાપ હતો!

'જાણે બધું, તથાપિ કૈં કહેવાની રજા નહીં;
શમાવી ન શકે તેથી મૂંઝાય મનની મહીં.'

સરળ પદાવલિમાં, અંત્યાનુપ્રાસ યોજીને, સહ-દેવના મનની મૂંઝવણને કેવી આસાનીથી મૂર્ત કરી દીધી! નગરમાંથી એક નરના ચિત્તની વેદનાના સમભાગી થવા સુધી આપણે આવ્યા! એ વેદના તીવ્ર છે:

'નહીં શકું હાય! બચાવી કોઇને!'
'......આમ મૌન ધરી રહું......'

આ સ્થિતિ અસહ્ય છે. આવે સમયે પ્રિય પત્નીનું સાન્નિધ્ય પણ સુખકર બનવાને બદલે દુઃખને વધુ ઘેરૂં બનાવે છે. જેને સ્નેહથી ભેટવા જાય છે તેના પર આવી પડનાર દુઃખોના ખ્યાલે એ બોલી ઊઠે છે:

'પ્રિયે! સ્પર્શ કરું શું હું? અધિકાર જરા નથી!'

કારણ કે જે થનાર છે તે એણે તો જાણીને, મૂંગા મૂંગા જોયાં કરવાનું છે!! આનાથી વધારે મોટો શાપ તો કયો હોઈ શકે? પત્નીસાન્નિધ્ય છતાં એણે, આ બાબતમાં 'એકલા' જ રહેવાનું!

'અનેક હું એકલડો સહ્યા કરું!'

જે પત્નીના કેશમાં હાથ ફેરવ્યો, જેનું મુખ—રાત્રે ઊંઘ ઊડી જતાં—નિરખ્યાં કર્યું, એને આપત્તિ-મુક્ત ન કરી શકાય?

અહીં 'કેશ'નો ઉલ્લેખ અત્યંત કલામય છે. એ 'કેશ'નું અપમાન દુઃશાસન કરવાનો હતો, ભરી સભામાં. આ જાણીતી વિગત કવિ ઈશારાથી યે આપતા નથી. વાચકોના ચિત્તમાં જે પૌરાણિક વિગતો પડેલી છે તેનો પણ આ રીતે કલાત્મક ઉપયોગ કવિએ કર્યો છે.

આ અસહ્યતાથી છૂટવા જ્ઞાનને સહદેવ મૂર્છામાં પલટાવી દે છે. કાવ્યનો ભાવ ગતિથી અહીં ટોચે પહોંચ્યો છે:

'આવું કહ્યું ત્યાં, શિર શૂળ ચાલ્યું,
રહ્યું નહીં મસ્તક મત્ત ઝાલ્યું—'

ચિત્તમાંથી ફરી પાછું ચિત્ર બહારની સ્થિતિના ચિત્રને ઝીલે છે. સહદેવ, બીજું કંઈ ન સૂઝતાં, કોઈ જલદ ચેન પીને પડે છે—એવું જલદ પીણું કે સતી તો એના ગંધમાત્રથી બેભાન પડી છે, જ્યારે સહદેવ પ્યાલીને છાતી સાથે જડીને પડ્યો છે. એ આખરી ચિત્રમાં જ્યાં સતી હોવી જોઈએ ત્યાં પ્યાલીનું હોવું—ચિત્રને અત્યંત અર્થપૂર્ણ બનાવી દે છે.

એક જ પાત્ર, એક જ વ્યથાની ઘડી, પણ તે ઘડીમાં ત્રિકાળ આખો સંભરેલો! ન કહેવાય-ન સહેવાય એવી એ સ્થિતિ, ને તે ય એક જ્ઞાનીની! અન્ય કોઈ પાત્રને બોલતું ન બતાવીને કવિએ સહદેવની ચિત્તાવસ્થામાં એક ક્ષણે ઊઠતી મોટી આંધિને જાણે ખંડકાવ્યની નાની પ્યાલીમાં ભરી આપણી આગળ ધરી છે!

# અનુવાદ

## લાશ / હસમુખ શેઠ

ભાઈઓ
હું મરણ પામ્યો છું
કાયદાઓના લફરાઓથી બચવા માટે
શહેર સુધરાઈમા લાંચ આપીને
મેં મારું ડેથ સર્ટિફિકેટ કઢાવી લીધું છે.
હવે
મારી નમ્ર વિનંતી છે કે
મારા અંતિમ વિધિની વ્યવસ્થા
(ફાળો ઉઘરાવીને) કરજો.
કોઈ પણ ચાર સદ્‌ગૃહસ્થ
મને ખભો આપીને
કોઈ પણ સ્થળે
મારી લાશને આગ ચાંપજો
અથવા તેને દફન કરજો
અથવા ફેંકી દેજો ગીધોના ટોળામા
અથવા ગંદા નાળામા તણાવા દેજો
અથવા ધરી દેજો કાગડાઓના મોમા
અથવા ચણી દેજો દીવાલમા
મારાથી ડરશો નહિ
હું ભૂત નથી, લાશ છુ
હું ચાલું છું, પણ તેથી શું?
આજ ફક્ત લાશો જ ચાલે છે
નહિ તો
હું સડી જઈશ
વાતાવરણ ગંધાઈ ઊઠશે
જીવતા માનવીઓ બબડવા લાગશે,
ફરિયાદ કરશે
પોસ્ટમોર્ટમ ટેબલ પર મારું શરીર જોવા
ઓછી બદબદનુ હશે
ચિકિત્સાનું એક એક સાધન ઝેરી બની જશે
દવાખાનાઓ કસાઇખાના બનશે.
આજે ઘણા કસાઈખાના દવાખાનામાંબ લઈ
ગયા છે
માનવી સ્મશાનને ઘર બનાવશે
ગીધ, ઘુવડ અને સાપ
શહેરમા
ઓનરશિપ બ્લૉકો ખરીદી રહેવા લાગશે
ફૂલોમાથી દુર્ગંધ આવશે
અને ઉકરડામાથી સુગંધ.
સગર રાજાના સાઠ હજાર પુત્રોનો ઉદ્ધાર
કરશે?
ગંગા સુકાઇ જશે
ભગીરથ રાજા શિવજીને શાપ આપશે
બધા તીર્થસ્થાનો નાશ પામશે
મારી મા ચોર્યાસી લાખ વખત લાશોને
જન્મ આપશે
અને એ લાશો મળીને
નરસિંહ અવતારની
અંદર નહિ, બહાર નહિ, દિવસે નહિ, રાતે નહિ,
ખૂન કરશે
એક લાશ
ઇતિહાસમા એટલી કિંમતી ગણાશે કે
એશિયા, અમેરિકા, ફ્રાન્સ, બ્રિટન
અને ચીન ચૂકી નહિ શકે
તેથી મારી નમ્ર અરજ છે કે

જલ્દી કરો
મારી અને મારા જેવી તાજી લાશોને
અગ્નિદાહ દો
હોજરીમાં સમાવી દો

ફેંકી દો
દીવાલમાં ચણી દો
નહીં તો...નહીં...તો...નહીં તો...
(હરીશ વાસવાણીના સિંધી કાવ્યનો અનુવાદ)

## બલાકા-૧૩ / રાજેન્દ્ર શાહ

પોષનાં પલ્લવ-ઝર્યા તપોવને
આજે આવી શે કારણે
વિહ્વલ ચરણે ભમે વસન્તનો પાગલ પવન ?
નહિ લજ્જા, નહિ ત્રાસ,
આકાશે રેલાવી ઉચ્ચ હાસ,
ભરીને અજંપે કંઇ શીતલ પ્રહર
શિશિરમંથર !
દૂર દૂર કાલને જોજન
મારું-ભુલાઈ જે ગયેલ-યૌવન
સહસા મનને શે ચિંતને
પત્ર એનો પાઠવે છે મને ?
ઉચ્છૃંખલ વસંતના હાથે
અકસ્માત્ સંગીતના ઇંગિતની સાથે !
લખે છે એ–
હું છું અવ અનંતના દેશે
તમારું યૌવન
ચિરંતન.
મંદારની માલા મારે કંઠ સોહી રહે,
પીત ઉત્તરીય મારું દૂર વનાન્તની ગંધ વહે,
વિરહી છું, તવ પ્રીતિરત
હું જાગ્રત
દક્ષિણ સમીરના સંપાતે
ફાલ્ગુનના નિશ્વાસે નિશ્વાસે;

**શ્રીમન્ નૃસિંહાચાર્ય** (અનુસંધાન પૂર્તિ પાન ૧થી) કારો (ભાગ) પ્રગટ કર્યા હતા તે એ કાળે તો ખૂબ પ્રચલિત બનેલા. 'શ્રી સિદ્ધાંતસિન્ધુ'ના બે તરંગ (ભાગ)માં એમણે સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતો અને મર્મો સામાન્ય સાધકને સમજાય તેવી ભાષાશૈલીમાં સ્પષ્ટ કરવાનો પ્રયાસ કર્યો છે. 'ત્રિભુવન વિજયી ખડ્ગ' નામના 'મૂર્ધન્ય' ગ્રંથમાં એમણે પ્રતીકાત્મકપાત્રો ને પ્રસંગો દ્વારા અધ્યાત્મશાસ્ત્રનાં ગૂઢ રહસ્યોને રસમય રીતે ગૂંથીને માનવજીવનમાં પ્રેય અને શ્રેયના સમન્વયનું માહાત્મ્ય પ્રતિપાદિત કરવાનો પ્રયત્ન કર્યો છે. આ નવલકથાનો શ્રી યશોધર મહેતાએ 'ઉમાહૈમવતી' શીર્ષકથી સંક્ષેપ કર્યો છે. આ ઉપરાંત 'શ્રીપંચવરદવૃત્તાંત'માં દિવ્ય અનુભવો વર્ણવ્યા છે. 'શ્રી સુરેશચરિત્ર' નાટકમાં સાધના વિકાસનો પરિચય કરાવ્યો છે, 'સન્મિત્રનું મિત્ર પ્રતિ પત્ર' અને 'શ્રી સદ્બોધ પારિજાતક'માં પત્રશૈલી દ્વારા તથા 'સતી સુવર્ણા'માં ચરિત્રાત્મક રીતે તેમજ 'મુખાર્થે સદુપદેશ' અને 'શ્રી કિરણાવલી'માંના લેખો દ્વારા એમણે ગભીર-ગહન પ્રશ્નોની સરળતાથી છણાવટ કરી સદ્બોધ પાઠવ્યો છે.

પોતાના ટૂંકા જીવન કાળ દરમિયાન પણ એમણે જે ભક્તિ અને જ્ઞાનનાં પદ્યો રચ્યાં છે તે તેમને સંતપરંપરાના જ્ઞાની કવિની હરોળમાં સ્થાન અપાવે તેવાં છે. વડોદરામાં નિઝામપુરા ખાતે વસવાટ કર્યો ત્યારથી તેમણે જ્ઞાનબોધનાં કાવ્યો લખવાની શરૂઆત કરેલી. વડોદરાના પ્રસિદ્ધ ગાયક પ્રો. મૌલાબક્ષના સાન્નિધ્યથી એમની રચનાઓને રાગ-રાગિણીઓનો પણ સારો સહકાર મળી રહ્યો હતો. એમણે હિંદીમાં પણ કેટલીક પદ્યરચનાઓ કરેલી. તેમની આવી લગભગ ૬૦૦ કાવ્ય-કૃતિઓનો સંચય 'શ્રી નૃસિંહવાણી-વિલાસ'ના ત્રણ ભાગમાં કરવામાં આવ્યો છે. આમાંનો પહેલો ભાગ ઈ. ૧૮૮૮માં અને ત્રીજો ઈ. ૧૮૯૬માં પ્રગટ થએલો. આ ત્રણેય ભાગો અપ્રાપ્ય બનતાં ૧૯૭૩માં પ્રો. અનંતરાય રાવળ ને પ્રો. મહેન્દ્રકુમાર દેસાઈએ એમાંનાં પદ્યોનો સંચય 'શ્રી નૃસિંહકાવ્યસંદોહ' નામે પ્રગટ કર્યો છે.

એમણે જ્ઞાની કવિઓની જેમ અગમ્ય અધ્યાત્મજ્ઞાનને–તત્ત્વજ્ઞાનને વિવિધ ઢાળો અને રાગોમાં સુગમ બનાવ્યું છે. વિષય અને સ્વરૂપની દૃષ્ટિએ આ પદ્યસંચયોમાં સારું એવું વૈવિધ્ય છે. એમાં ગરબી છે, પદો છે; કક્કા છે, વાર છે; બારમાસી, પ્રભાતિયાં, ધોળ અને ખાયણાં પણ છે; સ્તુતિ, પ્રાર્થના, આરતી, થાળ વગેરે પણ છે. એમણે છપ્પા, દોહરા, સોરઠા, ચોપાઈ, કટાવ, મનહર, લાવણી આદિ છંદોનો પણ સમુચિત અને સફળ ઉપયોગ કરી બતાવ્યો છે તેમની કાવ્યશૈલીમાં પ્રબોધનું તત્ત્વ અને તત્ત્વનો પ્રબોધ હોઈ સંબોધનો, આદેશો, સૂચનો વગેરે સહજ રીતે ગૂંથાઈ આવ્યાં છે. અધ્યાત્મજ્ઞાનનાં સ્વાનુભવમૂલક આ પદ્યો જિજ્ઞાસુ વાચકને સન્માર્ગે લઇ જઇ સંસારમાં દિવ્ય સુખાનંદની અનુભૂતિ કરાવવામાં સાધન માત્ર બની રહ્યાં છે. સ્વાનુભવનો રણકો એમની કાવ્યબાનીમાં હોવાથી એ ક્લિસ્ટ બનતી રહી ગઇ છે. એટલું જ નહિ પણ એમાંની અભિવ્યક્તિ સચોટ બની છે. કોઇ પણ પ્રકારના શુદ્ધ સાહિત્યિક ધોરણની ખેવના કર્યા વગર એમણે કેવળ મનુષ્યજીવનને ઉન્નતમાર્ગે લઇ જવા જ આ પદ્યસાહિત્યનું સર્જન કર્યું છે. આ ઉપરાંત એમણે ઇ. ૧૮૮૮માં, પોતાની લેખન-પ્રવૃત્તિને વેગ મળી રહે તે માટે, 'મહાકાલ' નામના હેતુપ્રધાન અને સત્ત્વશીલ માસિકનો પ્રારંભ કરેલો. આ રીતે શ્રીમન્ નૃસિંહાચાર્ય નિબંધકાર, નાટકકાર, નવલકથાકાર, પત્રકાર, કવિ, એમ વિવિધ સ્વરૂપે સાહિત્યસર્જન કરી ઉત્તમ વિચારક અને ઉદ્બોધક તરીકે એમના યુગમાં પ્રશસ્ય કામગીરી બજાવી ગયા છે. —ધીરુ પરીખ

**સ્વ. મહેન્દ્ર ભગતને / રાજેન્દ્ર શાહ**

તેં રંગભૂમિ પર ના હજી તો પ્રવેશ
કીધો, પરંતુ તવ વેણુની વિસ્તરંત
આભાથી આગમન સૂચિત લીધ જાણી.
ને દૃશ્યઃ અન્ય સહુ પાત્રની ભૂમિકાને
તારે વિલોલ રસપૂર્ણ ઉમંગવર્ણે
આશ્લેષી રમ્ય કીધ તેં વહતી કથાને.

તારી સમીપ–શિશુ રંજિત, ને કિશોર
કો સ્વપ્નપંથ પર, ચોપિતનો વિલાસ
આનંદ નર્તન નિમગ્ન; તું પ્રૌઢશક્તિ.
જે કોઇ આવી મળ્યું–સર્વની સંગ ખેલી
કાન્તાર ને જનપદે, ગત દૃષ્ટિ બ્હાર,
શી વન્યનિર્ઝરની ઉચ્છલ ગીતિ રેલી!

ના કોઇ ભેદ નટપ્રેક્ષકનો, ન મંચ
ખાલી, તથાપિ ક્ષણનો પણ સંગ તારો

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · અંક ૧૦૬
વર્ષા · વિ. સં. ૨૦૩૧ · જુલાઇ–ઑગસ્ટ ૧૯૭૫



ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વર્ષો • વિક્રમ સંવત ૨૦૩૧ • પરંપરિત અંક ૧૦૬ • દ્વિજ અંક ૩૪
જુલાઈ–ઑગસ્ટ ઈ. ૧૯૭૫

□

કાવ્ય



અનુવાદ



ગદ્ય



આસ્વાદ



ચિત્રસૂચિ

પૂંઠા પર વર્ષા, ત્રિભુવન વ્યાસના હસ્તાક્ષરમાં કાવ્ય, સ્વ કવિ ત્રિભુવન વ્યાસ, કાશ્મીરમાં ઝલાયેલી કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, ગ્રામસરિતા (ચિત્રકાર રસિકલાલ પરીખ)


◘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે ◘ વાર્ષિક દેશમાં રૂ ૯, પરદેશમાં રૂ ૨૦ યા પા ૧, અમેરિકામાં રૂ ૩૦ યા ડૉ ૪, છૂટક નકલનો રૂ ૧ ૭૫ ◘ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોંટેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે ◘ લવાજમ મોકલવાનાં સ્થળ (૧) પિનાકિન શાહ ઍન્ડ કં, કુબેરી મંઝિલ, બિસ્કિટ ગલી, પ નવો રોડ નાકા, અમદાવાદ ૧ (૨) લિપિની પ્રિન્ટરી, ૨૨ કલ્યાણદાસ બિલ્ડિંગ, ગોવાલિયા ટૅંક રોડ, મુંબઈ ૪૦૦૦૩૬.

તંત્રીઓ • રાજેન્દ્ર શાહ  બચુભાઈ રાવત
નિરંજન ભગત • ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
∞
નીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧૩ માળે બ. ૨૬૨ ભાગ્ય લેન
ગ્રામદેવી મુંબઈ ૭

મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ રાવત

# ત્રિભુવન વ્યાસ

જેમનાં અનેક બાળ-કિશોર કાવ્યોએ બબ્બે-ત્રણત્રણ પેઢીઓથી બાળહૈયાંને મુગ્ધ રાખ્યાં છે તે કવિ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ સૌરાષ્ટ્રમાં ભાવનગર જિલ્લામાં જૂના સાવર ગામના વતની હતા. આ બ્રાહ્મણ કવિનો જન્મ સેંજળ નામક નાના ગામમાં ઈ. ૧૮૮૮ના મેની ૨૨મી તારીખે પોતાના મોસાળમાં થએલો. પ્રાથમિક કેળવણી એમણે વતનમાં જ પૂરી કરી, અને પિતાનું અવસાન થતાં અભ્યાસને તિલાંજલિ આપવી પડેલી કુટુંબની જવાબદારીને લઈ ને એમણે સૌપ્રથમ અમરેલી પાસે દલખાણિયામાં શિક્ષક તરીકે નોકરી સ્વીકારી લીધી. ત્યાં એમનું હીર પારખી લઈ શાળાધિકારીએ એમને અમરેલીની શાળામાં બોલાવી લીધા. અમરેલીમાં એમની કામગીરીથી ખુશ થઈ સયાજીરાવ ગાયકવાડે એમને વડોદરા ખાતે અધ્યાપન મંદિરમાં બે વર્ષના વધુ અધ્યયન માટે મોકલ્યા. પૂરા દિલથી આ અભ્યાસ સારી રીતે પૂરો કરી એઓ પાછા અમરેલીની શાળામાં કામે લાગી ગયા. ત્યાં તો આવી પહોંચ્યું ગાંધીજીનું સ્વાતંત્ર્ય-આંદોલન. શ્રી ઠક્કર બાપાના આદેશથી એઓ શાળાની નોકરી છોડી ખાદીપ્રચારના કાર્યમાં લાગી ગયા.

સમય જતાં ખાદીના કાર્યમાં ઓટ આવી અને ત્રિભુવનભાઇને 'સૌરાષ્ટ્ર' પત્રના તંત્રી સ્વ. અમૃતલાલ શેઠે બોલાવી લીધા. અહીં ઝવેરચંદ મેઘાણીની પ્રેરણાથી એમનું પ્રસિદ્ધ કાવ્ય 'ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' રચાયું હતું. વળી પાછી મુશ્કેલી! હવે એઓ સપરિવાર અમદાવાદ આવ્યા અને 'નવજીવન' કાર્યાલયમાં સ્વામી આનંદે એમને રાખી લીધા. અહીં જ એમણે જલિયાંવાલા બાગના અમાનુષી હત્યાકાંડનું હૃદયદ્રાવક નિરૂપણ કરતો જેલો પ્રસિદ્ધ 'રતનબાનો ગરબો' રચી નામનાગાં વધારો કર્યો. પરંતુ અમદાવાદ એમને આરોગ્યની દૃષ્ટિએ અનુકૂળ ન જણાતાં ગાંધીજીએ એમને રાજકોટની રાષ્ટ્રીય શાળામાં શિક્ષક તરીકે મોકલી દીધા. ત્યાં સર લાખાજીરાજ લોકજીવનની કાયાપલટ કરવા થનગની રહ્યા હતા. એમણે ત્રિભુવનભાઇને સમાજના પ્રત્યેક વર્ગને ઉપયોગી થાય એવો શિક્ષણક્રમ અને એ માટેનાં પુસ્તકો તૈયાર કરવાનું કામ સોંપ્યું. શિક્ષક તરીકે ઘણું મૌલિક કાર્ય કરવાની એમને આથી તક સાંપડી રહી. રાજકોટમાંથી નિવૃત્ત થયા બાદ એમણે શેષ જીવન ત્યાં જ ગાળ્યું.

કુટુંબના સ્વામીનારાયણ સંપ્રદાયે નાનપણથી જ એમના પર સદાચાર ને સંયમની ઊંડી છાપ પાડેલી. એમના શિક્ષણ-વ્યવસાયમાં પણ પ્રજા-ઘડતર અને ચારિત્ર્ય ચણતર માટે આ સંપ્રદાયદીધા સંસ્કારોએ જ બળ પૂરું પાડેલું.

એમનાં કાવ્યોની વિશેષતા છે બાનીની સરલતા અને ઉચ્ચ આદર્શપ્રેરિત વિષયોની પસંદગી. કાવ્યબાનીની આ સરલતા ને ઉચ્ચ જીવનનિષ્ઠ આદર્શોનો સંભાર પણ આ જ સંપ્રદાયે એમનામાં કેળવેલાં. સદા બાળકો વચ્ચે જ રહેલા આ સાચદિલ શિક્ષકનાં બાળકાવ્યોમાં કિશોર-કિશોરીઓની કલ્પનાશક્તિને ખીલવે એવાં વિષયનિરૂપણો સાથે ઉમદા ગુણોનું સિંચન કરે તેવા આદર્શો પણ ગૂંથી લેવાયા છે. બાળકોને રુચે તેવા સરળ વિષયોને વિશદ ભાષા-શૈલીમાં રજૂ કરવાની એમની ફાવટ અજોડ છે. નૈસર્ગિક પ્રાસશક્તિ, પ્રાસાદિક બાની, સરળ લય, ચારુ ચિત્રાત્મકતા. બાળસુલભ શબ્દકોશને અનુરૂપ પદપસંદગી વગેરે ગુણોએ એમનાં બાળકાવ્યોને પાઠ્યપુસ્તકો દ્વારા અનેક બાળકોના કંઠમાં ગુંજતાં કરી એમને બાળકાવ્યોના એક બળુકા કવિ તરીકે ગુજરાતી સાહિત્યમાં પ્રસ્થાપિત કરી દીધા છે.

એમણે સ્વામીનારાયણ સંપ્રદાયના પાંચ સંતોનું ચરિત્ર નિરૂપતો ગ્રંથ 'સદ્‌ગુરુ ચરિત્ર' પણ તૈયાર કરેલો છે અને મહાકવિ કાલિદાસનાં 'મેઘદૂત' તેમજ 'ઋતુસંહાર'નાં સુચારુ ભાષાંતરો પણ આપેલાં છે. આમ, એક સંસ્કારમૂર્તિ શિક્ષક અને બાળહૃદય તેમજ બાલમાનસને સમ્યક્ રીતે જાણનાર બાળકાવ્યોના સફળ કવિ ત્રિભુવન વ્યાસનું ૮૭ વર્ષની પૂરી જૈફ વયે ૪થી જુલાઈ ૧૯૭૬ના રોજ રાજકોટ ખાતે અવસાન થયું ત્યારે બાળકાવ્યોના ક્ષેત્રે, બાળકોને ખયાલ પણ નહિ આવે તેવી, ભારે ખોટ પડી છે. એમના અવસાન પછી પણ ગુજરાતી સાહિત્યને એમનાં અમર વારસા જેવાં આ બાળકાવ્યો હજુ ઘણી પેઢી સુધી બાળકોને પ્રેરણા, પ્રોત્સાહન ને પ્રમોદ આપ્યાં કરશે, તેની સાથેસાથે એ ક્ષેત્રમાં કલમ ચલાવવા ઇચ્છનાર કવિઓને માર્ગદર્શક પણ બની રહેશે એ નિર્વિવાદ છે. —ધીરુ પરીખ



◁
સ્વ. કવિ ત્રિભુવન વ્યાસ
જન્મ : ૨૨-૫-૧૮૮૮
અવસાન : ૪-૭-૧૯૭૫



કાશ્મીરમાં કલાપી
(ઈ. ૧૮૯૦)



Rabindranath Tagore

◁
કવિવર રવીન્દ્રનાથ ઠાકુર
એમણે કરેલા પોતાનો સ્કેચ

## રાજેન્દ્ર શાહ

# દૈનંદિની

## ૧ નિરાહાર

આજ મારે નિરાહાર દિન
નગરને પથ નિત્યની આવનજાવનમાં ધરું ન ચરણ
ઘરને એકાન્ત ઉપવન
મધુમાલતીની છિદ્રહીન છાયા તલે એક વિરામઆશ્રયે
વગર આશય
સમયની સ્મૃતિ જ્યાં ન રહે એવી તન્દ્રાને અધીન

જાગ્રતિમાં સૂર્યની ગતિનો કોલાહલ
સહેલ તે પાપણઢાળેલ અંધકારમહીં પામે ન પ્રવેશ
કલ્પના ન જેની હોય લેશ
દુર્નિવાર
એનો ત્યહીં સહજ સંચાર
પરિચયનું પ્રસન્ન સ્મિત મને સ્પર્શતું કોમલ

રોમેરોમ કંપનલહેર,
ફૂલપરિમલ સમી સન્નિધિનું ચોમેર છવાય આવરણ
મારે અલસ કરણ
લઉં છું હું એને સમાવેશ,
અંધારે અંધાર જેમ આલોકે ઉજેશ,
કોઈ સંધિકાલને પ્રહર

પરિતૃપ્તિ
નીરવતા ગીતિલયમય,
દીઠ અદીઠને સંમુખ્ય
ચરાચર સકલ તે અચલને ~ ~
નિઃશેષ પર્યંત
ઉભય આ જાગ્રત સુષપ્તિ

## ૨ બપોરની નીંદ

બપોરની નીંદ મારી હરી લીધી પારેવાએ
જાળીના ઉઘાડમાંથી ઊડી આવીને ભીતર
ભાવના આવેગથી નીડર
ઉચ્ચ સ્વરે કરે કોલાહલ
ખડ છલોછલ
નેત્ર મારાં રમેભમે વાણીની વીથીએ

ભીંત પર પ્રિયનું છે ચિત્ર
ઊડતા અવાજ ફ્રેમ પર જઈ બેસે મુખોમુખ
પાંખેપાંખની ઝાપટે સુખી
સહસા નજર મારી નિજ ભણી વાળી લેતું નીચેનું વદન
આછું સ્મિત લહું એનાં વાચાળ લોચન
બની એના રમે બાલમિત્ર

લોચનેલોચન
(છવિ નહિ છવિ, ન હું સેજલી કાયા)
અનંતની આસમાની છાયા
નીચે હંસયુગલની જેમ બેઉ કરીએ કંપન,
નિશીથનીરવ ચન્દ્રકિરણના મધુને ચયન,
શાશ્વતીની વેણુ એક વાજે સંમોહન

સમન્શાન્ત સૂરે સહુ નૃત્યલય ગતિ જાય થમી
ખડમહીં નહીં કોલાહલ
શમ્યાં છે જલ્પનાનાં જલ
કેવલ એકાન્ત
દીવાલની છવિ સ્મિતશાન્ત
ચિન્તન સાધી સંગ મન મારું રમતું વિરમી

# વિપિન પરીખ

## Accomodation

આપણે થોડીક સમજૂતી કરી લેવી જોઈએ.
તમે ડ્રૉઇંગ રૂમને રોજ ફૂલોથી હસતો રાખશો.
બહારથી કોઈ આવે એને વાતાવરણ પ્રસન્ન અને હળવું લાગશે.
તમારે મારી 'બિઝનેસ પાર્ટી'માં-હાજરી આપવી પડશે.
હું જાણું છું તમને એ ભયંકર 'બોર' લાગે છે.
પણ અનેક 'executive' આંખોના સવાલો
પાર્ટીને ક્યારેક નીરસ બનાવી મૂકે છે.
હા, હું વચન આપું છું:
તમારી ક્લબની પાર્ટીમાં સમય કાઢી
હું પણ તમને company આપીશ,
મને એ પાવડર-ભરેલાં અને હીરાથી ઝગઝગતાં
સ્મિત સાથે કરાતી social services ન ગમતી હોય તો પણ!
બને ત્યાં સુધી મુન્નાની હાજરીમાં
આપણે નાજુક પ્રશ્નોની ચર્ચા નહીં કરીએ,
અને એની નિશાળમાં વાલીઓની મીટિંગ હોય ત્યારે
પપ્પા-મમ્મી તરીકે થોડાક કલાક હાજરી આપી આવીશું.
તમે જાણો છો બાળકો ખૂબ ચતુર હોય છે.
જલદીથી બધું સમજી જાય છે.
અને આમે બધાંની વચ્ચે આપણું બાળક ઓશિયાળું લાગે
એ તો તમે પણ પસંદ નહીં જ કરો!
આમ જુઓ તો
આ કંઈ બહુ મોટી વાત નથી.
થોડીક મારા પક્ષે ઉદારતા
થોડીક તમારી પાસે સ્મિતની અપેક્ષા,
થોડાક વ્યાવહારિક કલાકો માટે mutual Accomodation!
બાકી
બહારથી જોનારા એમ ન કહે:
અગ્નિની સાખે જે વચન અપાયાં હતાં તે
હવે
ધુમાડો થઈને ઘરમાં હરેફરે છે.

## ધીરુ પરીખ

### ઘર

દીવાલો ચણીચણીને ઊભું કીધું ઘર!
સુરક્ષિત રહેવાશે, હશે નહીં ડર.
સૂરજ ઊગે છે રોજ આની ટપ-ડોર
આથમે છે વાળુટાણે
વીજળી-દીવાની પ્હાડધારે, ખડા ચોર!
દિન આખો જયા જયા હું તો ફરી જાણું
ઘર તણી દીવાલોના ઓછાયામાં બદ્ધ રહી
મુક્તિ મુક્તિ મ ણું!

હવા ભલે આવે જાય
પ્રકાશ ન આવે જરી
એવા જાડા પડદાની આડ ભરી
બારી અને બારણાંથી
(ક્યારેક ક્યારેક વળી)
સકલ તે સૃષ્ટિમહીં
ચખ અને ચરણથી લઉં ફરી
વળી પાછો આવી આવી
ઘરમાં જ જાઉં ઠરી!

ગાજવીજ સાથ કશા
કડાકા ને ભડાકાથી
વાદળ આ ઝરીઝરી
વારિબુંદ દીવાલથી સરીસરી
આંગણાની રજનેય કોરી નવ ગણી જરી
દૂર દૂર રહે વહી,
ચરણ ને ચિત્ત મારાં ઘર બહાર જવા ચહી
થનગન થનગન કરે કંઈ...
દીવાલોની ભીંસ ત્યારે
સુરક્ષાને રટી રહી
રક્ષાને રટી રહી...

## વેણીભાઈ પુરોહિત

### કાગાનીંદરડી કહે છે....

કાગાનીંદરડી કહે છે કુંભકરણને કે
કોક દિ' તો સપનામાં આવો જી:
તમને જગાડી દઈએ, અમને પોઢાડો તમે–
એવો તે કંઈક લઈએ લહાવો જી.

ડેલીમાંથી ઢોલિયે ને ઘડકીમાંથી ડેલીએ હો,
અદલાબદલીની એવી ગમ્મતમાં ગેલીએ હો:
સાત તાળી સંગે સંગે રમવાને આવશો કે–
આપણો તે ભાવો ને અભાવો જી.
કાગાનીંદરડી કહે છે..

તમે રે રામાયણ આખી નીંદરમાં કાઢી નાખી,
અમે રે સીતા ને શબરી ફરતીફરતી હૈયે રાખી
રાવણ ને રામજીના સામસામા બાણ વીંધે–
ચાલો થઈએ વાંસળી ને પાવો જી
કાગાનીંદરડી કહે છે...

પોષ વદિ બારસ: પરોઢિયાનું ટાણું હો,
અંધારાની તાસળીમાં તેજનું તરભાણું હો:
ઓઢણું ને સોડણું વચ્ચે બીડેલી આંખડીમાં–
માયાવી કંઈક ઉ મલાવો જી.
કાગાનીંદરડી કહે છે...

સોનાનો સૂરજ ઊગ્યો: રૂપાના ડુંગર ઊભા,
હીરાના હારનો વેરાવો જી:
ઘૂઘર ઘમકાવી દેતો, પગલાં પલટાવી રહેતો–
આવ્યો અલેકિયો તે બાવો જી.
કાગાનીંદરડી કહે છે... કુંભકરણને કે
કોક દિ' તો સપનામાં આવો જી

## પિનાકિન્ ઠાકોર

### પંડિત ઓમકારનાથ ઠાકુરને

તમે સૂર તમે શબ્દ
કેવડા તે અક્ષર!
અને કેટલા તે સ્વર.

અગણિત અકળ તે ધ્વનિ,
અને અસંખ્ય તે શબ્દ છંદ! રૂપ!
એને સકલને એક એક બાધો
વિખરાયાં વિંખાયેલાં ઘવાયેલાં ગીત
છૂટી ને છવાઈ વળી પિંખાયેલી બંદીશ,
તે સમગ્રને સ્નેહ ધરી સાંધો.

નીપજાવો ડમરુના નાદ
અને
ધ્વનિ કેરાં એ નૂપુર.
આંદોલનો કાલની તે સંગ સંગ
ક્યારે ધરે રજતનો રંગ!
સોહામણે સોહી રહે કાલને સુવર્ણે.

રત્નો તણે રમી રહે મેઘધનુ–
રંગીન તે વર્ણ!
તમે
સંવાદને સુમોહક સુમધુર તરવર
સૂર ને શબ્દ શોભ્યું
વિલક્ષણ પર્ણ!

## મનહરલાલ ચોકસી

### જોઈએ

બાળપણને એક ટાણું જોઈએ,
પ્રેમને એકાંત જેવું જોઈએ.
શક્ય છે દીવાલ પણ આ પાંગરે,
એ શરત છે દૂર રહેવું જોઈએ.
રિક્તતા બેસી ગઈ છે નેજવે,
જિંદગી! તારે પલળવું જોઈએ.
આંધળા વિશ્વાસની ગરદન ઉપર!
એક તલવારે લટકવું જોઈએ.
સત્યના દર્પણમાં જોવું હોય તો,
હાથમાં હંમેશ માથું જોઈએ.
ચાલ! અશ્રુ એકઠાં કરવાં હવે,
ક્યાં સુધી આ વિશ્વ બળતું જોઈએ?

## મનોહર ત્રિવેદી

### છ શૅઅર

પ્રતિબિમ્બ કેદ છે કે અરીસાઓ કેદ છે?
તમને નિહાળનાર ચહેરાઓ કેદ છે?

તોડી નહીં શકાય સ્તબ્ધતાની ભીંતને
મારા એકાન્ત ઘરમાં ચર્ચાઓ કેદ છે.

તારા નગરની બહાર ચરણ કઈ રીતે જશે?
ભેદી ગલીના હાથમાં રસ્તાઓ કેદ છે.

એ રોશપૂર્ણ ભાવથી બીડેલ હોઠમાં
ધાર્યું અમે કે ચૈત્રના તડકાઓ કેદ છે.

જંગલની શૂન્યતાઓ મળવા ઊભી રહી
પંખીના મૃત કંઠે ટહુકાઓ કેદ છે.

ડૂબવાનો ડર બતાવ મા સાહિલ મને હવે
આ બન્ને આંખમાં બધા દરિયાઓ કેદ છે.

## કરસનદાસ લુહાર

### ચીતરેલું

મેં જોયું સ્વપ્ન રણમાં જળ ચીતરેલું,
અને એક એમાં કમળ ચીતરેલું
અહીં ધૂળમાં મારી ભૂખ આળોટી,
પણે આભમાં પક્વ ફળ ચીતરેલું
પડયાં આપણે જ્યાંથી જુદાં તરસ લૈ,
નયનમાં સજળ એ જ સ્થળ ચીતરેલું
બધી શક્યતાઓ ત્યાં ડૂબી ગઈ'તી,
હતું જ્યાં અમસ્તું વમળ ચીતરેલું
ન એકેય રેખાનો આકાર સૂઝે,
બધુંયે અગમ ને અકળ ચીતરેલું
સતત શ્વાસમાં રેત ડમરાય છે ને,
હથેળીમાં લીલપનું છળ ચીતરેલું

## કિસ્મત કુરેશી

### ઘર કર્યું

મુજ દિલ કે જ્યાં ન આશ ઉમંગોએ ઘર કર્યું,
ઘર જો કર્યું, વ્યથા ને તરંગોએ ઘર કર્યું
સુખચેન ને ખુશી-સહુ બેઘર બની ગયાં,
રેઢી આ જિંદગાનીમાં જંગોએ ઘર કર્યું
પગ વાળી બેસવા ન દીધા એને જીવતાં,
મ્હેફિલમાં જાન આપી પતંગોએ ઘર કર્યું
ત્યાંથી કિરણ સૂરજનાં એ આભે ચડી ગયાં,
સાગરની કેદ તોડી ક્યાં નંગોએ ઘર કર્યું !
માનવના ઘરને બાળીને હરખાય માનવી,
એથી જ ભોંય પર ન વિહંગોએ ઘર કર્યું
મેં પણ ચડાવી જોયા બધા રંગ દિલ ઉપર,
ત્યાં પ્રેમ વિણ ન અન્ય કો' રંગોએ ઘર કર્યું
આગળ શું, ઉંબરો શું, અસૂરું થયા પછી ?
અટક્યા જ્યાં પાય ત્યાં જ અપંગોએ ઘર કર્યું

## કિશોર મોદી

### ખોવાઈ ગઈ છે

ભૂરી ભૂરી આંખો મટમટાવીને
બાળપણમાં રાતે દાદાજી પાસે સાંભળેલી
ચંદ્રપરીની મીઠીમીઠી વાતો
ઍપોલો ૧૧ના ચંદ્રવિજયના ખરબચડા
વર્ણનમાં ક્યાંયે ખોવાઈ ગઈ છે

મુખીનો માવલો ગામમાં સાદ પાડે ત્યારે
વૈદની અનુપાનવાળી માત્રાની જેમ
શબ્દેશબ્દ ચાટી જવાની
આબાલવૃદ્ધની એ ચેષ્ટા
ટેલિવિઝનના પડછાયામાં ક્યારનીયે ટબૂરાઈ ગઈ છે

નવીન સમાચારની ખેપ લઈને આવતા
ખુશાલ ખેપિયાને આવકારની નજરે
ફળીમાં બધાં જોઈ રહેતાં, અને રાતે
ઓશરીમાં હુક્કાની ફૂંકે
ખુશાલ ખેપિયો ને સમાચાર બને ચર્ચાનો
વિષય બનતા, એવું દોઘલું દૃશ્ય પણ
આજના ફિકિફકરાઈભર્યા ખાખી ડગલાવાળા
દિવસોમાં ભૂલી જવાયું છે

'દાતણ લેઈ જાજો'નો દાનિયાનો
એ આજીજીભર્યો અવાજ
'બીનાકા ગીતમાલા'ની સૂરાવલીમાં
ક્યાં લોપ થઈ ગયો એ તો રામ જાણે

...પરંતુ ક્યારેક ક્યારેક 'પહેલાં જેવું નથી રહ્યું હવે'
એવું અંતરમાં ઊપસી આવે છે

## દીપક બારડોલીકર

### છે

મૃગજળ દરિયો છલકે છે,
એથી શું રણ પલળે છે ?!
મેં ક્યાં દીધો સાદ, અલી;
કેમ કદમ તવ અટકે છે ?
ના ફરકાવો લાલ ગવન,
મારો ઘોડો ભડકે છે !
છો મલકે ના ગૌર વદન,
પીળું વેસર મલકે છે !
સંધ્યા-તારકને જોઈ,
સૂરજ શાને થડકે છે ?
જ્યોત જલાવો હૈયાની,
રાત અમાસી ડણકે છે !
મારી સાથે મારગ પણ
વગડે વગડે ભટકે છે !
વાગોળો વીતેલ જીવન,
ખટમીઠો રસ ટપકે છે !
કાં મારગમાં જોઈ મને,
પાંપણ એની ઝળકે છે ?
મમળાવો ના વાત તમે,
'દીપક' સઘળું સમજે છે !

## વિનોદ ગાંધી

### સમય

એ પછીથી કોઇ કહેતાં કોઇ ત્યાં બોલ્યું નહીં;
મોરલી વાગી છતાં યે કોઈ ત્યાં ડોલ્યું નહીં,
કાળની લીલા, અરે ! ત્યાં કૃષ્ણ પણ પાછા ફર્યા,
ગોકુળ નગરનું રાધિકાએ દ્વાર પણ ખોલ્યું નહીં.

## જટિલ

### કવિનો શબ્દ

કવિના શબ્દને ક્યારેક તો પૂછી જુએ કોઈ,
કવિના શબ્દને પણ એક તક આપી જુએ કોઈ.
બલિ હાર્યો, કવિનો શબ્દ તો હાર્યો નથી ક્યાંઈ,
જઈને સાત પગલાં પણ ભલે માગી જુએ કોઈ.
કહેજો તર્જની પર પ્હાડના એ તોળનારાને,
કવિના શબ્દને પણ એ રીતે ઊંચકી જુએ કોઈ.
ઋષિ તો પી ગયા સાગર, અને જીરવી ગયા, માન્યું,
કવિના શબ્દનું એક બુંદ તો ચાખી જુએ કોઈ.
સ્વયંવરમાં ભલે જીત્યો ધનુર્ધર મત્સ્ય વીંધીને,
કવિના શબ્દ સામે તીર તો તાકી જુએ કોઈ.
સીતા કે દ્રૌપદીને પણ જમાનાએ નથી છોડયાં,
કવિના શબ્દ સામે આંગળી ચીંધી જુએ કોઈ.
'જટિલ'ના મુઠ્ઠી તાંદુલ જોઈને બોલી ઊઠયું કોઈ,
કવિના શબ્દ જેવી એમની પૂંજી જુએ કોઈ.

## વિનોદ જોશી

### પાડયા જળમાં ચાસ...

આ કાંઠો વીંઝાય સામટો, ગોફણમાં ને સામે કાંઠે
પડઘાતું આકાશ...
તળાવને વાગેલો પથ્થર તરંગ થઇને તળાવને પંપાળે
કાંઠે બાઝયાં જાળઝાંખરાં લઇ બાથમાં બધાંયને સંભાળે
રેતીના વગડામાં મ્હોરે લજ્જાળુનાં ગૂમ થયેલાં પગલાંની
ભીનાશ...
હલ્લેસાનું આગળપાછળ જતું આવતું હડસેલે પડછાયા
કાળીચૌદશ થઈ હાથની રેખાઓમાં દિવસ બધા સંતાયા
જાજો રે નખ્ખોદ અભાગી આંખોનું કે પાંપણથી કાંઈ
પાડયા જળમાં ચાસ...

## કેશુભાઈ પટેલ

### વચમાં ન રાખો

હે મને આગણની વચમા ના રાખો
આંખોની ઇચ્છાઓ કહે જઈ બોલી કે
'પાંપણની વચમા ન રાખો!'
નયનોમા ઘૂઘવે છે સાતસાત સમંદરને
નીકળે છે આંસુની ધારા,
દૃષ્ટિના તીર આજ એવા ભોંકાયા તો
કીકીના એકલા સહારા
કોણ જાણે કેવી છે નજરૂની વાત
એને ઢાંકણની વચમા ના રાખો
હે મને આગણની વચમા ના રાખો
આંખોની ઇચ્છાઓ૦

પંખીના કલરવને સાંભળીને ચાંદિયાએ
આંખો અવતાર એમ ખોય,
માળે ચડીને પછી પાંખો ઉડાડવા
ગોળા ફેંકે છે કોક ટોયો
કોણ જાણે કેવી છે ટેકાની વાત
એને ગોફણની વચમા ના રાખો
હે મને આગણની વચમા ના રાખો
આંખોની ઇચ્છાઓ૦
ઠંડા શિયાળાના ચાર માસ કાઢ્યા તો
આવી વસંત મારા બારણે,
મળવાની મરજી તમે અવો વનવગડે તો
દઈએ ઉતારો કયા કારણે ?
કોણ જાણે કેવી છે કૂંપળની વાત
એને ફાગણની વચમા ના રાખો
હે મને આગણની વચમા ના રાખો
આંખોની ઇચ્છાઓ કહે જઈ બોલી કે
'પાંપણની વચમા ના રાખો!'

## જગદીશ જોષી

### ઇશારો

સૂરજને ખોળામા લૈને આ વાદળી
ચાંદાને ઇશારે ને તરે.
પંચ બહુ બેસીને પાચીકડે ખેલતું
ને રેલતું એ રંગભરી વાતે,
તુલસીના વિવાહમા ચકલાઓ ઊમટયા
ને તારણે વીંટાઈ બધી રાતો
દીવડાની વાટ ભલે મેંશે મઢેલ છતા
થાતી મશાલ ભર્યે ચોતરે
હાથમા હલેસા ને દરિયો હડસેલતી
આ નૌકામા ઊસરાયા પંખી,
કાંઠે પથરાયેલા છીપલા ને શંખલામા
વાયરાની ઘૂઘવતી વંશી
કોકિલને કંઠ નડી સૂરની મરજાદ
હવે શબ્દોમા અંધારા ઊતરે!

## નિર્મિતિ કાપડિયા

### આધાર-અનાધાર

જીવી જાય
દિન રાત્રિને આધારે
રાત્રિ નિદ્રાને આધારે
નિદ્રા શય્યાને આધારે
શય્યા પૃથ્વીને આધારે
પૃથ્વી શેષને આધારે
શેષનાગ ?
શે ન ગ
ઝહેર છે નિરાનખ

## શંકર ગોસ્વામી

ભાઈઓ અને બહેનો
શલ્યામાથી થયેલી અહલ્યાનો
જેટલામો અવતાર હોય તેટલામો
જો કોઈને મળી જાય
તો કહેજો
કોઈ પણ મંદિરમા
વહેલામા વહેલી તકે પહોચી જાય,
ને આરસપહાણના રામને
સ્પર્શી જાય
કદાચ સજીવન થઈ જાય !
બાકી વાંદરાઓ તો
રાવણને હણવા
તૈયાર થઈને જ બેઠા છે

## ચતુર પટેલ

### આમ તો

હું સતતથી પર સતત છું આમ તો
ક્ષણના આવાસે રહુ છું આમ તો
અવસરોના હાથથી છટકી ગયો,
પગરવોને સાભળુ છું આમ તો
શકયતા ઊંભા દ્વાર ખખડાવ્યા કરે,
શૂન્યતામા જઈ વસુ છું આમ તો
એક પળ આવીને બેઠી હાથમા,
હસ્તરેખા થઈ ફરું છું આમ તો
સ્વપ્નમા સબધ પાછા પાગરે,
વેદનામા ઓગળુ છુ આમ તો

## ચન્દ્રા રાવળ

### ગીતોનું ગીત

મારી આ નજરોની નાનકડી દુનિયામા
આવ્યુ અજાણ્યુ મોરપીછું
અંતરના મખમલમા ઉંડેરા ઘાવ સહી
આંખોએ સ્હેજ રોઈ લીધું !
કે આવ્યુ અજાણ્યુ મોરપીછું

રમતા'તા વાસંતણા વનમા અમે, ને તમે
વાયરાનો વેશ સજી આવ્યા
હૈયાની લાજ બધી લૂંટી ને રોમ રોમે
ગોરસની મધુરપશા છાયા !
હસવામા ફૂંક શીદ મારી કે પરવશ આ
માણ્યોએ સ્હેજ વાઈ લીધું !
કે આવ્યુ અજાણ્યુ મોરપીછું

વાચની પાળ ગઈ તૂટી ને તોય તમે
ઊર્મિના મૌનમા છુપાયા !
સૂરે અમ કંઠમહીં સૂર કોઈ ગાતા, ને
વેદનના સાગરમા ન્હાયા !
લહરીએ સ્હેજ તમે ધાયા ને મરમરમા
ગીતોનું ગીત ગાઈ લીધું !
કે આવ્યુ અજાણ્યુ મોરપીછું '

### બે હાઇકુ / ધીરુ પરીખ

(૧)

વટોળ મળી
ગતિ રજકણને
પહાડો સ્થિર

(૨)

બધ બારી આ
વારે વારે પવન
પછાડો ખાય!

## નયન હ. દેસાઈ

### પિયર ગયેલી ભરવાડણની ગઝલ

પનઘટે છલકાતી ગાગર સાંભરે,
દી ઊગે ને રોજ સૈયર સાંભરે.

છેડલો ખેંચી શિરામણ માગતો
વાસીદું વાળું ને દિયર સાંભરે.

સાંજટાણે સાદ ફળિયામાં પડે
આંખડી મલક્યાનો અવસર સાંભરે.

ત્રાડ સાવજની પડે ભણકારમાં
રાતનાં થરથરતું પાધર સાંભરે.

ઢોલિયે ઢાળું હું મારો દેહ ને
બાથમાં લઈ લેતી નીંદર સાંભરે.

કાંબિયું ખખડે ને હું ચોંકી ઊઠું
ઝાંઝરો રણકે ને જંતર સાંભરે.

તાણ ભાભુજીએ કીધી'તી નકર
કોણ બોલ્યું'તું કે મહિયર સાંભરે?

મા, મને ગમતું નથી આ ગામમાં
હાલ્ય, બચકું બાંધ આયર સાંભરે!

## સુરેશ પંડિત

### ગીત

આપણે જ ભ્રમણાની રેતીને મૂઠીમાં
રાખીને ફરતાં'તાં યાદ છે?

ભીનપને મોહેલી કાયાનું ભાન ભૂલી
મૃગજળમાં તરતાં'તાં યાદ છે?

કોને ખબર હતી ફરવાના દિવસોમાં
આભને ન આદિ કે અંત છે,

કોને ખબર હતી બંધાતું ઓસરતું
વાદળીઉં જીવતર પણ તંત છે,

સગપણના અર્થ બધા આખર તો
પળની ક્ષિતિજે ઓસરતા યાદ છે?

ત્યારે તો એમ હતું કાગળની નૌકાને
ડુબાડી દેશું પળવારમાં,

હોવાનું એક બાજુ કાંઠે મૂકીને ભળી
જાશું મોજાંની વણજારમાં;

પણ જાત જોડે એવાં શું અંજળ હતાં
કે બિંબ જોઈને ડરતાં'તાં યાદ છે?

## શોભન

### બે મુક્તકો

જન્મી જવાની એક ક્ષણની ભૂલ
એમાં સો વરસની કાં સજા?!

*

શોધ સઘળી ત્યારથી પૂરી કરી,
હું મને શોધી શક્યો છું જ્યારથી!

એમાં ગીત વહેતુ કરાવે છે—તે બધાની સાથે મારે મ ત્ર
એટલો સબધ છે કે બધાનો સ્પર્શ હું પ મુ છું, આનદનો
ઉપભોગ પ મુ છું ગીતભારતીનો મને પ્રસાદ તો મળે
છે—વિશ્વના સગીતનો સ્વ દ તો હું પ મુ છું

(અનુ નગીનદ સ પ રેખ, એકોત્તરશતી, પૃ ૩૫૧ ૨)

કવિ આ જ કાવ્યમા કાવ્યદષ્ટિએ એક બુનિયાદી વાત પણ કહે છે.

જીવને જીવન યોગ કરા
ના હઇલે, કૃત્રિમ પણ્યે વ્યર્થ હય ગાનેર પસરા
[જીવન સાથે જીવનનો યોગ કર્યો ન હોય તો ગીતની
ફેરી કૃત્રિમ માલથી વ્યર્થ થાય છે ]

અને પોતાના કવિકર્મની સિદ્ધિ મર્યાદા વિશે પણ સભાનતાથી કહે છે:

આમાર કવિતા, જાનિ આમિ
ગેલેઓ વિચિત્ર પથે હય નાઇ સે સર્વત્રગામી.
[મારી કવિતા, હું જાણું છું કે વિવિધ માર્ગે ગઈ છે છતા
તે સર્વત્રગામી થઈ નથી ]

સત્યનું મૂલ્ય ચૂકવ્યા વગર સાહિત્યની ખ્યાતિ 'ચોરી' લેવાના મતના તેઓ નથી તેઓ 'અખ્યાત' જનના—સામાન્ય મનુષ્યના—નિર્વાક મનના કવિને એની વેદનાઓ માટે મુખર થવા આવાહન કરે છે કવિએ 'એબાર ફિરાઓ મોરે' કાવ્યમા પણ કહ્યુ છે.

એઇ સબ મૂઢ મ્લાન મૂક મુખે
દિતે હબે ભ ષા, એઇ સબ શ્રાન્ત શુષ્ક ભગ્ન બુકે
ધ્વનિયા તુલિતે હબે આશા,
[આ બધા મૂઢ, મ્લાન, મૂક મુખમા વાણી મૂકવી પડશે,
આ બધા થાકેલા, શુષ્ક, ભાગી પડેલ ના હૃદયમા આશા
નો ઉચ્ચાર કરવો પડશે ]

રવીન્દ્રનાથ ધરતીના કવિ હોવાથી ધરતીની વેદનાથી વ્યથિત થાય છે ને કવિને ઉદ્‌બોધે છે:

કવિ, તબે ઉઠે એસો—યદિ થ કે પ્રાણ
તબે તાઇ લહો સાથે તબે ત ઇ કરો આ જિ દાન.
બડો દુ ખ બડો વ્યથા—સમ્મુખેતે કષ્ટેર સસ ર
બડોઇ, દરિદ્ર, શૂ ય બડો ક્ષુદ્ર, બદ્ધ, અ ધક ર.
અન્ન ચાઇ, પ્રાણ ચ ઇ, આ લો ચાઇ, ચાઇ મુક્ત વ યુ
ચ ઇ બલ, ચાઇ સ્વાસ્થ્ય, આનદ ઉજ્જ્વલ પરમ યુ
સાહસવિસ્તૃત વક્ષપટ એ દૈન્ય માઝારે કવિ,
એકબાર નિયે એસો સ્વર્ગ હતે વિશ્વાસેર છબિ.

[કવિ, તો ઊઠ, ઊભો થા, જો તારામાં પ્રાણ હોય તો.
તે સાથે લે—તો એનુ જ આજે દાન કર ભારે દુ ખ છે
ભારે વ્યથા છે, તારી સામેનો આ કષ્ટભર્યો સસાર
ખૂબ જ દરિદ્ર શૂન્ય, ખૂબ જ ક્ષુદ્ર, બધિયાર ને અધ
કારભર્યો છે એને જોઈએ છે અન્ન, એને જોઈએ છે પ્રાણ
એને જોઈએ છે પ્રકાશ, મુક્તવાયુ, બળ સ્વાસ્થ્ય આનદ
થી ઉજ્જ્વળ દીર્ઘાયુ હિંમતથી ફૂલેલી છાતી. આ દૈન્ય
વચ્ચે હે કવિ એક વ ર સ્વર્ગમાથી શ્રદ્ધાની મૂર્તિ
લઈ આવ ]

(અનુ સુરેશ જોષી એકોત્તરશતી, પૃ ૬૭-૮)

કવિ જીવનદેવતાના પરમ ઉપાસક છે ને તેથી જે કોઈ જીવનદેવતા પ્રત્યે અવમાન દાખવે છે તે પ્રત્યે કવિનો તીવ્ર અણગમો છે કવિ જીવનદેવતાને સંબોધીને કહે છે.

ઓહે અતરતમ,
મિટેછે કિ તવ સકલ તિયાષ આસિ અતરે મમ?
દુ ખસુખેર લક્ષ ધારાય
પાત્ર ભરિયા દિયેછિ તે માય,
નિઠુર પીડને નિંગાડિ વક્ષ દલિત દ્રાક્ષ સમ
કત યે બરન, કત યે ગન્ધ,
કત યે રાગિણી, કત યે છન્દ,
ગાંથિયા ગાંથિયા કરેછિ બયન વાસરશયન તવ—
গলায়ে গলায়ে বাসনার সোনা
પ્રતિદિન આ મિ કરેછિ રચના
તોમાર ક્ષણિક ખેલાર લાગિયા મુરતિ નિત્યનવ.

[હે અતરતમ, મ રા અતરમા આ વીને તારી બધી તૃષા
મટી છે? નિષ્ઠુર પીડનથી છાતી દેલી દ્રાક્ષની મ ફક હૃદય
ને નિચોવીને દુ ખસુખની લાખો ધારાથી મેં તને
પ ત્ર ભરી આ પ્યુ છે કેટલાય રંગો, કેટલીય ગધ, કેટ
લીય ર ગિણી અને કેટલાય છદો ગૂથી ગૂથીને મેં વ રુ

વાસરશયન વણ્યું (રચ્યું) છે. વાસનાનું સોનું ગાળી ગાળીને મેં તારી ક્ષણિક રમતને માટે રોજ રોજ નિત્ય-નવી મૂર્તિઓ રચી છે.]

(અનુ. નગીનદાસ પારેખ; એકોત્તરશતી, પૃ. ૧૨૨-૩)

અને આમ જીવનનો મહિમા જાણનાર, સર્જકતાનો મહિમા જાણનાર કવિ મૃત્યુનો–વિસર્જનનો મહિમા પણ સુપેરે જાણે છે; તેથી એ જ કાવ્યમાં ઉત્સાહપૂર્વક જીવન-દેવતાને પૂછે છે કે 'જીવનકુંજે અભિસારનિશા આજિ કિ હયેછે ભોર?' (જીવનકુંજમાંની અભિસાર રાત્રિ આજે પૂરી થઈ છે?) અને જો અભિસારરાત્રિ પૂરી થઈ હોય તો તેઓ કહે છે:

ભેઙગે દાઓ તબે આજિકાર સભા,
આનો નવ રૂપ, આનો નવ શોભા,
નૂતન કરિયા લહો આરબાર ચિરપુરાતન મોરે.
નૂતન વિવાહે બાঁধિબે આમાય નવીન જીવনડોરે.

[તો આજની સભા વિખેરી નાખો, નવું રૂપ આણો, નવી શોભા લાવો, અને ચિરપુરાતન એવા મને નવો બનાવીને ફરી વાર લો. નૂતન વિવાહ દ્વારા મને નવીન જીવનના દોરામાં બાંધજો.]

કવિને જીવનયાત્રાનો થાક કે કંટાળો નથી; ઊલટું તેનાં અપાર કુતૂહલ-વિસ્મય અને આનંદ છે. સ્વર્ગ કરતાં યે આ વસુંધરાનું અદમ્ય આકર્ષણ હોવાથી જ તેઓ 'પ્રાણ' કાવ્યમા કહે છે:

મરિતે ચાહિ ના આમિ સુંદર ભુવને,
માનવેર માઝે આમિ બાঁચિબারে ચાઇ.
એઇ સૂર્યકરે એઇ પુષ્પિત કાનને
જીવંત હૃદય-માઝે યદિ સ્થાન પાઇ!

[આ સૌન્દર્યમય વિશ્વમાં મને મરવાની ઇચ્છા નથી. હું માનવોમાં જીવવા ઇચ્છુ છું. આ સૂર્યનાં કિરણોમાં, આ પુષ્પિત કાનનમાં, અને જીવંત હૃદયમાં હું સ્થાન પામવા ઇચ્છું છું.]

(અનુ. નગીનદાસ પારેખ; એકોત્તરશતી, પૃ. ૩)

તો બીજા એક કાવ્યમાં તેઓ કહે છે:

એ જીવનેર સુંદરેર પેયેછિ મધુર આશીર્વાદ,
માનુષેર પ્રીતિપાત્રે પાઇ તાંરિ સુધાર આસ્વાદ!

[આ જીવનમાં હું સુંદરના મધુર આશીર્વાદ પામ્યો છું. મનુષ્યના પ્રીતિપાત્રમાં એની સુધાનો આસ્વાદ પામું છું.]

(અનુ. ઉમાશંકર જોશી; એકોત્તરશતી, પૃ. ૩૫૬)

રવીન્દ્રનાથે 'યાબાર સમય હલ વિહઙ્ગેર' ('વિહંગનો જવાનો સમય થયો') કાવ્યમાં પણ 'એકંદરે પ્રાણના સંમાનથી હું ધન્ય છું.' ('સબ નિયે ધન્ય આમિ પ્રાણેર સમ્માને.') એવો પરિતોષનો ભાવ અભિવ્યક્ત કર્યો છે. દેશદેશાંતરમાં બધા લોકો સાથે સ્વજાતિ થઈને રહેવાની— ઊંટનું દૂધ પીને મરુભૂમિમાં દુર્દમ સ્વાધીન આરબ-સંતાનરૂપે ઊછરવાની, તિબેટના ગિરિતટ ઉપર નિર્લિપ્ત પાષાણપુરીમાં બૌદ્ધ મઠમાં વિચરવાની; તો વળી દ્રાક્ષારસ પીનારા ગુલાબના વનમાં રહેનારા પારસિકને ઘેર, નિર્ભીક અશ્વારૂઢ તાતારને ઘેર, શિષ્ટાચારી સતેજ જાપાનીને ઘેર, રાતદિવસ કર્મમાં અનુરત વૃદ્ધ (પ્રવીણ) પ્રાચીન ચીનીને ઘેર–એમ બધે જન્મ લેવાની વૃત્તિ અનુભવનાર રવીન્દ્ર-નાથ જીવનના મૂલગત સાક્ષાત્કારને કારણે વિશ્વમાનવની ભૂમિકાએ લીલયા પહોંચી જાય છે. વિશ્વનાં બધાં પાત્રોમાંથી નવા નવા સ્રોતમાં આનંદમદિરાધારાનું પાન કરવાની આકાંક્ષા સેવનાર આ કવિ કેવળ વ્યોમવિહારી કવિ નથી. વાસ્તવિક જીવનસંદર્ભોની ઊંડી સૂઝસમજને કારણે જ મનુષ્યના આનંદસ્વરૂપ સાથે એના વેદના-સ્વરૂપની વાત પણ એ કર્યા વિના રહી શકતા નથી. 'અહલ્યા' કાવ્યમાં અહલ્યાના 'મિથ'નો વિનિયોગ કરી જીવનના નિગૂઢ વેદનારહસ્યને વાચા આપે છે. તેઓ અહલ્યાને પૂછે છે: 'યેદિન બહિત નવવસંતસમીર/ ધરણીર સર્વાઙ્ગેર પુલકપ્રવાહ/સ્પર્શ કિ કરિત તોરે?' ('જે દિવસે નવવસંતનો સમીર વાતો, તે દિવસે ધરણીના સર્વાંગનો પુલકપ્રવાહ તને સ્પર્શ કરતો?') તેઓ 'વધૂ' કાવ્યમાં પાષાણ-કાયા રાજધાનીમાં રહેતી, 'બેલા યે પડે એલ, જલ્ કે ચલ્' 'સાંજ પડવા આવી, પાણી ભરવા ચાલ!' એવો કોઈના બોલાવવાનો અવાજ સાંભળતી

ગ્રામીણ નવવધૂની અંતર્ગૂઢ ઘન વ્યથાનું માર્મિક ચિત્ર આપતાં તે બાલિકા દ્વારા કહે છે:

ઇંટેર, પરે ઇંટ, માઝે માનુષ-કીટ—
નાઇ કો ભાલોબાસા, નાઇ કો ખેલા.

[ઈંટ પર ઈંટ છે, ને વચમાં મનુષ્યકીટ છે, નથી સ્નેહ, નથી ખેલકૂદ !]

ભરેલો ઘડો માથે લઈને, ડાબી કાખમાં થાળી રાખીને, જમણા હાથે શિશુનો હાથ ઝાલીને જતી—કામના ભારથી નમેલી 'જનનીર પ્રતિનિધિ' આ અતિ નાનકડી બાલા—નાનકડા શિશુની બહેન—'દિદિ' કવિની નજર બહાર નથી. વિશ્વહૃદયનો પરિચય મેળવનારને ગ્રામીણ નારીના હૃદયનો પરિચય ન હોય એમ કેમ બને ? રમ્યનો ઉપાસક ભૈરવપ્રશસ્તિ કરી શકે એવી ઉદાર ક્ષમતા ધરાવે છે. આ પૂર્ણતાનો આરાધક બરોબર જાણે છે કે 'જે ક્ષણે હું પૂર્ણ હોય છે તે ક્ષણે તારું કશું હોતું નથી.' ('યે મુહૂર્તે પૂર્ણ તુમિ સે મુહૂર્તે કિછુ તવ નાઇ'—'ચક્ર-ચક્ષા') તેઓ ક્યારેક ખુમારીપૂર્વક કહે છે: 'જે સમજાયું નથી તેને હું સમજવા માગતો નથી.' ('બુઝિ નાઇ યાહા ચાહિ ના બુઝિતે'—'ઉદ્બોધન') તેઓ આ જીવનને કેમ ધારણ કરવું—કેમ વહી જવું તે બરોબર જાણે છે. તેઓ કહે છે:

શુધુ અકારણ પુલકે
નદી જલે-પડા આલોર મતન છુટે યા ઝલકે ઝલકે.
ધરણીર' પરે શિથિલ બાંધન
ઝલમલ પ્રાણ કરિસ યાપન,
છુંયે થેકે દુલે શિશિર યેમન શિરીષફુલેર અલકે.
મર્મરતાને ભરે ઓઠ ગાને શુધુ અકારણ પુલકે.

[કેવળ અકારણ આનંદથી નદીના જળમાં પડેલા પ્રકાશની પેઠે ચમકતો ચમકતો દોડી જા' પૃથ્વી પર શિથિલ-બંધન વ ળો બનીને ચમકતું જીવન વ્યતીત કર—શિરીષ ફૂલના અલકને સ્પર્શીને જેમ ઝાકળ ઝૂલે છે તેમ ! કેવળ અકારણ આનંદથી મર્મરતાનમાં તું ગીતથી ભરાઈ જા !]

(અનુ રમણલાલ સોની, એકોત્તરશતી, પૃ ૨૧૨)

કવિનો આ અકારણ આનંદ લેવાનો મિજાજ જીવન-યાત્રાનો ઉદ્દેશ એમને ન જડે ત્યારેય પરમ આનંદ આપનાર બની રહે છે. કવિએ એવી મનોભૂમિકા સિદ્ધ કરી છે કે જ્યાં પછી તેમને માટે ઉદ્દેશની વાત નિરાધાર બની જાય છે. આ મિજાજ જ કવિને ક્યારેક ઉદ્ધત ક્યારેક ઉદ્દામ બનાવી રહે છે. જેટલી મોજથી—જેટલા લીલારસથી તેઓ બંધન સ્વીકારે છે એટલી મોજથી—એટલા લીલારસથી તેઓ બંધન તોડી પણ નાખે છે તેઓ સ્પષ્ટતાથી વિદાય માગતા કહે છે:

તોમરા આજિ છુટેછ યાર પાછે
સે સબ મિછે હયેછે મોર કાછે—
રત્ન ખોંજા, રાજ્ય ભાંગા ગડા,
મતેર લાગિ દેશ વિદેશે લડા,
આલવાલે જલ સેચન કરા
ઉચ્ચશાખા સ્વર્ણચાંપાર ગાછે,
પારિને આર ચલતે સબાર પાછે.

[તમે આજે જેની પાછળ દોડી નીકળ્યા છો તે બધું મારે મન મિથ્યા બની ગયું છે—રત્નો શોધવાં, રાજ્ય ભાગવાં ઘડવાં, મત માટે દેશપરદેશમાં લડવું, ઊંચી ડાળવાળા સુવર્ણ ચંપાના છોડના ક્યારામાં પાણી સીંચવું બધાની પાછળ હવે હું નથી ચાલી શકતો.]

(અનુ નગીનદાસ પારેખ, એકોત્તરશતી, પૃ ૨૫૨)

એ જ 'વિદાય' કાવ્યમાં કવિ છેલ્લે કહે છે:

તોમરા તબે બિદાય દેહો મોરે,
અકાજ આમિ નિયેછિ સાધ કરે.
મેઘેર પથેર પથિક આમિ આજિ
હાવાર મુખે ચલે યેતેઇ રાજિ,
અકૂલ ભાસા તરીર આમિ માઝિ
બેડાઇ ઘુરે અકારણેર ઘોરે
તોમરા સબે બિદાય દેહો મોરે

[ત્યારે તમે મને વિદાય આપો. મેં સ્વેચ્છાએ નકામા કામને હાથ ધરી લીધું છે આજે હું મેઘના માર્ગનો મુસાફર છું, હવા જેમ લઈ જાય તેમ ચાલ્યો જવાને જ રાજી છું. કૂલકિનારા વગર વહેતી હોડીનો હું ખલાસી છું.

અકારણના આવેશમાં ઘૂમતો ફરું. તમે બધા મને વિદાય આપો.]

કવિ સત, ચિત્ અને આનંદની અવસ્થાના સહજ આવિષ્કારરૂપ નિર્બંધપણાને સતત લક્ષ્ય કરે છે. એ નિર્બંધપણું આત્મસંયમના પરિશ્રુત ફલરૂપ અથવા આત્મમુક્તિની ચરમ પરાકાષ્ઠારૂપ છે; કદાચ બંધન-મુક્તિની પારની એ અનિર્વચનીય અવસ્થાના પર્યાયરૂપ છે. કવિ એક બાજુથી બંધનની તેમ બીજી બાજુથી મુક્તિની પણ મર્યાદા બતાવે છે. મુક્તિ મરીચિકારૂપ છે. કવિ 'પાન્થ' કાવ્યમાં કહે છે:

શુધાયો ના મોરે તુમિ મુક્તિ કોથા, મુક્તિ કારે કઇ,
આમિ તો સાધક નઇ, આમિ ગુરુ નઇ.
આમિ કવિ, આછિ
ધરણીર અતિ કાછકાછિ.
[મુક્તિ ક્યાં છે, અને હું મુક્તિ કોને કહું છું એ મને પૂછશો મા, હું કંઈ સાધક નથી, હું ગુરુ નથી, હું કવિ છું, ધરતીની ખૂબ નજીક છું.]

(અનુ. રમણલાલ સોની; એકોત્તરશતી, પૃ. ૩૨૩)

કવિ સ્પષ્ટ રીતે 'મુક્તિ' કાવ્યમાં કહી દે છે:

વૈરાગ્યસાધને મુક્તિ, એ આમાર નય.
[વૈરાગ્યની સાધના દ્વારા મળતી મુક્તિ મારે માટે નથી.]

એ જ કાવ્યમાં તેઓ આગળ કહે છે:

ઇન્દ્રિયેર દ્વાર
રુદ્ધ કરિ યોગાસન, સે નહે આમાર.
યે કિછુ આનંદ આછે દૃશ્યે ગન્ધે ગાને
તોમાર આનંદ રબે તાર માઝખાને.

[ઇંદ્રિયોનાં દ્વાર રૂંધીને યોગાસન જમાવવું એ મારું કામ નથી. દૃશ્યમાં, ગંધમાં, ગીતમાં, જે કાંઈ આનંદ રહેલો છે, તેમાં તારો આનંદ વ્યાપી રહેશે.]

(અનુ. રમણલાલ સોની; એકોત્તરશતી, પૃ. ૨૨૯)

કવિ તાપસ થવા તૈયાર નથી. ('આમિ હબ ના તાપસ, હબ ના, હબ ના, / યેમનિ બલુન યિનિ.') હા, તપસ્વિની મળે તો વાત જુદી! ઈશ્વર જે અર્થમાં સૃષ્ટિનાં બંધનથી આપણી સૌની સાથે બંધાયેલા છે તે અર્થમાં તેઓ બંધનને આવકારે છે ને તેથી જ કહે છે: 'મુક્તિ? ઓરે, મુક્તિ કોથાય પાબિ, મુક્તિ કોથાય આછે?' કવિ કર્મયોગની પ્રતિષ્ઠા કરે છે ને 'ધૂલામંદિર'નું ગૌરવ રચે છે. મેઘદૂતની માનસયાત્રાનો સુંદરમધુર ઉપક્રમ રચનાર, વૃન્તહીન પુષ્પસમ કેવળ રૂપમયી સુંદરીરૂપ ઊર્વશીનો કાવ્યમહિમા કરનાર, બાળકના 'હું ક્યાંથી આવ્યો, હું તને ક્યાંથી જડયો?' પ્રશ્નોનો 'તું ઇચ્છા બનીને મારા હૃદયમાં વસેલો હતો!' એવો ઉત્તર માતૃહૃદયમાંથી શોધી શકનાર, અહલ્યાની વેદના બૂઝનાર ને શાહજહાંના સ્નેહનો સંદર્ભ પામનાર 'હિં ટિં છટ્'નો 'નિતાન્ત સરલ અર્થ' હળવી રીતે ઊપજાવી કાઢનાર, પિંજરના ને વનના પંખીનો મનોવેધક સંવાદ રચનાર, વધૂની હૃદય-વેદના વર્ણનાર, સોનાર તરીનો ઘટનાસંદર્ભ સર્જનાર, 'પુરાતન ભૃત્ય'નું આંતરચરિત્ર સ્ફુટ કરનાર, 'કૃષ્ણકલિ'નો સૌન્દર્યલોક પ્રગટ કરનાર, 'વીરપુરુષ'ની મધુરહળવી ગાથા રચી દેનાર, 'સમાલોચક'નો વ્યંગ ઊપસાવી શકનાર; કચ ને દેવયાની, કર્ણ ને કુંતી, ગાંધારી આદિ, ઉપગુપ્ત ને વાસવદત્તા આદિના કથાગંધિ સંવાદગુંફને જીવનનાં રહસ્યરૂપોને પ્રગટ કરનાર આ કવિને એમનો સર્જનવ્યાપ ને એમની સર્જનતરેહોનું વૈપુલ્ય જોતાં બુદ્ધદેવ બસુ મહાન ચિત્રકાર પિકાસોની સાથે મૂકે તો તેમાં નવાઈ નથી. કેટલાં ભાવરૂપો, કેટલી સંકુલગહન, મધુરતરલ સૌન્દર્યરહસ્યસૃષ્ટિ! વિહંગના જવાનો સમય કવિચિત્ત માટે ભારે અર્થપૂર્ણ બની રહે છે. તૃણનો સ્ફોટ કવિચિત્ત માટે મહિમાવંત ઘટના બની રહે છે. ઘાટ છોડીને વહી જતો ઘડો કવિને ઉત્કટ પ્રશ્નાવસ્થામાં મૂકી દે છે. 'બલાકા' કવિચિત્તના બળવાન પરિસ્પંદથી શૂન્યાવકાશને ભરી દેનાર આનંદનો અનિર્મૂલક સંકેત બની રહે છે. પ્રકૃતિના સૌન્દર્યમાંથી કવિ કેટકેટલું લઈ આવે છે! પ્રેમ કેવી સભરતાથી કવિને

સર્જનનિષ્ઠ બનાવી રહે છે। કવિ કીર્તિનો વિશ્વાસ કરતા નથી; ('આમાર કીર્તિરે આમિ કરિ ના વિશ્વાસ.') પોતાનો, પોતાની આજુબાજુની સૃષ્ટિનો વિશ્વાસ જરૂર કરે છે. તેઓ 'આમાર કીર્તિરે આમિ કરિ ના વિશ્વાસ' કાવ્યમાં કહે છે :

> આમિ જાનિ, યાબ યબે
> સંસારેર રંગભૂમિ છાડ઼િ,
> સાક્ષ્ય દેબે પુષ્પવન ઋતુને ઋતુને
> એ વિશ્વેરે ભાલોબાસિયાછિ
> એ ભાલોબાસા ઇ સત્ય, એ જન્મેર દાન.
> એ સત્ય અમ્લાન હયે મૃત્યુરે કરિબે અસ્વીકાર

> [હું જાણું છું કે જ્યારે હું સંસારની રંગભૂમિ છોડીને જઈશ ત્યારે પુષ્પવન ઋતુએ ઋતુએ (એ વાતની) સાક્ષી પૂરશે કે આ વિશ્વ ઉપર મેં પ્રેમ કર્યો છે. એ પ્રેમ જ સત્ય છે, આ જન્મનું દાન છે. વિદાય લેતી વખતે એ સત્ય અમ્લાન રહીને મૃત્યુનો અસ્વીકાર કરશે ]
>
> (અનુ. નગીનદાસ પારેખ, એકોત્તરશતી, પૃ ૩૫૭]

તેઓ માનવને ક્ષુધા મિટાવવાના ખાદ્ય તરીકે સ્વીકારતા નથી. ('ક્ષુધા મિટાબાર ખાદ્ય નહે યે માનવ.') તેઓ 'પ્રેમે હઓ બલી'—પ્રેમથી બળવાન થવાની હિમાયત કરે છે. પુષ્પે કીટસમ મર્મમાં જાગતી રહેતી તૃષ્ણાના જાતિમળથી તેઓ સુપરિચિત છે ને તેથી જ તેઓ એમનામાંના કવિને તૃષ્ણાગ્રસ્ત થતા બચાવી શક્યા છે વિસંવાદનાં અનેક રૂપ એમણે જોયાં છે—સહ્યાં છે ને છતાં એ વિસંવાદને ય એક જિંદાદિલ હૃદયે સ્વીકારીને સંવાદની જ સતત ખોજ કરી છે. તેઓ જાણે છે : 'કેવળ પોતાનું સુખ મિથ્યા છે કેવળ પોતાનું દુઃખ મિથ્યા છે સ્વાર્થમગ્ન જે માણસ બૃહદ જગતથી વિમુખ થઈને રહે છે તે કદી જીવતા શીખ્યો નથી ' ('એબાર ફિરાઓ મોરે' કાવ્ય ) તેઓ પોતાનો દુર્ભાગી દેશ માનવતાની માનવસમાભાવની કેળવણી પામે એમ તીવ્રપણે ઝંખે છે. તેઓ સત્યનિષ્ઠ રહી દેશની દોષચિકિત્સા નિર્ભીકપણે ને તેથી જ ઊંડી દેશદાઝથી 'અપમાનિત' કાવ્યમાં કહે છે :

> હે મુજ દુર્ભાગી દેશ, જેમનું તેં અપમાન કર્યું છે, તેમના જેવું જ અપમાન તારે વેઠવું પડશે. મનુષ્યના અધિકારથી તેં જેમને વંચિત રાખ્યા છે, જેમને સામે ઊભા રાખ્યા છે છતાં ખોળામાં સ્થાન દીધું નથી, તેમના બધાના જેવું જ અપમાન તારે વેઠવું પડશે.
>
> (અનુ. નગીનદાસ પારેખ, એકોત્તરશતી, પૃ. ૨૫૮)

તેઓ આ દુર્ભાગી દેશમાંથી બધા તુચ્છ ભયને લોકભય, રાજભય અને મૃત્યુભયને દૂર કરવા માટે મંગલમયને પ્રાર્થે છે. ('ત્રાણ' કાવ્ય.) 'પ્રાર્થના' કાવ્યમાં તેઓ 'ચિત્ત યેથા ભયશૂન્ય, ઉચ્ચ યેથા શિર' એમ કાવ્યનો પ્રારંભ કરતા કહે છે :

> ચિત્ત જ્યાં ભયશૂન્ય છે, શિર જ્યાં ઉન્નત રહે છે, જ્ઞાન જ્યાં મુક્ત છે, ઘરઘરના વાડાઓએ જ્યાં દિવસરાત પોતાના આંગણામાં વસુધાના નાના નાના ટુકડા કરી મૂક્યા નથી, વાણી જ્યાં હૃદયના ઝરણામાંથી સીધી વહે છે, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે, તુચ્છ આચારની મરુની રેતી જ્યાં વિચારનાં ઝરણાંને ગ્રસી લેતી નથી—પૌરુષને શતધા છિન્ન ભિન્ન કરી નાખતી નથી, હંમેશાં તું જ્યાં સકલ કર્મ વિચાર અને આનંદનો નેતા છે, તે સ્વર્ગમાં તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા ભારતને જગાડ
>
> (અનુ નગીનદાસ પારેખ, એકોત્તરશતી, પૃ. ૨૨૫)

કવિ જે જાગૃતિની ભારત પામે અપેક્ષા રાખે છે એ વસ્તુતઃ તો વિશ્વમાનવયુગના ઉદયરૂપ છે. કવિનો ધર્મ માનવભાવના ઉદાત્ત નિરૂપણમાં, કવિનું સત્ય માનવ સૌન્દર્યના પ્રસન્ન દર્શનમાં પ્રગટ થઈને રહે છે. નિર્ઝરનો જીવ જાગી ઊઠ્યો, એને એની ચારેકોરના અવરોધોને ભાંગી નાખ્યા ને શાન્તિર પારાવાર સુધીની સભર જીવનયાત્રા કરી. એ યાત્રાની ઉપલબ્ધિ શી ? કવિએ 'રૂપનારાનેર કૂલે' કાવ્યમાં તે બતાવી છે કવિ કહે છે :

રૂપનારાન (નદી)ના કિનારા પર હું જાગી ઊઠ્યો. જાણ્યું કે આ જગત સ્વપ્ન નથી. રક્તના અક્ષરોમાં મેં પોતાનું રૂપ નિહાળ્યું. પ્રત્યેક આઘાતમાં એકેએક વેદનામાં પોતાની જાતને ઓળખી; સત્ય તો કઠણ છે, કઠિનને મેં પ્યાર કર્યો. તે ક્યારેય છેતરપિંડી કરતું નથી. સત્યનું દારુણ મૂલ્ય પામવા માટેની, મૃત્યુમાં સકલ દેણું પતાવી દેવા માટેની, મરણ પર્યંતની દુઃખની તપસ્યા [છે] આ જીવન.

(અનુ. ઉમાશંકર જોશી; એકોત્તરશતી, પૃ. ૩૬૦)

કવિએ છલનામયીની સૃષ્ટિનું રહસ્ય પણ જાણી લીધું છે ને તેથી 'તોમાર સૃષ્ટિર પથ'માં તેઓ કહે છે કે 'જે અનાયાસે છલનાને સહી શક્યો છે તે તારા હાથે શાંતિનો અક્ષય અધિકાર પામે છે.' ('અનાયાસે યે પેરેછે છલના સહિતે / સે પાય તોમાર હાતે / શાન્તિર અક્ષય અધિકાર.') 'શૂન્યને પૂર્ણ કરવાનું વ્રત' ('વિદાય' કાવ્ય) ધારણ કરનાર આ કવિની કાવ્યસાધના તત્ત્વતઃ આધ્યાત્મિક સાધના—આત્મસાધના જ છે. ધન, માનની નહિ; પરંતુ સદા પોતાની ભાષાની 'આશા' એમણે રાખ્યા કરી છે. કવિએ કહ્યું છે:

ધન નય, માન નય, ધેયાનેર ભાષા
કરેછિનુ આશા.

[ધન નહીં, માન નહીં, ધ્યાનની ભાષાની મેં આશા સેવી હતી.]

કવિએ એ ભાષા સિદ્ધ કરી છે? 'જન્મદિન' કાવ્યમાં પરમ આત્મવિશ્વાસથી તે કહે છે.

ભાંગો ભાંગો, ઉચ્ચ કરો ભગ્નસ્તૂપ,
જીર્ણતર અન્તરાલે જાનિ મોર આનન્દસ્વરૂપ
રયે છે ઉજ્જ્વલ હયે. સુધા તારે દિયેછિલ આનિ
પ્રતિદિન ચતુર્દિકે રસપૂર્ણ આકાશેર વાણી,
પ્રત્યુત્તરે નાના છન્દે ગયેછે સે 'ભાલોબાસિયાછિ'
સેઇ ભાલોબાસા મોરે તુલેછે સ્વર્ગેર કાછાકાછિ
છાડાયે તોમાર અધિકાર. આમાર સે ભાલોબાસા
સબ ક્ષયક્ષતિશેષે અવશિષ્ટ રબે યદિ હદિ જેગે
મૃત્યુપરપારે.

[ભાંગી નાખ, ભાંગી નાખ, ભંગારના ઢગલાને સહેને ઊંચો કર, એ જીર્ણતાની આડે મારું આનંદસ્વરૂપ ઉજ્જ્વળ બનીને રહ્યું છે તે હું જાણું છું. પ્રતિદિન ચારે દિશામાં રસપૂર્ણ આકાશની વાણીએ એને સુધા આણી આપી હતી, એના પ્રત્યુત્તરમાં અનેક છંદે એણે ગાયું છે: 'મેં તને ચાહ્યું છે' એ પ્રેમે, તારા અધિકારમાંથી મને છોડાવીને સ્વર્ગની અડોઅડ મૂકી દીધો છે. મારો એ પ્રેમ બધાં ક્ષતિ અને ક્ષયને અંતે અવશિષ્ટ રહેશે; એની ભાષા કદાચ દેવના મ્લાન સ્પર્શથી એની દીપ્તિ ખોઈ બેસશે, તોય જો મૃત્યુને પેલે પાર હું જાગી ઊઠું તો એનું અમૃતરૂપ મારી સાથે જ રહ્યું હશે.]

(અનુ. સુરેશ જોષી; એકોત્તરશતી, પૃ. ૩૪૩)

આમ કહેનાર રવીન્દ્રનાથ 'આમિ મૃત્યુ ચેયે બડો' એમ જિંદાદિલીથી કહી શકે. રવીન્દ્રનાથની વાણી રવીન્દ્રનાથના ભારતીય માનસમાંથી પ્રસ્રવેલી વાણી છે. એ વાણીમાં રવીન્દ્રનાથનો તો ખરો જ, તે દ્વારા ભારતની અધ્યાત્મસાધનાનો, ભારતીય સંસ્કૃતિના અંતરતમ રહસ્યનો પણ લીલયા પરિચય મળે છે. રવીન્દ્રનાથના શબ્દમાં આકાશતત્ત્વનું કોઈક વિલક્ષણ સ્ફુરણ છે. એમનો શબ્દ સોત્કંઠ ભાવકને ભૂમિ તત્ત્વની પાર કોઈ નિસ્તલ આનંદ—અવકાશમાં ધકેલી દે છે; ને એ રીતે ભૂમિતત્ત્વનો વધુ સારપૂર્ણ પરિચય કરાવી રહે છે. રવીન્દ્રનાથે શબ્દ, સૂર ને ચિત્રનો સાથેસાથે—એકભાવે મહિમા કર્યો છે અને એમની વાણીએ ત્રિવિધ તત્ત્વો સાથેના અર્થપૂર્ણ—સંવાદનિષ્ઠ સહકારની

---

વાણી બની રહે છે રવીન્દ્રનાથે શબ્દને આધ્યાત્મિક સાથે વૈશ્વિક પરિમાણ અર્પવાનો એકામ પ્રયત્ન કર્યો છે એમણે વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસના અમૃતરસથી સ્વર્ણીય શબ્દને પરંપરાની સિદ્ધિનું બળ, સાધુપ્રયોગ મારેની સાહસિકતા બક્ષ્યા છે વિભિન્ન દેશકાળ વચ્ચે ટકી રહેલો સત્યસૌન્દર્યનો સૂક્ષ્મ તંતુ એમના શબ્દોમાં અનુસ્યૂત દેખાય છે સાન્ત અને અનન્ત, મિથ્યા અને સત્ય, ક્ષણિક અને શાશ્વત કોઈ 'અનિર્વચનીય' તત્ત્વના સંચારમાં અર્થપૂર્ણ સંવાદપરંપરામાં પરસ્પરની અનિવાર્યતાથી પ્રત્યક્ષ થાય છે. આ અનિર્વચનીય તત્ત્વનું સંચારબળ એ જ આ કવિની વાણીનું નિગૂઢ લક્ષણ છે એ બળે જ રવીન્દ્રનાથ 'દુઈ નારી' ઊર્વશીને લક્ષ્મીનો સાક્ષાત્કાર સિદ્ધ કરી શક્યા છે અને એ બળે જ તેઓ જન્મદિન અને મૃત્યુદિનને એકાસને બેસાડી, રજનીના ચ. અને પ્રભાતના શુક્રતારકની જેમ એકમેકને નમતો અભ્યર્થના કરી શક્યા છે રવીન્દ્રનાથે આ મંચ રને જગતપારાવારના કિનારે ભરાયેલા બાળકોના મેળારૂપે દર્યો છે એ મેળામાં ખોવાઈ જવાની ખેલશક્તિ એમણે અનુભવી છે જ. રવીન્દ્રનાથ જેમ વિશ્વને પામવાનું તેમ જાતને ખોઈ દેવાનું રહસ્ય અનુભવથી જાણે છે ને તેથી જન્મદિને પણ ખોવાઈ જવાનો અનુભવ ગાય છે. 'આમાર એ જન્મદિન માઝે આમિ હારા' ('મારા આ જન્મદિનમાં હું ખોવાઈ ગયો છું')

આપણે એક બેઠા 'સોનાર તરી'વાળાને પિછાણીએ છીએ. જે 'સોનાર ધાન' પકવનાર નાનકડા ખેડૂતને કાંઠે જ રહેવા દઈ, સોનાર ધાનથી હોડીને લાદી નીકળી ગયો હતો કદાચ એ 'સોનાર તરી'વાળાને એની ભૂલ સમજાઈ હશે! ને તેથી એ 'સોનાર તરી'વાળાએ જ ફરી વાર આવીને આપણા આ ચોખૂણિયા ખેતરવાળા નાનકડા ખેડૂતનું 'સોનાર ધાન' આપણી પાસે, આ કાંઠે રહેવા દઈને એકલા એ ખેડૂતને જ હોડીમાં ઉપાડી લીધો આજે આપણી પાસે 'સોનાર ધાન' છે, 'સોનાર તરી'ની કવિતા છે પણ કદાચ આ 'સોનાર ધાન'માં 'સોનાર તરી'ની કવિતામાં પેલા 'સોનાર ધાન'વાળાને 'સોનાર તરી'વાળો બેય એમના 'શાંતિર પારાવાર' સાથે છુપાયેલા છે, અને જાણનાર તે બરોબર જાણે છે

## આસ્વાદ

# 'આપની યાદી'નો આસ્વાદ

### ધીરેન્દ્ર મહેતા

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની.

માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાંજ્યાં ચમન, જ્યાંજ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની!

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમ-બ-દમ બોલી રહી ઝીણી સિતારી આપની!

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની!

દેખી બુરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની?
ધોવા બુરાઈને બધે ગંગા વહે છે આપની!

થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાંયે આશ ના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેસાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની!

પ્યારું તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર:
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની!

રોઉં ન કાં એ રાહમાં એ બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની!

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું:
જૂની નવી ના કાંઈ તાજી એક યાદી આપની!

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી:
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની!

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!

---

શીર્ષક પરથી જ સમજાય છે કે આ કાવ્ય સંબોધનાત્મક છે. તેમાં સાક્ષાત્કારની ક્ષણ પછીનો અનુભવ આલેખાયો છે. સાક્ષાત્કાર વિના સંબોધન શી રીતે થઈ શકે? જુઓ, શીર્ષકમાં પણ નામ પાડ્યા વિના સર્વનામથી જ ચલાવાયું: આપની યાદી. કાવ્યમાં જેને સંબોધન છે તેની ઓળખ વિના એ બને? ભક્તહૃદયની વિનમ્રતા, આભારવશતા પણ 'આપની' સર્વનામથી સૂચવાય છે.

'જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;' પરમતત્ત્વની સર્વવ્યાપકતાનો અર્થ પૂરેપૂરો વ્યક્ત કરવા માટે 'જ્યાં જ્યાં' શબ્દો કેટલા કારગત નીવડ્યા છે! પરંતુ અણુએ અણુમાં વિલસી રહેલા પરમ તત્ત્વના દર્શનનો આ અનુભવ કંઈ સર્વજનસુલભ નથી, જેને એક વાર સાક્ષાત્કાર થઈ ગયો છે તેને જ પછી સર્વત્ર તેની હાજરી વરતાય છે; 'મ્હારી નઝર' એ શબ્દો આટલા અર્થપૂર્ણ છે. આવા 'અનુભવી'ના હૃદયની કરુણાર્દ્રતા. સહુ પ્રત્યેનો તેનો સમભાવ, આંસુરૂપે અભિવ્યક્ત થાય છે. જો કે, એ પોતે તો એમ માને છે કે સહુનાં સુખે-

કૃપે દૈયું ભીંજાઈ શકે છે એ પણ પરમેશ્વરની કૃપાનો પ્રતાપ પહેલી પંક્તિમાં વ્યંજિત ચિત્રના બીજી પંક્તિમાં આ રીતે બેવડાઈ છે પહેલી પંક્તિમાં 'ર' વર્ણ અને બીજીમાં 'અ' વર્ણના આવર્તનથી કેવો સંવાદ સિદ્ધ થયો છે! પરમતત્ત્વમય સ્થિતિ પ્રિયતમાના સૌંદર્યમાં પરમ તત્ત્વના સૌંદર્યની ઝાંખી કરાવે છે, એટલું જ નહિ વિશ્વના સુંદરમાત્રમાં પરમતત્ત્વની ઝાંખી થાય છે: આ ભાવ વ્યક્ત કરતા શે'રની પહેલી પંક્તિમાં બીજી વારનો 'સાથી' શબ્દ પરમતત્ત્વના સૌંદર્યનો વાચક છે, 'અને'થી જોડાયેલી બીજી પંક્તિમાં આવતો 'નિશાની' શબ્દનો અર્થ પહેલી પંક્તિમાંના 'સાથી' શબ્દના આ અર્થને સ્ફુટ કરે છે અન્વયથી સધાયેલું આ શબ્દ સાધન નોંધપાત્ર છે પહેલી પંક્તિમાં 'સાથી' શબ્દના તેમ જ બીજી પંક્તિમાં 'જ્યાં' અને 'ત્યાં' શબ્દોના પુનરાવર્તનોથી આવતી 'રવાનગી' પણ આસ્વાદ્ય છે

બીજા શે'રના સંદર્ભમાં જ ત્રીજો શે'ર આસ્વાદવાનો છે ચમન અને ગુલોમાં હજુ તો પરમતત્ત્વની ઝાંખી થઈ, ત્યાં સમુદ્ર પરથી આવતી સમીરલહરી પર પરમ તત્ત્વની નાજુક સવારી આવતી ભાસે છે 'દરિયાવની મીઠી લહર' સાથે 'નાજુક સવારી' શબ્દ પ્રયોગ કેટલો સંગત છે! એવો જ સુભગ પ્રયોગ પછીના શે'રમાં પણ છે 'તારા તણા ઝૂમખા' એ જાણે આપની ગેબી કચેરી! (આને ઉત્પ્રેક્ષા અલંકાર કહી શકાશે?) તારાના અગણિત ઝૂમખા સૂચવવા માટે તારા શબ્દ પુનરાવર્તિત કર્યો છે

'તારા ઉપર તારા તણા ઝૂમી રહ્યા જે ઝૂમખા,'

શબ્દપ્રયોજનની સૂઝનું એક વધુ દૃષ્ટાંત

આ તો બાહ્ય પદાર્થોની વાત થઈ અસ્તિત્વને પણ પરમતત્ત્વ જ પ્રેરી રહ્યું છે તેની વાત પાંચમા રમાં છે આત્મવા[illegible]સ્તિત્વને ટક રાખનારી [illegible]શ્વાસ [illegible] છે,

મને તો આપની સિતાર બજતી સંભળાઈ રહી છે! રુધિરાભિસરણ માટે ખૂનના ચરખાની કલ્પના તેમ જ એ ખૂનના ચરખામાં અને શ્વાસોચ્છ્વાસમાં સિતાર બજાવવાની કલ્પના કેવી ઉદાત્ત છે! એ બે ક્રિયાઓના સંદર્ભમાં સિતાર માટે 'ઝીણી' વિશેષણની યોગ્યતા પ્રમાણી શકાશે. શ્વસનની ક્રિયા અને તેનું સાતત્ય એ બન્ને અર્થો 'દમ-બ-દમ' શબ્દ દ્વારા સૂચવાઈ ગયા આ ફારસી શબ્દની જગ્યાએ કામ આપે એવો કોઈ ગુજરાતી શબ્દ ઉપલબ્ધ છે? કલાપીની ગઝલમાં ઉર્દૂ-ફારસી શબ્દો ક્યારેક સમજપૂર્વક પણ પ્રયોજાયા છે

ભક્તનો ત્રાતા ભગવાન તેની સ્મૃતિ એ જ એનું રક્ષણ આપત્તિકાળે તે રક્ષા કરશે એવી શ્રદ્ધા છઠ્ઠા શે'રમાં વ્યક્ત થયો છે [illegible]

'આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા,'

એ પંક્તિમાં 'દુશ્મન'નો અર્થ વ્યાપક રીતે અસદ્ તત્ત્વ કરીએ તો જ 'આકાશથી'ના સંદર્ભમાં એ શબ્દ બંધ બેસે છે પછીના શે'રમાં પણ ઈશ્વરના કલ્યાણકારી સ્વરૂપનું વર્ણન છે કરુણાનિધિની કરુણા અનિષ્ટને, અમંગલને ધોઈ નાખે છે એવી શ્રદ્ધાને બળે તો જીવનમાં નિશ્ચિંત રહી શકાય છે અને જ્યારે કોઈ પરિચિત જન પાસે નથી હોતું જીવનના સિતમો સહી સહીને થાકી ગયો હોઉં છું, એવી નિ:સહાય સ્થિતિમાં ઈશ્વરનું સ્મરણ-એનો કેફ (શરાબી) ઉત્સાહ આપે છે

આમજનોનો સ્નેહ એ પણ આપની કૃપાનું જ ફળ, આપની એ દયા આગળ ઉપકારવશ દૈયું ઝૂકી જાય છે અને એટલે જ તો કોઈ મિત્રની અંતિમ વિદાય આપની જુદાઈ બની રહી વેદનાનો અનુભવ કરાવે છે એકલવાયાપણાની વેદનામાંથી જન્મતાં અશ્રુ એ તો પ્રેમીજનોએ આપને ચૂકવવાનો કર રૂપકની અભિનવતા અહીં ધ્યાન ખેંચશે જુદી રીતે પણ આ પંક્તિઓનું અર્થઘટન કરી શકાય તેમ છે સહી પરિ

ભાષામાં આશકનો અર્થ ભક્ત થાય છે. ભક્તિના વિકટ માર્ગમાંથી બધા ખસી ગયા; પણ હું સંકટો સહેતો સહેતો પણ એ માર્ગ પર કેમ ન ચાલું ? એ સંકટો–એની પીડા–અશ્રુ એ તો એ માર્ગ પર ચાલનારાઓએ આપને ચૂકવવાનો કર છે, અર્થાત્ ભક્તિના માર્ગમાં આપત્તિ તો અનિવાર્ય છે.

દુનિયાની નવાજૂની–તેના વારાફેરા ભલે તો રહું, પણ જો કોઈ પણ વસ્તુ શાશ્વત જણાતી હોય તો તે આપનું સ્મરણ. બધું જ્ઞાન ભલે લુપ્ત થાઓ, એ એક આપનું સ્મરણ કાયમ રહેતું હોય તો. હું પણ માણસ-માત્ર છું, ભાગ્યવશ ભૂલો કરી બેસીશ; આખરે તો આપનું સ્મરણ એ જ મારો સહારો છે.

તન્મયતા, નમ્રતા, આભારવશતા, આર્દ્રતા, વિશ્વાસ, શરણ : ભક્તહૃદયના કેટકેટલા ભાવ આ ગઝલમાં વ્યક્ત થયા છે ! પરંતુ પ્રથમ પાંચ શે'રમાં કલ્પનોની મદદથી મૂર્ત થતું જે ભાવસૌંદર્ય છે તે પછીના ત્રણ શે'રમાં નથી, એ શે'ર ઉક્તિરૂપ છે. એ પછી પુનઃ ભાવોત્કટતા આવે છે.

ગઝલની પરિભાષામાં ઓળખાવવી હોય તો આ રચનાને 'ઇશ્કે હકીકી' પ્રકારની કહેવાય. પરંતુ અહીં ખુદા અને બંદા માટે માશૂક અને આશકની પરિભાષા યોજવામાં આવી નથી. બીજા શે'રમાં આવતો માશૂક શબ્દ પ્રિયતમાના લૌકિક અર્થનો જ વાચક છે. વળી, સૂફીવાદમાં 'માશૂક'ને 'આપ'નું સંબોધન કરવાની પરંપરા પણ નથી. વસ્તુતઃ ઉપનિષદવર્ણિત सर्वं खल्विदं ब्रह्म–ના અનુભવને કલાપીએ ગઝલના રૂપમાં ગાયો છે.

શૈલીની દૃષ્ટિએ આ મુસલસલ પ્રકારની ગઝલ છે, કેમ કે તેમાં એક જ ભાવનો સળંગ નિર્વાહ થયો છે.

ગઝલની વિશેષતા 'તગઝ્ઝુલ'–બાનીની સરળતા અને વેધકતામાં. તેને જાળવતા પાંચથી વધુ શે'ર આ ગઝલમાં મળશે.

ઉર્દૂ–ફારસી શબ્દોના પ્રાચુર્યને ગઝલની શોભા માનવાની ગેરસમજે કલાપીની મોટા ભાગની ગઝલોના સૌંદર્યને ઝંખવ્યું છે; પરંતુ 'હમારી' જેવા એકાદ શબ્દને બાદ કરીએ કે 'શરાબી' શબ્દના અયોગ્ય પ્રયોગને ભૂલી જઈએ તો અહીં કઠે એવો કોઈ ઉર્દૂ–ફારસી શબ્દપ્રયોગ નથી.

ગઝલના કલેવરને કલાપીએ ઈજા પહોંચાડયાની વાત નવી નથી. આ કૃતિમાં પણ રદીફ ('આપની') તો જળવાઈ છે પરંતુ કાફિયા જળવાયા નથી. બીજા શે'રના પહેલા મિસરા(પંક્તિ)માં અને અગિયારમા શે'રના બીજા મિસરામાં તો બહેર (છંદ) પણ તૂટે છે.

... અનેક વાર વાંચી ને સાંભળી છે આ ગઝલ, આવી કોઈ ખાંચખૂંચને લીધે રસાસ્વાદમાં કશું નડતર ઊભું થયું અનુભવ્યું નથી; એ પ્રભાવ કોનો ? કૃતિમાં રહેલી અનુભૂતિની સચ્ચાઈનો.

દુખે હૈયું ભીંજાઈ જાય છે એ પણ પરમેશ્વરની કૃપાનો પ્રતાપ પહેલી પંક્તિમાં વ્યંજિત વિનમ્રતા બીજી પંક્તિમાં આ રીતે બેવડાઈ છે પહેલી પંક્તિમાં 'ર' વર્ણ અને બીજીમાં 'અ' વર્ણના આવર્તનને લીધે કેવો સંવાદ સિદ્ધ થયો છે! પરમતત્ત્વમય સ્થિતિ પ્રિયતમાના સૌંદર્યમાં પરમ તત્ત્વના સૌંદર્યની ઝાંખી કરાવે છે, એટલું જ નહિ વિશ્વના સુંદરમાત્રમાં પરમતત્ત્વની ઝાંખી થાય છે. આ ભાવ વ્યક્ત કરતા શે'રની પહેલી પંક્તિમાં બીજી વારનો 'લાલી' શબ્દ પરમતત્ત્વના સૌંદર્યનો વાચક છે, 'અને'થી જોડાયેલી બીજી પંક્તિમાં આવતો 'નિશાની' શબ્દનો અર્થ પહેલી પંક્તિમાંના 'લાલી' શબ્દના આ અર્થને સ્ફુટ કરે છે અન્વયથી સધાયેલું આ શબ્દ લાઘવ નોંધપાત્ર છે પહેલી પંક્તિમાં 'લાલી' શબ્દના તેમ જ બીજી પંક્તિમાં 'જ્યાં' અને 'ત્યાં' શબ્દોના પુનરાવર્તનોથી આવતી 'રવાનગી' પણ આસ્વાદ્ય છે

બીજા શે'રના સંદર્ભમાં જ ત્રીજો શે'ર આસ્વાદવાનો છે ચમન અને ગુલોમાં હજુ તો પરમતત્ત્વની ઝાંખી થઈ, ત્યાં સમુદ્ર પરથી આવતી સમીરલહરી પર પરમ તત્ત્વની નાજુક સવારી આવતી લાગે છે 'દરિયાવની મીઠી લહર' સાથે 'નાજુક સવારી' શબ્દ પ્રયોગ કેવો સંગત છે! એવો જ સુભગ પ્રયોગ પછીના શે'રમાં પણ છે 'તારા તણા ઝૂમખા' એ જાણે આપની જેવી કચેરી! (આને ઉત્પ્રેક્ષા અલંકાર કહી શકાશે?) તારાના અગણિત ઝૂમખા સૂચવવા માટે તારા શબ્દ પુનરાવર્તિત કર્યો છે

'તારા ઉપર તારા તણા ઝૂમી રહ્યા જે ઝૂમખા,'

શબ્દપ્રયોજનની સૂઝનું એક વધુ દૃષ્ટાંત

આ તો બાહ્ય પદાર્થોની વાત થઈ અસ્તિત્વને પણ પરમતત્ત્વ જ પ્રેરી રહ્યું છે તેની વાત પાંચમા શે'રમાં આવે છે માનવઅસ્તિત્વને ટકાવી રાખનારી મુખ્ય ક્રિ[illegible] રાભિસરણ અને શ્વાસોચ્છ્વાસ અને [illegible] ી આ બે ક્રિયાઓમાં કવિ કહે છે,

મને તો આપની સિતાર બજતી સંભળાઈ રહી છે! રુધિરાભિસરણ માટે ખૂનના ચરખાની કલ્પના તેમ જ એ ખૂનના ચરખામાં અને શ્વાસોચ્છ્વાસમાં સિતાર બજાવવાની કલ્પના કેટલી ઉદાત્ત છે! એ બે ક્રિયાઓના સંદર્ભમાં સિતાર માટે 'ઝીણી' વિશેષણની યોજના પ્રમાણી શકાશે. શ્વસનની ક્રિયા અને તેનું સાતત્ય એ બન્ને અર્થો 'દમ-બ-દમ' શબ્દ દ્વારા સૂચવાઈ ગયા આ ફારસી શબ્દની જગાએ કામ આપે એવો કોઈ ગુજરાતી શબ્દ ઉપલબ્ધ છે? કલાપીની ગઝલમાં ઉર્દૂ-ફારસી શબ્દો ક્યારેક સૂઝપૂર્વક પણ પ્રયોજાયા છે .

ભક્તનો ત્રાતા ભગવાન તેની સ્મૃતિ એ જ એનું રક્ષણ આપત્તિકાળે તે રક્ષા કરશે એવી શ્રદ્ધા સાથેનો શરણભાવ છઠ્ઠા શે'રમાં વ્યક્ત થયો છે

'આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા,

એ પંક્તિમાં 'દુશ્મન'નો અર્થ વ્યાપક રીતે અસદ્ તત્ત્વ કરીએ તો જ 'આકાશથી'ના સંદર્ભમાં એ શબ્દ બંધ બેસે છે પછીના શે'રમાં પણ ઈશ્વરના કલ્યાણકારી સ્વરૂપનું વર્ણન છે કરુણાનિધિની કરુણા અનિષ્ટને, અમંગલને ધોઈ નાખે છે એવી શ્રદ્ધાને બળે તો જીવનમાં નિશ્ચિંત રહી શકાય છે અને જ્યારે કોઈ પરિચિત જન પાસે નથી હોતું, જીવનના સિતમો સહી સહીને થાકી ગયો હોઉં છું, એવી નિઃસહાય સ્થિતિમાં ઈશ્વરનું સ્મરણ-એનો કેફ ('શરાબી') ઉત્સાહ આપે છે

આપ્તજનોનો સ્નેહ એ પણ આપની કૃપાનું જ ફળ, આપની એ દયા આગળ ઉપકારવશ હૈયું ઝૂકી જાય છે અને એટલે જ તો કોઈ મિત્રની અંતિમ વિદાય આપની જુદાઈ બની રહી વેદનાનો અનુભવ કરાવે છે એકલવાયાપણાની વેદનામાંથી જન્મતા અશ્રુ એ તો પ્રેમીજનોએ આપને ચૂકવવાનો કર રૂપકની અભિનવતા અહીં ધ્યાન ખેંચશે જુદી રીતે પણ આ પંક્તિઓનું અર્થઘટન કરી શકાય તેમ છે મૂકી પરિ

ભાષામાં આશકનો અર્થ ભક્ત થાય છે. ભક્તિના વિકટ માર્ગમાંથી બધા ખસી ગયા; પણ હું સંકટો સહેતો સહેતો પણ એ માર્ગ પર કેમ ન ચાલું ? એ સંકટો–એની પીડા–અશ્રુ એ તો એ માર્ગ પર ચાલનારાઓએ આપને ચૂકવવાનો કર છે, અર્થાત્ ભક્તિના માર્ગમાં આપત્તિ તો અનિવાર્ય છે.

દુનિયાની નવાજૂની–તેના વારાફેરા જોતો રહું, પણ જો કોઈ પણ વસ્તુ શાશ્વત જણાતી હોય તો તે આપનું સ્મરણ. બધું જ્ઞાન ભલે લુપ્ત થાઓ, જો એક આપનું સ્મરણ કાયમ રહેતું હોય તો. હું પણ માણસ-માત્ર છું, ભાગ્યવશ ભૂલો કરી બેસીશ; આખરે તો આપનું સ્મરણ એ જ મારો સહારો છે.

તન્મયતા, નમ્રતા, આભારવશતા, આર્દ્રતા, વિશ્વાસ, શરણ : ભક્તહૃદયના કેટકેટલા ભાવ આ ગઝલમાં વ્યક્ત થયા છે ! પરંતુ પ્રથમ પાંચ શે'રમાં કલ્પનોની મદદથી મૂર્ત થતું જે ભાવસૌંદર્ય છે તે પછીના ત્રણ શે'રમાં નથી, એ શે'ર ઉક્તિરૂપ છે. એ પછી પુન: ભાવોત્કટતા આવે છે.

ગઝલની પરિભાષામાં ઓળખાવવી હોય તો આ રચનાને 'ઇશ્કે હકીકી' પ્રકારની કહેવાય. પરંતુ અહીં ખુદા અને બંદા માટે માશૂક અને આશકની પરિભાષા યોજવામાં આવી નથી. બીજા શે'રમાં આવતો માશૂક શબ્દ પ્રિયતમાના લૌકિક અર્થનો જ વાચક છે. વળી, સૂફીવાદમાં 'માશૂક'ને 'આપ'નું સંબોધન કરવાની પરંપરા પણ નથી. વસ્તુતઃ ઉપનિષદવર્ણિત सर्वं खल्विदं ब्रह्म–ના અનુભવને કલાપીએ ગઝલના રૂપમાં ગાયો છે.

શૈલીની દૃષ્ટિએ આ મુસલસલ પ્રકારની ગઝલ છે, કેમ કે તેમાં એક જ ભાવનો સળંગ નિર્વાહ થયો છે.

ગઝલની વિશેષતા 'તગઝ્ઝુલ'–બાનીની સરળતા અને વેધકતામાં. તેને જાળવતા પાંચથી વધુ શે'ર આ ગઝલમાં મળશે.

ઉર્દૂ–ફારસી શબ્દોના પ્રાચુર્યને ગઝલની શોભા માનવાની ગેરસમજે કલાપીની મોટા ભાગની ગઝલોના સૌંદર્યને ઝંખવ્યું છે; પરંતુ 'હમારી' જેવા એકાદ શબ્દને બાદ કરીએ કે 'શરાબી' શબ્દના અયોગ્ય પ્રયોગને ભૂલી જઈએ તો અહીં કઠે એવો કોઈ ઉર્દૂ–ફારસી શબ્દપ્રયોગ નથી.

ગઝલના કલેવરને કલાપીએ ઈજા પહોંચાડયાની વાત નવી નથી. આ કૃતિમાં પણ રદીફ ('આપની') તો જળવાઈ છે પરંતુ કાફિયા જળવાયા નથી. બીજા શે'રના પહેલા મિસરા(પંક્તિ)માં અને અગિયારમા શે'રના બીજા મિસરામાં તો બહેર (છંદ) પણ તૂટે છે.

... અનેક વાર વાંચી ને સાંભળી છે આ ગઝલ, આવી કોઈ ખાંચખૂંચને લીધે રસાસ્વાદમાં કશું નડતર ઊભું થયું અનુભવ્યું નથી; એ પ્રભાવ કોનો ? કૃતિમાં રહેલી અનુભૂતિની સચ્ચાઈનો.

## નપુંસકોનો દેશ/પ્રિયકાન્ત મણિયાર

કોણ લઈ આવ્યું મને
આ નપુંસકોની સંસ્કૃતિમાં ?
જ્યાં નથી આંસુ
લાચારી અને આત્મદ્રોહ
જ્યાં નથી વેદના
અને ફેલાયો છે નિષ્ક્રિયતા શો આત્મસંતોષ.
ચાલો મને લઈ જાવ ત્યાં
જ્યાં છલનાના વિષધર હોય
જ્યાં મનોભગ્નતાના ફેલાયલા તક્ષક નાગ હોય
એ મારો માયાવી દેશ
જ્યાં પગલે પગલે ધિક્કાર મળે
સંદેહની દ્વંદ્વજાળ
વ્હેંચી રહે આપસમાં તીક્ષ્ણ વ્યાલ
એ એ જ છે
આપણા ભાગ્યની નિયતિ
વિષભર્યો અંતરની વિષકન્યા
મારો શ્વાસ રૂંધાય છે.
આ નપુંસકોની સંસ્કૃતિમાં.

(શ્રી અવિનાશના હિંદી કાવ્ય 'કલીવોં કા દેશ'નો અનુવાદ)

## પુનર્જન્મ/પિનાકિન્ ઠાકોર

સ્વાર્થી રાજનીતિનાં ખંડિયેરોમાં એનો પુનર્જન્મ થયો.
એના પિતા હડતાલ પર ઊતર્યા,
અને મા રેશનની લાઇનમાં:
પાઉડરનું દૂધ પીતાં પીતાં,
ભૂતકાળની ગાય અને સુધરાઈના દૂધ વચ્ચે
આંતરદ્વંદ્વ થયું.
એણે માને પાછી વળતાં જોઈ,
સાંભળ્યું કે કિલો રેશન મળ્યું ચાર કલાકોમાં.
એને સમજાયું નહિ કે મા પડોશણને કહેતી હતી:
આજે તો શહેરમાં 'બંધ' છે.
'બંધ' શબ્દનો વિચાર કરતાં એણે પિતાને યાદ કર્યા.
માએ કહ્યું, બેટા મને બીક છે કે તારા બાપુ
હડતાલ પર ઊતર્યા છે, ને હમણાં તો કરફ્યુ
ખૂબ કડક કરફ્યુ છે.
કરફ્યુ શું હશે? 'બંધ' શું હશે?
હડતાલનો તો થોડો આભાસ છે,
આ બધું એની સમજમાં અંદાજમાં ન આવ્યું.
એ પાછલા જન્મમાં મહાન હતો.
હવે મૂર્ખ બાલક બની ગયો છે;
કેમ કે પાછલા જન્મમાં એ–
ગાંધી હતો, ક્રાઈસ્ટ હતો, ગૌતમ બુદ્ધ હતો.

(શ્રી રાકેશ પંચોલીના હિંદી કાવ્ય 'પુનર્જન્મ'નો અનુવાદ)

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર શરદ વિક્રમ સંવત ૨૦૩૧ • પરંપરિત અંક ૧૦૭ દ્વિજ અંક ૩૫
સપ્ટેમ્બર-ઑક્ટોબર ઈ. ૧૯૭૫

કાવ્ય



અનુવાદ



□

ગદ્ય



આસ્વાદ



ચિત્રસૂચિ

પૂંઠા પર શરદનું પ્રતિબિંબ, શ્રીધરાણીના હસ્તાક્ષરમાં કાવ્ય કૃષ્ણલાલ શ્રીધરાણી કૃષ્ણલાલ તરુણ વયે, સુંદરીબહેન, બાયરન, બાયરનના સ્મૃતિચિહ્નો અને નિવાસસ્થાન.

□ 'કવિલોક' બેમ સિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે □ વાર્ષિક દેશમાં રૂ ૯, પરદેશમાં રૂ ૨૦ યા પા ૧, અમેરિકામાં રૂ ૩૦ યા ડૉ ૪ છૂટક નકલનો રૂ ૧ ૭૫ □ લેખકોને કૃતિ વિશેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરુ પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે □ લવાજમ મોકલવાના સ્થળ (૧) પિનાકિન શાહ ઍન્ડ કં કૃષ્ણરી મઝિલ, બિસ્કિટ ગલી પાનકોર નાકા, અમદાવાદ ૧ (૨) લિપિની પ્રિન્ટરી ૨૨ કલ્યાણદાસ બિલ્ડિંગ ગોવાલિયા ટૅંક રોડ મુંબાઈ ૪૦૦૦૩૬

તંત્રીઓ રાજેન્દ્ર શાહ બચુભાઈ રાવત
નિરંજન ભગત • ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાના અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા લિ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨
વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે બ ૨૬૨ બાજી લેન
આમદેવી મુંબાઈ ૭

મુદ્રક અને પ્રકાશક બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧



૧



૨



૩



૧. કૃષ્ણલાલ શ્રીધરાણી

(૧૬-૯-૧૯૧૧ • ૨૩-૭-૧૯૬૦)

૨. કૃષ્ણલાલ તરુણ વયે

૩. પત્ની શ્રીમતી સુંદરીબેન

૪. પંડિત નેહરુ સાથે શ્રીધરાણી





**બાયરન** (૧૭૮૮-૧૮૨૪)
લંડનની 'ધ નૅશનલ પોર્ટ્રેટ ગૅલેરી'માંની એક તૈલરંગી તસવીર

શરદ • વિ. સં. ૨૦૩૧ **કવિલોક** સપ્ટે.-ઑક્ટો. • ઇ. ૧૯૭૫

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## આજની કવિતા

**આ**જની કવિતા....માં અનવસ્થિતપણે રચાયેલી પદાવલિથી, જૂની પરંપરાની ઢબે અભિધાથી અર્થ ન નીકળે–અર્થ કરવો દોહ્યલો જણાય; પણ ઠરીને જરા વિખરાયેલાં પદોનાં અર્થપ્રસ્ફોટનને આમતેમ સમાં મૂકીને જોઈએ, તો અર્થભાવ સોહ્યલો લાગે. જરા મોટી–પ્રગલ્ભ અત્યુક્તિ કે વક્રોક્તિ, તેમાંથી કોઈ અવનવીન યોજનાયુક્તિ મળી આવે. તે અર્થના–ભાવના ભારને, એકદમ આખો ઊંચકી લેતી, અને એમ કરીને ૨–૪–૫ જેટલી પંક્તિઓની કરકસર કરતી હોય: અભિધામાંથી છૂટી જઈ વ્યંગ્યાર્થનાં અવનવાં સ્ફુરણો અંકુરાવતી હોય. સાદીસીધી ઉપમા જો તેને ઊણી લાગી, તો પ્રગલ્ભ રૂપકથી તે તીવ્રતા સાધી લે. અણધાર્યાં પદાર્થોને, માનસભાવોને અવનવીન સજીવારોપણ શૈલીએ સજીવન કરી દે. ઇન્દ્રિયગ્રાહ્ય વર્ણનોમાં ને પદાર્થોના ધર્મોમાં ભારે, વ્યત્યય વરતાવી દે. જીવંત માનવને બદલે તેના સહચારી પ્રતીકોને, પ્રતીકાત્મક સ્વરૂપને, તજ્જન્ય ભાવવાચક નામને–પદાર્થને નિરૂપતી હોય. વળી એ પ્રતીકો પણ અરૂઢ હોય.

આમ નવી કલાચાતુરી પરંપરાની નિરૂપણરીતિને જબરી ગુલાંટો ખવરાવીને, નવી રીતે કલ્પનો પાસેથી ધાર્યું કામ કઢાવે છે. એમ કરવામાં ક્યાંય બેહૂદો દેખાવ પણ કરી બેસે! તેની અર્થકળ આપણે હાથે ચઢી નથી: તેથી તે નવતર ને વિલક્ષણ લાગે છે. ખરી રીતે તો તે, તેમ કરીને પંક્તિઓની પંક્તિઓનાં વર્ણનોને બાકાત કરે છે; બદલે, એક જ ઉદ્ગારે કે પદજૂથે પ્રગટ થતી પ્રગલ્ભ દીસે છે.

હીરાબેન પાઠક

# દૈનંદિની

## ૧ ઝીણી ઝર્મરે

ફેવે ફેવે ઝીણી ઝીણી ઝર્મર બુંદન
હવા એવી ક્લિન્ન
તડિતનુ ચમકત કથાય નહીં ચિહ્ન
કાનનહૃદયનો દિગન્તભર ઝિંગોરનિનાદ
રોમાંચિત હ્લાદ
અધરે ફરકી રહે અરવ ગુંજન

ગગનને આર્દ્ર સ્પર્શે
પુષ્પિત ધરાનુ અંગ સુગંધ સુગંધ
પ્રાણ ષટ્પદને અનાયાસ મકરંદ
પ્રપૂર્ણ ક્રોધને
પરિતોષ
અધિમન અનુસ્યૂત પ્રકાશ વિમર્શ

કુંજનીલ વ્રજ નિધુવને
રતિનિસ્યંદને
જાગ્રત સ્વપ્ને
ગૌરશ્યામ યુગલવિહાર
એકાન્તિક સહચાર
તરંગલકીર વ્યક્ત કરે કાલિન્દીના આંતરિક આનંદને
ગગન ભીતર ભૂમિ ભીતર ગગન.
સમીરણ વહે મંદ સંચરણ-છંદ
શિખિ કલાવત
ઝીલત કંપન અનુનય
નિજને જ કેન્દ્ર રહી, ચરાચરમય
નાચી રહે મિથુનવિભોર ઘનઘન

## ૨ કાગકંઠે પંચમનો સૂર

ઘરની પછીતે બારી કને પખાળજલભર્યું સીકું
કાબર ને કીર, કબૂતર કોઈ ચકલા ને કાગ
સાચી ખોટી પ્યાસે આવે જાય રેલી અવનવા રાગ
હમણાનું લહું છું કૌતુક
કોઈ એક કાગને કંઠેથી સુણું,
કોકિલનો પંચમ કુહુ કુ
આશા નહીં ત્યાંથી અણધાર્યું મળ્યે-કર્ષણ અધિકું

પાસે જાઉં તો એ જાય ઊડી
અંદરના બાગ્ણાની પાંખે ઊભી શાન્ત હું વિલોકું
પાણીમાંથી ચાંચ ઊંચી લઈ,
કમનીય મરોડનું કરી ટોકું
રેલી રહે સૂર-રાગલીલામહીં કોઈ તે કિશોર
શ્રીમતી રાધાનો અભિનય કરે, માથે હલે મોર,
ચરણે નેપુર, કરે કિંકિણત ચૂડી!

સહજ વર્તન
અંદરમાંથી આવ્યે બ્હાર ઝાઝી નહિ વેળ-
(કોકિલ ન, કાક પરભૃત—વિધિનો અવળ ખેલ!)
પાંખ માણે હવાનો સંબંધ
રંગ જાણે, જાણે નહિ અંગ!
એકલનું મનમોજી જટપન, નર્તન

અતીત હજી ય એને પ્રાણ ઓતપ્રોતઃ
મધુમય ગૈરિક કિન્નરી
અવાજમાં મહકત આમની મંજરી
હિલોળે ચડેલ લહું વન
કઇ ગમ વાય છે પવન?
ક્યે રેવાળ સરી જશે કાલનદીજલસ્રોત?

## મકરન્દ દવે

### નિષ્ફળ કલાકારને નેપથ્યે

'એ તો ફરી નિષ્ફળ ગયો !'—
ના તાળીઓ, શાબાશ-વચનો, ફૂલ-તોરા, પ્રેક્ષકો ફેરી
રહ્યા ફીકી નજર, ને નાખુશીની છાંટ ખંખેરી
રહ્યાં મચકોડતાં મોં, વીંગમાં પણ પાય
એના જ્યાં વળ્યા,
સૂત્રધાર તણાં નયન, કેવાં નયન પીતાં મળ્યાં!
નિષ્ફળ ગયો...'
ને ઉદાસીનું ઢળી માથું રહ્યું.
ત્યાં સૂત્રધારે નેહથી ઊંચો કરી ચહેરો,
હસી, ધીરે કહ્યું:
તેં તો પ્રયત્ન કર્યો હતોને પ્રાણથી! બસ એ જ બાજી
જાય જહન્નમમાં બધું, છે ખેલ અપનો રામ રાજી?
તો પછી ખાટી ગયો તું, મોજથી સામે જરા જો,
સફળતાના તેજ તખતા પર થતા પોલા અવાજો–
એ અવાજો પર બની પરવશ શું પરપોટા તરે!
આવ, આ નક્કર ભૂમિકા પર ભલો થઈ આખરે.

'નિષ્ફળ ગયો છોને?'
આપણે નેપથ્યમાં તો સાથ પીએ રંગપ્યાલી,
આપ તાલી
જિંદગીને, જિંદગી નિષ્ફળ છતાં છે, દોસ્ત, તારી
ને અદાકારી
તરે છે ઓશિયાળી, દેખ, બીજાને સહારે
તું તને પામી રહે આ બંધ બારે—
મેશછાયાં નેણ, ખોટી મૂછ, રંગોના લપેડા, દૂર કર!
તારી અસલ ઓકાતને મગરૂર કર,
—ને આવ, નિષ્ફળતા તણું વરદાન પામી,
સાચના સાહેબને દઈ દે સલામી!

## ઉશનસ્

### સર્ગ–એક કુતૂહલયાત્રા

ના જાણું કેઃ પ્રથમ ટહુકો ફૂટશે શો પરોઢે,
ફૂટું ફૂટું મનનું તરુ છે, એટલું માત્ર જાણું;
આરંભાઈ ગુનગુન હજી તો નથી ક્યાંય, ગાણું
—શેં જાણું તો–પછી શરૂ થશે શા લયે ને મરોડે?
બે શબ્દો યે મન હિ મન મેં ગોઠવીને મૂક્યા ના,
આવી ચિત્તે પ્રગટું પ્રગટું અર્થ એવા દૂંક્યા ના;
માણું યાત્રા કુતૂહલની આ 'કે ન જાણું'-ની આગે,
એની મેળે ઝરણું કરતું પ્હાડીમાં માગ લાગે,
કિંતુ શ્રદ્ધાઃ અહીં ન કશું એકાકી ને એમ એળે,
સંવાદે સૌ ગ્રથિત ઘૂમતું, સર્વ કે રૂપમેળે;
પ્હેલો મારો શબદ પ્રગટી શા લયે આભ આંકે,
મારે જોવું, અરથ પછી તો આવશે એ વળાંકે,
કોરા પત્રે કલમ મૂકીને માત્ર બેઠો; પ્રતીક્ષાઃ
ક્યાં આરંભી છવિ વિરચશે પૂર્ણ કોની સિસક્ષા.

## શશિશિવમ્

### વાંસવન

વાંસની લાકડીને ટેકે એકલો
વાંસવનમાંથી પસાર થાઉં.
એકાએક
ભુલાઈ ગયેલી કોઈક સ્મૃતિની જેમ
વાંસ ફૂટે.
એની અણિયાળી ફૂટ પર
સુકાઈને ચોંટી રહેલા રક્તબિંદુ શી લાલાશમાં
અતીતનો ચળકાટ!
વાંસવનમાં રણઝણતાં વાયુનાં ઝાંઝર
સંભળાય ફરફરતા પર્ણોમાં,
બે કોમળ ઓષ્ઠનો સ્નિગ્ધ મર્મર ધ્વનિ.

# દૈનંદિની

## ૧ ઝીણી ઝર્મરે

ફરે ફરે ઝીણી ઝીણી ઝર્મર બુંદન:
    હવા એવી ક્લિન્ન
    તડિતનુ ચમકંત ક્યાય નહીં ચિહ્ન.
    કાનનહૃદયનો દિગન્તભર ઝિંગોરનિનાદ
    રોમાંચિત હ્લાદ:
        અધરે ફરકી રહે અરવ ગુંજન

ગગનને આર્દ્ર સ્પર્શે
    પુષ્પિત ધરાનુ અંગ સુગંધ સુગંધ:
    પ્રાણ ષટ્પદને અનાયાસ મકરંદ.
    પ્રપૂર્ણ કોષને
    પરિતોષ
        અધિમન-અનુસ્યૂત પ્રકાશ વિમર્શ.

કુંજનીલ વ્રજ-નિધુવને
    રતિનિસ્યંદને
    જાગ્રત સ્વપ્ને
    ગૌરશ્યામ યુગલવિહાર:
    ઐકાન્તિક સહચાર.
તરંગલકીર વ્યક્ત કરે કાલિન્દીના આંતરિક આનંદને.

ગગન ભીતર ભૂમિ ભીતર ગંજન:
    સમીરણ વહે મદ સંચરણ-છંદ.
    શિખિ કલાવંત
    ઝીલત કંપન અનુનય
    નિજને જ કેન્દ્ર રહી, ચરાચરમય
        માચી રહે નિભૃતવિભોર થનથન.

## ૨ કાગકંઠે પંચમનો સૂર

ઘરની પછીતે બારી કને પંખીજલભર્યું સીકું:
  કાબર ને કીર, કબૂતર કાંઈ ચકલાં ને કાગ
  સાચી ખોટી પ્યાસે આવે જાય રેલી અવનવા રાગ.
  હમણાનું લહું છું કૌતુક
કોઈ એક કાગને કંઠેથી સુણું,
        કોકિલનો પંચમ કુઉ...ક.
આશા નહીં ત્યાંથી અણધાર્યું મળે–કંઈનું અધિકું

પાસે જાઉં તો એ જાય ઊડી.
અંદરના બાગ્ણાની પાખે ઊભી શાન્ત હું વિલોકું
પાણીમાથા ચાંચ ઊંચી લઈ,
        કમનીય મરોડનુ કરી ડોકું
  રેલી રહે સૂર–રાગ્લીલામહીં કોઈ તે કિશોર
  શ્રીમતી રાધાનો અભિનય કરે, માથે હલે મોર,
        ચરણે નેપુર, કરે કિંકિણત ચૂડી!

સહેજ વર્તન...
  અંડમાંથી આવ્યે બ્હાર ઝાઝી નહિ વેળ–
  (કોકિલ ન, કાક પરભૃત—વિધિનો અવળ ખેલ!)
  પાંખ માણે હવાનો સંબંધ
  રંગ જાણે, જાણે નહિ અંગ!
        એકલનુ મનમોજી જલ્પન, નર્તન

અતીત હજી ય એને પ્રાણ ઓતપ્રોત:
  મધુમય ગૈરિક કિન્નરી
  અવાજમા મહકંત આમ્રની મંજરી:
હિંડોળે ચડેલ લહું વન
કઇ ગમ વાય છે પવન!
  ક્યે રેવળાંકે સરી જશે કાલનદીજલસ્રોત!

## મકરન્દ દવે

### નિષ્ફળ કળાકારને નેપથ્યે

'એ તો ફરી નિષ્ફળ ગયો !'—
ના તાળીઓ, શાબાશ-વચનો, ફૂલ-તોરા, પ્રેક્ષકો કેરી
રહી ફીકી નજર, ને નાખુશીની છાંટ ખંખેરી
રહ્યાં મચકોડતાં મોં, વીંગમાં પણ પાય
એના જ્યાં વળ્યા,
સૂત્રધાર તણાં નયન, કેવાં નયન પીતાં મળ્યાં!
નિષ્ફળ ગયો...'
ને ઉદાસીનું ઢળી માથું રહ્યું.
ત્યાં સૂત્રધારે નેહથી ઊંચો કરી ચહેરો,
હસી, ધીરે કહ્યું:
તેં તો પ્રયત્ન કર્યો હતો ને પ્રાણથી! બસ એ જ બાજી
જાય જાન્નમમાં બધું, છે બોલ અપનો રામ રાજી?
તો પછી ખાટી ગયો તું, મોજથી સામે જરા જો,
સફળતાના તેજ તખતા પર થતા પોલા અવાજો-
એ અવાજો પર બની પરવશ શું પરપોટા તરે!
આવ, આ નક્કર ભૂમિકા પર ભલો થઈ આખરે.

'નિષ્ફળ ગયો છો ને?'
આપણે નેપથ્યમાં તો સાથ પીએ રંગપ્યાલી,
આપ તાલી
જિંદગીને, જિંદગી નિષ્ફળ છતાં છે, દોસ્ત, તારી
ને અદાકારી
તરે છે ઓશિયાળી, દેખ, બીજાને સહારે
તું તને પામી રહે આ બંધ બારે—
મેશછાયાં નેણ, ખોટી મૂછ, રંગોના લપેડા, દૂર કર!
તારી અસલ ઓકાતને મગરૂર કર,
–ને આવ, નિષ્ફળતા તણું વરદાન પામી,
સાચના સાહેબને દઈ દે સલામી!

## ઉશનસ્

### સર્ગ–એક કુતૂહલયાત્રા

ના જાણું કૈં: પ્રથમ ટહુકો ફૂટશે શો પરોઢે,
ફૂટું ફૂટું મનનું તરુ છે, એટલું માત્ર જાણું;
આરંભાઈ ગુનગુન હજી તો નથી ક્યાંય, ગાણું
—શેં જાણું તો–પછી શરૂ થશે શા લયે ને મરોડે?
બે શબ્દો યે મન હિ મન મેં ગોઠવીને મૂક્યા ના,
આવી ચિત્તે પ્રગટું પ્રગટું અર્થ એવા ઢૂંક્યા ના;
માણું યાત્રા કુતૂહલની આ 'કૈં ન જાણું'-ની આગે,
એની મેળે ઝરણું કરતું મ્હાડીમાં માગ લાગે,
કિંતુ શ્રદ્ધાઃ અહીં ન કશું એકાકી ને એમ એળે,
સંવાદે સૌ ગ્રથિત ઘૂમતું સર્વે કૈં રૂપમેળે;
પ્હેલો મારો શબ્દ પ્રગટી શા લયે આભ આંકે,
મારે જોવું, અરથ પછી તો આવશે એ વળાંકે,
કોરા પત્રે કલમ મૂકીને માત્ર બેઠો; પ્રતીક્ષાઃ
ક્યાં આરંભી છવિ વિરચશે પૂર્ણ કોની સિસૃક્ષા.

## શશિશિવમ્

### વાંસવન

વાંસની લાકડીને ટેકે એકલો
વાંસવનમાંથી પસાર થાઉં.
એકાએક
ભુલાઈ ગયેલી કોઈક સ્મૃતિની જેમ
વાંસ ફૂટે.
એની અણિયાળી ફૂટ પર
સુકાઈને ચોંટી રહેલા રક્તબિંદુ શી લાલાશમાં
અતીતનો ચળકાટ!
વાંસવનમાં રણઝણતાં વાયુનાં ઝાંઝર
સંભળાય ફરફરતાં પર્ણોમાં,
બે કોમળ ઓષ્ઠનો સ્નિગ્ધ મર્મર ધ્વનિ.

## વિપિન પરીખ

### લાચાર

નાનો હતો ત્યારે એક ઘર બળતુ જોયેલુ ત્યારથી
આખી જિન્દગી એ અગ્નિથી ખૂબ બ્હીતો—
એટલે સુધી કે કોઈ દિવાસળી પેટાવે તો પણ
એ ભડકી ઊઠતો!
અને આ વિચિત્રતા જુઓ :
આજે એને ચિતા પર સુવાડયો છે
અને
એ ભાગી પણ નથી શકતો!

## શંકરભાઈ બુ. પટેલ

### શીખવું મારે

આભ ભરીને ઊડતા હજુ શીખવુ મારે

વન આખું જો ટહુકી ઊઠે ચીચવે મ્હારો નીડ
હુ જ અવાચક હોઉ તેની મને ચડતી અજબ ચીડ
ચાચમા મીઠા ગીત ભરીને વેરતા હજુ શીખવુ મારે
આભ ભરીને ઊડતાં હજુ શીખવુ મારે.

રોજ પાટીમા પાડતો લીટી કોઇ શિશુની જેમ
તેમ ચોરાસી લાખ લીટીને જોડવી મારે કેમ?
સાવ કોરાકટ પાનમા જીવન મૂકતા હજુ શીખવું મારે
આભ ભરીને ઊડતા હજુ શીખવું મારે.

કયા સુધી અવતરવુ મારે, કયા સુધી હજુ મરવુ મારે?
કેટલો લાંબો સમય એને ક્યાં જઈને મળવુ મારે?
વાત એવી બે પૂછવા સમય રોકતા હજુ શીખવુ મારે
આભ ભરીને ઊડતા હજુ શીખવુ મારે

કંઈ નહીં અનુભવ થયેલો આગળી તો અડાડજે મને
જગમા રહી, જગ તજીને કેટલુ મારે આવવુ કને?
આમ ને આમ સદા ચતમોને ચાહતા હજુ શીખવુ મારે.
આભ ભરીને ઊડતા હજુ શીખવુ મારે

## ધીરુ પરીખ

### ધોધમાર

મેં તો જોયો રે ધોધમાર પડતો વરસાદ!

આમ તો હુ હોઉં ચાર દીવાલે બંધ,
આમ ઉઘાડી આખ તોય અંધેરો અંધ;
જરા ઢાળું જ્યા પોપચા ત્યાં શૈશવની શેરીના
વ્હેતા તે રેલામા કાગળની હોડીનો આવે રે સાદ!
મેં તો જોયો રે ધોધમાર પડતો વરસાદ!

પછી છબ્બાછબ્બાછબ્બ અને ધબ્બધબ્બાધબ્બ,
પછી ઉઘાડી કાય ઢાંકે ફોરા ગજ્જબ;
થપ્પથપ્પાથપ્પ નાના પગના પંજા પે રચ્યા
રેતીના કૂબાથી 'ભોગળ તોડીને ભાગ' આવે છે નાદ!
મેં તો જોયો રે ધોધમાર પડતો વરસાદ!

હવે ઘરને આધાર રહ્યાં કોરાં કદ્દાક મારા
ઉઘાડું પોપચા કે ભીતર ને બ્હાર બધે કેવો સવાદ!
મેં તો જોયો રે ધોધમાર પડતો વરસાદ!

## રમેશ પારેખ

### —ને હું

નકશામાં જેનું નામ નથી એ નગર ને હું
જેનો સળંગ અર્થ છે ખુલ્લી કબર ને હું.
એ શક્ય છે કે હોઉં ના અફવા વગર ને હું?
પૂછે છે કે મ્હેક મ્હેક છીએ મારું ઘર ને હું.
તેને સલામ, હજ બની જેની મુસાફરી
ક્ષણને વટી ય ના શક્યા મારી સફર ને હું.
જ્યા કંઈ નથી ક્યારે ય નથી કોઈ પણ નથી
હોઈ શકે ત્યા શી રીતે મારી અસર ને હું.
જો એકલો જ હોત તો થઈ જાત હું ફરાર
છીએ સમયની કેદમા મારી નજર ને હું.
મારા સુધી પહોંચે કોઈ કઈ રીતે, રમેશ
ધુમ્મસ ધુમ્મસ છે મારગો, મારી ખબર ને હું.

## જિતેન્દ્ર કા. વ્યાસ

### સૂરજ તો આજ મારી ઊગ્યો છે આંખમાં

સૂરજ તો આજ મારી ઊગ્યો છે આંખમાં!
સૂરજમુખીને કહો – 'આકાશે ઝાંખ મા.'

સહરાની રેત હવે ભડકે ભીંજાય છે!
ડમરીને ઊડવાના ઓરતાય થાય છે!
પેઠાં છે પગલાંઓ આંધીની પાંખમાં.
સૂરજ તો આજ મારી ઊગ્યો છે આંખમાં!

મેંદીનો રંગ લાલ ઊડી તે જાય છે,
પીપળાને પાન પાન દીવાઓ થાય છે!
રંગોની દુનિયા તો પ્હોંચે છે રાખમાં!
સૂરજ તો આજ મારી ઊગ્યો છે આંખમાં!

ફાગણ ગયો ને વહે વૈશાખી વાયરા,
ભૂખરાં શમણાંઓ ભરે ભગવા તે ડાયરા.
છલકાયે અલગારી કેફ કોઈ આંખમાં!
સૂરજ તો આજ મારી ઊગ્યો છે આંખમાં

## ભગવતીકુમાર શર્મા

### છાતીએ

વગડો વીંધીને આવી વસ્યો મોર છાતીએ;
વાદળ અસાવનાં વળી ઘનઘોર છાતીએ.

પીડે છે મારા શ્વાસને અણિયાળી આવજા;
ઊગી ગયા છે હાથલા કંઈ થૉર છાતીએ.

હમણાં પડી ગયો હતો વરસાદ ધોધમાર;
તો યે ધખે છે ચૈત્રની બપ્પોર છાતીએ.

ન્હોતાં છૂંદાવ્યાં તોય ઊઠી આવ્યાં છૂંદણાં;
કાળી તરસની ફૂટી હશે કોર છાતીએ.

પ્રાગ-ઇતિહાસકાળથી કણસ્યા કરું છું હું;
એવો ભરી ગયો છે સમય ન્હોર છાતીએ.

ખાલીપે ઝૂરતી બધી રોપી દો પાંસળી;
સંભવ છે: ઊગી નીકળે ગુલમોર છાતીએ.

## હરીશ મીનાશ્રુ

### બોલ સાચ્ચું કે ખોટું?

ખેતરનાં ફૂલોમાં મારું ખરી પડ્યું એકાંત,
બોલ સાચ્ચું કે ખોટું?
મઘમઘતા ચૈતરના છાંયે આપણ બન્ને ઢળી પડ્યાં
ત્યાં અડખેપડખે ઢળી પડી નિરાંત,
બોલ સાચ્ચું કે ખોટું?

ગોફણને આઘે ફેંકી દૈ સરે લગોલગ હથેળિયું કે
વેંત જેટલે છેટે કાબરચીતરાં તેતર થૈને
મારું ખેતર કૈં ફરફરતું
બાવળના ઝૂંડેથી ઝરતી વેરણછેરણ છાંય વચાળે
સૂરજનાં કિરણોનું ખરવું અલપઝલપ,
ખિસકોલી થૈને તરતું
ત્યાં જ અચિંતી હૈયડના ટહુકે ઝબકી ગૈ
રામણદીવડે પોઢેલી અકબંધ કુંવારી રાત,
બોલ સાચ્ચું કે ખોટું?
ખેતરનાં ફૂલોમાં મારું ખરી પડ્યું એકાંત,
બોલ સાચ્ચું કે ખોટું?

ભરબપ્પોરે ચાંદ પીધાનું સોનલવરણું અચરજ
લીલા છમ્મ લીલા વાવેતર વચ્ચે તડકો થૈ વેરાય
અને સાવ લજવાઈ મરેલી સીમ બાપડી જોતજોતામાં
ઢોરઢાંખરાં સમેટતીકને સાંજ વડે ઘેરાય
ઝાલરટાણે હજીય ઊડતી ખેપટ ભેગી
હજીય પે...લી લજામણીનાં પાંદ સરીખી વાત,
બોલ સાચ્ચું કે ખોટું?
ખેતરનાં ફૂલોમાં મારું ખરી પડ્યું એકાંત,
બોલ સાચ્ચું કે ખોટું?

## ચીમન પુરોહિત

### ગીત

ફરફરતો રોજ ફરું પીંછાં શો આમતેમ
ઊડતો ફરું છું આકાશમાં
વ્હેતા પવન સમો હરિયાળો કેફ ભરી
ડહેકતો જાઉં છું લીલાશમાં
હળવો તે સાવ હું તો ફોરમતા ફૂલ સમો
મ્હોરું છું મઘમઘતા શ્વાસમાં
ખળખળતા કંઠ મહીં રેલાતા સૂર જેમ
ભીંજાતો જાઉં છું ઉલ્લાસમાં
વાંકડિયા તોર તણો ફાગણિયો ફાગ ભરી
કૂદું છું વગડે પલાશમાં
—ફરફરતો૦

ધુંધવતું ધોધમાર ચોમાસું હોય અને
વાદળની હોડ હોય વ્યોમમાં
મંડાતી મીટ ન્હોય પોતાના પંડય લગી
અંધારું હોય રોમરોમમાં
પલના પલકાર મહીં ભમ્મરિયા પૂર બધા
જકડી લઉં ઝળહળતા પાશમાં
—ફરફરતો૦

વૈશાખી ગાજનામાં શ્રાવણની ઝરમર શી
વરસું છું તરફડતી પ્યાસમાં
ઝાડી કે ઝાંખરાઓ ભેદીને મોગરાઓ
મૂકું છું મ્હેકતા પ્રાસમાં
પાંખોના પિંજરમાં પૂરેલું આભ આજ
રમતું મૂકું છું મોકળાશમાં
—ફરફરતો૦

## ઇન્દુકુમાર ત્રિવેદી

### કવિ ઑડેનની સ્મૃતિમાં

પુલ પરથી મોડી રાતની ટ્રેઈન ધડધડાટ જઈ રહી છે.
પુલ નીચેથી શાંત નદી ધીમે ધીમે વહી રહી છે.
કવિ સૂઈ ગયા છે.

રાત્રિના પ્લેનની છેલ્લી ફ્લાઈટ જઈ રહી છે.
ઉત્તુંગ હિમશિખરો ધીરે ધીરે ઓગળી રહ્યાં છે.
કવિ સૂઈ ગયા છે.

ઢળતી રાતે દૈનિક પત્રોમાં 'સ્ટૉપ પ્રેસ'
ન્યુઝ છપાઈ રહ્યા છે
અશ્રુ શા ઊછળતા અબ્ધિતરંગ ફીણ ફીણ થઈ રહ્યા છે.
કવિ સૂઈ ગયા છે.

નાઈટ-ક્લબોમાં ચકચૂર યુગલો (યંત્રવત્)
આલિંગીને ઢળ્યાં છે
ફૂલપાંખડીની સોડમાં પતંગિયું પોઢી ગયું છે
કવિ સૂઈ ગયા છે.

ટાવરના કાંટા ફર્યા કરે છે
સમય સર્યા કરે છે
કવિ હવે ચિર નિદ્રામાં સૂઈ ગયા છે:
માત્ર
જાગે છે
કાવ્ય.

(કવિ ઑડેનની દ્વિતીય સંવત્સરીએ)

### ગયા અંકનો સુધારો

કિસ્મત, હું પામ્યો મારી કબર રઝળી દરબદર,
ઘર છોડી દઈને ક્યાં મારા અંગોએ ઘર કર્યું!

[અંક ૧૦૬મા પ્રકટ થએલી શ્રી કિસ્મત કુરેશીની 'ઘર કર્યું' ગઝલનો શરતચૂકથી રહી ગએલો મક્તાનો શેર]

## પ્રાણજીવન મહેતા

### એક કવિતા

પડઘાઓને વાવવાનું છોડી દો દોસ્તો હવે;
અને મોસમમાં ઊગતાં ફૂલોની સાથે
મહોબત કરવાની વાત પડતી મૂકો.

જાદુગરના જેવી યુક્તિ અજમાવી
બીજાઓનું આશ્ચર્ય હાસ્ય ઊછીનું ન માગો
તો સારી વાત છે.

ફૂંક મારીને એકબીજાને ફોલી ખાવાની ટેવ
પાડી છે એકબીજાએ– સહુએ–
ત્યાં કોના સુખને કોના દુઃખને
દોણીમાં વલોવ્યાં કરીએ ?

દુઃખને દાટી શકાય એવી માટી શોધી લાવો
સુખને જોઈ શકાય એવું દર્પણ શોધી કાઢો:
અથવા તો કહું દોસ્તો
ઊંઘતાં સ્વપ્ન જુઓ તો આંખ ન ખોલજો
જાગતાં સ્વપ્ન જુઓ તો આંખ ન મીંચજો
બધું પલમાં પલટાઇ જશે.

દોસ્તો,
નીતિશાસ્ત્રનાં બોધવચનો નથી કહેતો તમને.
આ તો પ્રસ્વેદની જેમ
ત્વચા ઉપર અનુભવો નીતરે છે
સૂર્યની છાયા હેઠળ
મને સ્તંભ શો ખોડી દઈ
ક્યાં ચાલ્યા ગયા છે
દોસ્તો...

## વિનોદ જોશી

### હું હવે

જ્યાં છું ત્યાંથી હું હવે ખસવાનો છું
ખુદ કસોટી–પથ્થરે કસવાનો છું

એમ તો શંકર જશે ભાગીને ક્યાં ?
જ્યાં હશે ત્યાં નાગ થઇ ડસવાનો છું

કે તમે અભડાવી જો મારી ગઝલ
તો સળગતો શબ્દ થઈ ધસવાનો છું

બિંદુ ઝાકળનું મને તલસી રહ્યું
'ઘાસ' રાખી નામ ત્યાં વસવાને. છું

ક્રંદનો મારાં હવે દફનાવી દઈ
કબ્રમાં ખુલ્લા દિલે હસવાનો છું

## મહેશ શાહ

### ગઝલ

કશામાં કોઇ ને કોઈ રીતે મળી જાઓ.
તમે તમારી થઈ ઝંખના ફળી જાઓ.

હું સૂર્યને ય અકારણ શરણ દઈ બેઠો
બરફ તરીકે તમે જો હવે ગળી જાઓ.

હજી સમયનું જરા માપ કાઢતા લોકો
બને તો પળમાં તમે એક પળ ભળી જાઓ.

પડયો છું હું સમુદ્ર જેમ શાંત પાણી થૈ
તમે તરંગ બની સ્હેજ ખળભળી જાઓ.

રહો બધે ય તમે આમ તો સદા અણનમ
કશુંક એવું છતાં રાખજો, ચળી જાઓ.

## રાજેશ વ્યાસ

### શબ્દો વગર ચાલી

દીવાલોમાં તિરાડો પાડતી ત્રાંસી નજર ચાલી,
ને પગલાંની ભૂંસાતી છાપમાં મૂકીને ઘર ચાલી.

વીતી એ રાત, કિંતુ કોઈ દી ના જાગરણ ખૂટ્યું,
અહો! સંબંધની વર્ષો સુધી દિલ પર અસર ચાલી.

ભરમ મેં હમસફરનો સાચવી રાખ્યો સતત દિલમાં,
અને એમ જ ખુશાલીમાં સૂની આખી સફર ચાલી.

હવે મિસ્કીન છોડી દે નકામો મોહ શબ્દોનો,
હતી કહેવા સમી એ વાત તો શબ્દો વગર ચાલી.

## ડાહ્યાભાઈ પટેલ 'માસુમ'

### ત્યારથી...

શબ્દપંખી ક્યારનું ય અર્થનું વસન ઓઢીને
સૂતું છે કબરમાં,
મનની ઠીબ ખાલી જ રહી જવા પામી છે,
એથી જ
વગડા વચ્ચે ઊભેલા વૈશાખી ચાડિયાને
કવિતાના અવસાનનું કારણ પૂછી રહ્યો છું.
મરીને જીવતી રહેલી અનુભૂતિને
લાંબી નજરનાં ચશ્માં પહેરાવ્યા કરું છું
કદાચ એથી જ
વૃક્ષ જેવો કહેવાઉં છું
પણ ફૂલનો આનંદ મને નથી.
ડામરના ઘોંઘાટિયા રસ્તાથી
નાતો બંધાઈ ચૂક્યો છે
ત્યારથી
ઝભ્ભાના ખીસામાં સાચવીને
રાખેલી વસંત
અકાળે મ્હોરે છે
ને હું...

## આહમદ મકરાણી

### નામ પર

પાંસરું શર પહોંચશે નિશાન પર;
રાહ પર ચાલું; નજર મુકામ પર.

હું પ્રસંગોને ગટોગટ પી ગયો;
છે સમયની મ્હેરબાની જામ પર.

છું પ્રવાસી પણ નગર છે અજનબી;
છે ભલામણ કોઈની ગુમનામ પર.

હું નહીંતર આટલો કોરું નહીં;
ફૂલ વેર્યાં યાદનાં મુજ નામ પર.

આંખ ફોડચે આયનો ફૂટે નહીં;
છે પ્રતીતિ આપણી અંજામ પર.

## ધીરેન્દ્ર મહેતા

### સવાર હશે!

ન જાણું કે એ હશે પ્રેમ કે પ્રહાર હશે,
કે વેર વાળવાનો એ કયો પ્રકાર હશે!

ઢળી જશે જ પછી ચાંદ બેફિકર થઈને,
અચૂક આભ તણી આંખમાં સવાર હશે!

ન ફૂલ ભેદી શકે આરપાર પથ્થરને,
જરૂર માર્ગ તળે કોઈની મઝાર હશે!

ખબર રહી ન શકી બેખુદી મહીં જ મને,
કે તુંય પણ આમ તારા થકી બહાર હશે!

ગ્રસી રહે છે સમયનો મકર મને ક્ષણક્ષણ,
હશે, છતાં હજુ તુજ આગમનને વાર હશે?

## શિલ્પિન્ થાનકી

### ઝણકાર

ઝાંઝર ઝૂમેઝૂમ થિયા ને મીમ મજ શણગાર,
પ્રીત-વછોયી આખમા મારી ગ્રેહને પારાવાર

ઉંડીએ ઊભે આમ્બલે મોરે, ફળિયે ફોરી ધૂળ,
કાળજે મારે પટકે મૂઈ બાવળિયાની શૂળ
સાવ રે સૂની મેડિયું મારી અધરાતે લેંધાર,
પ્રીત-વછોયી આખમા મારી ગ્રેહનો પારાવાર
ઝાંઝરા ઝૂમેઝૂમ

એકલ દોકલ કાગડો આવી છાપરે ઊડી જાય,
પલળી પલળી પાપણ ફૂણા સોણલે બૂડી જાય
વાયરો છે કે બારણે વાલમ આવિયાનો ભણકાર?
પ્રીત વછોયી આખમા મારી ગ્રેહનો પારાવાર
ઝાંઝરા ઝૂમેઝૂમ

## બિજુ રામાણી 'શકુત'

### ઘાવ

ગગનના ગોખથી ગબડી પડ્યા ગામો સિતારાના
હવે પીંછા પરે કામણ નથી કોઈ ચિતારાના

સમયના ઝાંખરાની ઠેસમા પગલું જશે ફરી
ખબર એ હોત તો મહેમાન ન થાતે મિનારાના

કરમની કારમી કઠણાઈ ઘોળતે ન પ્યાલીમા
ન મયખાને થતે બદહાલ તો કોઈ પીનારાના

હજુયે સચરે છે કોઈનો પડઘો ત્વચાઓમા
જનાજા ક્યારના સોઢી જતે નહીં તો જિ'નરાના

કલહ કરશે ન કબ્રસ્તાનમા એ લાશ લેનારા
શકુતી આખમા કૈં ઘાવ છે કોઈ ઇશારાના!

## કિશોર મોદી

### સ્મરણિકા

એક અબોલ શબ્દના આગણે આવીને તું અટકી જઈશ,
પછી મારા નામનો ગ્રીષ્મ ઉચ્છ્વાસ ફેનાઈ જશે ચોપાસ
વગડામા પિંજરે પુરાયેલો પોપટ તને ઉદાસીનું કારણ પૂછે
ને ખરેખર તારી આખોમા એક ભીના રૂપનું પાતળું પડ છવાઈ જશે
આમ, તારા, અસ્તિત્વની આસપાસ ઊપસેલું
મારા મુખારવિંદનું સપ્તરંગી ચિત્ર
એકાએક એક નાનાશા ખારાશભર્યા બુંદમા ઓગળી જશે ત્યારે,
ઉભયના સ્મરણોની માટીની મહેક શી
મીઠી સ્પર્શીલી ગુફ્તેગોને તું સૂંઘી શકીશ, સ્મિત?

## માણેકલાલ પટેલ

### ચિતોડગઢે

ખોખાં દ્વાર
લ્હોયે કેવાં અણુનમ!
જીરણશીરણ
ઊભો કોટ અડીખમ!

હર પગથારે
ઊભરાયે પડઘાતી ચૂપ,
ભીના સ્પર્શે
ચૂમે પગલાં પૂજ્યાં રૂપ!

હર પડછાયે
ઝૂમતા જોદ્ધાઓ જાગે!
ફૂંકતા હાકે,
કેસરિયો ભવ પળમાં ત્યાગે!

ગૌરવ ગાતી
તડકે ટપકે ડુંગરધાર,
હજી હવામાં
તાતો થરકે જૌહરભાર!

આથમણોગે
અખંડ શાખે સૂરજ—
એણે અંગે
ચોળી સિંદૂરિયા રજ!

## હનીફ સાહિલ

### કોની તરફ?

કોની તરફ આ
મંડાયેલી મારી આંખ
બધું જુએ છે
અને કશું પણ જોતી નથી?

કોની તરફ આ
લંબાયલા મારા હાથ
હવાને ફંફોસે છે
અને હાથમાં કશું આવતું નથી?

કોની તરફ વળેલા મારા પગ
હવામાં અંધકારનું ફાનસ લઈ
અજવાળામાં પ્રવેશે છે?

કોની તરફ આ
ચીંધાયલી મારી આંગળી
ધૂમ બની હવામાં ઓગળી જાય છે?

કોની તરફ આ
એકાંતમાં આગળ વધેલો હું
વળાંક પરની ભીડમાં જ અટવાઈ જાઉં છું?
મને લાગે છે અહીંથી મારે પાછા ફરવું જોઈએ!

## હરબન્સ પટેલ

### પણ...

કરોળિયાએ જાળું બાંધ્યું છે ઠાકોરજીની
પૂજાના ગોખલા પર.
પાણિયારે કેદીની પડી રહી છે છીંકણીની ડાબલી...

સફેદ ફૂગ બાઝી ગયેલ માટલા પર
ઓઘરાળાવાળા બુઝારે બેસી
વાસી હવાને શ્વસતો
પિત્તળનો છોભીલો પડી ગયેલો મોર
તાક્યા કરે છે ઓરડે ઊડતા ચામાચીડિયાને.
આંગણે સુકાઈ ગયેલો તુલસીનો છોડ,
લીંપણમાંથી ઊડી ગયેલો ઓકળીઓનો કલરવ,
ને ઊખડી ગયેલા છાણના પોપડા...

હજી ય હુક્કો ભરું તો છું,
પણ...પણ...
ઝમકુ! મારા અંગરખાનાં આ તૂટેલાં બુટ્ટણ...



## શિલ્પિન્ થાનકી

### ભણકાર

ખાખરા ઝૂમેઝૂમ થિયા ને સીમ સજે શણગાર,
પ્રીત-વછોયી આંખમાં મારી નેહનો પારાવાર.

ડેલીએ ઊભે. આમ્ખલો મોરે, ફળિયે ફોરી ધૂળ,
કાળજે મારે ખટકે મૂઈ બાવળિયાની શૂળ
સાવ રે સૂની મેડિયું મારી અધરાતે લેંકાર,
પ્રીત-વછોયી આંખમાં મારી નેહનો પારાવાર.
ખાખરા ઝૂમેઝૂમ...

એકલ-દોકલ કાગડો આવી છાપરે ઊડી જાય,
પલળી પલળી પાંપણ ફૂંગાં સોણલે બૂડી જાય
વાયરો છે કે બાયણે વાલમ આવિયાનો ભણકાર ?
પ્રીત-વછોયી આંખમાં મારી નેહનો પારાવાર.
ખાખરા ઝૂમેઝૂમ...

## પ્રિજુ રામાણી 'શકુંત'

### ઘાવ

ગગનના ગોખથી ગબડી પડ્યાં ગામો સિતારાનાં
હવે પીંછા પરે કામણ નથી કોઈ ચિતારાના

સમયનાં ઝાંખરાંની ઠેસમાં પગલું જશે ફાટી
ખબર એ હોત તો મહેમાન ના થાતે મિનારાના

કરમની કારમી કઠણાઈ ઘોળાતે ન પ્યાલીમાં
ન મયખાને થતે બદહાલ તો કોઈ પીનારાના

હજુયે સંચરે છે કોઈનો પડઘો ત્વચાઓમાં
જનાજા ક્યારના સોંઢી જતે નહીં તો જિં'નારાના.

કલહ કરશે. ન કબ્રસ્તાનમાં એ લાશ લેનારા
શકુંતી આંખમાં 'ઘાવ' છે કોઈ ઇશારાના !

## કિશોર મોદી

### સ્મરણિકા

એક અબોલ શબ્દના આગણે આવીને તુ અટકી જઈશ,
પછી મારા નામનો ગ્રીષ્મ ઉચ્છ્વાસ ફેલાઈ જશે ચોપાસ.
વરંડામા પિંજરે પુરાયેલો પોપટ તને ઉદાસીનુ કારણ પૂછશે;
ને ખરેખર તારી આંખોમાં એક ભીના સ્પંદનનુ પાતળુ પડ છવાઇ જશે,
આમ, તારા, અસ્તિત્વની આસપાસ ઊપસેલુ
મારા મુખારવિંદનુ સપ્તરંગી ચિત્ર.
એકાએક એક નાનાશા ખારાશભર્યા બુંદમા ઓગળી જશે ત્યારે,
ઊભયના સ્મરણોની માટીની મ્હેક શી
મીઠી સ્પર્શીલી ગુફતેગોને તુ સૂંઘી શકીશ, સ્મિતા ?

## માણેકલાલ પટેલ

### ચિતોડગઢે

ખોખાં દ્વાર
લ્હોયે કેવાં અણનમ!
જીરણશીરણ
ઊભો કોટ અડીખમ!
હર પગથારે
ઊભરાયે પડઘાતી ચૂપ,
ભીના સ્પર્શે
ચૂમે પગલાં પૂજ્યાં રૂપ!
હર પડછાયે
ઝઝૂમતા જોદ્ધાઓ જાગે!
હૂકતા હાકે,
કેસરિયો ભવ પળમાં ત્યાગે!
ગૌરવ ગાતી
તડકે ટપકે ડુંગરધાર,
હજી હવામાં
તાતો થરકે જોહરભાર!
આથમેઊંગ
અખંડ શાખે સૂરજ—
એણે અંગે
ચોળી સિંદૂરિયા રજ!

## હનીફ સાહિલ

### કોની તરફ?

કોની તરફ આ
મંડાયેલી મારી આંખ
બધું જુએ છે
અને કશું પણ જોતી નથી?
કોની તરફ આ
લંબાયલા મારા હાથ
હવાને ફંફોસે છે
અને હાથમાં કશું આવતું નથી?
કોની તરફ વળેલા મારા પગ
હવામાં અંધકારનું ફાનસ લઈ
અજવાળામાં પ્રવેશે છે?
કોની તરફ આ
ચીંધાયલી મારી આંગળી
ધૂમ બની હવામાં ઓગળી જાય છે?
કોની તરફ આ
એકાંતમાં આગળ વધેલો હું
વળાંક પરની ભીડમાં જ અટવાઈ જાઉં છું?
મને લાગે છે અહીંથી મારે પાછા ફરવું જોઈએ!

## હરબન્સ પટેલ

### પણ...

કરોળિયાએ જાળું બાઝ્યું છે ઠાકોરજીની
પૂજાના ગોખલા પર.
પાણિયારે કેદીની પડી રહી છે છીંકણીની ડાબલી...
સફેદ ફૂગ બાઝી ગયેલ માટલા પર
ઓઘરાળાવાળા બુઝારે બેસી
વાસી હવાને શ્વસતો
પિત્તળનો છોગીલો પડી ગયેલો મોર
તાક્યા કરે છે ઓરડે ઊડતા ચામાચીડિયાને.
આંગણે સુકાઈ ગયેલો તુલસીનો છોડ,
લીંપણમાંથી ઊડી ગયેલો ઓકળીઓનો કલરવ,
ને ઊખડી ગયેલા છાણના પોપડા...
હજી ય હુક્કો ભરું તો છું,
પણ...પણ...
ઝમકુ! મારા અંગરખાનાં આ તૂટેલાં બુટ્ટણ...

## અગરદાસ ગોડલિયા

### રહેવા દો

રહેવા દો,
હવે પથ્થરો પર ગમનામ લખવાથી
કશુ નહીં વળે
માનવ મહેરામણ વચ્ચે વરસેલા પથ્થરો
પર તગતગતા લોહીમા
માણસ ડૂબી મૂઓ છે
યુદ્ધ જહાજો અને સબમરીનોની દોટાદોટથી
હવે દરિયાની છાતી પણ ખોખરી થઈ ગઈ છે
હવે પુલ નહીં બાધી શકાય!

આ નગરીના અર્ધનગ્ન સાથળને સ્પર્શીને
વહેતી વાસનાબધ હવા લઈ
સીતા પણ અહીં નહીં જીવી શકે

હવે પથ્થરો પર રામનામ લખવાથી
હે રામસેવકો,
કશુ નહીં વળે
કશુ જ નહીં વળે

## રમેશ પટેલ

### કોણ છે?

આ હવામા જે સરે ત કોણ છે?
નૈનમા અશ્રુ ભરે તે કોણ છે?
આભલુ ચોધાર આ વરસે છતા
આજીવન તરસે મરે તે કોણ છે?
આયનામા જોઈને પૂછયા કરુ
'આખમા જે તરવરે તે કોણ છે?'
હુ જ ખોવાઉ, અને શોધુ મને,
આખમા તારી જડે તે કોણ છે?
બધ છે દીવાલમા તુ તે છતા,
રાત-દી' મળતુ રહે તે કોણ છે?

# રોમૅન્ટિસિઝમ

ઇલા પાઠક

રોમૅન્ટિસિઝમની વ્યાખ્યા કરવી અત્યંત મુશ્કેલ જ નહિ પણ અશક્ય જ છે, કેમ કે એ શબ્દ દ્વારા અનેક સાહિત્યિક વલણો અને વિચારો નિર્દેશવામાં આવે છે. ઈ. સ. ૧૭૭૦થી ૧૮૩૦ દરમ્યાન યુરોપમાં રોમૅન્ટિસિઝમ વિધ વિધ દિશામાં વિસ્તર્યું અને તેનાં અનેક પાસાં વિકસ્યાં. સાહિત્યમાં 'રોમૅન્ટિક' શબ્દનો સૌપહેલો પ્રયોગ શ્લેગલે કર્યો. પહેલાં તો તેણે કાવ્યની સર્જકતાને આ નામે ઉલ્લેખી, પણ ધીમે ધીમે તે આ શબ્દને ખૂબ વ્યાપક અર્થમાં પ્રયોજવા લાગ્યો. તેણે નિર્દેશેલા અનેક અર્થમાં એક વ્યાખ્યા—'કલ્પનાથી મઢેલા રૂપમાં લાગણીભર્યું વસ્તુ જેમાં રજૂ થયું હોય તે રોમૅન્ટિક'—આજે રૂઢ થઈ છે. જેમ જર્મનીમાં તેમ ફ્રાન્સમાં પણ 'રોમૅન્ટિક' શબ્દ અનેક રીતે પ્રયોજાયો અને છેવટે ચિત્રાત્મક, લાક્ષણિક મુક્ત રચનાઓ માટે રૂઢ થયો.

'રોમૅન્ટિક' શબ્દ યુરોપની સાહિત્યચર્ચામાં ઇંગ્લૅંડે આપેલો છે. એ શબ્દનો ઉપયોગ ઇંગ્લૅંડમાં મૂળે સાહસકથાઓ માટે થતો. શૌર્ય અને પ્રેમની ઉમદા લાગણીઓનું, અસંભવિત ઘટનાઓનું અતિશયતાભર્યું આલેખન કરતી કથાઓને 'રોમાન્સ' કહેતા. આવી કથાઓ કપોલકલ્પિત, જોડી કાઢેલી—રોમૅન્ટિક—અવાસ્તવિક કથાઓ કહેવાતી. સત્તરમી સદીમાં આ શબ્દનું અવમૂલ્યન થયું અને 'હાસ્યાસ્પદ', 'બાલિશ' ઇત્યાદિ શબ્દોના નિદર્શક તરીકે તેનો પ્રયોગ કરવામાં આવ્યો. પણ અઢારમી સદીથી મધ્યયુગીન કૃતિઓમાં રસ લેવાવો શરૂ થયો ત્યારથી 'રોમૅન્ટિક' શબ્દ 'સરસ'(fine)ની સાથે વપરાવા લાગ્યો. અઢારમી સદીની મધ્યમાં આ શબ્દના બે અર્થ રૂઢ થયા: એક, જૂની સાહસકથાઓનું સ્મરણ કરાવે તે; અને બીજો, કલ્પના તથા ઊર્મિને આકર્ષે તે. આમ, 'રોમૅન્ટિક' શબ્દ સાહિત્યચર્ચામાં વપરાતો નહોતો પણ તે દ્વારા કલ્પના અને ઊર્મિ જેને રોચક લાગે છે તેવાં માનસિક વલણોનો નિર્દેશ થતો હતો. શ્લેગલે આ શબ્દને સાહિત્યચર્ચામાં વાપર્યો ત્યાર પછી યુરોપમાં અને છેલ્લે ઇંગ્લૅંડમાં તે વપરાવો શરૂ થયો.

અઢારમી સદીના અંતભાગે ઇંગ્લૅંડમાં સાહિત્યમાં જે નવો જુવાળ આવ્યો અને નવાં વલણો પ્રસ્થાપિત થયાં તે આજે રોમૅન્ટિક હિલચાલ તરીકે જાણીતાં છે. નવી હિલચાલનાં મૂળ તે સમયે માનવજીવનરીતિમાં થએલા ફેરફારમાં પડેલાં છે. ઉદ્યોગીકરણને લીધે અને વિજ્ઞાનની અનેક શોધખોળોને લીધે ગામડાં ભાંગ્યાં, શહેરો વિસ્તર્યાં, કારખાનાંની કાળાશથી શહેરનાં આકાશ ધૂંધળાં બન્યાં. કવિજીવ તેમાં ગૂંગળાવા લાગ્યો એટલે તે ગામડાં તરફ વળ્યો, યાંત્રિક પ્રવૃત્તિથી દૂર જઈ તેણે એકાંતમાં વિચરવું પસંદ કર્યું અને નિસર્ગનાં દૃશ્યોમાં તેનું મન મોહ્યું.

સત્તરમી સદીથી ક્લાસિસિઝમની પુનઃસ્થાપનાનો જુસ્સો ઇંગ્લૅંડના સાહિત્ય પર છવાઈ ગયો હતો. નિયો-ક્લાસિસિઝમે, પ્રાચીન સાહિત્યની પુનઃપ્રતિષ્ઠાના વાદે જમાવેલી પકડને લીધે. ઇંગ્લૅંડનું સાહિત્ય અનુકરણપરસ્ત બની નિષ્પ્રાણ નિસ્તેજ થઈ ગયું હતું. ઈ. ૧૭૯૮માં 'લિરિકલ બેલડ્ઝ' નામક પુસ્તક વર્ડ્ઝવર્થ અને કૉલરિજે પ્રસિદ્ધ કર્યું તે સાથે રોમૅન્ટિક કવિતાનો ઉદય થયો ગણાય છે, જો કે તેથી થોડાં વર્ષો પહેલાં જ એટલે લગભગ ડૉ. જહૉન્સનના યુગથી એ દિશામાં હિલચાલ શરૂ થઈ ગયેલી જોવા મળે છે.

રોમૅન્ટિક કવિઓએ સર્જનના સિદ્ધાંતોમાં, સૌંદર્યવિષયક સમજમાં અને રજૂઆત-રીતિમાં ક્રાંતિકારી ફેરફારો કર્યા. નિયો-ક્લાસિકલ કવિઓ અને વિવેચકો પ્રાચીન ગ્રીક અને રોમનરીતિનું અનુકરણ કરવામાં

માનતા હતા તે અનુકરણ ગ્રીક કે રોમન સાહિત્યના પ્રાણને લક્ષમા લેતુ નહોતું પણ તેના કલેવરને સમજવા પૂરતુ જ સીમિત રહેતુ હતું રોમૅન્ટિક કવિઓએ તેની ઉપેક્ષા કરી નિયો ક્લાસિકલ કવિઓ હેતુપુરઃસરની કવિતા લખવામા માનતા એટલે કાવ્ય માટે કાવ્યસર્જન નહીં, પરંતુ બોધ દેવા માટે, દાખલો પૂરો પાડવા માટે કાવ્યસર્જનની પ્રવૃત્તિ થવી જોઈએ એમ માનતા આ ખ્યાલની પણ રોમૅન્ટિકોએ અવગણના કરી નિસર્ગનું વર્ણન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો નિયો ક્લાસિકલ કવિને પુસ્તકાલયમા જઈને હોમર કે હોરેસે કેવુ વર્ણન કર્યું છે તે જોવાનુ થતું, રોમૅન્ટિકોએ તે માટે નિસર્ગના સાન્નિધ્યમા જ જવાનું પસંદ કર્યું સામાન્ય સત્યો, સામાન્યમા સામાન્ય નાયક નાયિકા અને મશ્કરી કરી વડાવવા માટે શહેરી સમાજનુ પ્રશ્ચાદ્ભૂમા વર્ણન નિયો ક્લાસિકલ કવિના કાવ્યોમા જોવા મળતા ગ્રામવિસ્તારો અને ગામડિયા પ્રત્યેની સૂગ કાઢી નાખીને રોમૅન્ટિકોએ સહૃદયતાપૂર્વક તેમના વર્ણનો કર્યા કટાક્ષ જેવા પોતાની વડાઈ દર્શાવતા સાધનો કવિએ આઘા ખસેડ્યા અને સમભાવ તેમજ માનવમાત્ર વિશે ગૌરવભર્યા ખ્યાલોથી માનવભાવોનુ આલેખન શરૂ કર્યું આ બધુ કરવામા મૂળ ચાલક શક્તિ તે રોમૅન્ટિકોની પોતાના સર્જન વિશેની આગવી સમજ આગલી સદીમા મનાતું હતું કે કવિનું મન દર્પણ જેવુ છે પોતાની આસપાસની વસ્તુઓના પ્રતિબિંબ ઝીલીને તે તેને કાવ્યરૂપે અવતારે છે રોમૅન્ટિકોએ આ ખ્યાલની વિરુદ્ધ કાવ્ય એ 'ઉત્કટ ઊર્મિનો અનાયાસ ઊભરો છે' એવી વ્યાખ્યા રજૂ કરી આ વ્યાખ્યા—'Poetry is the spontaneous overflow of powerful feelings'—રજૂ કરનાર વર્ડ્ઝવર્થે કલ્પનાની શક્તિને ઊંચે સ્થાને બેસાડી અંતરની વાત બહાર લાવવાની પ્રક્રિયા તે સર્જનની પ્રક્રિયા અને તેમા સહાયરૂપ થતી સર્જકશક્તિ તે કલ્પનાશક્તિ કવિએ કરેલુ સર્જન તેના અન્તરતલની ઊર્મિને નિષ્ઠાપૂર્વક રજૂ કરે છે કે કેમ તે જ માત્ર જોવાનું પૂછવાનો રહે તેમા આગવી રીતિઓને અનુસરવાની ગંધ આવવી જોઈએ નહીં કવિ પોતાની વાત જ કરે છે તેવી પ્રતીતિ વાચકને થાય ત્યારે જ સાચુ કાવ્ય થયું કહેવાય કવિનુ મન દર્પણ જેવુ મર્યાદિત કામ કરતુ નથી પણ વધુ ઉજ્જવળ બનીને કવિના ભાવો રજૂ કરે છે દર્પણ દીવો બને છે રોમૅન્ટિક કવિ ફક્ત જોયેલા દશ્યોને જ શબ્દોમા મઢવા માગતો નથી હોતો, પણ તે જોવાથી પોતાને શુ લાગ્યુ અને શુ સ્ફુર્યું તે જ રજૂ કરવાનો પ્રયત્ન તે કરતો હોય છે પોતાના માનસ પાસે તે દર્પણનુ કામ નથી કરાવતો, પણ ભાવોર્મિઓને પ્રકાશમા આણવાની પ્રક્રિયા તે કરે છે કવિને પોતાના શબ્દો સાંભળનારો પણ અપેક્ષિત નથી તે પોતાના ઊભરાઓને મનોરમ શબ્દદેહ આપવા પ્રવૃત્ત છે તે દ્વારા કોઈ શ્રોતાગણને બોધ આપવાની તેને ઉમેદ નથી જો કે વર્ડ્ઝવર્થે શ્રોતાગણને માટે કાવ્ય રચાય છે એવુ કહ્યુ હતું, પણ તેના અનુગામીઓએ કાવ્યને એકોક્તિ તરીકે જ ઠરાવી દીધુ

વર્ડ્ઝવર્થના સમયથી, આમ, કાવ્યસર્જન વિશેની સમજમા ફેરફારો થયા પરિણામે કાવ્યના વિષયો બદલાયા, કાવ્યરીતિ પણ બદલાઈ કલ્પના, પ્રેરણા અને અંતઃસ્ફુરણા કાવ્યના કારણ બન્યા રોમૅન્ટિકનો એક અર્થ 'વાસ્તવિક નહીં તે' અથવા 'વાસ્તવિકની ઉપેક્ષા કરે તે' એવો થાય છે રોમૅન્ટિક કવિ કલ્પનાની પાંખે ચઢીને વાસ્તવિકતામાથી ભાગી છૂટવાનો પેંતરો રચ્યા કરતો હોય છે, તે વાસ્તવિકતાને અવગણી અનેક દિશામા પ્રસ્થાન કરે છે અશોભનીય અપ્રિય લાગતા શહેરોને તરછોડીને નિસર્ગને ખોળે પાછા ફરવામા તે આનંદ માણે છે નિસર્ગનો અનુભવ આહ્લાદક હોઈ કવિના હૃદયને આનંદવિભોર બનાવે છે એટલું જ નહીં, કવિ એમ પણ માને છે કે દુઃખી દિલને નિસર્ગ શાતા અર્પે છે ક્યારેક કવિ કુદરતમા પોતાના મનોભાવને

પોષતી અને અંતરતલને પુનર્જીવિત કરતી સમસંવેદના અનુભવે છે, તો કયારેક કુદરત તેને સર્વવ્યાપક શક્તિની અભિવ્યક્તિ તરીકે દેખાય છે. આથી કવિ નિસર્ગને પોતાના માર્ગદર્શક મિત્ર તરીકે પણ સ્વીકારે છે. ફિલસૂફી તરફ વળતા કવિ નિસર્ગ દ્વારા દિવ્ય શક્તિ અને આત્માની અમરતાનાં દર્શન કરે છે. કયારેક કવિની કૌતુકરાગિતા તો કયારેક તેનું રંગદર્શીપણું તો કયારેક તેની ફિલસૂફીની ગહનતા વાચકહૃદયને સ્પર્શે છે.

સાંપ્રત યુગને છાંડીને રોમૅન્ટિકોએ ભૂતકાળના એટલે ફક્ત નિયો-ક્લાસિકલ યુગને જ અતિક્રમીને નહીં પણ રેનેસાં (પુનરુત્થાન) યુગના તેમજ પ્રાચીન ગ્રીસના અને રોમનાં કલા અને સાહિત્ય પર નજર ઠેરવી. મધ્યકાલીન લોકવાર્તાઓ અને ઇતિહાસ પર આધારિત કાવ્યસર્જન કે તે સમયે પ્રચલિત કાવ્ય પ્રકાર જેવા કે બેલડનું અર્વાચીન બેલડમાં રૂપાંતર કર્યું. પ્રાચીન સાહિત્યના વાચનથી અનુભવેલા આનંદોલ્લાસનું તેમજ કલાસામગ્રીનું વર્ણન પણ તેમણે કર્યું.

જેમ સમયમાં ડૂબકી મારીને યુરોપના સાહિત્યને તેમણે બિરદાવ્યું તેમ સ્વદેશની લોકકથાઓને આધારે સ્વદેશનો ગૌરવાન્વિત ઇતિહાસ નવલકથા તેમજ કથાકાવ્યો દ્વારા રજૂ કર્યો. અલબત્ત, આમાં ઇતિહાસનું તત્ત્વ ઓછું, પણ સ્વદેશાભિમાન અને સ્વદેશપ્રેમનું તેમજ કાલ્પનિક મોહક ચિત્રોનું પ્રમાણ વધારે હતું. કલ્પનાનો જ આશ્રય લઈને સ્વપ્નોની દુનિયા રચવાનું પણ રોમૅન્ટિકો ચૂકયા ન હતા. આદર્શોની દુનિયાનાં મોહક ચિત્રો, પરી કે ફિરસ્તા જેવાં કાલ્પનિક પાત્રો કે ભયંકરતાનું નિર્માણ કરે તેવાં ભૂતપલીતનાં ચિત્રો તેમણે કલ્પનાને સહારે દોર્યાં. અણગમતી આસપાસની સૃષ્ટિને વિસારે પાડવા તેમણે અદ્‌ભુત ચમત્કારી સૃષ્ટિ કલ્પી અને વર્ણવી. દૂરસુદૂરનું કલ્પનાને બળે સુંદર અને મોહક લાગે એ મનોવૃત્તિમાં આ પ્રકારનાં કાવ્યોનાં મૂળ છે. નજર સામે છે તેની કશી કિંમત નથી; વરવું લાગે છે પણ અપ્રાપ્ય જ આકર્ષક છે અને તેને મેળવવાની કવિની તમન્ના વારંવાર પ્રગટ થતી દેખાય છે. આવી 'રોમૅન્ટિક' વૃત્તિ દરેક યુવામાનસની હોવાની, કાવ્યસર્જનના આ ગાળામાં યૌવનની આ તરસ દૃષ્ટિગોચર થાય છે.

ઉદાત્ત આદર્શો માટે મરી ફીટવાની યુવાનની મનોભાવના પણ આ કવિઓએ રજૂ કરી છે. ફ્રેંચ રાજ્યવિપ્લવના અરસામાં આવેલી સાહિત્યની આ ક્રાંતિમાં માનવની સ્વતંત્રતાની વાતો જુસ્સાપૂર્વક રજૂ કરવામાં આવી છે. શાસન અને દમન વિનાનાં આદર્શ રાજ્યોનાં ચિત્રો કવિઓની કલ્પનામાં સતત રહેલાં હતાં તે કોલરિજ અને શેલી જેવાનાં કાવ્યોમાં જોઈ શકાશે.

આ કવિઓએ માનવીની મહત્તામાં અખૂટ વિશ્વાસ બતાવ્યો છે, પણ તે સાથે જ માનવીએ મેળવેલું ઘણું ઓછું છે એવો વિષાદનો ભાવ પણ પ્રગટ કર્યો છે.

રોમૅન્ટિક કવિઓએ આદર્શને પહોંચવામાં પડતી વિટંબણાઓ અને ધ્યેયને ન પહોંચી વળાતાં સહેવી પડતી મનોવેદના, સંવેદનશીલ ચિત્તતંત્ર પર પડતા કુઠારાઘાતો, અસફળ આકાંક્ષાઓનું તારણ તેમજ અસહ્ય એકલતા વારંવાર રજૂ કર્યાં છે. સ્વાભાવિક છે કે આવાં ઉચ્ચારણો લાગણીના ભારે ભરેલાં આંસુનીતરતી શબ્દાવલિમાં થયાં હોય.

જેમ ઇંગ્લૅંડમાં તેમ જર્મનીમાં રોમૅન્ટિક કવિઓએ દેશના ભૂતકાળ પ્રત્યે નજર કરી ઐતિહાસિક પ્રસંગોનું આલેખન કર્યું, નિસર્ગનાં વર્ણન કર્યાં, અતિમાનવીય સૃષ્ટિ સર્જી તેમજ લોકગીતોનું પુનઃસંસ્કરણ કર્યું, કાવ્યની રજૂઆતરીતિમાં ફેરફારો કર્યા, આડંબરી શૈલીને છોડી સાદી સરળ શૈલી અપનાવી. સ્વયંભૂ પ્રેરણા કાવ્યના સ્રોતના મૂળમાં છે અને કવિ પોતાની ઊર્મિઓને શબ્દસાત્ કરે છે એવી માન્યતા તેમની પણ હતી.

ફ્રાન્સમાં રાજકીય ક્ષેત્રે ક્રાન્તિ થઈ ત્યાર પછી

ઘણે સમયે એટલે કે ઈ ૧૮૨૦ પછી સાહિત્યમા ક્રાન્તિ થઈ જૂની નિયો-ક્લાસિકલ પદ્ધતિ સામે બળવો પોકારીને ઊર્મિરસી કવિતાનુ સર્જન કરાયુ ફ્રેન્ચ કવિઓએ કવિતાનુ કલેવર બદલવામા વધુ રસ લીધો, પણ તેમના કાવ્યોના સૂરમા ઇંગ્લૅંડના કવિઓના કાવ્યોમા છે તેવુ આમૂલ પરિવર્તન આવ્યું નહીં

રોમૅન્ટિકોએ પહેલેથી વ્યક્તિગત સ્વાતંત્ર્યની ઉપાસના કરી અને ઊર્મિના ઉદ્‌ગારો પર ભાર મૂક્યો તેથી રોમૅન્ટિક કાવ્યોમા વૈવિધ્ય ખૂબ આવ્યું

આત્મલક્ષી કાવ્યોનુ સર્જન કલ્પનાને બળે થતુ રોમૅન્ટિક કવિઓને તેમની કલ્પના રોજિંદી પ્રક્રિયાઓ મા ઢુપાયેલા આદર્શનુ દર્શન કરાવતી નિસર્ગનુ વિગતે વર્ણન કરતા આ કવિએ એ સામાન્યમા સામાન્ય ફૂલમા પણ સર્વશક્તિમાનની ગતિ પેખી છે અને તેની સભાનતા સાથે કથન કર્યું છે તેમણે વાપરેલા પ્રતીકો અને કલ્પનો તેમજ તેમની નિસર્ગપ્રીતિએ તેમના કાવ્યોને વાચકની કલ્પનાને ઉત્તેજવાનુ તેમજ તેને રમણીય વર્ણનોથી સૌંદર્યનો અનુભવ કરાવવાનુ બેવડુ કામ કર્યું છે

રજૂઆતરીતિમા રોમૅન્ટિક કવિઓએ અનેક નવા પ્રયોગો કર્યા નિયોક્લાસિકલ કવિઓને પ્રિય એવુ five foot couplet સદંતર તજી દઈને તેમણે જુદી જુદી છંદરચનાવાળી કડીઓનુ આયોજન કર્યું તદુપરાત તેમણે જૂના કાવ્યસ્વરૂપો જેવા કે 'બૅલડ', 'સૉનેટ' અને 'ઓડ'ને ફરીથી પ્રયોજવા માડયા કથા કાવ્યનો ઉપયોગ પણ વધ્યો અને કપોલકલ્પિત વાર્તાઓ કહેવાઈ રોમૅન્ટિક કવિઓનું પ્રિય સ્વરૂપ ઊર્મિકાવ્યનુ જ હતું અનાયાસ ઊભરાતી લાગણીઓ વ્યક્ત કરવા એકાએક ઊઠી આવતી સર્જકતાને શબ્દસાત કરવા અને સૌંદર્યનો મુદ્રામય અનુભવ રજૂ કરવા માટે ઊર્મિકાવ્ય અત્યત સુભગ વાહન બની રહ્યુ

રોમૅન્ટિક કવિઓના કવનનો સમગ્રપણે વિચાર કરીએ ત્યારે તેમના આદર્શોનો મનસ્વીપણાનો આત્મલક્ષીપણાનો, તેમની નિત્યનવીન કલ્પનાશક્તિનો જુસ્સાભરી સર્જકશક્તિનો ઊર્મિઓના ઊછળતા ધોધનો તેને અનુરૂપ પ્રતીકો અને કલ્પનોથી છલકતી વાણી અને શૈલીનો એમ અનેક પાસાઓનો ખ્યાલ આવે છે તેમના સર્જનોનો વિચાર કરીએ ત્યારે તેમા રહેલુ વૈવિધ્ય આપણને આશ્ચર્ય પમાડે છે નિસર્ગપ્રીતિના કાવ્યો તેમા છે તો તે સાથે ભૂતપલીતની ભયાનક સૃષ્ટિ પણ તેમણે ખડી કરી છે નાજુક ઊર્મિતત્ત્વના સ્પંદનો એક તરફ છે તો બીજી તરફ સમરાંગણમા શૌર્ય દાખવતા યોદ્ધાઓના શબ્દચિત્રો ય છે ક્યાક કવિની કૌતુકરાગિતા ડોકિયું કરે છે તો ક્યાક તેની ફિલસૂફી ગહનતામા ખેંચી જાય છે રોમૅન્ટિક સર્જન માટે કદાચ એમ કહી શકાય કે જેટલા સર્જન એટલી વિવિધતા એમા છે. તેથી જ રોમૅન્ટિસિઝમને એકાદ શબ્દમા બાધી લેનારા તેના હાર્દને વર્ણવવામા નિષ્ફળ નીવડયા છે

છેવટે તો રોમૅન્ટિસિઝમ એ વલણનું નામ છે એમ જ કહેવાનુ પ્રાપ્ત થાય છે બધન તોડીને સ્વતત્રતાનો આગ્રહ રાખવાનુ વલણ ચીલાચાલુ રસમ છોડીને મનસ્વી રચના કરવાનુ વલણ સ્વમા ઊંડા ઊતરીને આત્મનિરીક્ષણ કરવાનુ વલણ સાપ્રતને ત્યજી ભૂતકાળમા ડૂબકી મારવાનુ કે ભવિષ્યની કલ્પનાસર્જી સૃષ્ટિમા છલાગ મારવાનું વલણ નિસર્ગમા રમમાણ થઈ તેનુ સાહચર્ય માણવાનુ કે તે દ્વારા કૈંક અલૌકિક તત્ત્વનો તાગ મેળવી તેની સભાનતા કેળવવાનુ વલણ કે પછી સૌંદર્યની આરાધના કરતા રૂપકડો ઘાટ ઘડવાનું વલણ—આ સર્વ વલણો રોમૅન્ટિક પ્રકૃતિના કવિના વલણો છે રોમન્ટિક કવિઓના સર્જનો માણતા વાચકને તેમની જીવત કલ્પનાશક્તિ પ્રબળ સર્જકશક્તિ, આવેગભરી ઊર્મિ અને ઊંડી ચિંતનશક્તિનો સહેજે પરિચય થાય છે થોડી વાર વાચક પોતાની આસપાસનું સઘળુ ભૂલીને સર્જનના વાતાવરણમા ખોવાઈ જાય છે

(અનુસધાન પૃ ૧૪૧ ઉપર)

# લૉર્ડ બાયરન અને 'ચાઈલ્ડ હૅરલ્ડ'

રંતિદેવ ત્રિવેદી

વર્ડ્ઝવર્થ તથા કોલરિજના જીવનકાળ દરમ્યાન જ કવિઓની એક નવી પેઢીનો ઉદય થયો હતો. એ યુવાન કવિઓ સમાન કાવ્યવિભાવના તથા સમાન ભાવિથી જોડાયેલા હતા. એ નવાગંતુકોએ પોતાની કાવ્યસર્જનની પ્રવૃત્તિ સાથે જ આદરી હતી અને તેમનો વિલય પણ લગભગ સાથે જ થયો હતો. બાયરન, શેલી અને કીટ્સ એ ત્રણના નામથી નવી પેઢી સુશોભિત બની હતી. એ ત્રણ તો સાચે જ નવી પેઢીના મુખ્ય સર્જકો તેમજ ઉદ્‌ગાતા બની રહ્યા. આંગ્લ કાવ્યપ્રણાલિની એક નવી કેડી તેમણે ચીંધી બતાવી. ઈસુનું ૧૮૦૭નું વર્ષ વર્ડ્ઝવર્થના કાવ્યસર્જનની મંદતાનું વર્ષ અને તે જ વર્ષથી તેની કવિપ્રતિભાનાં વળતાં પાણી શરૂ થયાં. ફક્ત દશ વર્ષ અગાઉ જેની કાવ્યરચનાઓએ જબરજસ્ત જુવાળ આણેલો તે કવિ વર્ડ્ઝવર્થ અને એના એટલા જ ખ્યાતનામ સમકાલીન કોલરિજનો એ આથમતી સંધ્યાનો કાળ હતો. એ વર્ષે જ ત્રણ યુવાન કવિઓમાંના વડીલ એવા બાયરનની તરુણ કાવ્યરચનાઓ પ્રસિદ્ધિ પામી.

ઈ. સ. ૧૮૦૭ની સાલ સુધીમાં–એટલે કે ફક્ત દશ વર્ષના ગાળામાં–રાજકીય તેમજ ઐતિહાસિક ચિત્ર સંપૂર્ણપણે બદલાઈ ચૂક્યું હતું. ફ્રાંસની ક્રાંતિનો એ સુવર્ણકાળ કે જેમાં વર્ડ્ઝવર્થ અને એના સમકાલીનો ઊલટભેર ભાગ લઈ શકેલા તે તો ભૂતકાળની એક ઘટના બની ગયો હતો. એ સમયની અદ્‌ભુત પરાકાષ્ઠા જોઈ શકવા માટે બાયરન અને અન્ય યુવાન કવિઓ પોતાના શૈશવકાળને કારણે અસમર્થ હતા, બલ્કે સંપૂર્ણપણે તેનાથી અનભિજ્ઞ જ હતા. તેમનો ઉછેર થયો તે સમયે તો ઈંગ્લૅન્ડ તથા ફ્રાન્સ જાણે કે ચિરંતન કાલ માટે યુદ્ધે ચઢેલાં હોય તેવું સાંપ્રત રાજકીય વાતાવરણ હતું. ક્રાંતિકારી આદર્શો સામેના પ્રતિકારની ઉગ્રતા વધતી જતી હતી. સમગ્ર યુરોપમાં એ પ્રતિકારક તત્ત્વો—પ્રત્યાઘાતી પરિબળો—વિજય હાંસલ કરતાં જતાં હતાં. શેલી, કીટ્સ, બાયરન... એ સહુ ઉદારમતવાદીઓ હતા, અને તેમણે એ સમયે એવા વિશ્વમાં અસ્તિત્વ ટકાવવાનું હતું કે જેમાં ઉદારમતવાદીઓને સંરક્ષણાત્મક રીતે જ રહેવું પડે તેમજ વારંવાર જેલયાત્રા ભોગવવી પડે. વર્ડ્ઝવર્થ અને કોલરિજની બાબતમાં એથી ઊલટું જ હતું. તેમની જીવનશૈલી વિશ્વના સાંપ્રત પ્રવાહ સાથે એકરૂપ થઈ જાય, ઓતપ્રોત થઈ જાય તેમ બને તે સ્વાભાવિક હતું. તેમણે તો તે સમયની Great movement of Spirit (લોકજાગ્રતિની મહાન ચળવળ)માં ઊલટભેર ભાગ લીધેલો અને તેમને એવો ભાસ તો જરૂર થયેલો કે જેની તેઓ દીર્ઘકાળથી ખોજ કરી રહેલા છે તેવી balance (સમતુલન) અને order (સુવ્યવસ્થા) ની દુનિયા તેમને સાંપડનાર છે. એવી સફળતા તેમને સાંપડી પણ ખરી, પરંતુ તે તો અપેક્ષિત ભૂમિથી સુદૂરના પ્રદેશમાં. વિરુદ્ધમાં Castlereagh અને Metternichના યુરોપમાં ઉછેર પામેલા નવકવિઓ માટે તો જો કે પ્રતિકાર એ જ એક માર્ગ રહ્યો હતો. બાયરન અને શેલીને સામાજિક તેમજ વ્યક્તિગત સ્તરે પ્રતિકારનો માર્ગ અખત્યાર કરવાનો હતો જ્યારે કીટ્સ માટે ફક્ત અસહકારનો માર્ગ ખુલ્લો હતો. આમ જોતાં, વિક્ટોરિયન યુગ તરફ પગરણ માંડવાની બાબતમાં બાયરન કે એના સમકાલીનોની નહીં પરંતુ વર્ડ્ઝવર્થ અને કોલરિજની કૃતિઓએ પગદંડીરૂપ કાર્યવાહી બજાવી. 'The Excursion' તથા 'Aids to Reflection' એ બે કાવ્યકૃતિઓનો ફાળો તે અંગે નોંધપાત્ર છે. બાયરન અને એના સમકાલીનો તો સ્વપસંદગીની Romantic Solitude (મસ્તરંગી એકલતા) માં રમમાણ

રહ્યા અને કોઈ પણ સમાધાનકારક ભૂમિકા પ્રાપ્ત કરવામાં વિફળતા પામી વિલય પામ્યા

૧૯મી સદીના અગ્રણી કવિઓમાંથી બાયરન એક એવો કવિ છે કે જેની બાબતમાં ફક્ત વિવેચનાત્મક શૈલીમાં લખવું અતિ મુશ્કેલ કાર્ય છે સમગ્ર યુરોપને ખ્યાલમાં લઈએ તો બાયરન એક ખૂબ અસરકારક અને શક્તિસંપન્ન પરિબળ તરીકે ઊપસી આવે છે આમ હોવા છતાં બાયરનની શક્તિઓનો સદુપયોગ એની કલાકૃતિઓમાં મૂર્ત થવાને બદલે આત્મ-નાટ્યકરણ (Self dramatisation) ઈત્યાદિમાં વધુ પ્રમાણમાં થયો છે બાયરનની કવિતા એના વ્યક્તિત્વની આસપાસ જે પ્રચંડ દંતકથા રચવામાં આવી છે તે માટે અપૂરતા પાયારૂપ છે તેમ સ્પષ્ટપણે જણાઈ આવે છે હજુ આજ પણ યુરોપખંડમાં સર્વમાન્ય અભિપ્રાય મુજબ શેક્સપિયર પછીના શ્રેષ્ઠ અંગ્રેજ કવિ તરીકે બાયરનનું નામ જ મોખરે છે જોકે એ સમજી શકાય તેમ છે કે મનુષ્યનું વ્યક્તિત્વ એની કાવ્યરચનાઓ કરતાં વધુ સહેલાઈથી નિકાલ કરી શકાય તેવી ચીજ છે અથવા એમ કહી શકાય કે કવિના ખ્યાલોની સરખામણીમાં તેનું વ્યક્તિત્વ સત્વરે નિગલ કરી શકાય એવી ચીજ પરતુ છે! જર્મન કવિ વિવેચક ગટેએ બાયરન માટે એમ કહેલું કે 'As soon as he reflects, he is a child' એમ છતાં ય બાયરન એક એવો કવિ છે કે *જેને કાજે વિશ્વવિખ્યાત ફિલસૂફ બર્ટ્રાંડ રસેલે પોતાના* 'History of Western Philosophy નામક ગ્રંથમાં એક આખું પ્રકરણ ફાળવ્યું છે! આમ હોવાને લીધે કવિ બાયરનને એક historical phenomenon (ઐતિહાસિક અસાધારણ વ્યક્તિ) તરીકે આપણે ન્યાય આપવા ઇચ્છતા હોઈએ તો આધુનિક વિવેચન પદ્ધતિ કે જેમાં aesthetic detatchment (સૌંદર્યલક્ષી નિરપેક્ષતા) ઉપર ભાર મૂકવામાં આવે છે તેનો આપણે અસ્વીકાર કરવો જ રહ્યો બાયરનના ઐતિહાસિક તેમજ વાસ્તવિક એવા મૂલ્યાંકનને માટે સમાધાનકારક પદ્ધતિનો જ આપણે સ્વીકાર કરવો રહ્યો

જાણીતા વિવેચક Nicolson જણાવે છે તેમ 'It is impossible to dissociate Byron's poetry from his personality as one can dissociate Wordsworth's poetry from his personality' આમ જોતાં બાયરનની કવિતાને ન્યાય આપવા—એની સાચી અનુભૂતિ કરવા—માટે તેના જીવન અને વ્યક્તિત્વનો સતત ખ્યાલ રાખવો આવશ્યક છે

બાયરનની પ્રમુખ કૃતિઓમાં Childe Harold's Pilgrimage, Don Juan, English Bards and Scotch Reviewers, Beppo ઈત્યાદિનો સમાવેશ થાય છે અલ્બેનિયામાં ઈ સ. ૧૮૦૯માં જેના લેખનની શરૂઆત થઈ અને ૧૮૧૮માં જે પૂરી થઈ તે કૃતિ 'Childe Harold's Pilgrimage'નો હવે આપણે પરિચય મેળવીએ

આ કાવ્ય એક યાત્રિકના પ્રવાસો અને તેણે કરેલ ચિંતનનો ખ્યાલ આપતું હોય તેવી તેની રચના છે એ એવો એક યાત્રિક છે કે જે આનંદવિલાસ તથા રંગરાગની જિંદગીથી કંટાળેલો છે અને વિદેશોમાં મનોરંજન ઝંખે છે કાવ્યના પ્રથમ બે કાંડ વાચકને પોર્ટુગલ સ્પેન, આયોનિયન ટાપુઓ તથા અલ્બેનિયાનો પ્રવાસ કરાવે છે *અને અંતમાં ગ્રીસની ગુલામ દશા* અંગે વિલાપ વ્યક્ત કરે છે ત્રીજા કાંડમાં યાત્રિક બેલ્જિયમમાંથી પસાર થાય છે અને ત્યાંથી રહાઈન નદી આલ્પ્સ પર્વતમાળા તથા જ્યૂરાની મુલાકાત કરાવે છે એ દરેક સ્થળના ઐતિહાસિક સંબંધોને કવિ પોતાના કાવ્યમાં મૂળભૂત મુદ્દા સાથે વણી લે છે—ખાસ કરીને સ્પેનિશ યુદ્ધ, વૉટર્લૂની લડાઈ તથા નેપોલિયન અને રૂસો તથા જૂલી—ચોથા કાંડમાં કવિ પોતાની કાલ્પનિક યાત્રાને ત્યજી દે છે અને જાતે જ પાત્ર તરીકે વેનિસ

આર્કવા અને પટ્રાર્ક, ફેરારા તથા ટસો, ફ્લોરન્સ તથા બોકેસિયો, રોમ તથા તેના મહાન સપૂતો અંગે પરિચય આપે છે.

ઈ. સ. ૧૮૦૯ની સાલમાં બાયરન અને એનો મિત્ર હોબહાઉસ પ્રવાસે ઊપડચા. શરૂઆતમાં તેમણે ઉપર જણાવ્યું તેમ સ્પેન અને પોર્ટુગલની મુલાકાત લીધી અને ત્યાર બાદ તેઓ અલ્બેનિયા અને ગ્રીસ પહોંચ્યા. એ પ્રવાસ ફળદાયી નીવડયો. Childe Harold's Pilgrimage એ સુખ્યાત કાવ્યના પ્રથમ બે કાંડોની રચના શકય બની. આ કાવ્ય અંશતઃ Verse-Baedeker (પદ્યરૂપે માહિતીપુસ્તિકા) છે, અને સાથે સાથે જેની મુલાકાત લેવાયેલી છે તે જગ્યાઓની અગત્યની ઐતિહાસિક તેમજ ભૌગોલિક બાબતો અંગે ચિંતન કરતી કૃતિ પણ છે. આમ, આ કાવ્યનું સ્વરૂપ મિશ્ર છે. તે કાળે તાજેતરમાં જ દ્વિપકલ્પ અંગે આંદોલન થયેલું. એનાથી અંગ્રેજ પ્રજા માહિતગાર હતી. એ કારણે સ્પેન અને પોર્ટુગલ વિષે જાણકારી પણ હતી. ગ્રીસ એ બન્ને દેશોની સરખામણીમાં ઓછું જાણીતું હતું એમ કહી શકાય; જો કે પૂર્વના પ્રદેશોનાં પ્રવાસવર્ણનોનાં પુસ્તકો ઠીક ઠીક પ્રમાણમાં તે સમયે લોકભોગ્ય બનેલા હતાં ખરાં. આમ, કાવ્યરચના માટે—અને ખાસ કરીને પ્રથમ કાંડ માટે—બાયરનને પૂરતી ભૂમિકા મળી રહી. બાયરને કાવ્યસર્જન માટે ભવ્ય ભૂતકાળની સ્મૃતિઓ તથા પરદેશ અંગેના સમકાલીન આકર્ષણનો સારો લાભ ઉઠાવ્યો. કાવ્યના બન્ને કાંડો ઉદારમતના ગાનથી અંકિત છે. એ સમયે અંગ્રેજ પ્રજાને 'ઉદારમત' અંગે પતિત ગ્રીક પ્રજાને અને સ્પેનવાસીઓને જાગ્રત થવા માટે સુફિયાણી સલાહ આપવાનો શોખ હતો. આવી સુફિયાણી સલાહ આપવી, જાગ્રત થઈ પોતાના ભૂતકાળના ગૌરવને યાદ કરવા અંગે શીખ આપવી વગેરે એવી બાબતો છે કે જેનું અગાઉનાં રોમૅન્ટિક કાવ્યોમાં સ્થાન ન હતુ. આમ છતાં આ કાવ્યનુ મહત્ત્વ તો છે જ. Childe Harold દ્વારા આપણને Byronic Hero (બાયરનની મુદ્રાવાળો નાયક)નો પ્રથમવાર પરિચય થાય છે. આ કાવ્યની આધારશિલાઓ બે છે: એક, ઐતિહાસિક તથા ભૌગોલિક ઘટનાઓ; અને બીજી, કાવ્યનો નાયક. કાવ્યની મૂળ હસ્તપ્રતમાં નાયકનું નામ Childe Burun (Byron નામનું જૂનું સ્વરૂપ) રાખવામાં આવેલું. કવિ પોતાના કાવ્યના નાયક સાથે એકરૂપતાનું સ્થાપન ઇચ્છતા હતા એ આથી જરૂર સ્પષ્ટ થાય છે. પાછળથી, જો કે, કવિએ એ નામને વિદાય આપી દીધી હતી અને નાયક સાથે પોતાની કોઈ સામ્યતા નથી એવું દર્શાવવા પ્રયત્નો કરેલા પણ ખરા. તેમ છતાં એટલું તો જરૂર જણાય છે કે Childe Harold એ કવિ બાયરને પોતાનાં ઘણાંબધાં તરંગી શબ્દચિત્રો તૈયાર કર્યાં છે એમાંનું સર્વપ્રથમ તો છે જ. કાવ્યમાં વણાઈ જતાં The fatal ancestry (વિઘાતક વંશવેલો), The excesses (અતિરેકો), the safety (સલામતી), એ મુદ્દાઓ જે નજીકના ભવિષ્યમાં જ જાણીતા થનાર છે તે સઘળા શરૂઆતની થોડીક પંક્તિઓ દ્વારા આપણી સમક્ષ રજૂ થાય છે. એ બધામાં અતિલાક્ષણિક એવું એક અંગ ગ્લાનિમય વિલાસ તથા જેની ફક્ત ઝલક એક વાર માટે જ જોવા મળેલી પરંતુ હવે પ્રાપ્ય નથી અને ત્યજી દેવાયેલ છે તે purity (વિશુદ્ધતા)નો આદર્શ એ બન્નેનો એક સાથે સમાવેશ પણ તેમાં કરવામાં આવેલો છે એ જોવા મળે છે:

For he through sin's long labyrinth had run,
Nor made atonement when he did amiss,
Had sighed to many though he loved but one,
And that loved one, alas! could ne'er be his.

Ah, happy she! to 'scape from him
whose kiss
Had been pollution unto aught so
chaste,
Who soon had left her charms for
vulgar bliss
And spoiled her goodly lands to gild
his waste,
Nor calm domestic peace had ever
deigned to taste
(canto I, V)

આ પ્રકારના નાયકને પોતાના સાહિત્યિક પૂર્વજો ના હોય તેવુ ના બને નાયકના pride (અભિમાન) અને Evil (અસદ્ સ્વરૂપ થી આપણને કવિ મિલ્ટનના મશહૂર પાત્ર 'Satan'ની સ્મૃતિ જરૂર થાય છે એની ઘોર નિરાશા તથા સ્ત્રીઓ સાથેનો એનો લાક્ષણિક સંબંધ આપણને Novel of Terror નામક વિશિષ્ટ સાહિત્યપ્રકારના કેટલાક નાયકોની યાદ અપાવે છે પરંતુ બાયરને જે વિશિષ્ટ કાર્ય સંપન્ન કર્યું છે તે તો છે કાલ્પનિક ભાવચિત્રમા અગત માહિતીઓને સુંદર રીતે વણી લેવાનું એને કારણે આત્મચિત્રણ તથા કલ્પના ચિત્ર વચ્ચે હેરફેર થાય છે તેમ છતા પણ સતત હાજર રહેતો એવો સંબંધ પ્રસ્થાપિત થાય છે આવા આત્મચિત્રણને કારણે તો યુરોપના દેશોમા પ્રવર્તતા રોમૅન્ટિસિઝ પર બાયરનની પ્રગાઢ અસર પડી હતી બાયરન તેથી કરીને પોતાની ખ્યાતિનો ખૂબ ખૂબ લાભ પણ મેળવી શક્યો હતો એ યાદ રાખવા જેવુ છે કે બાયરને કોઈ પણ પ્રકારનુ પ્રમાણભૂત કબૂલાતનામુ કરવાનું ટાળ્યું હતુ

કાવ્યનું વિવેચન કરતા એટલુ જરૂર કહેવુ જોઈએ કે Spenserian Stanza ઉપર બાયરને આ કાવ્યમા પ્રભુત્વ મેળવેલું દેખાતું નથી Spenserian Stanza ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરવા માટે એની richness (સમૃદ્ધિ) તથા એના dreamy music (સ્વપ્નિલ સંગીત)નો સંપૂર્ણ પરિચય મેળવવો જરૂરી છે જ Childe Haroldના પ્રથમ કાંડમા પદ્ય બળ્યદાર નથી એ કબૂલ કરવુ પડે તેમ છે બાયરન પાસે એ સમયે હતા ચીલાચાલુ શબ્દભંડોળ તથા સામાન્ય કક્ષાની સંગીતસૂઝ એથી કરીને Spenserian Stanza વિકૃત સ્વરૂપે રજૂ થઈ છે એમ અનુમાન કરી શકાય કે તે સમયે બાયરનને પોતાને માફક આવે તેવા માધ્યમની પ્રાપ્તિ થઈ ન હતી તદપિ કાવ્યના આ વિભાગની સમગ્ર અસર સારી રહી છે એમ કહી શકાય એ નોંધવા જેવુ છે કે Spenserian archaism (સ્પેન્સરશાઈ કસબ)ના અધકચરા એવા પ્રયત્નને બાયરને થોડીક પંક્તિઓ બાદ તરત ત્યજી દીધો છે ભૌગોલિક બાબતોના વર્ણનોને ભુરસાદાર તથા મઝેદાર બનાવવામા આવ્યા છે કાવ્ય કટાળાજનક બને નહીં એ યાદ રાખીને કવિએ વિષયવસ્તુના તથા પ્રસંગોના ઝડપી ફેરફારો આકર્ષક રીતે કરી પોતાનું કૌશલ દાખવ્યું છે લિસ્બન શહેરની ગંદકી અને તેની ગરીબાઈના વર્ણન બાદ તરત જ Cintra નુ ચિત્ર રજૂ થાય છે * એક સમયે ત્યા વસવાટ કરતા આંગ્લ પ્રવાસલેખક William Beckford (ઈ ૧૭૫૯ થી ૧૮૪૪)ને યાદ કરવામા આવે છે તે દ્વારા કદાચ તેના અને કવિના સ્વભાવ વચ્ચેના સામ્ય તરફ અછડતો ઉલ્લેખ કરાય છે ત્યાર બાદ કવિ આપણને સાંપ્રત રાજકારણ તરફ દોરી જાય છે અને તે દ્વારા Cintraની જીવનરીતિઓની આકરી ટીકા કરવામા આવે છે છેવટે Childeની મનસ્થિતિ તરફ કવિ આપણુ ધ્યાન દોરે છે ગ્લાનિયુક્ત અને અજંપાથી પીડાતો એવો નાયક આપણી સમક્ષ રજૂ થાય છે એ નોંધવા જેવુ છે કે

*પશ્ચિમ પોર્ટુગલમા લિસ્બનની વાયવ્યમા આવેલુ એક જૂનું ગામ જેનુ નવસંસ્કરણ છે Sintra

આ સઘળી બાબતો અંગે ફક્ત બાર પંક્તિઓનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. (canto I, xvi–xxvii). બાયરને જો ઇચ્છા ધરાવી હોત તો આ ઘટનાઓ માટે, અને ખાસ કરીને નાયકની મનઃસ્થિતિના ચિતાર માટે, ઘણી જગ્યા રોકી હોત. તેણે એવી બિનજરૂરી પ્રસ્તારની ભૂલ નથી કરી. રાજકારણ, કુદરતી દૃશ્યો, ઇતિહાસ, લોકોની રીતરસમ ઇત્યાદિ Childe Haroldને ચિત્તશાંતિ માટે અને મનને કાર્યરત રાખવા પૂરતા પ્રમાણમાં ખોરાક આપે છે. કારકિર્દીની શરૂઆતની પરિપકવતાની આ સ્થિતિએ પણ બાયરન પાસે વિશ્વઘટનાસૃષ્ટિ નિહાળવા માટે સાચા નિરીક્ષકની દૃષ્ટિ હતી તે પ્રતીત થયા વગર રહેતું નથી. એથી કાવ્યનો પ્રથમ કાંડ સાધારણ માહિતીપુસ્તિકા બનવાને બદલે અનુભવથી ઘડાયેલી વ્યક્તિ દ્વારા નિહાળવામાં આવેલા વિશ્વનો પરિચય આપતું સર્જન બની શક્યો છે. બાયરનની એના કાવ્યના નાયકના ચિત્રણ બાબતની નિષ્ઠા અંગે પ્રશ્નો ઉઠાવવા તે અપ્રસ્તુત બાબત છે, કારણ કે આપણે સમજી શકીએ છીએ તેમ તેનો નાયક તો એક persona (વિશિષ્ટ વ્યક્તિ)છે, એક બુરખો—અંચળો—છે કે જેના થકી કવિ ખૂબ અસરકારક રીતે પોતાના મનોભાવોને વાચા આપી શક્યા છે.

કાવ્યનો બીજો કાંડ ગ્રીસ અને અલ્બેનિયાની મુલાકાતે આપણને લઈ જાય છે. એને નવતર કુદરતી દૃશ્યો તથા જીવનરીતિઓનો લાભ મળ્યો છે. જો કે આ કાંડ વધુ સુંદર બન્યો છે એક બીજા જ કારણથી. બાયરનની ગ્રીસ પ્રત્યેની તીવ્ર લાગણી—ઉત્કંઠાભરી લાગણી—એ વધુ અગત્યની બાબત છે. બાયરનની કારકિર્દીની શરૂઆત તેમજ તેનો અંત એમ બન્નેને નિહાળનાર ગ્રીસ જ હતું. ગ્રીસ અને ગ્રીક પ્રજા માટે કવિની મમતા તથા ઉષ્માભરી લાગણી માટે વિવિધ કારણો જવાબદાર હતાં. જેને સતત મુસાફરી કરવાની ટેવ પડી છે તેવા મુસાફરને પોતાની સફરની કારકિર્દીની શરૂઆતમાં જે વિદેશી ભૂમિમાં તેણે પ્રથમ વિશ્રામ કર્યો હોય તેને માટે સ્વાભાવિક રીતે જ ખાસ આકર્ષણ હોય છે. એવું આકર્ષણ કવિને પણ હતું. ગ્રીસનો ભવ્ય ભૂતકાળ કલ્પનાપ્રધાન અને ભાવનાશીલ માનવીને આકર્ષણ જગાવે તે સમજી શકાય તેવી બાબત છે. બાયરન એમાંથી બાકાત રહ્યો ન હતો. ગ્રીક અને મુસ્લિમ જીવનશૈલી અંગેની સાચી રહસ્યમયતા તથા સાહસિકતા તેમજ તુર્કસ્તાનના સત્તાધીશો સામે ગ્રીક પ્રજા વતી રાજકીય ઉદારમતવાદીઓએ જેહાદ જગવેલી તે અંગે પણ રસ જાગેલો હોય તે ય સ્વાભાવિક છે. સ્પેન કરતાં પણ અધિક પ્રમાણમાં ગ્રીસ જગવી શક્યું તે ગ્રીસદેશના ભૂતકાળની ભવ્યતાના નાશ અંગેના દુઃખને, તેને માટેની સહાનુભૂતિને, તેની હમદર્દીને સ્વાભાવિક રીતે જ આ બાયરનના કલ્પનાના એક પ્રિય મુદ્દાની યાદ અપાવે છેઃ નશ્વરતા, ક્ષણભંગુરતા અને અમરત્વ, જો એવું કશું હોય તો, એની સાથે સાંકળી લે છે:

Yet if, as holiest men have deemed, there be
A land of Souls beyond the sabble shore,
To shame the doctrine of the Sadducee.
And Sophist, madly vain of dubious lore;
How sweet it were in concert to adore
With those who made our mortal labours light!
(canto II, viii)

આ વિચારો–આ મનોવ્યાપારો બદલામાં યાદ અપાવે છે“a mysterious Thou” (રહસ્યમય બ્રહ્મ)ની...
–whose Love and Life together fled,

Have left me here to love and live in vain (canto II, ix)

આમ, બાયરન Parthenonના ભગ્નાવશેષોને પોતાના સાથે વણી લેવામા સફળ થાય છે અને તે દરમ્યાનમા Childe Harold ભુલાઈ જાય છે ફરીથી તેની યાદ મેળવાય છે xvi પંક્તિમા–Elgin marblesને દૂર કરવાની દુષ્ટતાભરી પ્રક્રિયાનુ વર્ણન કરતા કાંડ પછી ફરીથી નાયક ભૌગોલિક તથા દૈહિક પ્રેમને લગતા સાહસોની શરૂઆત કરે છે દ્વિતીય કાંડનો ઉત્તરાર્ધ ગ્રીક, અલ્બેનિયન તથા તુર્કસ્તાનની રીતરસમો, પ્રણાલીઓનુ વિશદ વર્ણન કરે છે પ્રવાસનો અંત આવે છે Marathonમા એ ગ્રીસ દેશના દુ ખદ પતન અંગે ધ્વનિ પ્રદર્શિત કરવા પ્રેરણા આપે છે તે બાદ ક્ષણભંગુરતા બાબત દિલગીરી વ્યક્ત કરવામા આવે છે અને છેવટે નવમી કડિકામા વર્ણવાયેલા ને ગુમાવેલા એવા પ્રિય પાત્ર અંગે શોક વ્યક્ત કરાય છે આમ યુરોપ તથા હેલાસ (Hallas) અને ઇતિહાસ બાબત કલ્પના પ્રધાન મનને ચિંતન કરવા એક વિશાળ ચિત્રસૃષ્ટિ વિસ્તારી આપવામા આવે છે ભાવનાપ્રધાન નિરાશાવાદ–વાસ્તવિક હોવા છતા કેટલેક અંશે વૃથા–અહીં નવીન રૂપ પામે છે

ઈ સ ૧૮૧૧મા ઇંગ્લૅંડ પાછા ફર્યા બાદ એક વર્ષ એટલે કે ઈ સ ૧૮૧૨મા બાયરને Childe Haroldના પ્રથમ બે કાંડ પ્રસિદ્ધ કર્યા એ સમયગાળામા લંડનના ફૅશનેબલ સમાજમા એ ઠીક ઠીક પ્રમાણમા મુલાકાતો લેતો હોવાને કારણે જાણીતો થયેલો એનો સામાજિક દરજ્જો એનુ મોહક વ્યક્તિત્વ તથા તેની Panache (યશકલગી)ને લીધે સમાજે તેને આવકાર્યો હતો એ લોકચાહનાનો અને પ્રસિદ્ધિનો બાયરને લાભ પણ લીધો The Giaour, The Bride of Abydos, The Corsair તથા Lara એ ચાર કૃતિઓની શ્રેણી—metrical romances–ઈ સ ૧૮૧૨થી ૧૮૧૪ના ટૂંકા ગાળામા જ બાયરને પ્રસિદ્ધ કરી

આ રંગરાગની કારકિર્દીના કાળમા જુદા જુદા લાગણીના સ્તરો પર બાયરનની પ્રેમકહાણીઓએ આકાર લીધો ઈ સ ૧૮૧૫મા તદ્દન ભિન્નસમાધાનકારી વલણ દાખવનાર અને જડસુ પ્રકૃતિ ધરાવતી એવી એક ઉમરાવ સ્ત્રી સાથે બાયરન લગ્નગ્રંથિથી જોડાયો બાયરને તેની સાથે અત્યંત કઠોરતાથી સતત વર્તન કર્યુ હશે એમ માની શકાય કારણ કે ફક્ત એક વર્ષ બાદ જ એ જોડ તૂટી એ સમયે એવી અફવા ફેલાયેલી–જેને સંશોધનને પરિણામે સત્ય ઘટના તરીકે સ્વીકારવામા પણ આવેલી છે–કે પોતાની સાવકી બહેન સાથે બાયરને અનિચ્છનીય સંબંધ પ્રસ્થાપિત કર્યો હતો એ કારણે ઉચ્ચ સમાજમા સન્નાટો મચી ગયો અને જેઓએ બાયરનને ખૂબ લાગણીથી સન્માનિત કર્યો હતો તેમણે જ તેનો સામાજિક બહિષ્કાર કર્યો અપમાનિત થયેલા અને અપ્રિય બનેલા બાયરને ઈ સ ૧૮૧૬મા ઇંગ્લૅંડ ત્યજી દીધુ અને ફરી કદી ય સ્વદેશ પાછો ના ફર્યો

The Low Countries તરીકે ઓળખાતા દેશોનો પ્રવાસ કરી, છેક રહાઇન (Rhine) સુધી જઈ છેવટે બાયરન જીનીવા આવ્યો ત્યા શેલી પરિવારનો એને સંગાથ મળ્યો એ કુટુંબ પણ બાયરનની જેમ જ સખ્ત જરૂરિયાતને કારણે જ ઇંગ્લૅન્ડ ત્યજીને આવ્યુ હતુ જર્મની અને ઇટલીની આ મુલાકાતને પરિણામે 'Childe Harold'નો ત્રીજો કાંડ તૈયાર કરી શકાયો પ્રથમ દૃષ્ટિએ જોતા કાવ્યરચનાની યોજના અગાઉના જેવી જ જણાય છે વોટર્લૂની ભૂમિ પર ચિંતન આલ્પાઇન (Alpine) અને રહાઇનલૅન્ડ (Rhineland)ના કુદરતી દેખાવો તથા સૌંદર્યનુ વર્ણન તેમજ તે દ્વારા ચિંતન રૂસો ગીબન અને વોલ્તેરના સંભારણાં

એવું ઘણુંબધું એમાં વણી લેવાયું છે. એમ છતાં વાસ્તવમાં એમાં જોઈ શકાય છે એક તાત્ત્વિક ફેરફાર. 'Childe' અને એના સર્જક વચ્ચેના ભેદને—અલગપણાને—અહીં લગભગ ત્યજી દેવામાં આવેલ છે. કર્તા પોતે જ નાયક છે અને હવે તેને કૃત્રિમ દુઃખો જન્માવવાની જરૂરત રહી નથી, કારણ કે પોતાના જીવનનાં ઘણાં દુઃખો ઘણી વિપદાઓ પૂરતા પ્રમાણમાં વર્ણવી શકવા માટે હાથવગાં છે જ. આરંભની કેટલીક પંક્તિઓ ઈંગ્લૅન્ડ–માતૃભૂમિ–ત્યજતાં સર્જાયેલી મનઃસ્થિતિનો સચોટ ખ્યાલ આપે છે અને એ સાથે બાયરનની કાવ્યરીતિ જેના પર નિર્ભર છે તે Objectified egotism (પરલક્ષીકૃત અહંતા)ની પદ્ધતિની માહિતી આપે છે:

'Tis to create, and in creating, live
A being more intense that we endow
With form our fancy, gaining as we give
The life we image, even as I do now
What am I? Nothing: but not so art thou,
Soul of my thought! With whom I traverse earth.
Invisible but gazing; as I glow
Mixed with thy spirit, blended with thy birth,
And feeling still with thee in my crushed feelings' dearth
(lll, vi)

જિંદગીનાં ઉચ્ચ લક્ષ્યાંકો તથા અનુભવોને મદદરૂપ થવું એ કલાનું કાર્ય છે. કવિ અને વિવેચક એલિયટ પરેશાની વેઠતા માનવ અને સર્જક કવિ વચ્ચે રહેલા તફાવત–distinction–ને યોગ્ય રીતે સમજી શકેલા. જ્યારે બાયરનને એનો ખ્યાલ પણ હતો નહીં. પોતાના વ્યક્તિત્વના પ્રચાર અર્થે જ બાયરને લેખનકાર્ય ચાલુ રાખેલું. માનવીએ તથા સમાજે એને નિષ્ફળતા સમર્પી ત્યારે પોતાનાં સંવેદનો રજૂ કરવા તેણે natural world (કુદરતના સામ્રાજ્ય)નો આશરો લીધો અને સંવેદનાને વાચા આપી.

Where rose the mountains, there to him were friends;
Where rolled the ocean thereon was his home;
Where a blue sky, and glowing clime, extends
He had the passion and the power to roam;
The desert, forest, cavern, breaker's foam,
Were unto him companionship; they spake
A mutual language, clearer than the tone
Of his land's tongue, which he would oft forsake
For Nature's pages glassed by sunbeams on the lake.
(lll, xiii)

બાયરન મીટ માંડે છે કુદરત ભણી; પરંતુ ત્યાં જે છે તે આધ્યાત્મિક તત્ત્વ (spiritual essence)ની શોધ કાજે નહીં, પણ એ તો પોતાની તીવ્ર મનોભાવનાઓને વાચા આપવા, તેને પ્રતિઘોષિત કરવા માટે જ. પ્રસંગોપાત્ત તે મનોભાવનાઓ idyllic બને છે. Clarens અંગેની પંક્તિઓનો (xcix–civ) જ દાખલો લઈએ: તે એક એવો ભૂમિપ્રદેશ છે કે જેના તરફ

પ્રેમભરી દૃષ્ટિ રાખવામાં આવી છે, કારણ એવું જ કે રૂસોએ પોતાની કૃતિ Nouvelle Heloiseમાં તેને સ્થાન આપેલું બહુધા એ લાગણીઓ કોલાહલયુક્ત બને છે, જેમકે Alpine thunderstormની બાબતમાં અગાઉની થોડીક પંક્તિઓ પહેલાં જ એ વર્ણવાયેલ છે

Sky–Mountains–Rivers–Winds–Lake–Lightnings! ye!
With night, and clouds, and thunder and a Soul
To make these felt and feeling, well may be
Things that have made me watchful, the far roll
Of your departing voices, is the knoll
Of what in me is sleepless,–if I rest
But where of ye, O Tempests! is the goal?
Are ye like those within the human breast?
Or do yet find, at length, like eagles, some high nest?
Could I embody and unbosom now
That which is most within me,–could I wreak
My thoughts upon expression, and thus throw
Soul!–heart–mind–passions–feelings–strong or weak
All that I would have sought, and all I seek,
Bear, know, feel–and yet breathe–into one word,
And that one word were Lightning, I would speak,
But as it is, I live and die unheard,
With a most voiceless thought, sheathing it as a sword

(III, xcvi, xcvii)

આ પંક્તિઓમાં છે અણઘડપણું (crudity) અને અસંગતિ (incoherence) કલ્પનાચિત્રો રૂપકોમાં છે ફક્ત નામનો જ તફાવત એમ છતાં પણ એની પંક્તિઓમાં રહેલી સ્વ આગ્રહની જબરી શક્તિ–નિશ્ચયાત્મકતાની અમોઘ શક્તિ યુરોપની emotional scenery-માં જબરો ફેરફાર આણવાની હતી એ આપણે ભૂલવું ના જોઈએ Wertherની વ્યથાઓ તથા ભાવનાઓ, રૂસોના 'confessions'ની મૃદુતા તથા સુંવાળાપણા–lubricity–સાથે યુગ્મ સાધતી ઝંઝાવાતી શક્તિ જેના વિના હૃદયસામ્રાજ્યનું રોમૅન્ટિક ચિત્ર અધૂરું જ રહ્યું હોત એની યાદ આણીએ આ કાંડની છેલ્લી પંક્તિઓમાં બાયરનને એક નવી ખાતરી–a new assurance–ની પ્રાપ્તિ થાય છે એ મેળવે છે "a man speaking to men"નો સાદ, જેનો ઉપયોગ સારા કારણ માટે ક્વચિત્ ગંભીરતાથી ને ક્વચિત્ ઉપહાસભરી રીતે આગામી પદ્યકૃતિઓમાં બાયરન કરે છે.

I have not loved the World, nor the World me,
But let us part fair foes, I do believe,
Though I have found them not, that there may be
Words which are things–hopes which will not deceive
And Virtues which are merciful, nor weave
Snares for the failing, I would also deem

O'er others' griefs that some sincerely grieve—
That two, or one, are almost what they seem,
That Goodness is no name-and Happiness no-dream.
(III, cxiv)

'એનો આશય જોતાં ચોથો કાંડ વધુ ઈતિહાસ-વિષયક જણાય છે. Dante, Petrarch, Tasso અને Venice તથા Romeના ભગ્નાવશેષો વિષયો તરીકે, સમાવિષ્ટ થયેલા છે ખરા, પરંતુ મુખ્ય વિષય તો ઈટલી જ છે, સર્વદેશોમાં ઈટલી માટે બાયરનને વધુ પ્રેમભાવ હતો—ગ્રીસના અપવાદ સિવાય. કલાઓ તથા શસ્ત્ર-શાસ્ત્રના ક્ષેત્રોમાં માનવજાતે જે જે સિદ્ધિઓ હાંસલ કરી તેના આદર્શ પ્રતીક તરીકે બાયરને ઈટલીને નીરખ્યું છે.

એ ઈટલીના ભવ્ય ભૂતકાળનું તેમજ તેના ક્રમિક વિનાશનું પણ તેણે આલેખન કર્યું છે. યુરોપ તથા તેના ઇતિહાસથી તેમજ મનુષ્યજાતની ભવ્ય પ્રગતિકૂચથી બાયરન સુમાહિતગાર છે એ ચોક્કસ જણાઈ આવે છે. અન્ય સમકાલીનોની સરખામણીમાં વધુ સ્પષ્ટતાથી બાયરન એનો ખ્યાલ આપે છે અને તે પણ પોતાના સઘળા egotism–અહંભાવ–ની ઉપસ્થિતિ છતાં. બાયરનની કૃતિનું સુયોગ્ય અધ્યયન કરવું હોય તો તે in extenso–સમગ્રતયા–થવું જોઈએ. બહોળા ફલક પર વિસ્તરેલા વિષયો તથા બાયરનની બંધનમુક્ત લેખન શૈલી નાની કૃતિઓ (snippets)માં યોગ્યરીતે બંધ-બેસતાં થતાં નથી. નાની કૃતિઓને ચકાસવાની ઝીણવટભરી વર્તમાન પદ્ધતિ તેમજ કાવ્યરચનાઓનો તેની ઐતિહાસિક પશ્ચાદ્ભૂથી અલગ પાડવાની રીત કાવ્યને સાચો ન્યાય કદી આપી ના શકે. 'Childe Harold'ને જો એની અગાઉની ખ્યાતિ પાછી મેળવી આપવી હોય તો આ પ્રકારની વિવેચન–પદ્ધતિ, સૂક્ષ્મ વિશ્લેષણ–પદ્ધતિને જાકારો આપવો જ જોઈશે. 'Childe Harold' પછી રચાયેલી કૃતિઓ–ખાસ કરીને Satires (કટાક્ષિકાઓ)–ના અનિવાર્ય એવા ઉપોદ્ઘાત તરીકે એ કૃતિનું સ્થાન અવશ્ય નોંધપાત્ર છે.

અનુસંધાન] રોમૅન્ટિસિઝમ [પૃષ્ઠ ૧૩૨થી

તેને એક નવા વાતાવરણનો અનુભવ થાય છે. તેનું ચિત્ત-તંત્ર ખળભળી ઊઠે છે. એ સર્જન માણી લીધા પછી વાચકને સૌંદર્ય માણ્યાનો ભાવ થાય છે. તેનું પોતાનું વિશ્વ અને વિશ્વ વિશેનું દૃષ્ટિબિંદુ થોડુંક વધુ સમૃદ્ધ બને છે.

સંદર્ભ સૂચિ

1 The mirror and the lamp: M. H. Abrams
2 Romanticism: Lician R. Furst
3 From Gautier to Eliot: Enid Starkie

અનુસંધાન] આસ્વાદ [પૃષ્ઠ ૧૪૨

આઠમી શ્રુ બાદ 'ચિતા' પછીનો યતિભંગ 'વિતાન'ના પઠનમાં 'તા'ની સાથે 'ન' લઈ લેતા સમગ્ર ચંદરવાની વિશાળતાનું સૂચન કે એવી જ રીતે દસમી પંક્તિમાં 'ધીંક' પાસેના યતિભંગમાં મોજાંના પછડાટના ધ્વનિને કર્ણગોચર કરી બતાવવાની શક્તિ : આ બધું કાવ્યની સુંદરતામાં ઓર ઉમેરો કરી જાય છે.

આમ, આખુંય કાવ્ય પ્રકૃતિ ચિત્રમાંથી અંતે પહોંચતા પ્રતીકમાં પરિણમે છે; અને છંદોલય, શબ્દસૂઝ, ભાષા-શૈલી, ચિત્રાત્મકતા, અર્થદ્યોતકતા માર્મિક અલંકારો વગેરેની સિદ્ધિને લઈને શ્રીધરાણીની સર્જકતાની ભરતીનું કાવ્ય બની રહે છે, ગુજરાતી ભાષાની સિદ્ધિનું પણ ઊંચું કાવ્ય બની રહે છે, ગુજરાતી કવિતાસાહિત્યનું પણ એ એક યશોજ્જ્વલ શૃંગ બની રહે છે.

# આસ્વાદ

## સર્જકતાની ભરતી

ધીરુ પરીખ

### ભરતી

સહસ્ર શત ઘોડલા અગમ પ્રાન્તથી નીકળ્યા,
અફાટ જલધિ પરે અદમ પાણીપન્થા ચડ્યા;
હણે–હણહણે: વિતાન, જગ, દિગન્તો ગૂંજતા,
ઊડે ધવલ ફેન શી વિખર કેશવાળી છટા!
ત્રિભંગ કરી ડોકના, સકળ શ્વાસ ભેગા કરી,
ઉછાળી નવ દેહ અશ્વ ધમતા પડી ઊપડી;
દિશા સકળમાં ભમી, ક્ષિતિજ-હાથ તાળી દઈ,
પડંત પડછંદ વિશ્વભર ડાગલા ઉચ્ચરી

કરાલ ધર ભેખડે, જગતકાંઠડે કારમા,
પછાડી મદમસ્ત પીઠ: શિર રક્તનાં વારણાં;
ધસી જગત ખૂંદશે? અવનિ-આભ ભેગાં થશે?
ધડોધડ પડી–ખરી ગગનગુંબજો તૂટશે?
ઉરેય ભરતી ચડે, અદમ અશ્વ કૂદી રહે!
દિશાવિજય કૂચનાં કદમ ગાજતા ઊપડે!

—કૃષ્ણલાલ શ્રીધરાણી

કાવ્ય પૂરું કર્યા પછી કવિએ નીચે તારીખ નોંધી છે ૧૦–૮'–૩૧. પછીના જ મહિને 'કુમાર'ના ૯૩મા અંકમાં એ સૌપ્રથમ પ્રકટ થયું. કવિની ઉંમર ત્યારે માંડ વીસેકની. આમ તો લખવાની શરૂઆત કરી દીધેલી '૨૭થી, અને '૩૪માં તો એમના લેખનકાળનો પ્રથમ તબક્કો પૂરો થઈ ગયો. આ પ્રથમ તબક્કાના લગભગ મધ્યાહ્ને આ કૃતિ સર્જાઈ. એ વખતે એમનામાં સર્જકતાનો જબરો જુવાળ...અને અનાયાસ વિષય પણ પસંદ થઈ ગયો એવો જ—ભરતી!

કૃતિનો વિષય પ્રકૃતિ છે એ કહેવાની ભાગ્યે જ જરૂર જણાય. કાવ્યનો પ્રકાર સૉનેટ—શેક્સપીઅરશાઈ સૉનેટ-(૪, ૪, ૪, ૨). હા, પ્રાસયોજના જુદી. અહીં તે યોજના છે a a a a, b b b b, a a c c, c c છંદ પ્રયોજ્યો પૃથ્વી–લગાલલલગાલગા લલલગાલગાગાલગા. એ કાળે 'સૉનેટ' અને 'પૃથ્વી'ની બોલબાલા. આથી નવસર્જક એ તરફ આકર્ષાય તે સ્વાભાવિક હતું. શ્રીધરાણી પણ આકર્ષાયા. એ આકર્ષણની સફળ પરિણતિ થઈ 'ભરતી'માં.

પ્રથમ શ્લોક જ લો. ઊછળતી ભરતી ચોતરફ જાણે ઘૂમી વળે છે! ભરતીની વિપુલતા પ્રથમ પંક્તિમાં જ સિદ્ધ થઈ જાય છે—શરૂઆતના ત્રણ શબ્દોમાં—'સહસ્ર શત ઘોડલા'માં મોજાં ઉપર મોજાં ફેંકતી ભરતી 'સહસ્ર શત' છે, અમાપ છે, અફાટ છે, અજેય છે. પહાડપેળા સ્કંધો અને લોહબદ્ધ સ્નાયુઓથી પૂરી તાકાત પ્રકટાવતા ઘોડલાનું એને રૂપક આપી કવિએ ભરતીના આવેગને ચાક્ષુષ કરી બતાવ્યો છે. અને પછીની જ પંક્તિમાં એ ઘોડલાને 'પાણીપન્થા' કહી જેવી અર્થચમત્કૃતિ, ચિત્રચમત્કૃતિ, ભાવચમત્કૃતિ સિદ્ધ કરી બતાવી છે! ભરતીનો અવાજ અને ઘોડાની હણહણાટી. કેવું સ્વસામ્ય! આ સતત આવતા અવાજોને ત્રીજી પંક્તિમાં શબ્દની દ્વિરુક્તિથી કવિએ કલાત્મક રીતે પ્રકટ કરી દીધા છે: 'હણે–હણહણે'. અને પછી તો ચહુદિશ ગજવી મૂકે છે એ. આવા મત્ત–પ્રમત્ત અશ્વો જાણે શ્વેત કેશવાળી ઉડાડતા ચોમેર ધસી રહે છે. ભરતીનાં શ્વેત ફીણને કેશવાળી કહી એક જ લીટીમાં સુરેખ શબ્દચિત્ર એમણે ખેંચી આપ્યું છે આ દૃશ્ય એમની પ્રિય અનુભૂતિ છે. એમણે નોંધ્યું છે: 'નવાબસાહેબના ઘોડાર વચ્ચે ઊછરેલો એટલે અશ્વનું સૌંદર્ય તો ખૂબ જોયું છે અને સાગરનાં મોજાંનાં ફીણમાં તેની કેશવાળી છટા પણ નીરખી છે.' આ જે કૈં એમણે નીરખ્યું હતું તે આપણને નિરખાવ્યું. એ જ એમની શબ્દશક્તિ, શબ્દસિદ્ધિ,

ચિત્ર નિર્માણ કરવાની અજબ ચાતુરી.

આવી પ્રવેગમય ભરતી બીજા શ્લોકમાં તરખાટ મચાવી મૂકે છે. વેગવંત તરંગાશ્વો તોફાન સર્જે છે. પૂરી તાકાતથી મોજાં ઘૂમી વળે છે તે 'સકલ શ્વાસ ભેગા કરી' દ્વારા ધ્વનિત કરી આપ્યું છે. પછી સકળ દિશામાં ભમી 'ક્ષિતિજ–હાથ'માં તાળી આપી પડતાં–ઊપડતાં એ મોજાં જબ્બર પડઘાથી વિશ્વને ભરી દે છે—પૃથ્વીને નહિ; વિશ્વને, universeને. જેમ ધસતા અશ્વોના ડાબલા ચોમેર પડઘાઈ રહે તેમ ભરતીનો ઘૂઘવાટો જાણે સમસ્ત વિશ્વને પડઘાથી ભરી રહે છે. આમ, દૂર–સુદૂર વિસ્તરતા પડઘાઓ દ્વારા ભરતીના મૂળ અવાજની ભીષણતા અને ભરચકતા એમણે પ્રતીત કરી બતાવી છે તે માણી શકાશે. સમસ્ત શ્લોક જાણે ભરતીના તાંડવનો તાદૃશ્ય ચિતાર આપી રહે છે, આંકી રહે છે.

પછી તો ત્રીજા શ્લોકમાં ભેખડો ભાંગતાં અને ભૂકાંઠે ઝીંકાતાં 'મદમસ્ત' મોજાં, એમાંથી ઊડતાં શિકરો, તેમનાં પરની પ્રકાશલીલા, તેમાંથી સર્જાતી રંગરમણા અને તેમાંય લાલ રંગનું છોગું: 'શિર રક્તનાં વારણાં'. જેમ મદમસ્ત બનેલા અશ્વોનાં શિર અફળાઈને લોહીના ટશિયા ધરી રહે તેમ અહીં ઊડતાં શિકરોમાંથી પ્રકાશવેધ થતાં રચાતી રાતી ઝાંય ફાટફાટ ભરતીનું બિભીષણ સ્વરૂપ રચી દે છે, તેને તેની પરાકાષ્ઠાએ પહોંચાડી દે છે! બસ, ભરતીનું શબ્દચિત્ર ત્રીજા શ્લોકની પ્રથમ બે પંક્તિ પાસે પૂરું. પછીની ત્રીજી અને ચોથી પંક્તિમાં કવિચિત્તમાં પ્રશ્નોની ભરતી ઊઠે છે. એકસામટા ઉપરાઉપરી ત્રણ પ્રશ્નો: આ મોજાં ધસતાં ધસતાં જગતને ખૂંદી વળશે? આભ અને ધરતીને એક કરી મૂકશે? ગગનના ગુંબજોને તોડી પાડશે? ભરતીનું કેવું દ્વિપરિમાણયુક્ત ચિત્ર! પ્રથમ પ્રશ્ન દ્વારા ભરતીના પ્રસ્તાર–વિસ્તારનું horizontal–ક્ષિતિજરેખ–ચિત્ર, અને પછીના બે પ્રશ્નો દ્વારા એ જ ભરતીનું vertical–લંબરેખ–ચિત્ર! આમ, કવિએ ત્રીજા શ્લોકની છેલ્લી બે પંક્તિ તથા સૉનેટની છેલ્લી બે પંક્તિઓ દ્વારા ત્રણ કામ સિદ્ધ કરી આપ્યાં: એક, પ્રસ્તુત પંક્તિઓમાં વર્ણવાએલી ભરતીનું સમગ્ર ચિત્રાંકન; બે, પોતાના જ ચિત્તમાં ઊઠતી ભરતી–વિચારભરતી ભાવભરતી—નો ધ્વનિથી ઉલ્લેખ; અને ત્રણ, ચિત્રાત્મક કાવ્યનું ચિંતનમાં સંક્રમણ. કાવ્યનું ચિત્ર ચિંતનનાં ઝબોળાયું. છેલ્લી બે પંક્તિમાં એ રંગ પૂરે બેઠો. કવિ કબૂલે છે:

> 'ઉરેય ભરતી ચડે, અદમ અશ્વ કૂદી રહે!
> દિશાવિજય કૂચનાં કદમ ગાજતાં ઊપડે!'

પ્રશ્નો થાય છે: ઉરમાં કઈ ભરતી ચડે છે? કયા અશ્વો કૂદી રહે છે? કઈ દિશાના વિજયની કૂચમાં તે ઊપડે છે? જવાબો શોધીએ. કાવ્ય પૂરું કરીને પાછા પહોંચી જાવ પ્રથમ પંક્તિમાં. ત્યાં એક 'અગમ' શબ્દ છે. ભરતી ક્યાંથી ઊઠી? 'અગમ પ્રાન્તથી'. આ અગમ પ્રાન્ત કયો? રહસ્યવાદનો? કવિના ચિત્તમાં રહસ્યવાદ-mysticism-ની ભરતી ઊઠી? તેનું આકર્ષણ જાગ્યું? હોયે ખરું. કારણ કે જ્યારે કાવ્ય લખાયું ત્યારે એઓ ટાગોરના શાંતિનિકેતનમાં અભ્યાસ માટે ગયા હતા. ત્યાંના રહસ્યવાદની આ અસર હોય. વખતે સ્વાતંત્ર્ય–સિદ્ધિ માટે સમગ્ર ભારતની પ્રજામાં જે જુવાળ તે કાળે આવેલો તે દેશદાઝની ભરતી સ્વચિત્તને ઘેરી વળી તળેઉપર કરી દેતી હોય, કારણ કે તાજેતરમાં જ કવિ ગાંધીજીની દાંડીયાત્રામાં–પકડાઈને જેલવાસ ભોગવી ચૂકયા હતા.

એ જે હો તે. પણ ઊછળતી ભરતીના ચિત્રને કવિએ પૃથ્વીના છંદોલયની જે સૂક્ષ્મ સૂઝથી ઝીલી છે, એની કરાલતાને ભાષાશૈલીની ઓજસ્વિતાથી પ્રત્યક્ષ કરી બતાવી છે તે આ કાવ્યને અનવદ્ય તો બનાવે જ છે. શ્રીધરાણીની ઉત્તમ રચનાઓમાંય તે આગળ તરી આવે છે. એનાં રસસ્થાનો ઓછાં નથી. 'પાણીપન્થા' કે 'હણે-હણહણે' જેવામાં શબ્દસૂઝ, 'પડીઊપડી' કે 'પછાડી મદમસ્ત ધીંક' જેવામાં ગત્યાત્મક ચિત્રાંકન, ત્રીજી પંક્તિમાં

(અનુસંધાન પૃષ્ઠ ૧૪૧)

## ત્રણ કાવ્યો / બટુક નિમાવત

### રાહ

જીવનને સફરજનની જેમ
બચકાં ભર્યાં પછી અને
તેની સાથે માછલીની જેમ
ખેલીને ખુશ થયેલા
આપણે આંગળીઓથી
સ્પર્શીને તપાસી લીધું છે.
કે આકાશ વાદળી રંગનું છે.
હવે આપણે કોની રાહ
જોવાની છે?
સૂર્યાસ્તની તો નહિ જ.
હવે આપણે કદાચ
ઝાંખા પ્રભાતમાં
ભૂખરી ઇંટોની ઇમારતો
વચ્ચે 'યુદ્ધ'ની જાહેરાત
કરતા છાપાના ફેરિયાની
રાહ જોતા હોઈશું.

(લૂઈ મેક્નીસના 'ઓબાડ' કાવ્યનો અનુવાદ)

### તું અને હું

તું × શાશ્વતતા
તું કોણ છે?
હું × હું
હું કોણ છું?
અરે, સામે કિનારે
નાચતી રજ
જે
ઊડી પડી જતી
પવનના
ઝોકે
નદી
મહીં.

(કોરિયન કવિ માંગશિક કિમના 'યુ ઍન્ડ આઈ'નો અનુવાદ)

### સંત્રી

મારું મૃત્યુ નજીક છે
કારણ કે મને અંતે સમજાયું છે કે
આ 'રાત'થી છૂટવાનો કોઈ રસ્તો નથી.
મારી આ ચામાચીડિયા જેવી આંખોને
કદી સ્વપ્નાં કે ગાઢ નિદ્રા સ્પર્શ્યાં જ નથી.
રાતના ચામડા જેવા સુક્કા ભઠ છાપરા નીચે
લટકેલો હું 'નિદ્રા'ના રાજ્યની ઊંઘ્યા વિના
ચોકી કરતો ફરું છું.
હમણાં એકબીજાંના ગાઢ આશ્લેષમાં સૂતેલાં
એક યુગલને જોઇને અહીં આવ્યો.
એ ઉઘાડપગા પ્રેમીઓએ મારા વિચારોના
ઠંડા કિનારા પર ક્યાંય સુધી પીછો કર્યો હતો.
હું મૃત્યુની નજીક છું
બંદૂકની નીરવ ચૂપકીદી
મને કાળી ડિબાંગ ખાઈ જેવી લાગે છે.
મારી યુવાવસ્થા ઉન્માદનાં ફૂલો હતી
ને ઘડપણ છે ચિમળાયેલ 'પૉપી'નો છોડ.
તમિસ્રભરી રાત મને ઘેરી વળી છે.
મારું મૃત્યુ સાચે જ નજીક છે.

(એલન લૂઈસના 'ધ સેન્ટ્રિ' કાવ્યનો અનુવાદ)

# અનુવાદ

## She Walks in Beauty

She walks in beauty, like the night
  Of cloudless climes and starry skies
And all that's best of dark and bright
  Meet in her aspect and her eyes
Thus mellowed to that tender light
  Which heaven to gaudy day denies

One shade the more, one ray the less
  Had half impaired the nameless grace
Which waves in every raven tress,
  Or softly lightens o'er her face,
Where thoughts serenely sweet express
  How pure, how dear their dwelling place

And on that cheek, and o'er that brow,
  So soft, so calm, yet eloquent,
The smiles that win, the tints that glow,
  But tell of days in goodness spent,
A mind at peace with all below,
  A heart whose love is innocent!

*George Gordon, Lord Byron*

## નરી કમનીય ચાલે

જેવુ નિરભ્ર ઉડુઅંકિત વ્યોમપથ
રાત્રિનું, સંચરણ સુંદર એવું તેમ
અંધાર-ઉજ્જ્વલનું જે કંઈ ઉત્તમાંગ
તે સૌ સુચારુ તનુ લોચનમાં મળેલ
જે વર્ણની ભભકપૂર્ણ દિને ન જોયું
તે સૌમ્ય તેજ અહીં સ્નિગ્ધ પ્રસન્ન સોહ્યું

એકાદ રંગ વધુ ને દ્યુતિઅંશ લેશ...
તો અર્ધ વિક્ષત થયું હોત આ અનામ
લાવણ્ય લોલ, ધરી જે રહ્યું કૃષ્ણ કેશ,
જે માર્દવે વિલસતું વદને 'ભિરામ-
મધુયે જ્યાં હૃદયનું સ્ફુરતું પ્રશાન્ત
તે કેવું નિર્મલ નિવાસનું ધામ કાન્ત!

ને એ કપોલ પર, ભ્રૂપરનું સકંપ
ગંભીર એવું મૃદુ, શું મુખર જ કિંતુ
મ મોહકારી સ્મિત! ઓજસ ઝળહળત
તે તો પ્રફુલ્લ ગત સૌખ્યની સાખ દેતું
છે તુષ્ટ અંતર નિરીહ બન્યું અભીત
નિર્વ્યાજ જે હૃદયની છ સદૈવ પ્રીતિ

(અનુ. રાજેન્દ્ર શાહ)

## Kisses

Once he drew
With one long kiss my whole soul through
My lips, as the sunlight drinketh dew

*Tennyson*

## ચુંબનો

એકદા એણે જ ખેંચ્યો એમ
સકલ મારા આત્મને મુજ ઓષ્ઠ પે એક
દીર્ઘ લીધા ચુંબને, તુષારને રવિતેજ પી લે જેમ

(અનુ. ધીરુ પરીખ)

# ત્રણ કાવ્યો / બકુલ નિમાવત

## રાહ

જીવનને સફરજનની જેમ
બચકાં ભર્યાં પછી અને
તેની સાથે માછલીની જેમ
ખેલીને ખુશ થયેલા
આપણે આંગળીઓથી
સ્પર્શીને તપાસી લીધું છે.
કે આકાશ વાદળી રંગનું છે.
હવે આપણે કોની રાહ
જોવાની છે?
સૂર્યાસ્તની તો નહિ જ.
હવે આપણે કદાચ
ઝાંખા પ્રભાતમાં
ભૂખરી ઈંટોની ઇમારતો
વચ્ચે 'યુદ્ધ'ની જાહેરાત
કરતા છાપાના ફેરિયાની
રાહ જોતા હોઈશું.

(લૂઈ મેક્નીસના 'ઓબાડ' કાવ્યનો અનુવાદ)

## તું અને હું

તું × શાશ્વતતા
તું કોણ છે?
હું × હું
હું કોણ છું?
અરે, સામે કિનારે
નાચતી રજ
જે
ઊડી પડી જતી
પવનના
ઝોકે
નદી
મહીં.

(કોરિયન કવિ યાંગરિક કિમના 'યુ ઍન્ડ આઈ'નો અનુવાદ)

## સંત્રી

મારું મૃત્યુ નજીક છે
કારણ કે મને અંતે સમજાયું છે કે
આ 'રાત'થી છૂટવાનો કોઈ રસ્તો નથી.
મારી આ ચામાચીડિયા જેવી આંખોને
કદી સ્વપ્નાં કે ગાઢ નિદ્રા સ્પર્શ્યાં જ નથી.
રાતના ચામડા જેવા સુક્કા ભઠ છાપરા નીચે
લટકેલો હું 'નિદ્રા'ના રાજ્યની ઊંઘ્યા વિના
ચોકી કરતો ફરું છું.
હમણાં એકબીજાંના ગાઢ આશ્લેષમાં સૂતેલાં
એક યુગલને જોઇને અહીં આવ્યો.
એ ઉઘાડપગા પ્રેમીઓએ મારા વિચારોના
ઠંડા કિનારા પર ક્યાંય સુધી પીછો કર્યો હતો.
હું મૃત્યુની નજીક છું
બંદૂકની નીરવ ચૂપકીદી
મને કાળી ડિભાંગ ખાઈ જેવી લાગે છે.
મારી યુવાવસ્થા ઉન્માદનાં ફૂલો હતી
ને ઘડપણ છે ચિમળાયેલ 'પૉપી'નો છોડ.
તમિસ્રભરી રાત મને ઘેરી વળી છે.
મારું મૃત્યુ સાચે જ નજીક છે.

(એલન લૂઈસના 'ધ સેન્ટ્રિ' કાવ્યનો અનુવાદ)

## વિજોગણું ચૂડના દુહા

સંપાદક • પુષ્કર ચંદરવાકર

(૯૧)

ચૂડ કે' છે

બેબોલા સજણુથી ના બોલીએ,
જેના સો સો ઠેકાણે શ્વાસ
ખૂટલને કાઉ ખવરાવીએ,
જેના પડયમા પિત્તળનો પાસ।
પડયમા પિત્તળનો પાસ, તે સોનીએ જઈ મૂલવિયે,
અને ભારે હોઇએ, તો હળવા થઇએ
કાચો ઘડો કુંભારનો એની કરીએ ના આશ,

ચૂડ કે,

બેબેલા સજણુથી ના બોલીએ,
જેના સો સો ઠેકાણે શ્વાસ।

(૯૨)

ચૂડ કે' છે

સજણ એવા કીજીએ, જેવા સાદુળા સિંહ,
ટોગામા તળપુ દિયે, બીએ ના રાત કે દિ'।
બીએ ના રાત કે દિ', તે વસે ઓઝતના આરે,
અને મારે હાક ને મોટા ગેંદને પાડે,
એકલવેણા, અટ નોપે નહી લીં,

ચૂડ કે,

સજણુ એવા કીજીએ, જેવા સાદુળા સિંહ!

(૯૩)

ચૂડ કે' છે

સજ્ણુ એવા કીજીએ, જેવા ઘરારૂ ઘી,
ફ્ફેર્યા ફોડ દિયે, પડે હથેળીમા લીં,
હથેળીમા પડે લીં, તે ટાળી ના ટળે,
અને સાચા સજણુના મનડા ફેરવ્યા ના ફરે,
એનો પેગ ભરીએ રાત ને દિ'

ચૂડ કે,

સજણુ એવા કીજીએ, જેવા ઘરારૂ ઘી

(૯૪)

ચૂડ કે' છેઃ

સજણુ એવા કીજીએ જેના તંબોળવરણા હોઠ,
છેટેથી લાગે સોહામણા જાણે કાઠા ઘઉંનો લોટ,
કાઠા ઘઉંનો લોટ તે ચાળણિયે આપીએ,
અને દૂધ સાકર લઈને લાડવા વાળીએ,
કરવી લડાઇ પાડવો કોટ,

ચૂડ કે,

સજણુ એવા કીજીએ, જેના તંબોળવરણા હોઠ।

(૯૫)

ચૂડ કે' છેઃ

સજણુ એવા કીજીએ, જેવા કૂવાના કોશ,
પછાડયા પાણી દિયે. રૂપે ધરે ના રોષ।
રૂપે ધરે ના રોષ તે આગ
અને પોરિયાના પાણી ઝીલે કયારા,
કાચો સાઠો લિયે સોસ,

ચૂડ કે,

સજણુ એવા કીજીએ, જેવા કૂવાના કોષ।

---

(૮૬)

ચૂડ કે' છે:

સજણ એવા કીજીએ, જેવી લટીઅલ કેળ,
મરે પણ મેલે નહીં, બાળપણની બેળ!
બાળપણની બેલ તે લાગે ગુગળા
અને સોજા સજણ, અંતરના ઉજળા,
કળાયેલ મોર ને નાચતી ઢેલ,

ચૂડ કે,

સજણ એવા કીજિએ, જેવી લટીઅલ કેળ!

(૮૭)

ચૂડ કે' છે:

સજણ એવા કીજીએ જેવું ઘરારૂ ઘી,
જેના વલોણે વાંધો પડયો, બગડયો આખો દિ',
બગડયો આખો દિ' તે આવીએ
અને તાજુ માખણ લઈ તાવણમાં તાવીએ,
તાવીએ માખણ, પડે હયેલીમાં લીં,

ચૂડ કે,

સજણ એવા કીજીએ જેવું ઘરારૂ ઘી!

(૮૮)

ચૂડ કે' છે:

સજણ એવા કીજીએ, જેવા બિલોરી કાચ,
બોં ઉપર ભાત્યું પડે, નીપજે દેશ વિલાત!
નીપજે દેશ વિલાત તે રાખીએ,
અને એવા સજણાને સાથમાં રાખીએ,
બોલવા બોલ, પાડવું સાચ,

ચૂડ કે,

સજણ એવા કીજીએ જેવા બિલોરી કાચ!

(૮૯)

ચૂડ કે' છે:

સજણ એવા કીજીએ, જેવા તરકના તાબૂત,
મન ઠય્યા મોતી મળે, સોણા મન સાબુત!
સોણા મન સાબૂત તે લાલચ દઈ ગયા,
અને વચનના બાંધ્યા, અમે બેસી રહ્યા,
ગળીઅલ લૂગડાં, ભૂંસવી ભસૂત,

ચૂડ કે,

સજણ એવા કીજીએ, જેવા તરકના તાબૂત!

(૯૦)

ચૂડ કે' છે:

સજણ એવા કોજીએ, જેવી હિંડોળા ખાટ,
સેજ વચાળે સૂઇ રહીએ, હૈયે ધરીને હાથ!
હૈયે ધરીને હાથ તે હસીએ,
અને એવા સજણાની પડોશમાં વસીએ!
કોરો દીવે બળે વાટ,

ચૂડ કે,

સજણ એવા કીજીએ, જેવી હિંડોળા ખાટ!

બજાવેલી. તે દરમિયાન 'ઇન્સાઇડ દિલ્હી' નામક તેમની સાપ્તાહિક કટાર ખૂબ લોકભોગ્ય બનેલી. પંડિત જવાહરલાલ નેહરુના 'ધ ડિસ્કવરી ઑવ ઇંડિયા' નામક સુપ્રસિદ્ધ ગ્રંથને આધારે રચાએલી એક નૃત્યનાટિકા જોતાં શ્રીધરાણીનો પરિચય દયારામ ગીદુમલનાં પુત્રી સુંદરીબેન સાથે થયો, જે પછીથી પરિણયમાં પરિણમ્યો. આ લગ્નજીવનથી એમને બે સંતાનોઃ પુત્ર અમર અને પુત્રી કવિતા.

સર્જક શ્રીધરાણીને સમજવા માટે ભારતની આઝાદીની ચળવળનો સંદર્ભ અનિવાર્ય બની રહે છે. સ્વાતંત્ર્યપ્રેમની આ ભાવના ગળથૂથીમાંથી જ એમને મળેલી. માતાએ જ એમના દિલમાં આ દેશદાઝનું સિંચન કરેલું. ૧૯૨૦થી '૩૦નો ગાળો ભારતમાં આઝાદીની લડતનો મહત્ત્વનો તબક્કો ! અને એ જ દસકો એટલે શ્રીધરાણીના કૈશોર્યથી તારુણ્યાંત સુધીની સમયાવધિ. એ મુગ્ધ હૈયામાં દેશદાઝની ભાવનાએ વધુ આકર્ષણ જમાવ્યું, ગાંધીના વ્યક્તિત્વે અને ગૂજરાત વિદ્યાપીઠના અભ્યાસકાળે એમાં વધુ પ્રેરણા પૂરી. શરૂઆતથી જ ગાંધીજીની અહિંસક લડતના એઓ સૈનિક બની ગયા. ઇતિહાસપ્રસિદ્ધ દાંડીકૂચ માટે પસંદ થએલા ૮૦-૮૫ સૈનિકોમાં શ્રીધરાણીની પણ વરણી થઈ અને ધરાસણા જતા કરાડીમાં ગાંધીજીની પ્રથમ ટુકડી સાથે પકડાઈ ગયા. પછી તો સાબરમતી અને નાસિકમાં જેલવાસ. આ જેલવાસ દરમિયાન એમની કીર્તિદા નાટ્યકૃતિ 'વડલો'નું સર્જન.

શ્રીધરાણીની સાહિત્યપ્રવૃત્તિનો આરંભ આમ તો 'દક્ષિણામૂર્તિ'માંના અભ્યાસકાળ દરમ્યાન જ થઈ ગએલો. ત્યાં રવિશંકર રાવળ, કનુ દેસાઈ અને સોમાલાલ શાહ જેવા કલાકારોની રાહબરી નીચે એમણે ચિત્રસાધના તો શરૂ કરેલી જ પણ સાથે સાથે ત્યાંના ગુજરાતીના શિક્ષક 'ગિરીશ' પોતે કાવ્યો રચતા એ સન્નિધિથી શ્રીધરાણીને કાવ્યલેખનનો પણ નાદ લાગ્યો. એઓ ૧૨-૧૩ વર્ષના હતા ત્યારથી જોડકણાં જોડતા થએલા. 'દક્ષિણામૂર્તિ'ના એક મેળાવડા માટે એમણે એક સામાન્ય રાસડો 'હાલ્યા તલકચંદ સાસરે રે લોલ' રચેલો. એ કદાચ એમની પ્રથમ સળંગ રચના હશે. પરંતુ એમનું પ્રથમ પ્રકાશિત થએલું કાવ્ય તો ૨૭-૨-૧૯૨૭ના રોજ લખાએલું 'હું જો પંખી હોત.' પછી તો એમણે 'દક્ષિણામૂર્તિ'માંથી અનેક હસ્તલિખિત પત્રો કાઢ્યાં, જેવાં કે 'લટપટિયું', 'દક્ષિણામૂર્તિ' દૈનિક, 'ભારત' અઠવાડિક, 'ચોલકી' પાક્ષિક, 'વિદ્યાર્થી', 'ગુલાબ', 'શેવતી' વગેરે માસિકો, 'કિશોર' ત્રૈમાસિક અને 'ગૌમાતા' નામક અનિયતકાલીક. આમ, એમની સિસૃક્ષા પોરસાતી ગઈ. એ પોરસાએલી કાવ્યસિસૃક્ષાનો પરિપાક ૧૯૩૪માં પ્રગટ થએલો એમનો 'કોડિયાં' નામક પ્રથમ કાવ્યસંગ્રહ. ત્યાર પછી તો એ પરદેશ ગયા અને એ કાવ્યસિસૃક્ષા ૧૨-૧૪ વર્ષ સ્થગિત થઈ ગઈ. પરંતુ ભારત પાછા ફર્યા પછી એ સિસૃક્ષા પુનર્જાગ્રત થઈ અને '૫૭ સુધીમાં જે ડઝનેક નવાં કાવ્યો રચ્યાં તેને અગાઉના સંગ્રહમાં સમાવી લઈ તેની બીજી આવૃત્તિ બહાર પાડી. આમ, 'કોડિયાં'ની બીજી આવૃત્તિમાં કવિ શ્રીધરાણીનાં બે પાસાં સ્પષ્ટ વર્તાઈ આવે છે: પૂર્વ શ્રીધરાણી અને ઉત્તર શ્રીધરાણી.

'કોડિયાં'ની પ્રથમ આવૃત્તિ જોતાં ૧૯૩૪ સુધીમાં શ્રીધરાણીનો જે બળુકો નવોન્મેષ પ્રકટ થએલો જોવા મળે છે તેણે તત્કાલીન કાવ્યભાવકો અને વિવેચકોનું સારું ધ્યાન ખેંચ્યું હતું. એમાં છંદોવૈવિધ્ય અને વિષયવૈવિધ્ય તો ખરાં જ, પણ આગવી કલાસૂઝ અને ભાષાસૂઝ એમાં ખાસ આગળ તરી આવે છે. એમનાં ગીતોમાં ગુજરાત-સૌરાષ્ટ્રના લોકઢાળોની રમણીય સિદ્ધિ જોવા મળે છે, તો 'વર્ષામંગલ'નાં ૭ ગીતોમાં શાંતિનિકેતનના સંસર્ગે બંગાળની પ્રકૃતિ અને રવીન્દ્રસંગીતની કામયાબ અસરો પણ ઝિલાએલી જોવા મળે છે. શું ગીતોમાં કે શું છંદોમાં એમનો લયહિલ્લોળ મુગ્ધ કરે તેવો છે. પદવિન્યાસની પણ એમની સમજ દાદ માગ્યા વગર રહે

તેવી નથી પૂરી અને ગુનગુનીને એમણે સભાનતાથી અને સરસ રીતે પ્રયોજી બતાવ્યા છે તાજગી અને રમતિયાળ લયમાં મઢાએલાં એમનાં કિશોરભોગ્ય ગીતો પણ જુદી ભાત પાડી જાય છે

આઝાદીની લડતમાં સક્રિય રીતે સામેલ થએલા યુવાન શ્રીધરાણીના સર્જનમાં દેશદાઝના કે દલિત પીડિત પ્રત્યેની સહાનુભૂતિના કાવ્યો ન હોય એ કેમ બને? અને સભાન સર્જક કવિ કે કવિતા વિશે પણ વિચાર્યા વગર રહી શકે ખરો? શ્રીધરાણીએ આ મનનગની કૃતિઓ પણ આપેલી છે પ્રકૃતિના સુંદર ચિત્રો સાથે સાથે એમણે ભવ્ય ભાવનાવાદને પણ પોતાની કવિતામાં સફળતાથી નિરૂપ્યો છે અને વળી વાસ્તવવાદ તરફ વળેલા એ દશકામાંથી શ્રીધરાણી પણ બાકાત ક્યાં રહી શક્યા હતા? એમણે જ્યાં જ્યાં વાસ્તવવાદને નિરૂપ્યો છે ત્યાં ત્યાં એ કૃત્રિમ કે કિસ્સો જણાતો નથી બલકે વાસ્તવ પરની એમની સૂક્ષ્મ સાહજિક પકડ જ એ કૃતિઓને કાવ્યકોટિ સુધી પહોંચાડે છે દેશદાઝ, આદર્શવાદ કે વાસ્તવવાદના લુખ્ખા પ્રચારવેડામાંથી આ કારણે જ એમની કૃતિઓ ઊગરી શકી છે સાચા સંવેદનનો એમાં સૂક્ષ્મ કલાઘાટ ઊતર્યો છે. પરંતુ ભારત પાછા ફર્યા પછી તેની સ્વતંત્રતાનું જે દર્શન એમણે કર્યું તેથી એમની સર્જનશક્તિએ બીજો વળાંક લીધો આ ઉત્તર શ્રીધરાણીની કૃતિઓમાં વેધક કટાક્ષ મુખ્ય રીતિ બને છે ભાષાલય અને અભિવ્યક્તિની ભંગિઓ પણ પૂર્વ શ્રીધરાણી કરતાં જુદી તરી આવે છે 'આઠમું દિલ્હી' જેવી કૃતિ કે ૧૯૬૧માં બહાર પડેલા નિધનોત્તર કાવ્યસંગ્રહ 'પુનરપિ'માંની સંત વિનોબા વિષયક પ્રલંબ રચના સિવાય કાવ્યસિદ્ધિનું અગાઉના જેવું ઊંચું શિખર એમણે સર કર્યું જણાતું નથી. આ બધી કૃતિઓ નવીન વિભાવન અને અવનવીન અભિવ્યક્તિએ ની મથામણની કૃતિઓ બની રહી છે આમ, શ્રીધરાણી વીશીના કવિઓમાં આગવો અવાજ લઈ આગળ તરી આવ્યા એમની સૌંદર્યનિષ્ઠ દૃષ્ટિથી, રોમૅન્ટિક વલણ તથા ભાવના અને વાસ્તવના સાહજિક સાહચર્યથી, સંઘર્ષગર્ભ પ્રસંગકાવ્યોના નિજી નિરૂપણોથી, કલ્પનાસમૃદ્ધ કમનીય કિશોર કાવ્યોથી. એમની આ સાહિત્યસિદ્ધિને ઉપલક્ષીને ઈ. ૧૯૫૮નો રણજિતરામ સુવર્ણચંદ્રક એમને માટે જાહેર થએલો તે ૧૯૬૧માં એમને નિધનોત્તર એનાયત કરવામાં આવેલો

આ ઉપરાંત એમની કાવ્યમય વાતાવરણયુક્ત 'વડલો' નામક નાટ્યકૃતિ (૧૯૩૧), 'ઇન્સાન મિટ ગયા' વાર્તાસંગ્રહ (૧૯૩૨), 'પીળાં પલાશ' બાળનાટ્ય (૧૯૩૩), 'પદ્મિની' નાટક (૧૯૩૪) તથા 'પિયો ગોરી' નાટકસંગ્રહ (૧૯૪૬) આદિ એમના સર્જનરાશિમાં મહત્ત્વનો ઉમેરો કરે છે ગુજરાતી ઉપરાંત એમની નોંધપાત્ર અંગ્રેજી ગ્રંથસૃષ્ટિમાં છે 'વૉર વિધાઉટ વાયોલન્સ' (૧૯૩ ), 'માય ઇંડિયા, માય અમેરિકા' (૧૯૪૧), 'વૉર્નિંગ ટુ ધ વેસ્ટ' (૧૯૪૩), 'ધ મહાત્મા ઍન્ડ ધ વર્લ્ડ' (૧૯૪૬), 'ધ બિગ રેર ઑવ ઇન્ડિયા' (૧૯૫૧), 'ધ જર્નાલિસ્ટ ઇન ઇન્ડિયા' (૧૯૫૬) અને એ વર્ષે મુંબઈથી પ્રકટ થએલ 'ધી ઍડવેન્ચર્સ ઑવ ધી અપસાઇડ-ડાઉન ટ્રી'.

આમ, ગુજરાતી તેમજ અંગ્રેજી ઉભય ભાષામાં સમૃદ્ધ સર્જન કરનાર શ્રીધરાણી પોતાની પાછળ, સ્વ. ગગનવિહારી મહેતાએ લખેલા એક અંજલિલેખમાં શ્રીધરાણીના બે સંતાનોનો ઉચિત નામોલ્લેખ કરીને કહ્યું છે તેમ, 'અમર' 'કવિતા' મૂકતા ગયા છે.

---

**Kamal Art Printery**
**38 Police Court Lane, Fort**
**Bombay-1**



પોસ્ટ ઓફિસ રિકરીંગ
ડિપોઝીટ યોજનાથી
આપની વૃદ્ધાવસ્થા અને કુટુંબ
નિશ્ચિંત બને છે.
આ યોજનામાં વીમા જેવા લાભો
પણ મળે છે.

નાની બચત
ઘડપણનો સહારો

વિગત માટે
કલેક્ટર કચેરી, પોસ્ટ ઑફિસ
જિલ્લા બચત અધિકારી

# આજ માટે તૈયાર છો, પણ આવતી કાલ નો વિચાર કર્યો છે?

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · હેમંત · વિ. સં. ૨૦૩૨

નવેમ્બર-ડિસેમ્બર

૧૯૭૫

અંક

૧૦૮

'ઊગે છે સુરખીભરી
રવિ મૃદુ



હેમંતનો પૂર્વમાં'
(કલાપી)

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • હેમંત • વિક્રમ સંવત ૨૦૩૨ • પરંપરિત અંક ૧૦૮ • દ્વિજ અંક ૩૬
નવેમ્બર–ડિસેમ્બર ઈ. ૧૯૭૫

કાવ્ય



અનુવાદ





□

ગદ્ય



આસ્વાદ



---

તત્રીઓ રાજેન્દ્ર શાહ  બચુભાઈ રાવત
નિરંજન ભગત • ધીરુભાઈ પરીખ

---

▯ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમા દરેક માસે—ફેબ્રુઆરી, એપ્રિલ જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અતમા પ્રકટ થાય છે ▯ દેશમા વાર્ષિક રૂ ૯, પરદેશમા રૂ ૨૦ ધા પા ૧, અમેરિકામા રૂ ૩૦ યા ડૉ ૪, છૂટક નકલ રૂ ૧ ७૫ ▯ લેખકોએ કૃતિનો નિર્ણય જાણવા ટપાલખર્ચ સાથેનું કાર્ડ/કવર મોકલવુ જરૂરી છે ▯ લવાજમ મોકલવાના સ્થળ (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ ૧ (૨) લિપિની પ્રિન્ટરી, ૨૨ કલ્યાણદાસ બિલ્ડિગ, ગોવાલિયા ટૅક રોડ, મુબાઈ ૪૦૦૦૩૬ (૩) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભુવન રિલીફરોડ, અમદાવાદ ૧ ચા સ્ટેશનરોડ, આણદ (૪) ત્રિપાઠી પ્રા લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુબાઈ ૨ (૫) વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી શામસદન ૧લે માળે બારકર બાગ લેન ગામદેવી મુબાઈ ૭

---

મુદ્રક અને પ્રકાશક બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧ —

માના ૧૨મા કાવ્યમા આપવાનો પ્રયત્ન કર્યો છે કહો કે જાણે ઉદ્દેશ પૂર્વોક્ત પ્રશ્નનો જાતે જ જવાબ શોધવા પ્રયત્ન કર્યો છે એઓ કહે છે

You alone knew that motion
is nothing different from rest,
that the void is fullness and a clear sky
the most extended of clouds

(તું એકલી જ જાણતી હતી કે ગતિ
એ વિરામથી જરાય જુદી નથી,
શૂન્યતા એ સભરતા છે અને સ્વચ્છ આકાશ
સૌથી વધુ વાદળછાયું હોય છે)

વિષાદની વાત કરતો આ કવિ વિરતિમા નાંગરે છે જીવનના સમગ્ર વિષાદની એ જ તો ફલશ્રુતિ!

કવિમા નિરાશા હતાશાનો ભાવ પણ જોવા મળે છે પણ સાથે સાથે એ પરિસ્થિતિમા રહસ્યગર્ભ ચિંતન નવો પ્રકાશ પાથરી રહે છે 'House on the sea' (સાગરતટે નિવાસસ્થાન) નામક કાવ્યમા પોતાની સાથેના સહપ્રવાસીને કહે છે

You ask if everything goes like this
in a little haze of memories,
if in the hour that dazes or in the sigh
of breakers each destiny is fulfilled
I would like to say no that for you the hour
approaches to take you clean beyond time
perhaps only he who wants to grows infinite
and this you may do who knows not I
I think that most are not to be saved
but someone overturns every plan
wins through the gap finds the self he wanted
I should like, before yielding to mark for you
that way of escape
unsure as foam or wrinkle
on the shaken fields of the sea.

(તું પૂછે છે કે સહેજ ધૂંધળી સ્મૃતિઓમા
બધું આમ જ ચાલ્યા કરશે
કે પછી ચકિત કરી દેતી ઘડીએ કે મોજાના
નિસાસામા સિદ્ધ થાય છે પ્રત્યેક નિયતિ
હું ના કહીશ, તારે માટે તો એ ઘડી
આવી પહોંચે છે તને સમયની પેલી પાર લઈ જવા
કદાચ જે અનંતતા ઝંખે છે તે જ અનંત બને છે
અને કોણ જાણે તું આમ કરે પણ ખરી,
હું નહિ
હું ધારું છું કે ઘણાખરા તો ઉગારી શકવા માટે નથી,
પરન્તુ કોઈક પ્રત્યેક યોજનાને ઊંધી વાળે છે
અને વચગાળામા સફળ થાય છે, પોતાના મનગમતા અર્થને સિદ્ધ કરે છે
શરણે જાઉં તે પહેલા હું તારે માટે આંકી જવા માગું છું
ઊગરવાનો માર્ગ
જે લહેરાતા સાગરપટ પરના
ફીણ કે લહેરીઓ જેવો અનિશ્ચિત છે)

ઉપરની કડિકામા 'કોઈક someone–પ્રત્યેક યોજનાને ઊંધી વાળે છે' એ પંક્તિમા અદૃષ્ટની વિદારક રમતના ઉલ્લેખમા નિરાશા તો છે જ પણ આગળ જતા કહે છે

I give you too my miser hope
This new *time tired I bring it no increase*
I offer it in ransom to your fate to set you free

(હું તને મારી આછી પાતળી આશા પણ સમર્પું છું

થાકેલોપાકેલું હું આ નવી ઘડીએ પણ એમાં વધારો કરતો નથી.
તને મુક્ત કરવા માટે હું તેને ખંડણીરૂપે તારા નસીબને આપી દઉં છું.)

આ 'થાક'ની અનુભૂતિ અને આછીપાતળી રહી ગએલી આશા! હતાશાની આ મનોદશા અહીં અભિવ્યક્તિ પામી છે અને છેલ્લે વળ લે છે:

'Our journey is ending upon this shore
gnawed by the tide with double motion.
Your heart close by, not hearing me, perhaps
steers for the eternal this moment.

(બેવડા વેગવાળી ભરતીથી ખવાઈ ગએલા
આ કિનારા પર આપણી સફરનો અંત આવે છે.
મારી નજીક છે તારું હૃદય, પણ મને સાંભળ્યા વગર કદાચ
શાશ્વતી પ્રતિ હંકારી જાય છે આ ક્ષણે.)

વિખૂટા પડવાની વેળાનાં ગભીર દર્દ અને દશા અહીં મૂર્ત થયાં છે. એમાં એ વિષાદની સાથે સાથે 'શાશ્વતી' તરફની ગતિ કવિની ક્ષણભંગુરતા વિષેની સભાનતાને વિશેષ દઢાવી રહે છે. બીજા કાવ્યસંગ્રહ 'પ્રસંગો'માંના 'Eastbourne' નામક કાવ્યમાં સ્પષ્ટપણે કવિ કહે છે:

Evil wins...The wheel will not stop.'

(અનિષ્ટ જીતે છે...આ ચક્ર કદી અટકશે નહિ.)

આમ, ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેનો સદ્ અને અસદ્ વચ્ચેનો સંઘર્ષ સનાતન છે તેવો સ્પષ્ટ નિર્દેશ કવિએ અહીં કર્યો છે

ત્રીજા કાવ્યસંગ્રહ 'The storm and other' (ઝંઝા અને અન્ય)માંના પ્રથમ ગુચ્છ 'ફિનિસ્ટેર' Finisterre)માંના એક કાવ્ય 'On a letter unwritten' (વણલખાએલા પત્ર પર)માં મોજાંની વ્યર્થ પછાડ વિષે એઓ કાવ્યાંતે જણાવે છે:

'...The wave, emptily,
breaks upon the headland, at Finisterre

(પેલું મોજું, વ્યર્થપણે,
ફિનિસ્ટેર પાસે ભૂશિર પર ભાંગી જાય છે.)

પ્રતીકાત્મક રીતે મરી ફીટવાની વ્યર્થતાનો વિષાદ અહીં સૂચિત હશે? પરન્તુ આગળ જણાવ્યું છે તેમ એ વિષાદ વિષાદ જ રહી જતો નથી. ધીમે ધીમે શ્રદ્ધા તરફ કવિચિત્તની ગતિ અકળ રીતે વળતી જાય છે. પ્રસ્તુત ખંડના 'the ark' (હોડી) નામક કાવ્યમાં 'વિલો'ના છોડને કાપી નાખ્યા પછી એક ખાડામાં પડેલા એના કતરણને ઝંઝા ઉડાડી તો મૂકે છે, પરન્તુ એ જ ઝંઝા ઉડાડીને દૂર લઈ જઈ સહુને એક અજાણ છાપરા નીચે એકત્ર કરે છે એને આ રીતે વર્ણવે છે:

'...The storm,
certanily, will gather them under that roof
of old, once again, but far, more far
from this country...'

(...ઝંઝા
ખરેખર એમને પેલા પુરાણા છાપરા તળે એકઠા કરશે
ફરી વાર, દૂર સુદૂર
આ દેશથી...)

અને આ જ કાવ્યાંતે કવે છે:

'...The spring
thunderstorm shakes my ark
with a barking of faithfulness, o lost ones'

(...વાસંતી
વાવાઝોડું મારી હોડીને ધ્રુજાવી દે છે
શ્રદ્ધાળુતાના ગર્જનથી, ઓ ખોવાએલાઓ.')

આમાં પેલા દૂર-સુદૂર આવેલા પુરાણા છાપરા તળે દ્વારા ઇહ-લોક પારની વાત કે ઉપરની પંક્તિઓમાં 'શ્રદ્ધાળુતા'થી

નિજ હોડીને હુમલી દેના વાવાઝોડાની વાતમા કવિ ચિત્તની શ્રદ્ધાનો અશ પ્રકટ થતો જોઈ શકાશે ઝઝા વેગવિબેગ કરવાને સ્થાને સહુને અન્યત્ર એમ્પા કરશે એવુ એ વિનાશાત્મક તત્વમા ગોપિત શુભનુ દર્શન, કે એ ઘેર ગ ન્નમા ઊંડી શ્રદ્ધાનું ચિંતન કવિના નિરાશાવાદમા પણ આશાનુ સૂચન કરી જાય છે શ્રદ્ધાનો શબ્દ કેવો તો બળૂકટ છે તે તેમણે 'ઝાઝા અને અન્ય' કાવ્ય સમઙના ચોથા ખડમાના એક કાવ્ય 'Wind on the crescent (બીજલેખા પર પવન)મા દર્શાવ્યુ છે,

> The great bridge d d not lead to you
> I would have reached you even by sa ling
> along the sewers at a word from you
>
> (વિશાળ પુલ તારા સુધી પહોચાડતો નહોતો
> હું તારી પાસે આવી પહોચ્યો હોત તરતો તરતો
> મોરી માર્ગે ય, તારા એક શબ્દને સહારે )

આ શ્રદ્ધા અહીં ઉત્કટ ભક્તિનુ જ સ્વરૂપ લે છે આવી જ રીતે માનવમાની, માનવસત્તામાની, માનવ સમાજમાની તેમની હતાશા અને આશાનુ મિશ્રિત ચિત્ર આ સંગ્રહના પાચમા ખડમાના કાવ્ય 'Hitler spring (હિટલર વસત)મા આપવામા આવ્યું છે માનવે માનવ માટે સર્જેલા અનિષ્ટો યાતનાઓ અને વેરેલા વિનાશની કરુણ અને કપાવનારી કથની કહ્યા પછી આશાવચનો ઉચ્ચારતા કવિ કહે છે

> O the wounded
> springtime is still holiday if it freezes
> this death of ours in death !
>
> (ઓહ આ વિદ્ધ
> વસંતકાળ પણ મજાની રજા બની રહે, જો તે
> આપણા મૃત્યુને મૃત્યુમા થીજવી દે તો )

અને પછી આગળ જતા આ જ કાવ્યમા કહે છે

> Perhaps the sirens the ris ng wail
> that greets the monsters in the nigl tfall
> of their witches sabbath is already m ngl-
> ing
> with the sound that loosed from heaven
> descends wins—
> with the breathing of a dawn that tomorrow
> for every one
> may show again white but without wings
> of horror on burnt wad s of the south
>
> ( કદાચને મજુનકડી મ વાવી મત્સ્યકન્યાનો,
> આપણુ રાત્રિમા રાક્ષસોનું અભિવાદન કરતી
> એઓની પિશાચી મહફીલનો ગીતો નૂર
> સ્વર્ગમાથી રેલાઈ આવતા સૂરની સાથે જે ભળી
> રહ્યો છે
> અને જે ભળી રહ્યો છે દક્ષિણના પ્રદીપ્ત ચોમાસુ
> નાળા પર,
> આવતી કાલે પ્રત્યેકને માટે કદાચ ફરી ઊગનારી શ્વેત
> પણ ભીષણતાની પાખો વિનાની
> ઉષાના શ્વાસોચ્છ્વાસ સાથે
> તે ઊતરે છે, વિજયને વરે છે )

આમ અહીં ભીષણતાની પાખો વિનાની આવતી કાલની આશા વ્યક્ત થએલી છે આ જ કાવ્યસંગ્રહના પાચમા ખડમાંના એક બીજા કાવ્ય 'Rainbow (મેઘધનુષ)મા અને કહે છે

> But if you return you are not you
> your earthly story is changed you do not
> wait at the ferry for the prow,
>
> because His work (which as yours
> is transformed) must be continued
>
> (પરન્તુ તમે પાછા ફરો તો તમે તમે નથી હોતા
> તમારી પાર્થિવ કથા પલટાઈ ગઈ હોય છે
> તમારે રોકાવુ પડતું નથી હોડી પર ચડવા ઘાટ પાસે,

... ... ... ...

કારણ કે નિયંતાનું કાર્ય (જે તમારા કાર્યની જેમ
રૂપાંતર પામ્યું છે) તો ચાલુ જ રહેવું જોઈએ)

જગન્નિયંતાના ચરખાની અવિરતતામાંની દૃઢ શ્રદ્ધા છેલ્લી બે પંક્તિઓમાં ભારપૂર્વક પ્રાકટ્ય પામી છે. વળી, આ જ પાંચમા ખંડના એક પ્રબળ અને પ્રતીકાત્મક કાવ્ય 'The eel' (બામ માછલી)માં માછલીની સુદીર્ઘ જલયાત્રા દ્વારા, તેની સામે આવતા અવરોધોને વટાવી પ્રબળતાથી આગળ વધતી યાત્રા દ્વારા, આત્મવિશ્વાસ અને આનંદનું, પુરુષાર્થ અને પ્રોત્સાહનું એક પ્રબળ ગાન ગાયું છે. વચ્ચે કવિ કહે છે:

'The spark that is saying
everything begins when everything seems
to char black,...'

(એ સ્ફુલિંગ કહે છે કે
જ્યારે પ્રત્યેક ચીજ બળીને કોલસો બને છે ત્યારે જ
પ્રત્યેક ચીજનો આરંભ થાય છે,...)

જીવન માટે મથામણ કરતી, નવજન્મ માટે મૃત્યુમુખમાં ધસતી આ માછલીને 'spark'–સ્ફુલિંગ–કહી કવિએ પ્રત્યેકના અંતમાં જે આરંભનું દર્શન કર્યું છે તે જ્ઞાનીનું તત્ત્વજ્ઞાનીનું કાવ્યમય દર્શન છે.

મોન્તાલેનાં કાવ્યોમાં જો કાન માંડશો તો વારંવાર અવસાદ અને અભાવના, ખિન્નતા અને ખાલીપણાના, વિષાદ અને વિશૂન્યતાના પડઘા સંભળાયા કરશે, એમાં એકલતા અને અળગાપણાના અણસારા પણ કળાયા કરશે. પરંતુ જો ઝીણી નજરે એ કાવ્યોને અવલોકશો-વિશ્લેષશો તો પ્રતીત થયા વગર નહિ રહે કે જગત-વ્યાપી દુરિતનાં દર્શનથી પ્રકટેલી એમની હતાશામાં પણ 'અમર આશા' છુપાએલી છે. એ ખિન્નતામાંથી ખાલીપણાની લાગણી ભલે જન્મા હોય, પરન્તુ વિષાદને વિરતિમાં રૂપાંતરિત કરતી એમની પ્રાજ્ઞ દૃષ્ટિમાં યોગીનું દર્શન છે. એમની એકલતા એ કાપુરુષની ભાગેડુ વૃત્તિનું પરિણામ નથી, પરન્તુ આત્મલીનની અલગતાનું પરિણામ છે. સહુ સાથે સંવાદિત સાધવા સારુ સહુથી પર અને પાર રહેવા માગનાર અને મથનાર સર્જકાત્માની અક્ષર સંસ્કૃતિ છે. શૂન્ય બની સભરતા માણવાની ઉપનિષદીય મસ્તી છે. આથી જ ત્યાં ખિન્નતાનો અંત પ્રસન્નતામાં આવે છે, શૂન્યતાનો ભાવવિશેષ સભરતાની નિર્લેપ મસ્તીમાં બાઢ લાવે છે.

## 'કવિલોક' રૉબર્ટ ફ્રૉસ્ટ વિશેષાંકનો સુધારો

મારા અનૂદિત કાવ્ય 'પહાડી વધૂ'માં ૨૪મી પંક્તિનો અનુવાદ 'ત્યાંય નહોતી' એમ કર્યો છે તેને બદલે 'અહીં છે?' એમ કરીએ તો મૂળને વધુ અનુરૂપ થાય.

**ન. પા.**

# અમીર ખુસરોની કવિતા

રજનીકાન્ત જોશી

ભારતની ભૂમિએ એવી અનેક વિભૂતિઓને જન્મ આપ્યો છે કે જેઓના ગુણગાન કેવળ ભારતમા જ નહિ, પરંતુ સમગ્ર વિશ્વમા ગવાતા રહ્યા છે અમીર ખુસરો એમાની એવી એક વિભૂતિ છે કે જે સાતસો વર્ષના અંતરાલ પછી આજે પણ શ્રદ્ધેય અને સ્મરણીય છે ઉર્દૂ અને ફારસીના ખ્યાતનામ કવિ ડૉ શેખ મુહમ્મદ ઇકબાલે યોગ્ય જ કહ્યુ છે કે

'હજારો સાલ નર્ગિસ અપની બેનૂરી પે રોતી હૈ,
બડી મુશ્કિલસે હોતા હૈ ચમનમેં દીદાવર પૈદા'

અમીર ખુસરોનુ મૂળ નામ તો અબ્દુલહસન યમીનુદ્દીન એમનો જન્મ ઈ ૧૨૫૩ (હિ સન ૬૫૨)મા ઉત્તર પ્રદેશના એટા જિલ્લાના પટિયાલી નામના કસ્બામા થયેલો પિતા સૈફુદ્દીન સ્વય શિક્ષિત તો ન હતા પરંતુ તેમણે ખુસરોના શિક્ષણની સારી વ્યવસ્થા કરી હતી અમીર ખુસરોએ પોતાનુ પ્રાથમિક શિક્ષણ કાજી અસદુદ્દીન મુહમ્મદ પાસે અને ત્યાર પછીનુ શિક્ષણ પ્રસિદ્ધ સૂફી સાધક હજરત ખ્વાજા નિઝામુદ્દીન ઓલિયા પાસે લીધુ હતું પિતાના અવસાન પછી દાદા ઇમાદુલ મુલ્કને ત્યા અમીર ખુસરોનો બાલ્ય કાળ વીત્યો દાદાનુ ઘર એટલે ભારતીય વાતાવરણનુ કેન્દ્ર ખુસરોની માતા પણ ભારતીય આમ, કવિ પોતાને પણ ભારતીય જ ગણતા, અને ભારતીય કહેવડાવવામા ગૌરવનો અનુભવ કરતા હિન્દવીને તેઓ પોતાની માતૃભાષા કહેતા, જે આજે તો રાષ્ટ્રભાષા તરીકે ઓળખાય છે કવિ કહે છે

'તુર્ક ઇ હિંદુસ્તાનિયમ મન દર હિંદવી ગોયમ જવાબ
શક્કર ઇ મિસ્રી ન દારમ કજ અરબ ગોયમ સુખન'

અર્થાત્ કવિ કહે છે કે હુ હિંદુસ્તાની તુર્ક છુ હુ હિંદવીમા જવાબ આપુ છુ, મારી પાસે કઈ ખાંડ-સ્ર નથી કે જેથી હુ અરબીમા સંવાદ કરુ 'હિન્દવી' પ્રત્યે કવિને કેટલું ગૌરવ હતુ તે તેમની નીચેની પંક્તિઓ પરથી પ્રકટ થશે તેઓ કહે છે કે જો મને પૂછો તો કહું કે હું તો ભારતનો પોપટ છુ, મારી સાથે મીઠાશથી બોલવુ હોય તો મને 'હિન્દવી'મા પૂછો

'ચુન મન તૂતી ઇ હિંદમ અર રસ્તપુર્સી,
જેમન હિંદવી પુર્સતા નગ્ઝ ગોયમ.'

હિંદવી ઉપરાંત સંસ્કૃત, અરબી, ફારસી, તુર્કી અને ભારતની અન્ય પ્રાંતીય ભાષાઓનું તેમનુ જ્ઞાન પણ સારુ કહી શકાય એવુ હતુ તેઓ પોતાના પ્રથમ પુસ્તક 'તુહફતુસ્સગ્ર'ની ભૂમિકામા લખે છે "ઈશ્વરની કૃપાથી હુ બાર વર્ષની વયથી શેર અને શાયરી કરતો થઈ ગયેલો આથી વિદ્વાનોને આશ્ચર્ય પણ થતુ એ સમયે મને કોઈ કાવ્ય ગુરુ નહોતા મળ્યા હું જાતે જ પ્રાચીન અને નવીન કવિઓની કૃતિઓનો આસ્વાદ લેતો ને મનન કરતો' કવિ અમીર ખુસરોની આ વાત પ્રત્યેક ઉદીયમાન કવિએ સ્મરણમા રાખવા જેવી છે કે ઉત્તમ કૃતિઓનુ વાચન મનન પોતાને સર્વથા લાભદાયી થાય છે એમણે આ વાત કબૂલી હોવા છતાય એમના કાવ્ય ગુરુ ખ્વાજા શમશુદ્દીન ખ્વારિઝ્મીને માનવામા આવે છે, કારણ કે તેમણે જ ખુસરોના 'પંજગંજ' નામક ગ્રન્થને પરિષ્કૃત કર્યો હતો

કવિના હૃદયસ્થ ગુરુ હજરત નિઝામુદ્દીન ઓલિયા હતા ગુરુ શિષ્ય બન્ને વચ્ચે પ્રેમનો અતૂટ સંબંધ હતો જ્યારે હજરત નિઝામુદ્દીન ઓલિયાનુ મૃત્યુ થયેલુ તે સમયે ખુસરો ગ્યાસુદ્દીન તઘલખની સાથે પોતે પણ એક કુશળ યુદ્ધવીર હોવાને કારણે બંગાળ ગયેલા. તેમને જ્યારે ગુરુના મરણના સમાચાર મળ્યા ત્યારે, કહેવાય આવે છે એ પ્રમાણે તેઓ એક ગાંડાની જેમ ચીસો પાડતા દિલ્હી પહોચેલા અને ગુરુની કબર પર, નીચે

પ્રમાણેનો દોહો ઉચ્ચારી, ઢળી પડેલા—

'ગોરી સોઇ સેજ પર, મુખ પર ડારે કેસ,
ચલ ખુસરો ઘર આપને, રૈન ભઈ ચહુદેસ.'

અને ત્યાર પછી કેવળ છ જ મહિનામાં ઇ. ૧૩૨૫ (૧૮ શવ્વાલ ૭૨૫ હિ.)ના દિવસે અમીર ખુસરોનું મરણ થયેલું. આજે પણ ત્યાં આ ગુરુ-શિષ્યની કબરો પાસ-પાસે જોવા મળે છે.

**અ**મીર ખુસરોની કવિતા કુલ ૯૯ ગ્રન્થોમાં સંગૃહીત થયેલી છે. આજે તો એમાંથી કેવળ ૨૨ જ ગ્રન્થો પ્રાપ્ય છે. કવિની કાવ્ય-પ્રતિભા પહેલીઓ, મુકરીઓ, મસનવી તેમજ ગઝલાદિમાં સમાન રૂપે પાંગરેલી જોવા મળે છે.

અત્ર આલોચ્ય કવિ ફારસી અને અરબીના પણ જાણકાર હતા. મુખ્યરૂપે તો તેઓ ફારસીના જ કવિ હતા. ફારસી ભાષા પર ખુસરો અપ્રતિમ કાબૂ ધરાવતા હતા. તેઓની ગણના મહાકવિ ફિરદોસી, શેખ સાદિક અને નિઝામીની સાથે થતી હતી. જો કે તેમની મહત્તા તેમનાં ફારસી કાવ્યો પર આશ્રિત છે, છતાંય તેમની લોકપ્રિયતાનું કારણ એમની હિન્દવીની રચનાઓ છે. સ્વયં કવિ પણ ફારસી-અરબીની સાથે સાથે હિન્દવીના કારણે ગૌરવનો અનુભવ કરતા. હિન્દવીમાં તેમની પહેલીઓ, મુકરીઓ, ગઝલો, દો સુખનાની સુંદર અભિવ્યક્તિ જોવા મળે છે, જે ખડી બોલીના પ્રાચીન રૂપનો પણ નિર્દેશ કરે છે. ઉદાહરણરૂપે, કવિ જેમાં કહે છે કે એક પરમ સત્ય અપાર અનંત અને અગમ છેઃ

'કયા જાનૂં વહ કૈસા હૈ, જૈસા દેખો વૈસા હૈ;
અર્થ તો ઇસકા બૂઝેગા; મુંહ દેખો તો સૂઝેગા.'

અન્ય એક રચનામાં કવિ કહે છે કે સૃષ્ટિનું મૂળ એક જ છે તથા 'ऊर्ध्वमूले अधः शाखा'ની જેમ એમાંથી જ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે—

અચરજ બંગલા એક બનાયા,
ઉપર નીંવ તલે ઘર છાયા,
બાંસ ન બલી બન્ધન ઘને,
કહો ખુસરો ઘર કૈસે બને.'

અન્ય એક પહેલીમાં કવિ કહે છે કે સર્જનહારે ઉપરથી ચંદરવો તાણ્યો છે જે સ્થિર રહી ટકયો છે—

'એક થાલ મોતિયોંસે ભરા,
સબકે સિર પર ઔંધા ધરા;
ચારોં ઓર વહ થાલી ફિરે,
મોતી ઉસસે એક ન ગિરે.'

નીચેની કૃતિમાં કવિ નિર્દેશ કરે છે કે ઇશ્વર સર્વવ્યાપી છે અને એ બધે જ અસ્તિત્વ ધરાવે છે—

'ઊંચે અટારી પલંગ બિછાયો,
મૈં સોઈ મેરે સિર પર આયો;
ખુલ ગઈ અખિયાં ભઈ આનંદ,
ઐ સખિ સાજન? નહિ સખિ ચંદ.'

કવિએ આ પરમ તત્ત્વને 'રામ', 'અલ્લાહ', 'સિરજનહાર' તથા 'કર્તાર' જેવા શબ્દોથી નવાજ્યું છે. સાથે સાથે તેઓ આત્માને નારી અને પરમાત્માને નર રૂપે ચિત્રિત કરતાં કહે છે—

વહ આવે તબ શાદી હોવે,
ઉસ દિન દૂજા ઔર ન કોય;
મીઠે લાગે વાકે બોલ,
કયોં સખિ સાજન? નહિ સખિ ઢોલ.'

આ પ્રમાણે અમીર ખુસરો 'હિન્દવી'નો આગ્રહ સેવીને પહેલીઓ અને મુકરીઓમાં અન્તર્મનનો સ્નેહ પીરસતા જોવા મળે છે, જેમાં કવિનું પરમાત્મા સુધી પહોંચવાનું મંથન છતું થતું દૃષ્ટિગોચર થાય છે. 'ખાલિકબારી', 'હાલાત-એ-કન્હૈયા' અને 'નઝરાના-એ-હિન્દી' આ ત્રણે ગ્રન્થોની પહેલીઓ અને મુકરીઓ કવિની હિન્દી જગતને અમૂલ્ય દેણગી ગણાવી શકાય.

સાહિત્યમાં સ્વતંત્ર વ્યક્તિત્વ ધારણ કરતા કાવ્ય-પ્રકાર મસનવીમાં સામાન્યતઃ નૈસર્ગિક આવરણ દ્વારા ઐતિહાસિક ઘટનાને આધારે માનવવૃત્તિઓનું ચિત્રાંકન

કરવામાં આવતું હોય છે. નીચેની એક મસનવીમાં કવિ કહે છે કે વસંતઋતુમાં ખીલનાર પ્રત્યેક ગુલાબના અંકમાં કાંટા સંતાયેલા હોય છે—

'હર સુર્ખ ગુલી કે દર બહારીસ્ત,
દર દામને-શ-નિહુફ્તેહ ખારીસ્ત.'

અન્ય એક ઉપદેશાત્મક ઉક્તિમાં કવિએ કહ્યુ છે કે શરાબખાનામાં જનાર સૂફીને પણ દુનિયા તો શરાબી જ સમજતી હોય છે—

સૂફી કે રવદ બ-મજલિસે-મે,
અલબત્તેહ બ્યાદ પિયાલા બર બે.'

અમીર ખુસરોની વિખ્યાત મસનવીઓમાં 'મસનવી કિરાનુસ્સાદૈન', 'મસનવી ખમસએ ખુસરો' યા 'મસનવી પજગંજ', 'મસનવી દેવલદેવી-ખિજખા ઇશ્કિયા' યા 'ખિજનામા', 'મસનવી તુગલકનામા' અને 'નુહ સિપહર'નો સમાવેશ કરી શકાય 'નુહ સિપહર'નુ મહત્ત્વ કેવળ ઐતિહાસિક દૃષ્ટિએ જ નહિ, પરંતુ સમસામયિક સભ્યતા અને સાંસ્કૃતિક એકતાની દૃષ્ટએ પણ આંકી શકાય એમ છે. આમાં કુલ નવ પ્રકરણો છે. પ્રત્યેક પ્રકરણનો છંદ જુદો જ છે અને તેમાંના એક પ્રકરણમા ભારતવર્ષની મહાનતા દર્શાવવામા આવી છે, જેમાં એક પંક્તિ-કિશ્વર-ઇ હિન્દી-અસ્ત બિહિશ્ત બ જમીન-માં કવિએ ભારત દેશને 'સંસારનુ સ્વર્ગ' કહ્યો છે. 'નુહ સિપહર'માં અમીર ખુસરોએ સિન્ધી, લાહોરી (પંજાબી), કાશ્મીરી, કબર, ધોર સમુદ્રી (કન્નડ), તિલંગી (તેલગુ), ગુજ્જર (ગુજરાતી), મબરબી (તામિલ), ગૌરી બંગાલ (બંગાળી), અવદ (અવધી) જેવી ભારતીય ભાષાઓનો નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે—

'સિન્ધીઓ-લાહોરીઓ-કશ્મીરીઓ કબર
ધોર સમન્દરી ઓ-તિલંગી ઓ ગુજર.
મબરી ઓ ગૌરી ઓ-બંગાલ-અવદ,
દિહલી ઓ-પેશ મનશ અન્દર હમહઅદ.'

પહેલીઓ મુકરીઓ અને મસનવીઓ ઉપરાંત
ક્ષેત્રે પણ અમીર ખુસરોનું વ્યક્તિત્વ ઝળકી ઊઠ્યું છે. ફારસી કવિતાના નામાંકિત ગઝલકારો શેખ સાદી, ખુસરો અને હાફિઝમાં પ્રસ્તુત કવિનું સ્થાન આગવું જ રહ્યું છે. ખુસરોએ પોતાની ગઝલોમાં જીવન, મૃત્યુની સત્યતા, સંસારની પીડાઓ તથા તેનાં પરિણામો, ધર્મના નામે આડંબર, નીતિ-અનીતિ આદિ વિષયો પર કાવ્યસર્જન કર્યું છે. ઉદાહરણરૂપે, એક ગઝલમાં કવિની દૃષ્ટિએ તે વ્યક્તિ આદરને પાત્ર છે કે જે ચારિત્ર્યવાન પણ હોય—

'વફાદારી બ શર્તે ઉસ્તવારી અસ્લે ઈમાં હૈ,
મરે-બુતખાનેમેં તો કાબેમેં ગાડો બરહમન કો.'

કવિ મૂળે સૂફી સાધક હોવાને કારણે અધ્યાત્મ-રહસ્ય વિષયો તેમની ગઝલોમાં સારા પ્રમાણમાં જોવા મળે છે. જેમકે, તેં દર્દ આપ્યું ઘણું જ પણ એની દવા પણ તું જ છે:

'દર્દ હા દાદી બ દરમાની હનૂજ.'

અમીર ખુસરોએ પોતાની કવિતા દ્વારા વિવિધ ક્ષેત્રોમાં પોતાનો ફાળો આપ્યો છે. ભાષાના ક્ષેત્રમાં, સાંસ્કૃતિક ક્ષેત્રમાં તેમજ સામાજિક ક્ષેત્રમાં એઓનો દૃષ્ટિકોણ સમન્વયાત્મક રહ્યો છે. આનું ઉત્તમ ઉદાહરણ છે 'ખાલિકબારી' નામક ગ્રન્થ. આ ગ્રન્થ લગભગ કોશ-ગ્રન્થ જેવો જ છે, જેમાં અરબી, ફારસી, તુર્કી અને હિન્દીના શબ્દો સંગૃહીત છે. ડૉ. શ્રીરામ શર્માના મતાનુસાર 'ખાલિકબારી'માં 'હિન્દી હિન્દવી' શબ્દોની સંખ્યા લગભગ ૫૦૦ની થાય છે, જે કવિનો હિન્દી-હિન્દવી પ્રત્યેનો પ્રેમ દર્શાવે છે કવિતાના ઢાંચામાં ચારે ય ભાષાના પ્રયોગો પર્યાયો દ્વારા પ્રસ્તુત કરવામાં આવ્યા છે, જેમકે—

'ખંજરો શમશીરો સમસામસ્ત તેગ,
હિંદવી ખાંડા કહાવે ઉન્મન મેગ.
× × ×
મુશ્કનદ કો ઘિલા કહિયે ઔર હમાઇલ હાર,
બાજૂબંદ ભુજલી કહિયે લે પૈરાય સિંગાર.
× × ×

ફારસી બોલે આઈનહ, તુર્કી બોલે પાઈના,
હિન્દી પૂછે આરસી, મુંહ દેખે જો ઇસે બતાએ.

અમીર ખુસરોની હિન્દી કવિતાનો એક સંગ્રહ 'જવાહરે ખુસરવી'ના નામથી અલીગઢથી પ્રકાશિત થયેલો, પરંતુ આજે તે અપ્રાપ્ય છે. આ ઉપરાંત 'અમીર ખુસરોકી હિંદી કવિતા' (સં. બ્રજરત્નદાસ, નાગરી પ્રચારિણી સભા) નામક એક કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવેલો, જેમાં કવિની હિન્દ અને હિન્દી પ્રત્યેની મમતા જોવા મળે છે.

ખુસરોની હિન્દી કવિતામાં તત્કાલીન લોકતત્ત્વનું સુંદર સંમિશ્રણ પ્રસ્તુત થયેલું જોવા મળે છે. જેમકે–એક લોકઢાળના લોકગીતમાં કન્યા વિદાયનો કરુણ પ્રસંગ કવિએ આ પ્રમાણે આલેખ્યો છે;

'કાહે કો બિયા હે બિદેશ,
સુન બાબુલ મોરે.
હમ તો બાબુલ તોરે બાગોંકી કોયલ,
કુહકત ઘર-ઘર જાઊં. સુન બાબુલ મોરે૦
હમ તો બાબુલ તોરે ખેતોંકી ચિડિયાં,
ચુગ્ગા ચુગત ઉડ઼િ જાઊં. સુન બાબુલ મોરે૦
× × ×
પ્યારભરી મૈને અમ્મા જો છોડી,
છોડી દાદાજીકી ગોદ. સુન બાબુલ મોરે૦
કોઠે તલેસે પલકિયા જો નિકલી,
બિરના ને ખાઈ પછાડ. સુન બાબુલ મોરે૦
પરદા ઉઠા કે મુન્ની જો દેખી,
આયે બગાને દેસ. સુન બાબુલ મોરે૦

આ ઉપરાંત અમીર ખુસરોએ પર્વોત્સવો અને ઋતુઓ વિષયક ગીતોની રચનાઓ પણ કરી છે, જેમાં લોકચેતનાની વાણીની સુંદર અભિવ્યક્તિ પરિલક્ષિત થાય છે.

બહુમુખી પ્રતિભા ધરાવતા આ કવિએ હિન્દી રચનાના કાવ્ય-કલેવરમાં શૃંગાર, કરુણ, શાંત, હાસ્ય અને બીભત્સાદિ રસોનું માર્મિક ચિત્રણ પણ કરેલું જણાય છે. ઉદાહરણરૂપે, અધ્યાત્મપરક સંયોગ-શૃંગાર અંતર્ગત કવિ કહે છે:

'ખુસરો રૈન સુહાગ કી,
જાગી પીકે સંગ,
તન મેરો મન પીઉ કો,
દોઉ ભએ એક રંગ૦'

વિપ્રલંભ-શૃંગારનું ઉદાહરણ—

સખી પિયા કો જો મૈં ન દેખું
તો કૈસે કાટૂં અંધેરી રતિયાં૦'
× × ×
ચૂડિયાં ફોડ પલંગ પર ડારૂં,
ઇસ ચોલી કો દૂંગી આગ લગાય૦'

સારાંશત: જે યુગમાં હિન્દી ભાષાનો વિસ્તૃત પ્રયોગ કયાંય નથી થયો ત્યારે અમીર ખુસરો શુદ્ધ ખડી બોલીમાં કાવ્ય કરે છે. જેમ કસીદા, મસનવી, ગઝલાદિ ફારસી કાવ્યપ્રકારોમાં તેમની કવિતા જોવા મળે છે તેમ ખુસરોની હિન્દી કવિતા દોહા, ચોપાઈ જેવા છંદોમાં પણ રજૂ થયેલી જણાય છે. તેમની કવિતામાં ભાવ અને કળા બન્નેનો સંયોગ સમુચિત રીતે થયેલો જોવા મળે છે. ટૂંકમાં અમીર ખુસરોએ પોતાના ૭૨ વર્ષના જીવનકાળ દરમિયાન તત્કાલીન વિદ્વાનો-સાહિત્યકારોમાં શિર્ષસ્થ સ્થાન પ્રાપ્ત કરેલું. તેઓ કેવળ કવિતાદ્વારા જ સમન્વયકારી નહોતા પણ અનેકવિધ ગુણોનો સમન્વય પણ તેમનામાં જોવા મળે છે. પરિણામે આજે સાતસો વર્ષ પછી પણ તેઓ સ્મરણીય રહ્યા છે અને રહેશે.

# કાવ્યહેતુઓમાં પ્રતિભાનું સ્થાન

અનંત રાવળ

સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓએ કાવ્યહેતુ ઉપર વિશદ ચર્ચા કરેલી છે કાવ્યકારણનો વિચાર કાવ્યના સ્વરૂપને ધ્યાનમા રાખીને કરવામા આવ્યો છે આ કાવ્ય-હેતુના વિચારને બે રીતે મૂલવી શકાય એક, વિશિષ્ટ કાવ્યહેતુવાદ, બે, સામાન્ય કાવ્યહેતુવાદ

મોટા ભાગના આલંકારિકોએ મુખ્ય વે કાવ્યના ત્રણ કારણો—શક્તિ અથવા પ્રતિભા, વ્યુત્પત્તિ અને અભ્યાસ—ની ચર્ચા કરેલી છે એમા કેટલાક આચાર્યો આ ત્રણેયનુ સમગ્ર એક કારણ માને છે તો બીજા કેટલાક વળી ત્રણેયને સ્વતન્ત્ર એક એક કારણ તરીકે ગણાવે છે

સામાન્યતયા કાર્ય-કારણની બાબતનો વિચાર કરીએ તો કારણત્વમા બે પ્રકારની પરિસ્થિતિ છે એક, ચક્રચીવરાદિ ન્યાય, બે, તૃણારણિમણિન્યાય પ્રથમ ન્યાયનો ઉદ્દેશ એ છે કે જેમ ચક્ર, ચીવર વગેરે માત્ર કોઈ એકલા જ કાર્ય ઉત્પન્ન કરી શકતા નથી પણ માટીનો ઘડો બનાવવા માટે પાણી ચક્ર, દંડ વગેરે બધુ જ જોઈએ આમાનુ કોઈ એક પૃથક રીતે ઘડો બનાવવા સમર્થ નથી, આથી સમગ્ર કારણસમૂહને એક કારણ માનવુ જોઈએ

બીજી તરફ બીજા ન્યાય દ્વારા જાણી શકાય છે કે અગ્નિ તૃણ અરણિ, મણિ વગેરેમા રહેલો છે આમાનુ કોઈ એક તત્ત્વ સ્વતંત્ર રીતે અગ્નિ-જનનની ક્ષમતા ધરાવે છે બધાની સમૂહમા હાજરીની જરૂર રહેતી નથી

આ બન્ને પ્રકારના ન્યાયને અનુસરીને સંસ્કૃત આલંકારિકોએ કાવ્યહેતુ(ઓ)ની ચર્ચા જુદી જુદી રીતે કરેલી છે તે જોવાનો અહીં પ્રયત્ન છે

સંસ્કૃત આચાર્યોમાના કેટલાક પ્રતિભા અને શક્તિને સમાનાર્થક ગણે છે, જ્યારે બીજા કેટલાક તેમા ભેદ રુદ્રટ આ બન્નેને એક ગણે છે કેટલાક આલંકારિકો પ્રતિભા અને શક્તિને એક માને છે જ્યા સ્પષ્ટ રીતે તેમ જણાવતા નથી.

રુદ્રટ અને કુંતક કાવ્યના ત્રણ કારણો માને છે શક્તિ વ્યુત્પત્તિ અને અભ્યાસ દંડી પણ ત્રણ હેતુઓ—નૈસર્ગિકી પ્રતિભા, નિર્મલ શાસ્ત્રજ્ઞાન અને અમન્દ અભિયોગ—માને છે

વામન પણ ત્રણ પ્રકારના કાવ્યહેતુઓની વાત કરે છે—લોકવ્યવહારજ્ઞાન, શાસ્ત્રજ્ઞાન અને પ્રકીર્ણ પ્રકીર્ણની અંદર તેમણે ૭ હેતુઓ દર્શાવ્યા છે, જેવા કે લક્ષ્યજ્ઞત્વ, અભિયોગ, વૃદ્ધસેવા, અવેક્ષણ, પ્રતિભાન અને અવધાન મમ્મટે આ બધા કાવ્યહેતુઓનો ત્રણ હેતુઓમા જ સમાવેશ કરી લીધો

આમ, વિવિધ આચાર્યોમા ભામહથી લઈને પંડિત જગન્નાથ સુધીનો વિચાર કરીએ તો મોટા ભાગના આચાર્યોએ પ્રતિભાનો વિચાર કર્યો છે અને તેનુ લક્ષણ પણ આપેલ છે પ્રતિભાનુ લક્ષણ આપવાની બાબતમા રુદ્રટ, ભટ્ટ તૌત અને જગન્નાથે કાવ્યના વસ્તુવિષયને ધ્યાનમા રાખેલો છે, જ્યારે કુન્તક અને મમ્મટે પ્રતિભા ઉત્પત્તિના કારણને ધ્યાનમા લીધુ છે રુદ્રટ અને જગન્નાથની પરિભાષામા કાવ્યના બાહ્ય અને આંતરિક બન્ને સ્વરૂપોની ચર્ચા છે, જ્યારે ભટ્ટતૌત આંતરિક સ્વરૂપ ઉપર ભાર મૂકે છે

આ બધામા કુન્તક અને મમ્મટે પ્રતિભાના કારણત્વ ઉપર વિશિષ્ટ પ્રકાશ ફેંક્યો છે આ બધા ઉપરથી એટલું જોઈ શકાય છે કે ગમે તે રીતે પણ આ આલંકારિકોએ પ્રતિભાને કેન્દ્રમા રાખેલી છે સર્વપ્રથમ ભામહે પ્રતિભાની અનિવાર્યતા ઉપર ભાર મૂક્યો છે તેની દૃષ્ટિએ કાવ્ય સર્જન માટે પ્રતિભા અનિવાર્ય છે જ્યારે વામને પ્રતિભાનો સમાવેશ પ્રકીર્ણ હેતુઓમા કરી કવિત્વના બીજ તરીકે તેનો સ્વીકાર કર્યો છે

વિભિન્ન આચાર્યોએ કાવ્ય હેતુઓ દર્શાવ્યા છે અને

તેની ચર્ચા કરી છે તેમાં એક વસ્તુ સ્પષ્ટ તરી આવે છે કે આ બધા કાવ્યહેતુઓમાં સર્વોત્કૃષ્ટ હેતુ કયો છે. ઉપરની વિગતોને આધારે એમ જરૂર માની શકાય કે આ હેતુઓમાં પ્રતિભાનું સ્થાન સર્વોપરિ છે. દંડી પ્રતિભાને કાવ્ય-હેતુમાંના મહત્ત્વના હેતુ તરીકે સ્વીકારે છે છતાં એમ માને છે કે તેના અભાવમાં શાસ્ત્રજ્ઞાન અને અભ્યાસ દ્વારા પણ કાવ્ય-સર્જન થઈ શકે છે પરતુ આનંદવર્ધન પ્રતિભાને અનિવાર્ય રૂપે સ્વીકારે છે અને વ્યુત્પત્તિ અનિવાર્ય નથી છતાં આવશ્યક જરૂર છે તેમ કહે છે.

મમ્મટે આ કાવ્યહેતુઓનો સમન્વય કરી એક નવીન રજૂઆત કરી આપી. તેઓ પ્રતિભાને કાવ્યત્વના બીજ તરીકે માની તેની સાથે સાથે વ્યુત્પત્તિ અને અભ્યાસ પણ કાવ્ય માટેના આવશ્યક હેતુઓ છે એમ જણાવે છે એટલું જ નહિ, પરંતુ તેઓ 'હેતુર્નતુ હેતવઃ...'કહીને આ ત્રણેયને પૃથક પૃથક હેતુઓ ન માનતા સામૂહિક રીતે ચક્રચીવરાદિ ન્યાય મુજબ એક જ હેતુ માને છે.

મમ્મટ પછી કાવ્ય-હેતુઓની વિચારણા કંઈક જુદી રીતે થવા લાગી દેખાય છે. વાગ્ભટે માત્ર પ્રતિભાને જ કાવ્યહેતુ તરીકે સ્વીકારી અને વ્યુત્પત્તિ કાવ્યનું આભૂષણ છે તથા અભ્યાસ એક સામાન્ય ગ્રાહ્ય તત્ત્વ છે એમ માન્યું.

આ બધામાં આચાર્ય હેમચદ્રે એક નવીન દૃષ્ટિબિંદુ રજૂ કર્યુ. તેમણે આ ત્રણે હેતુઓમાં પ્રતિભાને મુખ્ય ગણી, આ પ્રતિભા વ્યુત્પત્તિ અને અભ્યાસ દ્વારા સંસ્કારિત થાય છે. આમ, હેમચંદ્રનો આશય એવો જણાય છે કે તેમની દૃષ્ટિએ પ્રતિભા એ જ માત્ર કાવ્યનો હેતુ છે, વ્યુત્પત્તિ અને અભ્યાસ એ કાવ્યના હેતુ નથી; પરંતુ એ તો માત્ર પ્રતિભાનાં ઉપકારક તત્ત્વો છે.

સંસ્કૃત સાહિત્યશાસ્ત્રના અંતિમ આચાર્ય પંડિત જગન્નાથ પણ કાવ્યના કારણ તરીકે માત્ર પ્રતિભાને જ માને છે; અને હેમચંદ્રની જેમ તેઓ પણ વ્યુત્પત્તિ અને અભ્યાસને પ્રતિભાનું કારણ ગણે છે, કાવ્યનું કારણ નહિ. વધારામાં એમ પણ જણાવે છે કે કેટલીકવાર વ્યુત્પત્તિ અને અભ્યાસ પ્રતિભાનું કારણ ન પણ હોઈ શકે, પરંતુ અદૃષ્ટ અર્થાત દૈવ અથવા મહાપુરુષ કે દેવપ્રવૃત્ત વરદાન પ્રતિભાનું કારણ હોઈ શકે.

ઉપરની સમગ્ર ચર્ચાનો ઉપસંહાર કરતાં નીચેની વસ્તુઓ ધ્યાનમાં આવે છે કે સંસ્કૃત આચાર્યોએ કાવ્ય-હેતુઓ વિષે જે વિચાર કર્યો છે તેમાં

૧. દંડી પ્રતિભા ન હોવ તો પણ કેટલીકવાર વ્યુત્પત્તિ અને અભ્યાસને આધારે કાવ્ય-સર્જન થઈ શકે છે તેમ માને છે, જ્યારે બીજા આલંકારિકો પ્રતિભાને અનિવાર્ય લેખે છે.
૨. આનંદવર્ધન અને મમ્મટ પ્રતિભા અથવા શક્તિને કાવ્ય-સર્જન માટે અનિવાર્ય હેતુ અને વ્યુત્પત્તિ તથા અભ્યાસને કામ્ય હેતુ તરીકે સ્વીકારે છે.
૩. હેમચંદ્ર, વાગ્ભટ બીજો, જયદેવ અને જગન્નાથ પ્રતિભાને કાવ્યના હેતુ તરીકે અને વ્યુત્પત્તિ તથા અભ્યાસને પ્રતિભાના હેતુ તરીકે માને છે.

અન્તતોગત્વા એમ કહી શકાય કે પ્રતિભા એ કાવ્યનું મુખ્ય અથવા એક જ કારણ છે. પ્રતિભાની શક્તિથી જ વ્યુત્પત્તિ કે અભ્યાસ ન હોય તો પણ કાવ્યરચના સંભવી શકે છે. પ્રતિભાના અભાવને લઈને થયેલું કાવ્ય-સર્જન પ્રતિભાને કારણે થયેલા કાવ્ય-સર્જનથી ઘણું ઊતરતી કક્ષાનું હોય એમ માની શકાય. પ્રતિભા પૂર્વજન્મના સંસ્કારોનું પરિણામ છે. પ્રતિભા એક સંસ્કાર છે એવી ચર્ચા વામને સૌપ્રથમ કરેલી છે.

આ જન્મના સંસ્કારોને પ્રતિભા માની શકાય નહિ. કુન્તક માને છે કે વિવિધ પ્રકારની વ્યક્તિઓમા વિવિધ પ્રકારની પ્રતિભા જોવા મળે છે અને તેથી જ વિવિધતા-વાળાં કાવ્ય-સર્જનો થાય છે.

વ્યુત્પત્તિ અને અભ્યાસ દ્વારા પ્રતિભા પરિષ્કૃત બને છે જો આ બે જ હેતુઓ મહત્ત્વના હોત તો બધાં જ લોકો વિવિધ શાસ્ત્રનો અભ્યાસ કરીને કાવ્ય-સર્જન કરી શકત, પરંતુ તે શક્ય થતું નથી. *

# લગનીકાવ્યના આદિ સ્રોત

કેશુભાઈ પટેલ

ગીતિકાવ્ય અનુભૂતિ-સંપૃક્ત આત્માની સહજ સંગીતાત્મક અભિવ્યક્તિ છે, તેથી તેમા ભાવસૌંદર્યની સાથે સાથે શબ્દ સૌંદર્ય, લય-માધુર્ય અને સંગીત સૌષ્ઠવનુ સાધન સામંજસ્ય જોવા મળે છે. અંગ્રેજીમા 'લિરિક'નો ઉદ્ભવ જેવી રીતે સમજાવવામા આવે છે તેવી જ રીતે ભારતીય સાહિત્યમા લગનીનુ જે સ્વરૂપ છે તેમાં ઊર્મિકાવ્યનાં મૂળ જોઈ શકાય છે. કાવ્યની વધુ ભાવસહજતા દર્શાવવા માટે 'લગનીકાવ્ય' એ પર્યાય વધુ સાર્થ લાગે છે. કવિની તાદાત્મ્યકારિણી આત્મીયતા, રાગાત્મક સંવેદના, વ્યક્તિનિષ્ઠ અનુભૂતિનો ભાવાવેગ, સમન્વિત રસપ્રવાહ, સહજ કલ્પના, અનુરૂપ પ્રતીક અને બિંબ વિધાયિની પરિણત પ્રજ્ઞાનું સ્વયંસ્ફૂર્ત પ્રકાશન એ જ લગનીકાવ્ય લગની એ પ્રક્રિયા છે, કાવ્ય એ પરિણામ છે. કવિના આંતરજીવનના વિચારો લગની દ્વારા જ પ્રગટ થાય છે. નરસિંહ અને મીરાંના કૃષ્ણ ભક્તિના પદો જોતા પણ સ્વાભાવિક લગનીની પ્રતીતિ થાય છે. કવિના હર્ષ-ઉલ્લાસ, સુખદુઃખ અને વિષાદને લગની નિમિત્તે વાચા ફૂટે છે. આવી લગની બહુધા ઘટનાઓથી અસંબદ્ધ અને ભાવનાઓથી સંબંધિત હોય છે. એના દ્વારા મનુષ્યની ઇચ્છા, આકાંક્ષા, ભય આદિ ભાવનાઓનુ ગાયન હોય છે.

આચાર્ય મમ્મટના 'रमणीयार्थ प्रतिपादकः शब्दः काव्यम्' થી લઈને 'સાહિત્યદર્પણકાર' વિશ્વનાથના 'वाक्यम् रसात्मकं काव्यम्' સુધી શ્રેષ્ઠ કાવ્યનાં જેટલા ઉપાદાન ગણાવાયા છે તે બધા ગીતિકાવ્યમાં જોઈ શકાય છે. 'ગીતિ' અને 'ઊર્મિ' બન્નેનો અભિપ્રેત અર્થ 'લગની' શબ્દમાં વધુ સહજ લાગે છે.

ભારતીય સાહિત્યમાં આવા લગનીકાવ્યની પરંપરાનુ મૂળ વેદોમા જોઈ શકાય છે. પ્રકૃતિના સ્નિગ્ધ, સૌમ્ય, શાંત વાતાવરણમા જીવ, જગત અને બ્રહ્મચિંતનમા તલ્લીન આત્મમગ્ન ઋષિઓએ પોતાની આંતરિક અનુભૂતિ, હર્ષ, વિષાદ, અને ચિંતનને જે વાણી આપી છે તેમાં લગનીકાવ્યનો સંપૂર્ણ વૈભવ ભાવ, મનોવેગ, કલ્પના, વિચાર અને સંગીતની સાથે સાકાર થઈ ગયો છે. પરિણામે વૈદિક સૂક્તોમાં ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સ્વરોનો સમુચિત પ્રયોગ જોઈ શકાય છે. વૈદિક સૂક્તોને એ જ સ્વર પઠન પાઠન એમના સુદીર્ઘ કાળ સુધી મૌખિક ગેય પરંપરામા વિદ્યમાન રહેવાનું મૂળ કારણ છે. વેદોમા ઉષા, સંધ્યા, ઋતુ, વન, પર્વત આદિની ભવ્યતા, દિવ્યતા અને વિશાળતાથી પ્રેરિત ઋષિઓના મનોભાવો અને અનુભૂતિઓ તથા અગ્નિ ઇન્દ્ર, વરુણ, આદિ દેવતાઓની આધ્યાત્મપરક સ્તુતિઓનું પ્રકાશન પરિલક્ષિત છે, જેનાથી વૈયક્તિકતા અને આત્માભિવ્યંજનની સાથે સાથે આત્મનિરૂપણ અને બાહ્ય જગત્-ચિંતનની ભાવધારા કાવ્ય અને સંગીતની સાથે સાથે પ્રકાશિત થતી દેખાય છે. વેદોનો 'ગાયત્રી' છંદ તો ગેય છે જ, તેથી તેમા ગીતિકાવ્યના સમસ્ત લક્ષણો સ્વયંસિદ્ધ ઉપલબ્ધ થઈ જાય છે. ઋગ્વેદની અનેક ઋચાઓ વિવિધ દેવતાઓ સંબંધી લખાઈ, પણ અનુભૂતિ, કલ્પના, ભાવ અને સંગીતનો જે ઉદાત્ત સમન્વય ઉષા-વિષયક ઋચાઓમા જોવા મળે છે એમાં ભાવોની મૌલિકતા, કલ્પનાનું સૌંદર્ય, પ્રકૃતિનુ મૂર્ત વિધાન અને કવિની બિંબ વિધાયિની પ્રતિભાનો ઉભાર દર્શનીય છે નિશાની ભગિની અને દિનકરની પ્રણયિની ઉષાના સદ્યસ્નાત સૌંદર્યને અંતઃચક્ષુઓથી જોઈ વૈદિક ઋષિઓ ગાઈ ઊઠે ત્યારે સાચી લગનીનો પરિચય થાય છે.

ઋગ્વેદ આર્યોનો પ્રાચીનતમ ગ્રંથ છે. ઋક્ એટલે સ્તુતિપરક મંત્રો, વેદ એટલે જ્ઞાન. ધર્મ, દર્શન, કલા, જ્ઞાન, વિજ્ઞાન, યજ્ઞ, સાહિત્ય સર્વનું મૂળ ઋગ્વેદ છે. આર્યોના સમસ્ત આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક અભ્યુદયનું જ્ઞાન ઋગ્વેદમાં પ્રાપ્ય છે. એમાં સૌથી વધુ ઝોક ધાર્મિક અને સદાચારયુક્ત જીવન પર છે. કર્મ-અનુસાર સ્વર્ગ-નરક પાપ-પુણ્યની ભાવના પણ એમાં પ્રગટ થયેલી છે. ઋગ્વેદનાં રાત્રિવર્ણન યમ-યમી તથા પુરુરવાઉર્વશીના પ્રસંગોમાં સૌંદર્યાનુભૂતિ, ઉત્કટ કલ્પના અને માનવીય અંતર્જગતની ઊથલપાથલ અત્યંત ભાવપૂર્ણ ગીતાત્મક ઋચાઓમાં વ્યક્ત થઈ છે. જેમનો ગીતિવૈભવ નિઃસંદેહ દર્શનીય છે તેના સંહિતાપાઠ અને પાદપાઠ-બંનેમાં ગીતિતત્ત્વ વિદ્યમાન છે. તેમાં રહેલી ઉદ્‌બોધનાત્મક ભાષા કાવ્યનું ઉત્તમ માધ્યમ બનીને આવે છે. 'હે ઋત્વિજો, જેમ જલની ધારાઓ સરખા પ્રવાહથી વહ્યાં કરે છે, એમ જ અમારી આ સ્તોત્રવાણી અખંડ રીતે એકધારી ચાલે છે. જેવી રીતે કલાકાર પોતાના કુશળ હાથ વડે સુંદર કળાઓની રચના કરે તેવી રીતે મેં તમારા માટે આ કાવ્યની રચના કરી છે. તમે જ્યારે દેવોની સભામાં જઈને આ સ્તોત્રોનાં ગાન કરશો ત્યારે તેનો પ્રભાવ જાણી શકાશે. કારણ કે મેં ખૂબ જ સાવધાન રહીને આ સ્તોત્રો રચ્યાં છે.'

यद्‌वाग्वदन्ति अविचेतनानि राष्ट्री देवानां निषसाद मंद्रा
चतस्र ऊर्जं दुदुहे पयांसि क्वस्विदस्याः परमं जगाम ॥
(ऋग्वेद ८, १००, ११)

આ મંત્રમાં જીવનને દિવ્ય બનાવવા માટે પ્રેરણા અપાઈ છે. પ્રત્યેક મનુષ્યે સેવા અને પરોપકારનાં કામ કરી દેવ બનવાનું છે.

કવિ-મનીષીઓ જે વાણી બોલે છે તે વાણી તેમના અસ્પષ્ટ-અવ્યક્ત ભાવોને મંત્ર સ્વરૂપમાં પ્રકટ કરે છે. એ દેવોની મંદ્રા વાણી છે. પ્રાચીન સાહિત્યની ઋષિઓની પરંપરાઓએ વેદોની દિવ્યવાણીનો સ્વીકાર કર્યો છે. એ વાણી કદી ક્ષીણ થાય એવી નથી. અક્ષરઆરાધનામાં અકસીર પૂરવાર થઈ છે.

'ૐ' કારમાં જે અકાર છે તે હકાર છે અને 'મા' છે તે નકાર છે. નિરાકરણનો ભાવ 'ઓમા' પદમાં વેદવાણીએ અનુસ્વાર અને અર્ધચન્દ્રનો ઉમેરો કરી એક અભિનવ સ્વરૂપ આપ્યું; તે ઓંકાર (ૐ) એ જ પ્રણવ. એમાં અનુસ્વારે નકારનું અને અર્ધચન્દ્રે હકારનું સ્વરૂપ જોડીને એક નવો ભાવ આપ્યો તે અનિરાકરણ. 'ઓમા, ઓમા' એ ગીત-ઉદ્‌ગીથ છે. મનુષ્યના બાળકે જન્મતાની સાથે જ એ ગીત ગાયું હશે. ખ્રિસ્તી દેવળોમાં 'આમીન' બોલાય છે. ઇજિપ્તના દેવ 'A mon' (એમોન) દેવાધિદેવ કહેવાય છે, ત્યાં ઈશ્વરીય વાણી માટે ndw ન્દ્વ ntr ન્ત્ર એવા શબ્દોનો પ્રયોગ કરે છે. ન્દ્વ=દેવ અને ન્ત્ર = વાણી એવો અર્થ થાય છે. એટલે કે એ દેવમન્ત્રા વાણી છે. દેવી વાણી માટે પ્રસિદ્ધ કવિ હોમરે પણ 'The language of God' એમ કહ્યું છે. આ જ વાણી વેદોમાં વર્ણવાઈ છે. એ भद्रं कर्णेभिः शृणुयाम (કાનથી કલ્યાણી વાણી સાંભળીએ) થી શરૂ કરી सर्वे भद्राणि पश्यन्तु (સૌનું કલ્યાણ થાઓ) સુધી પહોંચે છે.

આમ જોઈએ તો પ્રાચીન સંસ્કૃત સાહિત્ય બહુધા ઉપદેશપ્રધાન છે; છતાં કાવ્યના માધુર્ય અને સરસતાના ગુણો વેદોનાં સૂક્તોમાં અને ઉપનિષદના સંવાદોમાં સ્પષ્ટ રીતે અનુભવાય છે, વાણી અને અર્થનું ઐકાત્મ્ય સધાય છે. ઋગ્વેદના મંત્રોના સર્જકોમાં ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અગ્નિ, ભરદ્વાજ, વશિષ્ટ, કણ્વ, અંગિરસ વગેરે છે. આરાધ્ય દેવોમાં અગ્નિ, સોમ, પૃથ્વી, નદી, સમુદ્ર, ઇન્દ્ર, વરુણ, રુદ્ર, મરુત, સૂર્ય, પૂષા, વિષ્ણુ, અશ્વિન, ચન્દ્ર વગેરે છે. આર્યોએ જડ અને ચેતનના ભેદ જોયા જ નથી.

ઋગ્વેદના બધા મન્ત્રો **જે સામન્** કહેવાય છે તે એક વિશિષ્ટ ઢંગથી સા[illegible] છે.

કાવ્યનું સૌંદર્ય અને સંગીતનું માધુર્ય એટલા સબળ અને પ્રભાવશાળીરૂપમાં મળે છે કે એને સામવેદ ઉપરાંત 'ગાનવેદ' પણ કહેવાય છે સા = ઋચા = મંત્ર, અમ્ = સ્વર એટલે કે સા + અમ્ = સામ આમ 'સામ' એટલે છંદનો પવિત્ર ગ્રંથ એમાં મંત્ર અને તેના સ્વર સંગીતનું સમાયોજન છે. તેમાં પણ ચાર ભાગ છે, ગ્રામગેયગાન, આરણ્યક ગાન, ઊહગાન અને ઊહ્યગાન ભરતમુનિએ પાંચમા વેદ તરીકે નાટ્યશાસ્ત્રની રચના કરતી વખતે સામવેદમાંથી ગીતિતત્ત્વ લઈને નવી રચના પ્રસ્તુત કરેલી છે. કાવ્યની દૃષ્ટિએ ઋગ્વેદ અને સામવેદ ખાસ જોવા છે.

આકાર પ્રકારની દૃષ્ટિએ રામાયણ અને મહાભારત બંને મહાકાવ્ય છે એમ છતાં ગીતિતત્ત્વ ધરાવે છે એ તો સૌ જાણે છે કે લવ કુશે રામને રામાયણ ગાઈને સંભળાવ્યું હતું કાળાંતરે નાટ્યશાસ્ત્ર સુધી આવતાં સંગીતની દૃષ્ટિથી સપ્ત સ્વરોનું વર્ગીકરણ થઈ ગયું અને રાગ રાગિણીઓ પણ વિકસિત થઈ વેદોમાં જ્યાં ગીતિકાવ્યનું ધ્યેય સૌંદર્યબોધ અને આધ્યાત્મિક અનુભૂતિનું સહજ વિજ્ઞાપન હતું, ત્યાં નાટ્યશાસ્ત્રમાં ગીતિનું ધ્યેય પરિવર્તિત થઈ ગયું નાટ્યશાસ્ત્રમાં ગીતોમાં ભાવાવેશ અને હૃદયોદ્ગારની સાથે સંગીત પર વધારે ઝોક અપાવા લાગ્યો

આર્યસંસ્કૃતિના પર્યવસાન પછી તથા બૌદ્ધ અને જૈન ધર્મોના અભ્યુદયની વેળાએ લગનીકાવ્યની ધારા શિથિલ પડી ગઈ. આનું દેખીતું કારણ એ હતી કે બૌદ્ધ અને જૈન સાહિત્ય બહુધા નૈરાશ્યપ્રધાન અને વૈરાગ્યમૂલક હતું આથી તેમાં સૌંદર્યાનુભૂતિ અને આનંદ માટે ઓછો અવકાશ રહ્યો જો કે થેરગાથા અને થેરી ગાથામાં કેટલાક મુક્તકો ગીતાત્મક છે આ પછી પાલિ, અર્ધમાગધી તેમજ પ્રાકૃતમાં પણ લગની કાવ્ય નથી. આ બધુ છતાં સાહિત્યિક ક્ષેત્રથી પર લોક ગીતોના રૂપમાં આવા કાવ્યોની પરંપરા અક્ષુણ્ણરૂપે જળવાઈ છે

---

## રાજેન્દ્ર શાહ

# દૈનંદિની

### વિરહને એકાન્ત પુલિને

પાંખ હોય તો ય દૂર દૂરને મુકામ જતાં લાગે કંઇ વાર;
પ્રાણનો આવેગ ભલે લડે,
સમયને વીંઝવો જ રહે.
મિલન અધીર
ઝૂરે વરાંસીને તીર...
અંગમાં રહે ન મન, શિથિલશ્વસન એક નામને આધાર.

મન મારું કેવલ ભાવન બની ભરી રહે સમગ્ર નિખિલ.
જેમ વ્રજવનિતાનાં ચખજલ
મ્હેરામણ થઈને ઉચ્છલ
કાન્તનું નગર
ધરે હૃદય ઉપર...
કાલિંદી-કિનાર-વેણુ ને કાંચન-આસન ઉભય એક શીલ.

ઉચ્છ્વાસે નિઃશ્વાસે અગોચર બોલ વહે 'માધા, માધા'
શ્રુતિમય ગગન ગગન;
રતિમય પાગલ પવન.
મોરલીને વેહ
વાયુના રેલાતે નેહ
પ્રગટ પોકારી રહે સકરુણભાવે આ મુંવેણ 'રાધા, રાધા!'

દૂરને આભાસ, આકુલ અંતરે વસી મુજ નિરંતર પાસે,
વિરહને એકાન્ત પુલિન
રમી રહે, પ્રિય, તનુહીન
સજલ આનંદ
ઝરે કલ કલ છંદ.
નયને નયન મળ્યે સુખ, એવું સુખ તવ સ્પર્શ થતાં વાંસે.

### નિશીથે

નિશીથ યામિની. પૂર્ણ ચંદ્ર. પ્રિય રમણવિલાસ.
નેત્ર વિકીરન્ત ગીતિ કાન્તિ,
નૃત્યને હિલોળ સમુલ્લાસમય શાન્તિ,
આનંદિત ક્ષણની મૂર્છના.
ત્યહીં તારું તિરોધાન!-પામું હું સ્પર્શ ના.
કહીં રે તું? તુંથી સમીપ ન સંગ રહે મુજ શ્વાસ.

અંગની સુગંધ તવ પામું તો ય રે વિરહભ્રાન્તિ!
કોણ રહ્યું અંતરાય ધરી?
નીરવ એકાન્ત વન વીંખું ફરી ફરી.
સંચરણ રવ નિરાધાર!
વેણુસૂર સુણું તે ય માત્ર ભણકાર!
કઈ તે અગને હિમશીતલ આ કાય?-લહું ક્લાન્તિ!

નિશીથ સમય, પૂર્ણ ચંદ્ર, પણ અવ તો અમાસ.
ગોચર ન ક્યાંય કંઈ હવે,
આછો ય અવાજ શ્રવણમાં નવ સ્રવે
નહિ રે હૃદય ધડકન!
નહિ વિકંપન, નહિ પ્રાણનું વહન!
નિબિડ તિમિર મહીં નિજનો ય રહે ન આભાસ.

શિરને કુંતલ લહું સ્પર્શ: મન જાગે અવસન્ન.
નિમીલિત લોચને લહર!
ઓસબિંદુ ભીનો મુજ થગે"
વ્યોમનીલ અમૂર્ત આકૃતિ–
મહીં શેષ પ્રહરની હવા
શ્રાન્તિ હરે, ને પ્રસૂન ઝરે ચરાચ

કવિલોક · નવેમ્બર

## મકરન્દ દવે

### ચિરતરતા હૃદયની વાણી

આ હૃદય મારું ધ્રૂજી ઊઠયું જોરથી
ત્યાં જ સો સો હૃદયમાં ધ્રુજારી થઈ,
વાહ, વિસ્તાર આપી ગઈ વેદના,
કેટલાં દિલની મહોલાત મારી થઈ!

કેટલી આંખમાં મેં મને નીરખ્યો!
કેટલા હાથ, આ હાથ મારા બન્યા!
આગમી પીડની પાલખીએ ચડી
પ્રેમ, બસ, પ્રેમની શી સવારી થઈ!

ક્યાંય આવે નથી ઊજળું ધામ ને
ક્યાંય બીજે નથી જયધ્વજા ફરકતી.
આજ કાયા તણે કાંગરે કાંગરે
આપદા પણ કૃપાની અટારી થઈ.

ફૂલ આ મહેકતાં કહી ગયા કાનમાં,
પ્રાણમાં એ જ ગુંજન રહ્યું ફોરતું,
આ બધા આંખ સામે ફિરસ્તા રહ્યા
ને ફિરસ્તાની દમ દમ સિતારી થઈ.

વેદના તો જશે વિસ્મરણને પથે,
સૂર આ ચરણ સાથે હવે ચાલશે,
પૃથ્વીની ધૂળમાં પગ દટાઈ જતાં
એ જગાડી જશે તેજબારી થઈ.

## પ્રિયકાન્ત મણિયાર

### કાચબાએ કાનમાં કહ્યું

સમુદ્રની ભરતી ઓટનાં પગલાંનુ યાત્રી પાણી
અવિરત ચાલ્યાં જ કરે છે
આકાશેથી પૃથ્વીને ભેટવા પડતુ મેલે છે.
પર્વત-હૃદય ભેદીને
કલકલ કરતું બ્હાર ફૂટી આવે છે.
સરોવરમાં લ્હેરિયાં લેતુ શમતું નથી,
કદીક પર્વત પરથી પડતુ મેલી
મહાગાયકના કંઠમાં પણ નથી
એવા ઘૂઘવાટાથી વાતાવરણને ભરી દે છે
ત્યારે
આટલા આકુલ વ્યાકુલ-વિકલ વ્યવહાર અને કદીક
પ્રબલ પૂરના આવેગવંતા અદમ્ય રુદ્ર ઉત્પાત પછી
કોઈ એક રમ્ય સરોવરે
પાણીના એ જ કોઈ અંશને પોતામાં
ધીરે ધીરે સરતા—પોતાની કાયાને ભીતરમાં સંકોરતા
કોઈ એક કાચબાએ કાનમાં કંઈ કહ્યુ,
અને જલ કંઈ જંપી ગયુ—જંપી ગયુ!

## ધીરુ પરીખ

### રાતે જ્યારે

રાતે જ્યારે
ઊંઘ નથી આવતી ત્યારે
લખોટી પર ગબડતી ગબડતી
દોડી આવે છે મારી ભોળી ક્ષણો,
દોડી આવે છે એકડાના અણઘડ આકારો,
છૂટતી શાળાના દરવાજે દફતરોની વીંઝંવીંઝામાંથી
ધૂળભર્યો ધસી આવું છું આ શયનખંડમાં,
મુગ્ધ હૈયાની અકળામણ ઊભરાય છે સ્વપ્નીલ આંખોમાં,
પાટુ મારીને પાણામાંથી પાણી કાઢે એવી શક્તિનુ
યૌવનિયું ગજવેલ ગાજે છે
મારા ડઠ્ઠર અંગ-અંગમાં અત્યારે...
સુખ, સમૃદ્ધિ, સ્વર્ગ બધું કેવું હાથવેંતમાં લાગે છે !
અને આખો ઓરડો ભરીને લહેરાય છે
પાછો એ જ સુખસાગર;
ઉપર મારી શય્યામાં ઉઘાડી આંખે શેષશાયીની જેમ હું તરું છું
અને બીજી જ ઘડીએ મરું છું
પાછો આંખ મીંચાઇ જતાં...

સ્મૃતિની અમરવેલ આવે છે વળગતી વળગતી
ને અળગાતી અળગાતી છે મારી ચાલ ;
ભાઈ, હાલ તો એવા કે પ્રભાતે પોપચાં ખૂલતાં
છાતી ફુલાવું છું : છટ્, સ્મૃતિ વગર હું જીવી જઈશ !
અને પૂરો કરુ છું એમ દહાડો
ના, ના; પાર કરું છું વિસ્મૃતિનો ખાડો !
ફરી રાતે જ્યારે...
ત્યારે થાય છે :
સ્મૃતિની ક્ષણો એ જ આયુષ્યની ક્ષણો.

## શ્રીકાન્ત માહુલીકર

### પથ્થર

પથ્થર
પથ્થર
પથ્થર
પથ્થર,
ઉપર પથ્થર
નીચે પથ્થર
જ્યાં જુઓ ત્યાં પથ્થર પથ્થર,
પથ્થરનું પથરાયું જંગલ
મચ્યું બધે પથ્થરનું દંગલ,
ઝાડ પથ્થર
પાન પથ્થર
ફૂલ ઉપર જે બેસે—પથ્થર,
પથ્થરિયા પર્વતથી વહેતી
સરિતા પથ્થર, પાણી પથ્થર,
પથ્થરનો વરસાદ વરસતા
ઊગી નીકળતું ઘાસ પથ્થર,
રાધા કેરો રાસ પથ્થર,
જીવનનો આભાસ પથ્થર,
જસોદાનો જાયો પથ્થર
મૃત્યુનો પડછાયો પથ્થર,
નાગા આ તડકામાં કેવો
નાગો થઇને નાચે પથ્થર,
રણ જોઈને રાચે પથ્થર,
પથ્થરનો .૨
ગુણાકાર .૭
પથ્થર' . તે
શેષ
૫

## કલેન્દ્ર

### ખાલી કરેલું ઘર

ખાલી કરેલા ઘરના ઓરડામા
લોહચુમ્બકની જેમ એક દૃષ્ટિ ફેરવી—
ક્યાય આકર્ષક વસ્તુ પડી ન્હોતી.
પુરાતત્ત્વવિદની જેમ જમીન છત દીવાલોનો
દાર્શનિક સ્પર્શ કર્યો
છત પરની તિરાડો-
આંસુ સુકાયેલા નેત્રો જેવી ઉદાસ હતી
જમીન પરની રંગપૂરણી-
બીજના દિવસનુ આગણું
ભીંત પર . .
મારા શિશુની ઊર્મિઓના અંકન
એ ચાડિયા જેવા બાવલા
ઓરડાની જેમ આંખ ફાડીને અવાચક !!
મોં પહોળા કરીને અસ્તુયમા ચિત્કારતા હોય એમ
ખાલી ઓરડામા આ બારીએથી પેલી બારી તરફ
હવાની સાથે દોડે છે
કેટલાક મને ઘેરીને ઊભા છે—ખસવા નથી દેતા
જતાંજતા નળની ચકલી તપાસી જોઈ-
હતાશાનો એક સિસકારો અને
એક ટીપામા આખો ઓરડો રડી પડ્યો !

## અશોક દા

### હવે

લાગણી અકબંધ મેં તો સાચવી,
પૂર્વ જેવો ક્યાં હવે સંપર્ક છે !
દર્પણોની અંધ આંખોની સમક્ષ,
હાજરી તારી હવે તો તર્ક છે
શ્વાસમા ઘૂંટાય કાળી રિક્તતા,
એ સમયની યાતનાનો અર્ક છે
રોજ મારે સ્વયંને શું પૂછવુ,
રાત કે દિનમા હશે યે ફર્ક છે !

## જયેન્દ્ર શેખડીવાળા

### વિપ્રલમ્ભાનુભાવનનું ગીત

મને એવુ તે એવુ તે એવુ તે થાય
જેમ
આંબાની મ્હેકમા ફાગણ ફાલે
ને પછી
ચિતરેલા મોરના પીંછા હવે
રે સખી !
બેઉ કાંઠે ગોકુળિયું જીવતર લીસાય
મને એવુ તે એવુ તે એવુ તે થાય
જેમ
પરસાળે ઝાંઝરની ઠમ્મર મ્હોરે
ને પછી
યાની પાંગતે ટહુકા બોલે
રે સખી !
રવો વાયરો વીંઝાય
વુ તે એવુ તે થાય

## હનીફ સાહિલ

### દંતકથાના લોકો

કહે છે કે
એ લોકો હજુ
નાળિયેરીના લીલા ઝૂંડથી ઘેરાયેલા ટાપુ પર
અનાવૃત ફરે છે
અને સાંજે
મત્સ્યકન્યાની ફીણ ફીણ છાતી પર
લોથપોથ ઢળી પડે છે.

કહે છે કે
એ લોકો હજુ
મિસરના બજારમાં
યુસુફને વેચવા બેસે છે
અને કપાસનાં ફૂલ જેવી
ઇજિપ્શિયન કન્યાઓ ટોળે વળે છે.

કહે છે કે
એ લોકો હજુ
આષાઢી ઘન દીવાલોથી રેલાય છે
અને મેઘધનુના પુલ પર ઝૂકી ઝૂકી
શ્રાવણી કન્યાની પ્રતીક્ષા કરે છે.

કહે છે કે
એ લોકો હજુ
ક્ષણોના સાત સાત સમંદર પાર કરી
પ્રવાલદ્વીપ પર પૂર્વજન્મની નૌકા લાંગરે છે.
અને પ્રવાલદ્વીપની શ્વેતકન્યાઓના
સંદલી દેહ સાથે
આદિમ ઇચ્છાઓના સર્પ
વીંટળાઇ વળે છે.

તમે એ લોકોને ઓળખો છો?

## રમેશ આચાર્ય

### અહીં તો

મારા ઘરનાં બારણાં
દર્શાવે છે
મારો વૉર્ડ નંબર,
ઘર નંબર,
ડી. ડી. ટી. કે
બી. એચ. સી. છંટકાવની તારીખ,
મેલેરિયા નાબુદી યોજનાનું કાર્ડ,
શીતળાના કેસની શોધ.

તેની સાથે જડાયેલી છે-
ડિગ્રી સાથે મારી નેમ-પ્લેટ
અને મારા 'અંદર'
કે 'બહાર'ની વિગત.
એક છેડા ઉપર સ્થિત છે
આગંતુકની મને જાણ કરતી
ડોરબેલ.

લાભ-શુભ હવે લખું તો
અહીં તો...

## રામચંદ્ર બ. પટેલ

### મૌન

મને ન વૃક્ષો ફળફૂલ આપો
કે છાંય મીઠી કદી ના હું માગું—
ન કાષ્ઠ ઇચ્છું વળી પંખટૌકા
તમે દઈ દો બસ ઘેરું મૌન.

ક્ષેન્દ્ર

## ખાલી કરેલું ઘર

ખાલી કરેલા ઘરના ઓરડામા
લોહચુંબકની જેમ એક દૃષ્ટિ ફેરવી—
કયાય આકર્ષક વસ્તુ પડી ન્હોતી
પુર તત્ત્વવિદની જેમ જમીન છત દીવાલોનો
દાર્શનિક સ્પર્શ કર્યો
છત પરની તિરાડો-
આસુ સુકાયેલા મો જેવી ઉદાસ હતી
જમીન પરની રંગપૂરણી-
સ ઈબીજના દિવસનુ આગણું
ભીંત પર......
મારા શિશુની ઊર્મિઓના અંકન
એ ચાડિયા જેવા બાવલા
ઓરડાની જેમ આખ ફાડીને અવાચક્..!
મો પહોળા કરીને અરણ્યમા ચિત્કારતા હોય એમ
ખાલી ઓરડામા આ બારીએથી પેલી બારી તરફ
હવાની સાથે દોડે છે
કેટલાક મને ઘેરીને ઊભા છે–ખસવા નથી દેતા
જતાજતા નળની ચકલી તપાસી જોઈ–
હતાશાનો એક સિસકાર અને
એક ટીપામા આખો ઓરડો રડી પડયો!

અશોક દા

## હવે

લાગણી અકબંધ મેં તો સાચવી,
પૂર્વે જેવો કયા હવે સંપર્ક છે!
દર્પણોની અંધ આખેની સમક્ષ,
હાજરી તારી હવે તો તર્ક છે
શ્વાસમા ઘૂટાય કાળી રિક્તતા,
એ સમયની યાતનાનો અર્ક છે
રોજ મારે સૂર્યને શું પૂછવુ,
રાત કે દિનમા કશો યે ફર્ક છે?

જયેન્દ્ર શેખડીવાળા

## વિપ્રલમ્ભાનુભાવનનું ગીત

મને એવુ તે એવુ તે એવુ તે થાય
જેમ
આબાની ગ્હેકમા ફાગણ ફાલે
ને પછી
ચિતરેલા મોરના પીંછા હાલે
રે સખી!
બેઉ કાઠે ગોકુળિયુ જીવતર ભીંસાય
મને એવુ તે એવુ તે એવુ તે થાય
જેમ
પરસાળે ઝાંઝરની ઠરફર મ્હાલે
ને પછી
ઢોલિયાની પાગતે ટહુકા બોલે
રે સખી!
ડેલી સોંસરવો વાયરો વીંઝાય
મને એવુ તે એવું તે એવુ તે થાય

## હનીફ સાહિલ

### દંતકથાના લોકો

કહે છે કે
એ લોકો હજુ
નાળિયેરીના લીલા ઝૂંડથી ઘેરાયેલા ટાપુ પર
અનાવૃત ફરે છે
અને સાંજે
મત્સ્યકન્યાની ફીણુ ફીણુ છાતી પર
લોથપોથ ઢળી પડે છે.

કહે છે કે
એ લોકો હજુ
મિસરના બજારમાં
યુસુફને વેચવા બેસે છે
અને કપાસનાં ફૂલ જેવી
ઇજિપ્શિયન કન્યાઓ ટોળે વળે છે.

કહે છે કે
એ લોકો હજુ
આષાઢી ઘન દીવાલોથી રેલાય છે
અને મેઘધનુના પુલ પર ઝૂકી ઝૂકી
શ્રાવણી કન્યાની પ્રતીક્ષા કરે છે.

કહે છે કે
એ લોકો હજુ
ક્ષણોના સાત સાત સમંદર પાર કરી
પ્રવાલદ્વીપ પર પૂર્વજન્મની નૌકા લાંગરે છે.
અને પ્રવાલદ્વીપની શ્વેતકન્યાઓના
સંદલી દેહ સાથે
આદિમ ઇચ્છાઓના સર્પ
વીંટળાઇ વળે છે.

તમે એ લોકોને ઓળખો છો?

## રમેશ આચાર્ય

### અહીં તો

મારા ઘરનાં બારણાં
દર્શાવે છે
મારો વોર્ડ નંબર,
ઘર નંબર,
ડી. ડી. ટી. કે
બી. એચ. સી. છંટકાવની તારીખ,
મેલેરિયા નાબુદી યોજનાનું કાર્ડ,
શીતળાના કેસની શોધ.

તેની સાથે જડાયેલી છે–
ડિગ્રી સાથે મારી નેમ-પ્લેટ
અને મારા 'અંદર'
કે 'બહાર'ની વિગત.
એક છેડા ઉપર સ્થિત છે
આગંતુકની મને જાણ કરતી
ડોરબેલ.

લાભ-શુભ હવે લખું તો
અહીં તો...

## રામચંદ્ર બ. પટેલ

### મૌન

મને ન વૃક્ષો ફળફૂલ આપો
કે છાંય મીઠી કદી ના હું માગું—
ન કાષ્ઠ ઇચ્છું વળી પંખટૌકા
તમે દઈ દો બસ ચેરું મૌન.

## ક્ગ્મનદાસ લુહાર

### ચાર સોરઠા

દેવળ! ફળિયે ખોદિયે દરિયાઉની જોડ,
રઇ રઇ રૂએ કોડ, ખારાં પાણી આગવણાં!

દેવળ! કમખે મોરલા, મૂગું ટૌકે ગામ,
લઈ એ કોના નામ, મનેખ સુધા માયતા

દેવળ! દીધા બારણે, નાવણ્યમાં લાગી આગ,
ડંખ્યા લીલા નાગ, ગારુડી ક્યાં ગે તવા?

રાણીવાડા ઝૂંઝડે પગમાં ઊગે થોર,
બળબળતી બપોર, દેવળ! પીવી દોયલી!

## નરેન્દ્ર ત્રિવેદી

### એક કાવ્ય

કાળા ભમ્મર
પાડાની પીઠના એક તરભેટે
બસ, ફૂંકાયા કરે છે મારા કાન
ને
દેખાય છે તો
અફીણિયા ગજાની પટપટતી પાંપણોમાં વરોળતી
રાત્રિઓ

પણ હવે
સળગતી સીમને ઠેકી આવેલા
એક વટેમાર્ગુએ
ખુલ્લેઆમ હાંફવા માંડ્યું છે
તો પછી
છોડી મૂકો ને ખીલે બાંધેલી આ બકરીને!
અમસ્તુ યે
કોઈ આ પવનના ફીચકાને
એક પણ રેખા ઉછીતી નહીં આપે
તો મિત્રો,
તમે બધા જાઓ!
પણ હા
તમે તમારા ઘરે પહોંચો ત્યારે
જો સવાર હોય તો
તુળસીને ક્યારે પાણી પાજો
ને
સાંજ પડી જાય તો આડી વાટનો એક દીવો કરજો!

## જિતેન્દ્ર કા. વ્યાસ

### પહેલી પ્રીતિ

પહેલી પ્રીતિ ન રોમહર્ષ એ તણો શમે!
કોરી, મધૂણું માટલીથી જન હજી ઝમે!

ફાગણનો ફૂલ લાલ લાલ છો ઇજન દિયે,
ચોંટી ગયા ચુંચુકના ભમરા, નહિ ભમે

શાંત્યા સરોવરે તરંગ કંચલી તણા,
સૂરજને રેશમી ઝીલીને પદ્મિની રમે!

સોનેરી સ્વપ્ન શાં તમે જો આંખથી સરો,
પૃથ્વી મળે કે સ્વર્ગ-મને કે નહિ ગમે

મેંદીભરેલ હાથની ઠીમકી પવનનું જોર
મારો પતંગ આભને અડકો, નહિ નમે

## ડાહ્યાભાઈ પટેલ 'માસુમ'

આયનામાં બધું મૂગું મૂગું લાગ્યા કરે છે.
છત્રીસ વરસથી ચાલતા આ ક્રમના દમમાં ને દમમાં
ઘણીવાર આદમ થવાની મનીષા સેવી હતી.
પરંતુ
બરણીમાં પુરાયેલા પતંગિયાની મૂંગળામણ જેવી
મૂંગળામણ
ક્યારેય ન્હોતી અનુભવી.
આયનામાં બધું જ કલબલતું લાગ્યા કરતું હતું.
આયનામાં વિસ્તરતી અવાજની અવિશીર્ણતાને
એકવાર મેં ફૂટપટ્ટીથી માપવાનો યત્ન કર્યો ને
ત્યારથી જ
આયનામાં બધું મૂગું મૂગું લાગ્યા કરે છે.
કેલેન્ડરના ફાટી ગયેલાં પાનાંઓ પર
દોડે જતી નજરના અશ્વની ખરીઓનો અવાજ
શબ્દ થઈ સરતો જાય છે મારામાં
ને
મારામાં ને મારામાં ભીંસાયે જતી
મૌનની શ્વેતતાનો ખોબો ભરી લેવાનું
ક્યારનોય હું વિચારું છું
પણ પરપોટાનો શો ભરોસો ?
આયનામાં બધું જ મૂગું મૂગું લાગ્યા કરે છે,
કદાચ
સામા ઘરની બારી ઊઘડે તો.........?!!!

## કેશુભાઈ પટેલ

### તૂટતી તારીખ

દીવાલ પર ટીંગાડી તારીખ રોજ સવારે તૂટે,
એક દિવસનું રાજ કરીને કેલેન્ડરથી છૂટે.
ગગને ઊડતાં પંખી જોઈ
અંતર આશા જાગી,
ખાલી નાહક એકલ ઊડે
સાથ પવનનો માગી.
એક એક દિવસનું આયુષ્ય વરસમહીંથી ખૂટે,
દીવાલ પર ટીંગાડી તારીખ રોજ સવારે તૂટે.
ઝાડ ઉપરથી ખરતાં પર્ણો
કૂંપળ હોઠ હસતી,
સંબંધ તોડે પૂર્વજથી એ
નવા યુગની વસતી.
સૂકા અક્ષર બોલે મૂગું, વાણી ક્યાંથી ફૂટે?
દીવાલ પર ટીંગાડી તારીખ રોજ સવારે તૂટે.

## એસ. એસ. રાહી

### ભરચકપણું

પીળચટ્ટાં ઘાસનું ભરચકપણું,
આ અમાસી શ્વાસનું ભરચકપણું.
ફેફસાંમાં પાંગરે પીળાશ ને
લોહીમાં અજવાસનું ભરચકપણું.
રેતમાં તારાપણું અટવાય ને
રિક્ત રણમાં પ્યાસનું ભરચકપણું.
વાંસવનમાં કેક્ટસો ઊગી ગયા,
મોરલીમાં વાંસનું ભરચકપણું.
ટેરવાંની વાત ના સમજાય તો
શું કરે આભાસનું ભરચકપણું ?

# વિજોગણ ચૂડના દુહા

સંપાદક • પુષ્કર ચંદરવાકર

### (૬૧)

ચૂડ કે' છે :

સજણ એવા કીજીએ, જેવી પંદર તસુની પિત્તળ,
દાબ્યા બેગા દમ લિયે. જીવને ખવગાવે ડોલ!
જીવને ખવગાવે ડોલ, તે અણ્યાહરી,
અને પાડે પંડય, પછી જાય નીસરી,
ફેરવ્યા ફરે નહીં, બાપના એક જ બોલ,
ચૂડ કે, સજણ એવા કીજીએ, જેવી પંદર તસુની પિત્તળ!

### (૬૨)

ચૂડ કે' છે :

સજણ એવા કીજીએ જેવો પાગરનો બિયો,
તેના ત્રોફાવો ત્રાજવા, રગું વીંધાવી લિયો,
રગું વીંધાવી લિયો તે પરખે
અને સોઈ સજણ વીંધ, જીવડો તરખે.
નાના સજણા નવરંગા, અવગણ ફિર ના લીએ.
ચૂડ કે, સજણ એવા કીજીએ, જેવો પાગરનો બિયો!

### (૬૩)

ચૂડ કે' છે :

સજણ એવા કીજિયે, જેવી હોળીની રાખ,
ભેગા થઈને ઝૂમિયે, પડયું થઈ જાય પાક!
પંડય થઈ જાય પાક તે લગોટ વાળીએ,
અને ટાણક સજણને આપેરા ટાળાએ!
ભવેસરના ભટકતા ટળે ના તનનો તાપ,
ચૂડ કે, સજણ એવા કીજિયે, જેવી હોળીની રાખ!

### (૬૪)

ચૂડ કે' છે :

સજણ એવા કીજિયે, જેવી કેડાની ડાલ,
ઓખ. પડે આડી દઈએ, અગને ના'વે આળ!
અગને ના'વે આળ, તે ફરીએ,
અને એમ. સજણના વારણા લઈએ!
કડવો લીંબડો, ગડકારી છાલ
ચૂડ કે, સજણ એવા કીજિયે જેવી કેડાની ડાલ!

### (૬૫)

ચૂડ કે'. છે

ચૂડ શિખર ચડી નિહાળવા દેશનવાણુ,
દીઠા મોલે સાજણ, હુને બહોત મોલે અંધારુ,
બહોત સાને અંધારુ તે અસોઈ,
અને ભગ્જોબનમ મારી પ્રીત વગોઈ!
પ્રીત મારી પાછળ પડી, આવે બહુ અંધારુ,
ચૂડ કે, શિખર ચડ નિહાળવા દેશનવાણુ!

### (૬૬)

ચૂડ કે' છે

વાટ જૂની પગ નવો સજણ ચાલ્યા જાય,
ફરને હૈયા પાંપડી. મીટ મેળો થાય!
મીટ મેળો થાય તે ઘડીએઘડી
અને ઘડ્મલા સજણા જાશી અબઘડી!
પછી પૂછવી વાટ. ગોતવા રાય,
ચૂડ કે, વાટ જૂની પગ નવો, સજણ ચાલ્યા જાય

(૯૭)

ચૂડ કે' છે :

ચૂડ શિખરથી ઉતરી, મદઇ મઠીએ ગઇ,
જોગીડા દેને જવાબ, મારા સજણ છે કે નહીં!
સજણ છે કે નહીં, તે કીયો,
અને એકલા મૂકીને સજણ આવતો રિયો,
સજણ જાતા સંસારમાં, થાવાની...

(૯૮)

ચૂડ કે' છે :

જૂનાણેથી જાણીને અમે આવ્યા વડલાની છાંય,
ટપોટપ ચૂવે આંખડી, આંસૂડે કંચવો ભીંજાય!
આંસૂડે કંચવો ભીંજાય, તે કહીએ,
અને સજણ તમુ વિના, એકલા છઈએ,
આવો સુહાગી સજણા, આયખું એળે જાય,
ચૂડ કે, જૂનાણેથી જાણીને અમે આવ્યાવડલાની છાંય!

(૯૯)

ચૂડ કે' છે :

સજણ તમુમાં જીવ રિયો, જેમ રિયા નાળીએરમાં નીર,
શરીર અમુને સોંપી દિયો, જઈન વસીએ સરોવર તીર!
વસીએ સરોવર તીર તે, સામું જુવો,
અને સજણ ઊભા કાં ધ્રૂસકે રૂવો,
મંગાવો કાતણી, કંતાવો હીર,
ચૂડ કે, સજણ તમુમાં જીવ રિયો, જેમ રિયા
નાળીએરમાં નીર!

(૧૦૦)

ચૂડ કે' છે :

સજણ સીસમની લાકડી, ફરતા પિત્તળના વાળા,
પ્રીત કરીને પતળશે, ઈને કોઢ નીકળશે કાળા!
કોઢ નીકળશે કાળા તે ઇલમાં
અને ખોટા સજણ, તમારા ડીલમાં
ગરવો ગિરનાર એના ધ્રુવવે ગાળા,
ચૂડ કે, સજણ સીસમની લાકડી, ફરતા
પિત્તળના વાળા.

(૧૦૧)

ચૂડ કે' છે :

મરજો દગાળા માનવી, વિશ્વાસને વેડયા,
પહેલી લગાડી પ્રીતડી, પછી શિખરથી પછાડયા!
શિખરથી પછાડયા તમે સજણ,
અને પાથરિયા પ્રાણ, તો ય રિયા નગણા!
એવા ગળિયલ મનખથી છોડવા છેડા,
ચૂડ કે, મરજો દગાળા માનવી, વિશ્વાસને વેડયા!

(૧૦૨)

ચૂડ કે' છે :

સજણ જાજો તમે ધોળ્યના, તમને કરડે કાળા નાગ,
પહેલા લગાડી પ્રીતડી, તમે પેટમાં રાખેલ પાપ!
પેટમાં રાખેલ પાપ તે ક્યારે?
પાંચ દિ' પડોશમાં રહી ગયો જ્યારે,
હંસ જાણી સેવિયો, કરમે નીકળ્યો નાગ!
ચૂડ કે, સજણ જાજો તમે ધોળ્ય ના, તમને કરડે
કાળા નાગ!

[આ છકડીઆ દોહાઓ નિસ્વાર્થભાવે આપનાર છે શ્રી ગોવિંદભાઈ શિનોલ, બખરસાના વેનીભાઈ મેર અને ધુમલીના આંબાવાડિયાના દોહાગીર ચોકિયાત મેર. આ સૌનો ઋણિ છું.—પુ૦] [સંપૂર્ણ]

---

**Kamal Art Printery**
38 Police Court Lane, Fort
Bombay-1

## અનુવાદ

### ગોપીગીત

અનુ. શાસ્ત્રી જયેન્દ્ર દવે

जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इन्दिरा शश्वदत्र हि ।
दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥१॥

જનમતા તમે વ્રજ ઘણું જયી નિવસતા સદા ઇન્દિરા અહીં
પ્રિય તમારી આ પ્રાણપૂર્તિઓ ચહુ દિશે તુંહીં શોધતી જુઓ [૧]

शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषा दृशा ।
सुरतनाथ तेऽशुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ॥२॥

શરદ સર ખીલ્યા પંકજે રહી વરદ ! શ્રી હરી દૃષ્ટિએ કરી.
સુરતનાથ હે! દોષ શું ન એ અમૂલ દાસીઓ–પ્રાણને હરો [૨]

विषजलाप्ययाद् व्यालराक्षसाद् वर्षमारुताद् वैद्युतानलात् ।
वृषमयात्मजाद् विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः ॥३॥

જલ વિષાક્તથી સર્પદુષ્ટથી અગનવીજથી વાતવૃષ્ટિથી
વૃષઅસુરથી ફરી ફરી અમે આર્ય! રક્ષિયા સર્વભીતિથી [૩]

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान् सात्वतां कुले ॥४॥

જશુમતી સૂનુ માત્ર ના તમો સકલ દેહિના આત્મવિદ્ વિભો
વિધિસ્તુતિ સુણી યાદવાકુળે જગ ઓધારણે જન્મિયા સખે. [૪]

विरचिताभयं वृष्णिधुर्य ते चरणमीयुपां संसृतेर्भयात् ।
करसरोरुहं कान्त कामदं शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥५॥

ભવભયે કરી ચરણમાં પડયે અભય અર્પતો વૃષ્ણિશ્રેષ્ઠ હે!
શ્રીકરગ્રાહી ને કામ તોષતો અમ શિરે ધરો કાન્ત હસ્ત એ. [૫]

व्रजजनार्तिहन् वीर योपितां निजजनस्मय ध्वंसनस्मित ।
भज सखे भवत्किङ्करीः स्म नो जलरुहाननं चारु दर्शय ॥६॥

સ્મિતથી ગર્વ સ્ત્રી સ્વજનના હરી વ્રજજનોતણા આર્તનાશી હે!
મુખસરોજનાં ચારુ દર્શને કર સ્વીકાર આ દાસીનો સખે. [૬]

प्रणतदेहिनां पापकर्शनं तृणचरानुगं श्रीनिकेतनम् ।
फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेपु नः कृन्धि हृच्छयम् ॥७॥

પ્રણતદેહીનાં પાપ છેદતાં સદન-શ્રી સમાં ધેણુચારતાં
ફણિફણામૂકવાં પાદપદ્મને અમ કુચે ધરી કામને હરો. [૭]

---

## અનુવાદ

### ગોપીગીત

અનુ. શાસ્ત્રી જયેન્દ્ર દવે

जयति तेऽधिकं जन्मना व्रज श्रयत इन्दिरा शश्वदत्र हि ।
दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥१॥

જનમતા તમે વ્રજ ઘણું જયી નિવસતા સદા ઇન્દિરા અહીં
પ્રિય તમારી આ પ્રાણપૂર્તિઓ ચહુ-દિશે ઢુંઢી શોધતી જુઓ [૧]

शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषा दृशा ।
सुरतनाथ तेऽशुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ॥२॥

શરદ સર ખીલ્યા પંકજે રચી વરદ ! શ્રી હરી દૃષ્ટિએ કરી
સુરતનાથ હે! દોષ શું ન એ અમૂલ્ય દાસીઓ-પ્રભુને હણો [૨]

विषजलाप्ययाद् व्यालराक्षसाद् वर्षमारुताद् वैद्युतानलात् ।
वृषमयात्मजाद् विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः ॥३॥

જલ વિપાકથી સર્પદુષ્ટથી અગનવીજથી વાતવૃષ્ટિથી
વૃષઅસુરથી ફરી ફરી અમે ઋષભ! રક્ષિયા સર્વભીતિથી [૩]

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान् सात्वतां कुले ॥४॥

જશુમતી સૂનુ માત્ર ના તમો સકલ દેહિના આત્મવિદ્ વિભો
વિધિસ્તુતિ સુણી યાદવાકુળે જગ ઓધારણે જન્મિયા સખે. [४]

विरचिताभयं वृष्णिधुर्य ते चरणमीयुषां संसृतेर्भयात् ।
करसरोरुहं कान्त कामदं शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥५॥

ભવભયે કરી ચરણમાં પડયે અભય અર્પતો વૃષ્ણિશ્રેષ્ઠ હે!
શ્રીકરગ્રાહી ને કામ તોષતો અમ શિરે ધરો કાન્ત હસ્ત એ. [૫]

व्रजजनार्तिहन् वीर योषितां निजजनस्मय ध्वंसनस्मित ।
भज सखे भवत्किङ्करीः स्म नो जलरुहाननं चारु दर्शय ॥६॥

સ્મિતથી ગર્વ સ્ત્રી સ્વજનના હરી વ્રજજનોતણા આર્તનાશી હે!
મુખસરોજનાં ચારુ દર્શને કર સ્વીકાર આ દાસીનો સખે. [૬]

प्रणतदेहिनां पापकर्शनं तृणचरानुगं श्रीनिकेतनम् ।
फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेषु नः कृन्धि हृच्छयम् ॥७॥

પ્રણતદેહીનાં પાપ છેદતાં સદન-શ્રી સમાં ધેનુચારતાં
ફણિફણામૂકવાં પાદપદ્મને અમ કુચે ધરી કામને હરો. [૭]

---

मधुरया गिरा वल्गुवाक्यया बुधमनोज्ञया पुष्करेक्षण ।
विधिकरीरिमा वीर मुह्यतीरधरसीधुनाऽऽप्याययस्व नः ॥८॥

કમલનેન હે! મધુર વાણીથી બુધ પ્રમોદતા રમ્યવાકયથી
નિયતદાસીઓ વીર મોહતી જીવનદાયી પા પાન ઓષ્ઠના. [૮]

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदाः जनाः ॥९॥

કવિ કવે કથા પાપનાશિની અમૃતદા તવ તપ્ત જીવને
શ્રુતિશિવા જગે શાતવ્યાપિની પ્રસરતા જગે પુણ્યશાળીઓ. [૯]

प्रहसितं प्रिय प्रेमवीक्षणं विहरणं च ते ध्यानमङ्गलम् ।
रहसि संविदो या हृदिस्पृशः कुहक नो मनः क्षोभयन्ति हि ॥१०॥

હસવું, ન્યાળવું, વિહરવું બધું પ્રિય તમારું તો ધ્યાનમંગલ
વિજનવાસમાં સ્પર્શતી ઉરે શઠ! સ્મૃતિ થતાં ચિત્ત ક્ષોભતા. [૧૦]

चलसि यद् व्रजाच्चारयन् पशून् नलिन सुन्दरं नाथ ते पदम् ।
शिलतृणाङ्कुरैः सीदतीति नः कलिलतां मनः कान्त गच्छति ॥११॥

વ્રજથી ધેનુમાં લઈ પશુ જતા નલિન-શા મૃદુ નાથના પગે
કુટિલ કંકરો કંટકો ખૂંચે ઉર અમારાં વ્યાકુળાં બને [૧૧]

---

दिन परिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।
घनरजस्वलं दर्शयन् मुहुर्मनसि नः स्मरं वीर यच्छसि ॥१२॥

દિવસ આથમ્યે વન્ય ફૂલ-શા રતુમડા ધૂળે-વ્યસ્ત કેશથી
દરશ દે મુખે અમ ઉરે ફરી સ્મર સમર્પતાં વીર વેશથી. [૧૨]

प्रणत-कामदं पद्मजार्चितं धरणिमण्डनं ध्येयमापदि ।
चरणपंकजं शन्तमं च ते रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥१३॥

ધરણી શોભતાં ધ્યેય દુઃખમાં વરદ પ્રાર્થીને ઇન્દિરા પૂજ્યાં
રમણ! શાન્તિદા પાદપદ્મને અમે સ્તને ધરી વ્યગ્રતા હરો. [૧૩]

सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम् ॥१४॥

હરતું શોકને સુરતવર્ધતું બાંસુરી-ચૂમ્યું રાગ અન્યને
ભૂલવતું બધા, અધરતું મધુ વીર ! વહેંચ એ અમ બધાંયને [૧૪]

अटति यद् भवानह्नि काननं त्रुटिर्युगायते त्वामपश्यताम् ।
कुटिल कुंतलं श्रीमुखं च ते जड उदीक्षतां पक्ष्मकृद् दृशाम् ॥१५॥

ભ્રમણ આપનું કાનને દિને અદીઠને ક્ષણ યુગ બની રહે
કુટિલ કુંતલે રમ્ય મુખડું નીરખતાં ચખે પક્ષ્મ જડ વિધે ! [૧૫]

---

આ પ્રથમ વિભાગમાં સામાજિક જીવનનું, બાહ્ય જગતનું વાતાવરણ પ્રગટ થાય છે. કાવ્યનાયક આ સગાંસ્વજનો, મિત્રો, અતિથિઓ તથા એમની ઉક્તિઓ, એમના અભિનંદન અને શુભેચ્છા વિશે જે માનવું હોય તે માની શકે છે, ભલે માને! એથી કાવ્યનાયકને અને એમનાં કુટુંબીજનોને સુખ પ્રાપ્ત ન થાય તો પણ ભલે! પણ એથી કાવ્યનાયકને સુખ વિશેનું ચિંતન તો પ્રાપ્ત થાય જ છે! ભલું થજો આ સગાંસ્વજનોનું, આ મિત્રોનું, આ અતિથિઓનું! 'સુખદુઃખ' સૉનેટમાળાનું આ પ્રથમ સૉનેટ છે. આ સૉનેટના આરંભમાં જ આમ કવિએ સમગ્ર સૉનેટમાળાને અનુરૂપ અને અનુકૂળ એવી ભૂમિકા યોજી છે. સમગ્ર સૉનેટમાળામાં કવિના એકાન્તમાં, આન્તરજગતમાં સુખદુઃખ વિશેનું જે ચિંતન છે, જે કલ્પનોત્થ છે એનું બીજ આ એક અત્યંત પરિચિત અને અત્યંત વાસ્તવિક એવા બાહ્ય જગતના સામાજિક પ્રસંગની, અનુભવની ભૂમિમાં આમ દૃઢમૂલ છે.

કાવ્યના પંક્તિ ૬–૯ના બીજા વિભાગમાં વ્યક્તિગત અનુભવ છે, કાવ્યનાયકનો અંગત, એકાન્તનો અનુભવ. સગાંસ્વજનો, મિત્રો, અતિથિઓ ચાલ્યાં ગયાં છે. કાવ્યનાયક એમના ખંડમાં હીંચકે એકલા છે. હીંચકો અને ચિરૂટ એ બે પ્રતીકો દ્વારા કાવ્યનાયકના ચિત્તની સ્થિતિ, પરિસ્થિતિ પ્રગટ થાય છે. હીંચકો અને ચિરૂટ એકલ અને ચિંતનશીલ મનુષ્યના મિત્રો છે. હીંચકો જેમ આઘોપાછો થાય છે તેમ કાવ્યનાયકના ચિત્તમાં વિચાર, સુખદુઃખ વિશેનો વિચાર, આઘોપાછો થાય છે. મનુષ્ય સુખનો વિચાર કરે એ જ ક્ષણે એણે દુઃખનો વિચાર અનિવાર્યપણે કરવો જ રહ્યો. એકનો વિચાર અન્યના વિચાર વિના અશક્ય છે. ચિરૂટનો ધૂમ જેમ ધૂણે છે તેમ કાવ્યનાયકનું મસ્તક પણ એમના ચિત્તમાં સુખદુઃખ વિશેનો વિચાર આઘોપાછો થાય છે એથી ધૂણે છે.

કાવ્યના પંક્તિ ૧૦–૧૪ના ત્રીજા વિભાગમાં હીંચકો અને ચિરૂટ એ બે પ્રતીકો દ્વારા જ કાવ્યનાયકના ચિત્તની સ્થિતિ, પરિસ્થિતિ કંઈક વધુ વિગતે પ્રગટ થાય છે. કાવ્યનો બીજો વિભાગ એ કાવ્યના પ્રથમ વિભાગ અને કાવ્યના આ ત્રીજા વિભાગની વચ્ચે જરૂરી અને અનિવાર્ય કડી રૂપ છે. કાવ્યનાયકનું ચિત્ત હીંચકાની જેમ ગતિશીલ છે અને ચિરૂટની જેમ પ્રજ્વલિત છે. પણ એમાં એક વધુ પ્રતીક દ્વારા, શુનકના પ્રતીક દ્વારા કાવ્યનાયકના ચિત્તની સ્થિતિ, પરિસ્થિતિ સજીવ અને સકરુણ થાય છે. કાવ્યનાયકનું ચિત્ત બાહ્યજગતમાં હવે કંઈ જોતું નથી એનો અર્થ એ નથી કે એ ઊંઘે છે, અને ઊંઘતું નથી એનો અર્થ એ નથી કે બાહ્ય જગતમાં એ કંઈ જુવે છે. 'ન નિરખંત ના ઊંઘતું'. બાહ્ય દૃષ્ટિએ તો એ જાણે કે માત્ર ઝોકે જાય છે. કાવ્યનાયક એક વૃદ્ધજન છે અને આ સમયે એના ચિત્તમાં સુખદુઃખ વિશેનું ચિંતન છે એથી કોઈ જોનારને જણાય કે જાણે કે એ માત્ર ઝોકે જાય છે. પણ કાવ્યનાયક જાગ્રત છે અને વૃદ્ધજન છે, અનેક અનુભવો અને સ્મરણોથી સમૃદ્ધ અને સભર છે એથી એ આ અનુભવો અને સ્મરણોનું, પોતાનાં જ નહીં પણ સમગ્ર મનુષ્યજાતિના અનુભવો અને સ્મરણોનું પશ્ચાત્‌દર્શન કરે છે અને સુખ એટલે શું? એ પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, સમગ્ર સૉનેટમાળારૂપે પ્રયત્ન કરે છે. 'વિમર્શું...વિમર્શું સમુત્કાલદૃષ્ટિ...હતું વિશ્વશૃંગો...' એમ હવે પછીનાં બાર સૉનેટોમાં, અપૂર્ણ સૉનેટમાળામાં ચૌદમા સૉનેટ લગી પ્રયત્ન કરે છે. યોગીનો ઉત્તર છે સુખ એટલે શ્રેય, આત્માનું સુખ આત્મા સ્વયં પણ એકલપંથીના આ ઉત્તરને આ શોધક અને સાધક કાવ્યનાયક વંદન કરે છે અને વ્યક્તિથી પર અને પાર કુટુંબમાં એ આ ઉત્તર શોધવા અને સાધવાનો પ્રયત્ન કરે છે. કુટુંબમાં સુખ નહીં, સુખની ભ્રાંતિ છે એથી એ કુટુંબથી પર અને પાર 'મનુષ્યઇતિહાસ'માં,

મનુષ્યજાતિ અને એના ભૂતકાળમાં આ ઉત્તર શોધવા અને સાધવાનો પ્રયત્ન કરે છે. પણ ભૂતકાળનું સુખ વર્તમાનમાં શક્ય નથી અને શક્ય હોય તો ઇષ્ટ નથી એથી એ અન્યત્ર આ ઉત્તર શોધવા અને સાધવા પ્રયત્ન કરે છે. અને અહીં આ સૉનેટમાલા અપૂર્ણ છે. એનો અર્થ એ કે અહીં કાવ્યનાયકે અને એમની દ્વારા કવિએ આ ઉત્તર શોધવાનો અને સાધવાનો પ્રયત્ન ત્યજ્યો છે. એથી આપણે હવે એ ઉત્તર વિશે કલ્પનાઓ કરવાનો પ્રયત્ન ન કરીએ. આ પ્રયત્નની અપૂર્ણતા દ્વારા એમનું અજ્ઞેયવાદી માનસ પ્રગટ થાય છે. બલવન્તરાયની કવિતાના સૌ મુખ્ય વિષયો–પ્રેમ, કુટુંબ, સમાજ, ઇતિહાસ, પ્રકૃતિ, વાર્ધક્ય, શ્રદ્ધા, અજ્ઞેયવાદ આદિ–નું અને એ વિશેના ચિંતનનું આ સૉનેટમાલામાં મિલન થયું છે. એથી આ સૉનેટમાલા બલવન્તરાયના કવિતા પ્રાસાદના કળશરૂપ છે. અને 'સુખદુઃખ–૧' એ આ સૉનેટમાલાનો મૂલાધાર છે, એમાં એનું શિલારોપણ છે.

*

# પારિતોષિકો

કવિલોકમાં વર્ષ દરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી શ્રેષ્ઠતાના ક્રમમાં પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યો
માટેનાં ઈ. ૧૯૭૪ના વર્ષનાં

## ઠક્કર પારિતોષિક

નીચેના ત્રણ કવિઓને મળે છે.

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧ શ્રી 'બાદલ'ને**

તેમના કાવ્ય 'બાધાઓ સૌ...' માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧ શ્રી હરીશ મીનાશ્રુને**

તેમના કાવ્ય 'વર્ષો પછી વતનમાં' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧ શ્રી 'ઉશનસ્'ને**

તેમના કાવ્ય 'થાકની એક દોહ્યલી પળે' માટે



નિર્ણાયકો

**શ્રી નગીનદાસ પારેખ · શ્રી ચિમનલાલ ત્રિવેદી**

એમના અમે આભારી છીએ.

વિજેતાઓને અમારાં અભિનંદન.

# વિહારી

## ધીરુ પરીખ

આજથી લગભગ સાત-સાડાસાત દાયકા પૂર્વે જેમણે 'વિહારી'ના તખલ્લુસથી પોતાના સર્જનનો આરંભ કરેલો તે સર્જકનું મૂળ નામ તો બહેચરલાલ ત્રિકમજી પટેલ. સૌરાષ્ટ્રના શિહોર ગામના એ વતનીનો જન્મ સં. ૧૯૨૨ના ચૈત્ર સુદ છઠના રોજ એક સંસ્કારી પટેલ પરિવારમાં થયો હતો. પ્રાથમિક કેળવણી પૂરી કરી આખરે સત્તર વર્ષની વયે રાજકોટની મેઈલ ટ્રેઈનિંગ કૉલેજમાં દાખલ થઈ સિનિયર પરીક્ષામાં ૮૧ ટકા ગુણ મેળવી એઓ પ્રથમ નંબરે ઉત્તીર્ણ થએલા. એ વખતે સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામ પંડ્યા અને ડાહ્યાભાઈ દેરાસરી (જેમનો પરિચય 'કવિલોક'ના સળંગ અંક ૧૦૧માં અપાઈ ગયો છે) એમના શિક્ષકો. આવા સાહિત્યરસિક શિક્ષકોના સમાગમથી એમની સર્જકપ્રતિભા ફોરી હશે એમ માનવાને જરૂર મન પ્રેરાય, કારણ કે આ સન્નિધિ પછી જ એમણે કલમ ઉપાડી હતી. વળી, એમના પિતાશ્રી સારા વેદાન્તજ્ઞાની હતા એ નાતે તત્ત્વજ્ઞાનપ્રીતિ પણ એમને વારસામાં મળી હતી. આ જ કારણસર એમણે સંસ્કૃત ભાષા પર સારું પ્રભુત્વ મેળવ્યું હતું. વેદાન્ત અને ખાસ કરીને ગીતાનો એમનો અભ્યાસ તો ઘણો ઊંડો હતો.

વીસમે વર્ષે એમણે જામનગર એજન્સીના કેળવણી ખાતામાં નોકરી સ્વીકારેલી. ત્યાર બાદ તેમની બદલી તે વખતના ગોંડલ રાજ્યના ભાયાવદર નામક ગામે થઈ. આ ભાયાવદરે જ એમની સર્જક-કારકિર્દીમાં પાયાનું કામ કર્યું. અહીંથી જ એમને સાહિત્ય અને શાસ્ત્રોના અભ્યાસની ખરી લગન લાગી. ત્યાંની નદીના 'તરપંખડા' નામક સ્થળે રોજ સાંજે સાહિત્યભાવકો સાથે એઓ મંડળી જમાવતા અને સાહિત્ય તેમજ સર્જનની ચર્ચાઓ ચલાવતા. આ કાળે જ એમણે લેખક તરીકેનું પોતાનું તખલ્લુસ 'વિહારી' પસંદ કરી લીધું. પ્રકૃતિએ પણ તેઓ મુક્તવિહારી જ હતા. હવે, સં. ૧૯૫૯માં એમની બદલી ભાયાવદરથી ઉપલેટા મુકામે થઈ. અહીંયાં એમણે દીર્ઘ (ખંડ) કાવ્ય 'વીરસૂ'નું સર્જન કર્યું. પછી તો સં. ૧૯૬૪માં ગોંડલની તાલુકા શાળામાં મુખ્ય શિક્ષક તરીકે એઓ જોડાયા. અહીંયાં પણ એમણે સાહિત્યની રંગત જમાવી. એમનું કાવ્યસર્જન તેમજ ભાષાન્તરકર્મ આ દરમિયાન પૂરા વેગની આગળ ધપતું હતું. અહીંથી જ એમણે પોતાનો કાવ્યસંગ્રહ 'આત્મોન્નતિ' બહાર પાડ્યો.

એઓ એક પ્રતિભાશાળી અને પ્રેમાળ શિક્ષક હતા. આથી જ સહુ શિક્ષકવર્ગમાં 'બાપા'ના માન-ભર્યા સંબોધનથી હમેશાં એઓ સત્કાર પામતા. જેટલું એમનું શાસ્ત્રજ્ઞાન ઊંડું હતું તેટલું જ એમનું વ્યવહાર-જ્ઞાન પણ રૂડું હતું. નોકરીમાં પણ એમની નિષ્ઠા અને કાર્યદક્ષતા સહુમાં એમને આદરના અધિકારી બનાવતી હતી. એઓ નિવૃત્ત થયા ત્યાં સુધી આ ગોંડલની જ શાળામાં એકધારી શિક્ષણપ્રવૃત્તિ કરતા રહ્યા હતા. એ વખતની ત્યાંની શિક્ષણ અને સંસ્કાર પ્રવૃત્તિના એઓ મેર સમાન હતા. એમનો પહાડી કંઠ જેટલો આકર્ષક હતો એટલું જ આકર્ષક અને પ્રભાવક હતું એમનું વક્તૃત્વ. રાજ્ય, સમાજ, કુટુંબ સર્વને પોતાની બહુમુખી પ્રતિભાનો યથાશક્તિ લાભ આપી જનાર 'વિહારી'નું સં. ૧૯૯૪ના કારતક વદ ચોથ ને સોમ-વારે એટલે કે ઇ. ૧૯૩૭ના નવેમ્બરની બાવીસમીએ બોતેર વર્ષની વયે ગોંડલ ખાતે અવસાન થએલું.

સર્જક તરીકે એમની પ્રતિભા ભલે અવ્વલ કક્ષા-ની ન હોય, પરન્તુ એમનાં પરંપરાગત શૈલીનાં કાવ્યોમાં સિસૃક્ષાનો સાચો ધક્કો તો અવશ્ય અનુભવાય જ છે. ૬૫ શ્લોક એટલે કે ૨૬૦ લીટીનું 'વીરસૂ' નામક એમનું દીર્ઘ કાવ્ય એમની કવિ કરતાં શિક્ષક તરીકેની શક્તિ-તમન્નાનો વધુ સારો પરિચય કરાવી જાય છે. વીરપુત્રની જનેતાને ઉદ્દેશીને લખાએલા આ કાવ્યમાં શાર્દૂલ, વસંતતિલકા, મંદાક્રાન્તા, શિખરિણી એમ વિવિધ

કરોનો ઉપયોગ થયેલો છે. આગાઉ એની બે અલગ આવૃત્તિઓ થઈ ગયા પછી એમણે સં. ૧૯૭૨માં પ્રસિદ્ધ કરેલા પોતાના કાવ્યસંગ્રહ 'આત્મોન્નતિ'માં એને પુનઃ પ્રકટ કર્યું છે. એમાં ધર્મ નીતિયુક્ત, સદાચારી અને રાષ્ટ્રપ્રેમી વીર સંતાન માટેના બાલશિક્ષણની પ્રત્યેક જનેતાને શીખ આપવામાં આવી છે. વચ્ચે વચ્ચે એક સાચો શિક્ષક કેવો હોવો જોઈએ અને ઇતિહાસનું શિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઈએ તે વિશે પણ એમણે પોતાના વિચારો વ્યક્ત કરેલા છે.

'આત્મોન્નતિ' નામક એંશી પૃષ્ઠોના આ નાનકડા કાવ્યસંગ્રહમાં પૂર્વોક્ત 'ધાવણ' સહિત નાની મોટી મળીને લગભગ ૪૨ રચનાઓ સંગૃહીત થઈ છે. આ રચનાઓને એમણે એમાં રહેલા કેન્દ્રવર્તી વિચાર અનુસાર 'કર્તવ્યબોધ', 'સમતશિક્ષણ', 'કૃષિ', 'ભાષા', 'બાલકેળવણી', 'ઈશ્વર તત્ત્વ', 'ધર્મ-કર્તવ્યભાન', 'રાજભક્તિ', 'જન્મભૂમિ', 'ઉન્નતિ', અને 'ભારતમાતા' જેવા જૂથોમાં વહેંચી આપી છે. આ બધી રચનાઓ જોતાં એમના સર્જનમાં માનવજીવનની ઉન્નતિ અને તે દ્વારા સમાજ-રાષ્ટ્રની પ્રગતિની ભાવના સૌથી આગળ તરી આવતી જણાય છે. અહીં બે-ચાર રચનાઓ ઈશ્વરસ્તવનની પણ છે, પરન્તુ એમાં અન્ય રચનાઓ જેવી અને જેટલી ચોટ નથી.

એમણે 'હંસને', 'ચંદનને', 'કેસરીને' જેવાં વર્ણન-ઉપદેશ પ્રધાન અન્યોક્તિ કાવ્યો રચ્યાં છે, જેમાં ઉત્કટ ભાવોર્મિ કરતાં ઉન્નત વિચારોમિની દૃઢ પકડ અનુભવાઈ આવે છે. 'નેતરજ' એમનું વિશિષ્ટ કહી શકાય તેવું કાવ્ય છે. એમાં શતરંજની રમતના શિક્ષણની સાથે સાથે દૃષ્ટાંત અને અર્થાન્તરન્યાસ દ્વારા એમણે સંસારબોધ-આત્મબોધ પણ સુપેરે રીતે અને સુરુચિપૂર્ણ રીતે પૂરો પાડ્યો છે. 'સુધરેલા' નામક એમનું કાવ્ય પણ સુધારાના પવનમાં ધસડાએલાઓ પ્રત્યે ઉગ્ર કટાક્ષનું કાવ્ય હોઈ અલગ તરી આવે છે. એમાંનો હળવો પણ તીવ્ર કટાક્ષ જોઈએ :

'કાઢે એટીકેટ ચાવે એટીકેટ જમમાં એટીકેટ જ ભર્યું,
હડવે એટીકેટ રડવે એટીકેટ પડવે એટીકેટ પાળ્યું'

એમની પરંપરાગત કાવ્યશૈલીમાં વૃત્તવૈવિધ્ય છે, પરંતુ વૃત્તપ્રભુત્વ નથી. આમ છતાં હરિગીત અને દોહરા-સોરઠામાં એમની ફાવટ ઠીક ઠીકપણે પ્રતીત થાય છે. ઊંચી કલ્પનાનો કે ઊંચી અર્થાલંકાર સંપત્તિનો અભાવ છતાંય વર્ણસગાઈ, પ્રાસાનુપ્રાસ અને યમકનું સંગીત વાણીને મધુરી બનાવે છે. 'ભાષા પર કાબુ' નામક એક કાવ્યમાં એઓ જણાવે છે :

'કર કે કલમનો કસબ નહિ એ કાળજાની છે કલા,
એ વદનનાં નહિ વચન પણ મનનાં પ્રતિબિંબો ભલાં.'

એમની કાવ્યપ્રવૃત્તિ આમ 'કાળજાની કલા' છે, જેમાં એમના 'મનનાં પ્રતિબિંબો' ઝિલાયાં છે.

અનુવાદક તરીકે પણ એમણે સારી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ભાષ્ય સહિત એમણે ગુજરાતી અનુવાદ આપ્યો છે તો કવિકુલગુરુ કાલિદાસના પ્રસિદ્ધ ખંડકાવ્ય 'મેઘદૂત'નો પણ એમણે પ્રથમ જ સમશ્લોકી અનુવાદ સં. ૧૯૬૪માં આપેલો છે. આ ઉપરાંત ઉપનિષદ્ અને પંચદશીના ભાષાન્તરો પણ એમણે પ્રકટ કર્યાં હતાં. ગુજરાતી સાહિત્યમાં અદ્યાપિ અજોડ ગણાય તેવા 'ભગવદ્‌ગોમંડળ' મહાકોશના સહાયક સંપાદક ચંદુલાલ પટેલ એમના પુત્ર થાય અને આ કોશનું નામાભિધાન પણ 'વિહારી'એ જ કરેલું. આ રીતે 'વિહારી' એમની સર્જનશક્તિનો યત્કિંચિત લાભ સાહિત્યરસિકોને આપતા ગયા છે.

---

## પ્રહ્‌લાદ પારેખના હસ્તાક્ષરમાં કાવ્ય ૧૪૩૨૭

કવિના હસ્તાક્ષરમાં કાવ્ય છાપવાની 'કવિલોક'ની શ્રેણીમાં સ્વ. કવિ પ્રહ્‌લાદ પારેખના હસ્તાક્ષરમાં કાવ્ય પ્રકટ કરવાનું હોઈ જો કોઈ વાચક પાસે સ્વ.ના હસ્તાક્ષરમાં કાવ્ય હોય તો અમને જણાવશો. ૧૯૭૬ના અંત સુધીમાં મોકલી આપશો તો આભારી થઈશું. કામ પત્યે તે કાવ્ય સુરક્ષિત રીતે તરત જ પરત કરીશું.